શ્રી

# જાહેરાત

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદ્-દેશથી શ્રીમંત પતિતપાવન મહારાજા સાહેબ **શ્રી સયાજીરાવ ગાયકવાડ**, સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઈ., એલએલ ડી. એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મુકેલી છે તેના વ્યાજમાંથી " શ્રી સયાજીસાહિત્યમાળા " રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ **"કૌટિલીય અર્થશાસ્ત્ર"** નામક ગ્રંથ સંસ્કૃત ઉપરથી ગુજરાતીમાં અનુવાદરૂપે રા. રા. **જયસુખરાય વિ. પુરૂષોત્તમરાય જોષીપુરા** એમ. એ. હાલ અમદાવાદ, એમની પાસે તૈયાર કરાવવામાં આવેલો છે, અને તેને ઉક્તમાળામાં વિદ્યાધિકારી કચેરીની ભાષાંતરશાખા તરફથી ઠરેલા ધોરણ પ્રમાણે સંશોધાવીને પ્રસિદ્ધિમાં મુકવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતરશાખા,<br>વિદ્યાધિકારી કચેરી,<br>વડોદરા.<br>તા. ૨૧-૧૦-૧૯૩૦ | મં. ર. મજમુદાર.<br>ભા. મ. | भा. का. भाटे.<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય. |

# લેખકના બે બોલ



આપણી સનાતન, પ્રાચીન આર્યતા–સંસ્કૃતિ–નાં વિવિધ અંગોનો ઇતિહાસ જોવાતપાસવાનો શોખ મને મારી યુવાવસ્થામાંથી જ લાગેલો, અને તેથી મારી તે સમયની ઇતર પ્રવૃત્તિઓની સાથે સાથે મેં એ પ્રકારના ઇતિહાસક્ષેત્રમાં યથાશક્તિ પર્યટન કરવાનું ચાલુ પણ રાખેલું. આખરે મારા ભાવિ જીવનને ઘડનાર કોઇ અકલિત યોગના પ્રભાવે ઇ. સ. ૧૯૦૮ની સાલમાં, વડોદરા રાજ્યના વિદ્યાધિકારીના તાબામાં'ભાષાંતર મદદનીશ'–સાહિત્યાધિકારી–તરીકે નોકરી કરવાનો પ્રસંગ મારા માટે ઉપસ્થિત થઇ આવ્યો, અને તે દિવસથી મારી જીવનસરિતાનું નીર કેવળ અક્ષરપ્રણાલિકામાં વહેતું પણ થઇ ગયું! એટલામાં–એટલે કે,ઇ. સ.૧૯૦૯ માં મહીસુરના સુવિખ્યાત પંડિત શ્રીયુત આર. શામ શાસ્ત્રીએ, સુપ્રસિદ્ધ પરંતુ અલભ્ય થઇ પડેલ "કૌટિલીય અર્થશાસ્ત્ર" નામક સંસ્કૃત ગ્રંથને પ્રકાશમાં આણી દીધો, અને મારી પ્રાચીનશિષ્ટતાપૂજક વૃત્તિઓને તે ગ્રંથ પ્રાપ્ત કરી લેવાને પ્રેરી પણ દીધો. પછીથી યથાવકાશ મેં એ ગ્રંથ ઉકેલવાનું ચાલુ રાખેલ, અને જેમ જેમ હું તે વાંચતો-વિચારતો ગયો તેમ તેમ તે અદ્વિતીય રાજનીતિગ્રંથમાં આલેખાયલ વિષયની મહત્તા, લોકોપકારકતા તથા ગહનતા–એ સર્વેએ મને તે પરત્વે એટલો બધો તો મુગ્ધ બનાવી દીધેલો કે, 'એ ગ્રંથનો ગૂજરાતી અનુવાદ મારા પોતાના હાથે થવા પામે તો સારૂં' એવી સ્વાર્થબુદ્ધિનો ઉદય મારામાં થઇ આવેલો, અને તેવા સ્વાર્થની રક્ષા કરવાને હું ઉદ્યુક્ત રહેલો પણ ખરો! તથાપિ "આપણો ચિંતવ્યો અર્થ કાંઇ નવ સરે"—એ નરસિંહવચન પ્રમાણે, અનુકૂળ સંયોગના અભાવે, હું મારી એવી એ સ્વાર્થભાવનાને તુર્ત સિદ્ધ કરી શકેલો નહિ, અને કાર્યસિદ્ધિ કરવામાં વર્ષોના વહ્યા વાઇ પણ ગયાં!

તથાપિ સંકલ્પજલ્પ એક એવું બળ ઉત્પન્ન કરનાર છે કે, તે ફલિત થયા વિના રહેતું જ નથી. ઇ. સ. ૧૯૧૨ માં 'ચોથી-ગૂજરાતી સાહિત્ય પરિષદ્'નું અધિવેશન વડોદરામા થતાં તે શુભ પ્રસંગે આપણા અર્વાચીન ભોજ રૂપ વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ—એઓશ્રીએ આપણા ગુર્જર વાઙમયને સંમૃદ્ધ થતું રાખવાના હેતુથી, બે લાખ રૂપીઆની રકમ અળગી કાઢી, અને તેના વ્યાજમાંથી દેશોપકારક ગ્રંથો તૈયાર કરાવીને પ્રકાશમા મુકવાની યોજના ઘડવાની આજ્ઞા પણ આપી દીધી! તથાપિ એ આજ્ઞાને ફલિત થતાં ઘણો કાળ વીતી ગયો, અને છેવટે શ્રીમંત મહારાજા સાહેબની પ્રખર પ્રેરણાને વશ થઇને એ રાજ્યના વિદ્યાપ્રેમી દીવાન સર મનુભાઇ નંદશંકર મહેતા, સી. એસ. આઈ—એઓશ્રીએ ઇ. સ. ૧૯૧૭ ના મે માસમાં મારા હાથે એક સાહિત્યવર્ધક યોજના ઘડાવીને મંજુર કરી દીધી; અને તેના પરિણામમા શ્રીમંત મહારાજા સાહેબની જે ઉત્કટ ઇચ્છા અવરૂદ્ધ થઇ રહેલી તે આજ દિન સુધી ફલવતી થતી રહેલી પણ છે. વડોદરા રાજ્યની વિદ્યાધિકારી કચેરીની ભાષાંતરશાખા તરફથી ગૂંથાતી રહેલ '**શ્રી સયાજી સાહિત્યમાળા અને શ્રી સયાજી બાલજ્ઞાનમાળા**'—એ ઉભયની ગ્રથના બહુ ભાગે મારા પોતાને હાથે થયલી હોઇને—અને જો કે વિધિવશાત્ તેમનાથી મારો વિચ્છેદ થવા પામેલો પણ છે, તોપણ—એ જ માલાના એક પુષ્પ રૂપે, મારા તરફથી તૈયાર કરી રખાયલો આ અનુવાદાત્મક ગ્રંથ—કૌટિલીય અર્થશાસ્ત્ર—આજે સાતે વર્ષે પણ પ્રકટ થવા પામે છે, એ જોઇને મને કેટલો હર્ષ થતો હશે તેની કલ્પના પાઠક પોતે જ કરી લેશે એવી આશા પણ હું રાખી શકું.

મારે આ સ્થળે જણાવવું જોઇએ કે, શ્રીમંત મહારાજા સાહેબ-એઓશ્રીને આપણી પ્રાચીન સંસ્કૃતિ માટે અભિમાન છે જ, અને તેમા પણ આ અર્થશાસ્ત્રના જ્ઞાનનો પ્રચાર લોકોમાં થાય એવું એઓશ્રીને આવશ્યક લાગતા એઓશ્રીએ આ પુસ્તકનું રાજપુરૂષો અધ્યયન કરે એવી

આજ્ઞા પણ ફરમાવેલી છે. શ્રીમંત મહારાજાનો આ સ્તુત્ય હેતુ સફળ થવામાં આ અનુવાદગ્રંથ સાધનભૂત થશે તો તેથી પણ હું કૃતાર્થ થયો સમજીશ.

આ "કૌટિલીય અર્થશાસ્ત્ર"નો અનુવાદ આપણી ભાષામાં પહેલી જ વાર પ્રકટ થાય છે; અને હું ધારું છું કે, એને જે રૂપમાં તૈયાર કરવામાં આવેલ છે તે રૂપમાં તે મારા દેશબંધુઓને ઉપયોગી પણ થઇ પડશે. આ અનુવાદગ્રંથનાં વિવિધ પત્રો ઉપર મારા તરફથી કેટલીક સૂચક નોંધો પણ મુકાયલી છે, અને હું ધારું છું કે, આ અનુવાદ તેમ જ તે બધી નોંધો, આપણા ચિંતનશીલ અને ઇતિહાસપ્રેમી વિદ્યાર્થીઓને તેમ જ સ્વદેશહિતચિંતક લોકનેતાઓને કેટલાક પ્રમાણમાં ઉપકારક પણ નીવડશે.

આ સ્થળે મારે જણાવવું જોઇએ કે, મારા તરફથી લખાયલ 'ચંદ્રગુપ્ત મૌર્ય' એ નામનો એક નાનકડો ગ્રંથ. "શ્રી સયાજી સાહિત્યમાળા" ના ૧૩૯ મા પુષ્પ રૂપે પ્રકટ થયલો છે; એટલે જે કોઇ જિજ્ઞાસુ એ લઘુ પુસ્તક વાંચી જવાની કૃપા કરશે તેને આ અર્થશાસ્ત્રમાં ઉપદેશાયલ 'ક્રિયાત્મક' રાજનીતિની સફળતા દેખાયા વિના રહેશે જ નહિ. વળી મારા તરફથી લખાઇને, પૂર્વોક્ત માલામાં પ્રકટ થયલ "ઉન્નતિ-વિચાર" નામક ગ્રંથમાં મેં જે દૃષ્ટિથી આપણા પોતાના સમગ્ર ઇતિહાસની સમીક્ષા કરેલી છે તે દૃષ્ટિને જન્મ આપવામા તથા ઉત્તેજિત રાખવામાં આ કૌટિલીય અર્થશાસ્ત્રે મોટો ભાગ ભજવેલો છે; અને તેથી કરીને, આપણી સ્વદેશીય રાજવિદ્યાના તથા સમાજવ્યવસ્થાના ગર્ભમાં રહેલ સૂક્ષ્મ અને સનાતન તત્ત્વો સમજવાની ઇચ્છા રાખનારને હું મારી આ-એક બીજાની પૂરક ગણાય તેવી-ત્રણે કૃતિઓને અવલોકી જવાની વિજ્ઞાપના જો અહીં કરું, તો તે વાત અસ્થાને કે અશિષ્ટ પણ નહિ ગણાય.

આ અનુવાદગ્રંથને માટે એક ખાસ ઉપોદ્ઘાત લખીને મેં આ સાથે જોડી દીધેલો પણ છે; અને તે ન્યૂનાધિક અંશે આ અર્થશાસ્ત્રમાંના વિચારો તેમ જ તેના કર્તાના જીવનવર્તન ઉપર કાંઇક અધિક પ્રકાશ નાખ-

વામાં મદદગાર થઇ પડશે, એમ મારું નમ્ર માનવું થાય છે. વળી આ ગ્રંથના અન્તભાગમાં 'વર્ણક્રમાનુસાર શબ્દકોશ' આપવામાં આવેલ છે તે અનેક રીતે ઉપકારક પણ થઇ પડશે. પાઠકગણની સગવડ ખાતર આ ગ્રંથને બે ભાગમા વહેંચી નાખીને બાંધવામાં આવેલ પણ છે.

આ ગ્રંથ છાપી પ્રકાશમા મુકવાની બાબતમાં વડોદરાના સુવિખ્યાત અને સાહસિક તથા ગૂજરાતના અજોડ ગ્રંથપ્રકાશક, મારા પરમસ્નેહી મિત્ર સ્વર્ગસ્થ ચુનીલાલ કોઠારીના પુત્રોએ જે પરિશ્રમ ઉઠાવેલો છે તે બદલ તેમને તથા વડોદરાના 'ભારત વિજય' મુદ્રણાલયના વ્યવસ્થાપક શ્રીયુત પ્રભુલાલે જે ખંત રાખીને તે છાપી આપેલ છે તે બદલ તેમને પણ હું આ સ્થળે ધન્યવાદ આપું છું.

આ અનુવાદમા અનેક પ્રકારના દોષો હશે; તથાપિ માનવ જાતિને વરેલી અપૂર્ણતાને લક્ષમા રાખીને મારા આ ગ્રંથના પાઠકો મારા પ્રતિ ક્ષમાભાવ રાખશે એમ હું માનું છું.

તા ૧-૭-૩૦
અમદાવાદ

જ. પુ. જોષીપુરા.

# વિષયાનુક્રમણિકા.


| પ્રકરણ | વિષય | પત્રાંક |
|---|---|---|
| | ઉપોદ્ઘાત (આરંભમાં) | |
| | **પ્રથમાધિકરણ.** | |
| ૧ | ગ્રંથમાંના વિષયો ... | ૧ |
| ૨ | વિદ્યાઓનો સમુદ્દેશ-આન્વીક્ષકીનું સ્થાન... ... | ૬ |
| ૩ | ,, ત્રયીવિદ્યાનું સ્થાન ... | ૭ |
| ૪ | વાર્તાસ્થાપના તથા દંડનીતિસ્થાપના ... | ૯ |
| ૫ | વૃદ્ધસંયોગ ... ... | ૧૧ |
| ૬ | ઇન્દ્રિયજય ... ... | ૧૨ |
| ૭ | ,,-રાજર્ષિવૃત્ત... ... | ૧૪ |
| ૮ | અમાત્ય ... ... | ૧૫ |
| ૯ | મંત્રીઓ અને પુરોહિતો | ૧૭ |
| ૧૦ | અમાત્યોના શુદ્ધાશુદ્ધ શીલની પ્રલોભન દ્વારા પરીક્ષા... | ૧૯ |
| ૧૧ | ગૂઢપુરુષો ... ... | ૨૨ |
| ૧૨ | ગૂઢપુરુષોની સંસ્થા-પ્રણિધિ | ૨૫ |
| ૧૩ | સ્વવિષયે, કૃત્યાકૃત્યદૃષ્ટિએ સ્વપક્ષનું રક્ષણ ... | ૨૯ |
| ૧૪ | પરરાજ્યમાં થતાં કૃત્યાકૃત્યથી કરવાનો પક્ષોપગ્રહ ... | ૩૧ |
| ૧૫ | મંત્રાધિકાર ... ... | ૩૪ |
| ૧૬ | દૂતપ્રણિધિનું કાર્ય ... | ૩૯ |
| ૧૭ | રાજપુત્રનું રક્ષણ . | ૪૩ |
| ૧૮ | અંકુશિત રાજપુત્રનું વર્તન અને તેના પ્રતિ રાખવાની વૃત્તિ ... ... | ૪૯ |
| ૧૯ | રાજાના ધર્મો ... | ૫૧ |
| ૨૦ | અંતઃપુર પ્રતિના ધર્મો ... | ૫૫ |
| ૨૧ | આત્મરક્ષા ... ... | ૫૮ |
| | **બીજું અધિકરણ.** | |
| ૧ | જનપદની રચના ... | ૬૩ |
| ૨ | ભૂમિવિભાગ ... | ૬૮ |
| ૩ | દુર્ગવિધાન ... | ૭૦ |
| ૪ | કિલ્લામાંનાં મકાનો ... | ૭૫ |
| ૫ | સંનિધાતાનાં કર્તવ્યો ... | ૭૮ |
| ૬ | સમાહર્તાએ કરવાનું સમુદય-પ્રસ્થાન ... | ૮૨ |
| ૭ | હિસાબી દફતર ... | ૮૬ |
| ૮ | સમુદય ( ઉપજ ) સાંથી નોકરો (યુક્ત) તરફથી કરાયલ ઉચાપતની વસુલાત | ૯૧ |
| ૯ | રાજસેવકો (ઉપયુક્ત-નાના નોકરો)ની પરીક્ષા ... | ૯૬ |
| ૧૦ | શાસનાધિકાર ... | ૧૦૦ |

| પ્રકરણ | વિષય | પત્રાંક |
|---|---|---|
| ૧૧ | દેશમાં દાખલ કરવા યોગ્ય રત્નોની પરીક્ષા... | ૧૦૬ |
| ૧૨ | ખાણોઅને કારખાનાં... | ૧૧૫ |
| ૧૩ | અક્ષશાળા અને સુવર્ણાધ્યક્ષ ... | ... ૧૨૧ |
| ૧૪ | રાજમાર્ગ ઉપર રખાયલ રાજસોનીના કર્તવ્યો ... | ૧૨૭ |
| ૧૫ | કોષ્ઠાગારાધ્યક્ષ ( કોઠારી) નાં કર્તવ્યો... | ... ૧૩૪ |
| ૧૬ | પણ્યાધ્યક્ષ (વેપારખાતાનો અધિકારી)... | ... ૧૪૧ |
| ૧૭ | કુપ્યાધ્યક્ષ (વનની પેદાશને લગતું કામ કરનાર અધિકારી)ના કર્તવ્યો | ... ૧૪૫ |
| ૧૮ | આયુધાગારના અધ્યક્ષનાં કર્તવ્યો... | ... ૧૪૭ |
| ૧૯ | તોલમાપના અધ્યક્ષનાં કર્તવ્યો... | ... ૧૫૦ |
| ૨૦ | દેશમાન ( સ્થળમાપ ) અને કાલમાન | ... ૧૫૫ |
| ૨૧ | શુલ્કાધ્યક્ષ ( જકાત ખાતાનો અધિકારી) | ... ૧૫૯ |
| ૨૨ | શુલ્ક-વ્યવહાર ( દાણનું નિયમન ) | ... ૧૬૩ |
| ૨૩ | સુત્રાધ્યક્ષ (વણાટકામના અધિકારી)ના કર્તવ્યો... | ૧૬૫ |
| ૨૪ | સીતાધ્યક્ષ (ખેતીવાડી કામદાર)નાં કર્તવ્યો ... | ૧૬૮ |
| ૨૫ | સુરાધ્યક્ષ (પીવાના દારૂના દરોગા )નાં કર્તવ્યો... | ...૧૭૩ |
| ૨૬ | સૂનાધ્યક્ષ (કત્લખાનાના અધિકારી )ના કર્તવ્ય... | ૧૭૮ |
| ૨૭ | ગણિકાધ્યક્ષનાં કર્તવ્યો... | ૧૮૦ |
| ૨૮ | નાવધ્યક્ષ (વહાણખાતાના અધિકારી )નાં કર્તવ્યો... | ૧૮૫ |
| ૨૯ | ગોઅધ્યક્ષ ( ગાયના અધિકારી)નાં કર્તવ્યો | ... ૧૮૯ |
| ૩૦ | અશ્વાધ્યક્ષનાં કર્તવ્યો... | ૧૯૫ |
| ૩૧ | હસ્તિ-અધ્યક્ષનાં કર્તવ્યો | ૨૦૧ |
| ૩૨ | હસ્તિ-પ્રચાર ( હાથીની કેળવણી )... | ... ૨૦૪ |
| ૩૩ | રથાધ્યક્ષ, પત્તિ (પદાતિ)-અધ્યક્ષ, અને સેનાપતિનાં કર્તવ્યો... | ... ૨૦૮ |
| ૩૪ | મુદ્રાધ્યક્ષનાં કર્તવ્યો... | ૨૧૦ |
| ૩૫ | સમાહર્તાનાં કર્તવ્યો, ગૃહપતિઓ, વૈદેહકો અને તપસ્વીઓના વેષમાં ફરતા ગૂઢપુરૂષો ... | ૨૧૧ |
| ૩૬ | નાગરકનાં કર્તવ્યો... | ૨૧૫ |


—

પ્રકરણ વિષય પત્રાંક

## ત્રીજું અધિકરણ.

૧ વ્યવહારસ્થાપના અને વિવાદને લગતો નિબંધ ... ૨૨૨
૨ વિવાહ; વિવાહધર્મ; સ્ત્રીધન; અને પુનર્વિવાહ નિમિત્તે અપાતું વળતર... ... ૨૨૯
૩ શુશ્રૂષા; ભર્મ (ભરણપોષણ); પારૂષ્ય; પતિપત્ની વચ્ચે દ્વેષ; અતિચાર; પરોપકાર અને પ્રતિષેધ... ... ૨૩૫
૪ નિષ્પતન (ઘરબહાર ભટકવું તે); પથ્યનુસરણ (અપસરણ-ભાગવુંભગાડવું), અને ટુંકો લાંબો પ્રવાસ ...૨૩૯
૫ દાયવિભાગ—દાયક્રમ (વારસો) ... ૨૪૫
૬ અંશવિભાગ (વિશેષ-ભાગ)... ... ૨૪૯
૭ પુત્રવિભાગ... ... ૨૫૨
૮ ગૃહવાસ્તુક (મકાન)... ૨૫૬
૯ વાસ્તુ-વિક્રય (મકાનોનું વેચાણ)... ... ૨૫૯
૧૦ ચરા, ખેતરો અને માર્ગો: એ સર્વને કરાતી હાનિ; કરારનો ભંગ ... ૨૬૪

પ્રકરણ વિષય પત્રાંક

૧૧ ઋણાદાન (કરજની પતાવટ) ... ... ૨૭૦
૧૨ ઉપનિધિ (થાપણ) ... ૨૭૭
૧૩ દાસધર્મ ... ... ૨૮૪
૧૪ કર્મકર અને સહકારને લગતા નિયમો ... ૨૯૦
૧૫ ખરીદી અને વેચાણ કરવા બાબત ... ૨૯૪
૧૬ દાન આપીને પાછું મેળવવું; સ્વામિત્વના અભાવે થયલું વેચાણ; અને સ્વામિત્વ ૨૯૬
૧૭ સાહસ (લુંટ) ... ૩૦૨
૧૮ વાક્પારૂષ્ય (અપવાદ)... ૩૦૪
૧૯ દંડપારુષ્ય (હુમલો) ... ૩૦૬
૨૦ દ્યુત, હોડ અને એવા બીજા અપરાધો ... ૩૧૧

## ચોથું અધિકરણ

૧ કારીગરનું રક્ષણ ... ૩૧૬
૨ વેપારીઓની રક્ષા ... ૩૨૩
૩ ભયનિવારણ ... ૩૨૧
૪ ગૂઢ માર્ગોથી નિર્વાહ કરનાર દુષ્ટ લોકોનું દમન ... ૩૩૭
૫ સિદ્ધ પુરુષોના રૂપમાં રહેતા ચારો મારફત કરાતું, દૂષિત

પ્રકરણ વિષય પત્રાંક

વૃત્તિઓવાળા સુવર્ણો (માણસ)નું પ્રકાશન ... ૩૩૪

૬ શંકા ઉપરથી, અગર તો ગુન્હો કરતો હોય તે ક્ષણેજ ગુન્હેગારોને પકડવા વિષે .. ૩૩૭

૭ અચિન્ત્ય મરણમનગે કરવાની પરીક્ષા ... ૩૪૩

૮ તપાસ અને કબૂલિયત કઢાવવા માટે કરાતી સખ્તાઇ ૩૪૭

૯ રાજ્યના તમામ ખાતાઓનું રક્ષણ ... ૩૫૧

૧૦ એકાંગવધને બદલે ધનદંડ... . . ૩૫૮

૧૧ રીબાવણી સાથે, અગર રીબાવણી વગર કરાતી મોતની સજા ... ૩૬૧

૧૨ કન્યાપ્રકર્મ-અપ્રાપ્તવયની છોકરીઓ જોડે સંભોગ ૩૬૫

૧૩ અતિચારદંડ-ન્યાયનું ઉલ્લંઘન કરવા બદલ સજા ૩૭૦

પાંચમું અધિકરણ.

૧ દંડકર્મ--સજાઓ કરવા સંબંધી ... ... ૩૭૭

૨ ખજાનામાં ભરતી ... ૩૮૪

પ્રકરણ વિષય પત્રાંક

૩ રાજ્યના નોકરોની આજીવિકા ... ૩૯૨

૪ પાસવાનનાં વર્તન ... ૩૯૭

૫ સમયાચાર-સમય વિચારીને કામ કરવા સંબંધી ... ૪૦૦

૬ રાજ્યને મજબૂત કરવા તથા એકેશ્વરતા વિષે ૪૦૩

છઠ્ઠું અધિકરણ

૧ પ્રકૃતિના અંગો ... ૪૦૯

૨ શમ (શાંતિ) અને શ્રમ (વ્યાયામ) ... ૪૧૩

સાતમું અધિકરણ.

૧ ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ; અને ક્ષય, સ્થિતિ અને વૃદ્ધિનો નિશ્ચય ... ૪૧૯

૨ સંશ્રયવૃત્તિ (બીજા રાજા સાથે મૈત્રી) ... ૪૨૫

૩ સમાન, ઉતરતા અને ચઢીઆતા ગુણવાળા રાજાઓ; અને હીનગુણવાળારાજાએ કરવાના સંધિના પ્રકારો ૪૨૮

૪ વિગ્રહ જાહેર કર્યા પછીથી તટસ્થતા-સંધિ કર્યા પછીથી તટસ્થતા-વિગ્રહ

| પ્રકરણ | વિષય | પત્રાંક |
|---|---|---|
| | જાહેર કર્યાપછી કરાતી કૂચ—સંધિ કર્યા પછી કરાતી કૂચ—સંયુક્ત રાજ્યોના લશ્કરોથીકરાતી કૂચ | ૪૩૪ |
| ૫ | જેના ઉપર ચઢાઈ કરી શકાય તેમ હોય તેવા (યાતવ્ય) શત્રુ તથા પ્રબળ શત્રુ સામે પ્રયાણ કરવા બાબત વિચાર; ક્ષય, લોભ અનેવિરાગના કારણો, તથા વિવિધ રાજાઓ તરફથી રચાતા સમવાય (સંઘ) સંબંધી વિચારણા | ... ૪૩૯ |
| ૬ | એકત્ર કરાયલ સેનાઓનું પ્રમાણ; નિશ્ચિત અગર અનિશ્ચિત સરતોવાળી સુલેહ, અને અપસૃત (જેનો) સાથે સંધિ | .. ૪૪૬ |
| ૭ | દ્વૈધીભાવવાળી નીતિથી કરાતી સંધિ તથા લડાઇ | ૪૫૪ |
| ૮ | જે શત્રુ ઉપર ચઢાઈ થઇ શકે તેવા શત્રુ (યાતવ્ય)ની વૃત્તિ, અને અનુગ્રહ (મદદ) પાત્ર મિત્રો | ૪૬૦ |
| ૯ | મિત્રસંધિ અને હિરણ્ય-સંધિ .. ... | ... ૪૬૬ |
| ૧૦ | ભૂમિસંધિ ... | ... ૪૭૩ |
| ૧૧ | અનવસિત (જેનો અંત આણી ન શકાય તેવી) સંધિ ... | ... ૪૭૯ |
| ૧૨ | કર્મસંધિ .. | ... ૪૮૩ |
| ૧૩ | પૂઠભાગે રહેતા શત્રુ પરત્વે કરવાની ચિંતા | ... ૪૮૮ |
| ૧૪ | નષ્ટ થઇ ગયલી શકિત પાછી મેળવવા બાબત | ૪૯૫ |
| ૧૫ | સબળ અને કુપિત (વિગૃહ્ય) શત્રુ સાથે સંધિ કરાવે નેવાઉપાયો; અને પરાજિત રાજાએ રાખવાની વૃત્તિ | ... ૫૦૦ |
| ૧૬ | પરાજિત (દંડોપનત) રાજાની વૃત્તિ | .. ૫૦૬ |
| ૧૭ | સંધિકર્મ અને સંધિમોક્ષ | ૫૧૦ |
| ૧૮ | મધ્યમ રાજાના, ઉદાસીન રાજાના, તથા મંડલીભૂત રાજાઓના ચરિતો | ... ૫૧૮ |


આઠમું અધિકરણ.


| પ્રકરણ | વિષય | પત્રાંક |
|---|---|---|
| ૧ | રાજત્વ (પ્રકૃતિ)ને લગતા વ્યસનો | ... ૫૨૬ |
| ૨ | રાજા અને રાજ્યને લગતા વ્યસનો . | ... ૫૩૨ |
| ૩ | મનુષ્યના સંકટો | .. ૫૩૫ |

| પ્રકરણ | વિષય | પત્રાંક |
|---|---|---|


૪ પીડા કરનારાં (પીડન-વર્ગનાં), અવરોધ કરનારા (સ્તંભ વર્ગનાં), અને કોશને લગતાં (કોશસંગવર્ગના)વ્યસનો ૫૪૧
૫ સેનાને લગતા તથા મિત્રને લગતા વ્યસનો ... ૫૪૯


નવમું અધિકરણ


૧ શક્તિ, દેશ, કાલ તથા બલાબલનું જ્ઞાન, અને યાત્રા કાલ ... ૫૫૭
૨ સૈન્યમાં ભરતી કરવાનો સમય; સાધનોના પ્રકાર અને પ્રતિબળ રચવાને લગતુ કામ ...૫૬૪
૩ પશ્ચાત્કોપ વિષે ચિંતન; અને રાજ્યને બહારથી અને અંદરથી નડતા વ્યસનો ... ...૫૬૯
૪ (મનુષ્યનો) ક્ષય; (ધનનો) વ્યય, અને લાભ: એ વિષે ચિંતન ૫૭૫
૫ બાહ્ય અને આભ્યંતર આપત્તિઓ ... ૫૭૮
૬ દૂષ્ય (રાજદ્વેષી)લોકો તથા શત્રુઓ સાથે મળી રહેતા પુરુષો ... ...૫૮૨
૭ અર્થ અને અનર્થને લગતા સંશયો; અને એ પરત્વે એક નહિ તો બીજા ઉપાયથી મેળવાતી સિદ્ધિ ... ... ૫૯૦


દશમું અધિકરણ.


૧ છાવણીની રચના ... ૬૦૧
૨ સ્કંધાવાર–પ્રયાણ (છાવણીથી કરાતી કૂચ); વ્યસનકાળે તથા હલ્લો થઇ આવે તે વખતે કરવાની બળ–રક્ષા... ૬૦૨
૩ કૂટયુદ્ધના પ્રકારો; સ્વસૈન્યને પ્રોત્સાહન; અને સ્વબળ તથા શત્રુબળનો મેળો ... ... ૬૦૭
૪ યુદ્ધભૂમિ; (અને) પત્તિ (પાયદળ), અશ્વદળ, રથદળ તથા હસ્તિદળનાં કાર્યો ... ૬૧૪
૫ સેનાના અગ્રભાગેથી તેના પક્ષ, કક્ષ તથા મુખ પરત્વે કરવાના વ્યૂહ-વિભાગ; સમર્થ અને અસમર્થ સૈન્યો વચ્ચે ભેદ; અને પાદબળ, અશ્વબળ, રથબળ, તેમ જ હસ્તિબળની મદદથી કરાતાં યુદ્ધો... ...૬૧૮

પ્રકરણ વિષય પત્રાંક

૬ દંડાકાર, સર્પાકાર, અને મંડલાકાર વ્યૂહ; અસંહત વ્યૂહ; અને ( શત્રુ સામે ગ્યાતો ) પ્રતિવ્યૂહ ... ૬૨૩


## અગીઆરમું અધિકરણ.


૧ કલહનાં કારણો, અને ગુપ્ત સજા... ... ૬૨૯


## બારમું અધિકરણ.


૧ દૂતકર્મ ... ... ૬૩૧

૨ મંત્રયુદ્ધ ... ... ૬૪૭

૩ સેનામુખ્યનો વધ; અને માંડલિક રાજાઓને અપાતું પ્રોત્સાહન... ૬૪૫

૪ શસ્ત્રયુક્ત,. અસિયુક્ત અને રસયુક્ત જાસુસો; અને વિવિધ પ્રકારના કોઠાર, સંગ્રહાદિનો નાશ ૬૪૯

૫ યોગાતિસંધાન, દંડાતિસંધાન, અને એકવિજય ... ... ૬૫૩


## તેરમું અધિકરણ.


૧ કતલ કરાવવા (ઉપજાપ) વિષે ... ... ૬૫૯

પ્રકરણ વિષય પત્રાંક

૨ ગુપ્તયુક્તિથી રાજાઓને અપાતું પ્રલોભન ... ૬૬૩

૩ ઘેરાના પ્રસંગે ગૂઢચરે કરવાનું કામ ... ૬૬૯

૪ ઘેરો, અને ( શત્રુનું ) અવમર્દન... ... ૬૭૭

૫ જિતાયલ ભૂમિમાં કરાતી પુનઃ શાંતિસ્થાપના ... ૬૮૫


---

## ચૌદમું અધિકરણ.


૧ પરઘાતપ્રયોગ ... ૬૮૯

૨ અદ્ભુત અને માયાવી કરામતો ... ... ૬૯૫

૩ ઔષધો અને મંત્રોનો ઉપયોગ ... ... ૭૦૨

૪ સ્વસૈન્યને થતા ઉપદ્રવો સામે ઉપાયો ... ૭૧૧


---

## પંદરમું અધિકરણ


૧ અખિલ તંત્રના વિભાગો.. ૭૧૩


---


વર્ણક્રમાનુસાર શબ્દકોશ.

# શ્રી. જ. પુ. જોષીપુરાની કેટલીક કૃતિઓ.

1 Life & Teachings of Narsinh Mehta ...0- 3-0
૨ ભક્તકવિ નરસિંહ મહેતા–તેમનું જીવન તથા કવન ...૧- ०-०
૩ ભક્તકવિ ભોજલ ... ... ... ...०- ૪-०
૪ કાવ્યકલિકા ... ... ... ... ...०- ૬-०
૫ સાક્ષરમાળા, (૧૯૧૨) ... ... ... ...૨- ०-०
૬ હિંદુસ્તાન તથા યુરોપની પુરાણકથાઓની તુલનાત્મક સમીક્ષા ... ... ... ... ...( મફત )
૭ યુદ્ધવીર દીવાન અમરજી ... ... ... ...०-૧૨-०
૮ સ્મરણાંજલિ ( કાવ્ય ) ... ... ... ...०- ૬-०
૯ મૅાન્નેનના નિબંધો. ( વડોદરા રાજ્ય તરફથી પ્રસિદ્ધ ) ...०-૧૩-०
૧० વાણિજ્યશાસ્ત્ર ... ,, ,, ...०-૧૨-०
૧૧ અંગ્રેજી સાહિત્ય અને પુરાણકથા ,, ,, ...૧-૧०-०
૧૨ ગિરનારનું ગૌરવ, (૧૯૧૯; ૧૯૨૨) ,, ,, ...०- ૬-०
૧૩ ઉન્નતિ વિચાર (પૂર્વાર્ધ ) (૧૯૨૪) ,, ,, ...૧-૧०-०
૧૪ શ્રી મયાજી વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ (૧૯૨૨) ,, ...०-૧૨-०
૧૫ વીરપુરુષો ... ... ,, ,, ...०-૧૧-०
૧૬ અલકાનો અદ્ભુત પ્રવાસ (૧૯૧૭; ૧૯૨૨) ,, ...૧- ૬-०
૧૭ અંગ્રેજ બાલજીવન ( આપણા લઘુબંધુ અંગ્રેજ ) ... (૧૯૧૭; ૧૯૨૨)
૧૮ મણિશંકર કીકાણી ... ,, ,, ...૧- ૬-०
૧૯ ચંદ્રગુપ્ત મૌર્ય (૧૯૨૮) ... ,, ,, ...०-૧०-०
૨० કૌટિલીય અર્થશાસ્ત્ર (૧૯૩०) ,, ,, ...

( હવે પછી છપાશે. )

૨૧ ઉન્નતિ વિચાર ( ઉત્તરાર્ધ )...(વડોદરા રાજ્ય તરફથી છપાશે)
૨૨ રૂશિયાનો ઇતિહાસ ... ,, ,, ...
૨૩ જાપાનનો ઇતિહાસ ... ,, ,, ...
૨૫ નરસિંહ મહેતા ... ... ,, ,, ...
૨૫ રણછોડજી દીવાન... ... ,, ,, ...

# ઉપોદ્ઘાત.

રાજનીતિશાસ્ત્રનો અર્થ અને જન્મ.

કોઇ પણ એક જનસમાજની વ્યકિતઓ સ્વ-સ્વધર્મની મર્યાદામાં સ્વતંત્રતાપૂર્વક રહીને પોતપોતાની જીવનચર્યા નિર્વિઘ્ન કરી શકે એટલા માટે જે સર્વસાધારણ નિયમો રચવામાં અને સ્વીકારવામાં આવે તે સર્વના સંગ્રહને આપણે, સામાન્યતઃ, 'રાજનીતિશાસ્ત્ર' સંજ્ઞા આપી શકીએ. વળી જે દિવસે-જે ક્ષણે-મનુષ્યે પોતાની સ્વચ્છંદી-કેવળ આપમતલબી અને એકલડોકલ-અવસ્થાને અનુપકારક અને અપ્રકર્ષક ગણી કાઢીને તેની અવસ્થાને ઠેકાણે, 'આર્ય' કે અન્ય કોઇ એવી સંજ્ઞાથી ઓળખાયલું, સહકારાત્મક સામુદાયિક જીવન ઘડવાની તથા ગાળવાની પહેલ કરી દીધી, અને તેની પુષ્ટિમાં તેણે પોતાની પ્રાકૃતિક-આદ્ય-પ્રવૃત્તિઓને અંકુશિત-નિયમિત-કરવાનો મંગલાચાર હયાતીમાં આણી તેની મદદથી પણ અન્તઃકરણ શુદ્ધિ અધિકાધિક સાધતાં રહેવાનો માર્ગ-ઉપાય-ખોળી કાઢ્યો, તે જ દિવસે-તે જ ધન્યક્ષણે-રાજનીતિવિદ્યાનો આદ્ય ગર્ભ વસ્તુતઃ રચાવા પામેલો, એમ પણ આપણે કહી શકીએ ખરા. આ પ્રકારની આપણી સૂક્ષ્મ પણ અર્થપૂર્ણ વિચારપરંપરા આપણને, એ આદ્ય રાજનીતિશાસ્ત્રના મૂળમાં રહેલી ધર્મ-નીતિ-ભાવનાનું સૂચન કરી આપે તેમ છે. અલબત્ત, અનંતકાલનાં સંગ્રથિત પડોથી આચ્છાદિત થઇ રહેલ આ શુભ દિવસ-ક્ષણ-ને આપણે અત્યારે જો કે ચીંધી બતાવી શકીએ તેમ નથી; તથાપિ પ્રાચીનતમ ગણાય તેવી માનવ ભાવનાઓનો ન્યૂનાધિક પરિચય કરાવી શકે એવા જે અવશેષો આપણને પ્રાપ્ત થયલા છે અને થતા જાય છે તે, તથા માનવસૃષ્ટિનો પુરાતન ઇતિહાસ રચવાના કામમાં પ્રાયશઃ અદ્વિતીય રીતે ઉપકારક થઇ પડેલ છે એવા જે આપણા પોતાના *વેદપુરાણાદિ ગ્રંથો તેમાથી નીતરી આવતી જે બધી બાબતો છે તે

* સ્મૃતિ પુરાણાદિ ગ્રંથોને અમે અતિપ્રાચીન ગ્રંથો માનીએ છીએ. તેમના કાયામાં થતા રહેલ ફેરફારોને લીને તેઓ તેમના અર્વાચીન રૂપને પામેલા છે.

—આ સર્વ તેવા અતિદીર્ઘતમ પ્રાચીનકાલના રાજનીતિશાસ્ત્રનાં કેટલાંક લક્ષણો પરત્વે આપણને કેટલીક ઉપયોગી માહિતી પૂરી પાડે તેમ છે, એમ તો હરકોઇ તટસ્થ વિચારકે કબૂલ કરવું પડશે જ. પરંતુ એવા એ પ્રાચીનતમ ગણાય એવા રાજનીતિશાસ્ત્રની રૂપરેખા અત્ર આલેખવી, એ આપણા આ લેખનું ધ્યેય નથી; એટલે આપણે અહીં એટલુંજ નોંધી લેશું કે, હિંદુ–આર્યોના ઇતિહાસકાલ દરમ્યાન વિશિષ્ટ કોટીની જે આર્યતા ( સંસ્કૃતિ-સભ્યતા civilization ) વિકસવા પામેલ છે તે આર્યતા રૂપી વૃક્ષના ફલ રૂપે જે અનેક રાજનીતિવિષયક ગ્રંથો તથા લેખો ઉદ્‌ભૂત થઇ આપણને ઉપલબ્ધ થતા રહેલ છે તે તમામને આપણે સર્વથા નૂતન—નવોત્પન્ન કે અસંબદ્ધ-કૃતિઓ રૂપે ગણી શકીએ તેમ નથી; કારણ કે તે બધામાં સંચિત થઇ રહેલા સિદ્ધાન્તો પૈકી ઘણાખરા સનાતન અને ' પરંપરાગત ' કોટીના છે, અને તેઓ સર્વેમાં એક અનન્ય આર્યતાનો રસ ઉતરેલો હોઇને તેઓ એક બીજાની સાથે તત્ત્વતઃ મળતાપણું પણ ધરાવી રહેલ છે. અર્થાત્, હિંદુ–આર્યોનું રાજનીતિશાસ્ત્ર, દુનિયાંનાં ઇતર તમામ રાજનીતિશાસ્ત્રોની સરખાવણીમાં સૌથી વધારે પ્રાચીનતાવાળું છે, અવિચ્છિન્ન છે, વિશિષ્ટ લક્ષણોથી યુક્ત છે, અને તેમાં નિર્દિષ્ટ કરાયલ ભાવો એવા છે કે, તેમની મદદથી આપણે જેમ એક તરફથી માનવ જાતિની મૂળ–સનાતન–ભાવનાઓ અને ચેષ્ટાઓ નક્કી કરી શકીએ તેમ છીએ, તેમ બીજી તરફથી આપણે તે ભાવનાઓ અને ચેષ્ટાઓમાં થતા રહેલ અવિચ્છિન્ન અને ઉદ્ધારક વિકાર–ફેરફાર–ના વિકાસક્રમને જાણી પણ શકશું. વળી આ બધાં નીતિશાસ્ત્રો આજે આપણને એટલા બધા પ્રમાણમાં અર્વાચીનતાવાળાં તેમ જ માનવ પ્રજાને ભવિષ્યમાં માર્ગદર્શક અને પ્રકર્ષક થઇ પડે તેવા નિયમો સૂચવનારાં દેખાય છે કે, તેમની પ્રાચીનતા તથા તથ્યતા પરત્વે કદાચિત્ કોઇને અત્યારે સંશય પણ થઇ આવો કહેવાની મતલબ એટલી જ કે, આર્ય મનુષ્યોની ઉત્પત્તિ થઇ આવી તે સાથે રાજનીતિશાસ્ત્રની ઉત્પત્તિ થઇ આવેલી છે, અને પાછળથી એ આદ્ય

આર્યજનના વિવિધ સ્રોતોએ પોતપોતાની પરિસ્થિતિને અનુકૂળ થવાના હેતુથી પોતપોતાની આર્યતા-સંસ્કૃતિ-ને જે પ્રકારે અને જેટલા પ્રમાણમાં વિકસિત કે સંકુચિત કરવાનું ચાલુ રાખેલું છે તેવા પ્રકારે અને તેટલા પ્રમાણમાં તેમની રાજનીતિ વિકૃત થતી થતી ઘડાતી રહેલી પણ ખરી. મૂળ આર્યજનની વિવિધ શાખાઓની રાજનીતિવિષયક ભાવનાઓ, તેમ જ હિંદુ-આર્યો જેવી ઉધ્ધૃત થઇ રહેલી કોઇ એક આર્યશાખાનાં વિવિધ ગોત્રોના પ્રવર પુરૂષોથી બોધાયલ અને આચરાયલ નીતિસૂત્રો જેમાં પ્રતિબિંબિત થઇ રહેલ હોય એવા પ્રાચીન રાજનીતિવિષયક લેખો—એ સર્વની જો તુલનાત્મક સમીક્ષા ઐતિહાસિક દૃષ્ટિએ કરવામાં આવશે, તો એ સર્વરાજનીતિશાસ્ત્રોના ઘડતરમાં દેશકાળબળે તથા જે તે પ્રકારની આર્યતાના આદર્શાનુરૂપ થવા પામેલ શુભાશુભ વિકૃતિઓના, એ વિકૃતિઓના કાર્યથી ખેંચાતા રહેલ માર્ગે પ્રવૃદ્ધ થતી રહેલ આર્યતાના ગુણાવગુણોના, અને એ પ્રમાણે વિસ્તરતી રહેલ કે સ્તબ્ધ થઇ પડેલી આર્યતા રૂપી સરિતાનાં બહુગુણી નીર પીપીને પોષાતા રહેલ કે કોહવાઇ ગયલ કે નષ્ટ થવા પામેલ માનવ સમાજોને થતા રહેલ લાભાલાભના મૂલ્યના ટકા નિશ્ચિત કરી શકાશે, એ પણ નિ:સંદેહ છે.

આ ઉપરથી, તેમ વળી હવે પછી આ ઉપોદ્ઘાતમાં બતાવવામાં આવનાર છે તેના આધારે આપણે સમજી શકશું કે, આપણું પોતાનું રાજનીતિશાસ્ત્ર એક સ્વદેશજાત અને પરંપરાગત વિશિષ્ટ શાસ્ત્ર છે; અને તેટલા માટે આપણે તત્સંબંધે સર્વકાલમા અને સર્વસંયોગમાં સ્વદેશહિતદૃષ્ટિથી તેમ જ સ્વતંત્રબુદ્ધિથી વિચારણા કરવી જોઇશે. આપણાં રાજનીતિસૂત્રોનો કોશ એટલો બધો 'જૂનોપુરાણો' અને અનુભવસિદ્ધ રત્નોથી સમૃદ્ધ બનેલો છે કે, તેમા કેવળ ભરતી કરવાના ઇરાદાથી જ આપણે જેની તેની પાસેથી જે તે કાંઇ ઊછીનું લેવા જવાની જરૂર રહેતી પણ નથી. એ આપણાં રાજનીતિસૂત્રોનો પર્યેષણા જો ધીર બુદ્ધિથી અને દીર્ઘદૃષ્ટિથી કરવામાં આવશે, તો જેટલા પ્રમાણમાં તે

આપણને પ્રેયસ્કર તેમ જ શ્રેયસ્કર થઇ પડશે તેટલા પ્રમાણમાં અન્ય-દેશકાલ કે આર્યતાને અનુરૂપ ઘટાવાયલ અને ઘટાવાતાં રહે તેવાં રાજ-નીતિસૂત્રો આપણને ઉપકારક થવાનાં નહિ જ. પોતાની આર્યતાને માટે અભિમાન ધરાવનાર કોઇ પણ આર્ય જનસમાજ તત્વતઃ અનુકરણશીલ હોઇ શકે નહિ જ—એ સિદ્ધાન્તને અનુસરીને, સનાતન સત્ય રૂપે સ્વીકારાયલ અને માનવ પ્રકૃતિને ઉચ્ચતર ભૂમિકાએ લઇ જવાના કામમાં મદદગાર થઇ પડે તેવાં જે કેટલાંક પ્રાથમિક તત્ત્વોના પાયા ઉપર, આપણા સ્વદેશીય રાજનીતિશાસ્ત્રની રચના થયલી છે તે તત્ત્વો ખોળી—તારવી—કાઢીને તેમની ગ્રાહ્યાગ્રાહ્યતા પરત્વે અનનુકરણવૃત્તિથી અને અનવરુદ્ધ દૃષ્ટિથી જો વિચાર કરશું, તો તેવી વિચારણાના પરિણામમાં આપણે, હાલ આપણી સમક્ષ ધરાતા પણ "પરભૂમિજ" રાજનીતિશાસ્ત્રમાં ખોધાયલા કે ચર્ચાયલા સિદ્ધાન્તોની અપૂર્ણતાને કે અશુદ્ધતાને સમજી શકશું એટલું તો નહિ, પરંતુ એવા એ અનિત્ય અને અજમાયસી જેવા સ્વાર્થસાધક "પરભૂમિજ" સિદ્ધાન્તોથી, એ આપણા "સ્વદેશજાત" રાજનીતિશાસ્ત્રમાંના કેટલાક સિદ્ધાંતો કેવા પ્રકારની બૈજિક ભિન્નતા ધરાવી રહેલ છે તે પણ આપણે સ્પષ્ટતાથી દેખી શકશું ખરા. રાજ-નીતિશાસ્ત્ર હંમેશાં સ્વદેશહિતદષ્ટિથી જ ઘડાય છે; અને જે દેશની દૃષ્ટિથી તે ઘડાતું હોય છે તે જ દેશને તે ઉપકારક થઇ રહે છે. જે એક પ્રકારનું રાજનીતિશાસ્ત્ર—અર્થશાસ્ત્ર—એક દેશને ઉપકારક હોય તે બીજા હરકોઇ દેશને ઉપકારક થાય જ, એવો સર્વસાધારણ નિર્ણય કદિ પણ કરી શકાય નહિ. સંસ્થામાત્રનું મૂળ જનસ્વભાવ છે; એટલે કે જેવા સ્વભાવનો જનસમાજ હોય તેવા પ્રકારની સંસ્થાઓ તેવા જનસમાજમાં ઉત્પન્ન થઇ આવે છે. વળી કોઇ એક જ પ્રકારની સંસ્થા, સ્વભાવની વિવિ-ધતાવાળા જનસમાજને કદિપણ રૂચતી થવાની નહિ. પ્રત્યેક જનસમાજનું સ્વભાવસિદ્ધ બળ તેની સંસ્થાઓના આધારે જ રહેલું હોય છે, અને તેથી કરીને જો તેવી તેની સંસ્થાઓને ઉન્મૂલ કરી નાખી તેમને ઠેકાણે

નૂતન કોટીની અને કૃત્રિમ ગણાય તેવી સંસ્થાઓની સ્થાપના કરવાનો પ્રયાસ કરવામાં આવે છે, તો તે પ્રમાણે કરાતો પ્રયાસ તેના અપકર્ષનો જનક થઇ પડે છે એટલું તો નહિ, પરંતુ શ્રીમદ્ ભગવદ્‌ગીતાના વચન પ્રમાણે તે "परधर्म भयावह" પણ નીવડી જાય છે. પ્રત્યેક જનસમાજની વિવિધ સંસ્થાઓ, કોઇ એક યન્ત્રાન્તર્ગત ચક્રોપચક્રોની પેઠે એવી તો પરસ્પરાશ્રિત થઇ રહેલ હોય છે કે, તે પૈકી ગમે તે એક ઉપર આઘાત થાય છે તો તેના પરિણામમાં તે આખું યંત્ર પક્ષાઘાતને અધીન થયા વિના રહેતું પણ નથી આમ હોઇને પ્રત્યેક પ્રકારની આર્યતાનો વિકાસ સ્વાભાવિક માર્ગે થતો રહે એવા પ્રકારનો ઉપદેશ આપવો, એ પ્રત્યેક ખરા નીતિવિશારદનું ધ્યેય હોવું જ જોઇએ. આપણા પ્રાચીન રાજનીતિવિશારદોએ તથા સમાજશાસ્ત્રીઓએ જો કે સ્વદેશહિત-દૃષ્ટિથી જ રાજનીતિશાસ્ત્રો લખેલાં છે; તથાપિ એ પ્રમાણે લખવામા તેમણે આપણા જનસમાજ રૂપી વ્યષ્ટિની વેદિ ઉપર સમષ્ટિની આહુતિ આપી દીધેલી નથી એટલું તો નહિ, પરંતુ 'वसुधैव कुटुंबकम्' ભાવનાની પ્રવૃદ્ધિ જે માર્ગે થતી રહે તેવા માર્ગો પણ તેમણે તેમાં સ્પષ્ટ બતાવેલા છે. તથાપિ એ બધું કરવામાં તેમણે કેવળ દહના–અવિકાર્યતાનું–પરિ-શીલન કરી રાખેલું હશે એમ પણ આપણે માનવાનું નથી. એમણે 'દેશકાલ'–પ્રવર્તતા સંયોગ–ની ઉપેક્ષા નથી કરેલી એટલું તો નહિ, પરંતુ પોતાના ત્રિકાલસિદ્ધ જેવા ગણાતા સનાતન સિદ્ધાન્તોનો લોપ થવા ન પામે એવી રીતે તેમણે દેશકાલોચિત ફેરફાર કરવાનું ચાલુ પણ રાખેલું, અને તેમ કરીને રાજનીતિશાસ્ત્રને (૧) નિત્ય અને (૨) અનિત્ય–એવા બે ભાગમાં વહેંચી દીધેલું પણ છે. અર્થાત્, એ સર્વેએ નિર્દિષ્ટ કરેલ રાજનીતિ લેશ પણ કલ્પનાજનિત કે તાર્કિક કોટીની તો નથી જ. તે જો કાંઇ છે તો મુખ્યતઃ "ક્રિયાત્મક" છે, અને તે તેવી જ છે એવું હવે પછી આ લેખમાં બતાવવામાં પણ આવશે. ટુંકામાં કહીએ તો, રાજ-નીતિવિદ્યા આપણા પોતાના જ દેશમાં એક જીવતાજાગતા વિષય રૂપ

લેખાતી રહેલી છે: તે સર્વથા ક્રિયાત્મક કોટીની મનાતી રહેલ હોઇ તેના સંસ્કાર રાષ્ટ્રશરીર ઉપર એટલા તો ઉંડા પડતા રહેલા છે કે, તે સર્વે એક પ્રકારના સ્વાભાવિક રાષ્ટ્રધર્મના રૂપમાં પરિણમેલા છે, અને તેથી કરીને તેટલા પ્રમાણમાં ક્રિયાનો કર્તા અત્યારે નજરે પણ નથી ચઢતો; અને એક તરફથી જ્યારે એ વિદ્યાને સર્વાંશે ધર્માધીન ગણવામા અને મનાવવામાં આવેલ છે, ત્યારે બીજી તરફથી તેને અર્થોત્પાદક, કામતોષક અને મોક્ષદાયક સાધન રૂપ ગણીને તેનું મૂલ્ય તે પ્રમાણે અંકાતું રહેલું છે પણ ખરૂં.

આ ઉપોદ્ઘાત જે હેતુથી લખાયો છે તે હેતુ બર લાવવાને હું યથાશક્ય પ્રયાસ કરૂં તે પૂર્વે બીજી એક વાત પરત્વે પણ હું અત્ર બે બોલ લખીશ. સાંપ્રતકાલે યુરોપાદિ ભૂભાગોમાં પ્રવર્તી રહેલ રાજનીતિ-વિષયક કે સમાજશાસ્ત્રવિષયક વિવિધ વાદો તથા તેમના અંગે થઇ રહેલ રાજકીય ભાવનાઓની અસરથી ઉત્પન્ન થઈ આવેલ સંક્ષોભ-ચેનન્ને લીધે આપણી પોતાની મનોરથસૃષ્ટિમાં પણ કાંઇક અજબ ઉથલપાથલ થઈ રહેલી છે, અને તેથી કરીને આપણો જીવનરથ કેટલાક પ્રમાણમાં પોતાની અસલ વાટ ભૂલતો હોય એવું પણ અત્યારે સમજાય છે. વળી આપણા કેટલાક પંડિતમન્યો એવું મનાવવાનો પ્રયાસ કરી રહેલા છે કે, યુરોપીય અને વિશેષતઃ અંગ્રેજી આર્યતા જે પ્રકારે લોકાધિપત્યના પાયા ઉપર રચાયલી છે તે જ પ્રકારે જો આપણી આર્યતા અને એ આર્યતાપોષક સામાજિક સંસ્થાઓ રચાય, તો જ આપણે ખરા સ્વારાજ્યના અને તજ્જન્ય સુખના ભોક્તા થઇ શકશું ! પરંતુ એ કોટીના પંડિતમન્યોએ સમજવું જોઇશે કે, યુરોપીય આર્યતાના સંસર્ગના પરિણામે જે અનેક ભ્રમો આપણને થઇ આવેલ છે તે પૈકી આ એક તેમનો ભ્રમ જ છે. યુરોપની આર્યતામાં તેમ જ સામાજિક કે રાજકીય સંસ્થાઓમાં યથાર્થ લોકાધિપત્યને સ્થાન જ નથી ! એ યુરોપીય આર્યતા એટલી બધી અર્થપ્રધાન છે કે ન પૂછો વાત ! ત્યાં લોકાધિપત્યના નામે ગમે તે મનુષ્ય રાજનીતિજ્ઞ કે રાજકાર્યાધિકારી બની શકે તેમ પણ છે ! વળી એ આર્યતા એવા ચાકડા ઉપર ચઢેલી છે કે,

ઠરીઠામ થઇ લોકમાત્રને અશાંત અવસ્થામાંથી તે મુક્ત કરી શકે તે પહેલાં તો તેણે હજુ અનેક પ્રકારના અસુખકર પરિવર્તનોની પરીક્ષાઓને ઉત્તીર્ણ થવું પડશે જ. આથી ઉલટી રીતે આપણું કાલજૂનું રાજનીતિશાસ્ત્ર એટલા બધા પ્રમાણમાં તો સ્થાયી અને વ્યાપક બની રહેલું છે કે, કોઇ કોઇ વ્યસનના પ્રસંગ સિવાય તે એક અલગ વિષય રૂપે જ પોતાનું અસ્તિત્વ ધરાવી રહેલ નથી; તે શાસ્ત્રની ક્રિયાત્મકતાની અસર જનસમાજની કાયામાં રગેરગ એટલી તો ઉંડી ઉતરી ગયલી છે કે, તે અસર હોવાનું ભાન પણ લોકોને રહેલું નથી; અને એ શાસ્ત્રે જે ચીલો પાડી આપેલો છે તે એવો તો સ્વારાજ્યપોષક અને સુખાવહ છે કે, રાજનીતિક્ષેત્રમાં ઘૂમતા મનુષ્યોને નવાનવા ચીલા પાડી બતાવી, કીર્તિ મેળવી લેવાની તૃષ્ણા પણ નથી થતી આદ્યકાળમાં માનવ જીવન જ્યારે કેવળ વ્યક્તિવિશિષ્ટ—કામચારી—કેવળ સ્વાર્થાધિન્હતું ત્યારથી આરંભીને જે અનેકવિધ સામાજિક વિપ્લવો—દશાંતરો— થતાં રહેલ તેમનાં પરિણામોની પરીક્ષા કરી કરીને જ હિંદુ-આર્ય આચાર્યોએ સમાજનીતિ કે રાજનીતિ ઘડવાનું કામ કરેલું છે, અને તેના પરિણામમાં તેમણે, એકંદર સુખાવહ ગણાય તેવી રાષ્ટ્રવ્યવસ્થા તથા જનસમાજ—વ્યવસ્થાને જન્મ આપેલો છે પણ ખરો. સૂક્ષ્મ દૃષ્ટિથી વિલોકશું તો જણાશે કે, હિંદુ નીતિવિશારદોએ જે પ્રકારની સમાજવ્યવસ્થા તેમ જ રાજ્યવ્યવસ્થાને રૂઢ બનાવી દીધેલ છે તે કોઇ એક જ વાદને પ્રાધાન્ય આપીને કરાયલ વિચારણાના પરિણામ રૂપ નથી જ. " હિંદુ રાજ્યબંધારણમાં વિવિધ પ્રકારની રાજનીતિના અંશો કોઇ અદ્ભુત રીતે પણ ન્યૂનાધિક પ્રમાણમાં સંમિશ્રિત થઇ રહેલા છે, અને તેને અનુસરતી જ હિંદુ સમાજઘટના થયેલી હોય એમ પણ દેખાઇ આવે છે. હિંદુ જનસમાજના કે રાષ્ટ્રના દેહનો વ્યવચ્છેદ કરવામાં આવશે, તો તેમાંથી તમને, અર્વાચીન ( યુરોપના ) સમાજશાસ્ત્રમાં દેખાતા વિવિધ વાદોનાં દર્શન થઇ આવશે એટલું તો નહિ, પરંતુ એ બધા વાદો હિંદુ-આર્ય સમાજશાસ્ત્રીઓની જાણમાં હતા, તેમની તથ્યાતથ્યતા તેમણે

તપાસેલી, અને તેમની ઉપકારકતાના પ્રમાણમાં તેમણે તેમને વ્યવહારમાં વણી દીધેલા, એમ પણ તમે જોઇ શકશો. અર્થાત્, એ બધા વાદોના તથ્ય અંશોને પિંડીકૃત કરતા જે પરિણામ આવ્યું તે આપણો, એકંદર રીતે ઝટ લઇને ન સમજી શકાય તેવા દેહવાળો હિંદુ જનસમાજ છે, * એમ કહી શકાય." હિંદુ–આર્યોથી વણાતી રહેલ આર્યતામાં કે શાસનનીતિમાં કેવળ એકાધિપત્ય–એકપતિત્વ–ને જ સ્થાન અપાયું નથી. માનવ જીવનની દરેકેદરેક કળાને તેમણે સહાયસાધ્ય માનેલી છે. અપાત્ર અને અમર્યાદ બહુમતિના છલાત્મક સિદ્ધાન્તને પણ તેમણે સર્વથા ગ્રાહ્ય ગણેલો નથી. તેમાં જેમ એક તરફથી, બાહ્ય દૃષ્ટિએ એકરાજત્વ–એકેશ્વરતા–નું અસ્તિત્વ જોવામાં આવે છે, તેમ બીજી તરફથી તેની એકેશ્વરતાને મર્યાદિત કરી મોળી પાડી દેનાર બીજાં બહુવિધ પણ આભ્યંતર વર્ગનાં બજાનું અસ્તિત્વ પણ તેમાં નજરે ચઢયા વિના નથી રહેતું. 'પ્રત્યેક આર્ય જન્મથી સ્વતંત્ર છે'-એ વચન તો એ અખિલ હિંદુ–આર્ય સમાજશાસ્ત્રનો બીજમંત્ર છે જ. સમાજવાદને વરેલી અને એકતાપોષક મનાતી અવિભક્તતાને તેમાં જેમ સ્થાન અપાયલું છે, તેમ વ્યક્તિસ્વાતંત્ર્યવાદના લક્ષણ રૂપ ગણાતી તથાપિ વિનયાધીન કરાયલી વિભક્તતાને પણ તેમાં ગ્રથી દેવામાં આવેલ છે. વળી સહકારભાવને જેમ ગૃહાદિ સર્વ સંસ્થાઓના પ્રાણ રૂપ બનાવવામાં આવેલ છે, તેમ વિદ્યા અને વિનયની ન્યૂનાધિકતા પ્રમાણે વિભક્ત થઇ વિસ્તૃત થતા રહેતા જનસમાજના વિવિધ વર્ગો એક બીજા સાથે, અને એ તમામ પુનઃ રાજ્ય સાથે સહકારભાવથી સંધાઇ રહે તેની અતિ ઝીણી અને વ્યાપક વ્યવસ્થા પણ તેને અંગે થયલી છે. હિંદુ–આર્યોની પ્રાચીન આર્યતા પ્રમાણે ઘરને જો રાજ્ય ગણી શકાય, તો પછી રાજ્યને ઘર રૂપે ગણવામાં કશો પણ દોષ સંભવતો નથી જ.

* આ લેખકના " સમ્રાટ્ ચંદ્રગુપ્ત મૌર્ય " નામક લેખમાંથી-" શ્રી શારદા-પીઠ " પુસ્તક ૧ લું, પૃષ્ઠ ૧૫.

નહિ, પરન્તુ એ પ્રકારના ધર્માધાર વિના કરાતી અર્થપ્રાપ્તિ અપકર્ષની જનેતા પણ થઇ પડે છે." બીજા શબ્દોમાં કહીએ તો, પ્રત્યેક જને તેમ જ પ્રત્યેક સમાજે તથા રાજ્યે પોતપોતાના ધર્મ-કર્તવ્ય–ની મર્યાદામાં રહીને જ અર્થ–સાધન–લાભ મેળવવાને પ્રવૃત્ત રહેવું જોઇએ; કારણ કે તેમ કર્યા વિના કેવળ સુખાવસ્થા--સ્વતંત્રતા–ની પ્રાપ્તિ થઇ શકતી નથી જ. આપણા પ્રાચીન નીતિવિશારદોએ જે બાબતોને શ્રેયસ્કર–પારલૌકિક સુખ અપાવનાર–ગણેલી છે તે જ બાબતોને તેમણે પ્રેયસ્કર પણ માનેલી છે; અને તેથી કરીને ઐહિક જીવનની દષ્ટિએ પણ તેમણે, અર્થ-સાધન--ઉપાય–માત્રને ધર્મના અંકુશ બહાર રહેવા દીધેલ નથી. આ લેખ જે અર્થશાસ્ત્રના ઉદ્દઘાટન રૂપે લખાયલ છે તે અર્થશાસ્ત્રના કર્તા વિશ્વવંદ્ય નીતિવિશારદ કૌટિલીયે 'અર્થ' શબ્દના જે વિવિધ અને વિશિષ્ટ અર્થો સૂચવેલા છે તે તમામને તમે આ કૃતિમાં જે તે ઠેકાણે જોઇ શકશો એટલું તો નહિ, પરન્તુ એ તમામ પ્રકારના અર્થોને સિદ્ધ કરાવી આપનાર રાજનીતિ કે દંડનીતિને તેણે સર્વથા ધર્માધીન બનાવેલી છે એવું પણ તમારા જાણવામાં આવી શકશે. આમ હોઇને, પ્રેયસ્કર તેમ જ શ્રેયસ્કર ગણાય તેવી તમામ પુરૂષાર્થસાધક બાબતોની અન્યોન્યોપકારકતા સ્થાપી આપનાર તથા તે તમામ એકંદર ઉપયોગિતાની મર્યાદા ઠરાવી આપનાર જો કોઇ પણ શાસ્ત્ર હોય તો તે અર્થશાસ્ત્ર છે; અને તે એક પ્રકારનું ધર્મશાસ્ત્ર છે, એવું જો આપણે કહેશું તો તે ખોટું પણ નહિ ગણાય.

**અર્થશાસ્ત્રની ઐતિહાસિક ઉપયોગિતા અને તેની ક્રિયાત્મકતા**

આજ સુધીમાં જેટલું સંસ્કૃત વાઙ્મય પ્રકાશમાં આવી શકેલું છે તેમાં 'અર્થશાસ્ત્ર' સંજ્ઞા ધરાવનાર જો કોઇ પણ ગ્રંથ આપણને પ્રાપ્ત થયો હોય તો તે ફક્ત આ "કૌટિલીય અર્થશાસ્ત્ર" જ છે. તથાપિ એવું સમજવાનું નથી કે, 'અર્થશાસ્ત્ર' સંજ્ઞા આપીને રાજનીતિશાસ્ત્ર લખવાની પહેલ કૌટિલીયે જ કરેલી. કૌટિલીય પોતાની આ કૃતિના આરંભમાં લખે છે તે પ્રમાણે, "પૃથ્વીના લાભ અને પાલનને

માત્રનું ધ્યેય થઇ પડે છે, અને થવું પણ જોઇએ જ. ત્યારે આ ધ્યેય સિદ્ધ કેવી રીતે થઇ શકે? પ્રત્યેક મનુષ્ય જો પોતાનું કર્તવ્યકર્મ સમજે અને બીજાને આડો આવતો અટકે તો જ તે અબાધ્ય અવસ્થાને પ્રાપ્ત કરી શકે. ત્યારે એ કર્તવ્યકર્મ શી રીતે સમજાય? ધર્મની મદદથી. આમ હોઇને આપણા પ્રાચીન સમાજશાસ્ત્રીઓએ ધર્મને અગ્રસ્થાન આપીને તેના આશ્રયે અર્થ સાધવાની, અર્થની મદદથી કામતૃપ્તિ કરવાની, અને કામતૃપ્તિ દ્વારા મોક્ષલાભ પામવાની પ્રણાલી બાંધી આપેલી છે. આ પ્રણાલી, માનવ વ્યક્તિની કે સમાજની દષ્ટિએ એટલી તો પ્રેયસ્સાધક અને શ્રેયસ્સાધક જણાઇ છે કે, તેનું હાર્દ સમજ્યા વિના આપણે અર્થશાસ્ત્રનું ગૌરવ યથાર્થ રીતે કલ્પી શકશું પણ નહિ. આપણે વાંચી ગયા છીએ તેમ આ આખી પ્રણાલીનું મૂળ ધર્મ છે; અને તેથી આપણે કહી પણ શકશું કે, રાષ્ટ્ર-જનસમાજ-રાજાપ્રજા-નો એકંદર સુખાવહ નિર્વાહ થઇ રહે એટલા માટે ધર્મ કે જેમાં સ્વાત્મનિયમન, દંડનીતિ, વ્યવહાર, ન્યાય વગેરે વ્યક્તિવિષયક તેમ જ સમાજવિષયક બાબતોનો સમાવેશ કરવામાં આવેલ છે તેને આપણા પ્રાચીન નીતિનિપુણો તરફથી જે અગ્રસ્થાન અપાયલું છે તે સર્વથા વ્યાજબી થયલું છે જ. વળી એમનું મત એવું પણ દેખાય છે કે, અલ્પ અર્થવાળા લોકો જો ધર્મસંપન્ન હોય છે તો તે વધારે આત્મસંપન્ન હોઇને, અધિક અર્થવાળા તથાપિ હીણધર્મવાળા અને તેટલા પુરતા અનાત્મસંપન્ન લોકો ઉપર વિજય મેળવે છે પણ ખરા; કારણ કે અર્થ જ્યારે અનર્થોનો ઉત્પાદક થઇ શકે છે ત્યારે ધર્મ અનર્થનો ઉત્પાદક થઇ શકતો નથી જ. અર્થાત્, "ભક્તિરસાયન–"ના ઉપોદ્‌ઘાતમાં શ્રીમચ્છંકરાચાર્ય સ્વામી સ્વરૂપાનન્દતીર્થજી લખે છે તેમ, "જે અર્થની પ્રાપ્તિ કરવામાં ધર્મનો-નિષ્કામ ધર્મનો-આશ્રય કરવામાં ન આવે, એટલે કે તેવા ધર્મને બળે જો અર્થપ્રાપ્તિ કરવામાં નથી આવતી, તો તેવી ધર્મભાવનારહિત પ્રવૃત્તિથી કરાયલ અર્થપ્રાપ્તિ મોક્ષ રૂપી પુરુષાર્થને સાધવાના કામમાં ઉપયોગી થતી નથી એટલું। તેટ-

નહિ, પરન્તુ એ પ્રકારના ધર્માધાર વિના કરાતી અર્થપ્રાપ્તિ અપકર્ષની જનેતા પણ થઇ પડે છે.'' બીજા શબ્દોમાં કહીએ તો, પ્રત્યેક જને તેમ જ પ્રત્યેક સમાજે તથા રાજ્યે પોતપોતાના ધર્મ-કર્તવ્ય–ની મર્યાદામાં રહીને જ અર્થ–સાધન–લાભ મેળવવાને પ્રવૃત્ત રહેવું જોઇએ; કારણ કે તેમ કર્યાં વિના કેવળ સુખાવસ્થા-સ્વતંત્રતા–ની પ્રાપ્તિ થઇ શકતી નથી જ. આપણા પ્રાચીન નીતિવિશારદોએ જે બાબતોને શ્રેયસ્કર–પારલૌકિક સુખ અપાવનાર-ગણેલી છે તે જ બાબતોને તેમણે પ્રેયસ્કર પણ માનેલી છે; અને તેથી કરીને ઐહિક જીવનની દ્દષ્ટિએ પણ તેમણે, અર્થ-સાધન--ઉપાય–માત્રને ધર્મના અંકુશ બહાર રહેવા દીધેલ નથી. આ લેખ જે અર્થશાસ્ત્રના ઉદ્ઘાટન રૂપે લખાયલ છે તે અર્થશાસ્ત્રના કર્તા વિશ્વવંદ્ય નીતિવિશારદ કૌટિલીયે 'અર્થ' શબ્દના જે વિવિધ અને વિશિષ્ટ અર્થો સૂચવેલા છે તે તમામને તમે આ કૃતિમાં જે તે ઠેકાણે જોઇ શકશો એટલું તો નહિ, પરન્તુ એ તમામ પ્રકારના અર્થોને સિદ્ધ કરાવી આપનાર રાજનીતિ કે દંડનીતિને તેણે સર્વથા ધર્માધીન બનાવેલી છે એવું પણ તમારા જાણવામાં આવી શકશે. આમ હોઇને, પ્રેયસ્કર તેમ જ શ્રેયસ્કર ગણાય તેવી તમામ પુરુષાર્થસાધક બાબતોની અન્યોન્યોપકારકતા સ્થાપી આપનાર તથા તે તમામ એકંદર ઉપયોગિતાની મર્યાદા ઠરાવી આપનાર જો કોઇ પણ શાસ્ત્ર હોય તો તે અર્થશાસ્ત્ર છે; અને તે એક પ્રકારનું ધર્મશાસ્ત્ર છે, એવું જો આપણે કહેશું તો તે ખોટું પણ નહિ ગણાય.

**અર્થશાસ્ત્રની ઐતિહાસિક ઉપયોગિતા અને તેની ક્રિયાત્મકતા**

આજ સુધીમા જેટલું સંસ્કૃત વાઙ્મય પ્રકાશમાં આવી શકેલું છે તેમાં 'અર્થશાસ્ત્ર' સંજ્ઞા ધરાવનાર જો કોઇ પણ ગ્રંથ આપણને પ્રાપ્ત થયો હોય તો તે ફક્ત આ "કૌટિલીય અર્થશાસ્ત્ર" જ છે. તથાપિ એવું સમજવાનું નથી કે, 'અર્થશાસ્ત્ર' સંજ્ઞા આપીને રાજનીતિશાસ્ત્ર લખવાની પહેલ કૌટિલીયે જ કરેલી. કૌટિલીય પોતાની આ કૃતિના આરંભમાં લખે છે તે પ્રમાણે, "પૃથ્વીના લાભ અને પાલનને

અર્થે પૂર્વકાળના આચાર્યોએ જે બધાં અર્થશાસ્ત્રો રચેલાં છે તેમાંનાં ઘણાખરાનો ઉપયોગ કરીને 'આ અર્થશાસ્ત્ર' રચવામાં આવેલ છે." અર્થાત, કૌટિલીયે અર્થશાસ્ત્ર લખ્યું તે પહેલાં, કાલભેદ પ્રમાણે, અનેક અર્થશાસ્ત્રો લખાયલાં હતા, અને કૌટિલીયે પોતાનું અર્થશાસ્ત્ર લખવામાં તેમાના ઘણાખરાનો ઉપયોગ પણ કરેલો હતો. શોચનીય વાત એ છે કે, કૌટિલીયે જોયલાં અર્થશાસ્ત્રો આપણને હાલ ઉપલબ્ધ થયા નથી; તોપણ ભવિષ્યમાં તે પૈકી કોઇ પણ જો આપણને ઉપલબ્ધ થઇ આવશે, તો તેના પરિણામમાં આપણા રાજનીતિવિષયક ઇતિહાસને મોટો લાભ થયા વિના નહિ રહે એ પણ નક્કી જાણવું. આ છતાં આટલું તો નિઃશંક કહી શકાય તેમ છે જ કે, આપણા આર્યાવર્તના રાજનીતિશાસ્ત્રનો ઇતિહાસ લખવાની ઇચ્છા રાખનારને કૌટિલીય અર્થશાસ્ત્ર અનેક કોટીના અનુમાનો બેંધાવે એવાં સાધનો પૂરા પાડે તેમ છે; કારણ કે કૌટિલીયે પોતાના આ ગ્રંથમાં અનેક પ્રાચીન અર્થશાસ્ત્રીઓના અભિપ્રાયોના પરીક્ષા ખંડનમંડનાત્મક પદ્ધતિએ કરીને તેમાં રહેલા ગુણદોષો બતાવી આપેલા પણ છે. આ કૌટિલીય અર્થશાસ્ત્રમાં તેના કર્તાએ, શુક્રાચાર્ય તથા બૃહસ્પતિ—એ બે રાજનીતિશાસ્ત્રીઓને તો આરંભમાં જ સન્માનેલા છે; અને તે ઉપરથી આપણે કહી શકીએ તેમ છીએ કે, એ ઉભય આચાર્યોના નીતિગ્રંથોનું અધ્યયન કૌટિલીયે કરેલું એટલું તો નહિ, પરંતુ એ ઉભય નીતિવિશારદોના વિચારોની છાપ પણ તેના ચિત્ત ઉપર ઉંડી પડેલી હોવી જ જોઇએ. આમ હોઇને શુક્રનીતિ તથા બૃહસ્પતિનીતિ—આ બન્ને ગ્રંથોને આપણે જો કૌટિલીય પહેલાંના કાળના ગણવાને પ્રેરાઇએ તો તે પ્રમાણે આપણને થતી પ્રેરણા દોષયુક્ત ગણાશે નહિ. આ ઉપરાંત કૌટિલીયે મનુ, ભારદ્વાજ, વિશાલાક્ષ, પરાશર, બાહુદંતીપુત્ર, પિશુન વગેરે અનેક રાજનીતિશાસ્ત્રીઓને લગતા ઉલ્લેખો પણ કરેલા છે, અને તે એટલા બધા છે કે, તે ઉપરથી આપણે, રાજનીતિના વિષયમાં પારંગત થવાને માટે કૌટિલીયે કેટલો બધો શ્રમ ઉઠાવેલો તે વાતની કલ્પના કરી શકશું પણ ખરા. અર્થાત્, કૌટિલીયનો આ ગ્રંથ

આપણને આપણી સ્વદેશીય રાજનીતિવિદ્યાનો વિકાસક્રમ બતાવવાના કામમાં ઘણો જ ઉપકારક થઇ પડે તેમ છે, એમ તો હરકોઇ પાડકે કબૂલ કરવું પડશે જ.

વળી બીજી એક દષ્ટિથી પણ આપણે આ કૌટિલીય અર્થશાસ્ત્રની ઐતિહાસિક ઉપયોગિતા બતાવી શકીએ તેમ છીએ. પોતાના વિચારોને લોક સમક્ષ ધરવાના હેતુથી જેમ કેટલાક લેખકો લખે છે તેમ કૌટિલીયે કેવળ સંસ્કૃત વાઙમયની સેવા કરવા અર્થેજ આ અર્થશાસ્ત્ર લખી નાખેલું નથી. કૌટિલીય પોતે કેવળ આદર્શવાદી ન હતો, પરંતુ આદર્શને આચારમાં ઉતારનાર તે એક મહાકર્મયોગી હતો. ગ્રીસવાસી વિજેતા ઍલેક્ઝાંડર કે જે આપણા પ્રાચીન વાઙ્મયમાં 'અલીકસુંદર' વા 'અલકસુંદર' કે 'અલક્ષ્યસુંદર' ના નામથી ઓળખાવાયલો છે તે આપણા હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો (ઇ. સ. પૂ૦ ૩૨૪) ત્યારપછી આપણા દેશમાં જે અવ્યવસ્થા થઇ આવી તે તથા મગધદેશના નંદરાજાના સ્વચ્છંદી શાસનવિધિના પરિણામે ઉદ્‌ભવેલી "અરાજકતા" લોકમાત્રને "અસહ્ય" થઇ પડી તે કારણે આ તપસ્વી કૌટિલીય ચંદ્રગુપ્તમૌર્યનો પક્ષ (પૃ. ૭૨૯) કરીને દેશોદ્ધાર કરવાને પ્રેરાયલો હતો, એ વાત ઇતિહાસપ્રસિદ્ધ છે. તથાપિ ચંદ્રગુપ્ત મૌર્ય મહારાજા બને એટલાથી કાંઇ દેશોદ્ધાર થઇ જાય ખરો ? આ પ્રશ્ને કૌટિલીયને રાજનીતિશાસ્ત્ર-અર્થશાસ્ત્ર-લખી નાખવાને પ્રોત્સાહિત કરેલ, અને એણે એ પ્રમાણે પોતાનાથી ગાદીએ બેસાડાયલા "નરેન્દ્રના હિતાર્થ" આ અર્થશાસ્ત્ર લખી પણ નાખેલું. કૌટિલીયે પોતાની આ કૃતિને રાજનીતિવિદ્યાની "માર્ગોપદેશિકા" જેવી સાદી સંજ્ઞા આપેલી છે તે તેની નિરભિમાનતા સિવાય અન્ય કાંઇ નથી; કારણ કે વસ્તુતઃ આ તેની કૃતિ એટલી તો પરિપૂર્ણ છે કે તેને કેવળ માર્ગોપદેશિકા રૂપે ગણવાની ધૃષ્ટતા કોઇપણ જન કરી શકે તેમ નથી. અર્થાત્, અર્થશાસ્ત્રમાં નિર્દિષ્ટ કરાયલ બાબતોને અનુસરતી જ રાષ્ટ્રવ્યવસ્થા ચંદ્રગુપ્ત મૌર્યે કરેલી હતી, અને એ પ્રમાણે એ કરે એ જ કૌટિલીયનો હેતુ એ લખવામાં સમાયલો પણ હતો.

અને એ પ્રમાણે ચંદ્રગુપ્તે કર્યું તેથી જ તે મહાસમર્થ અને ચક્રવર્તી મહારાજાના પદને પહોંચી શકેલો પણ ખરો. આમ હોઇને અર્થશાસ્ત્રને આપણે તાર્કિક કોટીનો નહિ, પરન્તુ "ક્રિયાત્મક-" અમલમાં મુકાયલ-રાજનીતિ બતાવનાર ગ્રંથ તરીકે ગણવું પડશે જ. આ અર્થશાસ્ત્ર-માં નિર્દિષ્ટ કરાયલ રાષ્ટ્રવ્યવસ્થાને લગતી બાબતો એટલી તો નીતિનિપુ-ણતાદર્શક છે કે, જે બુદ્ધિએ તે સર્વની કલ્પના કરી છે તે બુદ્ધિને અગાધ ઐશ્વર્યવાળી માનવી જ પડે; અને ચંદ્રગુપ્તને જે સર્વોત્કૃષ્ટ ઐશ્વર્ય પ્રાપ્ત કરેલું તે, તે બુદ્ધિથી ઘડાયલ અને અમલમાં મુકાયલ રાજનીતિનું જ પરિ-ણામ હતું. ચંદ્રગુપ્ત મૌર્યના દરબારમાં રહેલ ગ્રીસવાસી મૅગેસ્થનીઝે પોતાના સમયના હિંદુસ્તાન વિષે જે નોંધ કરેલી છે તે પણ આપણી પૂર્વોક્ત પ્રકારની વિચારસરણિને પુષ્ટિ આપે તેમ છે. વળી ઍલેક્ઝાંડરની ચઢાઇ આવી ગયા બાદ હિંદુસ્તાનમાં જે સંક્ષોભ થઇ આવેલો તેને ઘણા જ થોડા વખત-માં શાંત પાડી દઇ તેને ઠેકાણે સ્વસ્થતાની જે સ્થાપના થઇ જવા પામી અને લોકમાત્રની રક્ષા કરી શકે એવું મહાસમર્થ અને સુવ્યવસ્થિત સં-સ્થાઓવાળું જે સામ્રાજ્ય ઉપસ્થિત થઇ આવ્યું તે બધું જો, આ કૌટિલીય અર્થશાસ્ત્રમાં આલેખાયલ રાજનીતિના પરિણામ રૂપ ગણાય નહિ, તો પછી એ પ્રકારના પરિણામને અન્ય કોઇ કારણ સાથે સંકલિત કરવાની જરૂર પડવાની જ. આ ઉપરાંત અન્ય એક પરોક્ષ પુરાવાથી પણ આ કૌટિલીય અર્થશાસ્ત્રની ક્રિયાત્મકતા સિદ્ધ થઇ શકે તેમ છે. ચંદ્રગુપ્ત મૌર્ય-ના પૌત્ર મહારાજા અશોકે બૌદ્ધધર્મનો પ્રચાર કરવાને મહાપ્રયાસ કરેલો, એ વાતનો ઇન્કાર કોઇથી થઇ શકે તેમ નથી. આમ છે તો પછી આપણે કહી શકશું કે, જો અશોક મહારાજાના શાસનતંત્રનાં ચક્રો બરાબર સુવ્યવસ્થિત રીતે કામ કરી રહેલાં ન હોત, અગર તો એના સામ્રાજ્યની બધી ય સંસ્થાઓ પોતપોતાનાં કાર્યો કરવામાં રીઢી બની ગયલી ન હોત, તો તે મહારાજાને પોતાની ઇષ્ટ પ્રવૃત્તિ કરવાનો જે અવકાશ મળેલો તે અવકાશ તેને મળી શકત પણ નહિ. વળી આપણી

પોતાની કેટલીક સામાજિક સંસ્થાઓનો ઇતિહાસ . પણ આપણને આ અર્થશાસ્ત્રની ક્રિયાત્મકતા સિદ્ધ કરી આપે તેમ છે. અલબત્ત ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં પ્રવર્તતી આપણી સામાજિક કે વ્યાવહારિક સંસ્થાઓ સાંપ્રત કાલમાં જોકે મૃત્યુશય્યા ઉપર પડેલી છે અને તે પૈકી કેટલીક તો ભસ્મીભૂત થઇ ગયલી છે પણ ખરી; તથાપિ એ આપણી મરંમરં થઇ રહેલી સંસ્થાઓ તથા નષ્ટ થઇ ગયલી સંસ્થાઓના અવશેષો અબોલ રહીને પણ પોતપોતાની ભૂતકાલીન કથા આપણને કહી આપે તેમ તો છે જ. એ કથા આપણને એટલું તો વિદિત કરશે જ કે, કૌટિલીયે પોતાના " અર્થશાસ્ત્ર " માં જે વિવિધ યમનિયમો લખેલા છે તે બધા એક કાલે હિંદુસ્તાનમાં પ્રચરિત થયલા, રાષ્ટ્રજીવનમાં તેમ જ પ્રજાજીવનમા તેઓ પૂરેપૂરા ઓતપ્રોત થઇ રહેલા, અને તેમના કાર્યથી જે ઉંડી છાપ લોકજીવન ઉપર પડેલી તે, સૈકાઓ વીતી ગયા તોપણ છેક ભૂંસાઇ ગયલી પણ નથી. વર્તમાન શતકનાં વધારે નહિ તો છેલ્લાં પચાશ વર્ષના ગાળામાંના આપણા સમાજજીવનનો ઇતિહાસ, અમારા આ લેખનો કોઇ પણ પાઠક જો તપાસી જોશે, તો તેને સહજ—સ્વલ્પશ્રમના અંતે—પ્રતીતિ થઇ આવ્યા વિના નહિ રહે કે, કૌટિલીયના અર્થશાસ્ત્રમાં જે બધા યમનિયમો બતાવવામાં આવેલ છે તે બધા અગર તો તે પૈકી ઘણાખરા અદ્યાપિ આપણા સમાજજીવનને નિયમિત કરી રહેલા છે જ. આશ્ચર્યની વાત તો એ છે કે, ભૂતકાળમા મુસલમાન વિજેતાઓનો અમલ દીર્ઘકાલ પર્યન્ત ચાલુ રહેલો તે છતાં તે યમનિયમોનું પાલન થઇ રહેલું હતું. વળી આથી પણ વધારે આશ્ચર્યજનક વાત એ છે કે, એ વિદેશી વિજેતાઓને એ આપણી ઘણીખરી સંસ્થાઓની વ્યવહાર સિદ્ધતા સ્વીકારવી પડેલી એટલું તો નહિ, પરંતુ તેમના આધારે જ પ્રાયશઃ રાષ્ટ્રજીવનના નાવને તરતું રાખવાની ફરજ પણ તેમને પડી ગઇ હતી. અનેક જ્ઞાનસંપન્ન અને સમર્થ મંત્રીઓથી અને અમાત્યોથી અહોનિશ ઘેરાઇ રહેતા અને નવાનવા ચીલા પાડવાની પ્રબળ આકાંક્ષા ધરાવનાર અકબર જેવા શહેનશાહે પણ, આ અનુપમ અર્થશાસ્ત્રમાંના કાયદાકાનૂનોને

રાષ્ટ્રોપકારક ગણીને પોતાના ઉપયોગમાં લીધેલા, અને આજે આપણે યુરોપીય આર્યતાને, એ જ અર્થશાસ્ત્રમાં સૂચવાયેલ સંસ્થાઓ તથા કાયદાકાનૂનો અને રાજનીતિને પોતાના પેટમાં પચાવી લેતી દેખીએ પણ છીએ. અર્થાત્, કૌટિલીયે પોતાના અર્થશાસ્ત્ર રૂપી મૂળદ્વારા જે રાજનીતિવિદ્યાની સરિતા વહેતી મુકેલી છે તે અવાપિ પર્યન્ત, સરસ્વતી નદીની પેઠે ક્વચિત્ દષ્ટ તો ક્વચિત્ અદષ્ટ રૂપમાં પણ વહેતી રહેલી છે; અને જે કોઇ મહારાજ્યને સામર્થ્યયુક્ત થવાનો અભિલાષ થઇ આવશે તેને તેનું પાણી પીધા વિના ચાલશે નહિ એટલું તો નહિ, પરંતુ આ કૌટિલીય અર્થશાસ્ત્રમાં જે પ્રકારની ગીણવટ રહેલી છે તે સમજવાને અને તે પ્રમાણે સમાજજીવનને નિયમિત થતું કરવાને કહેવાતી સુધરેલી પ્રજાઓએ પણ હજુ ઘણો પ્રયાસ કરવો પડશે, એ પણ નિઃસંદેહ છે.

અર્થશાસ્ત્ર કૌટિલીયની કૃતિ છે, અને તે કૌટિલીયે જ ચંદ્રગુપ્ત મૌર્યને મગધની રાજગાદી ઉપર વિરાજતો કરેલો એવું જો કે આપણે પૂર્વે સૂચવી ગયા છીએ, તોપણ તે બન્ને વાતોને પ્રતિપાદિત કરી આપે તેવાં પ્રમાણો આપણે જોયાં કે તપાસેલાં તો નથી જ. આમ હોઇને એ ઉભય બાબતોને તથા એ બન્ને વચ્ચે રહેલ સંબંધને સિદ્ધ કરી આપનાર પ્રમાણો તપાસી લેવાં એ આપણને માટે એક ધર્મ્યકર્મ રૂપ થઇ પડે છે. આ અર્થશાસ્ત્ર જે કૌટિલીયની કૃતિ તરીકે ઓળખાવાયું છે તે કૌટિલીયના જીવનને લગતી આખી કથા અદ્યાપિ પર્યન્ત આપણાથી જાણી શકાઇ નથી; તોપણ તેના પછીના જુદા જુદા સંસ્કૃત લેખકોએ તેના સંબંધમાં જે વિવિધ નિર્દેશો કરેલા છે તેના આધારે તેમ જ તેણે લખેલા 'અર્થશાસ્ત્ર'ની મદદથી આપણે તે મહારાજવિદ્યાવિજ્ઞની જીવનકથા ન્યૂનાધિક પ્રમાણમાં રચી શકીએ તેમ છીએ. અર્થશાસ્ત્રની દષ્ટિથી જોશું તો આપણને જણાશે કે, આ કૌટિલીયે પોતાની જાતને ફક્ત * 'વિષ્ણુગુપ્ત' નામથી

**કૌટિલીય કોણ ?**

* જુવો પાન ૭૨૯—"શાસ્ત્ર ઉપર ભાષ્ય લખનારાઓના લેખોમાં બહુ પ્રકારના દોષો જોવામાં આવતાં વિષ્ણુગુપ્તે પોતે આ સૂત્ર અને ભાષ્ય રચી કાઢેલ છે."

અને તે પણ માત્ર એક જ વાર ઓળખાવેલ છે; અને તે સિવાય બીજો કોઈ પણ મુખ્ય પ્રકારનો પરિચય તેણે પોતાના સંબંધમાં તે ગ્રંથમાં કરાવેલો નથી. આમ કૌટિલીયે એક રીતે નિરભિમાનતા દર્શાવેલ છે; છતા પણ તેણે પોતાના સંબંધમાં ઠેકઠેકાણે "કૌટિલ્ય" સંજ્ઞાનો, તેમ જ તેણે પોતે જે હેતુથી 'અર્થશાસ્ત્ર' લખેલું છે તે હેતુનો જે નિર્દેશ કરેલો છે તે એવા પ્રકારનો છે કે, તેની મદદથી આપણે તે મહાપુરુષને લગતી કેટલીક કથા ઉપજાવી શકીએ તેમ છીએ વળી ઇ. સ. ના ચોથા સૈકાના અરસામાં, ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર કહે છે તે પ્રમાણે, જાવામાંથી બલિદ્વીપ વિષે જઈ વસેલા કેટલાક હિંદુ–આર્યજનો પોતાની સાથે કામંદકકૃત 'નીતિસાર' સંજ્ઞક, એક રાજવિદ્યાવિષયક ગ્રંથ લેતા ગયેલા તે ગ્રંથ જોવાથી પણ આપણને આ કૌટિલીયને લગતી કેટલીક હકીકત મળી આવે તેમ છે. કામંદકે આ 'નીતિસાર' ગ્રંથ ક્યારે લખેલો તે વિષે આપણે અત્યારે જોકે કશું નિશ્ચયપૂર્વક કહી શકીએ તેમ નથી; તથાપિ તે ગ્રંથ તેણે કૌટિલીય અર્થશાસ્ત્રની મદદથી લખેલો હતો એટલું તો આપણે, તે લેખકે કરેલ ચાણક્ય–પ્રશંસાના આધારે કહી શકીએ તેમ છીએ જ. એ 'નીતિસાર'માં કામંદકે કૌટિલ્યને 'વિષ્ણુગુપ્ત' નામથી ઓળખાવેલ છે એટલું તો નહિ, પરંતુ સુવિખ્યાત ઋષિકુલમાં જન્મેલ, વિશ્રુત અને અપ્રતિગ્રાહક (દાનદક્ષિણા ન લેનાર) બ્રાહ્મણ તરીકે પણ તેણે તેને તેમા વર્ણવેલ છે.× વળી એ કામંદકના લખ્યા પ્રમાણે એ વિષ્ણુગુપ્ત ચારે વેદોનો સંપૂર્ણ

× "वंशे विशालवंशानामृषीणामिव भूयसाम्। अप्रतिग्राहकाणां यो बभूव भुवि विश्रुतः ॥ २ ॥ जातवेदा इवार्चिष्मान् वेदान् वेदविदां वरः। योऽधीतवान् सुचतुरश्चतुरोऽप्येकवेदवत् ॥ ३ ॥ यस्याभिचारवज्रेण वज्रज्वलनतेजसः। पपात मूलतः श्रीमान् सुपर्वा नन्दपर्वतः ॥४॥ एकाकी मन्त्रशक्त्या यः शक्तः शक्तिधरोपमः। आजहार नृचन्द्राय चन्द्रगुप्ताय मेदिनीम् ॥५॥ नीतिशास्त्रामृतं धीमानर्थशास्त्रमहोदधेः। य उद्दध्रे नमस्तस्मै विष्णुगुप्ताय वेधसे ॥६॥
—नीतिसार.

ચાતા હતો, અને મંત્રશક્તિની બાબતમાં કોઇ તેની સ્પર્ધા કરી શકે તેમ પણ ન હતું. આ 'નીતિસાર'માં કામંદકે પોતાના આ "આચાર્ય" અને "ગુરૂ" કૌટિલ્યને, "અર્થશાસ્ત્રમહોદધિમાંથી નીતિશાસ્ત્રામૃત" વલોવી કાઢનાર તરીકે ગણીને તેની બુદ્ધિને બ્રહ્મની બુદ્ધિ સમાન માનેલી છે, અને તે બુદ્ધિના બેલથી તેણે ચંદ્રગુપ્ત મૌર્યને રાજ્યપ્રાપ્તિ કરાવેલી એવું પણ તેણે સૂચવી આપેલું છે. વળી ચન્દ્રગુપ્ત મૌર્યના અર્થે આચાર્ય વિષ્ણુગુપ્તે[1] છ હજાર શ્લોકમાં સંક્ષિપ્ત એવું એક અર્થશાસ્ત્ર લખી કાઢેલું છે, એવું મહાકવિ દંડીએ પણ, સ્વરચિત 'દશકુમારચરિત'માં સૂચવેલું છે; અને 'પંચતંત્ર'ના કર્તા પણ–"मुक्तये विष्णुगुप्तस्य"–એ પ્રમાણે લખીને, કૌટિલ્યનું મૂળ નામ "વિષ્ણુગુપ્ત" હતું એમ બતાવી આપે છે. આમ છતાં આ વિષ્ણુગુપ્તને આપણે બીજાં અનેક ઉપનામોથી વિખ્યાત થયેલો દેખીએ છીએ. "चाणक्यनाम्ना ते नाथ शकटालगृहेरहः । × × × चंद्रगुप्तो कृतो राजा चाणक्येन महौजसा ॥" એવું "બૃહત્કથા"માં સૂચવેલ છે; અને તેથી આપણે એમ પણ કહી શકીએ છીએ કે, તે વિષ્ણુગુપ્ત "ચાણક્ય" નામથી પણ ઓળખાવાતો હતો. વળી 'मुद्राराक्षस' નાટક પરત્વે લખાયેલ ઉપોદ્ઘાતમા ઢુંઢિરાજે પણ તેને 'ચાણક્ય' બિરુદ આપીને, "–नीतिशास्त्रप्रणेता यश्चणक स्तस्यनन्दनः।"–તરીકે તેનું ઓળખાણ કરાવેલું છે. ઢુંઢિરાજના આ લખાણ ઉપરથી નીકળી આવે છે કે, એ વિષ્ણુગુપ્તના પિતાનું નામ 'ચણક' હતું, અને એ ચણક પોતે પણ એક નીતિશાસ્ત્રપ્રણેતા હતો. આ વાતની સાક્ષી આપતા, સ્વરચિત–'अभिधानचिंतामणि'માં[2] હેમચંદ્રે તેને –ચાણક્યને–'ચણકાત્મજ'

[1] अधीष्वतावत्दण्डनीतिम् । इयमिदानीमाचार्य विष्णुगुप्तेन मौर्यार्थे षड्भिः श्लोकसहस्रैः संक्षिप्ता सैवेयमधीत्य सम्यगनुष्ठीयमाना यथोक्तकार्यक्षमेति

[2] वात्स्यायनो मल्लनागः कौटिल्यश्चाणकात्मजः । —दशकुमारचरित
द्रामिलः पक्षिलस्वामी विष्णुगुप्तोऽङ्गुलश्च सः ॥

[2] વધારે ખુલાસા માટે જુવો રા. રા. કે. હ. ધ્રુવના 'મુદ્રારાક્ષસ'ની પ્રસ્તાવના પૃ. ૨૮.

સંજ્ઞા આપેલી છે એટલું તો નહિ, પરંતુ તેને તેણે 'વાત્સ્યાયન, મલ્લનાગ, કૌટલ્ય, દ્રામિલ, પક્ષિલસ્વામી, વિષ્ણુગુપ્ત, અને અંગુલ" એવાં ઉપનામોથી પણ ઓળખાવેલ છે. આ ઉપરાંત 'त्रिकाण्डशेष'મા પુરુષોત્તમે—

विष्णुगुप्तस्तु कौटिल्यश्चाणक्योद्रामिलोऽङ्गुलः ।
वात्स्यायनो मल्लनाग पक्षिलस्वामिनावपि ॥

આ પ્રમાણે લખીને આપણા આ અર્થશાસ્ત્રના કર્તાને બહુનામી, બતાવેલ છે. આમ હોઇ આ સર્વ ઉલ્લેખોને આધારે આપણે કહી શકીએ તેમ છીએ કે, અર્થશાસ્ત્રનો કર્તા વિષ્ણુગુપ્ત પાછળથી અનેક ઉપનામોથી ઓળખાવા લાગેલ, અને તેમાં પણ તેનું 'ચાણક્ય' ઉપનામ તો વધારે પ્રચારમાં રહેલું પણ ખરૂં. કવિ રવિનર્તકે લખેલ 'चाणक्यकथा' તથા 'वृद्धचाणक्य' અને 'લઘુચાણક્ય' તેમ જ 'चाणक्यसूत्राणि' વગેરે ગ્રંથો સાથે જોડાયલ 'ચાણક્ય' સંજ્ઞા પણ આપણને આ વાતની સાક્ષી આપે તેમ છે. આમ હોઇને આપણે કહી શકશું કે, જે પુરૂષને આટલાં બધાં અર્થસૂચક ઉપનામોથી વિવિધ લેખકોએ ઓળખાવેલ છે તે પુરૂષ એક કાળે મહાકીર્તિને પામી રહેલો તો હોવો જ જોઇએ, અને તેણે લખેલ અર્થશાસ્ત્ર એક પ્રમાણગ્રંથ રૂપે પૂજાતું રહેલું પણ હશે જ. આમ છતાં આ વિષ્ણુગુપ્ત કૌટિલ્યને આપણે, એકલા અર્થશાસ્ત્રનો કર્તા ગણીને બેસી શકીએ તેમ નથી. તે પોતે 'વાત્સ્ય' વંશમાં જન્મેલો હતો, અને તેથી તેણે 'વાત્સ્યાયન' સંજ્ઞા ધારણ કરીને અન્ય એક 'કામસૂત્ર' નામનો ગ્રંથ રચેલો છે; તેમ ગૌતમના ન્યાયસૂત્ર ઉપર ભાષ્ય પણ તેણે લખેલું છે. રા. કેશવલાલ હ. ધ્રુવ નોંધી બતાવે છે તે પ્રમાણે, "કામસૂત્ર ચાણક્યની કૃતિ છે એટલે કે ચાણક્ય ને વાત્સ્યાયન એક છે એમ 'ઉપાધ્યાયનિરપેક્ષા' ટીકાના 'तथा चोक्तं कामसूत्रेऽस्मद् गुरुणा (=चाणक्येन=)'ઉપરથી ફલિત પણ થઇ આવે છે.' વળી न्यायभाष्य, कौटिल्यभाष्य, वात्स्यायनभाष्य गौतमीय

સ્મૃતિભાષ્ય—એ ચારેનો કર્તા પણ ચાણક્યને એ ટીકામાં કહ્યો છે, તેથી 'પક્ષિલસ્વામી' નામ પણ ચાણક્યનું ઠરે છે. વળી કામસૂત્રમાં પાટલિપુત્રનો ખાસ 'નગર' નામથી નિર્દેશ કર્યો છે, ને તેના પૌરોને 'નાગર' કહ્યા છે. એ પ્રયોગ રૂઢ થાય એવી ખ્યાતિ તો પાટલિપુત્ર હિંદના ઇતિહાસમાં એક જ સમયે ભોગવતું હતું. એ સમય મૌર્ય ચંદ્રગુપ્ત અને તેના પૌત્ર અશોકનો છે. આથી કામસૂત્ર તે સમયે રચાયું ઠરે છે. એ વાત સ્વીકાર્યા પછી કામસૂત્રકાર વાત્સ્યાયન ચાણક્ય જ છે × એ સ્વીકરાવવાને જુદાં પ્રમાણ આપવાની થોડી જ જરૂર રહે છે." આ કામસૂત્રકાર ચાણક્યને સુબંધુએ 'વાસવદત્તા'માં 'મલ્લનાગ'નાં નામે ઓળખાવેલ છે, અને માધવે 'સર્વદર્શનસંગ્રહ'માં, ન્યાયભાષ્યના સિદ્ધાન્ત 'પક્ષિલસ્વામી'ના નામે નોંધાવેલ પણ છે. વળી 'કામંદકીય નીતિસાર' ઉપરની 'ઉપાધ્યાય-નિરપેક્ષા' ટીકામાં પણ 'ગૌતમીયસ્મૃતિ' ઉપર ચાણક્યે ભાષ્ય લખ્યાનો નિર્દેશ થયલો છે; અને આપણે અર્થશાસ્ત્રમાંથી પણ જાણી શકીએ તેમ છીએ કે, આ કૌટિલ્યને ન્યાયનો વિષય અતિપ્રિય પણ હતો. આમ હોઇને આપણે આ કૌટિલ્યને વિશાખદેવના વચન પ્રમાણે, "आकरः सर्वशास्त्राणाम् (સર્વ શાસ્ત્રોની ખાણ)" રૂપ જો ગણીશું, તો તે અતિશયોક્તિ ગણાશે નહિ.

'કૌટિલ્ય' ગોત્રસંજ્ઞા છે.

તથાપિ આ વિષ્ણુગુપ્ત ચાણક્યે પોતાનું ઓળખાણ "કૌટિલ્ય" સંજ્ઞાથી અર્થશાસ્ત્રમાં કરાવેલું છે એ વાત અનિષ્ટ પરિણામ ઉપજાવ્યા વિના રહેલી નથી. સમયભેદ પ્રમાણે અભિપ્રાયભેદ થઈ આવતાં શબ્દ પરત્વે અર્થભેદ પણ ઉત્પન્ન થઇ આવે છે; અને તેમાં પણ જ્યારે કવિની કલ્પના તેમાં ભળે છે ત્યારે અર્થનો અનર્થ થઇ આવ્યા વિના રહેતો પણ નથી. "किंवा तेषा साम्प्रतं येषामतिनृशंसप्रायोपदेश निर्घृणं कौटिल्य-शास्त्रं प्रमाणम् + + + + —" એ પ્રમાણે કાદંબરીમાં બાણ જેવા મહા-કવિએ કુટિલતાવાચક અર્થમાં 'કૌટિલ્ય' શબ્દનો પ્રયોગ કર્યો ત્યારથી

+ રા. કે. હ. ધ્રુવના 'મુદ્રારાક્ષસ'ની પ્રસ્તાવનામાંથી.

ચાણુક્ય પરંતે વપરાતી રહેલ 'કૌટિલ્ય' સંજ્ઞાનો મૂળ અર્થ ભૂલાઇ જઇને તે મહાનીતિવિશારદ આચાર્યની નીતિને કુટિલતાબોધક ગણવાની શરૂઆત થઇ ચૂકી, અને તેના પરિણામમાં છેક આજ સુધી તેને અન્યાય થતો રહેલો પણ છે ! બાણુ જેવા પ્રતિભાશાળી કવિ જે કાંઇ લખે કે સૂચવે તેને જનસમાજ સાચું માનીને ઝીલી લે તેમાં કાઇ નવાઇ જેવું નથી; અને તેમાં પણ રાજનીતિ જેવો કપરો વિષય અસૂક્ષ્મબુદ્ધિવાળા જનસમાજથી સમજી ન શકાય તેવો હોઇ તેને તે કુટિલતાવાળો દેખાય રહે એ પણ સ્વાભાવિક જ છે. વળી હર્ષવર્ધન મહારાજાના સમયમા બૌદ્ધધર્મનો અતિરેક એટલા બધા પ્રમાણમાં થઇ આવેલો કે તેના પરિણામમા અર્થશાસ્ત્ર પ્રતિ લોકદષ્ટિ અનાદરયુક્ત બની ગયલી હતી; અને તેમાં જ્યારે બાણુ જેવાં શ્લેષરચના કરનારે કૌટિલ્યશાસ્ત્રને કુટિલતાના શાસ્ત્ર તરીકે ઓળખાવી દીધું, ત્યારે પછી જે કાંઇ અધૂરૂં હતું તે પૂરૂં થઇ ગયા વિના રહ્યું પણ નહિ. વળી, " कौटिल्यः कुटिलमतिः स एष येन क्रोधाग्नौ प्रसभमदाहिनन्द वंशः ।"—એ પ્રમાણે મુદ્રારાક્ષસમાં લખાયું, અને તેથી પણ કૌટિલ્ય વિષ્ણુગુપ્તને કુટિલતાના ઉપદેશક રૂપે ગણાઇ જવાનો વારો આવી ગયો ! પરંતુ ખરી વાત એ છે કે, ચાણુક્યને અર્થે જે 'કૌટિલ્ય'સંજ્ઞા નો ઉપયોગ થયલ છે તે, 'કુટિલ' શબ્દ ઉપરથી બનાવાયલ નપુંસકલિંગનું ભાવવાચક નામ નથી. એ " કૌટિલ્ય " સંજ્ઞા જો ભાવવાચક નામ હોત, તો કોઇ પણ સંસ્કૃત લેખક તેનું રૂપ પુલિંગે " कौटिल्यः " કરત જ નહિ, અને તે શબ્દ તેને ઉપયોગમાં લેવો પડત તો તેનું રૂપાખ્યાન નપુંસકલિંગે પહેલી વિભક્તિમાં તે "कौटिल्यम्" જ કરત. તથાપિ આપણે મુદ્રારાક્ષસ, पंचतंत्र, વિષ્ણુપુરાણ, નીતિસાર, ત્રિકાણ્ડશેષ વગેરે અનેક ગ્રંથોમાં એ 'કૌટિલ્ય' સંજ્ઞાને નરજાતિમાં જ વપરાયલી દેખીએ છીએ, અને બાણે પણ 'कौटिल्यशास्त्र' શબ્દ લખીને 'કૌટિલ્ય' શબ્દની જાતિ કુશળતાથી છૂપાવેલી છે. આમ હોવાથી આપણે સહજ અનુમાન ખેંચી શકીએ તેમ છીએ કે, કોઇ પણ સંસ્કૃત લેખકે, ચાણુક્યની સંજ્ઞા રૂપે વપરાયલ " કૌટિલ્ય "

શબ્દને હેતુપૂર્વક કુટિલતાવાચક બનાવેલ કે સૂચવેલ નથી એટલું તો નહિ, પરંતુ એ વિષ્ણુગુપ્ત પોતે એવો તો મહાસમર્થ શાસ્ત્રવિશારદ અને અતિસૂક્ષ્મબુદ્ધિવાળો સ્વાભિમાની પુરૂષ હતો કે તે પોતાની સંજ્ઞારૂપે, કુટિલતાના અર્થમાં અપભ્રષ્ટ થવા પામે એવા "કૌટિલ્ય' શબ્દનો પ્રયોગ પોતાના હાથે વિના કારણે કરવાનું સાહસ કરે એ પણ અસ્વાભાવિક જ છે. આમ હોઇને આપણે આ "કૌટિલ્ય" શબ્દનું મૂળ ગોતવાને અન્ય કોઈ દિશામાં પર્યટન કરવું પડશે જ. સંસ્કૃત વાઙમયનો ઇતિહાસ વિચારતાં સમજાય છે કે, બાણાદિ કવિજનોએ 'કૌટિલ્ય' શબ્દમાંથી કુટિલતા-વાચક અર્થ ધ્વનિત થઇ આવે એવી જે રચના કરેલી તે કેટલાક ઉત્તરકાલીન સંસ્કૃત લેખકોથી સહ્યું ગયલું નહિ, અને તેથી તેમણે તે શબ્દને સુધારી તેમાંથી ધ્વનિત થઇ આવતી દુષ્ટતા દૂર કરવાનો પ્રયાસ કરેલો છે પણ ખરો. પૂર્વસૂચિત 'अभिधानचिंतामणि' માં 'कौटिल्य'ને બદલે "कौटल्य" શબ્દ વાપરીને તેની વ્યુત્પત્તિ હેમચંદ્રે આ પ્રમાણે કરી બતાવીઃ—"कुटो घटः तं लान्ति कुटलाः । तेषामपत्यं कौटल्यः ॥" કામંદ-કકૃત 'नीतिसार' ઉપર લખાયલ 'उपाध्यायनिरपेक्षा' નામક ટીકામાં પણ—" कुटो घटः तं धान्यपूर्णं लान्ति सगृह्णन्ति इतिकुटलाः कुम्भीधान्यास्तेषामपत्यं कौटल्यो विष्णुगुप्तः।"—એ પ્રમાણે લખીને 'કૌટિલ્ય'ને ઠેકાણે 'કૌટલ્ય' સંજ્ઞા ગોઠવી દેવામાં પણ આવી ! વળી 'नानार्थार्णवसंक्षेप' માં× પણ કેશવસ્વામીએ 'કુટલ' નામનું ગોત્ર હોવાનું [1]જણાવી દઇને 'કૌટિલ્ય' શબ્દને અશુદ્ધ ઠરાવવાનો પ્રયત્ન પણ કરી દીધો। અને છેક હાલના સમયની વાત કરીએ તો, મહામહોપાધ્યાય ટી. ગણપતિશાસ્ત્રી કે જેમણે કૌટલીય અર્થશાસ્ત્ર સંસ્કૃતમાં પ્રસિદ્ધ કરેલું છે તેમણે પણ તે ગ્રંથની પ્રસ્તાવનામા 'कौटिल्य' શબ્દને અશુદ્ધ ઠરાવીને તેને ઉત્તરકાલીન

× अथ स्यात् कुटलो गोत्रऋषिपूर्वो पुंसि नप् पुनः ।
विषादाभरणेऽप्य त्रिः कुटिलं कुञ्चितं भवेत् ॥

[1] 'કુટલ' સંજ્ઞા ધરાવનાર કોઇ પણ ગોત્ર જણાતું નથી.

લહીઆઓના હસ્તદોષ રૂપ બતાવવાનો તેમ જ તેને ઠેકાણે 'કૌટલ્ય' શબ્દ ઠઠાવી દેવાનો યત્ન કરેલો છે, અને તેના જ આધારે ડૉ. ભંડારકર જેવા સંસ્કૃતભાષાશાસ્ત્રી પણ તે "कौटिल्य" શબ્દનો, ચાણક્યની સંજ્ઞા તરીકે સર્વથા બહિષ્કાર કરવાનો બોધ કરી રહેલા છે પણ ખરા ! પરંતુ ચાણક્યનીતિ વસ્તુતઃ જો કુટિલ–દુષ્ટતાવાળી–હોય, તો પછી કેવળ "कौटिल्य" શબ્દનો બહિષ્કાર કરવાથી તે અકુટિલ ઠરી જવાની નથી, એ પણ નિર્વિવાદ છે; તેમ વળી વિષ્ણુગુપ્ત ચાણક્યનું ઉપનામ જો "कौटिल्य" ઠરી જાય, તો તેવા તેના નામમાત્રના યોગથી જ, તેવા આચાર્યથી ઉપદેશાયલ રાજનીતિ કુટિલ ઠરી જવાની પણ નહિ જ. મનુષ્યના નામ ઉપરથી, તેના ભાવોની કલ્પના કદિ પણ કરી શકાય નહિ. તથાપિ કોઇ પ્રસંગમાં અપવાદ ખાતર કદાચિત્ તેમ કરવું પડે, તો તે પ્રમાણે કરાતી ક્રિયા અપવાદ રૂપ જ ગણાશે; સાધારણ નિયમ તરીકે તેને સર્વથા ગ્રાહ્ય ગણી શકાશે નહિ. આમ હોઇને આપણે "कौटिल्य"ને બદલે "कौटल्य" શબ્દનો સ્વીકાર કરી શકીએ તેમ નથી. કામંદકીય નીતિસાર ઉપર લખાયલ 'जयमंगला' નામક ટીકામાં જણાવવામાં આવેલ છે તે પ્રમાણે વિષ્ણુગુપ્તને "कौटिल्य" સંજ્ઞા † તેના ગોત્ર ઉપરથી પ્રાપ્ત થયલી હતી; અને 'गोत्रप्रवरनिबंधकदम्बम्' નામક જે ગ્રંથ, કલ્યાણ–મુંબઇ–માંથી 'लक्ष्मीवेंकटेश्वर' મુદ્રણાલય દ્વારા પ્રસિદ્ધ થયલ છે તે ગ્રંથમાં પ્રસિદ્ધ થયલ શ્રીકમલાકરભટ્ટકૃત 'प्रवरदर्पण' માંના પાન ૧૫૭ ઉપર 'भार्गव वैतहव्य सावेदस' સંજ્ઞક જે પાંચમો પ્રવર અને 'यस्काः वीतहव्याः' સંજ્ઞક પાંચમો ગણ બતાવવામાં આવેલ છે તેમાં પણ 'कौटिल्यः' અને "कौटिल्याः" નામનાં પ્રવરગોત્ર નિર્દિષ્ટ કરાયલ છે એટલું જ નહિ, પણ 'प्रवरमंजरी' નામક પુરુષોત્તમપંડિત વિરચિત ગ્રંથમાંના 'भृगुकांड'–ના છઠ્ઠા અધ્યાયમાં પણ "कौटिल्याः" બતાવાયલા છે. આમ હોઇને

† विष्णुगुप्तायेति वात्स्यायनिकी संज्ञा, चाणक्यः कौटिल्य इतिजन्मभूमिगोत्रनिबंधने । —जयमंगला—

આપણે છાતી ઠોકીને કહી શકીએ તેમ છીએ કે, વિષ્ણુગુપ્ત ચાણક્યે પોતાની જાતને ઓળખાવવા અર્થે કરેલ " कौटिल्य " સંજ્ઞાનો ઉપયોગ સર્વથા બરાબર છે, અને તે સામે કોઇ પણ વાંધો લઇ શકાય તેમ નથી. તેનું ગોત્ર " कौटिल्य " સંજ્ઞાથી ઓળખાતું હતું, અને ' ભૃગુ ' નામના મહાગોત્રના શાખાગોત્ર ' यास्क 'નું તે એક ઉપગોત્ર હોઇ તે ઉપગોત્રમાં જન્મતા પુરૂષો " कौटिल्याः " કહેવાતા હતા પણ ખરા. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોઇને આપણે આ ગોત્રસંજ્ઞા રૂપે વપરાયલ " कौटिल्य " શબ્દને કુટિલભાવ દર્શાવનાર "कौटिल्य" શબ્દના અર્થમાં કદિપણ અપભ્રષ્ટ કરી શકીએ તેમ નથી એટલું તો નહિ, પરંતુ કેટલાક વિદ્વાનોએ જેમ "कौटिल्य" શબ્દને " कौटल्य " ના રૂપમાં ફેરવી નાખવાને પ્રયત્ન કરેલો છે તેવો પ્રયત્ન કરવાની આપણને જરૂર પણ રહેતી નથી. વળી પંજાબમાં આવેલ સરસ્વતી નદીનું નામ ' कुटिला ' પણ છે; એટલે કોઇ સમયે એ નદીપ્રદેશ 'कुटिल' સંજ્ઞા પામ્યો હોય અને તેમાં રહેનાર બ્રાહ્મણોનું કોઇ ગોત્ર ' कौटिल्य ' સંજ્ઞાને પામ્યું હોય એમ પણ અનુમાની શકાય તેમ છે. જયમંગલામાં સૂચવાયલ " जन्मभूमिगोत्र" શબ્દોથી આપણને આપણા આ અનુમાન પરત્વે પુષ્ટિ મળે છે પણ ખરી. આ કૌટિલ્યે [1] " म्लेच्छितम् " સંજ્ઞાથી ઓળખાતી સાંકેતિક ગૂઢલિપિ ઉપજાવી કાઢેલી હતી, એ વાત પણ અત્ર ઇતિહાસદૃષ્ટિએ નોંધી લેવા જેવી છે જ.

**કૌટિલ્ય અને ચંદ્રગુપ્ત મૌર્ય.**

આ પ્રમાણે કૌટિલ્યનાં નામઠામ નક્કી કરી લીધા પછી હવે આપણે એ કૌટિલ્યે હિંદુસ્તાનના ઇતિહાસમાં એક ઉજ્જવલ પ્રકરણ ઉમેરવામાં કેવો ભાવ ભજવેલો છે તે બાબતને લગતી થોડીક હકીકત જાણી લેશું.

---

[1] यत्साधु शब्दोपनिबद्धमपि अक्षरव्यत्यासादस्पष्टार्थं तन्म्लेच्छितं गूढवस्तुमन्त्रार्थम् ।-तद्विकल्पा बहवः पूर्वाचार्यैरुक्ताः । तद्यथा कौटिलीयम्— 'कादेः क्षान्तस्य कादेश्च स्वरयोर्ह्रस्वदीर्घयोः । बिन्दूष्मणोर्विपर्यासो दुर्बोधमिति संज्ञितम् ॥—( કામસૂત્ર ઉપરની ટીકા-જયમંગલા-માંથી ).

ંદ્રગુપ્ત મૌર્યને વિષ્ણુગુપ્ત કૌટિલ્યે મગધાધીશ બનાવેલ, એ વાતને તિપાદિત કરી આપનાર પ્રમાણો, સંસ્કૃત તથા પ્રાકૃત વાઙ્મયમાં ટલાં બધાં છે કે, તે સર્વનો ઉતારો અહીં કરીને આ લેખનેવિસ્તાર-ની જરૂર જ રહેતી નથી. તથાપિ આપણે અહીં એ પરત્વે થોડુંક વેચન કરી લેશું. વાયુપુરાણમાં લેખ છે, તે પ્રમાણે ચાણક્યે મગધદેશના જકર્તા નન્દોનાં મૂળ ખોદી નાખીને એ જ નંદકુળના ચંદ્રગુપ્ત ર્યને મગધની ગાદી ઉપર બેસાડેલો હતો, અને આ વાતની પ્રતીતિ આપ-ને†વિષ્ણુપુરાણ (૪-૨૪) માંથી પણ થઇ આવે છે. વળી કામંદક નીતિ-ારમા લખ્યું તે પ્રમાણે તે વજ્રજ્વલન તેજવાળા વિષ્ણુગુપ્તે નન્દ જેવા ર્વતને મૂળમાંથી ઉખાડી નાખીને નૃચંદ્ર જેવા [1]ચંદ્રગુપ્તને મેદિની મેળવી ાપેલી હતી.—" योगनन्दे यशश्शेषे पूर्वनन्दसुतस्ततः। चन्द्रगुप्तो कृतो राजा ाणक्येन महौजसा"—એ પ્રમાણે જ્યારે બૃહત્કથામાં સૂચવાયલું છે ત્યારે બીજી રફથી શ્રીમદ્ ભાગવતમાં પણ આવી જ વાત કહેવાયલી છે. આ ઉપરાંત ેશાખદત્તકૃત મુદ્રારાક્ષસ નાટકમાંથી તેમ જ કવિ રવિનર્તકકૃત " चाणक्य-ा" માંથી પણ આપણે કૌટિલ્યને ચંદ્રગુપ્તમૌર્યના પ્રધાનમંત્રી તથા મદદ-ર રૂપે ઓળખી શકીએ તેમ છીએ. ચંદ્રગુપ્તને મગધની ગાદી ઉપર ાવવા અર્થે કૌટિલ્યે કેવા કેવા પ્રયત્નો કરેલા તે સંબંધમાં ઢુંઢિરાજ-

---

†महापद्मः तत्पुत्राश्चैकं वर्षशतमवनीपतयो भविष्यन्ति नवैव। तान्नन्दान्कौ-ल्यो ब्राह्मण समुद्धरिष्यति। तेषामभावे मौर्याश्च पृथिवीं भोक्ष्यन्ति। टिल्य एव चन्द्रगुप्त राज्येऽभिषेक्ष्यति। तस्यापि पुत्रो बिन्दुसारो भविष्यति। स्यप्य शोकवर्धनः॥—विष्णुपुराण—

[1] यस्याभिचारवज्रेण वज्रज्वलनतेजसः। पपात मूलतः श्रीमान्सुपर्वा न्दपर्वतः॥ ४॥

एकाकी मन्त्रशक्त्या यः शक्तिधरोपम। आजहार नृचन्द्राय चन्द्रगुप्ताय दिनीम्॥ ५॥ —नीतिसार—

રચિત 'મુદ્રારાક્ષસના ઉપોદ્‌ઘાત'માં તથા ચાણક્યકથામાં પણ વિસ્તારપૂર્વક વર્ણન અપાયલું છે તે અમારા પાઠકે વિવેકપુરઃસર વાંચીવિચારી લેવું. આમ બાહ્ય પ્રમાણોથી આપણે જોકે કૌટિલ્યનો સંબંધ ચંદ્રગુપ્ત મૌર્ય સાથે બતાવી શકીએ છીએ, તથાપિ બીજાં કેટલાંક આભ્યંતરિક પ્રમાણોથી પણ આપણે તે ઉભયનો પરસ્પર સંબંધ દર્શાવી શકતા નથી, એમ નથી. કૌટિલ્યે પોતે જે અર્થશાસ્ત્ર લખેલું છે તેમાં એક પ્રસંગે ગ્રંથાન્તે (જુઓ પાન ૭૧૯) સ્પષ્ટ લખેલું છે તે પ્રમાણે દેશ, શાસ્ત્ર અને શસ્ત્રને નન્દરાજાના કબ્જામાંથી મુક્ત કરનાર તે પોતે જ હતો. વળી—" દેશનો અર્થ 'પૃથિવી' થાય છે; અને તેમાં હિમાલયથી છેક સમુદ્ર સુધીના વચલા ભાગમાં વિસ્તરી રહેલ દેશનો જે ઉત્તરભાગ છે અને જેનું કદ (પરિમાણ) એક હજાર યોજન જેટલું છે તેને, કોઇ જેવા તેવા મહારાજાના* રાજ્યરૂપ (ક્ષુદ્રકોટીનો) ગણવાનો નથી "—આ પ્રમાણે સ્પષ્ટ શબ્દોમાં તેણે જે વાત પોતાના અર્થશાસ્ત્રમાં લખેલી છે તે વાત એટલી તો રહસ્યપૂર્ણ છે કે તેની મદદથી આપણને, ચંદ્રગુપ્ત મૌર્ય જેવા મહાસમર્થ મહારાજાનું સ્મરણ થઇ આવે છે એટલું તો નહિ, પરંતુ જે પ્રકારની દંડનીતિ ગ્રહણ કરવાથી તે મહારાજા એટલો બધો સામર્થ્યસંપન્ન બની શકેલ તે દંડનીતિના વિધાતા કૌટિલ્યની કુશળતાનો ખ્યાલ પણ આપણને આવી જાય છે. અર્થાત્ કૌટિલ્ય વિષ્ણુગુપ્તની બુદ્ધિના બળે જ મગધનું રાજ્ય એક સર્વોપરિ મહારાજ્યના રૂપમાં પ્રવૃદ્ધ થવા પામેલું, અને અખિલ ભરતખંડને રાજકીય એકતા, સ્વતંત્રતા અને સ્વસ્થતા પણ પુનઃ તે મહાબ્રાહ્મણના મંત્રથી જ પ્રાપ્ત થઇ આવેલ. આ વાત એટલી તો જ્વલંત છે કે, તે પરત્વે કોઇથી શંકા ઉઠાવી શકાય તેમ નથી જ. કૌટિલ્ય પોતે અર્થશાસ્ત્રમાં કહે છે તેમ, "કાર્ય-સામર્થ્ય ઉપરથી પુરુષ-સામર્થ્યનું માપ" કાઢી શકાતું હોય, તો પછી ચંદ્રગુપ્ત જેવા વિનયસંપન્ન શિષ્ય-સાધનનો સદુપયોગ કરીને કૌટિલ્યે જે પ્રકારની દેશસેવા કરી બતાવેલી છે તે ઇતિહાસદૃષ્ટિએ એવી

---

* જુવો અર્થશાસ્ત્ર-પાન ૫૫૮-૫૫૯; અધિ૦ ૯

તો અનુપમ અને અનુકરણીય કોટિની છે કે, તેનું વિસ્મરણ કદિ પણ કોઈ સ્વદેશહિતચિંતક કરી શકે નહિ જ. હિંદુસ્તાનને આંતરબાહ્ય સંકટોંમાંથી મોક્ષ અપાવનાર પુરૂષ જો કે, બાહ્યદૃષ્ટિએ, મહારાજા ચંદ્રગુપ્ત મૌર્ય હતો; તથાપિ ચંદ્રગુપ્ત મૌર્ય કૌટિલ્યના એક ઉપકરણુ રૂપ હતો, એ વાત પરત્વે આપણે જ્યારે વિચારીએ છીએ ત્યારે– " क्रियासिद्धिः भवति सत्त्वे महतां नोपकरणे '—એ સુભાષિત વચનમાં રહેલા તત્ત્વાર્થ મુજબ, એ ચંદ્રગુપ્ત મૌર્યના વિજયમંદિરના શિખર ઉપર વિરાજતો કૌટિલ્યબુદ્ધિનો કનકકળશ આપણાં નેત્રને આંજી નાખ્યા વિના રહેતો પણ નથી. કૌટિલ્યની બુદ્ધિના ઐશ્વર્યને ઉતારી પાડવાના હેતુથી કેટલાક ઇતિહાસકારો તેને ' પ્રપંચજાળ રચનાર ' તરીકે આલેખીને, એક આગ લગાડનાર નરાધમ રૂપે ખપાવી દેવાનો પ્રયત્ન જોકે કરી રહેલા છે; તથાપિ સ્વરચિત અર્થશાસ્ત્રમાં ઠેકાણે ઠેકાણે ' ધર્મ અને ન્યાય '–એ ઉભય તત્ત્વોને અગ્રસ્થાન આપનાર કૌટિલ્યના ચરિતની પરીક્ષા જે કોઇ ઇતિહાસકાર તટસ્થ ભાવે કરી શકશે તેને તે મહામંત્રી તેમ જ મહામાત્યની નિષ્કામવૃત્તિ, ત્યાગભાવના, દેશભક્તિ, શાંતિપ્રિયતા અને કાર્યકુશળતા વગેરે દેશોદ્ધારક ગુણોનું અસ્તિત્વ તેનામાં દેખાયા વિના રહેશે પણ નહિ. પૃથ્વીના ઇતિહાસમાંથી આપણે ઘણા ય પરિવર્તનકારોનાં નામ ગણાવી શકશું ખરા. પરન્તુ એકવાર પરિવર્તનને જન્મ દીધા પછી, દેશ માત્રને પુનઃ સ્વસ્થ અને સમર્થ બનાવી મુકવાને પોતે જ ભાગ્યશાળી થયા હોય એવા પરિવર્તનકારો તો વિરલ જ આપણને મળી આવશે. અર્વાચીન ઇતિહાસકારો તથા ઇતિહાસપાઠકો નેપોલિયન બોનાપાર્ટને પરિવર્તનકારોના શિરોમણિ રુપે જ્યારે ત્યારે આપણી આગળ ધર્યા કરે અને પૂજાવ્યાં કરે તે વાત સામે કદાચિત્ આપણે વિરોધ કરીએ પણ નહિ; તથાપિ આપણે જ્યારે વિચારીએ છીએ કે, કૌટિલ્ય જેવા એક રંક બ્રાહ્મણે, કેવળ શાસ્ત્રજ્ઞાનના બળે કરીને જ, આપણા હિંદુસ્તાન જેવડા વિશાળ દેશમાં એક મહાપરિવર્તન કરી બતાવેલું છે એટલું તો નહિ, પરંતુ

એ મહા પરિવર્તનના સૂત્રો પણ તેણે આ દેશને સ્વલ્પ સમયમાં શીખાડી દીધેલ છે, ત્યારે એ પ્રમાણે કરી બતાવનાર મહાવિભૂતિની હારમા ઉભા રહી શકે એવા નિષ્કામ પરિવર્તનકારની કોઇ અક્ષરમૂર્તિ આપણી દૃષ્ટિએ ચઢી શકતી નથી, એવું આપણે કહી શકીએ છીએ પણ ખરા. 'કોડ નેપોલિયન' જેમ નેપોલિયનનું સ્મારક છે તેમ 'અર્થશાસ્ત્ર' કૌટિલ્યનું સ્મારક ગણાશે જ. બસ. આ ઉભય પુરૂષોની તુલનાત્મક પરીક્ષા અત્ર વિસ્તારવી એ અસ્થાને હોઇને આપણે તત્સબંધમાં અહીં વધારે બોલશું નહિ.

હવે આપણે કૌટિલીય નીતિની રૂપરેખા સંક્ષેપમા જાણી લેશું. આ

**કૌટિલીય નીતિનું સ્વરૂપ.**

કૌટિલીય નીતિને ઘણીવાર કુટિલતાત્મક બતાવવાના પ્રયાસો થતા રહેલા છે. પરંતુ વસ્તુતઃ કૌટિલ્યે ઉપદેશેલી નીતિ કુટિલતાબોધક છે જ નહિ. તેણે પોતાના તરફથી બોધાયલ રાજનીતિને ' દંડનીતિ ' સંજ્ઞા આપેલી છે એટલું તો નહિ, પરંતુ એ દંડનીતિને એક સ્વતંત્ર વિદ્યારૂપે સ્થાન પણ તેણે આપેલું છે ( આધિ૦ ૧, પ્ર૦ ૨ ). તેના મત પ્રમાણે, " નય તથા અનયનો તેમ જ બળ તથા અબળનો સમાવેશ–દંડનીતિમાં થાય છે," અને તેથી કરીને બાકીની બીજી જે ત્રણ વિદ્યાઓ–આન્વીક્ષકી, વેદત્રય અને વાર્તા–છે તેમના " કલ્યાણ અને પ્રકર્ષનો આધાર " દંડ ઉપર રહેલો છે એમ પણ તે જણાવી દે છે ( અધિ૦ ૧, પ્ર૦ ૪). વળી તે જણાવે છે કે–

" દંડનીતિથી કરીને, જે મેળવાયલું હોતું નથી તે મેળવી શકાય છે, જે કાંઈ મેળવાયલ હોય છે તેનું રક્ષણ કરી શકાય છે, જેનું રક્ષણ કરી શકાયલું હોય છે તેની વૃદ્ધિ કરી શકાય છે, અને જે કાંઇ વૃદ્ધિ પામી શક્યું હોય તેની યોગ્ય વહેંચણી કરી શકાય છે. લોકયાત્રાનો આધાર આની ઉપર જ રહેલો છે, અને તેટલા માટે, લોકયાત્રા થતી રહે એવી ઇચ્છા રાખનારે હંમેશાં દંડનીતિ પરત્વે ઉદ્યુક્ત રહેવું એ જરૂરનું છે. *ભૂતમાત્રને અંકુશ નીચે લાવવા સારૂ દંડના જેવું અન્ય કોઇ સારૂં સાધન

* જુવો અર્થશાસ્ત્ર અધિ૦ ૧, પ્ર૦ ૪.

છે જ, નહિ." કૌટિલ્યનો અભિપ્રાય આ પ્રમાણે મનુષ્યને અંકુશિત કરવા તરફનો હોઇને કદાપિ કોઇને એમ લાગશે કે, તે મનુષ્યને સ્વતંત્રતા આપવાની તરફેણમા નહિ હોય. પરંતુ ખરી વાત એ છે કે, તે પોતે એક સારો તત્ત્વજ્ઞ હતો, અને નિરંકુશ મનુષ્ય કેટલા પ્રમાણમાં ભયંકર પશુના રૂપમાં પરિણમી શકે છે તે વાત તે પોતે સારી પેઠે સમજતો પણ હતો. તેણે પોતે લખેલું છે તે પ્રમાણે, "દંડને જ્યારે બાજુએ મુકવામાં આવે છે ત્યારે **મત્સ્યન્યાય*** પ્રમાણેની અવ્યવસ્થાનો ઉદ્ભવ થઇ આવે છે; કારણ કે દંડધરને અભાવે સબળ (લોકો) દુર્બળ (લોકો)ને ગળી જવા મંડે છે. પણ જો દંડ હોય છે તો તેના રક્ષણ નીચે દુર્બળ સબળને પણ હરાવી શકે છે." આમ સમાજહિતની ખાતર કૌટિલ્ય જો કે દંડ–અંકુશ–મર્યાદા–ની હિમાયત કરે છે, તથાપિ તે પોતે કેવળ દંડ–ગમે તે પ્રકારની દંડનીતિ–ની હિમાયત કરતો નથી એ પણ સ્પષ્ટ છે; કારણ કે તે પોતે લખે છે કે–"દંડ જો તીક્ષ્ણ હોય છે તો તે લોકોને ઉદ્વેગમાં રાખે છે, (અને) મૃદુ દંડ તિરસ્કાર પાત્ર થાય છે; પરંતુ જે કોઇ યોગ્ય દંડ છે તે માનનીય બને છે. જ્યારે **યોગ્ય રીતે** અને **વિચારપૂર્વક** તે અપાય છે, ત્યારે લોકોને ધર્મપરાયણ અને અર્થભોગ–ઉત્પાદક કર્મ કરવાવાળા તે બનાવે છે; અને લોભ તથા ક્રોધની પ્રેરણાથી કે અજ્ઞાનને લીધે અયોગ્ય દંડ અપાય છે ત્યાં, તપસ્વીઓમાં અને વનવાસી સંન્યાસીઓમા પણ આવેશ ઉત્પન્ન થાય છે; અને આમ થાય છે તો પછી ગૃહસ્થને વિષે તો બોલવું જ શું!" કૌટિલ્યના આ વચન ઉપરથી, તેમ જ અન્ય સ્થળે તેણે પોતે સ્પષ્ટ જણાવેલું છે તે ઉપરથી, સહજ સમજવામાં આવે છે કે, તેણે પોતાના તરફથી બોધાયલ રાજનીતિમા 'તીક્ષ્ણદંડ'ને જેમ સર્વથા અનર્થકર ગણી કાઢેલ છે તેમ 'મૃદુદંડ'ને પણ અનુપકારક ગણી કાઢેલ છે. તેની રાજનીતિ કોઇ પણ પ્રકારના દંડ–શાસન–ને ,આજ્ઞ અને ઉપકારક ગણતી હોય તો તે કેવળ "યોગ્ય દંડ" જ છે; અને તેથી આપણે કૌટિલ્યને દમનાત્મક પ્રભુ-

* જુવો અર્થશાસ્ત્ર અધિ૦ ૧ પ્ર૦ ૪.

-તાના નહિ, પરંતુ કેવળ ન્યાયાત્મક ઐશ્વર્યના ઉપદેશક રૂપ જો ગણશું તો -તે સામે કોઇથી વાંધો લઇ શકાશે નહિ. તથાપિ કદાપિ કોઇ પ્રતિપક્ષી એમ કહે કે, આ પ્રકારના એક પ્રમાણથી આપણે કૌટિલ્યને કેવળ ન્યાયાત્મક રાજનીતિનો ઉપદેશક ઠરાવી શકીએ નહિ; તો પછી આપણે તેનાથી રચાએલ અર્થશાસ્ત્રમાંથી અન્ય પ્રમાણ આપીને તે મહાનયવિશારદથી બોધાયલ રાજનીતિ–દંડનીતિ-ના મૂળમાં રહેલ પ્રધાન તત્ત્વ ગોતી કાઢી બતાવવું પણ જોઇએ જ. કૌટિલ્ય પોતે કેવળ અંધ રાજનીતિજ્ઞ ન હતો; એટલે કે સમાજશાસન કરવાની બાબતમાં તે પોતે કેવળ પરંપરાગત પણ અનિષ્ટ લાગતા મતને તેમ જ ધર્મશાસ્ત્રની આજ્ઞાઓને સર્વથા ગ્રાહ્ય ગણીને ચાલનારો ન હતો, એમ પણ આપણે કહી શકીએ તેમ છીએ. "ધર્મસ્થીય" સંજ્ઞાવાળા ત્રીજા અધિકરણમાંના "વ્યવહાર–સ્થાપના અને વ્યવહારને લગતો નિબંધ"–એ બાબતને લગતા પહેલા પ્રકરણમાં તેણે, "ધર્મશાસ્ત્ર અને ધર્મન્યાય ( બુદ્ધિગમ્યથી અપાતો ન્યાય ) એ ઉભય વચ્ચે વિરૂદ્ધતા નજરે પડે તો, તેવા પ્રસંગમાં ન્યાય ( બુદ્ધિગમ્ય ન્યાય)ને જ પ્રમાણ રૂપ ગણેલ છે, અને એ વાત એટલી તો સ્પષ્ટ છે કે, કૌટિલ્યથી ઉપદિષ્ટ દંડનીતિને આપણે કદિ પણ ન્યાયમાર્ગનું ઉલ્લંઘન કરાવનારી ગણી શકીએ નહિ જ. વળી તે પોતે એક મોટો નૈયાયિક હતો, અને આન્વીક્ષકીવિદ્યાનું ગૌરવ બતાવવામાં તેણે આ પ્રમાણે લખેલું પણ છે:–" આ બધી વિદ્યાઓમાં -આન્વીક્ષકી લોકોપકારક છે. આપત્તિ અને અભ્યુદયના સમયમાં બુદ્ધિને તે નિશ્ચલ અને દૃઢ રાખે છે, અને દીર્ઘદૃષ્ટિ, વાણી તથા ક્રિયા પરત્વે કુશળતા આપનાર છે. આન્વીક્ષકી હંમેશાં સર્વ પ્રકારની વિદ્યાઓને પ્રકાશિત કરનાર પ્રદીપ રૂપ છે, સર્વ પ્રકારના કર્મોના સાધન રૂપ અને સર્વ પ્રકારના ધર્મના આશ્રય રૂપ છે." આ ઉપરથી આપણે -સમજી શકશું કે, એ કૌટિલ્ય પોતે એક મોટો બુદ્ધિવાદી હતો, અને તેથી તે પ્રત્યેક વિષયમાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કર્યા પછી જ કોઇ પણ કર્મ કરવા ઉદ્યુક્ત થતો હતો. પરંતુ આ સાથે એટલું પણ ખરું છે કે, તે

પોતે ગમે તે મનુષ્યની બુદ્ધિને પ્રમાણરૂપ ગણનારો નથી. વિનયસંપન્ન-કેળવાયલી-બુદ્ધિને જ તે ઉપકારક ગણે છે, અને "દંડ પ્રાણીઓને યોગક્ષેમ અપાવનાર" હોઇને જે કોઈ મનુષ્ય વિનયસંપન્ન ન હોય તે યથાર્થ દંડનીતિજ્ઞ હોતો નથી, એવું પણ તેનું માનવું થાય છે. અર્થાત્ કૌટિલ્યના મત પ્રમાણે જે રાજા ન્યાયસંપન્ન હશે તે રાજાથી અનુશાસિત થતા લોકો "સદા સ્વધર્મપરાયણ અને સ્વકર્મપરાયણ બની રહીને પોતપોતાને માર્ગે ચાલ્યાં કરે છે" એટલું તો નહિ, પરંતુ "એક બીજાને આધારે રહેનાર ધર્મ, અર્થ અને કામ-એ ત્રણ જીવનમાર્ગોનો પ્રકર્ષ થતો રહે છે પણ ખરો. તથાપિ કૌટિલ્ય આ ત્રણે જીવનમાર્ગો પૈકી પ્રત્યેકને એકસરખા પ્રમાણમાં ઉપકારક માનતો નથી. "આ ત્રણેમાંથી એકનું પણ જો અતિસેવન થશે તો બાકી રહેલાં બેને હાનિ પહોંચશે" એટલું તો નહિ, પરન્તુ એ પ્રમાણે કરનારને પોતાને પીડા થઇ આવ્યા વિના નહિ રહે, એમ પણ તેનું કહેવું થાય છે.

આ પ્રમાણે ધર્મ તથા ન્યાય-એ બે તત્ત્વોને કૌટિલ્યનીતિના લક્ષણ રૂપ જોયા પછી આપણે તેનાથી ઉપદેશાયલ નીતિનાં બીજાં લક્ષણો ટુંકાણમાં તપાસી લેશું. રાજ્યને ઐશ્વર્યસંપન્ન—સામર્થ્યયુક્ત—બનાવવું એ તેની નીતિનો ઉદ્દેશ હતો; કારણ કે રાજ્ય સામર્થ્યસંપન્ન ન હોય તો તેવા સામર્થ્યહીન રાજ્યનો નિર્વાહ થઇ શકતો નથી. આમ હોઇને કૌટિલ્યે નીતિ માત્રને સામ-દાન-ભેદ અને દંડ એમ ચાર પ્રકારમાં વહેંચી આપેલ છે, અને તે પૈકી પહેલી અફલિત થયા પછી જ તે પછીની બીજીનો ઉપયોગ કરવાનું પણ તેણે (પૃ. ૫૮૮) કહેલું છે. વળી રાજનીતિને તે ષડ્ગુણાત્મક પણ ગણે છે, અને તેવી "ષડ્ગુણાત્મક રાજનીતિના પ્રયોગના પરિણામે જ શમ-વ્યાયામની ઉત્પત્તિ થાય છે," એમ પણ તેનું માનવું થયલું છે. શમ (શાંતિ) અને વ્યાયામ (શ્રમ)-એ બેના અભાવે યોગ (અર્થોપાર્જન) અને ક્ષેમ (અર્થરક્ષા)નો ઉદ્દય થઇ આવતો નથી, અને તેથી કરીને અવસ્થા માત્રને અસર કરનાર નય, અપનય-એ બન્ને મનુષ્યકૃત કારણોનો પ્રત્યેક રાજાએ વિચાર કરવો જ

જોઇએ. કૌટિલ્યની માન્યતા એવી છે કે, જે કોઇ રાજા આ પ્રમાણે વિચાર કરીને વર્તે છે તે શક્તિસંપન્ન તથા સિદ્ધિયુક્ત થાય છે પણ ખરો ( જુવો, પાન ૪૧૬. )

અર્થાત્ કૌટિલ્ય કોઇ પણ રીતે અધર્માત્મક રાજનીતિનો ઉપદેશક નથી જ. રાજકાર્ય કરવામાં રાજ્યના પ્રધાનો ( મંત્રીઓ, અમાત્યો તથા અન્ય અધિકારીઓ ) જે મુદ્દાઓ લક્ષ્યમાં રાખીને, અગર તો જે હેતુઓ મનમા રાખીને પોતાને કરવાનાં કર્મો કરે છે તેને 'નય (જે કાંઇ દોરે છે તે)' કહેવામા આવે છે. કોઇ પણ રાજદ્વારી પુરૂષ નયહીન હોઇ શકે નહિ. તથાપિ ઘણીવાર રાજસૂત્રને હાથમાં રાખનાર રાજપુરૂષો પોતાના નયને સ્પષ્ટ રીતે લોક સમક્ષ મુકી શકતા નથી પણ ખરા, અને તેવા પ્રસંગમાં સાધારણ જનસમાજને તેવા રાજપુરૂષોના કાર્યો ઉપરથી તેમના હેતુઓ કળી લેવાની તેમ જ તેમના નયનાં લક્ષણો નક્કી કરી લેવાની ફરજ પણ પડી જાય છે. પરંતુ એટલું પણ સત્ય છે કે કોઈ પણ રાજકર્મ નયરૂપી આત્મા વિનાનું હોઈ શકતું નથી; અને જ્યાં તેવો નય નથી હોતો ત્યાં રાજપુરૂષોની તથા રાજ્યની દશા, સમુદ્ર–જળના તરંગોએ આમ તેમ ડોલાતા રહેતા વહાણના જેવી થઇ પડે છે એટલું તો નહિ, પરંતુ લોક શાસનના વિષયમાં હંમેશાં અપૂર્ણતા અને નિર્બળતા પણ પ્રવિષ્ટ થઈ રહે છે, અને તેથી કરીને રાષ્ટ્રમાં યથાર્થ શાંતિ અને સુખના અભાવનો કે તેમની ઊણપનો અનુભવ થયા વિના રહેતો પણ નથી. આ અર્થશાસ્ત્રમાં કૌટિલ્યે, રાજપુરૂષોને ઉપકારક થઇ પડે તેટલા સારૂ જે બધી વાતો–જે બધા મુદ્દાઓ –મુસદ્દાઓ પોતાના મનમાં રાખે છે કે સમજે છે અને જેમને તેઓ પ્રકટ કરે છે કે નથી પણ કરતા, તે બધાની ખુલ્લી ચર્ચા કરેલી છે, અને તેથી કરીને તે મહાચાર્યને ઘણીવાર કુટિલતાબોધક ગણાઇ જવાનું પણ થયું છે. પરંતુ ખરી વાત એ છે કે, કૌટિલ્યે રાજનીતિનું શાસ્ત્ર લખેલું છે, અને તેથી કરીને જે કાંઇ તેણે લખવું જોઇએ, તે તેણે પરિપૂર્ણ લખવું પણ પડે. અર્વાચીન રાજનીતિશાસ્ત્રમાં ચર્ચાતા રાજનીતિનાં તત્ત્વો તર્કદષ્ટિએ ગમે

તેટલાં ચિત્તપ્રિય તેમ જ ઉપકારક દેખાતાં હોય, અને તે તેવાં દેખાય છે એમ પણ આપણે કદાચિત્ માનશું પણ ખરા. તથાપિ પ્રશ્ન જે કાંઇ ઉપસ્થિત થાય છે તે એ છે કે-'એવાં પુસ્તકો વાંચીને કે ન વાંચીને પણ કર્મ કરવાને સમર્થ થયા હોય એવા રાજ પુરૂષોની શક્તિ, કેવળ પુસ્તકપંડિતોમાં આવી જતી હશે ખરી?' અમારી માન્યતા તો એવી છે કે, રાજનીતિના ગ્રંથોમાં ચર્ચાયલી રાજનીતિને અનુસરીને કોઇ પણ મનુષ્ય રાજપુરૂષ બની શકતો નથી; કારણ કે રાજનીતિ જેટલા પ્રમાણમાં અનુભવનો વિષય છે, તેટલા પ્રમાણમાં તે કેવળ તર્કનો વિષય નથી જ. પ્રત્યેક રાજ્યને વિવિધ પ્રસંગોનો અનુભવ થવાનો જ, અને એવા વિવિધ પ્રસંગોમાં તેણે જુજવા પ્રકારનું વર્તન પણ રાખવું પડે. આમ હોઇને જ્યાં સુધી, વિવિધ પ્રકારના પ્રસંગોની કલ્પના, બને તેટલા પ્રમાણમાં કરીને તેવા પ્રત્યેક પ્રસંગમાં રાજપુરૂષે કેવી રીતે વર્તવું-એ બાબતનું જ્ઞાન આપી શકે તેવા પુસ્તકનું અધ્યયન કરવાનું બને નહિ, ત્યાં સુધી તેવા જ્ઞાનરહિત મનુષ્યના હાથમાં શાસનાધિકાર આવવા પામે છે તો તેવા પુરૂષને તેવા પોતાના શાસન-કાર્યને લગતા પ્રત્યેક પ્રસંગમાં, કેવળ સ્વાનુભવની મદદથી નીતિજ્ઞાન મેળવ-નાર ઉમેદવારની દશા લાંબાકાળ સુધી ભોગવવી પડે છે, અને તેના પરિણામમાં બુદ્ધિરૂદ્ધ રાજપુરૂષના જેટલી કાર્યકુશળતાની ઉણપ તેનામાં દેખાવાની જ. આમ હોઇને કૌટિલ્યે આવી ક્રિયાત્મક રાજનીતિનો આ ગ્રંથ લખી કાઢેલો છે. અલબત્ત કોઇ કોઇ પ્રસંગમાં તેણે ભેદનીતિનો આશ્રય લેવાનો બોધ આપેલો છે પણ ખરો. તથાપિ એ તેના ઉપદેશમાં તેણે અધર્મ કરવાકરાવ-વાના ઉદ્દેશને સ્થાન આપેલું નથી. ઘણે ભાગે તો તેણે, 'ખાડો ખોદે તે તેમાં પડે' એ કહેવત પ્રમાણે શત્રુના સંબંધમાં થતું રહે, એ પ્રમાણે કરવાનો ઉપદેશ કરેલ છે; એટલે કેવળ દુષ્ટતા કરવાકરાવવાની ખાતર જ કૌટિલ્યે કોઇપણ ઠેકાણે સૂચન કરેલું હોય એવું આપણે દેખી શકીએ તેમ નથી. તેમ બીજી તરફથી કૌટિલ્યે કોઇ પણ વિષયમાં ન્યાયનું ઉલ્લંઘન કરેલું હોય કે કરાવેલું હોય, એવું પણ આપણે તેની જીવનકથામાંથી કે ઇતિહાસમાંથી જોઇ શકતા પણ નથી.

કૌટિલ્યકૃત અર્થશાસ્ત્રે તેના પછીના સંસ્કૃત વાઙ્મયની ઉપર મોટી અસર કરેલી છે એમ પણ આપણે જોઇ શકીએ

ઉત્તરકાલીન વાઙ્મય ઉપર અર્થશાસ્ત્રની અસર.

તેમ છીએ. વાત્સ્યાયનના કામસૂત્ર અને કૌટિલ્યકૃત અર્થશાસ્ત્ર–એ બે ગ્રંથોમાંનાં વાક્યો એટલાં બધાં તો એમાન છે કે, એ બંને ગ્રંથોનો લેખક એક જ પુરુષ હોઈ શકે એમ આપણે ગણી શકીએ; અને ઉપર આપણે ચર્ચા પણ કરી ગયા છીએ કે કૌટિલ્ય પોતે જ વાત્સ્યાયન હતો. આમ હોઇને અર્થશાસ્ત્ર અને કામસૂત્રની સરખામણી કરવાની જરૂર રહેતી નથી. તથાપિ મહાકવિ કાલિદાસે સ્વરચિત રઘુવંશ તેમ જ કુમારસંભવમાં જે કેટલાક વિશિષ્ટાર્થસૂચક શબ્દો વાપરેલા છે તેનો સ્ફોટ કરવામાં મલ્લિનાથસૂરિએ આ અર્થશાસ્ત્રનો ખૂબ ઉપયોગ કરેલો છે. રઘુવંશમાં તથા કુમારસંભવમાં વપરાયલ "સ્વર્ગાભિષ્યન્દવમન" શબ્દ તથા નિયોગ, વિકલ્પ, પ્રકૃતિવૈરાગ્ય, પરાભિસન્ધાન, દંડોપનતચરિત વગેરે શબ્દોના અર્થ મલ્લિનાથે અર્થશાસ્ત્રના આધારે સમજાવેલા છે. વળી શાકુંતલમાં મૃગયાના લાભ સમજાવતાં કવિ કાલિદાસે જે શબ્દો વાપરેલા છે તેમાં પણ કૌટિલ્યકૃત અર્થશાસ્ત્રની છાયા તરી રહેલી હોય એવું દેખાય છે. હિતોપદેશ તેમ જ યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં કૌટિલ્યરચિત પારિભાષિક શબ્દોનો ઉપયોગ એટલા બધા પ્રમાણમાં થયલ છે કે, આ ઉભય ગ્રંથોને આપણે આ અર્થશાસ્ત્રની અસરથી મુક્ત ગણી શકીએ નહિ જ. અર્થાત્ કૌટિલ્યનું અર્થશાસ્ત્ર આપણા દેશમાં એક પ્રમાણગ્રંથ રૂપે શતકો પર્યન્ત પૂજાતું રહેલું, અને તેનો આશ્રય કરવામાં આપણા રાજનીતિજ્ઞો અને પંડિતો પોતાનું ગૌરવ સમજતા હતા એટલું તો નહિ, પરન્તુ તેમાં દર્શાવાયલા સિદ્ધાન્તોને અનુસરીને ઘણા ભાગે રાજ્યવ્યવસ્થા કરવાને રાજાઓ પ્રેરાતા રહેતા પણ ખરા. છેક શાહેનશાહ અકબરના સમય સુધી આ અર્થશાસ્ત્ર એક જીવતું જાગતું શાસ્ત્ર ગણાતું રહેલું, એ વાતની પ્રતીતિ આપણને આઇન–એ–અકબરી ઉપરથી પણ થઇ આવે તેમ છે.

હવે આપણે આ કૌટિલ્યના અર્થશાસ્ત્રની વિશિષ્ટતા પરત્વે થોડુંક

અર્થશાસ્ત્રની વિશિષ્ટતા.

વિચારી લેશું. આ અર્થશાસ્ત્રનો મૂળ ગ્રંથ સંસ્કૃત ભાષામાં છે, અને તે સૂત્રાત્મક હોઈ અતિસંક્ષિપ્ત

શૈલીમાં લખાયલ છે. તેનો મોટો ભાગ ગદ્યમાં છે, તેમ કેટલોક ભાગ પદ્યાત્મક પણ છે. તેની ભાષા સહેલી તથાપિ અર્થગંભીર છે, અને કેટલીકવાર તો તેમાંથી અર્થ ઉપજાવવાને પાઠકે મથવું પણ પડે છે. કૌટિલ્યે તેમાં એટલા બધા વિષયો ચર્ચેલા છે કે, તે તમામ વિષયોને અનુરૂપ પરિભાષા જે કોઇ પાઠક જાણતો ન હોય તો તે વિષયોનું રહસ્ય સમજી શકે તેમ નથી. કૌટિલ્યનું પોતાનું ભાષાજ્ઞાન કેટલું હશે તેની કલ્પના કરવામાં આપણને તેનો આ ગ્રંથ ઉપકારક થઇ પડે તેવો છે. કેટલાક પારિભાષિક શબ્દો તો તેણે પોતે જ ઉપજાવી કાઢેલા છે, અને તે બનાવવામાં તેણે સંસ્કૃતભાષાના વ્યાકરણનાં બંધનોને બાજુ ઉપર હડસેલી દીધેલ પણ છે. શ્રીયુત ડૉ. શ્યામશાસ્ત્રી બતાવી આપે છે તે પ્રમાણે, युक्त ( સરકારી અમલદાર ), उपयुक्त ( તાબાનો અમલદાર ), तत्पुरुष ( નોકર ), परिघ ( કર ), व्याजी ( કર કે દલાલી ), रूपिक ( કર કે દલાલી ), पारिक्षिक ( ચલણી સિક્કા ઉપરનો કર ), परोक्त (અપરાધ), निर्वेशकाल (લગ્નસમય), उच्छुल्क ( જકાતમાંથી મુક્ત ), વગેરે શબ્દો તેની પોતાની બનાવટના અને તેથી વિશિષ્ટાર્થવાળા જેમ છે તેમ તેઓ સર્વથા વ્યાકરણના નિયમોને અનુસરતા પણ નથી. તથાપિ એ આચાર્ય જ્ઞાનસાગર રૂપ હતો, અને તેથી તેણે પોતાના પૂર્વગામી રાજનીતિવિદ્યાચાર્યોથી અલગ પડીને પોતાના અર્થશાસ્ત્રને જુદી જ ઢબે ઘડેલું છે, અને તેમ કરવામાં તેણે કેવળ તાર્કિક રીતે રાજનીતિનો વિષય નહિ ચર્ચતાં આપણી પ્રાચીન સંસ્કૃતિ--આર્યતા--ની ઉપર અજવાળું પાડે એવી રીતે વિવિધ વિષયોની તેમાં ગુંથણી કરેલી છે; અને તેથી કરીને ભાષાજ્ઞાનની બાબતમાં પણ તે પોતાના પૂર્વકાલીન રાજનીતિશાસ્ત્રીઓથી ચઢી જતો હોય એમ પણ દેખાય છે. તેનું લખાણ જેટલું સ્પષ્ટ છે તેટલું જ બળયુક્ત છે, અને પ્રસંગને અનુસરતું તે એટલું જ મર્મવાળું તેમ પ્રૌઢ પણ દેખાય છે. પ્રત્યેક કર્તવ્ય તેમ જ અકર્તવ્યનું કારણ બતાવવામાં તે કુશળ છે, અને તેમાં પણ કેટલીક ઝીણી ઝીણી બાબતો તે જ્યારે બતાવે છે ત્યારે તેની બુદ્ધિ આપણને આશ્ચર્યમાં ગર્ક કર્યા વિના રહેતી પણ નથી.

લગ્નોથી થતી પ્રજા અધમ કોટીની ગણાતી હતી. આ કાળના હિંદુસ્તાનમાં ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ જીવન બ્રાહ્મણનુ મનાતું હતું, અને તેથી અખિલ જન-સમાજ ઉત્કાન્ત થતો થતો બ્રાહ્મણજીવનમાં પરિણમતો જાય એ વાત દેશહિતાર્થ આવશ્યક છે, એમ તે સમયના તત્ત્વચિંતકોની માન્યતા હતી, અને તેથી જ તેમણે વર્ણાશ્રમધર્મ અને સવર્ણ અને અસવર્ણ–અનુલોમ વિવાહની પદ્ધતિને પોતાના સમાજશાસ્ત્રમાં ગ્રાહ્ય ગણેલી હતી. આચારશાસ્ત્રની દૃષ્ટિએ સારા ગણાતા ગુણો જો લોકોમા ઘર કરતા જાય તો રાજ્યને લોકજીવનમાં વચ્ચે પડવાના પ્રસંગો ઓછા થતા જાય, અને લોકો ઘણે ભાગે સ્વાધીન રહેતાં શીખી રહે તેથી કરીને રાજ્યને ઝીણાઝીણા કાયદાઓ કરવાની જરૂર પણ ન પડે. અર્થાત્ કૌટિલ્યે પ્રાચીન આર્યતાના સિદ્ધાન્તોને અનુસરીને પોતાની રાજનીતિના પાયા રૂપે આચારશાસ્ત્રનુ ચણતર કરેલું છે, અને એ આચારશાસ્ત્રના આધારે જ તેણે જનસમાજ તથા રાષ્ટ્રના વિકાસની યોજના અર્થશાસ્ત્રમા આલેખી બતાવેલી છે. કૌટિલ્યના સમયમાં પ્રત્યેક વર્ણ–જાતિ–માં ઉપજાતિઓ પણ હતી, અને એ બધી ઉપજાતિઓ એક બીજા વર્ણને એક બીજા સાથે સાંધી રાખનાર સાંકળો રૂપ હતી; અને તેથી કરીને આખો જનસમાજ એકતા દાખવી શકતો પણ હતો. આ બધી જાતિ–ઉપજાતિઓ પોતપોતાના નિયમો પ્રમાણે પોતપોતાનું જીવન ગાળતી, અને તેઓ જ્યાં સુધી તે પ્રમાણે વર્તતી ત્યાં સુધી રાજ્ય તેમાં ડખલ કરી શકતું નહિ. રાજ્યનો ધર્મ તો કેવળ રક્ષા કરવાનો હતો, અને લોકો પોતપોતાની મર્યાદામાં રહીને પોતપોતાનો અભ્યુદય કરવાની સ્વતંત્રતા ધરાવતા હતા. વળી આ અર્થશાસ્ત્રના કાળમાં શ્રેણી–સંઘ–અને–જ્ઞાતિઃ એવાં નામોથી ઓળખાતી સંસ્થાઓ પણ હયાતી ધરાવતી હતી, અને એ સર્વે વિશિષ્ટ પ્રકારનાં ઉપનાગો હોય તેમ પોતપોતાના આંતર જીવન પરત્વે સ્વતંત્ર પણ હતી. આમા જ્ઞાતિ નામથી ઓળખાતી સંસ્થા આપણું ધ્યાન ખેંચે તેવી છે. છેક કૌટિલ્યના સમયમાં પણ જ્ઞાતિસંસ્થા હતી, એ વાત એ સંસ્થાના ઇતિહાસકારને ઉપયોગી થઈ પડે તેવી છે. અર્વાચીન હિંદુસ્તાનમાં આપણે એ

જ જ્ઞાતિ સંસ્થાને પોતાનો ઇષ્ટાનિષ્ટ મહિમા બતાવી રહેલી દેખીએ પણ છીએ. એ કાળજૂની જ્ઞાતિસંસ્થાનો ઉચ્છેદ કરી નાખવાના વાદને પુષ્ટિ આપનારાઓ એનાથી થઇ આવેલ અલાભો ગમે તેટલા ગણાવે, પરંતુ જે પ્રાચીન જનસમાજે તેને પોતાના જીવનમાં સ્થાન આપેલ છે તે જનસમાજને તેના નૈતિક તેમ જ આર્થિક લાભો જણાયા તો હશે જ, અને તે તેને જણાયા હતા પણ ખરા સુપ્રજનશાસ્ત્ર (Eugenics)ની દૃષ્ટિએ એ જ્ઞાતિસંસ્થા વિવાહ-સંબંધ રચવાના કામમાં ઉપકારક અને હિતાવહ છે, એમ તો કદાચ વિજ્ઞાની હાલ કહી શકશે તથાપિ અન્ય એક દૃષ્ટિએ તેનું ગૌરવ ઓછું જણાતું નથી અર્થશાસ્ત્રમાંથી સમજાય છે તે પ્રમાણે તે સંસ્થા લોકજીવનમાં એક પ્રકારનો વિધાયક ભાવ ભજવતી હતી અને રાજ્યના માથા ઉપર રહેતો ભાર ઓછો કરવામાં તેના અસ્તિત્વનું સાર્થક્ય સમજાતું પણ હતું કૌટિલ્ય લખે છે તે મુજબ એ જ્ઞાતિસંસ્થા મગારુડું બીઓનો વર્ગ બતાવનારી હતી, અને સ્ત્રીઓ તથા માબાપ વિનાનાં છોકરાં અને અનાશ્રિત સ્વજનોની સંભાળ લેવાનું તથા તેમની મિલકતની રક્ષા કરવાનું કામ તે કરી રહેલી હતી.

બીજી એક વાત આપણું ધ્યાન ખેંચે તેવી એ છે કે, કૌટિલ્યે શૂદ્રવર્ણના લોકોને પણ આર્ય ગણેલા છે, અને 'જન્મથી ' આર્ય ' એવા શૂદ્રને તેના સગાવહાલા જો વેચે કે સાનમાં આપે, તો તેમ કરનારને બાર 'પણ' દંડની સજા કરવી" એમ પણ તે અર્થશાસ્ત્રમાં (પા ૨૮૪) જણાવે છે પણ ખાસ વળી આ અર્થશાસ્ત્રમાં કૌટિલ્યે 'દાસત્વ'ની સંસ્થા વિષે બહુ સ્પષ્ટ વિચારો દર્શાવેલા છે તે પણ વિચારવાને પાત્ર છે કૌટિલ્ય દાસત્વ'નો કટ્ટો શત્રુ હતો તે સ્પષ્ટ કહે છે કે, 'જે કોઇ આર્ય હોશે તેને કદિ પણ દાસ બનાવી શકાશે નહિ " પુન તે કહે છે કે, "પરંતુ કુળને નડતા સંકટો દૂર કરવાને, કે દંડ ભરવાને, કે હુકમનામાની રકમ ભરપાઇ કરવાને, અગર તો ગૃહોપયોગી ઉપકરણો મેળવી લેવાને જો કોઈ આર્યને (દાસ કરી) આધાન કરવામાં આવે, તો તેના સ્વજનોએ તેને જેમ બને તેમ તુર્ત બંધનમાંથી મુક્ત કરાવી લેવો, અને તેમાં પણ જો તે જુવાન હોય, અગ-

તો સાહાય્ય આપી શકે એવી ઉમ્મરનો હોય, તો તેમ કરવામાં વિલંબ પણ થવો ન જોઇએ." અર્થાત્ કૌટિલ્યે દાસત્વની સંસ્થાનો મૂળમાંથી નાશ કરવાને માટે જે નિયમો ઘડી કાઢેલા છે તે સર્વથા તેને કીર્તિ અપાવે તેવા છે, અને જે કાળે યુરોપાદિ ભૂભાગોમાં ગુલામગીરીની સંસ્થા પૂર બહારમાં પ્રવર્તી રહેલી હતી તે કાળે તે અનિષ્ટ રાક્ષસીના પ્રાણ લેવાનો પ્રયાસ આ કૌટિલ્ય કરી રહેલો હતો એમ પણ આપણે કબૂલ કરવું જ પડશે.

અર્થશાસ્ત્રમાં ચુંટણી દ્વારા હયાતીમાં અણાતા લોકાધિપત્યવાળું રાજત્વ જો કે દૃષ્ટિગોચર થતું નથી; તથાપિ લોકો ઘણા પ્રમાણમાં સ્વતંત્ર હતે અને રાજ્ય માત્ર, પાણીની સપાટી ઉપર તરતા તેલની પેઠે એક પ્રકારના રક્ષક આવરણ રૂપે પોતાનું અસ્તિત્વ ધરાવતું હશે, એવું તેમાથી દેખાઇ આવ્યા વિના રહેતું નથી. કૌટિલ્ય પોતે એકેશ્વરતા-રાજાધિપત્ય-નો હિમાયતી હતો: કારણ કે રાજ્યને જો સામર્થ્યસંપન્ન રાખવું હોય તો એક કરતાં વધારે નેતાના હાથમાં સત્તા ન હોવી જોઇએ એવી તેની માન્યતા હતી. આ છતાં એટલું પણ ખરું છે કે, કૌટિલ્યે કોઇ પણ ઠેકાણે નિરંકુશ-અમર્યાદિત-રાજત્વ-નો બોધ કરેલો નથી. તેણે ઠેકઠેકાણે પોતાની પ્રજાને સંતુષ્ટ અને પ્રસન્ન રાખવાનો બોધ રાજાને કરેલો છે એટલું તો નહિં, પરંતુ રાજાને તેણે એક "પગારદાર નોકર' રૂપે વર્ણવેલો છે પણ ખરો. (પૃ. ૬૧૦) વળી તેણે રાજાને 'ધર્મપ્રવર્તક' ગણેલો છે, પરંતુ ધર્મ-કાયદા-નો ઉત્પાદક ગણેલો નથી. કૌટિલ્યના મત પ્રમાણે સર્વ પ્રકારના દંડ દેવાનું સામર્થ્ય જો કે રાજામાં છે; તથાપિ તે કદાપિ જો અયોગ્ય દંડ આપે તો 'તેણે પોતે તેવા નિરપરાધી માણસનો દંડ જેટલા પ્રમાણમાં કર્યો હોય તેનાથી ત્રણ ગણી રકમ પોતાનો દંડ ગણીને તેટલી રકમ વરુણ દેવને અર્પણ કરી દેવી" એવું પણ આ નીતિ-વિશારદ આચાર્યે ઠરાવી આપેલું ખરું પૃ. (૩૭૫). અર્થશાસ્ત્રના ત્રીજા અધિકરણના સોળમા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે, રાજાનું કામ રક્ષા કરવાનું છે, અને તેથી, "ચોરોથી ચોરાઇ ગયલ મિલકતને રાજા જો પાછી મેળવી ન

રાજા અને રાજત્વ

શકે, તો તેણે સ્વદ્રવ્યમાંથી ( તેવી મિલકતના ખોનારને ) તેની કીંમત જેટલો બદલો ભરી આપવો." કૌટિલ્યનો આ સિદ્ધાન્ત આપણને, રાજા પ્રજા વચ્ચે થતા કરારથી સ્થાપિત થતા સંબંધનું સૂચન કરે છે એટલું તો નહિ, પરંતુ એ પ્રમાણે થયલ ગર્ભિત કરારનો ભંગ થતાં રાજાને પોતાને પણ દંડાધીન થવું પડે એ વાત પણ તે કહી બતાવે છે. અર્થાત્ કૌટિલ્યના મત પ્રમાણે રાજાનું સ્વામિત્વ કે રાજત્વ નિરંકુશ ન હતું. તે રાજા સર્વાધિકારસંપન્ન વ્યક્તિ ન હતો. તેનું "રાજત્વ સહાયસાધ્ય" હતું. તેણે એટલે કે રાજાએ ' પૂગ, મહાજન, શ્રેણી, સંઘ, જ્ઞાતિ, ગ્રામવૃદ્ધોની સંસ્થા ' વગેરે લોકાધિકારદર્શક સંસ્થાઓની મદદથી પોતાના અધિકાર ભોગવવાના હતા વળી મંત્રિ–પરિષદ્‌ની સલાહ પણ તેણે લેવાની હતી, અને મંત્રીઓની બહુમતિ પ્રમાણે તેણે ચાલવાનું પણ હતું. કૌટિલ્ય કહે છે કે, રાજાએ એક પિતાની પેઠે પોતાની પ્રજાને પાળવી; કારણ કે, "પ્રજાના સુખમાં રાજાનું સુખ રહેલું છે, અને પ્રજાહિત કરવાથી તેનું પોતાનું હિત થાય છે. રાજાને પોતાને જે કાંઈ પ્રિય લાગે તે પોતાનું હિત નથી, પરંતુ પ્રજાને જે પ્રિય હોય તેમાં જ તેનું હિત રહેલું છે." (જુઓ અધિ૰ ૧ પ્રક. ૧૯, પૃ. ૫૪)

હવે આપણે આ અર્થશાસ્ત્રાન્તર્ગત શાસન વ્યવસ્થા પરત્વે બે બોલ લખશું. રાજ્યમાં સૌથી અગ્રસ્થાન ભોગવનાર રાજા છે, અને તે રાજાએ, કૌટિલ્યના મત મુજબ,

**રાજ્ય–શાસન–તંત્ર.**

મંત્રીઓની સભા(મંત્રિ–પરિષદ્)ની તેમ જ કાર્યાધિકારીઓ (અમાત્યો)ની મદદથી શાસન કરવાનું છે. આ મંત્રિ–પરિષદ્‌ની યોજના કૌટિલ્યે પોતાના મગજમાંથી ઉપજાવી કાઢેલી નથી. વેદકાળમાં અને તે પછી, ' સભા ' અને ' સમિતિ ' રૂપે જે સંસ્થાઓ હયાતી ધરાવતી હતી તેઓ તે સંજ્ઞાથી ઓળખાતી બંધ પડતાં કૌટિલ્યે ' મંત્રિ–પરિષદ્ ' ની કલ્પના કરી કાઢેલી છે. અર્થાત્ કૌટિલ્યની પહેલાંના કાળમાં જે કામ સભા કે સમિતિ કરતી હતી તે કામ મંત્રિ–પરિષદ્‌ની મદદથી રાજાએ કરવું, એમ કૌટિલ્યે ઠરાવેલું છે. આ મંત્રિ–પરિષદ્‌માં સભ્યોની સંખ્યા કૌટિલ્યે નિશ્ચિત કરી

બતાવેલી નથી. તેણે તો ફક્ત એટલું જ કહેલું છે કે, "જેટલી સંખ્યામાં સભ્યો રાખવાની જરૂર જણાય તેટલી સંખ્યામાં તેણે (રાજાએ) રાખવા." આ "સભ્યોનો મોટો ભાગ (ભૂયિષ્ઠ) જે કાંઇ સૂચવે, અથવા કાર્યસિદ્ધિ કરાવે એવો જે કોઇ માર્ગ બતાવે તે પ્રમાણે તેણે (રાજાએ) તે કામ કરવું" એમ પણ તેણે ઉપદેશેલું છે. તથાપિ આ ઉપરથી આપણે એમ સમજવાનું નથી કે, કૌટિલ્યના મત પ્રમાણે રાજા મંત્રીઓના મત મુજબ ચાલવાને બંધાયલો હતો જ. અર્થશાસ્ત્રમાં એ પ્રમાણે રાજાને મંત્રિ-પરિષદ્‌ના મતને અધીન બનાવી દેવામાં આવેલો નથી; પરંતુ સામાન્યતઃ હિંદુ રાજા પોતાના પરંપરાગત વિનયને લીધે કુશળ જનોની તેમ જ બુદ્ધિવૃદ્ધોની સલાહને માન્ય રાખીને વર્તનારો હતો, એટલે તે ઘણેભાગે પોતાના મંત્રીઓ તરફથી અપાતી સલાહનું ઉલ્લંઘન કરનારો ન હતો. અર્વાચીન કાળમાં પણ જ્યાં રાજાની સંસ્થા હયાતી ધરાવે છે ત્યાં જો કે મંત્રિ-પરિષદ્ હોય છે અને તે મંત્રિ-પરિષદ્ બહુમતિથી રાજાને સલાહ આપે છે પણ ખરી; તોપણ એટલું તો નક્કી છે કે, રાજા તેની સલાહને અનુવર્તવાને સર્વથા બંધાયલો હોતો નથી જ. એવાં રાજપ્રધાન રાજ્યોમાં રાજાને કે પ્રજાપ્રધાન મહારાજ્યોમાં પ્રમુખને પોતાની રાજસભાઓથી પસાર કરાયલા ઠરાવો નકારવાનો અધિકાર, એક નહિ તો બીજા રૂપમાં રહેલો હોય છે જ. એ પ્રમાણે કૌટિલ્યે પણ રાજાને કેટલાક પ્રમાણમાં સ્વતંત્ર રાખવાનું ઉચિત ધારેલું હોય એમ દેખાય છે. આ મંત્રીઓ કેવા હોવા જોઇએ એ સંબંધમાં પણ કૌટિલ્યે ઉત્તમ સૂચનાઓ આપેલી છે, અને તે એટલી તો મનનીય છે કે, હરકોઇ પ્રજાકલ્યાણ ઇચ્છતા રાજાને તે ઉપકારક થઇ પડવાની જ એટલું તો નહિ, પરંતુ લોકાધિપત્યવાળા શાસનતંત્રમાં પણ પ્રતિનિધિઓ તેમ જ અમાત્યોની પસંદગી કરવાની બાબતમાં પણ તે બધીના ગર્ભમાં રહેલ યથાર્થ દેશહિતસાધકતા દેખાઇ આવ્યા વિના રહેશે પણ નહિ.

આ મંત્રિ-પરિષદ્ ઉપરાંત રાજ્યને લગતાં કાર્યો કરવાને અર્થે અમાત્યોની યોજના કૌટિલ્યે બતાવેલી છે. "ક્રિયાત્મક નીતિનો જેને અનુભવ

ક્લેશ પણ ન હોય તેવા" માણસથી, અમાત્યે કરવાનું કામ થઇ શકતું નથી, એ પ્રમાણે સૂચવીને કૌટિલ્યે "કાર્યસામર્થ્ય ઉપરથી પુરૂષસામર્થ્યનું માપ" કાઢી અમાત્યોની નીમણુંક કરવાની સલાહ આપેલી છે. વળી તે એમ પણ કહે છે કે, જે કામ અમાત્યો કરી શકે છે તે કામ મંત્રીઓ કરી શકતા નથી, એટલે જે કોઇ પુરૂષ અમાત્ય થવાને લાયક હોય તે મંત્રી થવાની યોગ્યતા ધરાવતો ન પણ હોય, અને એથી ઉલટી રીતે મંત્રી તરીકે જે કોઇ કામ કરી શકે તેમ હોય તે અમાત્ય થવાની લાયકાતવાળો ન પણ હોય. આમ હોઇને પરીક્ષા કર્યા પછી જ મંત્રીઓ કે અમાત્યોની યોજના કરવી, એમ આ આચાર્યે જણાવેલું છે: અને પછી તે **અધ્યક્ષપ્રચાર** સંજ્ઞક બીજા અધિકરણમાંના નવમા પ્રકરણમાં જણાવેલ છે તે પ્રમાણે, ' જે પુરૂષો અમાત્ય થવાની યોગ્યતા ધરાવતા હોય તેમને તેમની **વ્યક્તિવિશિષ્ટ શક્તિ** પ્રમાણે રાજ્યના કર્મ કરવા ઉપર **અધ્યક્ષ** તરીકે નીમવા–" એવી સલાહ પણ આપી દે છે કૌટિલ્ય વળી એવું પણ કહે છે કે, રાજ્યના પ્રત્યેક ખાતા–અધિકરણ–ઉપર એક જ અધિકારી ન નીમતાં " ઘણા અને અલ્પકાલિક અધિકારીઓ નીમવા " એ રાજ્યને માટે હિતાવહ થઇ પડશે; કારણ કે ખાતા ઉપર એક કરતા વધારે અધિકારીઓ હોય છે અને તેઓ જો ત્યાં નિત્ય હોતા નથી તો તેઓ ત્યાં પોતાની જમાવટ કરી શકતા નથી, અને તેના પરિણામમાં પેસી જતા રાજસેવકોના હાથે જે બધા અનર્થો થવા પામે છે તે થવાનો અવકાશ રહેતો પણ નથી. ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં તેના રાજ્યમાં કેટલાં અને કેવાં કેવાં ખાતાઓ હતા અને તે બધાં ખાતાંઓના કામ કેવી રીતે થતાં હતાં–એ સંબંધમાં પાઠકે " અધ્યક્ષપ્રચાર " સંજ્ઞક બીજું અધિકરણ વાંચી લેવાની કૃપા કરવી.

' ' મુલકીખાતું ચંદ્રગુપ્ત મૌર્યના રાજકાળમાં ' કૌટિલ્યે કેવી રીતે પ્રયોજેલું એ સંબંધમાં આપણે હવે સંક્ષિપ્ત સમાલોચના કરી મુલકીખાતું લઇએ. મુલકીખાતાનો મુખ્ય અધિકારી 'સમાહર્તા' કહેવાતો હતો; અને રાજ્યનાં ચાર ભાગ પાડીને તે દરેક ભાગને, 'સ્થાનિક'

સંજ્ઞાથી ઓળખાતા સુબાના હાથ નીચે મુકવામાં આવેલ. આ દરેક સ્થાનિક (સુબા)ના હાથ નીચે 'ગોપ' સંજ્ઞાથી ઓળખાતા અમલદારો હતા, અને તે પ્રત્યેક ગોપના અધિકાર નીચે "પાંચ પાંચ કે દશ દશ ગામોના જૂથ" મુકવામાં આવેલ પણ હતાં. એ ગોપો ગામડાંઓના (અધિ. ૨, પ્રક. ૩૫) સીમાડાઓ નક્કી કરતા, ખેડાતી અને અણખેડાતી જમીનો, ચરાઓ અને મેદાનો, જલાર્દ્ર પ્રદેશો, આરામવાટિકાઓ, શાકની વાડીઓ, વાડો, મકાનો, ચૈત્યો, દેવગૃહો, સેતુબંધો (પાણીનાં બાંધકામો), શ્મશાનભૂમિઓ, સત્રો (અન્નદાન કરનારી સંસ્થાઓ), પાણીની પરબડીઓ, પુણ્યસ્થાનો અને નાનામોટા રસ્તાઓ—એ સર્વ પ્રકારની પરંતુ સાર્વજનિક ઉપયોગની બાબતોની ગણતરી તથા સંભાળ રાખતા, અને તેમના હદનિશાન પણ નિશ્ચિત કરી રાખતા હતા. વળી કર ભરનારાં અને કર ન ભરનારાં ઘરોની સંખ્યા નક્કી કરી ગામમાં વસતા લોકોની સખ્યા અને તેમના વર્ણો અને તે પૈકી જેઓ ખેડુતો, ગોપાલકો, વેપારીઓ, કારીગરો, મજૂરી કરનારાઓ અને દાસો હોય તેમની તથા ગામમાંનાં બેપગાં અને ચોપગા પ્રાણીઓની સંખ્યાની નોંધ પણ તેમણે રાખવાની હતી. વળી ગામદીઠ એક, 'ગ્રામિક' સંજ્ઞાથી ઓળખાતા મુખીની નીમણૂંક પણ કરવામાં આવેલી, અને એ ગ્રામિક પોતાના તાબાના ગામમાં બંદોબસ્ત રાખતો હતો. એ ગ્રામિકને તેના કામમાં મદદ આપવાને ગ્રામજનો બંધાયલા રહેતા; "ચોર અને પારદારિક" ન હોય તેવા કોઇ પણ ગ્રામજનને તે પોતાના ગામમાંથી કાઢી મુકી શકતો પણ નહિ. વળી આ ચાર પ્રકારના અધિકારીઓ ઉપરાંત, 'પ્રદેષ્ટા' સંજ્ઞાથી ઓળખાતા અમલદારો, સમાહર્તાના તાબામાં રહીને રાજ્યમાં ફરતા રહેતા, અને તેમનાથી થતી રહેલી તપાસણીના પરિણામમા સમાહર્તાને જનપદની પરિસ્થિતિને લગતું બધું જ્ઞાન મળતું પણ રહેતું હતું. આ ઉપરાંત એ સમાહર્તાના તાબામાં જાસુસોની એક પ્રબળ સસ્થા પણ રહેતી હતી, અને તેની મદદથી તે પોતાના તાબાના અમલદારોની શુદ્ધાશુદ્ધતા તપાસતો રહેતો હતો પણ ખરો. હરકોઇ પ્રકારે અને ઉપાયે જનપદ-ગામડાંઓ-ના

હિતનું રક્ષણ કરવું એ તેનું ધ્યેય ગણાતું; કારણ કે ગામડાઓ દૂઝણી ગાય રૂપ હોઇ તેઓ જ રાજ્યના સામર્થ્યના આધાર રૂપ હતા. રાજ્યના જુદા જુદા ભાગમાં પડતા વરસાદનું માપ કાઢવાને 'વર્ષામાન' રખાતા, અને અર્થશાસ્ત્રના બીજા અધિકરણમાંના ચોવીશમા પ્રકરણમા જણાવવામાં આવેલ છે તે પ્રમાણે બીજસિદ્ધિ, ધાન્યના ભરાવ સબધી તેમ જ વરસાદ સંબંધી વરતારા પણ કાઢવામાં આવતા હતા. જમીનની ફળદ્રુપતા પ્રમાણે તેના પ્રકાર ઠરાવવામા આવેલા અને તેના પ્રમાણમાં વધતો ઓછો કર ખેડુતો કનેથી ઉઘરાવી લેવાતો હતો. જમીનો સાંધવાનુ, વિવિધ પ્રકારના પાકો ઉગડાવવાનું, કરો ઉઘરાવવાનું તથા ગ્રામજનોને ખેતીના કામમાં ઉપકારક થઇ પડે તેવા વિવિધ પ્રકારના જલાશયો--તળાવ, કૂવા, નહેરો તથા સેતુબંધો-રચાવતાં રહેવાનુ કામ આ મુલકીખાતા તરફથી થતુ રહેતું હતું, અને "દેશહિત" ખાતર "સહકાર" કરીને લોકો એવાં જે કામો કરતાકરાવતા તેમની રક્ષા પણ તે કરતું હતું. આ ખાતાની મદદમાં "**સીતાધ્યક્ષ** (ખેતીવાડી-કામદાર)" પોતાનું વિશિષ્ટ કર્તવ્ય કર્યાં કરતો હતો. આ ખેતીવાડી-કામદારને માટે "કૃષિશાસ્ત્રનું તેમ જ નાનામોટા છોડવાઓ તથા વૃક્ષોને લગતા શાસ્ત્ર (આયુર્વેદ) નુ જ્ઞાન" આવશ્યક ગણાતું, અને તે, "એવા જ વિજ્ઞાનના જ્ઞાતા મદદનીશોની મદદથી બધા પ્રકારનાં ધાન્યોનાં, પુષ્પફળશાકાદિ કંદમૂળનાં, ભાજીપાલાના, શણાદિ રેષા આપનાર છોડવાઓ તથા કપાસનાં બીજ યથાકાળ એકઠાં કરવાની તજવીજ (જુવો પૃ. ૧૬૮)" પણ રાખતો હતો. અર્થાત્ આદર્શકૃષિકર્મ તે કરી બતાવતો, અને ખેતી આબાદ થતી રહે એવા માર્ગો તે ખેડુતોને બતાવતો રહેતો પણ ખરો. દંડ, વેઠ અને કરના ઉપદ્રવથી (પૃ. ૬૭) કૃષિની રક્ષા કરવામાં આવતી, અને સંકટકાળે કરનું મુકાણુ કરીને કે નાણાંની મદદ આપીને ખેડુતોને રાહત આપવામાં આવતી પણ હતી. વળી કૃષિકારો વગેરે કાશ-પોષક વર્ગોના લોકો વિહારશીલ બની જઇને નિરુદ્યમી થઈ ન જાય એટલા સારુ ગામડાંઓમા "આરામશાળાઓ કે વિહારશાળાઓની ઉત્પત્તિ"

થવા દેવામા આવતી નહિ; તથાપિ તેમના વિષે પ્રાસંગિક પ્રેક્ષાઓ-તમાશાઓ-વગેરે ગોઠવવાની છૂટ ગ્રામજનોને મળેલી હતી. અર્થાત્ કૌટિલ્યે અર્થશાસ્ત્રમાં રાજ્યનું સામર્થ્ય તથા હિત ગામડાઓની આબાદાનીમાં જ માનેલું છે, અને તેટલા માટે તેણે આ ગ્રંથમાં ઠગલે ઠગલે હિતાવહ સૂચનાઓ આપવામાં કચાશ રાખેલી પણ નથી. કૌટિલ્યે બતાવેલ ઝીણવટ હરકોઇ રાજપુરૂષને રાષ્ટ્રોન્નતિ સાધવાના કામમાં ઉપકારક થઇ પડે તેટલી દીર્ઘદષ્ટિવાળી તો છે જ. અર્થશાસ્ત્રમાં દેખાતી આપણી આ પ્રાચીન મુલ્કી વ્યવસ્થાને આપણે જો આપણી હાલની મુલ્કી વ્યવસ્થા સાથે સરખાવી જોશું, તો આપણી અર્વાચીન મુલ્કી વ્યવસ્થા આપણને, એ આપણી પ્રાચીન મુલ્કી વ્યવસ્થાની પ્રતિકૃતિ રૂપ દેખાયા વિના નહિ રહે.

હવે આપણે, આ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ, 'કાયદા અને અદાલતો'ને લગતી બાબતો પરત્વે થોડીક નિરીક્ષા કરી લેશું.

કાયદા અને અદાલતો.

આપણી પ્રાચીન આર્યતાના ઇતિહાસ ઉપરથી નીકળી આવે છે તે પ્રમાણે ઋગ્વેદમાંની ઋચાઓ રચાઇ તે પહેલાંના સમયથી આર્યપ્રજાએ 'કાયદો' ઘડવાનો આરંભ કરી દીધેલો હતો. તથાપિ આપણે જેમને હાલ ખરેખરાં 'કાયદાનાં પુસ્તકો' કે 'ધર્મશાસ્ત્રો' કહીએ છીએ તે બધાં હયાતીમાં આવ્યાં તે પૂર્વે તે આપણા પ્રાચીનતમ કાયદાનો સમાવેશ 'આચાર'માં કે આચારશાસ્ત્રમા થઇ જતો હતો. 'आचारप्रभवो धर्मः'-એ વાક્યમાં જ આપણા કાયદા માત્રનું મૂળ રહેલું છે. અર્થાત્ પ્રથમ આચારશાસ્ત્ર અને પછીથી ધર્મશાસ્ત્રની ઉત્પત્તિ થઇ આવેલ હોય એવું આપણે તારવી શકીએ તેમ છીએ. હાલમાં જેને આપણે 'નીતિશાસ્ત્ર' કે 'ગુણાગુણશાસ્ત્ર' સંજ્ઞા આપીએ છીએ તે શાસ્ત્ર વસ્તુતઃ આચારશાસ્ત્ર છે; પરંતુ તે શાસ્ત્રને આપણા પ્રાચીન પૂર્વજોએ ધર્મશાસ્ત્રથી અલગ સ્થાન આપેલું નથી, પરંતુ તેનો સમાવેશ તેમણે ધર્મની અંદર જ કરી દીધેલો છે. આમ હોઇને કાયદામાત્રના મૂળમાં સદાચાર હોવો જ જોઇએ, એવો સિદ્ધાંત એ આપણા પૂર્વજોએ કરેલો. આમ કાયદા-ધર્મશાસ્ત્ર-ને આપણે એકવાર આચારના આધારે ઉપસ્થિત થઇ આવેલ;

ગણીએ, એટને પછી આપણે એમ પણ કહી શકીએ કે, એ આપણા પ્રાચીન કાયદા-ધર્મ-શાસ્ત્રના ઉત્પાદક કે પ્રણેતા થવાનુ કે હોવાનું માન કોઇ રાજ્યને કે રાજાને કે રાજપુરુષને આપી શકાય તેમ નથી કારણ કે આપણા વૈદિક વાઙ્મયમા "સૌભનપથદર્શી" મ ત્રાથી સુવિખ્યાત થયેલ ઋષિઓ, એવા એ આચારશાસ્ત્ર કે ધર્મશાસ્ત્રના પ્રણેતા બનેલા હતા અર્થાત્ આપણી પ્રાચીન પરંપરાગત આર્યતાએ રાજાને કે રાજ્યને કદિ પણ કાયદાના મૂળ રૂપ ગણેલ નથી એટલું તો નહિ, પરંતુ ઉત્તરકાલીન ઇતિહાસ, કોઇપણ હિંદુ રાજાએ કે રાજ્યે કાયદા ઘડવાનું કામ પોતાના અધિકારમાં લઇ લીધુ હોય એવુ આપણને જણાવી શકતો પણ નથી. ટુંકામા, પ્રાચીન પ્રથા પ્રમાણે હિંદુસ્તાનમા લોકજીવનને સીધી રીતે અસર કરનારા કાયદા રચવાનું કામ હમેશાં કુશળ પુરૂષોના હાથમાં જ રહેવા દેવામા આવેલું, અને એ રીતે નિર્દિષ્ટ કરાતા કાયદા પૈકી જે ભાગ પોતપોતાની પરિસ્થિતિને અનુકૂળ લાગે તે ભાગ સ્વીકારી લેવાની સ્વતંત્રતા, જનસમાજના પ્રત્યેક વર્ગે પોતાના હાથમા રાખેલી હતી આ દૃષ્ટિએ જોતા હિંદુ-આર્યો કેવળ શિષ્ટજનપ્રણીત તથાપિ લોકસંમત ગણાય તેવા કાયદાને માન આપનારા હતા, અને રાજા કે રાજ્યની સંસ્થા જેમ કાયદા રચી શકતી નહિ તેમ એ કાયદાનો ભંગ કરી શકતી નહિ એટલું તો નહિ પરંતુ એ કાયદા પ્રમાણે લોકોને ન્યાય આપવાને બંધાયલી ગણાતી રહેતી પણ ખરી અર્થાત્ કાયદા રચવાનો અધિકાર નિષ્કામ પ્રજાજનોમા અગ્રગણ્ય ગણાતા જનોના હાથમા હતો, અને તેમને અસ્તિત્વમા આણવાના કામમા રાજાની સંમતિ કે અનુમતિ લેવાની આવશ્યકતા રહેતી પણ નહિ રાજા તો માત્ર કાયદાનો રક્ષક હતો અને તે એક "ધર્મપ્રવર્તક" રૂપે પ્રજા પાસે કાયદા પળાવવાનું કામ કરનારો હતો. તથાપિ આ બધા કાયદાઓ-ધર્મશાસ્ત્રમા અપાયલ આદેશો—મા ફેરફાર થતો નથી રહ્યો, એવુ આપણે કહી શકીએ તેમ નથી પરંપરાપ્રાપ્ત કાયદાઓમા યુગેયુગે ફેરફાર-વધારો ઘટાડો થતો રહેલો છે, અને વિવિધ સ્મૃતિકારોએ નવીનવી સ્મૃતિઓ, જૂની સ્મૃતિઓના આધારે રચી કાઢેલી છે એટલું તો નહિ, પરંતુ એ વિવિધ સ્મૃતિઓ વગેરે ઉપર યુગેયુગે નવાનવા

ભાષ્યો લખીને તેમનાં વચનો પરત્વે વિવિધ અર્થો નિર્દેશતા રહેલા ભાષ્ય-કારો પણ કાંઇ આપણી ભૂમિમાં ઓછા પાકેલા નથી. કૌટિલ્યે અર્થશાસ્ત્ર લખ્યું તે કાળમાં પણ આપણે આ પ્રમાણે થયલું દેખીએ છીએ. તેણે દેશ-કાળને પ્રાધાન્ય આપીને પોતાના અર્થશાસ્ત્રમાં પ્રવૃત્તિપ્રધાન નિવૃત્તિને સ્થાન દીધું છે, અને પૂર્વકાળમાં થયલ બૌદ્ધધર્મના ઉદયથી જનસમાજમાં પ્રવિષ્ટ થઇ બેઠેલ નિવૃત્તિપ્રધાન પ્રવૃત્તિને કે કેવળ નિવૃત્તિને અનુપકારક બતાવી દીધેલ છે એટલું તો નહિ, પરંતુ હિંદુસ્તાનની રાજકીય એકતા સિદ્ધ થઇ રહે તેટલા માટે તેણે શૂદ્રાદિને આર્યવર્ગમાં ગણીને તેમના લાભાર્થ નવાનવા કાયદા ઘડી આપેલાછે પણ ખરા. કૌટિલ્યે સ્વરચિત અર્થશાસ્ત્રમાં જે વિવિધ કાયદાઓ નિર્દિષ્ટ કરેલા છે તેમને આપણે બે મુખ્ય ભાગમાં વહેંચી શકીએ તેમ છીએ – ( ૧ ) ધર્મશાસ્ત્રોક્ત કે ધર્મન્યાયાત્મક, અને ( ૨ ) રાજનિર્મિત કે શાસનાર્થ રાજ્ય તરફથી રચાયલા. આ પૈકી ધર્મશાસ્ત્રોક્ત કાયદાઓ અવિચ્છિન્ન ગણાતા, અને વિવિધ વર્ગના લોકોથી વિવિધ પ્રમા-ણમાં તેઓ માન્ય પણ રખાતા હતા, અર્થાત્, આ ધર્મશાસ્ત્રોક્ત કાયદાઓ વર્ણાશ્રમદૃષ્ટિએ રચાયલા હોઇને તેમનો અમલ પણ તે જ દૃષ્ટિએ થતો રહેતો, અને તેથી કરીને જનસમાજને તે અસહ્ય લાગવાનો કે અસહ્ય થઇ પડવાનો પ્રસંગ કવચિત્ જ આવતો હતો. રાજનિર્મિત કાયદાઓમાં અવિ-ચ્છિન્નતાનું તત્ત્વ પ્રાધાન્ય ભોગવતું નહિ; તથાપિ દેશકાળ પ્રમાણે રાજની-તિમાં જેટલા અંશે ફેરફાર કરવો પડતો તેટલા અંશે તેવા રાજનિર્મિત કાયદાઓ–નિયમો–માં. ફેરફાર પણ થવા પામતો હતો; અને આ ધોરણને અનુસરીને જ કૌટિલ્યે હિંદુસ્તાનને " અરાજકતા " માંથી ઉગરી લેવાને સામર્થ્યસાધક કાયદાઓ શાસનાર્થે ઘડી આપેલા છે. આ ઉભય પ્રકારના કાયદાઓ લોકોને એક સરખી રીતે લાગુ પાડવામા આવેલા; અને એ કાય-દાઓ પ્રમાણે ન્યાય અપાતો રહે એ જોવાની ફરજ તેણે રાજાના માથા ઉપર નાંખેલી પણ છે. અર્થાત્, કૌટિલીય અર્થશાસ્ત્રમાંના "ધર્મસ્થીય " સંજ્ઞક ત્રીજા અધિકરણમાંના પહેલા પ્રકરણમાં લખ્યું છે તે પ્રમાણે, " ધર્મભંગ થતો હોય ત્યારે તેનામાં ધર્મરક્ષા કરવાનું સામર્થ્ય રહેલ હોવાને કારણે જ

રાજાને 'ધર્મપ્રવર્તક 'કહેવામાં આવે છે;" અને તેથી કરીને આપણે એમ પણ કહી શકીએ તેમ છીએ કે, કાયદાને જીવતોજાગતો રાખવો એ રાજાનો ધર્મ હતો, અને તેને પોતાને પણ તે કાયદા પ્રમાણે ચાલવાનું હતું. અર્થાત્ પાશ્ચાત્ય રાજનીતિ પ્રમાણે રાજાને કાયદાનું મૂળ ગણવાની તેમ જ 'રાજા કાયદાથી પર છે' કે 'રાજા કોઇ પણ ગુન્હાને પાત્ર ગણાશે નહિ'—એ સૂત્રથી સૂચવાતી વાતને કૌટિલ્યે કબૂલ રાખેલી નથી. એ આચાર્યનું મત તો એવું હતું કે, રાજાથી અન્યાય થઇ જાય તો તેણે પોતાને દંડાધીન થવું કે પ્રાયશ્ચિત કરીને પણ પોતાની જાતને સજા કરી દેવી. આ બધું છતાં જે એક વાત આપણું ખાસ ધ્યાન ખેંચે તેવી અર્થશાસ્ત્રમાં દેખાય છે તે એ છે કે, કૌટિલ્યે અંધશ્રદ્ધાળુ બનીને કેવળ ધર્મશાસ્ત્રની આજ્ઞાઓને સર્વથા અનુલ્લંઘનીય ગણેલી નથી. તે પોતે એક સમર્થ બુદ્ધિવાદી અને નૈયાયિક હતો, અને તેથી તેણે સ્પષ્ટ જણાવી દીધેલું છે કે:—" ધર્મશાસ્ત્ર અને ધર્મન્યાય (બુદ્ધિબળની મદદથી અપાતો ન્યાય)-એ ઉભય વચ્ચે વિરૂદ્ધતા નજરે પડે, તો તેવા પ્રસંગમાં ન્યાયને જ પ્રમાણરૂપ ગણીને ચાલવું." આ તેના વચન ઉપરથી આપણે સમજી શકશું કે, કૌટિલ્ય અદલ ઇન્સાફનો હિમાયતી જેટલા પ્રમાણમાં હતો તેટલા પ્રમાણમાં તે, રાજાની સંસ્થાને સર્વાધિકારસંપન્ન કે ધ્રુવ કોટીની માનનારો પણ નહિ જ હોય.

આ પ્રમાણે કાયદાનું મૂળ અને કાયદાનું સ્વરૂપ જાણી લીધા પછી આપણે આ અર્થશાસ્ત્રની દૃષ્ટિથી, એ કાયદાઓની અમલબજાવણી શી રીતે થતી હતી તે જોઇ લેશું. કૌટિલ્યના અર્થશાસ્ત્ર પ્રમાણે ન્યાય કરનારી અદાલતોના મુખ્ય બે પ્રકાર હતાઃ—(૧) દીવાની અદાલતો, અને (૨) ફોજદારી અદાલતો. આ ઉભય પ્રકારની અદાલતો રાજ્યાધીન હતી, અને તેથી કરીને તેમના મારફત થતા ન્યાયની જવાબદારી રાજાના માથે ગણાતી પણ ખરી. આ બે પ્રકારની અદાલતો ઉપરાંત રાજા પોતે ન્યાય આપવાનું કામ કરતો; પરંતુ તે પોતે સીધી રીતે ન્યાય આપતો નહિ. અરજદારો (કાર્યાર્થીઓ)ને તે પોતે સાંભળતો, અને પછી જે માર્ગેથી

તેમને ન્યાય અપાવાય તે માર્ગ તે લેતો, અને તેમ કરીને તે પ્રજાજનને પ્રસન્ન રાખતો હતો અને ન્યાયાધીશોના વર્તન ઉપર નજર પણ રાખી શકતો હતો. પૂર્વોક્ત ઉભય પ્રકારની અદાલતો '**ધર્મસ્થીય**' નામથી ઓળખાતી હતી, અને તેવી પ્રત્યેક અદાલતમાં " ત્રણ ધર્મસ્થોએ તેમ જ ત્રણ અમાત્યોએ " સાથે બેસીને ન્યાય આપવાનું કામ કરવાનું હતું. "સંગ્રહણ, દ્રોણમુખ અને સ્થાનીય–એ ત્રણ પ્રકારનાં શહેરોમાં તથા જે સ્થાનોમાં જનપદના ભાગોની સીમાઓ મળતી હોય તેવા સ્થાનોમાં " એ અદાલતોની સ્થાપના કરવામાં આવેલી, અને વિના વિલંબે ધર્મસ્થોએ ન્યાય આપી દેવો એવું ધોરણ પણ કૌટિલ્યે ઠરાવી આપેલું હતું. વાદ તથા પ્રતિવાદ તપાસીને ધર્મસ્થોએ–ન્યાયાધીશોએ પોતે કાર્ય પરત્વે મુદ્દાઓ કાઢવાના હતા, અને વાદી પ્રતિવાદીની જુબાનીઓ તથા ઉલટ તપાસ કરી લેવાની પણ હતી. વાદી કે પ્રતિવાદી પોતાના કાર્યને હરકોઇ રીતે સફળ કરવાને વકીલ રાખી શકતો નહિ, તેમ જ સાક્ષીઓને બોલાવવાકરવા માટે જે નાણાં ખર્ચવાં પડે તે સિવાય લવાજમ રૂપે અદાલતમાં કે રાજ્યમાં વાદીએ કશું પણ ભરવું પડતું ન હતુ. આ ઉપરથી સમજાશે કે, હાલ ગરીબ માણસને માટે અદાલતનાં દ્વાર જેમ બંધ રહે છે તેમ પ્રાચીન હિંદુસ્તાનમા થતું નહિ; કારણ કે ન્યાય મેળવવામાં લોકોને ખર્ચ કરવો પડતો નહિ. નેપાળના હિંદુ રાજ્યમાં આ નિયમ આજે પણ પ્રવર્તી રહેલો છે. પોતાના વાદના સમર્થન અર્થે તૈયારી કરવાના હેતુથી વાદી મુદત માગી શકતો નહિ. પ્રતિવાદના પ્રમાણમાં ત્રણ કે સાત દિવસની મુદત ઉપરાંત વધારે દિવસની મુદત પ્રતિવાદાર્થે પ્રતિવાદીને મળી પણ ન શકતી. ન્યાયાધીશો પોતે પણ પોતાનો ધર્મ બરાબર બજાવતા રહે એટલા માટે તેમને પણ દોષના પ્રમાણમાં દંડપાત્ર ઠરાવવામાં આવેલા, અને ખરેખરી તટસ્થતાનું પાલન કરી રહેવાનું પણ તેમને માટે ઠરાવવામાં આવેલું હતું. ન્યાય કરવાની બાબતમાં જે કોઇ ન્યાયાધીશ સ્ખલન કરતો તેને સજા કરવામાં આવતી, અને કૌટિલ્યે આ બાબતમાં ધોરણ પણ ઠરાવી આપેલ છે ( જુવો પૃ.

૩૫૫ ). અર્થશાસ્ત્રમાંથી જે એક વાત વિશેષતઃ આપણું ધ્યાન ખેંચે તેવી નીકળી આવે છે તે એ છે કે, હાલ આપણે જેમ એક ન્યાયાધીશીની ઉપર બીજી ન્યાયાધીશીને અસ્તિત્વ ધરાવતી દેખીએ છીએ તેમ કૌટિલ્યના કાળમાં આપણે ન્યાયાધીશીઓની પરંપરાને દેખી શકતા નથી, અને તેથી કરીને જે કોઇ પક્ષકાર એકવાર હારે તેને ફરીથી ઉપલી અદાલતમાં વિવાદ કરવાનો અધિકાર તે સમયમાં નહિ હોય એવું અનુમાન આપણે કાઢી શકીએ છીએ પણ ખરા. આમ પક્ષકારોને વિવાદ 'અપીલ' નોંધાવતાં અટકાવવાના હેતુથી જ કૌટિલ્યે, કદાચિત ૭ ૭ ન્યાયાધીશોવાળી અદાલતોની રચના મૂકવી પણ હોય ! એક જ અદાલતમાં ૭ ન્યાયાધીશો એક સાથે એમીને ન્યાય આપવાનું કામ કરે તો પછી પક્ષકારોને અસંતોષ રહે નહિ, એ પણ ઉઘાડુ જ ગણાય, અને તેથી કરીને કદાચિત્ કૌટિલ્યે એક જ પ્રકારની ન્યાયાધીશીની રચના કરેલી પણ હોય ! ૭ ન્યાયાધીશો એકમતિ થી કે બહુમતિથી ન્યાય આપી દે, તો પછી વાદી કે પ્રતિવાદીને વિવાદ નોંધવવાનું બ્હાનું ન જ રહે, એ પણ ઉઘાડું જ છે. હવે આપણે બીજા પ્રકારની એટલે કે કંટકશોધન કરનારી-ફોજદારી-અદાલતો સંબંધી થોડીક હકીકત જાણી લેશું. આ ફોજદારી અદાલતોને લગતાં કામ " ત્રણ પ્રદેષ્ટાઓએ અગર તો (જુવો પૃ. ૩૧૬) ત્રણ અમાત્યોએ " કરવાનું કૌટિલ્યે ઠરાવેલુ છે. આ પ્રદેષ્ટાઓ મુલ્કી ખાતાના અમલદારો હતા અને અમાત્યો પણ કાર્યાધિકારીઓ ( Executive Officers ) હતા; અને તેથી આપણે કહી શકીએ તેમ છીએ કે, કૌટિલ્યના સમયમાં ફોજદારી અદાલતોને મુલ્કીખાતાની દેખરેખ નીચે રાખેલી પણ ખરી. અર્વાચીન હિંદુસ્તાનમાં પણ આપણે આજ ધોરણને અસ્તિત્વ ધરાવતું દેખીએ છીએ. હાલનો 'કલેક્ટર' તેજ ફોજદારી અધિકારો ભોગવતો 'ડીસ્ટ્રીક્ટ મેજિસ્ટ્રેટ' છે, અને તે પ્રમાણે કૌટિલ્યના કાળમા મુલ્કી અધિકારી ફોજદારી ન્યાયાધીશ બનેલો હતો. તથાપિ આ પ્રાચીન ફોજદારી ન્યાયાધીશીની એક વિશિષ્ટતા હતી, અને તે એ કે, એ પ્રદેષ્ટાને મુલ્કીખાતાના વાસ્તિવિક કામકાજ

સાથે સીધો સંબંધ ન હતો, અને તેથી કરીને આપણે એમ પણ કહી શકીએ કે, કૌટિલ્યે ફોજદારી અદાલતોને જો કે મુલ્કીખાતાની દેખરેખ નીચે મુકેલી છે ખરી, તથાપિ તેથી કરીને તેણે તે અદાલતોને શુદ્ધ મુલ્કી કામ કરનાર અમલદારોના તાબામાં રાખેલી નથી. કોઈ પણ 'સ્થાનિક' એ પ્રદેષ્ટાના સ્વતંત્ર કામકાજ પરત્વે પોતાની લાગવગ લગાડી શકતો હતો નહિ, અને વળી ફોજદારી કામ ત્રણ પ્રદેષ્ટાઓએ ભેળા મળીને કરવાનું ઠરાવાયલું તેથી કરીને બનતાં સુધી અન્યાય થવાનો અવકાશ પણ રહેતો નહિ. અહીં પણ આપણે એક જ પ્રકારની ફોજદારી અદાલતનું અસ્તિત્વ દેખીએ છીએ. કૌટિલ્યે એક ન્યાયાધીશવાળી ન્યાયાધીશીને પોતાના અર્થશાસ્ત્રમાં સ્થાન આપેલું નથી જ. વળી ફોજદારી ગુન્હાઓ પકડવાને અર્થે સમાહર્તાના તાબામાં એક બાતમીખાતું રાખવામાં આવેલું અને તે, હાલની છૂપી 'પોલીસ'ની પેઠે રાજ્યના જુદા જુદા ભાગોમાં ગુપ્તચરો મોકલી આપીને "ગ્રામ્યજનોનાં તેમ જ તેમના અધ્યક્ષોનાં સારાં નરસાં કામો પરત્વે" તપાસ કરીને "તેમને લગતી બાતમી" સમાહર્તાને પૂરી પાડતું પણ હતું વળી એવું પણ ઠરાવવામાં આવેલું કે, "ગુન્હો બન્યાની તારીખથી ત્રણ દિવસ પછી કોઇ પણ શંકિતક (પુરુષ)ને પકડવો નહિ; કારણ કે આરોપ મુકવાને માટે જેટલો સબળ પુરાવો જોઇએ તે ન હોવાના કારણે પ્રશ્નો પૂછવાને માટે અવકાશ જ રહેતો નથી." ગુન્હેગાર પોતે કે જે માણસ પરત્વે ગુન્હો કર્યા બદલ શંકા આવતી હોય તે માણસ પકડાય ત્યારે તેને પ્રથમ તો ચારક (ચોકી) વિષે મોકલીઆપવામાં આવતો, અને પછી વળતે દિવસે તેને ન્યાયાધીશી સમક્ષ ખડો કરવામાં આવતો. તે ન્યાયાધીશ એ પ્રમાણે "અણાયલ આરોપીનાં દેશ, જાતિ, ગોત્ર, નામ, કર્મ, સ્થિતિ, મિત્ર અને નિવાસસ્થાન—એ સર્વના સંબંધમા (જુવો પૃ. ૩૪૭) તેને પ્રશ્નો પૂછીને પ્રાથમિક તપાસ કરી લેતો અને પછી તે કાં તો આરોપીને છોડી મુકતો અગર તો તેની કનેથી ગુન્હો કર્યા બદલ વધારે હકીકત મેળવી શકાય તેટલા માટે તેના પરત્વે જે કર્મ કરવાનું હોય તે કર્મને અધીન તેને તે કરી" દેતો

પણ હતો. આરોપી ગુન્હો કર્યાની વાત કબુલ ન કરતો, તેની ઉપર સખ્તાઈ કરવામાં આવતી; તથાપિ સખ્તાઇના પ્રકાર અને તેનાં સ્વરૂપો પણ નિશ્ચિત કરવામાં આવેલાં હતાં અને તે પણ ક્રમ પ્રમાણે ઉપયોગમાં લેવાની હતી. તથાપિ એવું ઠરાવવામા આવેલ કે, "જે માણસના સબધમા એવુ માનવાને કારણ મળે કે તેણે દોષ કરેલો છે તે માણસની ઉપર સખ્તાઇ કરાવવી, પરંતુ ગર્ભવાળી સ્ત્રીઓ અગર તો જે સ્ત્રીનો પ્રસૂતિકાળ એક માસથી વધારે થયો ન હોય તેના ઉપર સખ્તાઇ ગુજરાવવાની નથી." વળી, "અનાન (મંદાવધાન), બાળક, વૃદ્ધ, વ્યાધિગ્રસ્ત, મત્ત, ઉન્મત્ત, ક્ષુધાતુર, તૃષાપીડિત, પ્રવાસથી થાકેલ, અકરાતિયાની પેઠે જેણે ભોજન લીધેલ હોય તેવા, જેણે પોતાની મેળે કબૂલિયત આપી દીધી હોય તે, અને જે અતિદુર્બલ હોય તે-આ સર્વ પ્રકારના મનુષ્યની ઉપર સખ્તાઇ ગુજારવી નહિ,' એવો પ્રબંધ પણ કરવામાં આવેલો હતો (પૃ. ૩૪૯). "ઠરાવાયલ ધોરણથી અર્ધ પ્રમાણમાં સ્ત્રી ઉપર સખ્તાઇ કરવી" એવું પણ ઠરાવવામા આવેલું, અને સબળ પુરાવા સિવાય કોઇ પણ માણસને અપરાધી ન ઠરાવવો એવી પણ આજ્ઞા આપવામ આવી હતી. છેવટે, "પ્રથમ, મધ્યમ કે ઉતમ દંડની સજા ફરમાવ્યા પહેલાં પ્રદેષ્ટાએ-ફોજદારી ન્યાયાધીશે-(અપરાધી) પુરૂષની (સામાજિક સ્થિતિ), અપરાધનો પ્રકાર, ગુન્હાનું નાનુમોટું કારણ, પૂર્વસંયોગો અને વર્તમાન પરિસ્થિતિ, દેશ અને કાળ-એ સર્વ પરત્વે પૂરેપૂરૂ ધ્યાન આપી વિચાર કરવો એટલું તો નહિ, પરંતુ અપરાધી અપરાધી વચ્ચે રહેતા ફરકો, અગર તો જે તે અપરાધી સાધારણ જન છે કે રાજકુળનો છે—એવી એવી બધી વાતો પણ લક્ષ્યમાં રાખીને યોગ્ય સજા ફરમાવવી-" એવું ધોરણ પણ કૌટિલ્યે બાંધી આપેલું એમ પણ આપણે દેખી શકીએ છીએ. અર્થાત્ કૌટિલ્ય આદર્શ ન્યાયનો હિમાયતી હતો, અને "અપરાધના સ્વરૂપના પ્રમાણમાં સજા થવી જોઈએ"-એવું તેનું મંતવ્ય હતું, અને તેવા પોતાના મંતવ્ય પ્રમાણે તેણે ન્યાયની બાબતમાં શુદ્ધ તટસ્થતા પાળવાનો

રાજાને તથા ન્યાયાધીશોને ખરેખરા ઉપદેશ આપેલો છે પણ ખરો. કૌટિલ્યે, અચિન્ત્ય મરણના પ્રસંગે રાજપરીક્ષા કરવાનું ધોરણ દાખલ કરી તેવી પરીક્ષા કરવા અર્થે નિયમો પણ ઠરાવી આપેલા હતા, અને મરણ થવાનું કારણ નિશ્ચિત કરવાનો નિયમ પણ ઘડી આપેલો. એકાંગવધની સજાને બદલે ધનદંડ કરવાની રીતિ તેણે દાખલ કરેલી, અને "જે અપરાધીઓએ (અપરાધ કરતી વેળા) નિર્દયતા વાપરી ન હોય તેવા અપરાધીઓને શુદ્ધ વધ સિવાય અન્ય કોઇ પ્રકારની (રીબાવવાની) સજા કરવી એ ધર્મ્ય (ન્યાયપુરઃ સર) ગણાશે નહિ" એવું પણ તેણે જણાવેલું છે. આ ઉપરાંત કૌટિલ્યે પુરૂષો તેમ જ સ્ત્રીઓને અર્થે જુદાં જુદાં કેદખાનાં રાખવાનું પણ ઠરાવેલું છે. આ કેદખાનામાં ઓરડીઓ કરવામા આવતી, અને તેમના વિષે જાજરૂ, જળકૂપ, સ્નાનગૃહ, અગ્નિ અને વિષ સામેના ઉપાયો અને પ્રત્યેક કેદીને ઉચિત રક્ષક દેવતાની પૂજાને અર્થે આવશ્યક સાધનો વગેરેની ગોઠવણ કરવાનું તેણે સૂચવેલું પણ છે. કેદીઓને છોડવાના સંબંધમાં તેનું કહેવું આ પ્રમાણે થાય છેઃ—"રાજાના જન્મનું નક્ષત્ર જે દિવસોએ હોય તે દિવસોએ તેમ જ પૂર્ણિમાના દિવસોએ, જે કેદીઓ બાળક, વૃદ્ધ, વ્યાધિ-ગ્રસ્ત કે અનાથ કોટિના હોય તેમને તેણે (નાગરકે) બંધનાગારમાંથી છૂટા કરવા; અગર તો જે લોકો પુણ્યશીલ હોય, અગર તો જે લોકોએ દેહનિષ્ક્રય (કેદીછોડામણ નાણાં ભરી) દેવાનું કબુલ કર્યું હોય તેવા લોકોએ કેદીઓને છોડાવવા. એક દિવસમાં એકવાર, અગર તો પાચ પાંચ દિવસે એકવાર–એ પ્રમાણે કેદીઓએ જે પ્રમાણમાં કામ કરી આપેલું હોય તેની, અગર તો તેમને મારવાના ફટકા મરાય ગયા હોય તેની, અગર તો તેમણે પોતાના છૂટકારા બદલ જે હિરણ્ય દેવાનું હોય તે જો તેમના તરફથી અપાઈ ગયું હોય તો તેની ગણના કરીને તેમને બંધનાગારમાંથી રજા આપી દેવી." વળી "જ્યારે જ્યારે નવો દેશ પ્રાપ્ત થાય, જ્યારે જ્યારે યુવરાજ્યને અભિષેક કરવામાં આવે અગર તો જ્યારે જ્યારે રાજાને ત્યાં પુત્ર જન્મ થાય, ત્યારે ત્યારે કેદીઓને છોડવાનો રિવાજ સામાન્યરીતે રાખવો—" એવી પણ તેણે ભલામણ કરી છે.

કૌટિલ્યે વર્ણવેલ રાજ્યવ્યવસ્થામાં વેપારખાતું મહત્ત્વ ભોગવતું હતું, અને એ ખાતાનો મુખ્ય 'પણ્યાધ્યક્ષ' સંજ્ઞાથી ઓળખાતો હતો. રાજ્ય હસ્તકની તમામ વસ્તુઓનું વેચાણ તેની મારફત થતું હતું એટલું તો નહિ,

વેપારવૃત્તાદિ

પરંતુ "જમીનમાં કે પાણીમાં ઉત્પન્ન થતી, તેમજ જમીનમાર્ગે તથા જળમાર્ગે આણાતી વિવિધ પ્રકારની, વેપારની જણસોને લગતી પ્રિયાપ્રિયતા પરત્વે તથા તેમની કીમતમાં થતી વધઘટના સંબંધના" દેખરેખ રાખવાનું કામ પણ તે કરતો હતો. સ્વભૂમિજ તથા પરભૂમિજ માલ પ્રજાજનને માફક આવે એવી રીતે વેચાય એવી વ્યવસ્થા પણ તે રાખતો હતો, અને પ્રજાને નુકસાન કરે એટલા દરજ્જે જો કોઇ વેપારી સ્થૂળલાભ કરતો હોય, તો તેને તે તેમ કરતાં અટકાવી શકતો પણ હતો. રાજ્યની પરવાનગી વિના કોઇ પણ વેપારી 'ધાન્યનો તેમ જ બીજી વેચાઉ ચીજોનો સંગ્રહ કરતો," તો તેવા વેપારીને સજા કરવામાં આવતી. લોકો તરફ અનુગ્રહવૃત્તિ રાખવી, એ વેપારીઓને માટે ફરજ રૂપ લેખાતું. દેશમાં વાણિજ્યવૃદ્ધિ થતી રહે એટલા માટે, "વણિક્પથો" સંજ્ઞાથી ઓળખાતા નાનામોટા રસ્તાઓ રચાવવામાં આવેલા, અને જળમાર્ગોની ઘટના પણ કરવામાં આવેલી. જંગલની પેદાશ તથા વિવિધ પ્રકારની ખાણોમાંથી પ્રાપ્ત થતા પદાર્થો ઉપર રાજ્યની માલીકી ગણાતી, તથાપિ એ સર્વનું વેચાણ કરવાને નિયમો કરાવવામાં આવેલા હતા. આકરાધ્યક્ષ, ખાણો ખોદવાના કામમાં "નિપુણ ગણાય તેવા ધાતુવેત્તાઓને તથા ખાણ ખોદવાના કામનો અનુભવ ધરાવનાર મજૂરોને સાથે રાખીને, આવશ્યક ઉપકરણોથી સજ્જ થઈ" નવી નવી ખાણો ગોતી કાઢતો તથા ઉઘાડતો, અને કુપ્યાધ્યક્ષ વનદ્રવ્યની રક્ષા કરી તેમનો સંગ્રહ કરતો, લાભદાયક ઉદ્યોગો વનમાં સ્થાપતો અને કાષ્ઠ તથા ઘાસના વાડાઓ પણ રચાવતો હતો. ઊન, રેશમ, શણ અને રેસાઓમાંથી વિવિધ પ્રકારનું કાપડ બનાવરાવવાનું કામ સૂત્રાધ્યક્ષની દેખરેખ નીચે થતું હતું, અને સૂત્રશાળાઓ અંગે કામ કરનાર લોકોને કોઇ પણ

પ્રકારનો રંજાડ ન થાય તે બાબત તે ચોકસી રાખતો હતો. વિવિધ પ્રકારની સુરાઓ બનાવવાનું, ખરીદવાનું કે વેચવાનું કામ કોઇ પણ મનુષ્ય **સુરાધ્યક્ષની** પરવાનગી વિના કરી શકતો નહિ. વળી, " કામદાર લોકો, સુરાને લીધે થઇ આવતા પ્રમાદથી પોતાના હાથમાંનું કામ બગાડી ન દે, તેમ વળી આર્ય લોકો તેનો આશ્રય કરવાથી વિનયભંગ કે શીલભંગ ન થાય એટલા સારુ, અને કદાપિ વિશ્વાસઘાતીઓ કોઇ પણ રીતે અમર્યાદ થઈ ન જાય એટલા ખાતર, સુરાનું વેચાણ ફક્ત સુજ્ઞાત ચારિત્રવાળા મનુષ્યોને જ" થાય એવી વ્યવસ્થા પણ કરવામાં આવેલી. જે કોઇને દારૂ પીવો હોય તેને " પાનાગાર ( પીઠા )ની અંદર જ દારૂ પીવાની ફરજ " ( પૃ. ૧૭૪ ) પાડવામાં આવતી, અને ફક્ત "સુપ્રસિદ્ધ અને નિર્મળ ચારિત્રવાળા" લોકોને જ પાનાગારની બહાર પીવાને સુરાનું વેચાણ અને તે પણ અમુક પ્રમાણમાં જ, કરી શકાતુ હતું. આમ સુરાપાન એક તરફથી જેમ અંકુશિત થયલું હતુ તેમ બીજી તરફથી એવું પણ ઠરાવવામાં આવેલ કે, "સુરાપાનથી મત્ત થઇને સૂઈ રહેલ ગ્રાહકોની કોઇ પણ વસ્તુ પાનાગાર–પીઠા–ની અંદર ખોવાય કે ત્યાંથી ગૂમ થાય, તો તે સુરાના વેપારીએ તે વસ્તુની ભરપાઈ પોતાના ગ્રાહકને કરી દેવી એટલું તો નહિ, પરંતુ તેટલો જ બીજો દંડ પણ" તેણે ભરી દેવો. વેશ્યાકર્મનું નિયમન પણ કરવામાં આવેલું. નાવધ્યક્ષનું કામ દેશીપરદેશી વેપારીઓની ઉપર નજર રાખવાનું હતું; તથાપિ તેણે " પણ્યપત્તનમાં પ્રચરિત નિયમોનું તથા પત્તનાધ્યક્ષ ( Port-Officer ) તરફથી કરવામાં આવેલ નિબંધ પ્રમાણે " વર્તવાનું પણ હતું. અર્થાત કૌટિલ્યે વિવિધ ખાતાંઓ સ્થાપીને તેમની મારફત રાજ્યની તેમ જ પ્રજાગણની આર્થિક ઉન્નતિ થતી રહે તેવા નિયમો ઘડી આપેલા એવું આપણે અર્થશાસ્ત્રના આધારે કહી શકીએ તેમ છીએ. વેપારમાં વપરાતાં તોલ માપ વગેરે એકસરખાં અને છાપેલાં વપરાય એવી યોજના પણ તેણે કરેલી, અને તે કામને માટે તેણે "પૌતવાધ્યક્ષ"ની સ્થાપના કરેલી પણ ખરી. નવાઈની વાત તો એ છે કે, કૌટિલ્યે સૂચવેલ તોલમાપની પદ્ધતિ છેક હમણાં સુધી

આપણા દેશમા પ્રવર્તી રહેલી પણ ખરી. કૌટિલ્યે ઠરાવી આપેલ વિવિધ પ્રકારના ધોરણોનો આપણા દેશમાં થઇ રહેલ પ્રચાર જ, આ અર્થશાસ્ત્રને એક કેવળ તાર્કિક ગ્રંથ ઠરાવી દેવાની વાતને આડે આવે તેમ છે

હાલમાં આપણે જેને 'કેળવણી' કહીએ છીએ તેને કૌટિલ્યે બે ભાગમાં વહેચી નાખેલ છે– (૧) વિષય, અને (૨) વિદ્યોપાર્જન વિનયથીશીલ ઘડાય છે, સારે વિદ્યોપાર્જન કાર્યસામર્થ્ય અપાવે છે મનુષ્યમા રહેલ પશુતા-

કેળવણી

વિકારો-ને વિનયની મદદ જેટલા પ્રમાણમા મર્યાદિત કરવામા કે નષ્ટ કરી નાખવામા આવે છે તેટલા પ્રમાણમા તેનાથી પ્રાપ્ત કરાયલ વિદ્યાનેસફળ અને લોકોપકારક થવાનો અવકાશ પણ રહે છે તમામ લોકો વિદ્યાસંપન્ન નહોય, અને હોય તોપણ સરખા પ્રમાણમા તો ન જ હોઇ શકે, તથાપિ વિનયની બાબતમા તો તેમના વિષે લગભગ સરખાપણુ હોવુ જ જોઇએ, કારણ કે જનસમાજમા વ્યવસ્થા અને સ્વસ્થતાનો આધાર વિનયની ખીલવટ ઉપર જ રહેલ હોય છે આમ હોઇને પ્રજાજનની વિનયસંપત્તિ વધતી રહે એ પ્રમાણે વ્યવસ્થા રાખવી એ ઉત્કર્ષપ્રેમી પ્રજાજનોનો તેમ જ રાજ્યનો ધર્મ થઇ પડે છે. કોઇપણ જનસમાજની ઉત્કૃષ્ટતાનુ કે આર્યતાનુ માપ આપણે તેની વિનયસંપત્તિ ઉપરથીજ કાઢી શકનુ પ્રાચીન હિંદુસ્તાનના સમાજશાસ્ત્રીઓનો પ્રથમ પ્રયત્ન, અહિંસા, સત્યવક્તાપણુ, પવિત્રતા, અનસૂયા, કોઈ પણ પ્રકારની નિર્દયતામાથી નિવૃત્તિ, અને ક્ષમાવૃત્તિ-એ (સર્વે) સર્વસાધારણ ગુણો (જુઓ પૃ ૯) લોકમાત્રમા ઉદિત થઇ રહે તેમ કરવાનો હતો, અને તેના પરિણામમા જનસમાજ એવી તો ઉચ્ચ કક્ષાએ પહોચેલો કે, મૅગેસ્થનીઝ લખી ગયલ છે તે પ્રમાણે ચન્દ્રગુપ્તમૌર્યના કાળમા હિંદુસ્તાન વિષે ચોરી ભાગ્યે જ થતી અને લોકમાત્ર બહુ ભાગે સત્યવક્તા અને સદાચારસંપન્ન બની રહેલા. જે જનસમાજ આટલા પ્રમાણમા વિનયસંપન્ન થયન હોય તે જનસમાજમા ગુન્હાઓ ઓછામા ઓછા પ્રમાણમા બને, અને એ ગુન્હાઓ પકડવાને માટે કે ગુન્હેગારોને સજાએ

પહોંચાડવાને અર્થે રાજ્યને ઓછામાં ઓછો શ્રમ અને ધનવ્યય કરવો પડે. અને તે સર્વના પરિણામે પ્રજાજન ઉપર કરવેરાનું ભારણ પણ ઓછું આવે એ કેવળ સ્વાભાવિક જ છે. વિનયના અભાવે કે ઓછાપણાને લીધેજ શારીરિક કે માનસિક રોગો અને ગુન્હાઓની ઉત્પત્તિ થઇ આવે છે, અને વિનયની ન્યૂનાધિકતાના પ્રમાણમાં બુદ્ધિવિલાસોના શુભાશુભ પરિણામોનો ભોગતા જનસમાજ થઇ પડે છે પણ ખરો. આમ હોઇને કૌટિલ્યે પોતાના અર્થશાસ્ત્રમાં વિનયને પ્રાધાન્ય આપીને વ્યક્તિ ગર્ભાવસ્થામાં હોય ત્યારથીજ તેને ઉત્કર્ષક પરિસ્થિતિમાં રાખવાની ભલામણ કરી છે. વળી એ પોતે લખે છે કેઃ—" નિર્દોષ ચિત્ત ઉપર દુષ્ટ સંસ્કારો પાડવા એ એક મહાપાપ છે; કારણ કે જેવી રીતે કોઇ નવદ્રવ્યને તેના સંસર્ગમા આવતા બીજા કોઈ દ્રવ્યની અસર થઇ ગયા વિના રહેતી નથી, તેવીજ રીતે નવી શીખાઉ વ્યકિત ( અણુકેળવાયલ નવા બાળક ) ને જે કાંઇ કહેવા સંભળાવવામાં આવે છે તેને તે શાસ્ત્રોપદેશ રૂપે ગણી લીધા વિના રહેતી પણ નથી." આ ઉપરથી સમજાય છે કે, સંસર્ગથી પડતા સંસ્કારોને જે કૌટિલ્યે એક મનોધર્મવેત્તા તરીકે પોતાના કેળવણી શાસ્ત્રમા અગ્રસ્થાન આપેલું છે, અને તે વાત આપણાં વર્તમાન કેળવણીકારોએ વિચારવા જેવી પણ છે; કારણ કે કૌટિલ્ય કહે છે તે પ્રમાણે, " સત્ત્વશીલ મનુષ્યનું ચિત્ત જોકે સ્વાભાવિક રીતે દૃઢ રહે છે, તોપણ જો તે એકવાર ભ્રષ્ટ થાય છે અને ચાર પ્રકારના લોભથી કલુષિત થાય છે, તો તે પુનઃ પોતાના મૂળ રૂપને પામી શકતું નથી." મનોધર્મવિદ્યાની નજરે આ વાત એટલી તો સૂક્ષ્મ છે કે, હરકોઇ સમાજશાસ્ત્રી કે કેળવણીકાર પોતાના સિદ્ધાન્તો લોક સમક્ષ મુકે તે પૂર્વે તેણે આ બાબત પરત્વે ગંભીર અને સૂક્ષ્મ વિચારણા કરવી જોઇશેજ. અર્થાત્ કૌટિલ્યના મત પ્રમાણે જ્યાંસુધી ઇન્દ્રિયજય થતો નથી ત્યાં સુધી યથાર્થ વિનય અને વિદ્યાની પ્રાપ્તિ થઇ આવતી નથી એટલું તો નહિ, પરંતુ ખરેખરા મનુષ્યત્વને વિકસિત થવાનો અવકાશ પણ મળતો નથી. કૌટિલ્ય પોતે બીજશકિત—અન્વયાગત ગુણો—ની ઉપકારકતા સ્વીકારનારો પણ હતો, અને તેથી

તેણે વંશપરંપરાગત શક્તિને ભ્રષ્ટ થવા ન દેવાની કે તેનું ઉન્મૂલ કરી ન નાખવાની ભલામણ પણ પ્રસંગે પ્રસંગે કરેલી છે પણ ખરી.

કૌટિલ્યના સમયમાં લોકોથી લેવાતી કેળવણી રાજ્યાધીન ન હતી તેમ તેના નિમિત્તે થતા ખર્ચનો આખો ભાર રાજ્ય ઉપર પડતો પણ ન હતો. તથાપિ વિદ્યાસંપન્ન પુરુષોને આશ્રય આપીને સન્માનવા, એ રાજ્યને માટે એક ફરજ રૂપ લેખાતું, અને " આચાર્યો અને વિદ્યાવંત મનુષ્યોને તેમની પાત્રતાના પ્રમાણમાં, પાંચસોથી એક હજાર ' પણ ' સુધી ' પૂજાવેતન ' આપવું "—એવું ઠરાવવામાં આવેલ હતું. પ્રાચીન હિંદુસ્તાનમાં લોકોને ભણાવવાનો ભાર બ્રાહ્મણોએ મરજીઆત શિક્ષક રૂપે પોતાના માથા ઉપર ઉઠાવી લીધો હતો અને તેઓ પોતાના વિદ્યાસામર્થ્યના પ્રમાણમાં પોતપોતાની આસપાસ નાનાંમોટાં શિષ્યમંડળો ઉભાં કરીને, એવા શિષ્યો તરફથી મળતી ગુરુદક્ષિણાની મદદથી પોતાના જીવનનો નિર્વાહ પણ કરતા હતા. પરિણામમાં આપણા પ્રાચીન ભરતખંડમાં ઠેકઠેકાણે લોકાશ્રિત નાનીમોટી તથાપિ સ્વતંત્ર વિદ્યાશાળાઓ અને વિદ્યાપીઠો હયાતીમાં આવી રહેલ, અને રાજ્યનો હાથ તેમાં રહેતો નહિ તેથી લોકો પોતાની ઇચ્છા પ્રમાણે વિદ્યોપાર્જન કરી શકતા અને વિદ્વાનો સ્વતંત્ર વિચારણા કરવાને સમર્થ પણ રહેતા હતા. કૌટિલ્યના સમયમાં કેટલા બધા પ્રકારની વિદ્યાઓ ખેડાતી રહેલી અને તેવી બધી વિદ્યાઓમા પારંગત ચપલ ' કુશલો 'નું મૂલ્ય રાજાપ્રજા તરફથી કેટલા બધા પ્રમાણમાં અંકાતું રહેતું હતું તે સર્વ બાબતનું જ્ઞાન, અમારા આ અર્થશાસ્ત્રનો પાઠક જો આખો ય ગ્રંથ વાચી જશે તો તુરત જ પામી જશે.

બીજું એક ખાતું કે જે રાજ્યના અં[illegible] [illegible]નું તે વૈદ્યકને લગતું છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં [illegible] આવેલ છે તેમાં આ ખાતું સ્વતંત્ર નથી. ચિકિત્સકોએ પોતાના નિર્વા[illegible] ચલાવવાનો હતો. એ છતાં કૌટિલ્યે વ[illegible]

માથા ઉપર ભારે જવાબદારી રખાયલી. ભયંકર રોગ જેવા કે, ચાંદી (ગલ્ગુ) વગેરેની સારવાર ગુપ્ત રીતે ચિકિત્સક કરી શકતો નહિ (જુઓ પા. ૨૧૬). અર્થાત્ ચિકિત્સકોએ લોકાશ્રયે રહેવું પડતું હતું અને તેમણે પોતાના વિદ્યાસામર્થ્યના પ્રમાણમાં કમાણી કરી ખાવાની હતી.

હવે આપણે કૌટિલ્યે એક પ્રખર યુદ્ધશાસ્ત્રી અને અનુભવવૃદ્ધ સેનાપતિની પેઠે યુદ્ધાપકારક બાબતો ઉપર જે બધું લખેલું છે તે સંક્ષેપમાં જાણી લેશું. તેણે વિવિધ પ્રકારના દુર્ગો બતાવેલા છે, યુદ્ધના પ્રકારો સૂચવેલા છે, યુદ્ધભૂમિની અનુકૂળતા ચર્ચેલી છે, વિવિધ પ્રકારના વ્યૂહો પરત્વે વિસ્તારથી વિચારણા ચલાવેલી છે. વિવિધ પ્રકારનાં શસ્ત્રાસ્ત્ર, યંત્રો વગેરે તેણે ગણાવેલાં છે, અને આપણને વધારે નવાઇ પમાડે તેવું તો એ છે કે, છેલ્લા મહાવિગ્રહમાં યુરોપી રાજ્યોએ ઝેરી વાયુઓનો જે ઉપયોગ કરેલો હતો તેવા વાયુઓ કેમ ઉત્પન્ન કરવા તે પણ તેણે બતાવેલું છે. ફોડવાના દારૂને આપણે આ અર્થશાસ્ત્રમાં 'અગ્નિયોગચૂર્ણ' સંજ્ઞાથી ઓળખી શકીએ છીએ. કૌટિલ્યના મત પ્રમાણે ચારે વર્ણના લોકો સૈનિકકર્મ કરી શકતા હતા. તથાપિ એ ચારે વર્ણની ચારે સેનાઓને એકસરખા પ્રમાણમાં વિશ્વાસનીય ગણવાની તે ના પાડે છે. રાજ્યને નડતાં આંતર બાહ્ય સંકટોને પહોંચી વળવાને માટે તેણે એક કાયમી મૌલ-સૈન્ય રાખવું જ જોઇએ, એવો કૌટિલ્યનો સિદ્ધાંત છે. જરૂરને પ્રસંગે કામચલાઉ (ભૃતક) સેના ઉભી કરી લેવી, અગર તો મિત્રરાજાની કે કોઇ શત્રુની સેનાને ઉપયોગમાં લેવી, કે આટવિકોમાંથી સૈન્ય ઉભું કરી લેવું. કૌટિલ્યની સેના-વ્યવસ્થામાં સેનાનાં મુખ્ય ચાર અંગો કલ્પાયલાં છે-(૧) પત્તિબળ, (૨) હયબળ, (૩) હસ્તિબળ, અને (૪) રથબળ. આ પ્રત્યેક અંગમાંથી દશદશની ટુકડી પાડી તે દરેક ટુકડી ઉપર એકએક 'પદિક' નામથી ઓળખાતો પતિ નીમવો, અને એવા દશ પદિકોની ઉપર એક સેનાપતિની નીમણૂંક કરવી, અને એવા દશ સેનાપતિઓની ઉપર એક નાયક પણ હોવો જોઇએ, એમ કૌટિ-

સાંગ્રામિક બાબતો.

તેણે વંશપરંપરાગત શક્તિને ભ્રષ્ટ થવા ન દેવાની કે તેનું ઉન્મૂલ કરી ન નાખવાની ભલામણ પણ પ્રસંગે પ્રસંગે કરેલી છે પણ ખરી.

કૌટિલ્યના સમયમાં લોકોથી લેવાતી કેળવણી રાજ્યાધીન ન હતી તેમ તેના નિમિત્તે થતા ખર્ચનો આખો ભાર રાજ્ય ઉપર પડતો પણ ન હતો. તથાપિ વિદ્યાસંપન્ન પુરુષોને આશ્રય આપીને સન્માનવા, એ રાજ્યને માટે એક ફરજ રૂપ લેખાતું, અને " આચાર્યો અને વિદ્યાવંત મનુષ્યોને તેમની પાત્રતાના પ્રમાણમાં, પાંચસોથી એક હજાર ' પણ ' સુધી ' પૂજા-વેતન ' આપવું "-એવું ઠરાવવામાં આવેલ હતું. પ્રાચીન હિંદુસ્તાનમાં લોકોને ભણાવવાનો ભાર બ્રાહ્મણોએ મરજીઆત શિક્ષકો રૂપે પોતાના માથા ઉપર ઉઠાવી લીધો હતો અને તેઓ પોતાના વિદ્યાસામર્થ્યના પ્રમાણમાં પોતપોતાની આસપાસ નાનાંમોટાં શિષ્યમંડળો ઉભાં કરીને, એવા શિષ્યો તરફથી મળતી ગુરુદક્ષિણાની મદદથી પોતાના જીવનનો નિર્વાહ પણ કરતા હતા. પરિણામમાં આપણા પ્રાચીન ભરતખંડમાં ઠેકઠેકાણે લોકાશ્રિત નાનીમોટી તથાપિ સ્વતંત્ર વિદ્યાશાળાઓ અને વિદ્યાપીઠો હયાતીમાં આવી રહેલ, અને રાજ્યનો હાથ તેમાં ન્હેતો નહિ તેથી લોકો પોતાની ઇચ્છા પ્રમાણે વિદ્યોપાર્જન કરી શકતા અને વિદ્વાનો સ્વતંત્ર વિચારણા કરવાને સમર્થ પણ રહેતા હતા. કૌટિલ્યના સમયમાં કેટલા બધા પ્રકારની વિદ્યાઓ ખેડાતી રહેલી અને તેવી બધી વિદ્યાઓમાં પારંગત થયેલ ' કુશલો 'નું મૂલ્ય રાજાપ્રજા તરફથી કેટલા બધા પ્રમાણમાં અંકાતું રહેતું હતું તે સર્વ બાબતનું જ્ઞાન, અમારા આ અર્થશાસ્ત્રનો પાઠક જો આખો ય ગ્રંથ વાચી જશે તો તુરત જ પામી જશે.

બીજું એક ખાતું કે જે રાજ્યના અંગ રૂપે સ્થપાયલું નહિ તે વૈદ્યકને લગતું છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં જે બધાં ખાતાં ગણાવવામાં આવેલ છે તેમાં આ ખાતું સ્વતંત્ર હયાતી ધરાવતું દેખાતું નથી. ચિકિત્સકોએ પોતાના નિર્વાહનો આધાર લોકો ઉપર રાખવાનો હતો. એ છતાં કૌટિલ્યે લખ્યું છે તે પ્રમાણે ચિકિત્સકોનાં

માથા ઉપર ભારે જંવાબદારી રખાયલી. ભયંકર રોગ જેવા કે, ચાંદી (ત્રણ) વગેરેની સારવાર ગુપ્ત રીતે ચિકિત્સક કરી શકતો નહિ (જુઓ પા. ૨૧૬). અર્થાત્ ચિકિત્સકોએ લોકાશ્રયે રહેવું પડતુ હતુ અને તેમણે પોતાના વિદ્યાસામર્થ્યના પ્રમાણમા કમાણી કરી ખાવાની હતી.

સાંગ્રામિક બાબતો.

હવે આપણે કૌટિલ્યે એક પ્રખર યુદ્ધશાસ્ત્રી અને અનુભવવૃદ્ધ સેનાપતિની પેઠે યુદ્ધોપકારક બાબતો ઉપર જે બધું લખેલું છે તે સંક્ષેપમાં જાણી લેશું. તેણે વિવિધ પ્રકારના દુર્ગો બતાવેલા છે, યુદ્ધના પ્રકારો સૂચવેલા છે, યુદ્ધભૂમિની અનુકૂળતા ચર્ચેલી છે, વિવિધ પ્રકારના વ્યૂહો પરત્વે વિસ્તારથી વિચારણા ચલાવેલી છે. વિવિધ પ્રકારનાં શસ્ત્રાસ્ત્ર, યંત્રો વગેરે તેણે ગણાવેલા છે, અને આપણને વધારે નવાઇ પમાડે તેવું તો એ છે કે, છેલા મહાવિગ્રહમા યુરોપી રાજ્યોએ ઝેરી વાયુઓનો જે ઉપયોગ કરેલો હતો તેવા વાયુઓ કેમ ઉત્પન્ન કરવા તે પણ તેણે બતાવેલું છે. ફોડવાના દારૂને આપણે આ અર્થશાસ્ત્રમા 'અગ્નિયોગચૂર્ણ' સંજ્ઞાથી ઓળખી શકીએ છીએ. કૌટિલ્યના મત પ્રમાણે ચારે વર્ણના લોકો સૈનિકકર્મ કરી શકતા હતા તથાપિ એ ચારે વર્ણની ચારે સેનાઓને એકસરખા પ્રમાણમાં વિશ્વાસનીય ગણવાની તે ના પાડે છે. રાજ્યને નડતાં આતર બાહ્ય સંકટોને પહોંચી વળવાને માટે તેણે એક કાયમી મૌલ-સૈન્ય રાખવું જ જોઇએ, એવો કૌટિલ્યનો સિદ્ધાંત છે. જરૂરને પ્રસંગે કામચલાઉ (ભૃતક) સેના ઉભી કરી લેવી, અગર તો મિત્રરાજાની કે કોઇ શત્રુની સેનાને ઉપયોગમા લેવી, કે આટવિકોમાથી સૈન્ય ઉભું કરી લેવું. કૌટિલ્યની સેના-વ્યવસ્થામાં સેનાનાં મુખ્ય ચાર અંગો કલ્પાયલાં છે-(૧) પત્તિબળ, (૨) હયબળ, (૩) હસ્તિબળ, અને (૪) રથબળ. આ પ્રત્યેક અંગમાથી દશદશની ટુકડી પાડી તે દરેક ટુકડી ઉપર એકએક 'પદિક' નામથી ઓળખાતો પતિ નીમવો, અને એવા દશ પદિકોની ઉપર એક સેનાપતિની નીમણુંક કરવી, અને એવા દશ સેનાપતિઓની ઉપર એક નાયક પણ હોવો જોઇએ, એમ કૌટિ-

રાજ્યમાં એ બીજાના તરફેણના કે વિરૂદ્ધના જે પક્ષો હોય તેમને પોતાના પક્ષમાં લઇ લેવા; મંત્રાધિકાર; દૂત (એલચી) ને કરવાનું કામ; રાજપુત્રોનું રક્ષણ; અંકુશ નીચે રખાતા રાજપુત્રનું વર્તન; અંકુશ નીચે રખાતા રાજપુત્ર તરફ રાખવાનું વર્તન; રાજાએ કરવાનાં કામ; અંતઃપુર પરત્વે કરવાનાં કામ; આત્મરક્ષા.

## બીજું અધિકરણઃ—અધ્યક્ષોએ કરવાનાં કામો.

જનપદ—ગામડાઓ—ની રચના; ભૂમિના ભાગલા; દુર્ગવિધાન; દુર્ગમાં બાંધવાનાં મકાનો; કંચુકીનું કામ; રાજસ્વ—રાજ્યનું ઉત્પન્ન— એકઠું કરવાને સમાહર્તાએ કરવાનું કામ; હીસાબ રાખનારાઓની કચેરીમાં થતું હીસાબ રાખવાને લગતું કામ; રાજ્યની આવકમાંથી, રાજ્યના નોકરોથી કરાતી ખાઈકી પકડવાનું કામ; રાજ્યના નોકરોનાં આચરણોની પરીક્ષા; શાસનપત્ર બનાવવાની પદ્ધતિ; કોશાધ્યક્ષ; કોશ (ખજાના) માં દાખલ કરી દેવા જેવા રત્નોની પરીક્ષા; આકર (ખાણ) અને બીજી બનાવટોને લગતું કામકાજ; અક્ષશાળામાં સુવર્ણાધ્યક્ષ; રાજ્યના સોનીએ રાજમાર્ગ ઉપર કરવાનાં કામ; કોષ્ઠાગારાધ્યક્ષ (કોઠારી); પણ્યાધ્યક્ષ (વાણિજ્ય ખાતાનો અધિકારી); આયુધાગારાધ્યક્ષ (હથિયારખાનાનો અધિકારી); તોલમાપનો અધ્યક્ષ; દેશકાલનું માપ; શુલ્કાધ્યક્ષ (જકાતખાતાનો અધિકારી); સૂત્રાધ્યક્ષ (વણાટખાતાનો અધિકારી); સીતાધ્યક્ષ (કૃષિકર્મનો અધિકારી); સુરાધ્યક્ષ (દારૂખાતાનો અધિકારી); સૂનાધ્યક્ષ (કતલખાતાનો અધિકારી); ગણિકાધ્યક્ષ; નાવધ્યક્ષ (વહાણખાતાનો અધિકારી); ગોઽધ્યક્ષ (ગાયખાતાનો અધિકારી); અશ્વાધ્યક્ષ; હાથીખાનાનો અધિકારી; રથાધ્યક્ષ (બગીખાના કામદાર); પાયદળનો અધ્યક્ષ; સેનાપતિનું કામ; મુદ્રાધ્યક્ષ (પરવાના આપનાર અધિકારી); ચરિયાણ સ્થળોનો અધ્યક્ષ; સમાહર્તા (વસુલાતી અધિકારી) ની ફરજો; ગૃહપતિ, વેપારી અને તાપસના વેષમાં રહેતા જાસુસો; નાગરિક (કોટવાળ) ની ફરજો.

## ત્રીજું અધિકરણઃ—કાયદા ( ધર્મસ્થતઃ ).

વિવિધ પ્રકારના કરારો (વ્યવહારો); વિવાદપદને લગતો નિબંધ; વિવાહ; દાયવિભાગ ( વારસો ); મકાન; કરારનો ભંગ; કરજની પતાવટ; ઉપનિધિ ( થાપણ ); ગુલામો ( દાસ ) અને મજુરો; સહકાર્ય; વેચાણ તથા ખરીદીનું ખંડન; આપેલી બક્ષીસ પાછી ખેંચી લેવા બાબત; સ્વામિત્વ વિનાનું વેચાણ; સ્વસ્વામિત્વ; સાહસ ( લૂટ ); વાક્પારુષ્ય (અપવાદ); હુમલો; જુગાર અને હોડ; પ્રકીર્ણ.

## ચોથું અધિકરણઃ—કંટકશોધન.

કારીગરોની રક્ષા; વેપારીઓની રક્ષા; પ્રજા ઉપર આવી પડતી આફતો સામે ઉપાયો; અધમ સાધનથી દુષ્ટ જીવન ગાળનારાં ઉપર અંકુશ; સિદ્ધ લોકોરૂપી જાસુસોદ્વારા અપરાધવૃત્તિ ધરાવનાર તરૂણોને ગોતી કાઢવાનું કામ; શંકાથી, કે કૃતિ કરતા હોય તે વખતે ગુન્હેગારોને પકડવા સંબંધી; એકાએક થઇ જતા મરણની પરીક્ષા; કબૂલિયત લેવા માટે કરવા પડતા પ્રયોગ; રાજ્યનાં તમામ ખાતાંઓની રક્ષા; એકાંગવધને બદલે ધનદંડ; દુઃખ દઇને કે દીધા વિના મૃત્યુદંડ; કન્યાસંભોગ; ન્યાયનું ઉલ્લંઘન કર્યા બદલ દંડ ( અતિચારદંડ ).

## પાંચમું અધિકરણઃ—દરબારીઓનું વર્તન (યોગવૃત્ત).

દંડ દેવા સંબંધી; કોશ ફરીપાછો તર કરી લેવા સંબંધી; રાજ્યના નોકરો (ભૃત્ય) ને આપવાના પગાર ( ભૃતિ ) સંબંધી; અનુજીવીની વૃત્તિ; સમયાચાર સંબંધી; રાજ્યપ્રતિસંધાન; એકૈશ્વર્ય ( એકરાજત્વ ).

## છઠ્ઠું અધિકરણઃ—મંડળયોનિ (અધિરાજ્ય) સંબંધી.

પ્રકૃતિનાં અંગો; શાંતિ અને પ્રવૃત્તિ ( શમ અને વ્યાયામ ) સંબંધી.

## સાતમું અધિકરણઃ—ષટ્પ્રકારની નીતિનું ફળ.

ષટ્ પ્રકારની નીતિઃ ક્ષય, સ્થાન અને વૃદ્ધિનો નિશ્ચય; સંશ્રય (મૈત્રી)ના

પ્રકાર; સરખી, ઉતરતી અને ચઢતી કોટીના રાજાના ગુણ; ઉતરતી કોટીના રાજાથી કરાતી સંધિના પ્રકાર; વિગ્રહ જાહેર કર્યા પછી અથવા તો સંધિ કર્યા પછી પાળવાની તટસ્થતા; વિગ્રહ જાહેર કર્યા પછી કે સંધિ જાહેર કર્યા પછી પ્રયાણ કરવા સંબધી; જેની ઉપર હુમલો થઇ શકે તેવા પ્રબળ શત્રુ સામે પ્રયાણ; લશ્કરમા ક્ષય, ક્ષોભ અને વિરાગભાવ ઉત્પન્ન કરનાર તત્ત્વો ગાળી નાખવા બાબત; પ્રકૃતિઓ ( જુદી જુદી સત્તાઓ )નો સમવાય થવા બાબત; સંહિત (એકત્ર થઇને કરાતા) પ્રયાણ બાબત; નિશ્ચિત કે અનિશ્ચિત શરતોવાળી સુલેહ; અપસરણ કરનારની સાથે સંધિ, એવડી નીતિથી સંધિ-વિગ્રહ કરવા બાબત; જેની ઉપર હુમલો થઇ શકે તેવા શત્રુની વૃત્તિ; અનુ-ગ્રહપાત્ર મિત્રો; મિત્ર તથા હિરણ્ય ( એક પ્રકારનુ સોનું ) મેળવવા માટે કરાર; ભૂમિ મેળવવા માટે કરાર, કામ કરી આપવા બાબત કરાર; પીઠ ઉપર રહેલ શત્રુ માટે ચિંતા; નષ્ટ થઇ ગયલી શાંતિની ફરી પૂરણી; બળ-વાળા અને પ્રકુપિત સત્રુનો ઉપરોધ કરવા બાબત; વિજિત શત્રુની વૃત્તિ; વિજિત રાજાની વૃત્તિ; સંધિ કર્યા પછી તેનો ભંગ; મધ્યમ રાજાનું વર્તન; ઉદાસીન ( તટસ્થ ) રાજાનું વર્તન; માંડલિક રાજ્યોનું વર્તન.

## આઠમું અધિકરણઃ-વ્યસનો (અનાચાર અને આપત્તિ).

પ્રકૃતિ (રાષ્ટ્રના અંગો) વિષયક વ્યસનો; રાજા અને રાજ્યને લગતાં વ્યસનો; મનુષ્યને લગતાં વ્યસનો (પીડાઓ); સ્તંભક વ્યસનો; કોશને લગતાં વ્યસનો; લશ્કર (બળ) ? લગતા વ્યસનો; મિત્રનાં વ્યસનો.

## નવમું અધિકરણઃ-અભિયોગી (હુમલો કરનાર)નું કર્મ.

શક્તિ, દેશ, કાળ તથા બલાબલનું જ્ઞાન; યાત્રા [ પ્રયાણ ]-કાળ; બળમા ભરતી કરી લેવાનો સમય; સાધનસજ્જતા; પ્રતિબલકર્મ ( પ્રતિ-પક્ષની સેનાની ગોઠવણી ); પીઠેથી થતા કોપ વિષે ચિંતા; બાહ્ય તથા અભ્યંતર કોપનો પ્રતીકાર; ક્ષય, વ્યય અને લાભ પરત્વે વિચાર; બાહ્ય તથા અભ્યંતર આપત્તિ; દ્રોહી તથા શત્રુઓને મળી ગયલ મનુષ્યો; અર્થ

અને અનર્થ પરત્વે શંકા; ઉપાયવિકલ્પ (બે જુદા જુદા પ્રકારના ઉપાયો) થી મેળવાતી સિદ્ધિ.

## દશમું અધિકરણઃ–વિગ્રહ.

છાવણી; છાવણી ઉપાડી પ્રયાણ કરવા બાબત, વ્યસન અને હુમલાને પ્રસંગે બલ (સેના) નું રક્ષણ; કૂટયુદ્ધ (દગલબાજીવાળી લડાઇ) ના પ્રકાર; સ્વસૈન્યને પ્રોત્સાહન, સ્વબલ અને પરબલ વચ્ચે લડાઇ; યુદ્ધભૂમિ; પત્તિ (પાયદળ), હયદળ, રથદળ તથા હસ્તીદળના કર્તવ્યો; પાંખ, બાજુ, તથા મોખરાની સેનાની ગોઠવણી; સારભૂત અને ફલ્ગુ (નબળી) સેના વચ્ચેનો ભેદ, પાયદળ, હયદળ તથા હસ્તીદળ સહ યુદ્ધ; દંડાકાર, સર્પાકાર, મંડલાકાર અને અસંહત (છૂટક) વ્યૂહો; પ્રતિવ્યૂહ (પ્રતિપક્ષી સેનાની ગોઠવણી) ની સામે રચવાના વ્યૂહ

## અગિયારમું અધિકરણઃ–જુદાં જુદાં મંડળો.

કલહ–ભેદ–ના કારણો; ખાનગી (ઉપાંશુ) દંડ (સજા).

## બારમું અધિકરણઃ–બળવાન્ શત્રુ સંબંધી.

દૂતકર્મ, મંત્રયુદ્ધ, સેનાપતિનો વધ, આસપાસના રાજ્યોને ઉશ્કેરણી; શસ્ત્ર, અગ્નિ અને ઝેરના પ્રયોગ કરનાર જાસૂસો; ઉપકરણ તથા ધાન્યના કોશોનો નાશ; ગુપ્ત યુક્તિઓ અથવા લશ્કરની મદદથી કરાતો શત્રુનો કબજો; એકવિજય (સંપૂર્ણ જયપ્રાપ્તિ)

## તેરમું અધિકરણ –દુર્ગ લેવાને માટે કરવાના ઉપાય.

ઉપજાપ (માહોમાંહે કલહ કરાવવો), ગુપ્ત યુક્તિથી રાજાઓને ફોડવા, ઘેરા વખતે જાસૂસોએ કરવાના કામ, ઘેરો ઘાલવામાં કરવાની ક્રિયા, વિજિત પ્રદેશમાં શાંતની પુનઃસ્થાપના.

## ચૌદમું અધિકરણઃ—ઉપાય.

પરઘાતપ્રયોગ; આશ્ચર્યજનક અને છલાત્મક પ્રયોગો; સ્વસૈન્યથી થતી હાનિનો પ્રતીકાર.

## પંદરમું અધિકરણઃ—શાસ્ત્રનો સમુદ્દેશ.

આ શાસ્ત્રના, પરિચ્છેદવાર વિભાગ આ પ્રમાણે છેઃ—એકંદર પંદર અધિકરણ, દોઢસો અધ્યાય અને એકસોતે એંશી પ્રકરણો તથા ૭ હજાર * શ્લોકો. ગ્રહણ કરવામાં અને સમજવામાં સહેલું થઇ રહે તેટલા સારૂ, નકામો વિસ્તાર કર્યા વિના, સુનિશ્ચિત અર્થવાળા શબ્દોમાં કૌટિલ્યે આ શાસ્ત્ર રચેલું છે.

( આ પ્રમાણે, કૌટિલીય અર્થશાસ્ત્રના 'રાજવૃત્તિ' નામક, પહેલા વિનયાધિકારિક અધિકરણમાનું પહેલું પ્રકરણ પૂરૂં થાય છે.)

---

## પ્રકરણ ૨.

### વિદ્યાઓનો સમુદ્દેશ-આન્વીક્ષકીનું સ્થાન.

આન્વીક્ષકી, વેદત્રય, વાર્તા ( કૃષિ, પશુપાલન અને વાણિજ્ય) તથા દંડનીતિ ( શાસનશાસ્ત્ર ): એ પ્રમાણે 'વિદ્યાઓ' ચાર છે.

મનુના અનુયાયીઓ કહે છે કે, વિદ્યાઓ ત્રણ જ છેઃ-ત્રણ વેદ, વાર્તા અને દંડનીતિ; કારણ કે 'આન્વીક્ષકી વિદ્યા' વેદોની વિશિષ્ટ શાખા સિવાય અન્ય કાંઇ નથી.

બૃહસ્પતિના મતના કહે છે કે, વિદ્યાઓ બે જ છેઃ—વાર્તા અને દંડ-નીતિ; કારણ કે ત્રણ વેદો તે કેવળ ઐહિક કર્મોમાં નિપુણ ગણાતા મનુષ્ય ( લોકયાત્રાવિદ્ ) ને માટે સંવરણ માત્ર છે.

---

* દશકુમારચરિતના આઠમા અધ્યાયમા મહાકવિ દંડીએ પણ જણાવ્યું છે કે, વિષ્ણુગુપ્તે ( કૌટિલ્યે ) સંક્ષેપમા રચેલ 'દંડનીતિ'નું પૂર ૭ હજાર શ્લોકોનું છે.

ઉશિનસ્ મતના એવું કહે છે કે, વિદ્યા માત્ર એક છે અને તે 'દંડ-નીતિ' છે, અને તેમાં જ બધી વિદ્યાઓના આરંભ અને પ્રતિબંધ રહેલાછે.

પરંતુ કૌટિલનું મત એવું છે કે, વિદ્યાઓ ચાર છે અને તે ચાર જ છે; ધર્મ અને અર્થ સંબંધી સર્વ કાંઇ તે વિદ્યાઓથી જ શીખાય છે, અને તેટલા માટે જ તેઓ 'વિદ્યા' કહેવાય છે.

આન્વીક્ષકીમાં સાંખ્યદર્શન, યોગદર્શન તથા લોકાયતનો સમાવેશ થાય છે. ત્રણવેદ (ત્રયી વિદ્યા) માં ધર્મ અને અધર્મનો, વાર્તામાં અર્થ અને અનર્થનો, અને નય તથા અનયનો, તેમ જ બળ અને અબળનો સમાવેશ દંડનીતિમાં થાય છે. આ બધી વિદ્યાઓની સરખામણીમાં આન્વીક્ષકી લોકોપકારક છે, આપત્તિ અને અભ્યુદયના સમયમા બુદ્ધિને તે નિશ્ચલ અને દૃઢ રાખે છે, અને દીર્ઘદષ્ટિ, વાણી તથા ક્રિયા પરત્વે કુશળતા આપનાર છે. આન્વીક્ષકી હંમેશા સર્વ પ્રકારની વિદ્યાઓને પ્રકાશિત કરનાર પ્રદીપ રૂપ છે, સર્વ પ્રકારનાં કર્મોના સાધન રૂપ, અને સર્વ પ્રકારના ધર્મના આશ્રય રૂપ છે, (એમ અમારૂં મત છે.)

(આ પ્રમાણે પહેલા વિનયાધિકારિક અધિકરણમાંના વિદ્યાસમુદ્દેશને અંગે આન્વીક્ષકીનું સ્થાન બતાવનારૂં બીજું પ્રકરણ પૂરૂં થાયછે.)

---

## પ્રકરણ ૩.

### વિદ્યાઓનો સમુદ્દેશ–ત્રયી વિદ્યાનું સ્થાન.

સામ, ઋક્ અને યજુર્ : એ ત્રણ વેદો મળીને 'ત્રયી' થાય છે. વળી અથર્વવેદ અને ઇતિહાસ પણ વેદ (ગણાય) છે.

શિક્ષા (સ્વરશાસ્ત્ર), કલ્પ (ક્રિયાકર્મ), વ્યાકરણ, નિરૂક્ત (અજ્ઞાત વૈદિક શબ્દોનું વિવરણ કરી બતાવનાર શાસ્ત્ર), છંદ (શાસ્ત્ર), અને જ્યોતિર્વિદ્યા (ખગોળશાસ્ત્ર): એ બધાં અંગો છે.

આ ત્રયી ( વિદ્યા ) ચારે વર્ણ તથા ચારે આશ્રમના ધર્મ નક્કી કરી આપે છે, અને તેથી સ્વધર્મસ્થાપનાની દૃષ્ટિએ ઉપકારક છે.

ભણવું ભણાવવું, યજ્ઞ કરવો કરાવવો, દાન અને પ્રતિગ્રહઃ એ **બ્રાહ્મ-ણનો** સ્વધર્મ છે.

ભણવું, યજ્ઞ કરવો, દાન કરવું, શસ્ત્રથી આજીવિકા મેળવવી અને ભૂતમાત્રની રક્ષા કરવી, એ ધર્મ **ક્ષત્રિયનો** છે.

ભણવું, યજ્ઞ કરવો, દાન, કરવું, ખેડ કરવી, પશુપાલન અને વેપાર; એ ધર્મ **વૈશ્યનો** છે.

દ્વિજાતિ ( બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ) ની સેવા કરવી, ( ખેતી, પશુપાલન ) વાર્તા અને કલાકર્મ અને કુશીલવકર્મ ( ભાટાઇ ): એ **શૂદ્રના** ધર્મ છે.

સ્વકર્મ કરીને આજીવિકા મેળવવી, પોતાના સરખાં પરંતુ અસમાન ઋષિકુળો સાથે વિવાહ સંબંધો રચવા, ઋતુસ્નાનાતે સ્વપત્ની સાથે ગમન કરવું; દેવ, પિતૃ અને અતિથિ તેમ જ ભૃત્ય ( નોકર ) ને આપતા જે શેષ રહે તેનું ભોજન કરવુંઃ એ **ગૃહસ્થના** ધર્મ છે.

સ્વાધ્યાય, અગ્નિકાર્ય ( અગ્નિપૂજન ), અભિષેક, ભિક્ષાવૃત્તિ અને પ્રાણાંત થાય તોપણ આચાર્યની ભક્તિ, આચાર્યના પુત્રની ભક્તિ, અથવા તો સબ્રહ્મચારી ( વર્ગબંધુ ) ની ભક્તિ કરવી, એ **બ્રહ્મચારી વિદ્યાર્થી-ના** ધર્મ છે.

બ્રહ્મચર્યપાલન, ભૂમિશયન, જટાધરણ, મૃગચર્મ પહેરવું, અગ્નિહોત્ર કરવો, અભિષેક કરવો, દેવ, પિતૃ તથા અતિથિનું પૂજન કરવું અને વનમાં ઉત્પન્ન થતી વસ્તુઓનો આહાર કરવોઃ એ **વાનપ્રસ્થના** ધર્મ છે.

ઇન્દ્રિયસંયમન, સર્વપ્રકારના કર્મોમાંથી નિવૃત્તિ, સર્વ પ્રકારના દ્રવ્યનો ત્યાગ, કોઇપણ પ્રકારની સંગતિનો ત્યાગ, અનેક ઠેકાણેથી ભિક્ષા માગી

ખાવુ, અરણ્યવાસ કરવો, અને બાહ્ય તેમ જ અભ્યંતર શુચિતાનું પાલન કરવુ: એ **પરિવ્રાજક**ના ધર્મ છે.

અહિંસા, સત્યવક્તાપણુ, પવિત્રતા, અનસૂયા, કોઇ પણ પ્રકારની નિર્દયતામાથી નિવૃત્તિ અને ક્ષમાવૃત્તિ એ ( સર્વે ) સર્વસાધારણ ધર્મો ગણાય છે.

પોતપોતાનો ધર્મ આચરવાથી સ્વર્ગ તથા અનત સુખની પ્રાપ્તિ કરાય છે એનુ જો અતિક્રમણ કરાય છે તો સાંકર્ય ઉત્પન્ન થતા લોકયાત્રાનો નાશ થઈ આવે છે એટલા માટે રાજાએ લોકોને પોતપોતાના ધર્મમાથી સ્ખલિત થવા દેવા નહિ, કારણ કે આર્યલોકોએ ઠરાવેલ મર્યાદા તથા વર્ણાશ્રમસ્થિતિનુ પાલન હ મેશા જે કોઇ કરી રહીને પોતાના ધર્મની રક્ષા કરે છે તે આ લોકમા અને પરલોકમા સુખી થાય છે; કારણ કે લોકમાત્ર જો વેદત્રયની આજ્ઞા પ્રમાણે વર્તી રહે છે તો તે નક્કી ઉત્કર્ષ સાધી શકે છે, અને તેનો નાશ પણ નથી થતો.

( આ પ્રમાણે પહેલા વિનયાધિકારિક અધિકરણમાના વિદ્યાસમુદ્દેશને અગે ' ત્રયીસ્થાપના ' બતાવનાર ત્રીજુ પ્રકરણ પૂરૂ થાય છે )

## પ્રકરણ ૪.

કૃષિ પશુપાલન અને વાણિજ્ય એ ત્રણ ' વાર્તા ' (નામે ઓળખાય) છે. એ, ધાન્ય, પશુ, હિરણ્ય ( સોનું ), વનોત્પન્ન ( કુપ્ય ), અને વિષ્ટિ ( વેઠ )ની પ્રાપ્તિ કરાવે છે, અને તેથી તે અત્યંત ઉપકારક છે એ વાર્તાની મદદથી પ્રાપ્ત થતા, કોશ અને સૈન્યના સાધનો વડે રાજા સ્વપક્ષ તથા શત્રુપક્ષ એ ઉભયને પોતાને વશ રાખી શકે છે.

દડ ( રાજાધિકાર ) ઉપર, આન્વીક્ષકી, વેદત્રય અને વાર્તાશાસ્ત્રના કલ્યાણ અને પ્રકર્ષનો આધાર -ટકેલો છે તેને લગતી જે નીતિ તે દડનીતિ કહેવાય છે. તે દડનીતિની મદદથી, જે મેળવાયનુ હોતું નથી તે મેળવી

શકાય છે, જે કાંઇ મેળવાયલ હોય છે તેનું રક્ષણ કરી શકાય છે, જેનું રક્ષણ કરી શકાયલું હોય છે તેની વૃદ્ધિ કરી શકાય છે, અને જે કાંઇ વૃદ્ધિ પામી શકયું હોય તેની યોગ્ય વહેંચણી કરી શકાય છે. લોકયાત્રાનો આધાર આની ઉપર જ રહેલો છે, અને તેટલા માટે લોકયાત્રા થતી રહે એવી ઇચ્છા રાખનારે હંમેશા દંડનીતિ પરત્વે ઉદ્યુક્ત રહેવું એ જરૂરનું છે. ભૂત માત્રને અંકુશ નીચે લાવવા સારૂ દંડના જેવુ અન્ય કોઇ સારૂં સાધન છે જ નહિં, એવું આચાર્યોનું મત છે.

(પરંતુ) કૌટિલ્ય કહે છે:— "નહિ; દંડ જો તીક્ષ્ણ હોય છે તો તે લોકોને ઉદ્વેગમા રાખે છે. (અને) મૃદુદંડ તિરસ્કારપાત્ર થાય છે; પરંતુ જે કોઇ યોગ્ય દંડ છે તે માનનીય બને છે.* દંડ જ્યારે યોગ્ય રીતે અને વિચારપૂર્વક અપાય છે, ત્યારે લોકોને ધર્મપરાયણ અને અર્થભોગ-ઉત્પાદક કર્મ કરવાવાળા બનાવે છે; અને લોભ તથા ક્રોધની પ્રેરણાથી કે અજ્ઞાનને લીધે અયોગ્ય દંડ અપાય છે ત્યાં તપસ્વીઓમાં અને વનવાસી સંન્યાસીઓમાં પણ આવેશ ઉત્પન્ન થાય ., અને આમ થાય છે તો પછી ગૃહસ્થને વિષે તો બોલવું જ શું ?

પરંતુ દંડને જ્યારે બાજુએ મુકવામા આવે છે ત્યારે મત્સ્યન્યાય પ્રમાણેની અવ્યવસ્થાનો ઉદ્ભવ થઇ આવે છે; કારણકે દંડધર (ન્યાયાધીશ) ને અભાવે સબળ (લોકો) દુર્બલ (લોકો) ને ગળી જવા મંડે છે. પણ જો દંડ હોય છે તો તેના રક્ષણ નીચે દુર્બલ સબલને પણ હરાવી શકે છે.

ચાર વર્ણથી તથા ચાર આશ્રમોથી રચાયલો આ લોક, જ્યારે દંડયુક્ત રાજાથી શાસિત થતો રહે છે, ત્યારે તેઓ (લોકો) સદા સ્વધર્મપરાયણ અને સ્વકર્મપરાયણ બની રહીને પોતપોતાને માર્ગે ચાલ્યાં કરે છે.

(આ પ્રમાણે, પહેલા વિનયાધિકારિક અધિકરણમાંના 'વિદ્યાસમુદ્દેશ' ને અંગે 'વાર્તાસ્થાપના તથા દંડનીતિસ્થાપના' કરી બતાવનાર ચોથું પ્રકરણ પૂરૂં થાય છે.)

* દંડ શબ્દ ત્રણ અર્થમાં વપરાય છે:—રાજદંડ, સજા અને સૈન્ય.

## પ્રકરણ ૫.

### વૃદ્ધસંયોગ

આમ હોઇને, ( એ ચારમાની પહેલી ) ત્રણ વિદ્યાઓનો આધાર દંડ ઉપર જ રહેલો છે. એ દંડનું મૂળ વિનય–તાલીમ–કેળવણી–માં રહેલું છે, અને એ દંડ પ્રાણીઓને યોગક્ષેમ અપાવનાર છે. ( વળી ) વિનયના પ્રકાર બે છે:— ( ૧ ) કૃત્રિમ અને ( ૨ ) સ્વાભાવિક. જે કોઇ દ્રવ્ય ( મૃદુ ) છે તેને માત્ર ક્રિયાથી જ વિનયયુકત કરી શકાય છે, ( પણ ) જે કોઇ અદ્રવ્ય ( અમૃદુ ) છે તેને ક્રિયા વિનયયુક્ત કરી શકતી નથી. સુશ્રુષા, શ્રવણ, ગ્રહણધારણ કરવાની શકિત ( ધરાવનારાંઓ ) ને, તેમ જ વિજ્ઞાન, વાદવિવાદ તથા તત્ત્વજ્ઞાનમા અભિનિવેશ પામેલી બુદ્ધિ ( વાળા ) ને જ વિદ્યા કેળવી શકે છે, બીજાંને નહિ.

પ્રમાણભૂત આચાર્યો પાસેથી શાસ્ત્રોનો અભ્યાસ બરાબર કરવો, અને એ શાસ્ત્રો દ્વારા અપાયલો ઉપદેશ યથાર્થરીતે પાળવો.

ચૌલકર્મવિધિ થઇ ગયા પછી વિદ્યાર્થીએ લિપિ અને અંકગણિત શીખવા. યજ્ઞોપવિતસંસ્કાર થયા પછી, શિષ્ટ ગુરુઓ પાસેથી વેદત્રય અને આન્વીક્ષકીનું, અધ્યક્ષો ( રાજ્યના અમલદારો ) પાસેથી વાર્તાનુ, અને તર્ક તથા અનુભવથી કુશળ ગણાય તેવા રાજનીતિજ્ઞો પાસેથી દંડનીતિનું શિક્ષણ લેવું.

સોળવર્ષનું વય થાય ત્યાંસુધી બ્રહ્મચર્ય પાળવું, અને તે પછી ગોદાનવિધિ કરીને દારકર્મ કરવું (પરણવું અર્થાત્ ગૃહસ્થાશ્રમ સ્વીકારવો.)

વિજયવૃદ્ધિ થતી રહે તેટલા માટે હંમેશાં વિદ્યાવૃદ્ધજનોના સમાગમમા રહેવું: કારણ કે, વિનયનું મૂળ તેમા જ રહેલું છે.

દિવસના પૂર્વભાગમા હાથી, ઘોડા, રથ અને શસ્ત્રને લગતી વિદ્યાઓમા તાલીમ ( કેળવણી ) લેવી; અને બપોર પછી ઇતિહાસનું શ્રવણ કરવું. આ

ઇતિહાસ શબ્દમાં પુરાણ, ઇતિવૃત્ત, આખ્યાયિકા, ઉદાહરણ, ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનો સમાવેશ થાય છે.

દિવસ અને રાત્રિના બાકીના ભાગમાં નવું નવું શીખતાં રહેવું અને જે જે બધું શીખવાઇ ગયું હોય તેનો અધિકાધિક પરિચય મેળવ્યાં કરવો. વળી જે કાંઇ ગૃહીત થઇ શકયું ન હોય તેનું ફરીથી અવલોકન કરી જવું, અને તેનું શ્રવણ કરી લેવું.

શ્રવણ કરવાથી પ્રજ્ઞા ઉત્પન્ન થાય છે; પ્રજ્ઞાથી યોગ, અને યોગ વડે આત્મવત્તાનો ઉદ્‌ભવ થઈ આવે છે. 'વિદ્યાસામર્થ્ય' શબ્દનો અર્થ આ પ્રકારનો છે.

જે રાજા વિદ્યાસંસ્કારથી વિનીત થયલો હોય છે તે પ્રજાને કેળવવામાં મશગુલ રહે છે, અને એ પ્રમાણે બધા લોકોનું હિત કરવામાં મશગુલ બનેલો રાજા અનન્ય પૃથ્વીને ભોગવી શકે છે.

( આ પ્રમાણે પહેલા વિનયાધિકારિક અધિકરણમાંનું 'વૃદ્ધસંયોગ' નામનું પાંચમું પ્રકરણ પૂરૂં થાય છે )

---

## પ્રકરણ ૬.

### ઇન્દ્રિયજય..

વિદ્યા અને વિનય અપાવનાર ઇન્દ્રિયજયની પ્રાપ્તિ, કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષનો ત્યાગ કરવાથી થાય છે.

કાન, ચામડી, આંખ, જીભ અને નાકની ઇન્દ્રિયો દ્વારા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધના જ્ઞાન પરત્વે વિપરીતતાનો અભાવ ( અવિપરીતતા) તે 'ઇન્દ્રિયજય.' 'શાસ્ત્રાર્થનું અનુષ્ઠાન' એ વાકયનો અર્થ પણ આવો જ છે; કારણ કે સર્વ શાસ્ત્રોનો મુખ્ય ઉદ્દેશ, ઇન્દ્રિયો ઉપર જય મેળવવો એ સિવાય અન્ય કોઇ નથી.

જે કોઇમાં વિપરીત લક્ષણ હોય, જેને પોતાની ઇન્દ્રિયો પોતાને વશ હોતી નથી, તે પોતે, ચતુર્દિશાથી મર્યાદિત થયલ અખિલ પૃથ્વીને ભોગવનાર રાજા હોય તોપણ તેનો નાશ થયા વિના રહેતો નથી. દૃષ્ટાંત રૂપે કહીએ તો, દાંડક્ય નામથી ઓળખાયલો ભોજ, બ્રાહ્મણ કુમારિકા ઉપર કામાસક્ત થયો તેથી કરીને તેનો પોતાના રાજ્ય અને બંધુઓ સહિત નાશ થયલો છે. વળી કરાલ વૈદેહની પણ એવી જ ગતિ થઇ હતી. એવી જ રીતે બ્રાહ્મણ ઉપર ક્રોધ કરવાથી વીર જનમેજય, અને ભૃગુકુળ ઉપર ક્રોધ કરવાથી તાલજંઘ પણ તેવી જ દશાને પામેલા. ચારે વર્ણો પાસેથી બલાત્કારે કર લેવાની તૃષ્ણાને લીધે ઐલનો, અને એ જ પ્રમાણે સૌવીર અને અજબિંદુનો નાશ પણ થયલો છે. અભિમાનને આડું આણી રાવણે પરદારાને પાછી ન સોંપી અને દુર્યોધને પોતાના રાજ્યમાંથી ( પાંડવોને ) ભાગ ન આપ્યો, અને વળી મદને લીધે દમ્ભોદ્ભવે તથા હૈહયકુળના અર્જુને લોકમાત્રને અવમાની કાઢ્યા [ એટલે એ સર્વેના હાલ પણ આવા જ થયલા. ] અગસ્ત્ય ઋષિ ઉપર હુમલો કરવાનો પ્રયાસ કરવામાં હર્ષ થઇ આવ્યાથી વાતાપીનો, તેમજ દ્વૈપાયન વિરૂદ્ધ વર્તન કરનાર વૃષ્ણીકુળનો નાશ પણ આ જ રીતે થયલો છે.

આ પ્રમાણે, આ અને અન્ય ઘણા રાજાઓ, ષડરિપુસમૂહના ભોગ થઇ પડવાથી અને ઇન્દ્રિયનિગ્રહ કરવામાં નિષ્ફળ નીવડવાથી પોતાનાં રાજ્યો અને સ્વજનો સહિત વિનાશને પામી ગયલા છે. ષડ્રિપુસમૂહનો ત્યાગ કરી જિતેન્દ્રિય થનાર જામદગ્ન્ય, અંબરીષ તથા નાભાગ-એમણે પૃથ્વીને દીર્ઘકાળ પર્યન્ત ભોગવેલી.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રના પહેલા 'વિનયાધિકારિક' નામક અધિકરણમાંનું 'ઇંદ્રિયજય--અરિષડ્વર્ગત્યાગ' એ નામનું છઠ્ઠું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૭.

### ઇન્દ્રિયજય-રાજર્ષિવૃત્ત.

તેટલા માટે તેણે ( રાજાએ ) ષડ્રિપુસમૂહનો પરાભવ કરીને ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવો, વૃદ્ધ જનોથી સમાગમ કરી પ્રજ્ઞા પ્રાપ્ત કરવી, પોતાના ચાર ( ફરતા જાસુસો ) દ્વારા જોતાં રહેવું, સદા ચંચળ રહીને યોગક્ષેમ સાધી લેવા, કાર્યોને અનુશાસિત કરી (પોતાની પ્રજા પાસે) પોત પોતાના ધર્મ પળાવવા, વિદ્યોપદેશ વડે વિનયની પ્રાપ્તિ કરવી, અને અર્થ (દ્રવ્ય) સંયોગ કરાવીને તેમ જ તેમનું હિત કરીને લોકોની પ્રીતિ મેળવી લેવી.

આ પ્રમાણે પોતાની ઇન્દ્રિયોને કબજે કરીને તેણે પરસ્ત્રી, પરદ્રવ્ય અને પરહિંસાથી અલગ રહેવું, અને વિષયલાલસાનો સ્વપ્નમાં પણ ત્યાગ કરી દઇને જૂઠાણું, ઉદ્ધતતા અને અનર્થકારક સંયોગો તેમ જ અધર્માત્મક તથા અનર્થથી ભરેલા વ્યવહારથી દૂર રહેવું.

ધર્મ તથા અર્થથી અવિરૂદ્ધવૃત્તિ રાખીને જો તે ( રાજા ) પોતાની કામનાઓને તૃપ્ત કરે તો તે કદિ પણ નિસ્સુખ ( દુઃખિત ) થશે નહિ. એક બીજાને આધારે રહેનાર ધર્મ, અર્થ અને કામના—એ ત્રણ જીવન-માર્ગોનો તે એક સરખો ઉપભોગ લઇ શકશે; પરંતુ આ ત્રણમાંથી એકનું પણ જો અતિસેવન થશે તો બાકી રહેલાં બેને હાનિ પહોચશે એટલું તો નહિ, પરંતુ તેને પોતાને પણ પીડા થઇ આવ્યા વિના નહિ રહે. આ બાબતમાં કાટિલ્યનું મત એવું છે કેઃ—" અર્થ એ જ મુખ્ય છે, કારણ કે ધર્મ અને કામની સિદ્ધિ અર્થને આધાર રહેલી છે. "

જે આચાર્યો અને અમાત્યો તેને ( રાજાને ) ભયસ્થાનોમાં જઇ પડતાં અટકાવે છે અગર તો છાયા માપીને ( છાયાનાલિકાપ્રતોદવડે ) નક્કી કર્યા પ્રમાણે ચોઘડીયાં વગડાવીને તેને એકાંત પણ, એકાળજીવાળાં કૃત્યોથી દૂર રહેવાની ચેતવણી આપ્યાં કરે છે તેમને ( પણ ) તેણે (સૌ સૌની) ગ્ર દામા રાખવા.

રાજત્વ સહાયસાધ્ય છે; એક ચક્રથી કદિ પણ ચાલે નહિ. તેટલા માટે તેણે (રાજાએ) સચિવોને યોજવા અને તેમના અભિપ્રાયો સાંભળવા.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રના પહેલા 'વિનયાધિકારિક' અધિકરણમાંનું 'ઇન્દ્રિયજય' વિષયને અંગે લખાયલું 'રાજર્ષિવૃત્ત' નામનું સાતમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૮.

### અમાત્ય.

" રાજાએ પોતાના સહાધ્યાયીને અમાત્યપદે નિયોજવા, કેમકે તેમની નિર્મલતા અને કાર્યશક્તિનું તેને પોતાને અગંત જ્ઞાન હોય છે; અને તેથી કરીને તે તેમની ઉપર વિશ્વાસ પણ મુકી શકે છે." આવું **ભારદ્વાજનું** મત ( આ બાબતમાં ) છે. ૧૩

( પરંતુ ) **વિશાલાક્ષ** કહે છેઃ-"નહિ, કારણ કે એ (સહાધ્યાયીઓ) સાથે રમેલા હોય છે તેથી તેઓની આગળ તેનું (રાજાનું) કાંઇ ચાલી શકે નહિ. એટલા માટે જેમની ગુહ્ય વાતો પોતે સહચારિપણાને લીધે જાણતો હોય તેવા મનુષ્યોને તેણે અમાત્યો બનાવવા. રાજામાં તથા એ પ્રમાણે નિયોજાયલા અમાત્યોમાં ગુણદોષ એકસરખા પ્રકારના હોઇને, તેવા અમાત્યો, "રાજા તેમની પોતાની ગુપ્ત વાતો ઉઘાડી પાડી દેશે એવી બીતિથી તેને ( રાજાને ) કદિ પણ હાનિ કરશે નહિ."

ત્યારે **પારાશર** કહે છેઃ—" એ દોષ તો સર્વસાધારણ ગણાય; પોતાની ગુપ્ત વાતો પણ ઉઘાડી પડી જશે એવી બીતિથી તે તેમનાં (અમાત્યોનાં) શુભ અશુભ કૃત્યોને અનુસરી રહેવાને તૈયાર પણ થાય. રાજાની જે ગુહ્ય વાત જે બીજા પુરૂષોના જાણવામાં હોય તે ઉઘાડી પડી જતાં તે પોતે તે કારણથી તેમના અંકુશની નીચે મુકાઇ જાય છે; અને તેથી કરીને તેવું થવા ન પામે એટલા સારૂ, જે મનુષ્યો પ્રાણઘાતક

આપત્તિઓમાં વિશ્વાસપાત્ર નીવડયા હોય અને જેમની ભક્તિ અનુભવસિદ્ધ હોય તેવા મનુષ્યોને તેણે અમાત્યપદે નિયોજવા જોઇએ."

( પણ ) પિશુન કહે છેઃ—" એમ નહિ. આ ભક્તિ કાંઇ બુદ્ધિગુણ નથી. જેઓ રાજ્યના મહેસુલી વિષયોમાં યોજાયલા હોય અને જેઓ, રાજ્યની નિશ્ચિત મહેસુલ જેટલુંજ અગર તો તે કરતાં વિશેષ ઉત્પન્ન મેળાવી શકયા હોય, અને એ રીતે જેમની બુદ્ધિની કસોટી કરી શકાઇ હોય તેઓને જ તેણે ( રાજાએ ) તેમના 'દૃષ્ટગુણ'ને લીધે અમાત્યપદે નિયોજવા જોઇએ."

(તથાપિ) કૌણપદાન્તનું મત એવું છે કેઃ— " નહિ. એવા ( પિશુન કહે છે તેવા ) પુરૂષો પણ અમાત્ય થવાની યોગ્યતા ધરાવતા નથી હોતા; અને તેટલા માટે, જેમના પૂર્વજો અગાઉ અમાત્ય થઇ ગયા હોય તેમને જ અમાત્યપદ આપવાં. આવા પુરૂષો ભૂતદૃષ્ટિથી જ્ઞાત હોઇને તેમ જ રાજા સાથે બંધાઇ ગયલા સગંધત્વને લીધે, રાજા પોતે અપચાર થાય તો પણ તેને તેઓ છોડી દેતા નથી; કારણ કે આવું સગંધત્વ અમાનુષ પ્રાણીસૃષ્ટિમાં પણ રહેલું હોય છે. દૃષ્ટાંત તરીકે, ગાયો તેમના પોતાનાથી અજાણી ગાયોથી અલગ ઉભી રહે છે, અને જેઓ પોતાને પરિચિત હોય છે તેમની સાથે ભળીને તેઓ ચાલે છે."

(પરંતુ આ વિચારનું ખંડન કરતાં) વાતવ્યાધિ આ પ્રમાણે જણાવે છેઃ-" નહિ; આવા પુરૂષોએ રાજા ઉપર કાબુ મેળવેલો હોય છે તેથી તેઓ પોતે જ સ્વામિવત્ ( રાજાની પેઠે ) વર્તવાને મંડી પડે છે; અને તેટલા માટે, નીતિશાસ્ત્રના જ્ઞાતા હોય તેવા નવીન પુરૂષોને તેણે અમાત્યો નીમવા. આવા જ, રાજાને* યમસ્થાન પરત્વે દંડધર તરીકે ગણતા હોઇને કોઇપણ પ્રકારનો અપરાધ કરતા નથી."

* પ્રાચીનકાળમાં પણ રાજનીતિ પરત્વે અનેક મતભેદ પ્રવર્તતા હતા. અને પ્રાચીન હિંદુ—આર્યો એ એ પ્રમાણે નીતિશાસ્ત્ર સૂક્ષ્મબુદ્ધિથી ખીલવેલું એ વાત આ બધી ચર્ચા ઉપરથી સ્પષ્ટ થાય તેમ છે. કદાચિત્ પૂર્વસૂચિત તમામ આચાર્યોએ પણ નીતશાસ્ત્રો રચેલાં હોય. જ. પુ. જો

( તથાપિ ) **બાહુદંતીપુત્રનું** મત એવું છે કેઃ–" એમ પણ નહિ; જે માણસ માત્ર આનુમાનિક–શાસ્ત્રગત–જ્ઞાન ધરાવતો હોય એટલે કે પોથીપંડિત હોય અને ક્રિયાત્મક નીતિનો જેને લેશ પણ અનુભવ ન હોય તેવા માણસને જો કોઈ પણ કાર્ય સોપવામા આવે છે તો તેને ( શું કરવું ને શું ન કરવું તે પરત્વે ) વિષાદ–સંભ્રમ–થઇ આવે છે. આમ હોઇને ઉચ્ચ કુળમાં જન્મેલા, પ્રજ્ઞાવાળા, શુદ્ધ, શૌર્યસંપન્ન અને અનુરાગયુક્ત પુરૂષોને ( રાજાએ ) અમાત્યો મનાવવા જોઇએ; ( અર્થાત્ ) અમાત્યપદ આપવાને પ્રસંગે 'ગુણ' ને પ્રાધાન્ય અપાવું જોઇએ."

*( પરંતુ ) **કૌટિલીયનું** કહેવું એવું છે કેઃ—" આ વાત સર્વ પ્રકારે સંતોષકારક છે; કારણકે, કાર્ય–સામર્થ્ય ઉપરથી પુરૂષ–સામર્થ્યનું માપ કાઢી શકાય છે, અને વળી સામર્થ્યદૃષ્ટિએ અમાત્યને કરવાનાં કામ, દેશકાળ પ્રમાણે પોતપોતાની વિધે વહેંચી લઇને જે કર્મ અમાત્યો કરી શકે છે તે કર્મ મંત્રીઓથી થઇ શકતાં નથી."

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિનયાધિકારિક ' પ્રથમાધિકરણમાનું, 'અમાત્યોત્પત્તિ' નામથી ઓળખાતું આઠમું પ્રકરણ પૂરૂ થાય છે.)

---

## પ્રકરણ ૯

### મંત્રીઓ અને પુરોહિતો.

પોતાના (જે તે રાજાના) રાજ્યમા જન્મેલ, કુલીન, અવગ્રહી, કળા-નિપુણ, દેખતો, વિવેકબુદ્ધિવાળો, પ્રખર સ્મરણશક્તિવાળો, દક્ષ, વક્તૃત્વશક્તિયુક્ત, પ્રગલ્ભ, કાર્યકુશળ, ઉત્સાહી, પ્રભાવયુક્ત, ક્લેશ

---

* યમસ્થાનઃ—શરીરસાધનની અપેક્ષાએ જે નિત્યકર્મ કરવામા આવે તે ' યમ'. સાધારણરીતે યમના દશ પ્રકાર છે.–બ્રહ્મચર્ય, દયા, સત્ય, શાંતિ, દાન, આસ્તિકતા, અહિંસા, અસ્તેય, માધુર્ય, અને દમ.

સહન કરી શકે તેવો, શુદ્ધ ચારિત્રવાળો, મળતાવડો, દૃઢ ભક્તિવાળો, ઉત્તમ આચારવાળો, બલિષ્ઠ, આરોગ્યસંપન્ન, સત્ત્વયુક્ત, કાલક્ષેપ ન કરનારો, મનોચાંચલ્યરહિત, માયાળુ, અને ધિક્કાર તથા શત્રુતાને ઉત્પન્ન કરે તેવા ગુણો રહિત—એ બધા પ્રકારની યોગ્યતા અમાત્યમાં હોવી જોઈએ.

ઉપર કહેલા ગુણોમાંથી જેનામાં એમનાથી અર્ધ કે ચોથે ભાગે ગુણો હોય છે તે મધ્યમ કે કનિષ્ઠ કોટીનો ગણાય છે.

( પૂર્વોક્ત ગુણો પૈકીના ) સ્વદેશજન્મ અને અવગ્રહઃ એ બે બાબતોની ખાત્રી, વિશ્વાસપાત્ર પુરૂષો મારફત કરી લેવી; શિલ્પ ( શાસ્ત્રના ) જ્ઞાન અને દેખ્તાપણાના ગુણો, સમાનવિદ્યાવાળા મનુષ્યો પાસેથી નક્કી કરવા; કર્મારંભ ઉપરથી પ્રજ્ઞા, સ્મરણ ( ધારણ ) શક્તિ અને દક્ષતાની ચોકસી કરી લેવી; વાર્તાલાપ કરવાની શક્તિ ( કથાયોગ) ઉપરથી વક્તૃત્વ, પ્રગલ્ભતા અને પ્રતિભાનું માપ નીકળી શકશે; આપત્તિના પ્રસંગો ઉપરથી ઉત્સાહ, પ્રભાવ અને કલેશ સહન કરવાની શક્તિ દેખાઈ આવશે; નિર્મળતા, મળતાવડો સ્વભાવ, દૃઢભક્તિઃ એ વારંવારના સમાગમથી જણાશે; શીલ, બળ, આરોગ્ય, સત્ત્વ, યોગ (એકચિત્તતા), તથા કાળક્ષેપ ન કરવાનો અને ચપળતાનો ગુણઃ એ બધા તેમના ( નિયોજનાર મંત્રીઓ વગેરેના ) સહવાસીઓથી નક્કી કરી લેવાં; અને તેમની માયાળુ પ્રકૃતિ તથા પરોપકારવૃત્તિનો નિર્ણય સ્વાનુભવથી કરી લેવો.

વળી રાજવૃત્તિ પ્રત્યક્ષ, પરોક્ષ અને અનુમેય ( અનુમાનથી જણાય તેવી ): ( એમ ત્રણ પ્રકારની ) હોય છે. જે પોતે જુવે છે તે 'પ્રત્યક્ષ' છે; જે વિષે જ્ઞાન તેને અન્ય જન દ્વારા મળે છે તે 'પરોક્ષ' છે; અને પૂર્ણ થયલ ગણાતા કાર્ય ઉપરથી તેની અપૂર્ણતાનું પોતાને જે ભાન થાય તે 'અનુમેય' છે.

દેશકાળની દૃષ્ટિએ કાર્યો એક કાળનાં કે એક દેશ પરત્વે હોતાં નથી, પણ અનેક પ્રકારનાં હોય છે; અને તેથી કરીને રાજાએ, દેશકાળથી પણ

આગળ વધી રહેવાના ઉદ્દેશથી, એ કાર્યો પરોક્ષ રીતે અમાત્યો પાસે કરાવવા. આ પ્રકારનાં કર્મ અમાત્યોનાં છે.

જેનું કુળ અને શીલ વખણાતું હોય, જે વેદો અને તેના છ એ અંગોમાં સુશિક્ષિત હોય, જે દૈવી કે આકસ્મિક અરિષ્ટ જાણવામાં નિપુણ હોય, જે દંડનીતિમાં પારંગત હોય, આજ્ઞાપાલક હોય, અને જે, અથર્વવેદમાં બતાવ્યા પ્રમાણેના પ્રતીકારક અનુષ્ઠાનો કરીને, દૈવયોગથી આવી પડતી કે માનુષી આપત્તિઓને નિવારી શકતો હોય તેને રાજાએ મુખ્ય પુરોહિત નીમવો. જેવી રીતે વિદ્યાર્થી પોતાના ગુરૂને, પુત્ર પોતાના પિતાને અને સેવક સ્વામીને અનુસરી રહે છે તેવી જ રીતે રાજાએ તેને અનુસરીને રહેવું.

બ્રાહ્મણોથી વૃદ્ધિંગત થયલ, સન્મંત્રીઓના મંત્રથી ઉપદિષ્ટ થયલ અને શસ્ત્રજ્ઞાનથી સજ્જ થયલ ક્ષત્રિયો શસ્ત્ર રહિત હોય તોપણ હંમેશાં અજિત રહે છે અને જય પણ મેળવે છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિનયાધિકારિક' પ્રથમાધિકરણમાંનું, 'મંત્રિપુરોહિતોત્પત્તિ' નામક નવમું પ્રકરણ સમાપ્ત થાય છે.)

---

## પ્રકરણ ૧૦



### અમાત્યોના શુદ્ધાશુદ્ધ શીલની પ્રલોભનદ્વારા પરીક્ષા.

રાજાએ મંત્રી અને પુરોહિત રૂપી મિત્રને સાથે રાખીને, રાજ્યનાં સામાન્ય ખાતાઓ ઉપર નીમેલા અમાત્યોની, લોભલાલચો દેખાડીને પરીક્ષા કરવી.

કોઇ જાતિ—બહિષ્કૃત ( અયાજ્ય ) મનુષ્યને વેદો શીખવવાને, કે તેવા પુરૂષે ( દેખીતી રીતે ) આરંભેલા યજ્ઞકર્મમાં અધિષ્ઠાતા થવાના અર્થે રાજા જો કોઇ પુરોહિતને આજ્ઞા કરે અને તે પુરોહિત તે આજ્ઞાની અવ-

ગણના કરે, તો રાજાએ તેને દૂર કરી દેવો. એ પછી, એ પ્રમાણે કાઢી મુકાયલ પુરોહિત, સત્રી રૂપમાં રહેતા ગુપ્ત ચારોની મારફત, એક પછી એક એમ બધાય અમાત્યોને ઉશ્કેરે અને તેમની સમક્ષ પ્રતિજ્ઞાપૂર્વક આ પ્રમાણે કહે (એમ કરવું):–"રાજા અધર્મી છે; તેને સ્થાને કોઇ ધર્મિષ્ઠને, કે રાજાના જ કુટુંબમાં જન્મેલ અન્ય કોઇને, કે કોઇ કેદ રખાયલાને, કે તેના જ કુટુંબના અને સ્વાભિમાની કોઇ પડોશી રાજાને, કે કોઇ (નિરંકુશ) આટવિકને કે કોઇ આપવાદિકને ગાદીએ બેસાડીએ તો ઠીક; આ પ્રયત્ન આપણને સર્વને ગમતો થઇ પડે તેવો છે; તમે શું ધારો છો?"

અમાત્યો પૈકી એક કે બધા આ ઉપાય સ્વીકારવાની ના કહે, તો તેને કે તેમને બધાને પવિત્ર મનના લેખવા. આને "ધર્મોપધા (ધર્મપ્રલોભન)" કહે છે.

નિંદ્ય પદાર્થો ગ્રહણ (અસત્-પ્રગ્રહ) કર્યા નિમિત્તે કાઢી મુકાયલ કોઇ સેનાપતિ પોતાના સત્રીઓ રૂપી ગુપ્ત જાસુસો દ્વારા, અઢળક દ્રવ્યની પ્રાપ્તિ કરવાના ઉદ્દેશથી રાજાનો વધ કરવા સારૂ પ્રત્યેક અમાત્યને ઉશ્કેરે અને તેને આ પ્રમાણે કહે:– "આ પ્રયાસ આપણને સર્વને મનગમતો થાય તેમ છે; તો તમે શું કહો છો?" જો તેઓ તે બાબતમાં સંમત થવાની ના પાડે તો તેમને નિર્મળ ગણવા. આ પ્રયોગને 'અર્થોપધા (અર્થલોભ દેખાડવો)' કહે છે.

રાજાના અંતઃપુરમાં અત્યંત માનનીય હોય એવી કોઇ પારિવ્રાજિકા, એક પછી એક એમ બધાય મહામાત્રોની કને જઇ તે દરેકને આ પ્રમાણે કહીને લલચાવી શકે:–"રાણી તમારી ઉપર મોહિત થયલાં છે, અને તેમણે તમારો સમાગમ પામવાને ગોઠવણ પણ કરી રાખી છે; વળી આ ઉપરાંત (તમને) મોટી સંપત્તિ પણ પ્રાપ્ત થવાની, એ નક્કી." જો તેઓ (મહામાત્રો) આ સૂચનાને નિન્દી કાઢે તો તેમને પવિત્ર લેખવા. આ પ્રયત્નને 'કામોપધા (કામલોભ દેખાડવો)' કહે છે.

કોઇ એક અમાત્ય બીજા બધા અમાત્યોને દરિયાઇ સફર ( પ્રવહણ ) કરવાના નિમિત્તે બોલાવે; પછી રાજા ભયથી શંકાકુલ બની જઇને તે સર્વને તેમ કરતા અટકાવે . ( આવે સમયે ) કોઇ ગુપ્ત દૂત કપટી છાત્રનો વેષ ધારણ કરીને, અગર તો પોતે કારાગાર ભોગવ્યાનો ડોળ કરીને, પૂર્વોક્ત રીતે રાજાથી જેના ધન અને પદવી હરાઇ ગયલ હોય તેવા પ્રત્યેક અમાત્યને ઉશ્કેરે અને કહે—" રાજા અસત પ્રવૃતિ કરી રહેલ છે; તો ચાલો, આપણે તેનો વધ કરીને તેને સ્થાને અન્યને સ્થાપીએ. આ વાત આપણને સર્વને રૂચે તેવી છે: તમે શું કહો છો ? " જો તેઓ (અમાત્યો) સંમત થવાની ના કહે તો તેમને પવિત્ર જાણવા. આ પ્રયાસને ' ભયોપધા (ભયલોભ દેખાડવો ) ' કહે છે.

આ પ્રમાણે તપાસાયલા ( અમાત્યો ) પૈકી જેમના શીલની પરીક્ષા ધર્મલોભ દેખાડીને કરાયલી હોય તેમને +ધર્મસ્થીય (દીવાની) અને કંટક-શોધનની (ફોજદારી) કચેરીમા નીમવા જેમની પવિત્રતાની ચોકસી અર્થ-લોભ વડે કરાયલી હોય તેમને મહેસુલ વસુલ કરનાર ૧( સમાહર્તા) અને સન્નિધાતા (ખજાનચી) નીમવા; જેમની પરીક્ષા કામલોભ દેખાડીને કરાયલી હોય તેમને, બાહ્ય અને આભ્યંતર વિહારો ઉપર દેખરેખ રાખવાને નીમવા; જેમને ભયલોભ દેખાડીને ચકાસેલા હોય તેમને તુત કરવાનાં કામ ઉપર નિયોજવા, અને જેમના શીલની પરીક્ષા, સર્વ પ્રકરના પ્રલોભન-વડે કરાયલી હોય તેમને મંત્રીઓને પદે ગોઠવી દેવા; અને જેઓ એકંદે કે સર્વ પ્રકારના લોભમા ફસાઇ પડીને અપવિત્ર દેખાતા હાય તેમને ખાણમાના દ્રવ્યને અને હાથીઓના વનોને લગના તથા યંત્રશાળા (કારખાનાઓ) માં થતા કાર્યો ઉપર નીમી દેવા.

આચાર્યોએ એવો નિર્ણય કર્યો છે કે, ધર્મ, અર્થ, કામ, અને ભયઃ એ ચાર સાધન દ્વારા જે અમાત્યોની સંશુદ્ધિની પરીક્ષા થયલી હોય તે,

+આ 'ધર્મસ્થીય' શબ્દ ગ્રીક ' થેમીસ્ટિસ ' સાથે સરાખાવી જુવો. ૧ અંગ્રેજીમા ' કલેકટર ' કહેવાય.

અમાત્યોને તેમની નિર્ણીત પવિત્રતાના પ્રમાણમા યોગ્ય ગણાય તેવાં કામો ઉપર નિયોજવા.

(પરંતુ) કૌટિલ્યનું મત એવું છે કે, મંત્રીઓના શીલની પરીક્ષા કરવાને રાજાએ પોતાની કાયાને કે પોતાની રાણીને સાધનરૂપ બનાવવી નહિ. પાણી જેવી શુદ્ધ વસ્તુ પણ જેમ વિષથી વિષમય બની જાય છે તેમ જે કોઇ પવિત્ર હોય તે પણ (ભ્રષ્ટાચરણથી) ભ્રષ્ટ થઇ જાય છે.

કદાચિત્ ઔષધોપચાર, દુષ્ટ મનુષ્ય પરત્વે ધારેલું પરિણામ ન ઉપજાવે એમ પણ બને; સત્ત્વશીલ મનુષ્યનુ ચિત્ત જો કે સ્વાભાવિક રીતે દઢ હોય છે, તો પણ જો તે એકવાર ભ્રષ્ટ થાય છે અને ચાર પ્રકારના લોભથી કલુષિત થાય છે તો તે પુન. પોતાના મૂળ રૂપને પામી શકતુ નથી.

તેટલા માટે, ચારે પ્રકારના પ્રલોભનકર્મ માટે બાહ્ય વસ્તુ યોજીને રાજાએ પોતાના સત્રીઓ ( ગુપ્તચારો, ) દ્વારા પોતાના અમાત્યોના શૌચાશૌચ તપાસી લેવા.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'વિનયાધિકારિક' નામક પ્રથમાધિકરણમાનું, ઉપધાવડે શૌચાશૌચજ્ઞાન શી રીતે મેળવવુ તેની ચર્ચા કરનારું દશમું પ્રકરણ પૂરૂ થાય છે. )

---

## પ્રકરણ ૧૧ મું

### ગૂઢ પુરૂષો.

( આગલા પ્રકરણમા જણાવેલ ) ઉપધા ( પ્રલોભન;) ની મદદથી શુદ્ધચરિત નીવડેલા અમાત્યવર્ગે ગૂઢ પુરૂષોની ઉત્પત્તિ કરવી. આ ગૂઢ પુરુષો કાપટિક ( છાત્રો ), વિરાગીઓ ( ઉદાસ્થિત ), ગૃહસ્થ ( ગૃહપતિક ), વેપારી ( વૈદેહક ), તાપસ, સત્રિ, તીક્ષ્ણ ( આગ ફાકેલા ), રસદ ( વિષ દેનાર ) અને ભિક્ષુકોઃ એવા વેષવાળા મનુષ્યો હોઇ શકે.

અન્ય જનોના મનની વાત અટકળથી જાણી લેવાની શક્તિ ધરાવનાર
મંત્ર ) પુરૂષ ' કાપટિક શિષ્ય ' કહેવાય છે. આવા ગૂઢ પુરૂષને માન
દ્રવ્યથી પ્રોત્સાહિત કરીને મંત્રીએ તેને આ પ્રમાણે કહેવું:—"રાજા-
ાયા મને તેં પ્રમાણ રૂપ ગણેલ છે એટલે હવે, અન્ય જનોમાં જે
દુષ્ટતા તારા જોવામા આવે તે તારે અમને જણાવવી."

જેણે સંન્યાસદીક્ષા લીધી હોય અને જે દીર્ઘદૃષ્ટિયુક્ત અને
ત્ર ચારિત્ર વાળો હોય તે ‡ ' ઉદાસ્થિત ( વિરાગી ) ગૂઢ પુરૂષ ' કહેવાય
આવા ગૂઢ પુરૂષે પુષ્કળ દ્રવ્ય અને ઘણા શિષ્યોને સાથે ને સાથે રાખીને,
તે કાર્યનિમિત્તે તેને પોતાને અપાયલ જમીન ઉપર કૃષિ, પશુપાલન અને
ર ( વાર્તાકર્મ ) કરવાં. આ પ્રમાણે મળતા ઉત્પન્નમાં તથા નફામાંથી
પોતાના રક્ષણ નીચે રહેતા, પણ ઉપજીવિકા કમાવાને ઇચ્છતા પરિવ્રા-
ને ગુપ્તચરનાં કાર્ય કરવાને મોકલી તેમને ઉપજીવિકાનાં સાધન,
અને નિવાસસ્થાન પૂરાં પાડવાં, અને જ્યારે તેઓ પોતાની જવાબ
ને પાછા આવે ત્યારે તેણે તે પૈકીના પ્રત્યેક પાસેથી, તેણે રાજાના
સંબંધમાં ખાસ પ્રકારના જે ગુન્હાઓ ગોતી કાઢ્યા હોય તેમને
તી તમામ હકીકત મેળવી લેવી. ( આવા વિરાગીના હાથ નીચેના )
યતિઓએ પણ પોતપોતાના વર્ગના અનુચરોને, પોતપોતાના કામને
તી પ્રવૃત્તિઓ સોંપી દેવી.

પડી ભાંગેલા ધંધાવાળા, તથા દીર્ઘદષ્ટિયુક્ત અને શુદ્ધ ચારિત્રવાળા
કારને ' ગૃહપતિક ( ગૃહસ્થ ) ગૂઢ પુરૂષ 'ની સંજ્ઞા અપાય. આ
રના ગૂઢ પુરૂષે, તેને પોતાને કરવાના કામ બદલ જે જમીન આપ-
ાં આવેલ હોય તે જમીનમાં ખેતી કરવી, અન્ય કૃષિકારોને નભાવવા,
ને ( ઉપર સૂચવાયલ ) વિરાગીની પેઠે જાસુસનું કામ કરવું.

પડી ભાંગેલા ધંધાવાળા, પરંતુ દીર્ઘદષ્ટિવાળા અને શુદ્ધ ચારિત્રયુક્ત

‡ અર્વાચીન કાળમા દેખાતા વિરાગીઓની ઉત્પત્તિ, આ ' ઉદાસ્થિત ' કોટીના
પુરૂષોની સંસ્થાથી થવલી છે એમ માનવાનું કારણ નથી.

વાણિજક (વેપારી) ને "વૈદેહક ગૂઢપુરુષ" કહેવામાં આવે છે. આ ગૂઢપુરુષે, પોતાને કરવાના કાર્ય બદલ જે જમીન તેને આપવામાં આવી હોય તે જમીન ઉપર વેપાર કરવો, અને તે મિષે ગુપ્તચરોની સંસ્થા ચલાવવી.

માથું મુંડાવેલું હોય (મુંડ) એવો, કે જટા ધારણ કરી હોય એવો જટિલ પુરુષ, તેમ જ આજીવિકા મેળવવાની ઇચ્છા ધરાવનાર મનુષ્ય 'તાપસ વેષધારી' જાસુસ કહેવાય. આ પ્રકારના ગૂઢપુરુષે, મુંડાવાળા કે જટાવાળા શિષ્યોનું ટોળુ પોતાની ભેળું રાખી નગરોનાં પરાઓમા વાસ કરવો અને પોતે, મહિને બે મહિને માત્ર એકવાર મૂઠીભર ફલાહાર કરે છે કે, જવ ખાઇ લે છે એવો ડોળ પણ કરવો. તથાપિ ગૂઢચરને, છૂપી રીતે ઇષ્ટ આહાર કરવાની છૂટ રહે છે.

વૈદેહક રૂપે ફરતા ગુપ્તચરોએ એવા (તાપસ વેષધારી) ના શિષ્ય બની જઇને, જાણે કે તે કોઇ અદ્દભુત શક્તિ ધરાવનાર હોય એવી રીતે તેની પૂજા કરવી. તેના અન્ય શિષ્યોએ એવી વાત ચલાવ્યાં કરવી કે, "આ તાપસી અદ્દભુત સામર્થ્ય ધરાવવામા પારંગત (સિદ્ધસામેધિક) છે." પોતાનું ભવિષ્ય જાણવાની ઇચ્છાથી જે પુરુષો તેની કને આવે તેમનાં તેણે સામુદ્રિક લક્ષણો જોવાં, અને પોતાના શિષ્યો તરફથી કરાતી સંજ્ઞાઓ ઉપરથી જાણી શકાયું હોય તેવું, પણ દેશના ઉચ્ચ કુળના લોકોનાં કૃત્યોને મળતું આવે તેવું ભવિષ્ય તેમના સંબંધમાં ભાખવું:—જેમકે, અલ્પ લાભ, અગ્નિદાહ, ચારે તરફથી ભય, રાજદ્રોહીનો શિરચ્છેદ, સુકૃતિઓ બદલ પારિતોષિક, વિદેશી પ્રવૃત્તિઓ (?) ની અમમચેતી વગેરે બાબતમાં કહેવું કે:— "આ આજ થશે; ફલાણે આવતી કાલે થશે, અને ફલાણું રાજા કરશે." તાપસનાં આવા આવાં વચનોને તેના શિષ્યોએ, બની ગયલી વાતોનાં દષ્ટાંતો આપીને પુષ્ટિ આપવી.

— દીર્ઘદષ્ટિ, વક્તૃત્વ અને શૌર્ય ધરાવનારાઓને, રાજા તરફથી પારિતોષિક મળવાનો જે સંભવ હોય તેને અનુલક્ષીને તેણે ભવિષ્યકથન

કરવું એટલું તો નહિ, પરંતુ મંત્રીઓની યોજનાના સંબંધમાં જે કોઇ ફેરફાર સંભવિત હોય તે પણ કહેવો.

આવા તાપસે કરેલા ભવિષ્યકથનને અનુસરીને રાજાના મંત્રીએ પોતાના કાર્યો યોજવાં. જેમને અસંતુષ્ટ થવાને કારણ હોય એવાને દ્રવ્ય અને માન આપીને તેણે શાંત પાડવા, અને જેઓ અકારણ અસંતુષ્ટ રહેતા હોય અને જેઓ રાજાનો દ્વેષ કરતા હોય તેમને તેણે ગુપ્ત રીતે સજા (પણ) કરવી.

રાજા તરફથી દ્રવ્ય અને માન વડે વિભૂષિત થતી આ પાચ પ્રકારની (ગૂઢપુરૂષની) સંસ્થાઓએ, રાજાના સેવકોના ચરિતોની પવિત્રતા વિષે ચોકસી રાખવાની છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'વિનયાધિકારિક' નામક પ્રથમાધિકરણમાંનું 'ગૂઢપુરૂષોત્પત્તિ' વિષયક અગિયારમું પ્રકરણ પૂરૂં થાય છે.)

---

## પ્રકરણ ૧૨



### ગૂઢપુરૂષોની સંસ્થા—પ્રણિધિ.

જે અનાથ (અસંબંધી) બાળકોને રાજ્ય તરફથી ફરજિયાત રીતે પોષવાં પડે છે અને જેમને લક્ષણ (શાસ્ત્ર), અંગવિદ્યા (સામુદ્રિક શાસ્ત્ર) ઇન્દ્રજાળવિદ્યા (જંભકવિદ્યા), માયાગત જીવનના ભિન્ન ભિન્ન આશ્રમોના ધર્મો શકુનાશકુનો અને ભવિષ્યકથનવિદ્યા (અન્તરચક્ર) વગેરે શાસ્ત્રો ભણાવવાની ફરજ રાજ્ય ઉપર રહેલી છે, તેમને 'સત્રિ અથવા તો સંસર્ગ થી શીખતા (સંસર્ગવિદ્યાવાળા)' ગૂઢ પુરૂષો ગણવા.

જનપદ વિષે જે મનુષ્યો શૂર હોઇ પોતાના પ્રાણની દરકાર રાખતા પણ નથી હોતા અને માત્ર દ્રવ્યોપાર્જન કરવા નિમિત્તે હસ્તીઓ કે વ્યાઘ્રોની સાથે લડે પણ છે તેઓ 'તીક્ષ્ણ' કોટીના ગૂઢપુરૂષો છે.

જેમનામાં વાત્સલ્યને છાંટો પણ હોતો નથી અને જેઓ અતિ ક્રૂર અને આળસુ હોય છે તેઓ 'રસદ' (વિષપ્રયોગ કરનારા) ની સંજ્ઞા પામે છે.

બ્રાહ્મણજાતિની જે કોઇ ગરીબ વિધવા પ્રગલ્ભ, અને પોતાની આજીવિકા કમાવાની ઇચ્છા ધરાવતી હોય તે 'પરિવ્રાજિકા' કહેવાય. રાજાના અંતઃપુરમાં માન પામતી આવી સ્ત્રીએ, રાજાના મહામાત્રના કુળની મુલાકાતે વારંવાર જવાનું રાખવું.

મુંડાવાળી સ્ત્રીઓ (મુંડા) ને તેમ જ શૂદ્ર જાતિની (વૃષલી) સ્ત્રીઓને પણ આ જ નિયમ લાગુ સમજવો.

આ બધા પ્રકાર '**સંચારી**' ગૂઢપુરૂષોના છે.

આ 'સંચારી' વર્ગના જાસુસો પૈકી જેઓ સારા કુટુંબના, રાજનિષ્ઠ, વિશ્વાસપાત્ર, દેશ અને ધંધાને અનુકૂળ દેખાય તેવો વેષ ધારણ કરવામાં કુશળ, અને ઘણી ભાષાઓ તથા કળાઓનું જ્ઞાન ધરાવનાર હોય તેમને, તેમના પોતાના ભક્તિસામર્થ્યને કારણે રાજાએ પોતાના રાજ્યમાં, પોતાના મંત્રીઓની, પુરોહિતોની, સેનાપતિની, યુવરાજની, દ્વારપાલોની, અંતઃપુરના અધિકારીઓની, ન્યાયાધીશ (પ્રશાસ્રી) ની, વસુલાતી અધિકારી (સમાહર્તા) ની, ખજાનચી (સન્નિધાતા) ની, દેશપાળ (પ્રદેષ્ટા) ની, કોટવાળ (નાયક) ની, નાગરિક (પૌર)ની, કાર્યનિરીક્ષકો (વ્યાવહારિકો)ની, કારખાનાંકામદારો (કાર્મતિકો) ની, મંત્રિપરિષદની, ખાતાંઓના મુખીઓ (અધ્યક્ષો)ની, દંડપાલની, અને દુર્ગોસીમાડાના રક્ષકોની, તેમ જ વનોના અધિકારીઓ (અટવિકો)ની ચેષ્ટાઓ જોવાને પ્રેરવા.

રાજછત્ર, ભૂંગાર (થુંકદાની), પંખો, પગરખાં વગેરે ઉચકવાને સારુ, અથવા તો રાજાસન આગળ, રથ આગળ, કે (અન્ય) વાહન આગળ રહેવાને નીમાયલા હોય એવા તીક્ષ્ણ ચરોએ (અધિકારીઓનાં) 'બાહ્ય' ચરિતો તપાસવાં.

સહાધ્યાયી (સત્રિ) ગૂઢપુરૂષોએ, આ (એટલે કે તીક્ષ્ણ કોટીના સંચારીઓએ મેળવેલા) ખબર, ગૂઢપુરૂષોત્પાદક સંસ્થાઓને પહોંચાડવા.

પાકશાસ્ત્રી ( સૂદ ), રસોઇઆઓ ( અરાળિક ), ન્હવડાવનારા (સ્નાપક ), ચંપી કરનાર ( સંવાહક ), શય્યા પાથરનાર ( આસ્તરક ), હજામ ( કલ્પક ), શૃંગાર બનાવનાર ( પ્રસાધક ), જળ–પરિચારકઃ વગેરે જેવા વિષપ્રયોગ કરનારા ( રસદો ); ખુંધા, વામણા, ઠીંગણુશીઓ ( કિરાત ), બહેરા, મુંગા, આંધળા ઇત્યાદિના જેવા દેખાવ ધારણ કરી શકનારા સેવકો; નટનર્તકો, ગાયકો, વાદ્ય વગાડનારાઓ, વાગ્જીવન ગાળનારાઓ ( વાણીવિલાસ કરી પેટ ભરનારાઓ ), અને ભાટચારણો, તેમ જ સ્ત્રીઓઃ એ સર્વે ' આભ્યંતર ' (ખાનગી) ચાર(ચરિતો)ને જાણી શકનારાં છે.

આવાં ચરિતોને લગતા સમાચાર ભિક્ષુકીએ, ગૂઢપુરૂષોત્પાદક સંસ્થામાં લઇ જવા. આ (ગૂઢપુરૂષોત્પાદક) સંસ્થાઓ વિષે રહેનારા (અધિકારીઓ) એ ( એ પ્રમાણે મળતા રહેતા સમાચારોનું ખરાખોટાપણું નક્કી કરવા સારૂ) સંજ્ઞાલિપિનું જ્ઞાન ધરાવનાર ચાર (જાસુસો) ને ફરતા કરી મુકવા.

એ ( ગૂઢ ) સંસ્થાઓ અને એ બધા ભટકતા ચારો માંહોમાંહે એક બીજાનાં જાણકાર હોવાં ન જોઇએ.

જો કોઇ ભિક્ષુકીને દ્વાર આગળ અટકાવવામાં આવે, તો દ્વારપાળોએ, માતાપિતાના વેષમાં રહેલા જાસુસોએ, શિલ્પકારી સ્ત્રીઓએ, રાજભટ્ટે કે દાસીઓએ, ગીત–વાદ્ય કે વાસણ; કે ગૂઢ લેખ કે સંજ્ઞા દ્વા એ ખબર ચારને પહોંચાડી દેવા.

( ગૂઢ પુરૂષની સંસ્થાના જાસુસોએ ) દીર્ઘકાળથી લાગુ પડેલ રોગને મિષે કે ગાંડપણને બહાને, અગર તો ( કોઇ વસ્તુને ) આગ લગાડીને કે ( કોઇને ) વિષ દઇને એકાએક ( સંસ્થા છોડી ) ફરવાને નીસરી પડવું.

આ ત્રણે સાધનો દ્વારા મળતા ખબરોનું સ્વરૂપ બરોબર એકસરખું જ માલૂમ પડે, તો તેવા ખબરને વિશ્વાસપાત્ર ગણવા; જો ત્રણે માર્ગથી

આવતા ખબરોમાં તફાવત પડે તો, લાગતાવળગતા જાસુસોને કાં તો ગુપ્ત રીતે સજા કરવી, અથવા તો ( નોકરીમાથી ) કાઢી મુકવા.

'કંટકશોધન' નામક ચોથા અધિકરણમાં વર્ણાયલા ગુપ્ત ચરોએ, જે પરરાજાઓની સેવામા તેઓ પોતે રહેતા હોય તે રાજાઓ પાસેથી પોતાનું 'વેતન' લેવું; પરંતુ જો તેઓ લૂટારૂઓને પકડવાના કામમાં ઉભય રાજ્યો-ને મદદગાર થાય તો તેમને ઉભય રાજ્યો તરફથી વેતન મળી શકે.

જેનાં સ્ત્રીપુત્રોને બાન તરીકે રાખવામાં આવ્યાં ( ગૃહીત ) હશે તેવા પુરૂષોને ઉભય રાજ્યો તરફથી વેતન મળશે, અને તેઓ શત્રુ તરફના કાર્ય-કર્તારૂપ લેખાશે. તેમના જેવી જ વૃત્તિવાળા મનુષ્યો દ્વારા તેમના ચારિત્રની શુદ્ધિ પરત્વે ખાત્રી કરી લેવાની છે.

આ રીતે શત્રુ, મિત્ર, મધ્યમ કે ઉતરતી પંક્તિના કે તટસ્થ રાજાઓ-ના સંબંધમાં, અને તેમનાં અઢારે રાજ્યવહીવટી ખાતાંઓ ( તીર્થો ) ના સંબંધમાં ( તપાસ રાખવા માટે ) ગુપ્ત ચરોને ફરતા રાખવા.

ખુંધીઆઓને, વામનજીઓને, ષંઢોને, શિલ્પવતી સ્ત્રીઓને, મુંગા-ઓને તથા વિવિધ મ્લેચ્છજાતિઓનાં માણસોને, 'અન્તર્ગૃહચર ( ઘર અંદરની બાતમી મેળવનાર જાસુસો )' તરીકે નિયોજવાં.

કિલ્લાઓમાં વણિક વેષધારી ચરો; દુર્ગોનાં પરાંઓમાં સિદ્ધો તથા તપ-સ્વીઓ; રાષ્ટ્રમાં કૃષિકારો તથા ઉદાસીઓ; દેશના સીમાડા ઉપર માલધા-રીઓ (વ્રજવાસીઓ વગેરે ); વનોમા વનવાસીઓ, શ્રમણો અને જંગલી લોકોના નાયકો: એ સર્વે, પરપ્રવૃત્તિ જાણવાને અર્થે રચાતી અને શીઘ્ર કાર્ય કરનારી ચારપરંપરાના પ્રકારો છે.

પરરાજાએ ગોઠવેલા જાસુસોને પણ સ્થાનિક ચારોએ ગોતી કાઢવા. જે જેવા હોય તે તેવાને પકડી [illegible] (ઓળખી) શકે. 'ગૂઢ' અને 'અગૂઢ' સંજ્ઞાવાળી સંસ્થાએ, ચારોને [illegible] કરનારી છે.

જે મુખ્યોના શત્રુતાવાળા [illegible]ઓ, રાજાનો પક્ષ કરનારા ચારોએ

ગોતી કાઢી હશે તેવા મુખ્યોને, પરરાજાઓના ગુપ્તચરોને ખોળી કાઢવાનો પ્રસંગ આપવાના હેતુથી રાજ્યના સીમાડા ઉપર રહેવાને મોકલી આપવા.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'વિનયાધિકારિક' નામક પ્રથમાધિકરણમાનું, 'ગૂઢ પુરુષોત્પત્તિ' નામક વિષયને લગતું 'સંચારોત્પત્તિવિષયક બારમું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૧૩

### સ્વવિષયે ( પોતાના રાજ્યમાં ) કૃત્યાકૃત્ય દૃષ્ટિએ સ્વપક્ષનું રક્ષણ

મહામાત્ય ઉપર ગુપ્ત જાસુસો રાખવા ઉપરાત રાજાએ નગરજનો તથા ગ્રામ્ય જનો, એ ઉભય ઉપર પણ જાસુસો રાખવા

સવર્ગીય ચરો( સત્રિઓ )એ, પરસ્પર વિરોધી મડળોમા વહેંચાઇ જઇને તીર્થમા, સભાશાળાઓમા, પૂગો ( નગરજનોની સભાઓ )મા, તેમ જ જનસમવાય જ્યા હોય ત્યા જઇ જઇને આ પ્રમાણે વાદવિવાદ કરવા.—

"આ રાજા સર્વગુણસપન્ન છે એમ કહેવાય છે; ભારે દંડ અને કરો નાખીને જે રાજા નગરજનો કે ગ્રામ્ય જનોને દુઃખદાયક થાય છે તેવા રાજાનો ગુણ તેમા દેખાતો નથી." ( આમ વાદ મંડાય એટલે ) એમ કહેનાર તથા એ મતને અનુમોદન આપનારાઓની વિરુદ્ધ બીજાઓએ આ પ્રમાણે કહેવુ.— " મોટું માછલું નાના માછલાને ગળી જાય છે ( મત્સ્ય ન્યાય ), એ ઉદાહરણને અનુસરીને પ્રજાએ અરાજકતાથી પીડા પામી પ્રથમ વૈવસ્ત મનુને રાજપદે સ્થાપ્યા અને રાજભાગ રૂપે, ધાન્યના ઉત્પન્નમાથી છઠ્ઠો ભાગ અને વેપારની જણસો (પણ્ય) માથી દશમો ભાગ, તેમ જ સોનામાથી પણ ભાગ તેને આપવાનું ઠરાવ્યું. આવા પગાર (ભૃતિ ) વડે પોષાતા રહેલ રાજાઓએ પોતપોતાની પ્રજાનું યોગક્ષેમ ટકાવી રાખવાની, તેમ જ જ્યારે ન્યાયયુક્ત

દંડ દેવાના અને કરો ઉઘરાવવાના સિદ્ધાંતોનો ભંગ થાય ત્યારે ત્યારે પોતાની પ્રજાનાં પાપકર્મો માટે જવાબદાર રહેવાની જોખમદારી પોતાના માથા ઉપર લીધી. આ જ કારણથી વનવાસીઓ પણ 'આપણા રક્ષકને એ કર આપવો એ યોગ્ય છે,' એમ વિચારીને, પોતે દાણોદાણો વીણીને એકઠા કરેલા ધાન્યમાંથી પણ તેને છઠ્ઠો ભાગ આપે છે. રાજાની વિષે ઇન્દ્ર ( પ્રતિફલદ ) અને યમ ( દંડશાસક ) એ ઉભયના ધર્મો મિશ્રિત થઇ રહેલા છે અને તે પોતે પ્રત્યક્ષ પ્રતિફલ તથા દંડ * ( હેડપ્રસાદ ) નો દેનાર પણ છે. જે કોઇ રાજાઓની અવગણના કરે છે તેને દૈવ પણ સજા કરે છે, ( અને ) એટલા માટે રાજાઓને કદિ પણ તિરસ્કારવા નહિ." આમ બોલીને રાજાના વિરોધીઓને બોલતા બંધ કરવા.

ગુપ્ત ચરોએ રાજ્યમાં ઉડતી અફવા ( લોકોમાં ચાલતી વાતો ) થી પણ વાકેફ રહેવું. રાજાના અનાજ, ઢોર અને સુવર્ણ ઉપર નિર્વાહ ચલાવનારાઓમાં, ( રાજાને ) સંપત્કાલે કે વિપત્કાલે સરસામાન પૂરો પાડનારાઓમાં, રાજાના કોઇ કુપિત બંધુને કે કોઇ બંડખોર પ્રાંતને અંકુશમાં રાખનારાઓમાં તેમ જ હુમલો કરનાર શત્રુને કે જંગલી લોકોને હઠાવી કાઢનારાઓમાં સંતોષ પ્રસરે છે કે અસંતોષ તે વિષેની ચોકસી, મુંડી તથા જટાધારીઓના વેષમાં રહેતા ચરોએ રાખવી. આવા પુરુષોમાં જેમ જેમ વિશેષ સંતોષ જણાતો જાય તેમ તેમ તેમની તરફ વિશેષ માન બતાવતાં જવું, અને જેઓ અસંતુષ્ટ રહેતા હોય તેમને ઇનામો આપીને તેમનાં મન મનાવી લેવાં, અથવા તો તેમનામાં એવો કલહ રોપી દેવો કે તેના પરિણામમાં તેઓ એક બીજાથી, પાડોસના શત્રુથી, જંગલી લોકોથી કે કોઇ દેશબહિષ્કૃત અગર બંદિકૃત રાજકુમારથી અલગ જ પડી જાય. આ ઉપાય નિષ્ફળ નીવડે તો તેમને, દંડ અને કર ઉઘરાવવાના કામ ઉપર એવી રીતે નિયોજી દેવા કે તેથી કરીને લોકોની અપ્રસન્નતા તેમના ઉપર ઉતરી પડે. જેમનામાં શત્રુભાવનો અતિશય થઈ ગયો હોય તેમને ગુપ્ત રીતે દંડ દેવો,

* અંગ્રેજી ' Hades ( હેઇડ્ઝ ) ' સરખાવો.

અથવા તો તેમના ઉપર સમગ્ર દેશની અપ્રસન્નતા ઉતરાવીને તેમને દાબી દેવા, અને જો એથી ધારેલું ફળ ન આવે તો એવા વિદ્વેષીઓનાં સ્ત્રીપુત્રાદિકને રાજ્યના રક્ષણ તળે લઇ મુકીને, તેઓ પણ શત્રુને આશ્રય આપી ન શકે તેટલા સારૂ તેમને ખાણોમાં (કામ ઉપર) ગોઠવી દેવાં.

ક્રોધી, લોભી, ભયભીત તેમ જ રાજાનો તિરસ્કાર કરનાર લોકો શત્રુને ઉપકારક થઇ પડે છે. જ્યોતિષીઓ તથા શકુન-અપશકુન જોનારા તેમ જ ભવિષ્ય ભાખનારા લોકોના વેષમાં રહેતા ગુપ્ત ચરોએ આવા (શંકાસ્પદ) પુરૂષોના પરસ્પર સંબંધોને તથા પરરાજા સાથેના સંબંધોને જાણી લેવાના છે.

સંતુષ્ટ પુરૂષોને ધન તથા માનના રૂપમાં બક્ષીસો આપીને તેમની પૂજા કરવી, અને અસંતુષ્ટ જનોને સામ, દાન, ભેદ અને દંડ એ ચાર સાધનોથી સાધી લેવા.

આ પ્રમાણે પોતાના રાજ્ય પરત્વે કૃત્યાકૃત્ય કરનાર નાનાંમોટાં પ્રજાજનોને વિચક્ષણ રાજાએ પરપ્રપંચથી સુરક્ષિત કરી લેવાં.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિનયાધિકારિક' 'પ્રથમાધિકરણમાંનું 'સ્વરાજ્યમા થતાં કૃત્ય અને અકૃત્યથી પોતાના પક્ષનું રક્ષણ કરવું' ' એ નામક તેરમું પ્રકરણ પૂરૂં થાય છે.

## પ્રકરણ ૧૪

### પરરાજ્યમાં થતાં કૃત્યાકૃત્યથી કરવાનો પક્ષોપગ્રહ.

પોતાના રાજ્યમાં પોતાના પક્ષની કે પોતાથી વિરૂદ્ધ પક્ષની દૃષ્ટિથી પોતાનું રક્ષણ કરવા વિષે ( આગલા પ્રકરણમાં ) ચર્ચા થઇ ગયલી છે. ( હવે આ પ્રકરણમાં ) પરરાજ્ય વિષે રહેતા પક્ષવાદીઓના સંબંધમાં એ જ પ્રકારના ઉપાયોને લગતું વિવેચન કરવાનું રહે છે.

મોટાંમોટા પારિતોષિકો આપવાનાં ખોટાખોટાં વચનો આપવાથી ભોળવાયલા લોકો; કળાવિષયક કાર્યો અથવા ઉત્પાદક કે લાભપ્રદ કાર્યો કરવામા કુશળ એવા બે પક્ષોમાથી એકને તેના પ્રતિસ્પર્ધી પક્ષના કરતાં વધારે બક્ષીસો આપીને તિરસ્કારી કઢાયલ બીજા પક્ષના લોકો; હજુરીઆઓથી સંતપ્ત થયલા (વલ્લભ-અવરૂદ્ધ) લોકો; અવમાનિત થવા માટે બોલાવાયલા લોકો; દેશમાંથી બહિષ્કૃત થવાથી સતંપ્ત થયલા લોકો; ધનવ્યય કર્યા છતાં નિષ્ફળ થયલા લોકો; સ્વધર્મ પાળવામાં કે વારસો સ્વાધીન લેવામાં અટકાવ પામેલા લોકો; પોતાના માનાધિકારથી ભ્રષ્ટ થયલા લોકો; સ્વજનોથી ખૂણામાં હડસેલાઇ ગયલા લોકો, જેમની સ્ત્રીઓ ઉપર બલાત્કાર થયો હોય તેવા લોકો; કેદમા રખાયલા, પરોક્ષરીતે દંડ પામેલા, પોતાના મિથ્યાચારને માટે ચેતવણી પામેલા, જેમની મિલ્કત ખાલસા કરી લેવાઇ હોય તેવા, જેઓ દીર્ઘકાળ પર્યન્ત બંધનમાં રહ્યા હોય તેવા, અને જેમના સગાંઓને દેશપાર કરવામાં આવેલ હોય તેવા: આ સર્વ પ્રકારના લોકોનો સમાવેશ 'ક્રોધાવિષ્ટ વર્ગનાં' લોકોમાં થાય છે.

સ્વકૃત્ય વડે દુર્દૈવનો ભોગ થઇ પડયો હોય તેવો પુરૂષ; (રાજાથી) અપમાન પામેલ પુરૂષ; જેનાં પાપકર્મો પ્રકાશમાં આવ્યાં હોય તે પુરૂષ; પોતાના જેવા જ દોષવાળા મનુષ્યને અપાયલા દંડથી ભયાકુલ થયલો પુરૂષ; જેની જમીન ખાલસા થઇ ગઇ હોય તેવો પુરૂષ; જેને કેવળ દંડથી જ સીધો કરી દેવામાં આવ્યો હોય તે પુરૂષ; રાજ્યનાં બધાં ખાતાંઓનો ઉપરી જેણે સહસા અઢળક ધન એકઠું કર્યું હોય તે; જે કોઇ આવા શ્રીમંત પુરૂષનું સગું હોઇ તેનું ધન વારસામાં મેળવવાની આકાંક્ષા ધરાવતું હોય તે; રાજાને અપ્રિય હોય તેવો પુરૂષ; અને રાજાનો દ્વેષી હોય તેવો મનુષ્ય:- આ સર્વનો સમાવેશ 'ભીતવર્ગ' (બ્હીનેલા) માં થાય છે.

નિર્ધન થયલો પુરૂષ; જેણે પુષ્કળ દ્રવ્ય ગુમાવ્યું હોય તે; કૃપણ; દુર્વ્યસનને વળગી રહેલો પુરૂષ અને ભયંકર વ્યવહારમાં પડેલો મનુષ્ય: આ સર્વ પ્રકારના લોકો 'લુબ્ધવર્ગ'ના ગણાય છે.

આત્મસંભાવિત, માનપ્રિય, શત્રુપૂજાને સહન કરી ન શકનાર, નીચ ગણાતો, તીક્ષ્ણ પ્રકૃતિવાળો, સાહસિક, તેમ જ પોતાને પ્રાપ્ત થયલ ભોગથી અસંતુષ્ટ રહેતો હોય તેવો પુરૂષઃ—આ સર્વ પ્રકારના પુરૂષો 'માનવર્ગના' ( અહંકારી ) ગણાય છે.

આ પુરૂષોમાથી જે કોઇ એક ખાસ પક્ષને વળગી રહ્યો હોય તે પુરૂષને, મુંડી કે જટિલ ગુપ્તચરોએ એવી રીતે ભોળવવો કે, તેઓ પોતે પણ, જાણે કે તેવા પક્ષ તરફથી ખેલાતા પ્રપંચમા સામીલ થવાને તૈયાર છે એમ માનવાને તે મંડી પડે. દાખલા તરીકે, ઉશ્કેરાયલા પક્ષવાદીને આ પ્રમાણે કહેવું.–"જેવી રીતે મદાંધ મહાવતથી હંકાતો મદગળતો માતંગ પોતાના માર્ગમા જે કાઇ આવે તેને કચડી નાખે છે, તેવી જ રીતે શાસ્ત્રદૃષ્ટિરહિત આ રાજા અંધ બનીને નગરજનોને તથા ગ્રામ્ય જનોને દુઃખ દેવાનો પ્રયત્ન કરે છે; ( આમ હોઇને ) તેની સામે પ્રતિસ્પર્ધી હસ્તી મુકીને તેને અંકુશ હેઠે લાવવો એ શકય છે, અને તેથી ધૈર્ય ધારીને માર્ગપ્રતીક્ષા કરો."

આવી જ રીતે ભયભીત લોકોને પણ આ પ્રમાણે કહીને મેળવી લેવા:– "જેવી રીતે ગુપ્ત રહેલો સર્પ, જે કોઇ પોતાને દુઃખ આપે તેને ડંશીને વિષવ્યાપ્ત કરી મુકે છે, તેવી રીતે તારા તરફથી ભય પામતો આ રાજા થોડા જ સમયમા પોતાનું ક્રોધરૂપી વિષ તારા ઉપર રેડશે, ( અને ) તેથી તારે અન્ય કોઇ સ્થળે ચાલ્યાં જવું એ વધારે ઉચિત છે."

આમ ને આમ (વળી) લુબ્ધ વર્ગના પુરૂષોને મેળવી લેવા સારૂ તેમને પણ કહેવું:–"જેમ શ્વપાલકોથી ઉછેરાયલી ગાયો શ્વાનને જ દૂધ આપે છે– બ્રાહ્મણોને આપતી નથી, તેમ આ રાજા સત્ત્વ, ડહાપણ, વક્તૃત્વ અને શૌર્ય વિનાના જનોને દૂધ ( પારિતોષિક ) આપનારો છે; પરંતુ આત્મગુણસંપન્ન પુરૂષોને તે ( કાંઇ ) આપતો નથી તેથી જે કોઇ બીજો રાજા, મનુષ્ય મનુષ્ય વચ્ચેનો ફરક પારખી શકતો ( વિશેષજ્ઞ ) હોય તેને તારે ભજવો જોઇએ."

એ જ પ્રમાણે માનવર્ગના પુરૂષોને મેળવી લેવા અર્થે તેમને પણ આમ કહેવું:–" જેમ ચાંડાલોનું તળાવ ચાંડાલોને જ ઉપયોગનું હોય છે, પણ અન્ય જનોને ઉપયોગનું હોતું નથી, તેવી જ રીતે નીચજાત આ રાજા નીચજાત જનોને જ ઉપયોગી થાય છે, પણ તારા જેવા આર્યને થતો નથી, (અને) તેથી, બીજો જે કોઇ રાજા પુરૂષવિશેષજ્ઞ (પુરૂષની ખરી કીમત કરનારો) હોય તેની પાસે તારે જવું જોઇએ "

આ બધા પ્રકારના અસંતુષ્ય મનુષ્યો, જો ઉપર બતાવવામાં આવેલ તમામ દરખાસ્તો કબૂલ કરે, તો પછી ગુપ્તચરોને સાથે રાખીને તેમને બધાને ગભીર પ્રતિજ્ઞા (પણુકર્મ)થી સંકળાવી દઇને પોતાની કાર્યસિદ્ધિ અર્થે એકઠા કરવા.

એવી જ રીતે પરરાજાના મિત્રોને પણ સામદાનથી (લલચાવીને) મેળવી લેવા. અશામ્ય શત્રુઓને અદર અંદર લડાવી રાખીને, ધમકીઓ આપીઆપીને અને તેમને તેમના પોતાના સ્વામીઓના દોષોનું દર્શન કરાવીકરાવીને તેમને પણ પોતાની તરફ વાળી લેવા.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિનયાધિકારિક' નામક પ્રથમાધિકરણમાનું 'પરરાજ્યમા શત્રુપક્ષના કે શત્રુવિરૂદ્ધ પક્ષના પુરૂષોને મેળવી લેવા' વિષેનુ ચૌદમું પ્રકરણ પૂરૂ થાય છે)

---

## પ્રકરણ ૧૫

### મંત્રાધિકાર.

પોતાના તેમ જ શત્રુના રાજ્યમાંના સ્વપક્ષ અને પરપક્ષનો ઉપગ્રહ કરીને (એ ઉભયને પોતાના લાભમા વાળી રાખીને) રાજાએ પોતાના રાજ્યના વહીવટને લગતી યોજનાઓ પરત્વે વિચાર (કાર્યારંભ) કરવો.

સર્વ પ્રકારના કાર્યો આરંભતા પહેલા તેમના પરત્વે મંત્ર (મસલત–મનન) કરવાની જરૂર છે જ મંત્રસભા આગળ રજુ કરાયલી બાબત તદ્દન

ગુપ્ત રાખવી, અને તે પરત્વે કરાયલી મસલત એવી રીતે તો ચલાવવી કે, પક્ષીઓ પણ તે જોઇ ( જાણી ) શકે નહિ; કારણ કે કહેવાય છે તે પ્રમાણે પોપટ, મેના, કૂતરા અને નીચ જાતિનાં પ્રાણીઓ મંત્રને સાંભળી શકે છે. આવું હોઇને, ગુપ્ત વાત પ્રકટ થઇ ન જાય તેટલા સારૂ તેના રક્ષણ અર્થે યોગ્ય ( પાકો ) બંદોબસ્ત કર્યા વિના તેણે ( રાજાએ ) કદાપિ મંત્રસભામાં ચર્ચા ચલાવવી નહિ.

જે કોઇ મંત્રને પ્રકટ કરે તેનો ઉચ્છેદ કરી નાખવો

દૂત ( અમુક કાર્યાર્થ મોકલવામા આવતો પ્રતિનિધિ), અમાત્ય અને સ્વામીના ઇંગિતાકાર ( અંગચેષ્ટા ) ઉપરથી મંત્રભેદ પામી શકાય છે; વર્તનમાં ફેરફાર એ વૃત્તિનો ફેરફાર સૂચવે છે; અને શરીરની આકૃતિનું અવલોકન--એ આકાર (આકૃતિગ્રહણ એ આકાર ) છે.

મંત્રસભામાં વિચારાયલું કાર્ય આરંભવાનો સમય જ્યાંસુધી આવી પહોંચે નહિ ત્યાંસુધી મંત્રવિષય પરત્વે ગુપ્તતાનું પાલન કરવું, અને તે મંત્ર ઉપર મનન ચલાવવાના કામમાં ભાગ લેનારા સર્વ અધિકારીઓ ઉપર પણ ચોકી રાખવી.

બેકાળજી ( પ્રમાદ ), મદ ( નિશો ), નિદ્રાવસ્થામાં કરાતો પ્રલાપ ( બકવાદ ) અને કામાદિ ( કુટેવો ) થી મંત્ર ઉઘાડો પડી જાય છે.

કોઇ પણ ગૂઢ પ્રકૃતિવાળા કે અપમાનિત પુરુષથી મંત્રને પ્રકટ કરી દેવાય છે; એટલે ( એવા ભયસ્થાનથી ) મંત્રનું રક્ષણ કરવું. મંત્રો પ્રકટ થઇ જાય તો તેના પરિણામમાં રાજા અને તેના અધિકારીઓ સિવાય ઇતર જનોને તે લાભકારક થઇ પડે છે.

† " તેટલા માટે ", ભારદ્વાજના કહેવા પ્રમાણે, " ગુપ્ત વિષયો પરત્વે રાજાએ એકલાએ જ મનન કરવું; કેમકે મંત્રીઓને ( સલાહ આપનારા બીજા ) મંત્રીઓ હોય છે, અને તેમને વળી તેમના મંત્રીઓ હોય છે. આ પ્રમાણે મંત્રીપરંપરા ઉદ્‌ભવે છે તેથી કરીને મંત્રોને પ્રકટ થઈ

† રાજદ્વારી ગુપ્ત વાતો શી રીતે બહાર આવે છે તે આ ઉપરથી સમજાશે.

જવાનો અવકાશ રહે છે. આ કારણથી, રાજાએ કરવા ધારેલા કર્મને લગતી વાત અન્ય કોઇને કાને જવી ન જોઇએ. માત્ર એ કર્મ કરવાને યોગ્યવાળા પુરૂષો જ, તેનો આરંભ થાય ત્યારે કે તે પૂર્ણ થાય ત્યારે જ તેને જાણે (એવો પ્રબંધ થવો જોઇએ.)"

**વિશાલાક્ષનું** કહેવું, આ બાબતમાં આ પ્રમાણે છેઃ— "એક જ પુરૂષથી કરાયલ, કોઇ પણ બાબત વિષે મનન કાર્યસિદ્ધિ કરાવનારૂં થશે નહિ. રાજવૃત્તિ પરત્વે, પ્રત્યક્ષ અને પરોક્ષ એ બે રીતે અનુમાન કરી શકાય છે. જે ન હોય કે ન દેખાય તેનું જ્ઞાન; જે કાંઇ દેખાય તેના પરત્વે નિશ્ચયઃ જે કોઇ પરત્વે બે અભિપ્રાયો બાંધી શકાય તેમ હોય તેવી દ્વૈધીભાવાત્મક બાબત પરત્વે ઉઠતા સંશયનું છેદન, અને માત્ર એક તથાપિ પ્રત્યક્ષ ભાગ ઉપરથી આખી ય બાબત પરત્વે અનુમાનઃ આ સર્વનો નિર્ણય, ફક્ત મંત્રીઓની મદદથી જ કરી શકાય છે. આમ હોઇને બુદ્ધિવૃદ્ધ પુરૂષો સાથે બેસીને રાજાએ મંત્ર કરવો. રાજાએ કોઇને તુચ્છકારવો નહિ, પણ તેણે સર્વનાં મતો સાંભળવાં; (કારણ કે) એક સમજણવાળા બાળકના ઉદ્‌ગારોનો પણ પંડિતે ઉપયોગ કરવાનો છે."

આ સંબંધમાં **પરાશરનું** મત આ પ્રમાણે છેઃ—"આનો અર્થ એવો થાય છે કે, બીજાઓના અભિપ્રાય જાણવા; પરન્તુ 'મંત્રનું રક્ષણ કરવું' એવો અર્થ તેનો નથી થતો. જે કાર્ય પોતાના લક્ષ્યમાં હોય તેને મળતા જ કાર્ય પરત્વે રાજાએ પોતાના મંત્રીઓનાં મત પૂછવાં, અને તે પણ આ પ્રમાણે કહીને—'આવું કામ છે; એ આ રીતે બન્યું; તે જો આ પ્રમાણે થાય તો શું કરવું ?' આ પ્રમાણે પૂછ્યા પછી તેઓ જે નિર્ણય કરે તે પ્રમાણે તેણે તે કામ કરવું. જો આ પ્રમાણે કરવામાં આવે તો જ મતની ઉપલબ્ધિ તથા ગુપ્તતાનું પાલન થઇ શકે."

પરંતુ **પિશુન** કહે છેઃ—"એમ નહિ; કારણકે મંત્રીઓને જ્યારે અસંબદ્ધ કે પૂર્ણ થયલ કે અપૂર્ણ રહેલ કોઇ વાત પરત્વે મત આપવાનું કહેવામાં આવે છે ત્યારે કાં તો તેઓ તે વિષય પરત્વે બેકાળજીથી વિચાર

કરે છે, અગર તો તેઓ તેવા કાર્યને પ્રકાશિત કરી દે છે. આ પણ એક પ્રકારનો દોષ છે; અને તેટલા માટે જે કાર્યો માટે ( રાજા ) પોતે સલાહ પૂછતો હોય તે કાર્યો સંબંધી નિશ્ચિત મત આપવાને સમર્થ ગણાતા હોય તેવા પુરૂષોની તેણે સલાહ લેવી. જો તે આ પ્રમાણે મંત્ર કરશે તો, સારી સલાહનો અને તેની ગુપ્તતાનો લાભ પણ તેને મળી શકશે"

તથાપિ કૌટિલીય ( વિષ્ણુગુપ્ત ) નું મત આ પ્રકારનું છેઃ—"એ પ્રમાણે થવું ન જોઇએ; કારણકે આ ( સલાહ ખોળવા જવાની ) અવસ્થા (રીતિ ) પાર વિનાની થઇ પડે. તેણે ( રાજાએ ) ત્રણ કે ચાર મંત્રીઓની સલાહ લેવાનું રાખવું. એક ( મંત્રી) ની સાથે જ મંત્ર કરવાથી, ગુંચવાડા ભરેલા પ્રશ્નોના, કોઇ પણ ચોક્કસ નિર્ણય થઇ શકે નહિ. મંત્રી એક જ હોય તો તે સ્વેચ્છાનુસાર અને અમર્યાદિતતાથી વર્તે ( પણ ખરો ). બે મંત્રીઓ સાથે મસલત ચલાવવાથી, જો તે બન્ને એકગાંઠ થઇ જાય તો, રાજા સત્તાહીન થઇ જાય; અને જો એ બન્ને મંત્રીઓ વચ્ચે વિરોધ થઇ આવે તો રાજાનો વિનાશ થવાનો સંભવ પણ રહે. પરંતુ ત્રણ કે ચાર મંત્રીઓની સાથે તે ( રાજા ) જો મસલત કરવાનું રાખશે, તો તેને કદાપિ કોઇ મહાદોષને આધીન થવું નહિ પડે, અને સંતોષકારક પરિણામ પણ તે લાવી શકશે. જો ચાર કરતા વધારે મંત્રીઓ હશે તો તેમની સાથે મસલત કરવામાં તેને ઘણો જ પરિશ્રમ વેઠવો પડશે અને તે પછી જ તે નિર્ણય ઉપર આવી શકશે. તેમ વળી ઘણો પરિશ્રમ કર્યા વિના મંત્રની ગુપ્તતા પણ નભાવી શકાશે નહિ. ધારેલ કાર્યના સ્થળ, સમય અને પ્રકારની આવશ્યકતા પ્રમાણે, પોતાને યોગ્ય લાગે તે મુજબ તેણે (રાજાએ) એક કે બે મંત્રીઓ પાસેથી અથવા તો પોતે એકલાએ પોતાની જ સલાહ લેવી એ ઇષ્ટ છે. કાર્ય અમલમા લાવવાના સાધનો--પુષ્કળ મનુષ્યો અને ધન ઉપરનો અધિકાર, દેશકાળનો નિર્ણય, આપત્તિ સામેના ઉપાયો અને કાર્યસિદ્ધિઃ એ પાચે બાબતો મંત્રના અંગો ગણાય છે; ( અર્થાત્, મસલત વખતે આ પાચે બાબતો પરત્વે વિચાર થવો જોઇએ. )

રાજાએ પોતાના મંત્રીઓમાંના પ્રત્યેકને મળીને, અથવા તો તે સર્વને એકઠા કરીને તેમનો અભિપ્રાય પૂછવો. અને તેઓ પોતપોતાના અભિપ્રાય માટે જે જે કારણ બતાવે તે તે સર્વનો વિચાર કરીને તેણે તેમની (વ્યક્તિગત) શક્તિની પરીક્ષા કરી લેવી.

ધારેલો પ્રસંગ ઉપસ્થિત થઇ આવે કે લેશ પણ સમય ગુમાવવો નહિ; તેમ વળી જે પક્ષના લોકોને નુકસાન પહોંચાડવાની ધારણા પોતાને હોય તેવા લોકોની સાથે તેણે લાંબા વખત સુધી મસલત પણ ચલાવવી નહિ.

મનુના મતને અનુસરનારાઓનું કહેવું આ પ્રમાણે છેઃ- "મંત્રિ-પરિષદમાં અમાત્યો હોવા જોઇએ."

**બૃહસ્પતિ**ના મતના કહે છે કેઃ- "તેમાં સોળ (સભ્યો) હોવા જોઇએ."

**ઉશનસ્**ના અનુયાયીઓના મત મુજબ "એમાં વીસ (સભ્યો) હોવા જોઇએ." (આમ જુદા જુદા રાજનીતિશાસ્ત્રીઓ જુદું જુદું મત દર્શાવે છે) પણ **કૌટિલીય** તો એવું કહે છે કેઃ-"(રાજ્યને કે રાજાને) જેટલી સંખ્યામાં સભ્યો રાખવાની જરૂર જણાય તેટલી સંખ્યામાં તેણે રાખવા."

રાજા અને તેના શત્રુઃ એમ એ ઉભય પક્ષો (ને અનુલક્ષી) ને તે ઉભયને લગતી સર્વ બાબતો પરત્વે મંત્રીઓએ વિચાર કરવાનો છે. વળી જે કાર્યનો હજુ પ્રારંભ થયો ન હોય તે કાર્યની શરૂઆત તેમણે કરી દેવી; જેનો પ્રારંભ થઇ ચૂક્યો હોય તે પૂરૂં કરવું; જે પૂર્ણ થયું હોય તે સુધારવું; અને જે આજ્ઞાઓ થઇ ચૂકી હોય તેમનું યથાર્થ પાલન તેમણે કરાવવું.

નજીક હોય તેવા અધિકારીઓને સાથે રાખીને રાજાએ કાર્યોનું નિરીક્ષણ કરવું; અને જેઓ નજીક ન હોય તેમને પત્રો લખી મોકલીને તેમની સલાહ પૂછવી.

ઇન્દ્રની મંત્રિ-પરિષદમાં એક હજાર ઋષિઓ છે તે બધા તેનાં ચક્ષુઓ છે, અને તેને પોતાને જો કે બે જ ચક્ષુઓ છે, તથાપિ તે તેટલા કારણથી 'સહસ્રાક્ષ (હજારો આંખવાળો)' કહેવાય છે.

આકસ્મિક પ્રસંગોમાં તેણે ( રાજાએ ) મંત્રીઓને તથા મંત્રિ-પરિષદ્‌ને બોલાવવાં, અને તેમને ( જે તે પ્રસંગને લગતી ) વાત કહેવી. સભ્યોનો મોટો ભાગ* (ભૂયિષ્ઠ ) જે કાંઇ સૂચવે અથવા, કાર્યસિદ્ધિ કરાવે એવો જે કોઇ માર્ગ બતાવે તે પ્રમાણે તેણે તે કામ કરવું; અને કોઇ કાર્ય કરતાં, પોતાના શત્રુઓમાંથી કોઇ ( પર ), પોતાની ગુપ્ત વાત જાણી જાય નહિ ( એ વાતની કાળજી રાખવી એટલું તો નહિ, પરંતુ ) તેણે પોતે પોતાના શત્રુઓની નિર્બળતા જાણી પણ લેવી; અને કાચબાની પેઠે પ્રસારેલાં પોતાનાં અવયવોને તેણે પાછાં સંકેલી પણ લેવાં.

જેમ વેદ નહિ ભણેલા પુરુષથી પિતૃઓને અપાએલા પિંડો, સુજ્ઞ જનોથી ખવાવાને પાત્ર નથી, તેવી જ રીતે, જે કોઇ શાસ્ત્રનિપુણ ન હોય તે મંત્ર (માત્ર) નું શ્રવણ કરવાને માટે પણ લાયક નથી.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' વિનયાધિકારિક ' નામના પ્રથમાધિકરણમાંનું ' મંત્રાધિકાર ' વિષયક પંદરમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૧૬

### દૂતપ્રણિધિનું કાર્ય.

મંત્રકાર્યમાં જે ફતેહમંદ નીવડેલ હોય તેને 'દૂત' નીમી શકાય છે.

અમાત્યસંપદ્‌વાળો હરકોઇ પુરુષ કાર્યાધિકારી થવાને પાત્ર ( નિસૃષ્ટાર્થ ) છે.

એક ચતુર્થાંશ ઓછી યોગ્યતા ધરાવનારને અમુક એક કામને માટે (પરિમિતાર્થ) પ્રતિનિધિ નીમી શકાય. અર્ધભાગ કરતાં ઓછી યોગ્યતાવાળાને રાજપત્રવાહક ( શાસનહર ) નીમી શકાય*.

---

* દેશશાસન કરવામાં બહુમતિનો સિદ્ધાંત પ્રથમથી જ હિંદુ આર્યોએ સ્વીકારેલો છે; પણ એ બહુમતિ નીતિનિપુણોની હતી.

બેસવાની ગાડી ( માન ), વાહન ( ભારગાડી ), સેવકો અને અન્નાદિ સાધનોની ગોઠવણ કરી લઇને તેણે ( દૂતે ) પોતાના દૂતકાર્યમાટે પ્રયાણ કરવું, અને ધારણા કરવી કે, "શત્રુને આમ કહેવું; શત્રુ આમ બોલે તો તેનો જવાબ આમ આપવો; અને આમ કરીને તેને ફસાવાશે."

અટવી ( જંગલ )ના સીમાડાના, નગરોના અને રાષ્ટ્ર ( રાજ્ય )ના વિભાગોના, અને શત્રુના અમલદારો જોડે તે દૂતે મિત્રતા બાંધવી. તેણે પોતાના સ્વામીનાં સૈનિક થાણાં ( અનીકસ્થાનો ), યુદ્ધસામગ્રી અને દુર્ગો સાથે, શત્રુની તે તે બાબતોની સરખામણી કરવી. કિલ્લાઓનાં અને રાજ્યનાં પ્રમાણ તથા ક્ષેત્રફળ, તેમ જ મૂલ્યવાળી વસ્તુઓ ( સારવૃત્તિ ) વાળા દુર્ગો, અને હુમલો કરી શકાય અને ન કરી શકાય તેવાં તેનાં ( શત્રુનાં ) સ્થાનો વિષે પણ તેણે ચોક્કસ માહિતી મેળવવાની છે.

તેણે રજા મેળવીને શત્રુની રાજધાનીમાં પ્રવેશ કરવો, અને પોતાના જીવના જોખમે પણ તેણે, પોતાની મારફત મોકલાયલા (પોતાના સ્વામીનો) સંદેશ તેને ( શત્રુરાજાને ) કહી સંભળાવવો.

શત્રુની વાણી, મુખમુદ્રા અને આંખોમાંની તેજસ્વિતા; દૂતને અપાયલું સન્માન; મિત્રોના આરોગ્ય પરત્વે થયલી પૂછપરછ; ગુણકથામાં લેવાયલો ભાગ; રાજાસનની નજીકમાં (દૂતને) અપાતું આસન; દૂતની, સન્માનકારક રીતની બરદાસ; મિત્રોનું સ્મરણ; અને દૂતકાર્યનો આણાતો સંતોષજનક અંતઃ આ સર્વ શત્રનાં પ્રસન્નતાદર્શક ચિહ્નો છે, અને એથી વિરૂદ્ધના ચિહ્નો તેની અપ્રસન્નતા બતાવે છે.

અપ્રસન્ન ( અતુષ્ટ ) શત્રુને આ પ્રમાણે કહેવાયઃ-" દૂતો-એ માત્ર તારાં જ નહિ, પણ સર્વ રાજાઓના મુખો છે; અને તેથી દૂતોએ, પોતાની સામે શસ્ત્રો ઉગામાયલ હોય તોપણ, જે કાંઇ પોતાની મારફત ( પોતાના સ્વામી તરફથી ) કહેવડાવાયલું હોય તે યથાર્થ કહી દેવું જોઇએ. આમ હોઇને, તેઓ જાતિબહિષ્કૃત હોય તોપણ અવધ્ય ગણાય છે; તો પછી બ્રાહ્મણ દૂતોને મારી નાખવાનું તો કેમ જ બને ? ( દૂત જે કાંઇ કહે છે )

તે તો પરવાક્ય છે, અને એ પરવાક્ય ( પારકાએ કહેવડાવેલું ) કહી બતાવવું એ દૂતનો ધર્મ છે."

પોતાને જે માન અપાય તેથી ફૂલાઈ નહિ જતાં તેણે (દૂતે), પોતાને પાછા જવાની પરવાનગી મળે ત્યાં સુધી ત્યાં ( શત્રુના દરબારમાં ) રોકાવું; શત્રુના સામર્થ્યની દરકાર તેણે ન કરવી; અનિષ્ટ વચન તેને કહી સંભળાવવામાં આવે તો તેણે તે સહન કરી લેવાં; સ્ત્રી અને મદિરાનો તેણે ત્યાગ કરવો; એકલા શયન કરવું, કારણકે દૂતો જ્યારે નિદ્રાવશ હોય છે કે મદિરાના નિશામાં હોય છે ત્યારે તેમના મનની વાતો ( ઘણીવાર ) પ્રકટ થઇ જાય છે પણ ખરી. યતિ અને વેપારીના વેષમાં ફરતા ગુપ્તચરો દ્વારા કે તેમના શિષ્યોદ્વારા કે ચિકિત્સક ( વૈદ્ય ) ના તેમ જ પાંખડીઓના વેષમાં ભટકતા ચરોદ્વારા, અથવા બે રાજ્યો પાસેથી પગાર લેનારા (ઉભયવેતન) દ્વારા તેણે ( દૂતે ), પોતાના સ્વામીને અનુકૂળ હોય તેવા વિષયોમાં ચાલતા પ્રપંચોના પ્રકારની તેમ જ શત્રુપક્ષનાં કાવત્રાંની માહિતી મેળવવી, અને હુમલો કરવાનાં સ્થાનો ( પ્રકૃતિરંધ્ર ) ઉપરાંત શત્રુપ્રજાની રાજભક્તિ કે અરાજભક્તિ ( રાગાનુરાગ ) પરત્વે પણ જ્ઞાન મેળવી લેવું.

આવી ( લોકોની રાજભક્તિને લગતી ) વાત ચલાવવાનો અવકાશ ન મળે તો, ભિક્ષુકોની કે નિશામાં ચકચૂર બનેલ કે મૂર્ખ મનુષ્યોની કે નિદ્રાવસ્થામાં બકતા માણસની વાતનું અવલોકન કરીને, અથવા તો પુણ્યસ્થાનોમાંનાં અને દેવગૃહોમાંનાં ચિત્રો, ગૂઢ લેખો અને સંજ્ઞાઓ ઉકેલીને તેણે ( દૂતે ) આવશ્યક બાતમી મેળવવી.

આ પ્રમાણે તેને જે જે બાતમી મળે તે તે વિષે તેણે ઉપજાપ ( ગુપ્ત યુક્તિ ) થી ખાત્રી પણ કરી લેવાની છે.

પોતાના સ્વામીના રાષ્ટ્ર( પ્રકૃતિ )ના અંગોના પરિમાણું પરત્વે શત્રુ જે અનુમાન બાંધે તેમાં તેણે ભૂલ કાઢવી નહિ; પરંતુ તેણે માત્ર એવું ઉત્તર આપવું કેઃ— ' આપને સર્વ જ્ઞાત છે. ' વળી પોતાના સ્વામીએ પોતાનું કાર્ય સિદ્ધ કરવા સારૂ જે ઉપાયો યોજેલા હોય તે પણ તેણે તેને (શત્રુપક્ષને ) જણાવવા નહિ.

જો દૂત પોતાના દૂતત્વ ( કાર્ય ) માં ફલીભૂત થાય નહિ, અને તેમ છતાં તેને ( શત્રુ તરફથી ) રોકી રાખવામાં આવે તો તેણે આ પ્રમાણે અનુમાન બાંધવાં:—

" કાં તો, મારા સ્વામી ઉપર જે ભય ઝઝુમી રહેલ છે તે ભય પોતાની ઉપર આવી પડવાનો સંભવ જોઇને પોતાની ઉપર લટકતા ભયને ટાળી દેવાની ઉત્કંઠા ( તે શત્રુરાજા ધરાવે છે ); અગર તો પૃષ્ઠભાગેથી ભય દાખવી રહેતા શત્રુને, કે અન્ય જે કોઇ રાજાનું રાજ્ય પૃષ્ઠ ભાગે આવેલું હોય અને તે રાજ્ય, વચ્ચે આવી રહેલા અન્ય રાજ્યથી વિભક્ત થઇ ગયલું હોય તેવા ( રાજ્યના ) રાજાને મારા સ્વામી વિરુદ્ધ ઉશ્કેરવા ( નો હેતુ પણ શત્રુનો હોય ); અગર મારા સ્વામીના રાજ્યમાં અંતઃકોપ ( બળવો ) જગાડવાની કે કોઇ જંગલી મુખી (આટવિક)ને મારા સ્વામીની સામે ઉશ્કેરી મુકવાનો મુદ્દો પણ હોય; કાં તો, મારા સ્વામીના રાજ્યની પછી જે કોઇ મિત્રરાજ્ય આવ્યું હોય તેને સાધીને આક્રંદ કરી મારા સ્વામીનો વિનાશ કરવાનો હેતુ (પણ શત્રુ ધરાવે ); અથવા તો ( શત્રુના ) પોતાના જ રાજ્યમાં થનાર અંતઃકોપ ( બળવા ) ને ટાળી દેવાની કે કોઇ અન્ય શત્રુથી થનાર હુમલો કે કોઇ જંગલી મુખી તરફથી થવાના હુમલાને અટકાવી દેવાની ( શત્રુ ) ધારણા રાખતો પણ હશે; ( એમ નહિ તો ) મારા સ્વામી તરફથી થનાર ચઢાઇનો સમય નિકટ આવતો જાય છે તે ( યાત્રાકાલ ) વીતાડી દેવાનો પણ તેનો ઉદ્દેશ હોય; અથવા તો અન્ન-ફળાદિ ( સસ્ય ), કાચી ધાતુઓ ( કુપ્ય ) વગેરે તથા વેપારની ચીજો ( પણ્ય ) નો સગ્રહ કરી લેવાનો કે પોતાના દુર્ગો સમરાવી લેવાનો કે લડવાને માટે સમર્થ એવું પ્રબળ સૈન્ય તૈયાર કરી લેવા માટે તેમાં ભરતી કરવાને ( આવશ્યક અવકાશ મેળવવાની ) ઇચ્છા ( પણ તે-શત્રુ રાજા- ) ધરાવતો પણ હોય; અગર તો પોતાના સૈન્યને સંપૂર્ણ તાલીમ (વ્યાયામ) આપવા માટે સમય અને સંજોગ મેળવી લેવાની તે આકાંક્ષા પણ રાખતો હોય; અને એમ નહિ તો પછી, (આ શત્રુરાજા ) પોતાની જ

બેકાળજીથી આવી પડેલ સાંપ્રત તુચ્છકાર ટાળવા સારૂં ઐચ્છિક મિત્રતા બાંધવાનો ઉદ્દેશ કદાચિત્ ધરાવતો, પણ હોય. "

એ પછી, પોતાને યોગ્ય જણાય તે પ્રમાણે તેણે (દૂતે) ત્યાં રહેવું કે ત્યાંથી નીકળી જવું; અથવા તો તેણે પોતાના દૂતત્વને અંગે રહેલ કાર્યનો ત્વરિત નિર્ણય લાવવાની માગણી કરવી; અથવા તો પોતાને અનિષ્ટ શાસન મળ્યાનું શત્રુને જણાવી દઇને અને પોતાને કેદી બનવાનો અથવા તો મૃત્યુનો ભય છે એવું બહાનું કાઢીને, રજા લીધા વિના પાછા વળી જવું. આ પ્રમાણે જો તે ન કરે તો તેને સજા કરવી.

દૂતત્વ (પ્રેષણ), કોલકરારોનું પાલન (સંધિપાલત્વ), છેવટનો સંદેશ (પ્રતાપ) આપવાનું કામ, મિત્રોનો સંગ્રહ કરવા ઉપજાપ (ભેદ) રચવો, મિત્રમિત્રમાં કલહ કરાવવો, ગૂઢદંડાનુસારણ, બંધુઓ તથા રત્નોનું અપહરણ, ગુપ્તચરોની પ્રવૃત્તિઓ વિષે જ્ઞાન મેળવવું, પરાક્રમ બતાવવું, શાંતિના કરારનો ભંગ (સમાધિમોક્ષ) કરવો; દૂતો અને રાજ્યના અધિકારીઓની કૃપા મેળવવીઃ-આ બધા ધર્મો દૂતના ગણાય છે.

ઉપર વર્ણવેલાં કામો કરવાને રાજાએ પોતાના દૂતો યોજવા, અને પરદૂતો હોય તેમનું રક્ષણ કરવું, અને પ્રતિદૂત, ગુપ્તચર તેમ જ દશ્ય અને અદશ્ય રક્ષકો રાખીને તેણે પોતાની રક્ષા પણ કરવી.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિનયાધિકારિક' નામક પ્રથમાધિકરણમાંનું, '*દૂતપ્રણિધિ*' શીર્ષક સોળમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૧૭



### રાજપુત્રનું રક્ષણ.

(આ પ્રમાણે) રક્ષિત થયલો રાજા, પારકા જનોથી પોતાના રાજ્યનું રક્ષણ કરી શકે છે. પ્રથમ તો તે પોતાનાં સ્ત્રીપુત્રોથી રક્ષિત હોવો જોઇએ.

'દારરક્ષણું (પત્નીઓનું રક્ષણ), એ પરત્વે, આપણે, 'અંતઃપુર પ્રત્યેના ધર્મો' એ વિષે વિવેચન કરશું ત્યારે કહેશું.

રાજપુત્રનો જન્મ થાય ત્યારથી જ રાજાએ તેની ઉપર દેખરેખ રાખવી.

(આ સંબંધમાં) ભારદ્વાજ આ પ્રમાણે કહે છેઃ—"કારણ કે, કર્કટક (કરચલા) ના ગુણવાળા રાજપુત્રો સ્વભાવથી જનકભક્ષક હોય છે, (અને તેટલા માટે) તેમની વિષે જ્યારે પિતૃસ્નેહની ઉણપ દેખાય ત્યારે તેમને ગુપ્ત રીતે દંડ આપવો."

(પરંતુ) વિશાલાક્ષનું મત આ મુજબનું છેઃ-" અદષ્ટ વધ (ખબર ન પડે તેવી રીતે કરાતો વધ) અને ક્ષત્રિય બીજનો વિનાશ કરવો, એ એક દુષ્ટતા છે; અને તેથી કરીને તેમને (રાજપુત્રોને) કોઇ એક નિર્મિત સ્થાનમાં, રક્ષકોની દેખદેખ નીચે રાખવા એ ઉચિત છે."

(તથાપિ) પરાશરમતનાનું (આ સંબંધમાં) આવું કહેવું છેઃ-"એ તો (સંતાઇ રહેલા) સર્પ તરફથી પમાતા ભયના જેવું છે; કારણ કે એવા રાજપુત્ર એમ ધારે છે કે, 'મારા શૌર્યથી ડરીને મારા પિતાએ મને પોતાને પૂરી રાખેલો છે,' અને તેથી તે પોતે પોતાના પિતાને ખોઇ બેસવાનો કદાચિત્ પ્રયત્ન પણ કરે છે. આવું હોઇને, અંતઃપાલોની ચોકીમાં અગર તો કિલ્લામાં તેને (રાજપુત્રને) રાખવો ઉચિત થઇ પડે છે."

(પણ) પિશુનનો અભિપ્રાયઆવો છેઃ-"એ તો ઘેટાના ટોળામા વરૂ હોય અને તેથી ઘેટાને જે ભય લાગે તેના (ઔરભ્રક ભય) જેવું ગણાય; કેમ કે પોતાને કાઢી મુકવાનું કારણ સમજાયા પછી તે, (પોતાના પિતા વિરૂદ્ધ) અંતપાલો સાથે મિત્રતા બાંધવાના પ્રસંગોનો લાભ લેવાને તૈયાર થાયં પણ ખરો. આ કારણથી તેને (રાજાએ) પોતાના રાજ્યથી દૂર એવા કોઇ પરરાજાના દુર્ગમાં રાખવો એ વધારે ઉચિત છે."

(આ સંબંધમાં) કૌણપદાન્તનું કહેવું એવું છે કેઃ-"વાછરડાંની

સ્થિતિ (વત્સસ્થાન)ને મળતી આ વાત છે; કારણ કે, વાછરડાની મદદથી મનુષ્ય જેમ ગાયને દોહી લે છે, તેવી જ રીતે પરરાજા એવા રાજકુમારના પિતાને દોહી (નીચોવી ) શકે છે. આમ હોઇને એવો રાજપુત્ર પોતાના માતુલ સંબંધીઓ ( મોસાળ પક્ષ ) માં રહેવા જાય તેમ કરવું એ જ સારૂં (ગણાય.)"

( પરંતુ ) વાતવ્યાધિ કહે છેઃ-" આમ કરવું એ તો 'ધ્વજ-સ્થાન' જેવું ગણાય; કારણ કે, અદિતિ અને કૌશિકની બાબતમાં બન્યું હતું તેમ, એ રાજપુત્ર રૂપી ધ્વજ ફરકાવીને એના માતૃ-બાંધવો યાચવાને નીકળી પડે (એ સંભવવાજોગું છે). આમ થવા ન પામે એટલા સારૂ, રાજ-પુત્રોને વિષયોપભોગો ( ગ્રામ્ય ધર્મો )માં જીવન ગાળવા દેવું; કારણ કે, સુખોપરૂદ્ધ ( સુખોપભોગની જાળમાં સપડાયલા ) પુત્રો પિતા તરફ દ્રોહ કરતા નથી."

( તથાપિ ) કૌટિલીયનું મત આ પ્રમાણે છેઃ-" આ તો જીવતાં મરવા જેવું થાય; કારણ કે એક કે વધારે, વિષયલંપટ રાજપુત્રોવાળા રાજકુટુંબ ઉપર હુમલો થતાં જ; ઉધઇથી ખવાઇ ગયલ લાકડાની માફક તેવા રાજકુટુંબનો વિનાશ થઇ જવાનો. આ કારણથી, રાણી જ્યારે પ્રજોત્પત્તિ કરવાને યોગ્ય અવસ્થામાં આવે ત્યારે કુળગુરૂઓએ, ઇન્દ્ર તથા બૃહસ્પતિને આવશ્યક બલિદાન આપવાં. જ્યારે રાણી ગર્ભવતી થાય ત્યારે, 'કૌમારભૃત્ય* ( બાલસંરક્ષણ )' ના નિયમો પ્રમાણે, ગર્ભધારણ અને પ્રજનનના કાર્ય પરત્વે રાજાએ વર્તવું. પ્રસવ થઇ ગયા પછી, કુળગુરૂઓ-

* આપણા પ્રાચીન સુશ્રુતાદિ વૈદક ગ્રંથોમાં આ વિષય ઘણી જ સૂક્ષ્મ અને દીર્ઘ દ્રષ્ટિથી વિચારાયલો છે. બાળકની ગર્ભાવસ્થામાં તેના શરીર એકલાને નહિ, પણ તેના ચિત્તને નિરામય બનાવી તે ઉભયને સુસંસ્કારયુક્ત કરવાની વાતને તેમાં ખાસ કરીને પ્રાધાન્ય અપાયલું છે. અર્થાત્ અર્વાચીન સુપ્રજનશાસ્ત્ર (Eugenics) જે બધી સૂચનાઓ કરી રહેલ છે તે બધી પ્રાચીન હિંદુઓએ ભૂતકાળમાં વ્યવહારમાં વણી પણ દીધેલી.

એ પુત્રસંસ્કાર કરવા. રાજપુત્ર જ્યારે યોગ્ય વયને। થાય ત્યારે તેને, નિપુણ પુરૂષો મારફત યોગ્ય કેળવણી અપાવવી."

આંભીય મતના રાજનીતિશાસ્ત્રીઓ (આ બાબતમાં) આ પ્રમાણે કહે છે:—"કોઈ એક સત્રિવર્ગના ગુપ્તચરે રાજપુત્રને મૃગયા, દ્યૂત, મદ્ય અને સ્ત્રીઓ વિષે લલચાવીને તેને પોતાના પિતા ઉપર હુમલો કરી રાજતંત્ર સ્વહસ્તગત કરવાને ઉશ્કેરવો, (અને) અન્ય એવા ગુપ્તચરે તેને આવા કૃત્યોમાથી વારવો."

(આ મત વિરૂદ્ધ) કૌટિલીય કહે છે:— 'નિર્દોષ' ચિત્ત ઉપર દુષ્ટ સંસ્કારો પાડવા એ એક મહાપાપ છે; કારણ કે જેવી રીતે કોઇ નવદ્રવ્યને તેના સંસર્ગમા આવતા બીજા કોઇ દ્રવ્યની અસર થઇ ગયા વિના રહેતી નથી, તેવી જ રીતે નવી, શીખાઉ વ્યક્તિ (અણકેળવાયલ નવ બાળક) ને જે કાંઇ કહેવાસંભળાવવામાં આવે છે તેને તે શાસ્ત્રોપદેશ રૂપે ગણી લીધા વિના રહેતી પણ નથી. આ કારણથી તેને માત્ર ધર્મ અને અર્થ પરત્વે શિક્ષણ આપવું, પણ **અધર્મ અને અનર્થનું શિક્ષણ તો નહિ જ.** સત્રિ-દૂતોએ તો તેના ભણી સભ્યતા દર્શાવતા રહેવું તે એવી રીતે કે, 'અમે તો તારા જ છીએ.' ભરજુવાનીને લીધે જ્યારે તે પોતાની દૃષ્ટિ પરસ્ત્રીઓ તરફ વાળે, ત્યારે આર્યવેષધારિણી મલિન સ્ત્રીઓએ રાત્રીને સમયે અને એકાંતમા તેને ભય આપવો. તેને મદિરાપાન કરવાનું મન થઇ આવે ત્યારે, નિશો ચઢાવે તેવી વસ્તુઓ (યોગપાન-મદિરા ભેળવેલ હોય તેવી-) પાઇને તેને ભયભીત બનાવવો. જો તેને દ્યૂત રમવાની ઇચ્છા થાય તો કપટી પુરૂષનો વેષ ધરનાર દૂતોએ તેને ભય આપવો. મૃગયાનું મન થઇ આવે તો ચોરી માર્ગે ધાડ પાડનાર લૂટારાના વેષમાં ફરતા દૂતોએ તેને ભયાકુલ કરવો; અને જો તેને પોતાના પિતા ઉપર હુમલો કરવાની વૃત્તિ થઇ આવે તો તેની ઇચ્છા માન્ય રાખવાનો ડોળ કરીને, આવા પ્રયત્નોનાં

[1] ૧ બાલશિક્ષણના અર્વાચીન હિમાયતીઓએ આ વાત લક્ષ્યમાં રાખવાની છે. મનોધર્મનું જ્ઞાન કૌટિલ્ય કેટલું ધરાવતો હતો તે આ ઉપરથી સમજાશે.

દુષ્ટ પરિણામો વિષે તેને ધીમેધીમે સમજાણ પાડવી કે:–" ઇચ્છા કરવાથી કાંઇ રાજા થવાતું નથી; તારા પ્રયત્નો નિષ્ફળ થશે તો તારૂં પોતાનું જ મૃત્યુ થવાનું; કદાપિ વિજય મળશે તો તું નરકમાં પડીશ, અને લોકો (તારા પિતાને અર્થે) શોક કરશે, અને જે એક ઢેફું (તું) તેને તેઓ ભાંગી નાખશે (અર્થાત્ તારો નાશ થશે)."

રાજાને એકનોએક પુત્ર હોય અને તે વિરાગી તથા પ્રિય હોય તો રાજા ભલે તેને બંધનમા રાખે. (પણ) જો રાજાને ઘણા પુત્રો હોય તો તેમાથી કેટલાકને તેણે, જે સ્થળે યુવરાજ ન હોય, કે નવીન અવતરેલ કે ગર્ભાવસ્થામા રહેલ બાળક પણ જ્યા ન હોય તેવા સ્થાનોમા મોકલી દેવા.

જે રાજપુત્ર આત્મસંપત્તિવાળો (સુશીલ) હોય તેને સેનાપતિ બનાવવો કે યુવરાજપદે સ્થાપવો.

પુત્રો ત્રણ પ્રકારના છે –(૧) બુદ્ધિશાળી, (૨) જડબુદ્ધિ, અને (૩) દુર્બુદ્ધિવાળા. ધર્મ અને અર્થ વિષે પોતાને જે કાંઇ શીખવવામા આવે તેને 'આચાર'-વ્યવહાર-મા ઉતારી શકે તે 'બુદ્ધિશાળી' કહેવાય છે; પોતાને મળેલા સદુપદેશોને જે કદાપિ પણ કૃતિમાં મુકી શકતા નથી તે 'જડબુદ્ધિ (આહાર્યબુદ્ધિ--બીજાથી દોરાય તેવી બુદ્ધિ) વાળા' ગણાય છે; અને જે પોતે હાથે કરીને ભયમા જઇ પડે, તથા ધર્મ અને અર્થનો તિરસ્કાર કરે તે 'દુર્બુદ્ધિવાળા' કહેવાશે.

*જો રાજાને આ છેલ્લા (ત્રીજા) પ્રકારનો એક જ પુત્ર હોય તો તેણે, પોતાને (પુનઃ) પુત્રોત્પત્તિ થાય તેવા પ્રયત્નો કરવા, અથવા તો પોતાની પુત્રીને પુત્રોત્પત્તિ કરાવવી.[1]

---

* રાજગાદી ખાલી પડતા તે પ્રાપ્ત કરવા સારૂ વિવિધ રાજકુટુંબીઓ તરફથી પક્ષો રચાઇને પ્રયાસો થાય છે, અને તેના પરિણામમાં થઇ આવતા ખળભળાટથી રાજ્ય નબળું પડયા વિના રહેતું નથી. વળી એ જ નિયમ પ્રમાણે, વારંવાર થતી ચુંટણીઓનું ફળ પણ એવું જ આવે છે.

૧ એકને એક, પણ દુર્બુદ્ધિવાળા પુત્રથી પુત્રોત્પત્તિ કરાવવાનો નિર્દેશ આ

જ્યારે રાજા પોતે એટલો બધો વૃદ્ધ કે ગર્વિષ્ઠ થઇ ગયો હોય કે તે પોતે પુત્રોત્પત્તિ કરી ન શકે, ત્યારે તેણે (પોતાની) માતાના કોઇ સગાને કે પોતાના કુળના કે પોતાના પાડોસના રાજાઓમાંથી કોઇ શુભ, સુશીલ અને ગુણયુક્ત રાજાને પોતાના ક્ષેત્ર ( પોતાની સ્ત્રી ) વિષે બીજારોપણ કરવા ( પુત્રોત્પત્તિ કરી આપવા અર્થે ) નિયુક્ત કરવો. પરંતુ એકને એક, તથાપિ દુષ્ટ ( અવિનીત ) પુત્રને કદાપિ ગાદી ઉપર સ્થાપવો નહિ.

રાજપિતા કે જે ઘણા ( લોકો ) નો એક જ માત્ર આધારસ્થંભ છે તેણે પુત્રહિત કરનાર થવું. આપત્કાલે કરવા પડતા અપવાદ બાજુએ રાખી (કહીએ તો) જ્યેષ્ઠ પુત્રના ભાગે જતું રાજત્વ (ઐશ્વર્ય) જ સર્વદા પૂજાપાત્ર થઈ રહે છે.

કોઇ કોઇ વાર રાજત્વ, કોઈ એક કુળની મિલ્કત રૂપ પણ હોય છે. કુળસંઘને જિત્યો જિતી શકાતો નથી; અને અરાજકતાનાં સંકટોથી તે મુક્ત રહે છે તેથી કરીને તે લાંબા કાળ સુધી પૃથ્વી વિષે અસ્તિત્વ ધરાવી રહી શકે છે પણ ખરો.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિનયાધિકારિક' નામક પ્રથમાધિકરણમાંનું, 'રાજપુત્રરક્ષણ' વિષે ચર્ચા કરતું સત્તરમું પ્રકરણ પૂરું થાય છે. )

---

થયો નથી તે સૂચક છે. દુર્બુદ્ધિવાળા પુરૂષની ઓલાદમાં દુર્બુદ્ધિ ઉતરવાનો સંભવ રહે છે, એમ અર્વાચીન અન્વયશાસ્ત્ર (Science of Heredity) નું પણ માનવું છે.
જ. પુ. જો.

## પ્રકરણ ૧૮



### અંકુશિત રાજપુત્રનું વર્તન અને તેના પ્રતિ રાખવાની વૃત્તિ.

પોતાના માર્ગમાં મુશ્કેલીઓ મુકાયલી ન હોય અને પોતાને માટે અયોગ્ય ગણાય તેવા કામમાં પોતાને નિયોજવામાં આવેલ હોય, તથાપિ તેથી કરીને તેને તેના પોતાના જીવનું જોખમ થતું ન હોય, લોકો તેથી ક્રોધે ભરાના ન હોય, કે અન્ય કોઇ પ્રકારનું ગંભીર સંકટ ઉદ્દભવતું ન હોય, તો પછી રાજપુત્રે પોતાના પિતાની આજ્ઞાને અનુસરી રહેવું. જો તેને પોતાને કોઇ પુણ્યકર્મ કરવામાં યોજેલો હોય તો તેણે તે કાર્યના અધિષ્ઠાતાની કૃપા મેળવવા પ્રયત્ન કરવો અને પોતા પરત્વે રખાયલી ( કાર્ય કરવા બાબતની ) આશા કરતાં પણ વિશેષ રીતે તેના ( અધિષ્ઠાતાના ) આદેશને અનુસરી કાર્યને પૂરૂં કરવુ, અને તે કાર્યમાંથી મેળવાયલ, પ્રમાણપુરઃસર લાભ, તથા પોતાની ચતુરાઇને લીધે જે અધિક લાભ થઇ આવ્યો હોય તે તમામ પોતાના પિતા સમક્ષ રજુ કરી દેવો. તેમ છતાં પણ જો રાજપિતા પ્રસન્ન ન થાય અને અન્ય પુત્ર પ્રતિ તથા અન્ય પત્નીઓ પ્રતિ અયોગ્ય પક્ષપાત દર્શાવે, તો તેવા ( ઉપેક્ષિત પણ સત્ ) રાજપુત્રે, પોતાને વનવાસ કરવા જવા દેવા અર્થે પોતાના પિતા ( રાજા ) પાસે માગણી કરવી, અથવા જો તેને કેદ થવાનો કે વધ પામવાનો ભય રહેતો હોય, તો ( તેવે પ્રસંગે ) ધર્મિષ્ઠ, દયાળુ, સત્યવાદી તરીકે જાણીતા થયલા, અને કપટી નહિ પણ સચ્ચારિત્રવાળા અતિથિઓનો પોતે આદર કરતો હોય તેવા કોઇ પાડોસી રાજાનો આશ્રય તેણે મેળવવો. ત્યાં રહીને તેણે ધન અને મનુષ્યો એકઠાં કરવાં, પ્રવીર પુરૂષની કન્યાને પરણી સંબંધ બાંધવો અને જંગલવાસીઓની ટોળીઓ સાથે મિત્રતા રચવી એટલું તો નહિ, પરંતુ ( પોતાના પિતાના રાજ્યમાંના ) ભિન્ન ભિન્ન પક્ષોને પણ ( પોતાની સાથે ) મેળવી લેવા;

અથવા, એકલ ફરીને તેણે, સુવર્ણની કે માણિકય (પાકમણિ રાગ)ની

ખાણ રાખીને કે હેમની કે રૂપાની ચીજો બનાવીને, કે અન્ય કોઇ વેપારની જણસો બનાવીને પોતાનો નિર્વાહ કરવો. પાખંડીઓથી કરાયલ સંઘદ્રવ્ય, બ્રાહ્મણેતર તરફથી ભોગવવા યોગ્ય દેવદ્રવ્ય, અને શ્રીમંત વિધવાનું તેમ જ દનિયા માગફતે વાણિજ્ય કરનારાઓને હાથ કરી, મદનરસ ( વિષ ) ના પ્રયોગથી, તેમનું ધન: એ બધું તેણે લૂંટી લેવું; અથવા પર રાજાનાં ગામડાઓ પડાવી લેવાને જે પ્રકારના ઉપાયો યોજાય છે તે તેણે યોજવા; અથવા તેણે પોતાની માતાના પરિજનોની કૃપા ( મદદ ) મેળવીને ( પોતાના પિતા સામે ) પ્રવૃત્તિ કરવી;

અથવા, ચિત્રકાર સુતાર, રાજભટ્ટ, ચિકિત્સક, વિદૂષક કે અન્ય કોઇ પાખંડીનો વેષ ધારણ કરીને, અને તે જ પ્રકારના ગુપ્તચરની મદદ લઇને, જ્યારે આપોઆપ પ્રસંગ ઉપસ્થિત થઇ આવે ત્યારે, તેણે શસ્ત્રસજ્જ થઇ તથા રસનાં સાધનો સાથે રાખીને રાજા ( પોતાના પિતા ) સમક્ષ જવું અને તેને ઉદ્દેશીને આ પ્રમાણે કહેવું:—

" આ હું કુમાર છું; આ રાજ્ય સહભોગ્ય ( આપણે બન્નેએ સાથે રહીને ભોગવવા જેવું ) છે; અને જ્યારે અન્ય જનો તે રાજ્ય ભોગવવાની ઇચ્છા ધરાવે છે ત્યારે તું એકલો તે રાજ્ય ભોગવે એ તુંને શોભતું નથી; મને દ્વિગુણિત ભક્તવેતન આપીને દૂર રખાશે નહિ."

દાબમાં રખાયલા રાજપુત્રે, આવા પ્રકારનું વર્તન રાખવાનું છે.

ગુપ્તચરોએ, અગર તો સગી કે ઓરમાન માતાએ, દાબમાં રખાયલા મુખ્ય રાજપુત્રને, તેના મનનું સમાધાન કરીને ( રાજાના ) દરબારમાં પાછો બોલાવવો જોઇએ; અથવા તો ગુપ્તચરોએ શસ્ત્રસજ્જ થઇને તથા રસપ્રયોગનો આશ્રય કરીને ( હરકોઇ રીતે ) તેવા ત્યજાયલા રાજપુત્રને પૂરો કરી દેવો. જો તે ત્યજાયલો ન હોય તો તુલ્યશીલ સ્ત્રીઓને યોજીને રાત્રીને સમયે મદિરાનો ઉપયોગ કરીને, કે શિકારને પ્રસંગે તેને પકડી પાડવો, અને પછી પાછો ( દરબાર ) ભેગો કરી દેવો.

આ પ્રમાણે જ્યારે તેને પાછો અણાય ત્યારે, " મારા પછી ( એટલે

મારા મરણ બાદ ) રાજપદ તારૂં છે," એમ રાજા ( તેના પિતા ) એ તેને વચન આપી તેના મનનું સમાધાન કરવું, અને ( પછી ) કોઇ નિર્ણિત સ્થાનમાં તેને રક્ષકો ( ની દેખરેખ ) નીચે રાખી દેવો; અથવા રાજાને જો વધારે પુત્ર હોય તો તેને પ્રવાસે મોકલી આપવો.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિનયાધિકારિક' નામક પ્રથમાધિકરણમાંનું, 'અંકુશિત રાજપુત્રનું વર્તનાદિ' વિષયક અઢારમું પ્રકરણ પૂરું થાય છે, ).

---

## પ્રકરણ ૧૯

### રાજાના ધર્મો.

જો રાજા (પોતે) ઉત્સાહી (ઉતિષ્ઠમાન) હોય, તો તેની પ્રજા પણ તેવી જ ઉત્સાહી હોય છે. જો તે પ્રમાદી હોય છે તો તેની પ્રજા પણ પ્રમાદી બને છે એટલું તો નહિ, પરંતુ તેવા રાજાએ કરેલા કાર્યો પણ તે ખાઇ જાય છે. વળી પ્રમાદી રાજા સહેલાઇથી શત્રુના હાથમાં પણ જઇ પડે છે. એટલા માટે રાજાએ તો સર્વદા ઉત્થિત )જાગૃત) જ રહેવું.

નાલિકા વડે, અથવા તો છાયાપ્રમાણથી તેણે રાત્રી તથા દિવસના આઠ ભાગ પાડી દેવા. ત્રણ પુરૂષ ( ૩૬ આંગળ કે તસુ ) ની છાયા, એક પુરૂષ( ૧૨ આંગળ કે તસુ ) ની છાયા, ચાર અંગુલ ( ૪ તસુ ) ની છાયા, અને મધ્યાહ્નદર્શક છાયા—અભાવઃ એ ચાર, મધ્યાહ્ન પૂર્વેના એક અષ્ટમાંશ વિભાગો છે; મધ્યાહ્ન પછીના પણ ( ઉલટા ક્રમમાં ) એવા જ વિભાગો સમજવા.

૧ આ વિભાગો પૈકી દિવસના પૂર્વ એક અષ્ટમાંશ ભાગમાં તેણે

૧ રાજાને માટે કાર્યક્રમ ગોઠવતાં ચાણક્યે ચાણક્યની યોજના સ્વીકારેલી છે. આ પ્રકારની ઠરાવેલી સમયવ્યવસ્થાને, કેટલાક વિદેશીય ટીકાકારો કલ્પનાવત્ કે અસંભાવ્ય ગણાવવાને હાસ્યજનક પ્રયાસ પણ કરી રહેલા છે; પરંતુ પ્રાચીન

(રાજાએ) રક્ષાવિધાન કરી ઉપજ ખર્ચ (આય અને વ્યય) નો હિસાબ સાંભળવો; બીજા ભાગમા તેણે પુરજનો તથા ગ્રામ્યજનોઃ એ ઉભયને લગતાં કામો તપાસવાં; ત્રીજા વિભાગમાં તેણે માત્ર સ્નાન અને ભોજન કરવાં એટલું જ નહિ, પરંતુ પોતાને જે બાબતનું અધ્યયન કરવાનું હોય તે પણ કરવું; ચોથા વિભાગમાં તેણે માત્ર હિરણ્ય–સોના–ની (આવકની) વસુલાત કરવી એટલું તો નહિ, પરંતુ અધ્યક્ષોની નીમણુંકો પણ કરવી; પાંચમા ભાગમા પોતાની મંત્રિ–પરિષદ્ સાથે પત્રવ્યવહાર (પત્રસંપ્રેષણ) દ્વારા મંત્ર કરવો, અને ગુપ્તચરોએ એકઠા કરેલા સમાચારો સાંભળવા; છઠ્ઠા ભાગમાં પોતાને ગમે તેવા વિહારો કરવા, અથવા તો પોતાને મનગમતી બાબતો પરત્વે મનન કરવું; સાતમા વિભાગમાં તેણે હાથી, ઘોડા, રથો વગેરે લશ્કરી બાબતો તપાસવી; અને આઠમાં ભાગમાં તેણે પોતાના સેનાપતિની સાથે બેસી ભિન્નભિન્ન પ્રકારની સાંગ્રામિક યોજનાઓ પરત્વે વિચારણા કરવી.

દિવસને અંતે તેણે સંધ્યોપાસન કરવું.

રાત્રીના પ્રથમ એક અષ્ટમાંશ ભાગમાં તેણે (રાજાએ) ગૂઢપુરૂષોને મળવું; બીજા વિભાગમાં તેણે સ્નાનવાળુ કરીને જે કાંઇનું અધ્યયન કરવાનું હોય તે કરવું; ત્રીજા વિભાગમાં તૂરીઓના ઘોષો વચ્ચે તેણે શયન–ગૃહમાં પ્રવેશ કરવો; અને ચોથા તથા પાંચમા ભાગમાં તેણે નિદ્રા લેવી; છઠ્ઠા વિભાગમાં, તૂરીના ઘોષ થતાં વેંત તેણે જાગૃત થવું, અને 'શાસ્ત્ર આમ કહે છે અને કર્તવ્યતા આ પ્રકારની છે' એવી એવી બાબતોનું ચિંતન કરવું; સાતમો ભાગ તેણે મંત્ર કરવામાં (યોજનાઓ વિચારવામાં) ગાળવો

---

હિંદુ જીવનના વ્યવસ્થાપકો, અર્વાચીન યુરોપીય જીવનક્રમની પેઠે, હંમેશાં 'સમય-પાલન' ના સિદ્ધાંતને આધારે જ અવલંબી રહેલા, એ વાત પરત્વે કોઇપણ શંકા ઉઠાવી શકાય તેમ નથી જ. હિંદુ જીવનમાં ડગલે ડગલે 'દેશકાલ' ઉપર ભાર મુકાયલો છે જ. મોટા માણસો જો ઠરાવેલા કાલક્રમ પ્રમાણે પોતાનાં કામ ન કરે, તો તેમને મોટા ગોટાળામાં પડવાનું આવે જ.

તેમ જ ગુપ્તચરોને (જે તે કામે) મોકલી આપવા; અને (છેલ્લા) આઠમા વિભાગમાં તેણે ઋત્વિજનાં, આચાર્યોના અને પુરોહિતોનાં આશીર્વચનો સાંભળવાં, અને પોતાના વૈદ્યને, મુખ્ય રસોઇઆને તેમ જ મૂર્હુત જોનાર જોષીને મળી લીધા પછી વાછડાવાળી ગાયને તથા વૃષભને પ્રદક્ષિણા કરી તેણે પોતાના ઉપસ્થાન (દરબાર) વિષે પ્રવેશ કરી દેવો;

અથવા તો, તેણે પોતાની શક્તિને અનુકૂળ થાય તેવી રીતે, દિવસ-રાત્રીના વિભાગો કરી તે પ્રમાણે પોતાને કરવાના કામો કરવાં.

[1]ઉપસ્થાન (રાજસભા)માં ગયા પછી તેણે (રાજાએ) અરજદારો (કાર્યાર્થીઓ) ને વાટ જોતા કદાપિ ઉભા રાખવા નહિ. રાજા જો પોતાની પ્રજાને દર્શન દેતો નથી અને પોતાને કરવાનું કાર્ય, નિકટના અધિકારીઓને સોંપી દે છે, તો (રાજ) કાર્યમાં ગોટાળો થાય છે એ નિઃસંદેહ છે, અને તેથી કરીને સાર્વજનિક કોપ ઉદ્ભવતા તેને પોતાને શત્રુવશ થઇ જવાનો વારો પણ આવી જાય છે. એટલા માટે દેવતાશ્રમ, પાખંડીઓ, શ્રોત્રિયો (વેદ ભણેલા બ્રાહ્મણો), પશુઓ, પુણ્યસ્થાનો, બાળકો, વૃદ્ધો, વ્યાધિવાળાઓ, વ્યસની, અનાથ અને સ્ત્રીઓઃ એ સર્વને લગતા કાર્યો (તો) તેણે પોતે અનુક્રમમા, અગર તો તેમના ગૌરવાગૌરવને અનુસરના ક્રમે તપાસવાના છે.

અગત્યની સર્વ (આત્યાયિક) અરજો તેણે પોતે તત્કાલ સાંભળવી અને તેમાં લેશ પણ વિલંબ કરવો નહિ; કારણ કે જો વિલંબ કરવામાં આવે છે તો પછી તેમને સાધ્ય થવાનું કામ ઘણું જ કઠણ અને અશક્ય પણ થઇ પડે છે.

જે ઓરડા (આગાર) માં (પવિત્ર હોમનો) અગ્નિ રખાતો હોય તે ઓરડામાં બેસીને તેણે વૈદ્યના અને તપસ્વીઓનાં કાર્યો તપાસવાં, અને

1 પ્રાચીન હિંદુ રાજા પોતાની પ્રજાના સુખાર્થે કેટલો પરિશ્રમ ઉઠાવતો તે અહીંથી સમજાશે.

તે પણ પોતાના પુરોહિત, આચાર્ય તથા ( અરજદારો ) ને પ્રથમ અભિ-વંદન કર્યા પછી જ.

( રખેને અરજદારો કુપિત થઇ જાય એ કારણથી ) તેણે પોતે એક-લાએ નહિ, પરંતુ ત્રિવિદ્યામાં નિપુણ ( ત્રિવિદ્ય ) પુરુષોને સાથે રાખીને તપસ્વીઓનાં તેમ જ માયા ( જાદુ ) અને યોગમાં પ્રવીણ એવા જનોનાં કાર્યોનો તપાસ કરવો.

રાજાની બાબતમાં તેનું પોતાનું વ્રત ( ધર્મ પ્રમાણે વર્તન ) જ તેનું પોતાનું ઉત્થાન છે; સ્વધર્મોનું સંતોષકારક રીતે આચરણ, એ તેનું યજ્ઞ-કર્મ છે; સર્વ પ્રતિ સમાનવૃત્તિ, એ તેનાથી અપાતી દક્ષિણા, તથા દીક્ષિત પરત્વે કરાતો અભિષેક છે.

પ્રજાના સુખમાં રાજાનું સુખ રહેલું છે; અને પ્રજાહિત કરવામાં તેનું પોતાનું હિત થાય છે. રાજાને પોતાને જે કંઇ પ્રિય લાગે તે પોતાનું હિત નથી; પરંતુ પ્રજાને જે પ્રિય હોય તેમાં જ તેનું હિત રહેલું છે.

આ કારણથી, રાજાએ સર્વદા ચંચળ ( નિત્યોત્થિત ) રહેવું, અને પોતાના ધર્મો આચરવા. અર્થનું મૂળ ઉત્થાન ( ઉદ્યોગ ) છે, અને અન-ર્થનું મૂળ એના ( ઉત્થાન ) થી ઉલટામાં રહેલું છે.

અનુત્થાન (ઉદ્યોગના અભાવ) થી, પ્રાપ્ત થયેલા અને પ્રાપ્ત ન થયેલા એવા તમામ લાભોનો ચોક્સ નાશ થાય છે; ઉદ્યમથી તે (રાજા) પોતાના ઇષ્ટ હેતુઓ સફળ કરી શકે છે એટલું તો નહિ, પરંતુ વિપુલ અર્થ (ધન-સંપત્તિ) ને પણ પ્રાપ્ત કરી શકે છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' વિનયાધિકારિક ' નામક પ્રથમાધિકરણમાંનું, ' રાજાના ધર્મો ' એ નામનું ઓગણીશમું પ્રકરણ પૂરું થાય છે. )

# પ્રકરણ ૨૦.

## અંતઃપુર પ્રતિના ધર્મો.

અંતઃપુર બાંધવાને માટે, સ્વાભાવિક યોગ્યતા ધરાવતા સ્થાનમાં, એકની અંદર બીજો એ પ્રમાણે ઓરડાઓવાળું અંતઃપુર રાજાએ બંધાવવું, તેને ફરતો વંડો અને ફરતી ખાઈ કરાવવાં, અને ( તેમાં પ્રવેશ કરવાને ) એક દ્વાર રખાવવું.

પોતાના કોષગૃહના નમૂનાને અનુરૂપ તેણે ( રાજાએ ) પોતાના વાસગૃહની રચના કરાવવી; અથવા તો ભીંતોમાં રખાયલા ગુપ્ત માર્ગોવાળું 'મોહનગૃહ' બંધાવી તેના મધ્યમાં તેણે પોતાનું વાસગૃહ રચાવવું; અથવા તો, જેનાં લાકડાનાં દ્વારનાં ચોકઠાં ઉપર દેવીઓની અને ચૈત્યોની આકૃતિઓ કોતરેલી હોય અને બહાર નીસરવાને અર્થે જેમાં ઘણા ભૂગર્ભમાર્ગો (સુરંગો ) હોય એવા ' ભૂમિગૃહ ( જમીનની અંદર આવેલ ગૃહ )' ને પોતાનું વાસગૃહ બનાવવું; અથવા તો ભીંતોની વચમાં ગુપ્ત રખાયલી સીડીઓવાળા અને બહાર નીકળી જવા માટે રખાયલા પોલા થાંભલા રૂપી માર્ગોવાળા ઉપલામાળ ( પ્રાસાદ ) માં તેણે પોતાનો નિવાસ રાખવો; અને તે આખું મકાન તેણે એવી તો યાંત્રિક યુક્તિઓથી બંધાવવું કે, જ્યારે જરૂર જણાય ત્યારે તેને પાડી નાખી પણ શકાય.

પોતાનાં સહાધ્યાયીઓ તરફથી થઇ આવે તેવા ભયનો વિચાર કરીને, એ ભયથી સુરક્ષિત રહેવાને અર્થે મુખ્યતઃ કલ્પાયલી, પૂર્વોક્ત પ્રકારની સવડો, ભયને પ્રસંગે કે બીજે કોઇ પ્રસંગે, પોતાને યોગ્ય લાગે ત્યારે રાજાએ કરાવી લેવી.

માનુષ અગ્નિ વડે જે અંતઃપુરને જમણી બાજુએથી ડાબી બાજુ તરફ એમ ત્રણવાર પ્રદક્ષિણા કરાયલી હોય છે તેને બીજો કોઇ અગ્નિ બાળી શકતો નથી; તેમ વળી અન્ય કોઇ પ્રકારનો અગ્નિ ત્યાં પ્રકટાવવો પણ નહિ.

વળી[1] માટી અને વીજળીથી નીપજેલી રાખ ( વૈદ્યુત ભસ્મ ) ને કરા (વરસાદ) ના પાણી (કરક--વારિ) માં મેળવીને કરાતા મિશ્રણથી જો અંતઃ-પુરની ભીંતોને લીપાવેલી હોય છે, તો પછી તેને અન્ય કોઇ અગ્નિ બાળી શકતો નથી

જે ગૃહોમા જીવન્તી, શ્વેતા, મુષ્કકપુષ્પ અને વન્દાક રખાતા હોય છે, અને પેજાત ? તથા પીપળાની શાખાઓથી જે ગૃહનું રક્ષણ થતું હોય છે તે ગૃહોમા સર્પો કે ઇતર ઝેરી પ્રાણીઓ પ્રવેશ કરવાને હિમ્મત પણ ધરતા નથી.

મીંદડાં, મોરલાઓ નોળીઆં અને કાબરચિત્રાં હરિણો સર્પોને ખાઇ જનારાં છે. શુકો, સારિકાઓ અને ભૃંગરાજો (મલબારી પક્ષીઓ) ને જો સર્પવિષનો ગંધ આવે તે તો તેઓ તુર્તજ ચીચીઆરી કરી મુકે છે.

ક્રૌંચ પક્ષીને વિષની નજીકમાં મૂર્છા આવી જાય છે; જીવંજીવકને ગ્લાનિ થઇ આવે છે; મત્તકોકિલ મરી જાય છે, અને ચકોર પંખીનાં નેત્રો રાતાં ચોળ બની જાય છે.

આ પ્રમાણે અગ્નિ અને વિષની સામે ઉપાયો યોજવા.

અંતઃપુરના પાછલા ભાગમાં એક પડખે સ્ત્રીઓના નિવાસ અર્થે ઓર-ડાઓ બંધાવવા, અને તેમાં ગર્ભવ્યાધિ પરત્વે ઉપયોગી થઇ પડે તેવા વૈદ્ય-વાળી સંસ્થા તથા વૃક્ષોદકસ્થાનોપણ રખાવવા. ઓરડાઓની બહારના ભાગમાં રાજકુમારો તથા રાજકન્યાઓના નિવાસસ્થાનો બંધાવવાં. આ ગૃહોના આગલા ભાગમાં અલંકાર-ભૂમિ (મોસમું કરવાનું સ્થાન), મંત્ર-ભૂમિ, રાજસભા ( ઉપસ્થાન ) અને યુવરાજ તથા અધ્યક્ષોની કચેરીઓ રખાવવી.

બે સંસ્થાઓ વચ્ચેની જગ્યામા અંતઃપુરની સંભાળ રાખનાર અધિ-કારીના સૈન્યને સ્થાન આપવું.

રાજા જ્યારે અંતઃપુરમાં પધારે ત્યારે, રાણીની પોતાની પરિશુદ્ધિના

---

1 આ પ્રયોગ વિજ્ઞાનવેત્તાઓએ કરી જોવા જેવો છે.

ખબર વૃદ્ધ દાસી તરફથી અપાયા બાદ તેણે ( રાજાએ ) તેને ( રાણીને ) મળવું. ( જ્યાં સુધી કોઇ પણ સ્ત્રીની તેવી પરિશુદ્ધિ પરત્વે તેને ખાત્રી અપાય નહિ ત્યાં સુધી ) તેણે કોઈ પણ સ્ત્રીની પાસે જવું નહિ; કારણ કે રાણીના ઓરડામાં સંતાઇ રહીને પોતાના જ ભાઇએ ભદ્રસેન રાજાને મારી નાખેલો; રાજા કારૂશનો વધ તેના પોતાના પુત્રે પોતાની માતાના પલંગ નીચે સંતાઇ રહીને કરેલો; રાંધેલા ચોખાને જાણે કે મધ સાથે મેળવેલા હોય તેવી રીતે તેમાં વિષ મેળવીને કાશીરાજને તેની પોતાની જ દેવી (રાણી) એ વિષ આપેલું; પોતાનાં ઝાંઝરને વિષ લગાડીને વૈરન્ત્ય રાજાને તેની પોતાની રાણીએ મારી નાખેલો; સૌવીર રાજાને, તેની પોતાની જ રાણી-એ પોતાની કટિમેખલાના મણિને વિષયુક્ત કરી પ્રાણહીન કરી દીધેલો; આદર્શ (અરીસા ) ને ઝેર ચોપડીને રાજા જાલૂથને, તેની પોતાની રાણીએ જ સ્વધામ પહોંચાડેલો, અને ચોટલાના અંબોડામાં શસ્ત્ર સંતાડીને વિદૂરથનો વધ પણ તેની પોતાની દેવીએ જ કર્યો હતો.

આટલા કારણથી રાજાએ, આવા ગુપ્ત ભયોથી બચવાને કાળજી રાખવી. તેણે પોતાની પત્નીઓને, મુંડી કે જટાધારી સંન્યાસીઓથી, વિદૂષકોથી અને બહારની દાસીઓથી દૂર રાખવી, તેમ જ ગર્ભવ્યાધ-વૈદ્યસંસ્થા-ની નહિ તેવી અન્ય ાચ ઉચ્ચ કુળની સ્ત્રીઓને પણ મળવાનો પ્રસંગ તેણે પોતાની પત્નીઓને આપવો નહિ.

સ્નાનથી સ્વચ્છ થયલા શરીરવાળી અને વસ્ત્રાભૂષણોથી યુક્ત એવી રૂપાજીવા ( પોતાના રૂપ-સૌન્દર્ય–નો દુરૂપયોગ કરી ઉદરનિર્વાહ કરનારી) સ્ત્રીઓએ અંતઃપુરમાં ( તહેનાતી કામ ઉપર ) રહેવું.

પિતા તરીકે રહેતા એંશી પુરુષોએ તથા માતા તરીકે રહેતી પચાશ સ્ત્રીઓએ, તેમ જ વૃદ્ધ પુરુષોએ અને નપુંસકોએ, અંતઃપુરમાં નિવાસ કરનારાઓનાં જીવનચરિતોની પવિત્રતા કે અપવિત્રતાની ખાત્રી કર્યા કરવી એટલું તો નહિ, પરંતુ તેમણે પોતાના સ્વામીના હિતાર્થ સર્વ પ્રકારના વ્યવહારનું નિયમન પણ કરવું.

અંતઃપુરમાંના દરેક જણે પોતાને માટે નિર્મિત થયલા સ્થાનમાં જ રહેવું, અને અન્ય જનો માટે નિર્મિત થયલ સ્થાનમાં કદાપિ પણ જવું નહિ. અંતઃપુરમાં રહેતા કોઇ પણ માણસે કોઇ પણ કાળે, બહારના કોઇ પણ માણસથી સંસર્ગ રાખવાનો નથી.

અંતઃપુરને લગતી સર્વ પ્રકારની જણસોની અવરજવર ઉપર અંકુશ રખાવો જોઇએ, અને કાળજીથી ચોકસી કર્યા પછી જ,તેમને અપાતી મુદ્રા ઉપરથી સૂચિત થયા પ્રમાણે જ તેમને અંતઃપુરની અંદર કે બહાર, તેમના નિર્ણીત સ્થાને પહોંચવા દેવી.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' વિનયાધિકારિક ' નામક પ્રથમાધિકરણમાંનું, ' અંતઃપુર પ્રતિના ધર્મો ( નિશાન્તપ્રણિધિ ) ' સંજ્ઞક વીસમું પ્રકરણ પૂરૂં થાય છે. )

---

## પ્રકરણ ૨૧

### આત્મરક્ષા.

શૈય્યામાંથી ઉઠતાં જ, ધનુર્ધારી સ્ત્રીગણે રાજાને સંભાળી લેવો. બીજા ઓરડામાં કંચુકીએ (કવચ-બખ્તર-ધારણ કરાવનારે), ઉષ્ણીષિએ ( ટોપ -માથા ઉપરની પાઘડી ) પહેરાવનારે, વૃદ્ધ પુરૂષોએ અને અંતઃપુરના અન્ય સેવકો ( અભ્યાગારિકો )એ તેનું ( રાજાનું ) સન્માન કરવું.

ત્રીજા ઓરડામાં ખુંધીઆએ, વામનજીઓએ તથા કિરાત પુરૂષોએ તેનું સન્માન કરવું; (અને) ચોથા ઓરડામાં મંત્રીઓએ, સંબંધીઓએ તથા ફેંકી શકાય તેવાં અસ્ત્રો હાથમાં ધારણ કરી રહેલા દ્વારપાળોએ તેનો સત્કાર કરવો.

જેમના બાપદાદાઓ રાજસેવકો થઇ ગયા હોય, જેઓ ( રાજાના ) મહાસંબંધીઓ હોય, અને જેઓ સુશિક્ષિત, રાજભક્ત, અને જેમણે નોકરી કરી બતાવી (કૃતકર્મ) હોય તેવાઓને રાજાએ પોતાની તહેનાતમાં રાખવા.

પરદેશીઓને તેમ જ જેમણે સારી સેવા બજાવીને પરિતોષિક કે માન મેળવેલું ન હોય એવાઓને, તથા શત્રુતા ભરેલાં કાર્યોમાં જેઓ સામીલ જણાયા હોય તેવા 'સ્વદેશીય' મનુષ્યોને પણ રાજાએ અન્નવંશિક સૈન્ય (અંગરક્ષકોના લશ્કર) માં રાખવા નહિ, તેમ તેમને અંતઃપુરની રક્ષા કરવાનું કામ પણ સોંપવું નહિ.

મુખ્ય રસોઇઆએ (મહાનસિક) ગુપ્ત સ્થાનમાં ભોજનાર્થે, વિવિધ સ્વાદિષ્ટ વાનીઓ પોતાની દેખરેખ નીચે તૈયાર કરાવવી. આ પ્રમાણે તૈયાર કરાવાયલ તાજા ખોરાકમાંથી રાજાએ પ્રથમ અગ્નિને અને પછી પક્ષીઓને બલિભાગ આપી ત્યારબાદ ભોજન કરવું.

જો અગ્નિની જ્વાળા અને તેમાથી નીસરતા ધૂમાડાનો રંગ ગૂઢો (નીલ) જણાય અને તડતડ અવાજ થવા પામે, તથા (બલિ ખાનાર) પંખી જો મૃત્યુ પામે, તો સમજવું કે, ખોરાકમાં વિષ રહેલું છે. જો રાંધેલા અન્નમાંથી નીકળતી ઉષ્મા (બાફ) મોરના કંઠ જેવા વર્ણની જણાય અને તે અન્ન એકદમ ઠરી જઇને શીત બની જાય; જો શાકોનો રંગ અસ્વાભાવિક દેખાય અને તેઓ પાણી મુકતા અને કડણ જેવા બની રહે તેમ એકદમ સૂકાં પડી જતાં દેખાય; જો તેમની ઉપર કાળાશ પડતાં ફીણનાં ભાંગ્યાંતૂટ્યાં પડ બાઝતાં હોય, અને તેમનાં પોતાનાં સ્વાભાવિક ગંધ, સ્પર્શ અને સ્વાદ જતાં રહેલાં નજરે ચઢે; જો વાસણોમાં સામાન્ય રીતે પડવો જોઇએ તેનાં કરતાં ઓછો પ્રકાશ પડે અને તેમની કોર ઉપર ફીણ બાઝતાં દેખાય; જો કોઇ પ્રવાહી વસ્તુમાં સપાટી ઉપર ગુલાશ પડતી રેખાઓનું દર્શન થાય; જો દૂધની વચમાં રતાશ પડતી રેખાઓ દૃષ્ટિએ પડે; જો મદિરા અને પાણીમાં કાળી રેખાઓ પડતી હોય; જો દહીં (ગોરસ) માં શ્યામ, અને મધમાં શ્વેત રેખાઓનું અસ્તિત્વ નજરે પડે; જો પાણી મુકે એવી (દ્રવ્ય) વસ્તુઓ, જાણે કે વધુ પડતી રંધાઇ જઇને દાઝી ગયલી, નીલવર્ણી અને ફૂલી ગયલી આખે ચઢે; જો સૂકી જણસો સંકોચાઇ જઇને તેમનો રંગ બદલાઇ ગયલો હોય; જો કઠણ વસ્તુઓ નરમ, અને નરમ

વસ્તુઓ કઠણ દેખાય; ભોજ્ય પદાર્થોના સંસર્ગમાં આવતા ક્ષુદ્ર સત્ત્વો (સૂક્ષ્મ જંતુઓ) જો મરી જતા હોય; પાથરણા અને ઢાંકણોમાં જો કાળારા પડતા ચકરડાંઓ ઉડતા હોય અને તેમના રૂવા અને તાતણાઓ ખરી પડે; મણિમય, ધાતુના વાસણો, જાણે કે તાપ ઉપર ચઢ્યાથી કાળા પડી ગયલા દેખાય, અને તેમનો ઓપ, રંગ તથા ચળકાટ અને તેમને સ્પર્શ કરતા જે પ્રકારની કોમળતાનો અનુભવ થવો જોઇએ તે પ્રકારની તેમની કોમળતાઃ એ સર્વ નષ્ટ થયલ નજરે ચઢે; ત્યારે (તેવા બધા પ્રસંગોમા) કલ્પી લેવું કે, વિષનું અસ્તિત્વ છે જ.

સૂકું પડી જતું મુખ; બોલવામા થતું તતૂતત; અત્યત પ્રસ્વેદ; બગાસા; શરીરમા છુટતી અતિશય ધ્રુજ; વારેઘડીએ ખવાતી ઠોકર; વાતેરે; કામમા બેદરકારી; અને પોતાને માટે નિર્મિત થયલ સ્થળે રહેવામાં અપ્રસન્નતાઃ એ બધા વિષપ્રયોગ કરનારના ચિહ્નો છે. આટલા માટે વૈદ્યોએ તથા ઝેરપારખુઓ (જંગલીવિદ્યા જાણનારાઓ)એ સર્વદા રાજાની પાસે ને પાસે રહેવુ.

જે ઔષધની શુદ્ધતા પ્રયોગસિદ્ધ હોય અને જે ઔષધને પાચક તેમ જ પોષક તથા વૈદ્ય પોતે પણ પ્રથમથી ચાખીતપાસ્યું હોય તેવું ઔષધ ભૈષજ્યાગાર (ઔષધ-સંગ્રહસ્થાન) માંથી લાવીને વૈદ્યે રાજાને આપવું. મદિરા અને એવી અન્ય પેય વસ્તુઓ પરત્વે પણ (તે રાજાને આપવાની હોય તે વખતે) તેવું જ ધોરણ રખાવું જોઇએ.

વસ્ત્ર અને અલકાર પહેરાવનાર (કલ્પક અને પ્રસાધક) સેવકોએ તાજેતર નાહી ધોઇ શુદ્ધ બનીને તેમ જ હાથ સ્વચ્છ કરીને, સ્વચ્છ ધોએલાં વસ્ત્રો પહેરી, પોતાને અંતઃપુરની ચોકી રાખનાર અધિકારી (અન્તર્વંશિક) તરફથી સમુદ્ર (મુદ્રાંકિત) અવસ્થામા પ્રાપ્ત થયલ વસ્ત્રો તથા અલંકારો રાજાને અર્પણ કરી પહેરાવવા.

નહવડાવનાર (સ્નાપક)નું, ચંપી કરનાર (સંવાહક)નું, શય્યા રચનારનું, વસ્ત્ર ધોનારનું અને પુષ્પમાલા બનાવનારનું કામ દાસીઓએ કરવું;

અને પાણી, અત્તર, સુગંધી લેપો, વસ્ત્રો અને માળાઓ રાજાને અર્પણ કરતાં પૂર્વે સેવકોએ તથા દાસીઓએ, એ સર્વ ચીજોને પોતાનાં ચક્ષુઓ, બાહુઓ અને છાતી વડે સ્પર્શ કરી લેવો.

બહારના જે કોઇ મનુષ્ય પાસેથી જે કંઇ ચીજ મોકલવામાં આવે તેને પણ આવો જ વિધિ લાગુ પડે છે.

જે વિનોદોમાં શસ્ત્ર, અગ્નિ કે વિષનો ઉપયોગ થતો ન હોય તેવા વિનોદો વડે ગાયકો (કુશીલવો)એ રાજાને આનંદ આપવો. વાદ્યો તેમ જ અશ્વ, રથ અને હાથીઓના અલંકારો પણ અંતઃપુરમાં જ રાખવા.

હંમેશના ( મૌલ ) પુરુષો ( રખવાળો ) પ્રથમથી રથ ઉપર ચઢે તે પછી, અને તેવા જ સ્વારોએ યાનવાહનનાં પ્રાણીઓ ઉપર આરોહણ કર્યા પછી જ રાજાએ આરોહણ કરવું.

પોતાના વિશ્વાસપાત્ર (આપ્ત) નાવિકથી હંકારાતા વહાણમાં જ તેણે (રાજાએ) બેસવાનું છે, અને ( પોતે જ્યારે એક વહાણ ઉપર ચઢે ત્યારે ) તેણે બીજું એક વહાણ પણ સાથે રાખવું જે વહાણને હવાથી નુકસાન લાગ્યું હોય તેવા (વાતવેગવશ થયલ) વહાણમાં તેણે કદાપિ બેસવું નહિ; અને (જે સમયે પોતે તેવા સારા વહાણમાં હોય ત્યારે) તેણે પોતાના સૈન્યને (જે તે) જળાશય (નદી, સમુદ્ર કે સરોવર)ને તીરે ઉભાડી રાખવું.

મત્સ્યો અને મગરો જે જળમા ન હોય તેમાં તેણે જવાનું છે. જે ઉદ્યાનમા સર્પો કે ગ્રાહો ન હોય તેવા ઉદ્યાનમાં જ તેણે ફરવા જવું

સ્થાનાંતર કરતી વસ્તુઓ (ચલલક્ષ)ને બાણ મારવાની કળાનો પરિચય કરવા અર્થે, જે મૃગારણ્યમાંથી શિકારીઓએ, શ્વાનરક્ષકોએ, અને ધાડપાડુઓએ સર્પોને તથા શત્રુઓને હાંકી કાઢેલ હોય એવા મૃગારણ્યમાં તેણે જવું.

વિશ્વાસપાત્ર, શસ્ત્રસજ્જ અંગરક્ષકોથી રક્ષિત થઇને તેણે સિદ્ધો તથા

તાપસોને મુલાકાત આપવી. મંત્રિ-પરિષદ્ (ના સભ્યો) થી પરિવૃત્ત થઇને જ તેણે પરરાજ્યના પ્રતિનિધિઓ (દૂતો)ને મળવું ×

સૈનિકનો પોશાક પહેરીને, અને અશ્વ, રથ કે હાથી ઉપર આરૂઢ થઇને તેણે યુદ્ધવ્યૂહમાં ગોઠવાતી પોતાની સેનાને મળવા (જોવા) જવું.

રાજનગરમાથી બહાર જવાના અને તેની અંદર પ્રવેશ કરવાના પ્રસંગે તેણે રાજમાર્ગને તેની બન્ને બાજુ ઉપર દંડાવાળાઓ (દંડધર)થી સુરક્ષિત, અને શસ્ત્રધારી મનુષ્યો, બાવાજોગીઓ તથા વ્યંગોથી મુક્ત એવી સ્થિતિમાં રખાવવો.

'દશ વર્ગના લોકો (દશવર્ગાધિષ્ઠિત લોકો) ની ટોળીઓ શાંતિમાં જળવાઇ રહેલી હોય તેવા જ સમયે તેણે (રાજાએ) ઉત્સવો, યાત્રાઓ (મેળાઓ) અને વરઘોડા કે યજ્ઞકાર્ય જોવાને નીકળવું.

ગુપ્તચરો દ્વારા, અન્ય જનોની સુરક્ષિતતા ઉપર જેવી રીતે તે પોતે ધ્યાન આપે છે તેવી જ રીતે, 'આત્મવાન્' રાજાએ પોતાના પિંડનું (પણ) બાહ્ય ભયોથી રક્ષણ કરવું.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિનયાધિકારિક' નામક પ્રથમાધિકરણમાંનું, 'આત્મરક્ષા' વિષયક એકવીશમું પ્રકરણ પૂરું થાય છે.)

—પ્રથમ અધિકરણ પણ સમાપ્ત—

× હિંદુ રાજાનું રાજ્ય કેટલા પ્રમાણમાં મર્યાદિત હતું તે આ ઉપરથી સમજાશે. એ એકલો રાજ્યનો માલીક ન હતો:—જ. પુ. જો.

# બીજું અધિકરણ—અધ્યક્ષોનાં કર્તવ્યો.

## પ્રકરણ ૧

### જનપદની રચના.

કાં તો પરદેશીઓને પોતાના દેશમાં વસવા સારૂ લલચાવવા (પરદેશાપવાહન ) માટે, અથવા તો સ્વદેશનાં ગાઢ વસતિવાળાં સ્થાનોમાંની વધારાની વસતિને સ્થાનાંતર કરાવીને (સ્વદેશાભિષ્યંદવમનથી) રાજાએ નવીન સ્થળો ઉપર કે જૂનાંપુરાણાં સ્થાનો ( ભૂતપૂર્વ કે અભૂતપૂર્વ સ્થાનો) વિષે જનપદ ( ગામડાંઓ ) ની રચના કરવી.

ગામડાંઓમાં શૂદ્રજાતિના કૃષિકારોનાં, એકસોથી ઓછાં નહિ અને પાંચસોથી વધારે નહિ એટલાં કુટુંબો હોવાં જોઇએ, અને બધા (ગામડાં) વચ્ચેના સીમાડા એક ક્રોશ ( ૨૨૫૦ વાર ) કે બે ક્રોશ સુધીના હોવા જોઇએ; અને વળી તેઓ એક બીજાનું રક્ષણ કરી શકે એવી રીતે તે ગામડાઓ ( ગોઠવાયલાં પણ ) હોવાં જોઇએ. નદી, ડુંગર, વન, કંદમાથી ઉગતા છોડવાઓ ( ગૃષ્ટિ ), કોતરો, સેતુબન્ધો, અથવા તો શલ્મલી, શમી અને ક્ષીરવૃક્ષો ( છીરવાળા ઝાડ-થોરિયા વગેરે ) વડે ( એ બધા ) સીમાડાઓ દેખાડવા.

આઠસો ગામોની મધ્યે એક **'સ્થાનીય,'** ચારસો ગામોની મધ્યે એક 'દ્રોણમુખ,' બસો ગામોની વચમા એક 'ખાર્વટિક' અને દશ ગામોના ઝુંમખામાં એક **'સંગ્રહણ:'** એ પ્રકારના ( વિવિધ સંજ્ઞાથી ઓળખાતા ) કિલ્લાઓ રચાવવા.

(રાષ્ટ્ર) ની સરહદો ઉપર, અંતપાલો ( સીમારક્ષકો )થી મજબૂત રીતે રક્ષાતા દુર્ગો બાંધવા. આ અંતપાલોનું કર્તવ્ય, જનપદમાં પ્રવેશવાના

માર્ગોનું રક્ષણ કરવાનું છે. (રાજ્યની) અંદરના દેશમાં વાગુરિક (પાશ–જાળ–રાખનારા), તીરકામઠાંવાળાઓ (શબર), પુલિન્દ (શિકારીઓ), ચાંડાલો અને અરણ્યચરોએ ચોકી રાખવી.

યજ્ઞ કરનારાઓ (ઋત્વિજો) ને, આચાર્યોને, પુરોહિતોને અને વેદવેત્તા પુરૂષોને પૂરતું થઇ પડે તેટલું ઉત્પન્ન દેનારી, તેમ જ દંડ–કરથી મુક્ત (અદંડકર) એવી 'બ્રહ્મદેવ ભૂમિઓ' (દાનમાં) આપવી. +

અધ્યક્ષોને, સંખ્યાયકો (હિસાબ રાખનાર મહેતાઓ)ને, ગોપ લોકોને, સ્થાનીકોને, લશ્કરી વૈદ્યો (અનીકસ્થ 'ચિકિત્સકો)ને, અશ્વદમકો (ઘોડા કેળવનારાઓ)ને, અને સંદેશવાહકો (ખેપિયા)ને પણ જમીનો આપવી; (પણ) તે જમીનો વેચીને કે ગીરો મુકીને બીજાને હવાલે કરી દેવાનો હક તેમને આપવો નહિ. [૧]

ખેડ માટે રખાયલી જમીન, કર ભરનારા (કરદ)ને એક જીંદગી પર્યન્તને માટે (એકપુરૂષિક) આપવી. અણુખેડાયલી જમીન ખેડવાને તૈયારી કરતા મનુષ્ય પાસેથી ખૂંચવી લેવી નહિ.

જે લોકો જમીન ખેડે નહિ તેમની પાસેથી જમીન ખાલસા કરી લેવી અને બીજાને આપવી; અથવા તો, બરોબર ખેતી કરતા ન હોય તેવાઓની જમીન (રાજ્યને) ઓછું ઉત્પન્ન આપે છે તેથી કરીને તેવી જમીન ગામના મજુરો (ગ્રામભૃતકો) ને કે વેપારીઓ (વૈદેહકો) ને આપી દેવી. જો ખેડૂતો પોતાના કર ખુશીથી ભરે તો તેમને ધાન્ય, ઢોર અને નાણાં પૂરાં પાડવાની કૃપા કરવી.

કોશવૃદ્ધિ થાય તેવી રીતે રાજાએ કૃષિકારોને કૃપા અને છૂટ (અનુગ્રહ અને પરિહાર) નો લાભ આપવો; પરંતુ પોતાના ખજીનામાં ઘટ આવે એવા પ્રકારના અનુગ્રહપરિહારને વજર્ય ગણવા.

---

+ આવા કેવળ ધર્મપરાયણ, સમાજસેવક બ્રાહ્મણોને અન્ય કોઇ રીતે આજીવિકા મેળવવાની ન હતી તેથી આ નિયમ જરૂરનો હતો. ૧ આ એક પ્રકારનાં 'ચાકરિયાત વતનો' હતાં.

ક્ષીણ પડી ગયલા (અલ્પ) કોશવાળો રાજા પોતાનાં નગરજનોનું તેમ જ ગ્રામ્યજનોનું સત્ત્વ ચૂસનારો થાય છે. નવીન સંસ્થાનો (નિવેશો) વસાવતી વેળાએ, કોઇ યથાસ્રત.પ્રસંગને અનુસરીને (કર પરત્વે) માફી આપી શકાય.

જે લોકોના સંબંધમાં, કરની-માફીનો સમય વ્યતીત થઈ ગયો હોય તેવા લોકો તરફ તેણે (રાજાએ) પિતાના જેવી કૃપાદષ્ટિ રાખવી.

તેણે (નવીનવી) ખાણો ઉઘડાવવી અને હુન્નરઉદ્યોગનાં કારખાનાંઓનો પ્રચાર વધારવો; ઇમારતી લાકડાં અને હાથીઓનાં વનોનો સંપૂર્ણ લાભ લેવો; પશુપાલન અને વાણિજ્યને (વૃદ્ધિ થતી રહે તેટલા સારૂ) અનુકૂળતાએ આપવી; વેપાર અર્થે ભૂમાર્ગો અને જળમાર્ગો (વણિક્પથો) રચાવવા, અને બજાર માલવાળાં શહેરો (પણ્યપત્તનો પણ) બંધાવવાં.

કુદરતી રીતે પાણી રહે તેવાં (સહોદક), અથવા બહારથી અણાતા પાણીથી ભરપૂર રહે તેવાં (આહાર્યોદક) જળાશયો (સેતુઓ)ની રચના તેણે કરવી; અથવા તો, જે લોકો પોતાની મેળે જળાશયો બાંધે તેમને આવશ્યક સ્થળ, માર્ગ, લાકડું અને અન્ય સાધનોની મદદ આપવી. (વળી) તીર્થસ્થાનો (પુણ્યસ્થાનો) અને આરામસ્થાનો બાંધવાબંધાવવાની બાબતમાં પણ આ જ પ્રમાણે કરવું.

* જે લોકો કોઈ પણ **પ્રકારના સહકારથી** કરાતું બાંધકામ (સંભૂયસેતુબંધ) કરવામાં ભાગ ન લે તેમણે પોતાના વતી કામ કરવાને મજુરો અને બળદો મોકલવા; તેઓ ખર્ચમાં ભાગ આપે, પણ લાભમાં તેમનો કાંઇ હક રહે નહિ !!

એ જળાશયોમાં માછલાં પકડવાને હોડીઓ ચલાવવાની બાબતમાં, અને તેનાથી ઉત્પન્ન કરાતી વનસ્પતિ–શાકભાજી–વગેરે બજાર ચીજો (હરિતપણ્ય)ની ઉપર રાજાનું સ્વામિત્વ રહેશે.

---

* જેમ બને તેમ ખર્ચ ઘટાડવાનો અને બને તેટલા પ્રમાણમાં સહકારવૃત્તિ વધારવાનો આ ઉપાય વિચારણીય છે.

જે શેઠો પોતાના દાસ, આહિતક (દહાડિયા) અને બંધુઓની દરકાર ન રાખતા હોય તેમને રાજાએ વિનય શીખવવો (તેમના ધર્મ સમજાવવા)

* બાલ ને વૃદ્ધ જનોનું, વ્યાધિગ્રસ્ત મનુષ્યોનું, અને પીડિતો વગેરે અનાથ લોકોનું રાજાએ ભરણપોષણ કરવું. વળી નિરાધાર સ્ત્રીઓ સગર્ભા હોય ત્યારે તેમનું, અને તેઓ બાળકને જન્મ આપે ત્યારે તે બાળકનું પણ રાજાએ પોષણ કરવાનું છે. માતાપિતા રહિત, સગીર વયનાં બાળકોનું જે દ્રવ્ય હોય તેની, તેઓ જ્યાં સુધી યોગ્ય વય પ્રાપ્ત કરે નહિ ત્યાં સુધી ગ્રામવૃદ્ધજનોએ અભિવૃદ્ધિ કરતા રહેવું, અને દેવાર્પિત દ્રવ્ય હોય તેના સંબંધમાં પણ તેવી જ વ્યવસ્થા રાખવી.

પતિત હોય તે સિવાયનો અન્ય કોઇ શક્તિસંપન્ન પુરૂષ પોતાનાં બાળકો, સ્ત્રી, માતાપિતા, નાની વયના ભાઇબહેનો કે વિધવા થયલી કન્યાઓનું ભરણપોષણ ન કરતો હોય તો તેને બાર પણના દંડની સજા કરવી.

જો કોઇ પુરૂષ પોતાનાં સ્ત્રીપુત્રોના ભરણપોષણને માટે સગવડ કર્યા વિના સંન્યાસ ગ્રહણ કરે તો તેને પ્રથમ પ્રકારના 'સાહસ-દંડ' ની સજા કરવી, અને તેવી જ રીતે જો કોઇ પુરૂષ કોઇ સ્ત્રીને સંન્યાસ લેવડાવે તો તેને પણ (તેટલી જ સજા કરવી).

જેણે સંભોગવય વ્યતીત કરી દીધું હોય તેવો પુરૂષ સ્વોપાર્જિત સંપત્તિ પોતાના પુત્રોમાં વહેંચી દઇને સંન્યાસી થઇ શકે; પરંતુ એ જો અન્યથા વર્તે તો તેને સજા થવી જોઇએ.

વાનપ્રસ્થ સિવાયના અન્ય કોઇ પ્રવ્રજિતભાવવાળા માણસ(યતિ)ને, સ્થાનિક સંઘે પોતાના સજાતસંઘ સિવાયના અન્ય કોઇ (બહારના) સંઘને, અને (રાજ્યમાં) ઉદ્દભવેલ સહકારી મંડળ સિવાયના અન્ય કોઇ મંડળને રાજ્યનાં ગામોમાં પ્રવેશ કરવા દેવો નહિ; તેમ જ આરામશાળા

* રાજ્ય કેટલો ભાર ઉપાડતું, અને ગ્રામવૃદ્ધોને પણ કેટલા પ્રમાણમાં જુમ્મેદાર રહેવું પડતું તે વિચારવા જેવું છે.

વિહારશાળાઓની ઉત્પત્તિ ગામડાઓમા થવા દેવી (પણ) નહિ. વળી
એ, નૃત્યકારોએ, ગાયકોએ, વાદકોએ, વિદૂષકો ( વાગ્જીવન ગાળના-
ા)એ તથા કુશીલવોએ ગ્રામ્ય જનોના કાર્યમા વિઘ્નકર્તા થવું નહિ;
ણ કે એ પ્રમાણે જો તેઓને આશ્રય આપવામા નથી આવતો, તો
મજનો પોતપોતાના કામમા સર્વદા મસ્ગુલ રહીને કોશ, વિષ્ટિ ( વેઠ ),
, ધાન્ય અને રસવાળા પદાર્થોમા વૃદ્ધિ કરતા રહે છે.

જે દેશ ઉપર શત્રુઓ અને જંગલી જાતિના લોકો તરફથી હુમલો
નો માર્ગ હોય તેવા કોઇ દેશનું, અથવા તો જે દેશ વારંવાર દુષ્કાળ અને
ી (વ્યાધિ) થી વ્યથિત થતો હોય તેવા દેશનું સ્વામિત્વ લેવાની વાત
ાએ છોડી દેવી. વળી ખર્ચાળ ક્રીડાઓથી પણ તેણે દૂર રહેવુ.

દંડ, વિષ્ટિ (વેઠ) અને કરના ઉપદ્રવથી તેણે (રાજાએ) કૃષિનું રક્ષણ
; અને ચોર, વાઘ, વિષવાળા પ્રાણીઓ અને વ્યાધિઓથી તેણે પશુ-
ને (પણ) બચાવવા.

હજુરીઆઓ [રાજવલ્લભ]થી, કાર્ય કરનારાઓ [ કાર્મિકો ]થી,
ાથી અને અંતપાલો [સીમારક્ષકો]થી પીડિત એવા વેપારના રસ્તાઓ
ચુક્પથો] ને તેણે નિર્ભય રાખવા એટલું તો નહિ, પરંતુ ઢોરના ધણીથી
। તેમને ઘસાઇ જતા અટકાવવા.

આ પ્રમાણે રાજા તરફથી ભૂતકાળમાં કરાયલા કામો, ઇમારતી લાકડું,
ય] અને હાથીનાં વનો, સેતુબંધો અને ખાણો સારી સ્થિતિમા રખાવા
ઇએ એટલું તો નહિ, પરંતુ તે [ બધાં ] નવા નવા પણ રચાતા રહેવા
ઇએ.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'અધ્યક્ષોના કર્તવ્યો' નામક
ીયાધિકરણમાનુ 'જનપદની રચના' વિષયક પહેલુ પ્રકરણ પૂરૂં થાય છે).

# પ્રકરણ ૨

## ભૂમિવિભાગ.

ખેડાય નહિ તેવી જમીનમાથી રાજાએ પશુઓને માટે 'ચરા'ની જમીન કાઢી આપવી. બ્રહ્મવિદ્યાની ખીલવટ માટે (જરૂરી ગણાતી સોમવલ્લીનું વાવેતર કરવા સારૂ બ્રાહ્મણોને અરણ્યો અને તપ કરવાને મા તપોવનો કાઢી આપીને તેમને, સ્થાવરજંગમ પદાર્થોના ભયથી મુક્ત કરી દેવા, અને તેમા વસનારા બ્રાહ્મણોનાં ગોત્રોનાં નામ ઉપરથી તે તે પ્રદે શોને ઓળખાવવા. ઉપરના જેવડુંજ એક વિશાળ મૃગવન રાજાની ક્રીડા અર્થે બનાવરાવવું. તેને માત્ર એક જ દ્વાર રાખવું; તેની ચારે તરફ ફરતી ખાઇઓ કરાવીને તેને સુરક્ષિત કરવું; તેમાં સ્વાદિષ્ટ ફળઝાડો, નાના વૃક્ષોની ઝાડીઓ, કુંજો તથા નિષ્કંટક વૃક્ષો રાખવાં. તેમાં પાણી ભરેલ એક વિશાળ સરોવર પણ કરાવવું. હેળવાયલાં પશુઓ તથા મૃગોને તેમ રહેવા દેવાં, અને તેમાં વાઘો, શિકારનાં પ્રાણીઓ, હાથીઓ, હાથણીએ અને મદનીઆંઓને નખ તથા દાંઢ રહિત કરીને રાખવાં (પણ ખરાં.)

' દેશની છેવટની સરહદ ઉપર અથવા અન્ય કોઇ ઉચિત સ્થાનમા સર્વને માટે ખુલ્લું એવું, મૃગયા માટેનાં પશુઓવાળું એક બીજું મૃગવન પણ બનાવવું. આ પુસ્તકમાં અન્ય સ્થળે (આધિ૦ ૨, પ્ર૦ ૭) વર્ણવ્યા પ્રમાણે સર્વ પ્રકારની જંગલી ઉપજ પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી, એક કે અધિક વનો ખાસ કરીને ઉછેરાવી રાખવાં.

વનોત્પન્નમાંથી ચીજ વસ્તુઓ બનાવવાને સારૂ કારખાનાંઓ ઉભા કરાવવાં. ઇમારતી લાકડાંનાં વનોથી જંગલો (અટવીઓ) ને જુદાં પાડવાં

દેશની છેવટની સરહદ ઉપર, જંગલોથી નિરાળા હસ્તિવન સ્થાપવાં; નાગવનના અધ્યક્ષોએ પોતાના તાબાના નાગવનપાલોની મારફત નાગવનો (હાથીનાં વનો)ને નિભાવી રાખવાં એટલું તો નહિ, પરંતુ તેવાં વનો

પર્વતપ્રદેશ, નદીપ્રદેશ, સરપ્રદેશ તેમ જ અનૂપ ( જલાર્દ્ર ) પ્રદે-
ના આવજા કરવાના માર્ગોનું પણ તેમણે રક્ષણ કરવાનું છે.
જે કોઇ હાથીનો વધ કરે તેને દેહાંત દંડ આપવો.
જે કોઇ, સ્વાભાવિક કારણથી મૃત્યુ પામેલા હાથીના બન્ને દન્તો
આપે તેને સાડાચાર 'પણ' ઇનામ આપવું.
હાથીવનના રખવાળોએ, હાથીને ઉછેરનારની, તેમને પગે ચાંપીયા
રનારાઓ ( પાશિક ) ની, સીમાડાના રખવાળો ( સૈમિક )ની, વનમાં
નારાઓની તેમ જ હાથીની માવજત કરનારા ( માવત )ની મદદ
ને, અને જંગલી હાથીઓને દામણ બાંધવા ( પકડવાં ) સારૂ કરીને
કે સાત હાથણીઓ સાથે રાખી, હાથીઓએ કરેલ છાણમૂત્રના માર્ગે-
ે અને ભલ્લાતકી વૃક્ષોની શાખાઓથી છવાયલાં અરણ્યોમાં થઇને,
જ્યાં હાથીઓ અગાઉ સૂઇને કે મળમૂત્રાદિ કરીને ( બીજે સ્થળે )
હોય તેવાં સ્થળો જોઇને, અગર તો જે સ્થળે તેમણે નદી કે સરોવરના
નષ્ટ કરી દીધા હોય તે સ્થળો તપાસીને, હાથીનાં યુથો ( જ્યાં હોય
ી ) ગોતી કાઢવાના પ્રયાસો કરવા. વળી એ બધાં ચિહ્નો તે યુથચર
ળાંબંધ ફરતા ) હાથીઓનાં છે, કે કોઇ એકલડોકલ ભટકતા હાથીનાં
કે કોઈ ટોળામાંથી છૂટા પડી ગયલ હાથીનાં છે, કે કોઈ ટોળાના
વાન ( યુથપતિ ) નાં છે, કે કોઇ મહાદાંતવાળા હાથીનાં છે, કે કોઇ
ખોર હાથી ( વ્યાલ ) નાં છે, કે કોઇ મદગળ માતંગનાં છે, કે કોઇ
ોઆનાં કે પિંજરમાંથી છટકી ગમલ હાથીનાં છે : આ બધી વાત
તેમણે જાણી સમજી લેવી.

હાથીને પકડવાની કળામાં પ્રવીણ જનોએ, હાથીના વૈદો (અનીકસ્થ)
થી મળતી સૂચનાઓને અનુસરીને, જે હાથીઓ માંગલિક ચિહ્નો-
ા અને શોભન આચારવાળા હોય તેવા હાથીઓને પકડવા.
રાજાના વિજયનો આધાર મુખ્યત : હાથીઓ ઉપર જ છે; કારણ કે
ોના શરીરનો બાંધો ઘણો મોટો હોવાને લીધે તેઓ, શત્રુ તરફથી વ્યૂહ-

રચનામા ગોઠવાયલા સૈન્યનો, તેની કિલ્લેબંદીઓનો અને તેમની છાવણીઓનો નાશ કરી નાખી શકે છે એટલું તો નહિ, પરંતુ પ્રાણહર કર્મો કરાવવા હોય તો તે પણ તેમનાથી કરાવી શકાય છે.

કલિંગ, અંગ, કરૂશ જેવા દેશો અને પૂર્વ તરફના દેશોમા ઉત્પન્ન થતા હાથીઓ શ્રેષ્ઠ ગણાય છે. દશાર્ણ અને પશ્ચિમ પ્રદેશોમાંના હાથીઓ મધ્યમ પ્રકારના છે, અને સૌરાષ્ટ્ર તથા પંચજન પ્રદેશોમા થતા હાથીઓ કનિષ્ઠ કોટીના હોય છે. તેમ છતા સર્વે હાથીઓના વીર્ય, વેગ અને તેજમાં કર્મ ( કેળવણીની મદદ ) થી વૃદ્ધિ થઇ શકે છે

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'અધ્યક્ષપ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાનું, 'ભૂમિવિભાગ' વિષયક બીજું પ્રકરણ પૂરું થાયછે.)

---

## પ્રકરણ ૩.

### દુર્ગવિધાન

નદીના મધ્યભાગમાં દ્વીપ રૂપે કે નીચાણવાળી જમીનથી ઘેરાયલા મેદાન રૂપે જળદુર્ગ ( ઔદક ); ખડકાળ પ્રદેશ કે કોતરિયા પ્રદેશરૂપે પર્વતદુર્ગ ( પાર્વત ); જળહીન અને પ્રખર ભૂમિમા ઉગી નીકળતી ઝાડીઓથી છવાયલ ઇરિણ ( જંગલ ) જેવો ( ધાન્વન ) દુર્ગ; અથવા ખંજનપક્ષીઓથી ભરપૂર એવો વનદુર્ગ : એ પ્રમાણે, વિગ્રહકાળે ( પોતાના ) શત્રુથી પોતાનું રક્ષણ કરવાને માટે ( પોતાના ) રાજ્ય (જનપદ) ના અંતભાગમા ચારે તરફ, ઉત્તમ અને યોગ્ય ગણાય તેવા સ્થાનોએ ( રાજાએ ) દુર્ગોની રચના કરાવવી.

આ દુર્ગો પૈકી, વસતિવાળા પ્રદેશોના રક્ષણ અર્થે, નદીદુર્ગ અને પર્વતદુર્ગ ઉત્તમ છે, અને ધાન્વનદુર્ગ તથા વનદુર્ગ તો માત્ર અટવીસ્થાન ( જંગલી રહઠાણ ) રૂપ જ ( માનવા. )

અથવા, રાજાએ, પોતાના રાજત્વના સ્થાન ( સમુદય-સ્થાન ) તરીકે

પોતાના રાજ્યના મધ્યભાગમાં, કિલ્લેબંદીવાળું એક, રાજધાનીનું નગર (સ્થાનીય) રાખવું; એને માટે કુદરતી રીતે ઉત્તમ ગણાય તેવા સ્થળમાં—એટલે કે નદીઓના સંગમ આગળ, નિરંતર વહેતા પાણીવાળા ઉંડા તળાવ કે સરોવરના કાંઠા ઉપર—એક ગોળાકાર કે ચતુષ્કોણ કે સમચોરસ આકૃતિનો દુર્ગ બંધાવવો, અને તેને ફરતી, પાણીથી ભરેલી રહેતી એક કૃત્રિમ નહેર કરાવવી, અને તેમાંથી જાવઆવ કરવાને માટે જળમાર્ગ અને ભૂમિમાર્ગ પણ રચાવવા.

એક બીજી વચ્ચે એક એક દંડ (એક દંડ=૬ પાદ) નું અંતર રહે એવી રીતે ત્રણ ખાઇઓ તેવા દુર્ગની આસપાસ ફરતી કરાવવી; તે ત્રણે ખાઇઓની પહોળાઇ અનુક્રમે ચૌદ, બાર અને દશ દંડની રાખવી; પહોળાઇના એક ચતુર્થાંશ કે એક દ્વિતીયાંશ જેટલી ઓછી તેમની ઉંડાઇ રાખવી; તે બધી તળમાં ચોરસ હોવી જોઇએ; મુખની પહોળાઇ કરતાં એક તૃતીયાંશ પહોળાઇવાળી તે (તળમાં) હોવી જોઇએ; તેની ભીંતો પથ્થરની કે ઇંટોની ચણાવવી; એ ખાઇઓને નિરંતર વહેતા જળથી કે અન્ય કોઇ ઠેકાણેથી આણેલા પાણીથી ભરેલી રાખવી, અને તેમને મગરો (ગ્રાહ) અને પદ્મ (કમળ) યુક્ત (પણ) રખાવવી.

' (છેક અંદરની) ખાઇથી ચાર દંડ (૨૪ પાદ) ને છેટે, ૭ દંડ ઉંચી અને તેથી બમણી (બાર દંડ) પહોળી એવી કિલ્લાની ભીંત (વપ્ર), માટીનો ઉંચો ઢગલો કરીને બંધાવવી આ ભીંતને મૂળમાં ચોરસ રાખવી, અને મધ્યમાંથી, હાથીઓ પાસે અને બળદો પાસે ખૂંદાવીખૂંદાવીને તેને અંડાકાર બનાવી દેવી, અને તેના ઉપર કાંટાવાળાં ઝાડો અને વિષવલ્લીની ગુંથણીઓ રચાવી દેવી આ બાંધકામમાં જો બાકાંઓ પડે તો તેમને નવી માટીથી પૂરાવી લેવા

* કેટલાક પુરાવેત્તા તથા ઇતિહાસકારો એવું મનાવવાનો પ્રયત્ન કરે છે કે, ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં ઇમારતો લાકડાંની બનતી હતી, પણ પત્થર કે ઇંટોની નહિ જ. આ વાત આથી અસત્ય ઠરે છે

કિલ્લાની ભીંત ( વપ્ર ) ઉપર, ઈંટના કાંગરાઓ બંધાવવા, અને એ કાંગરાઓ એક બીજાથી બારથી ચોવીશ હાથને અંતરે, એવી કે બેકીની સંખ્યામાં રહે અને પહોળાઇ કરતાં ઉંચાઇમાં બમણા થાય તેમ કરવું.

રથચર્યાને સારૂ તાલવૃક્ષોના થડોના, અગર તો જેમના ઉપર વાનરાના માથા જેવી ગોળ આકૃતિઓ કોતરેલી હોય એવા પત્થરની, પહોળી પહોળી અને જાડી જાડી પાટોના માર્ગો બંધાવવા; પરંતુ એ માર્ગો કદાપિ કાષ્ઠના તો બનાવવા નહિ જ, કારણ કે (જો તે કાષ્ઠના હોય તો) અગ્નિનો નિવાસ તેમના વિષે સહેલાઇથી થઇ શકે છે.

સળંગ, સમચોરસ અને ઉંચાઇને પહોંચી શકે તેવી, તેમ જ ખસેડી શકાય તેવી સીડી કે નીસરણીથી યુક્ત એવા બુરજો ( અટ્ટાલક ) પણ બંધાવવા.

બે બુરજો વચ્ચેની ત્રીશ દંડની જગ્યામાં એક વિશાળ ચોગાન ( પ્રતોલી ) બનાવવું; તેના બે ભાગ કરવા; તેની ઉપર છાપરૂં કરાવવું; અને તે ચોગાનની લંબાઈ, તેની પહોળાઇના કરતાં અઢીગણી રાખવી.

અટ્ટાલક અને પ્રતોલીની વચમાં, લાકડાંનાં પાટીઆં વડે ઢંકાયલો, ત્રણ ધનુર્ધરો બેસી શકે એવડો એક એક 'ઇન્દ્રકોશ' રચાવવો. અંદરની બાજુમાં બે હાથનો, અને બાજુઓ ઉપર તેનાથી ચાર ગણો, તેમ (વળી) કાંગરાઓની પડખે પડખે આઠ હાથનો થાય એવો એક 'દેવમાર્ગ' (પણ) કરાવવો. કાગરાઓ સુધી ચઢવા સારૂ એક બે દંડ (જેટલા) પહોળા માર્ગો રચાવવા.

હુમલો પહોંચી ન શકે એવા ( કોટની ભીંતના ) ભાગમાં નાસી છૂટવા માટે એક માર્ગ ( પ્રધાવિતિકા ), અને બહાર નીકળવા માટે એક દ્વાર ( નિષ્કુરદ્વાર ) રાખવાં.

કિલ્લાની બહારના ભાગમાં જાનુભંગિની ( ગોઠણતોડ ), ત્રિશૂળ, માટીના ઢગ, છેતરે તેવા ખાડા, કાંટાનાં જાળાંઓ, સર્પપુચ્છ, ત્રિકોણ ( શૃંગાટક ), કૂતરાની દાઢના આકારનાં હથિયારો, લકૂટો, કાંટાથી ભરેલી અને રેતીથી ઢંકાયલી ખાઇઓ, તેલના તાવડાઓ અને પાણીનાં

ખાબોચીઆંઓ: એ સર્વવડે છન્નપથો કરાવવા (હાલચાલના માર્ગો બંધ કરાવવા ).

પ્રાકાર ( કાંગરા ) ની બન્ને બાજુએ દોઢ દંડના વ્યાસવાળું એક વર્તુલાકાર રંધ્ર બનાવીને, પ્રતોલીની પહોળાઇના એક- ષષ્ઠાંશ ભાગ જેટલું પહોળું એક પ્રવેશદ્વાર રાખવું.

પાંચ દંડથી માંડીને, અથવા લંબાઇના એક ષષ્ઠાંશથી એક અષ્ટમાંશ સુધીના માપમાં, યથાક્રમે એકથી આઠ દંડ સુધીનો વધારો કરવાથી 'ચોરસ ' બનાવાય છે.

તળીઆની સપાટીની ઉંચાઇ ( તલોત્સેધ ), પંદર હાથથી શરૂ કરીને, તેમાં એક હાથથી અઢાર હાથ સુધીનો વધારો કરવાથી રચી શકાય છે.

સ્તંભ દાટયો હોય તો, તેની જમીન ઉપર ઉંચાઇ તેના છ ભાગ જેટલી રાખવી, અને તેથી બમણા ભાગ જમીનમાં દાટવા, અને એકચતુર્થાંશ મથાળે રાખવો.

પહેલા મજલા ( આદિતલ ) ના પાંચ ભાગમાં એક શાલા ( ખંડ ), એક કૂવો અને એક સીમાગૃહ બનાવવાં; ( તેનો ) ખેદશાંશ ભાગ, સામસામા એમ બે મંચો બનાવવા માટે રોકવો; ઉપલો માળ, પહોળાઇ કરતાં બમણી ઉંચાઇવાળો ( કરવો ); આકૃતિઓ કોતરાવવી; સૌથી ઉપરનો મજલો ( ઉત્તમાગાર ), આદિતલના કરતાં અર્ધ કે ત્રણ-ચતુર્થાંશ પહોળાઇવાળો ( હોવો જોઇએ ); પડખાંની ભીંતો ઇંટોની કરવી; ડાબી બાજુએ, ડાબી બાજુએથી જમણી બાજુ તરફ પ્રદક્ષિણા ઘાટની ફરતી સીડી ( પ્રદક્ષિણસોપાન ) કરાવવી; જમણી બાજુએ ભીંતમાં ગુપ્ત સીડી ( રખાવવી ); બે હાથ જેટલો બહાર નીકળતો, સુશોભિત કમાનદાર ભાગ ( તોરણશિર ) કરાવવો; ખાલી જગ્યાનો ત્રણ-ચતુર્થાંશ ભાગ રોકે તેવા બે ' કવાટયોગ ' બનાવવા; મજબૂત રીતે તે પ્રત્યેકને બંધ કરવા માટે બે બે ભોગળો ( આગળિયાઓ ) કરાવવા; એક અરત્નિ ( ૨૪ આંગળ ) જેટલો લાંબો એક લોઢાનો ખીલો ( ઇન્દ્રકીલ ) રખાવવો; પાંચ

હાથ પહોળું એક મણિદ્વાર ( સીમાદ્વાર ) કરાવવું; હાથીઓની સામે બાર-ણું બંધ કરવા માટે ચાર પાટડાઓ ( ભોગળો ) હોવા જોઇએ; અને ખસેડી શકાય કે ન ખસેડી શકાય તેવા, અથવા નિરૂદક સ્થાનો વિષે માટીના બનાવેલા, મનુષ્યના શરીર જેટલી ઉંચાઇવાળા ( કિલ્લાની ભીંતની બન્ને બાજુએ ) ઉભા કરાયલા નાના નાના મીનારાઓ ( હસ્તિનખ ) પણ કરાવવાના છે.

દરવાજા ઉપર, કાગરાઓની બાજુએથી એક 'ગોપુર' બાંધવું, અને તેના મોખરાનો ભાગ ત્રણ ચતુર્થાંશ જેટલી ઉંચાઇ સુધી 'ગોધા ( મકર )'ને મળતો કરાવવો.

કાગરાઓ ( પ્રાકારો ) ની મધ્યમાં એક ઉંડું કમલ-સરોવર; એકની અંદર બીજો એમ ચાર ઓરડાવાળું, એક કાટખૂણિયું મકાન; તે ( મકાનના ) છેક અંદરના ખંડના ક્ષેત્રફળ કરતાં દોઢગણા વધારે, બહારના ક્ષેત્રફળવાળું 'કુમારીદેવી'નું સ્થાન ( કુમારીપુર ); અને મુંડકદ્વાર ( મુંડાના જેવા આકારવાળું દ્વાર જેને હોય તે ) વાળો, બે મજલાનો 'મુંડહર્મ્ય' ( કોઇ પણ પ્રકારની વૃદ્ધિ વિનાનો મહાલ) બંધાવવો; તેમ જ જો સાધનસામગ્રી હોય તો તેના પ્રમાણમાં, શસ્ત્રો તથા વાસણો ભરી રાખવાને અર્થે ( ભાંડવાહિની ) નીકો ( કુલ્યા ) કે જેની પહોળાઇ કરતાં લંબાઇ ત્રણ ગણી હોવી જોઇએ તે પણ બંધાવવી.

આ નીકોમાં પત્થરો, કોદાળીઓ ( કુદ્દાલો ), કૂહાડીઓ ( કુઠારીઓ ), વિવિધ પ્રકારની લાઠીઓ, ડંગોરાઓ ( મુસૃંઠિ ), હથોડાઓ ( મુદ્ગરો ), ડાગો, ચક્રો, યંત્રો અને એક સાથે સો જણનો નાશ કરે તેવાં ( શતઘ્ની ), યંત્રોનો સંગ્રહ કરવો; અને ( વળી ) ભાલાંઓ, ત્રિશૂળો, અણિયાળી ડાગો, ઊંટની ડોક તથા લોઢામાંથી બનાવેલ ધારવાળાં ઓજારો, અગ્નિ લગાડવાથી ફૂટે તેવાં શસ્ત્રો, અને પ્રાપ્ય પદાર્થ વડે બનાવી શકાય તે બધાં શસ્ત્રો ( પણ ) તેમાં રાખવાં.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષપ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું, 'દુર્ગવિધાન' વિષયક ત્રીજું પ્રકરણ પૂરું થાય છે. )

## પ્રકરણ ૪

### કિલ્લામાંનાં મકાનો

પ્રથમ, પશ્ચિમથી પૂર્વમાં ત્રણ અને દક્ષિણથી ઉત્તરમા ત્રણ: એમ છ રાજમાર્ગો સ્થાપીને દુર્ગની અંદરની ભૂમિના વિભાગ પડાવવા.

ગુપ્ત રખાયલા ભૂમિપથ અને ઉદકપથ, એમ બે માર્ગોવાળા એ દુર્ગને કુલ બાર દરવાજા રાખવા. રથમાર્ગો, રાજમાર્ગો અને દ્રોણમુખ પર્યન્ત જવાના માર્ગો, સ્થાનીય, જનપદ વિષે જતા તથા ગૌચર તરફ જવાના માર્ગો: એ પૈકીનો દરેક ચાર દંડ ( ૨૪ પાદ ) ની પહોળાઇનો કરાવવો. સયોનીય ? સાંમરિકશિક્ષા આપવાનાં સ્થાનો (વ્યૂહ), અને શ્મશાન તરફ કે ગામડાંઓમાં જવાના માર્ગોની પહોળાઇ આઠ દંડ ( ૪૮ પાદ ) જેટલી રખાવવી.

સેતુઓ તથા વન ભણી જતા માર્ગોને ચાર દંડ (૨૪ પાદ) ની પહોળાઇના કરાવવા. હસ્તિક્ષેત્ર તરફ જતા માર્ગો બે દંડ ( ૧૨ પાદ) ના રાખવા.

રથમાર્ગ પાંચ અરત્નિ ( ૭½ પાદ) નો, પશુપથ ચાર અરત્નિનો, અને નાનાં ( ક્ષુદ્ર ) પશુઓને (ચાલવા) માટેના તથા માણસના ઉપયોગમાં આવતા માર્ગ ( કેડી ) ને બેબે અરત્નિની પહોળાઇમાં રખાવવા.

રાજનિવેશ ( રાજમંદિર )નું મકાન મજબૂત ભૂમિ ઉપર બંધાવવું.

ચારે વર્ણના લોકોના ઘરોની વચ્ચે, અને દુર્ગની અંદરની ભૂમિના મધ્ય ભાગથી ઉત્તરમા, અન્ય સ્થળે ( અધિ૰ ૧, પ્ર૰ ૨૦ ) માં વર્ણવ્યા પ્રમાણે ઉત્તરાભિમુખે કે પૂર્વાભિમુખે દુર્ગાંતર્ગત ભૂમિનો એક-નવમાંશ ભાગ રોકીને ( રાજાએ) અંતઃપુર બંધાવવું.

આચાર્યો તથા પુરોહિતોના મકાનો, હોમશાળા, જળકુંડ (તોયસ્થાન),

જુદી જુદી કોટીની શ્રેણીઓ તથા કામદારોના સંઘો (નિકાય) ની રહેણાક રખાવવી.

પુરના મધ્ય ભાગમા આપરાજિત, અપ્રતિહત, જયન્ત, વૈજયંત, શિવ, વૈશ્રવણ, અશ્વિનદેવો વગેરે દેવોના ગૃહોની, અને 'શ્રી-મદિરાગૃહ'ની રચના કરાવવી. ખૂણાઓમા ભૂમિરક્ષક દેવતા (વાસ્તુદેવતાઓ)ને યોગ્ય સ્થાને સ્થાપિત કરવા

તેવી જ રીતે (વળી) બ્રાહ્મ, ઐન્દ્ર યામ અને સૈનાપત્ય એ નામથી ઓળખાતા મુખ્ય મહાદ્વારો પણ કરાવવ., (અને) ખાઇથી ૧૦૦ ધનુષ્ય (ધનુષ્=૧૦૮ આગળ) ને છેટે (સામી બાજુએ) ચૈત્યો, પુણ્ય સ્થાનો, વનો અને સેતુકર્મોને સ્થાન આપવુ

સર્વ દિશાના દિક્પાલોને પોતપોતાની યોગ્ય દિશામા સ્થાપિત કરવા ઉત્તર કે પૂર્વ એ બેમાથી એક દિશામા સ્મશાનવાટ (શબ દાટવાની કે બાળવાની જગ્યા) ગોઠવવી, પણ સર્વથી શ્રેષ્ઠ વર્ણોનુ સ્મશાન (તો પુરની) દક્ષિણે રાખવુ આ નિયમનો કોઇ ભંગ કરે તો પહેલા વર્ગનો સાહસદંડ આપવો.

પાખંડીઓએ અને ચાડાલોએ સ્મશાનભૂમિને છેડે જઇ વસવુ

કર્મચારીઓ (કામગાર વર્ગ) ના કુટુબોને, તેમના ધધા તથા કર્મક્ષેત્રને અનુકૂળ થઇ રહે તેવા સ્થાનો આપવાં. પોતપોતાને ભાગે આવેલ પુષ્પોદ્યાનમા, ફલોદ્યાનમા, શાકોદ્યાનમા અને કેદારક્ષેત્રમા તેમણે (પોત પોતાનુ) કામ કરવુ એટલુંજ નહિ, પરંતુ તેમણે પોતાને અપાયલ આજ્ઞા પ્રમાણે ધાન્ય અને વેપારની જણસોનો સંગ્રહ પણ કરવો

અને મંત્રીઓનાં મકાનો, રાજમહાલયથી પૂર્વોત્તર દિશામાં હોવા જોઇએ.

રાજ-પાકશાળા (મહાનસ), હસ્તિશાળા અને કોઠાર ( કોષ્ઠાગાર ): એ ( સર્વને ) પૂર્વ-દક્ષિણ ભાગમાં બંધાવવા.

તેનાથી દૂર પૂર્વ બાજુએ, સુગંધી પદાર્થો, માળાઓ, ધાન્ય અને પ્રવાહી પદાર્થોના વેપારીઓનાં, તેમ જ મુખ્ય મુખ્ય કારીગરો તથા ક્ષત્રિય વર્ગના લોકોનાં નિવાસસ્થાનો હોવાં જોઇએ.

ભાડાગાર ( ભંડાર ), હિસાબી કચેરી ( અક્ષપટલ ખાતું ), અને ભિન્ન ભિન્ન કારખાના ( કર્મનિષદ્યા )ના મકાનો, દક્ષિણથી પૂર્વ તરફની ભૂમિમાં કરાવવાં.

વનોત્પન્નનું સંગ્રહસ્થાન અને યુદ્ધસામગ્રીનું સંગ્રહસ્થાન ( આયુધાગાર ) દક્ષિણથી પૂર્વ ભણીની જમીન ઉપર હોવાં જોઇએ. તે પછી દક્ષિણે શહેરના, વાણિજ્યના, કારખાનાના, સૈન્યના, તેમ જ પકવાન્ન, મદિરા અને માંસનો વેપાર કરનારાઓના, તથા પોતાનું સૌન્દર્ય વેચી જીવનારી વેશ્યાઓ તથા ગાયકોના તથા વૈશ્યોના ( વ્યવહારો ઉપર ) દેખરેખ રાખનારા (અધ્યક્ષો)નાં નિવાસસ્થાનો રખાવવાં.

દક્ષિણથી પશ્ચિમ બાજુએ ગધેડાં તથા ઊંટોના તબેલા તથા કર્મગૃહો હોવા જોઇએ.

ઉત્તરથી પશ્ચિમ બાજુએ યાનશાળા ( ગાડીખાનું ) અને રથશાળા, તેમ જ પશ્ચિમ બાજુએ ઊન તથા સુતરાઉ બરના કારીગરોનાં, વાંસ તથા તથા ચામડાંના વેપારીઓના, અને બખ્તરો તથા ( બીજાં ) શસ્ત્રાવરણો બનાવનારાઓ શૂદ્રજાતિના લોકોના રહેઠાણો રખાવવાં.

પશ્ચિમથી ઉત્તરમાં દુકાનો ( પણ્યગૃહો ), અને ઔષધશાળાઓ ( ભૈષજ્યગૃહો ) બંધાવવાં.

પૂર્વથી ઉત્તરે કોશાગાર, ગૌશાળા તથા અશ્વશાળા, અને તે પછી ઉત્તરમાં નગરદેવતાનાં મંદિરો તથા લોહારો, મણિકારો તેમ જ બ્રાહ્મણોનાં નિવાસસ્થાનો ગોઠવવાં; અને ભિન્ન ભિન્ન ખૂણાઓ પડે તેમાં

જુદી જુદી કોટીની શ્રેણીઓ તથા કામદારોના સંઘો (નિકાય) ની રહેણાક રખાવવી.

પુરના મધ્ય ભાગમાં આપરાજિત, અપ્રતિહત, જયન્ત, વૈજયંત, શિવ, વૈશ્રવણ, અશ્વિનદેવો વગેરે દેવોનાં ગૃહોની, અને 'શ્રી–મદિરાગૃહ'ની રચના કરાવવી. ખૂણાઓમાં ભૂમિરક્ષક દેવતા (વાસ્તુદેવતાઓ)ને યોગ્ય સ્થાને સ્થાપિત કરવા.

તેવી જ રીતે (વળી) બ્રાહ્મ, ઐન્દ્ર, યામ અને સૈનાપત્યઃ એ નામથી ઓળખાતાં મુખ્ય મહાદ્વારો પણ કરાવવાં, (અને) ખાઇથી ૧૦૦ ધનુષ્ય (ધનુષ્=૧૦૮ આગળ) ને છેટે (સામી બાજુએ) ચૈત્યો, પુણ્યસ્થાનો, વનો અને સેતુકર્મોને સ્થાન આપવું.

સર્વ દિશાના દિક્પાલોને પોતપોતાની યોગ્ય દિશામા સ્થાપિત કરવા. ઉત્તર કે પૂર્વ એ બેમાંથી એક દિશામા સ્મશાનવાટ (શબ દાટવાની કે બાળવાની જગ્યા) ગોઠવવી; પણ સર્વથી શ્રેષ્ઠ વર્ણોનું સ્મશાન (તો પુરની) દક્ષિણે રાખવું. આ નિયમનો કોઇ ભંગ કરે તો પહેલા વર્ગનો સાહસદંડ આપવો.

પાખંડીઓએ અને ચાંડાલોએ સ્મશાનભૂમિને છેડે જઇ વસવું.

કર્મચારીઓ (કામગાર વર્ગ) ના કુટુંબોને, તેમના ધંધા તથા કર્મક્ષેત્રને અનુકૂળ થઇ રહે તેવાં સ્થાનો આપવાં. પોતપોતાને ભાગે આવેલ પુષ્પોદ્યાનમાં, ફલોદ્યાનમાં, શાકોદ્યાનમા અને કેદારક્ષેત્રમાં તેમણે (પોતપોતાનું) કામ કરવું એટલુંજ નહિ, પરંતુ તેમણે પોતાને અપાયલ આજ્ઞા પ્રમાણે ધાન્ય અને વેપારની જણસોનો સંગ્રહ પણ કરવો.

દરેક, દશ ગૃહોના જથા વચ્ચે એક (પાણીનો) કૂવો હોવો જોઇએ.

તેલો, ધાન્યો, ક્ષારો, મીઠું, ઔષધો, લીલોતરી (ભાજીપાલો), બીડનું ઘાસ, સૂકવેલું માસ, ઘાસની ગંજીઓ, બળતણ (લાકડાં), ધાતુઓ, ચામડાં, કોયલા, સ્નાયુ, વિષ, શીંગડાં, વાસ, ઝાડની છાલનાં વસ્ત્રો (વલ્કલ), મજબૂત ઇમારતી લાકડું, શસ્ત્રો, કવચો અને પથરો વગેરે

અને મંત્રીઓનાં મકાનો, રાજમહાલયથી પૂર્વોત્તર દિશામાં હોવાં જોઇએ.

રાજ-પાકશાળા (મહાનસ), હસ્તિશાળા અને કોઠાર ( કોષ્ઠાગાર ): એ ( સર્વને ) પૂર્વ-દક્ષિણ ભાગમાં બંધાવવા.

તેનાથી દૂર પૂર્વ બાજુએ, સુગંધી પદાર્થો, માળાઓ, ધાન્ય અને પ્રવાહી પદાર્થોના વેપારીઓનાં, તેમ જ મુખ્ય મુખ્ય કારીગરો તથા ક્ષત્રિય વર્ગના લોકોનાં નિવાસસ્થાનો હોવાં જોઇએ.

ભાંડાગાર ( ભંડાર ), હિસાબી કચેરી ( અક્ષપટલ ખાતું ), અને ભિન્ન ભિન્ન કારખાના ( કર્મનિષદ્યા )ના મકાનો, દક્ષિણથી પૂર્વ તરફની ભૂમિમાં કરાવવાં.

વનોત્પન્નનું સંગ્રહસ્થાન અને યુદ્ધસામગ્રીનું સંગ્રહસ્થાન ( આયુધાગાર ) દક્ષિણથી પૂર્વ ભણીની જમીન ઉપર હોવાં જોઇએ. તે પછી દક્ષિણે શહેરના, વાણિજ્યના, કારખાનાના, સૈન્યના, તેમ જ પકવાન્ન, મદિરા અને માંસનો વેપાર કરનારાઓના, તથા પોતાનું સૌન્દર્ય વેંચી જીવનારી વેશ્યાઓ તથા ગાયકોના તથા વૈશ્યોના ( વ્યવહારો ઉપર ) દેખરેખ રાખનારા (અધ્યક્ષો)નાં નિવાસસ્થાનો રખાવવાં.

દક્ષિણથી પશ્ચિમ બાજુએ ગધેડાં તથા ઊંટોના તબેલા તથા કર્મગૃહો હોવાં જોઇએ.

ઉત્તરથી પશ્ચિમ બાજુએ યાનશાળા ( ગાડીખાતું ) અને રથશાળા, તેમ જ પશ્ચિમ બાજુએ ઊન તથા સુતરાઉ બરના કારીગરોનાં, વાંસ તથા તથા ચામડાંના વેપારીઓનાં, અને બખ્તરો તથા ( બીજાં ) શસ્ત્રાવરણો બનાવનારાઓ શૂદ્રજાતિના લોકોનાં રહેઠાણો રખાવવાં.

પશ્ચિમથી ઉત્તરમાં દુકાનો ( પણ્યગૃહો ), અને ઔષધશાળાઓ ( ભૈષજ્યગૃહો ) બંધાવવાં.

પૂર્વથી ઉત્તરે કોશાગાર, ગૌશાળા તથા અશ્વશાળા, અને તે પછી ઉત્તરમાં નગરદેવતાનાં મંદિરો તથા લોહારો, મણિકારો તેમ જ બ્રાહ્મણોનાં નિવાસસ્થાનો ગોઠવવં; અને ભિન્ન ભિન્ન ખૂણાઓ પડે તેમાં

જુદી જુદી કોટીની શ્રેણીઓ તથા કામદારોના સંઘો (નિકાય) ની રહેણાક રખાવવી.

પુરના મધ્ય ભાગમાં આપરાજિત, અપ્રતિહત, જયન્ત, વૈજયંત, શિવ, વૈશ્રવણ, અશ્વિનદેવો વગેરે દેવોનાં ગૃહોની, અને 'શ્રી–મદિરાગૃહ'ની રચના કરાવવી. ખૂણાઓમાં ભૂમિરક્ષક દેવતા (વાસ્તુદેવતાઓ)ને યોગ્ય સ્થાને સ્થાપિત કરવા.

તેવી જ રીતે (વળી) બ્રાહ્મ, ઐન્દ્ર, યામ અને સૈનાપત્ય: એ નામથી ઓળખાતાં મુખ્ય મહાદ્વારો પણ કરાવવાં. (અને) ખાઇથી ૧૦૦ ધનુષ્ય (ધનુષ્=૧૦૮ આંગળ) ને છેડે (સામી બાજુએ) ચૈત્યો, પુણ્યસ્થાનો, વનો અને સેતુકર્મોને સ્થાન આપવું.

સર્વ દિશાના દિક્પાલોને પોતપોતાની યોગ્ય દિશામા સ્થાપિત કરવા. ઉત્તર કે પૂર્વ એ બેમાંથી એક દિશામાં સ્મશાનવાટ (શબ દાટવાની કે બાળવાની જગ્યા) ગોઠવવી; પણ સર્વથી શ્રેષ્ઠ વર્ણોનું સ્મશાન (તો પુરની) દક્ષિણે રાખવું. આ નિયમનો કોઇ ભંગ કરે તો પહેલા વર્ગનો સાહસદંડ આપવો.

પાખંડીઓએ અને ચાંડાલોએ સ્મશાનભૂમિને છેડે જઇ વસવું.

કર્મચારીઓ (કામગાર વર્ગ) નાં કુટુંબોને, તેમના ધંધા તથા કર્મક્ષેત્રને અનુકૂળ થઇ રહે તેવાં સ્થાનો આપવાં. પોતપોતાને ભાગે આવેલ પુષ્પોદ્યાનમાં, ફલોદ્યાનમાં, શાકોદ્યાનમાં અને કેદારક્ષેત્રમાં તેમણે (પોતપોતાનું) કામ કરવું એટલુંજ નહિ, પરંતુ તેમણે પોતાને અપાયલ આજ્ઞા પ્રમાણે ધાન્ય અને વેપારની જણસોનો સંગ્રહ પણ કરવો.

દરેક, દશ ગૃહોના જથા વચ્ચે એક (પાણીનો) કૂવો હોવો જોઇએ.

તેલો, ધાન્યો, ક્ષારો, મીઠું, ઔષધો, લીલોતરી (ભાજીપાલો), બીડનું ઘાસ, સૂકવેલું માસ, ઘાસની ગંજીઓ, બળતણ (લાકડાં), ધાતુઓ, ચામડાં, કોયલા, સ્નાયુ, વિષ, શીંગડાં, વાંસ, ઝાડની છાલનાં વસ્ત્રો (વલ્કલ), મજબૂત ઇમારતી લાકડું, શસ્ત્રો, કવચો અને પત્થરો વગેરે

જાસૂસો પણ જથાબંધ સંગ્રહી રખાવવી, કે જેથી કરીને તેમની ઉણપ જણાયા વિના વર્ષોનાં વર્ષ નીકળી શકે. આ સંગ્રહમાં જ્યારે નવી જણસ મળી આવે ત્યારે, જૂની ચીજોને કાઢી નાખીને, તે પ્રમાણે મળી આવતી નવી જણસોને ભરી લેવી.

હાથીઓ, અશ્વો, રથો અને પદાતિઓને નિમિત્તે એક કરતાં વધારે મુખ્યો નીમવા; કારણ કે અનેક મુખ્યો હોય તો તેઓ એક બીજાથી બ્હીતા રહે છે. અને શત્રુના વશીકરણને કે પ્રપંચોને તેઓ બધા ( એક-સામટા ) અધીન થઇ શકતા પણ નથી.

અંતપાલોની નીમણુંકો તથા દુર્ગોનું સમારકામ કરનારાઓની નીમણુંકો પણ, આ જ ધોરણે કરવી.

પુરો તથા રાષ્ટ્રના કલ્યાણને ભયંકર થઇ પડે તેવા બાહિરિકો (નાલંદો)-ને કદાપિ દુર્ગમાં રહેવા દેવા નહિ. તેમને બધાને, કાં તો ગ્રામ્ય ભાગોમાં કાઢી મુકવા, અગર તો કરો ભરતા કરી દેવા.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' અધ્યક્ષપ્રચાર ' નામક દ્વિતીયાધિકરણમાંનું * 'દુર્ગનિવેશ' વિષયક ચોથું પ્રકરણ પૂરું થાય છે.)

## પ્રકરણ ૫



### સંનિધાતાનાં કર્તવ્યો.

સન્નિધાતાએ, કોશગૃહ, પણ્યગૃહ, કોઠાર, વનોત્પન્નનો સંગ્રહ (કુપ્ય-ગૃહ), આયુધાગાર અને બંધનાગાર (કેદખાના) ની રચના ઉપર દેખરેખ રાખવી.

* પ્રાચીન હિંદુસ્તાનમાં નગરરચનાશાસ્ત્ર કેટલું ખીલવાયલું તે આ ઉપરથી સમજાશે. આ શાસ્ત્ર કેવળ કલ્પનાત્મક કોઈનું નહિ, પરંતુ વ્યવહારમાં ઉતારાયલું હતું, એમ અર્વાચીન નગરરચનાશાસ્ત્રો, પ્રાચીન નગરો તથા પુરો તપાસીને અત્યારે પણ કહી શકશે .

પાણીનો ભેજ ન લાગે એટલો ઉંડો (અનુદકોપસ્નેહ) એક સમચોરસ કૂવો ખોદાવી તેનાં તળભાગમાં તથા તેની બાજુઓ ઉપર પત્થરની મોટી મોટી પાટો જડાવવી, અને મજબૂત ઇમારતી લાકડું વાપરીને તે કૂવામાં તેણે, એક ત્રણ મોંળનું, પાંજરાના આકારનું 'ભૂમિગૃહ' બંધાવવું, અને તેનું મથાળું છેક જમીનની સપાટી સુધી આવે તેમ કરવું. એ ભૂમિગૃહના જુદાજુદા ભાગો જુદીજુદી ઘટનાના કરાવવા; તે દરેક ભાગના તળમાં કૂટેલી કાંકરીઓનો ધ્રાબો કરાવવો; તેને ફકત એક બારણું રાખવું; તેમાં ખસેડી શકાય તેવી એક સીડી (યંત્રયુકત સોપાન) રખાવવી; અને તેમાં (રક્ષક) દેવતાનો યથાવિધિ વાસ કરાવવો.

આ ભૂમિગૃહ (ભોંયરા)ની ઉપર, બન્ને બાજુઓએથી બંધ એવું એક, ઈંટોથી ચણેલું કોશગૃહ બંધાવવુ. આ કોશગૃહનું છાપરું, બહાર પડતુ રાખવું અને તેને ભાંડવાહિની (વાસણો રાખવાની જગ્યા) મા સારી રીતે ઉઘડી શકે એમ (પણ કરવુ)

આપત્તિકાળે ઉપયોગી થઇ પડે તેવો અનસ્ય ખજાનો (ધ્રુવનિધિ) રાખી મુકવા સારૂ તેણે, રાષ્ટ્રના અંતભાગમા એક વિશાળ મકાન, અભિત્યકત પુરૂષો (બહિષ્કૃત મનુષ્યો)ની પાસે બંધાવવું.

ચાર ઓરડાથી ઘેરાયલું, એક દ્વારવાળું, પકવેલી ઈંટોના થાભલાવાળું, અનેક ખંડોમાં વહેંચાઇ ગયલું, અને જેમા બન્ને બાજુએ છેટેછેટે સ્તંભ-માળા આવેલી હોય એવું એક 'પણ્યગૃહ' (પણ) તેણે કરાવવાનું છે; અને કોષ્ઠાગાર (કોઠાર) મા તેણે ઘણા ઓરડાઓ રખાવવા, અને વચ્ચેથી તેને ભીંતવડે જુદો પાડીને, ભૂમિગૃહ અને આયુધાગાર સાથે સંબંધ રાખતું એક 'કુપ્યગૃહ' (વનોત્પન્ન વસ્તુઓનુ સંગ્રહસ્થાન) પણ તેણે રચાવવું.

ધર્મસ્થો (ન્યાયાધીશો)ની અને મહામાત્રોની કચેરીઓ જુદા જુદા સ્થાનમાં બંધાવવી. *

---

* આ સૂચના ઉંડી રાજનીતિજ્ઞતા બતાવનારી છે. ન્યાયખાતું અને મુલ્કીખાતું પાસે પાસે રહે તો તેઓ એક બીજાના પાશમાં સપડાય અને શુદ્ધ ન્યાય આપી શકાય નહિ.

પુરુષો અને સ્ત્રીઓને એક બીજાથી જુદાં રાખી શકાય તેટલા માટે ઘણી ઓરડીઓવાળું એક, સુરક્ષિત 'બંધનાગાર (કેદખાનું)' (પણ) તેણે કરાવવું.[1]

આ બધાં મકાનોમાં, શાલાઓ (ખંડો), ખાત (કુપ=જાજરૂ) જળકૂપ, સ્નાનગૃહ, અગ્નિ અને વિષની સામેના ઉપાયો, બિલાડાં, નોળીઆં, અને, પ્રત્યેક જણને ઉચિત રક્ષક દેવતાની પૂજાને અર્થે આવશ્યક સાધનો (પણ) રખાવવા.

કોઠારની આગળ 'વર્ષામાન (વરસાદમાપક)' રૂપે, એક અરિત્ન (૨૪ આંગળ) પહોળા મુખવાળા કુંડ (પાત્ર)ની સ્થાપના કરવી.[2]

આવશ્યક યોગ્યતા ધરાવનારા અને સાધનસાહિત્યવાળા કુશળ જનોની મદદ લઇને સંનિધાતાએ, જૂનાંપુરાણાં કે નૂતન રત્નો તેમ જ શ્રેષ્ઠ કે કનિષ્ઠ મૂલ્યવાળા કાચા પદાર્થો (કુપ્ય) લેવાનું કામ કરવું.

રત્નો પરત્વે ઠગાઇ થાય તો, ઠગાઇ કરનાર તથા કરાવનાર એ ઉભયને ભારેમા ભારે દંડની સજા કરવી; શ્રેષ્ઠ પ્રકારની જણસોના સંબંધમાં (ઠગાઇ થાય તો) બહુ જ મધ્યમ પ્રકારની સજા કરવી, અને કનિષ્ઠ મૂલ્યના પદાર્થોના સબંધમાં (તેવું બને તો) તેવું કરનારને, તે બધા પદાર્થો (વિના મૂલ્યે) પોતાને આપી દેવાની તેણે ફરજ પાડવી એટલું તો નહિ, પરંતુ એ પદાર્થોના મૂલ્ય જેટલો દંડ ભરવાની પણ તેમને ફરજ પાડવી.

સિક્કાઓના પરીક્ષકો (રૂપદર્શકો)એ વિશુદ્ધ (ભેળ વિનાના) ઠરાવેલા હોય એવા જ સોનાના સિક્કાઓ (હિરણ્ય) તેણે (ખજાના માટે) સ્વીકારવા. ખોટા (અશુદ્ધ) જણાય તેવા સિક્કાઓને તેણે કાપી નાખવા. જે કોઇ ખોટા (બનાવટી) સિક્કા લાવે તેને પ્રથમ વર્ગના (સાહસ) દંડની સજા કરવી.

તાજાં અને શુદ્ધ ધાન્યો પૂરેપૂરા માપથી તેણે લેવાં. એ પ્રમાણે ન આપનારનો તેણે, ધાન્યની કીંમતના કરતાં બમણો ધનદંડ કરવો.

---

૧. પ્રાચીન કેદખાનામાં કેદીઓને કેટલી બધી સગવડો અપાતી હતી તે આ ઉપરથી જણાશે.

૨. લગભગ આ પ્રમાણે જ હાલમાં પણ વરસાદનું માપ કઢાય છે.

વેપારની જણસો (પણ્ય), કાચા પદાર્થો (કુપ્ય) અને આયુધો લેવામાં પણ આ જ નિયમ લાગુ પડે છે.

સર્વ અધિકરણો (ખાતાઓ)માં, ગમે તો યુક્ત (અધિકારી), ઉપયુક્ત (કારકૂન ) કે તત્પુરૂષ (નોકરો) : એ પૈકી જે કોઇ, એકથી ચાર ' પણ ' સુધીની રકમ અગર અન્ય કોઇ મૂલ્યવાન્ પદાર્થ પોતાના ગજવામાં મુકે તેને અનુક્રમે પ્રથમ, મધ્યમ અને ઉત્તમ પ્રકારના દંડની અને મોતની સજા કરવી.

કોશાધિકારી (કોશનો અધિષ્ઠાતા) જો કોશમા ઘટાડો લાવે તો તેને ફટકા (ઘાત) મરાવવા, અને તેના મદદગારો (ભાગીઆઓ)ને તેનાથી અર્ધ સજા કરવી; અને જો અજ્ઞાનને લીધે ઘટ પડી હોય તો તેની તરફ નાપસંદગી બતાવવી (તેને ઠપકો આપવો).

જો રક્ષકો તરફથી લૂટારાઓને ચેતવી દેવાના ઇરાદાથી ધાસ્તી દેખાડવામા આવે તો તેમને (રક્ષકોને) રીબાવીરીબાવીને મૃત્યુવશ (ચિત્રઘાત) કરવા.

આમ છે એટલે, વિશ્વાસપાત્ર પુરૂષોની મદદ લઇને સંનિધાતા ( તોશાપચી)એ આયમાત્રનો સંગ્રહ ( નિચય ) કરવાનું કામ સંભાળવું.

તેણે, એક સો વર્ષથી ચાલી આવતી બાહ્ય અને આભ્યંતર ઉપજ ( ને લગતી વિગત ) પરત્વે એવું તો પરિપૂર્ણ જ્ઞાન ધરાવવું જોઇએ કે, જેવો તેને પોતાને પ્રશ્ન પૂછવામાં આવે કે તત્ક્ષણે તે, ખર્ચ થઇ ગયા પછીની જે ચોખ્ખી સીલક ( વ્યયશેષ ) રહેલ હોય તે બતાવી દેવાને સમર્થ પણ બને.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' અધ્યક્ષ- પ્રચાર ' નામક દ્વિતીયાધિકારણમાંનું, ' સનિધાતાનાં કર્તવ્યો ' એ વિષયને લગતું પાંચમું પ્રકરણ પૂરું થાય છે. )

---

# પ્રકરણ ૬



## સમાહર્તાએ કરવાનુ સમુદય-પ્રસ્થાન.

( વસુલાતી અધિકારીએ કરવાનુ વસુલાતી કામ )

સમાહર્તા ( વસુલાતી અધિકારી )એ દુર્ગ, રાષ્ટ્ર, ખાણ, પાણીના બાંધકામો ( સેતુ ) અને વનો, વ્રજ ( પશુસ્થાનો ) તથા વેપારના માર્ગો ( વણિક્પથો ). એ સર્વ ( ને લગતા કામો ) ઉપર દેખરેખ રાખવી

જકાત ( શુલ્ક ), દંડ, તોલમાપ ( પૌતવ ), નાગરિક, લક્ષણાધ્યક્ષ ( ચલણી નાણાનો અધિકારી ), મુદ્રાધ્યક્ષ ( મોહોર તથા પરવાનાનું કામ કરનાર ), સુરા, પશુવધકર્મ, દોરા, વિવિધ તેલો, ઘી, સાકર ( ક્ષાર ), સોની (સૌવર્ણિક ), પણ્ય-સંસ્થાઓ, વેશ્યાઓ, દ્યૂત, મકાન બાંધવાની જમીન ( વાસ્તુક ), કારીગરોના તથા હાથનો હુન્નર કરનારાઓના સમૂહો ( કારુશિલ્પિગણ ), દેવતાધ્યક્ષ, દરવાજા ઉપર ઉઘરાવી લેવાતો તથા 'બહિરિક' લોકો પાસેથી લેવાતો કર· આ બધી બાબતો( ને લગતુ કામ કાજ દુર્ગને લગતા વિષયમા આવી જાય છે.

ખેડવાણ જમીનમાથી થતા ઉત્પન્નમાથી મળતો રાજભાગ; ધાર્મિક કરો ( બલિ ), નાણાના રૂપમાં અપાતા વેરા; વેપારીઓ, નદીપાલ, નદીના ઓવારા, મછવાઓ, વહાણો, બદરો, ગૌચરો, રાહદાણ( વર્તની ), દોરડા ( રજ્જુઓ ) અને ચોરને બાંધવાના દોરડાઓ ( ચોરરજ્જુઓ ). એ સર્વનો સમાવેશ 'રાષ્ટ્ર' મા થઇ જાય છે.

સુવર્ણ, રૂપુ, હીરા, મણિઓ, મોતી, પ્રવાલ, શંખ, ધાતુ, મીઠું, ભૂમિ અને પ્રસ્તર ( ખડકો )માથી ખોદી કઢાતા અન્ય પદાર્થો ( રસધાતુઓ )નો સમાવેશ 'ખાણ' મા થઇ જાય છે

પુષ્પવાટિકા, ફલવાટિકા, શાકવાટિકા. પીતવાળા ખેતરો, અને જે ખેતરોમા બીજને બદલે મૂળિયાઓ રોપાતા હોય તેવા ખેતરો ( મૂળવાપ -

-શેરડી વગેરે ): એ સર્વનો સમાવેશ 'સેતુ' માં થઇ જાય છે (કારણ કે એ બધાં પાણી પાઇને પેદા કરવામા આવે છે ).

મૃગયાવન, ઇમારતી કાષ્ઠનાં જંગલો, હસ્તિવન: એ બધા 'વનો' કહેવાય છે. ગાયો, ભેંસો, બકરા, ઘેટા ગધેડા, ઉંટ, ઘોડા અને ખચ્ચરો: એ ' વ્રજ ( પશુસ્થાન ) 'ના મથાળા હેઠળ મુકાય છે.

જળમાર્ગ અને ભૂમિમાર્ગ: એ 'વણિક્પથ (વપારના માર્ગો )' કહેવાય છે.

આ સર્વ મળીને ' આવકનું શરીર ( આયશરીર )' બને છે; ( અર્થાત્ આ બધા આવક આપનારા છે).

મુડી ( મૂલ ), ભાગ, વ્યાજ ( વ્યાજી ), પરિઘ ?, નિશ્ચિત કરવેરા ( કલૃપ્ત ), સિક્કા ( રૂપિક ) ઉપરનો ભાવ, અને નિશ્ચિત દંડ (અત્યય): એ બધા ' આયમુખ ( આવકના કારણો )' છે.

દેવપૂજા અને પિતૃપૂજામા તથા દાન આપવા વખતે કરવામા આવતા સ્વસ્તિવાચનો, અંતઃપુર, રસોડું, દૂતસંસ્થા, કોઠાર, આયુધાગાર, વખાર, કાચા પદાર્થોનો સંગ્રહ ( કુપ્યગૃહ ), કારખાનાં ( કર્માન્ત ), વેઠ (વિષ્ટિ), પાયદળ, હયદળ, રથો, હાથીઓ, ગોમંડળ, પશુઓ, હરિણો, પક્ષીઓ અને સર્પોના સંગ્રહસ્થાનો ( વાટ–વાડા ), તથા બળતણ તથા ઘાસચારાનો સંગ્રહ: એ સર્વ 'ખર્ચનું શરીર (વ્યયશરીર' કહેવાય છે.

રાજવર્ષ; માસ; પક્ષ; દિવસ; પરોઢિયું (વ્યુષ્ટ); વર્ષા, હેમન્ત, ગ્રીષ્મ વગેરે ઋતુઓના ઓછા દિવસભાગવાળા ત્રીજા અને સાતમા પક્ષો, તથા બાકીના પૂર્ણદિવસવાળા તેમના પક્ષો, અને નિરાળો અધિકમાસ: એ (બધા) ' કાળ' ના વિભાગો છે.

તેણે (સમાહર્તાએ) વળી, હાથ ઉપર લેવાયલ કાર્ય (કરણીય), પૂર્ણ થયલું કાર્ય (સિદ્ધ); અને હાથ ઉપર લેવાયલ કામમાથી જે બાકી

રહેલ હોય તે, આય, વ્યય અને નીવી (સીલક): એ સર્વ ઉપર ધ્યાન દેવાનું છે.

સંસ્થાન (નો નિર્વાહ કરી રાખવાનું કામ), ચાલુ કામ (પ્રચાર), જીવન-નિર્વાહ અર્થે આવશ્યક ગણાતાં સાધનોનો સંગ્રહ, સર્વ પ્રકારની આય (ઉપજ)ની વસુલાત તથા તેનો હિસાબ: એ સર્વ મળીને 'કરણીય' (હાથમાનું કાર્ય) કહેવાય છે.

ખજાનામાં જે જમા થઇ ગયલ (કોશાર્પિત) હોય તે; રાજાએ જે ઉપાડેલ હોય તે; રાજનગરના ખાતે જે કાઇ ખર્ચ કરવામા આવેલ હોય અને જે ચોપડે ચઢેલ ન હોય, અથવા તો ગતવર્ષની અગાઉના વર્ષથી ચાલુ રહેલ હોય તે; લિખિત કે મુખે અપાયલ પરંતુ નોંધ રાખવા યોગ્ય (રાજાની) આજ્ઞાઓ: એ સર્વ 'સિદ્ધ' (કોટીનાં) કાર્ય ગણાય છે.

લાભકારક કામોની યોજનાઓ ઘડવી; લેણા રહેલ દંડની વસુલાત; ચઢેલી વસુલાત (વસુલબાકી) ની ઉઘરાણી, અને હિસાબની તપાસણી: આ બધું 'હાથમાંનાં કાર્યોનો શેષભાગ' કહેવાય છે; અને તે બહુ મહત્ત્વનો હોય કે ન પણ હોય.

આવક (આય) ના ત્રણ પ્રકાર છે:—(૧) ચાલુ (વર્તમાન), (૨) બાકી (પર્યુષિત), અને (૩) આકસ્મિક (અન્યજાત=બીજી રીતે પ્રાપ્ત થયલ.)

જે પ્રતિદિન મળતી રહે તે આવક 'વર્તમાન' કહેવાય છે. ગતવર્ષના અગાઉના વર્ષથી જે લેણું બાકી ખેંચાતું આવતું હોય તે, કે જે અન્ય જનોના હાથમાં હોય તે; અને જે એક બીજા પાસેથી એક બીજા પાસે ગયું હોય તે 'બાકી (પર્યુષિત)'ની સંજ્ઞા પામે છે.

(બીજાઓથી) જે ખોવાઇ કે વીસરાઇ ગયલ હોય તે; રાજ્યના નોકરો પાસેથી જે દંડ રૂપે લેવાયલ હોય તે; અડખાપડખાની (પાર્શ્વ) આવક; નુકસાની બદલ લેવાયલ વળતર (પારિહીણિક); રાજાને કરાયલ

ભેટ ( નજરાણો ); સ્વદેશમાં થઇ આવતા વિપ્લવો(ડમર) ને લીધે જડી આવતું (દાટેલું) ધનઃ આ સર્વ 'અન્યજાત' (વર્ગની આવક) છે.

મુડીનું રોકાણ ( વિક્ષેપ ), શરૂ થઇ ભાંગી પડેલા કાર્યના અવશેષો, અને ( કોઇ પણ કાર્યમાં ) ખર્ચવા ધારેલ રકમમાંથી રહેલ બચતઃ એ સર્વ 'વ્યયપ્રત્યય ( ખર્ચને અંકુશમા રાખનાર બાબતો )' છે.

વેપારની જણસો વેચવામાં વપરાતા, ભિન્ન ભિન્ન તોલાંકાટલાં અને માપોને લીધે થતો (ભાવફેરથી) કીંમતનો વધારો ' વ્યાજી ' કહેવાય. ખરીદનારાઓ તરફથી થતી રહેતી માગણીઓને લીધે ભાવ વધી જાય, એ આવકનું અન્ય મૂળ છે.

વ્યયના બે પ્રકાર છેઃ—( ૧ ) દૈનિક વ્યય, અને ( ૨ ) લાભો-ત્પાદ વ્યય. જે વ્યય પ્રતિદિન થયાં કરે તે 'દૈનિક વ્યય,' ( અને જે વ્યય કરવાથી ) લાભ મેળવી શકાય તે 'લાભોત્પાદક વ્યય' કહેવાય છે.

થઇ ગયલ તમામ ( પ્રકારનો ) વ્યય, અને જે કાંઇ વસુલબાકી હોય તે ' નીવી ( ચોખ્ખી સીલક ) ' કહેવાય છે; અને તેવી ' ચોખ્ખી સીલક' ને, કાં તો તેમણે ( વસુલ કરનારાઓએ ) એકઠી કરેલી હોય છે, અગર તો ચોપડે ચઢાવી દેખાડેલી હોય છે.

આ પ્રમાણે પ્રાજ્ઞ ( ડાહ્યા ) સમાહર્તાએ આવકની વર્ધાત કરવાનું અને ખર્ચને ઘટાડવાનું કામ કરવું.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રના ' અધ્યક્ષ-પ્રચાર ' નામક દ્વિતીયાધિકરણમાંનું, 'સમાહર્તાએ કરવાનું સમુદય-પ્રસ્થાન' સંજ્ઞક પ્રકરણ પૂરું થાય છે.)

---

# પ્રકરણ ૭

## હિસાબી દફતર

હિસાબી અધિકારીએ, હિસાબી કચેરીનું મકાન (અક્ષપટલ), તેનું દ્વાર ઉત્તરાભિમુખ રહે તેવી રીતનું બંધાવવું, અને તેમાં (કારકુનોને માટે) વિભક્ત ઉપસ્થ નો (જુદાં જુદાં આસનો) રાખવાં, તથા હિસાબના ચોપડાઓ (નિબંધપુસ્તકો રાખવાને) માટે પણ સ્થાનો કરાવવાં.

ભિન્ન ભિન્ન ખાતાં (અધિકરણો) ની સંખ્યા, હાથ ઉપરનાં કાર્યોનું તેમ જ ભિન્ન ભિન્ન કર્માન્તો (કારખાનાઓ) માંથી ઉત્પન્ન થતાં ફળોનું વર્ણન, લાભ, હાનિ ખર્ચ, રોકાયલ મુડી, ઉત્પન્નઃ એ સર્વને લગતી રકમો; ઉત્પન્ન થતા વ્યાજની રકમ, રાજ્યથી રખાતી આડતની સ્થિતિ, અપાતા વેતનની રકમ, કોઇ કાર્યમાં* વેઠીઆઓ રોકયા હોય તો તેમની સંખ્યા; અને વળી રત્નો તેમ જ વધારેઓછી કીંમતવાળી જણસોની બાબતમાં, તેમના મૂલ્યના પ્રમાણમાં જે ભાવફેર થયો હોય તે, તેમને ભરવાતોળવામાં વપરાતાં પ્રતિમાન (માપતોલાં), તેમની સંખ્યા, તેમનું વજન અને તેમનું ઘનમાપ; દેશ, ગામડાં, જાતિ, કુળ અને મંડળો (સંઘાતો) ના ધર્મવ્યવહાર તથા ચરિત્રો, રાજાના દરબારીઓને અપાતી બક્ષીમો રૂપી લાભો, જમીનના ભોગવટા સંબંધી તેમના હક્કો, તેમના માફ થયલા કરવેરાઓ અને તેમને અપાતા પગાર વગેરે લાભો, રાજાની પત્નીઓ અને તેના પુત્રોને અપાતા રત્નો તથા જમીનને લગતા લાભો, અને અનિષ્ટ નિવારણ અર્થે કરી રખાતી ગોઠવણો, મિત્ર કે શત્રુ રાજાઓની સાથે કરાયલ સંધિના કરારો, તેમને અપાયલી ભેટો, અને તેમને આપવાની કે તેમની કનેથી લેવાની

---

* મક્ત કરાવ [illegible] મજુ[illegible] થી કર[illegible] [illegible]નો કીંમત આંકતી વેળા, મફત મજુરી ક[illegible]ના[illegible]ઓને આપવા પડ[illegible] તેટ[illegible] ના [illegible]નો ઉમેરો, થયલ રોકડ ખર્ચમાં થવો જોઇએ [illegible] [illegible]વો જોઇએ જ[illegible] [illegible]

ખંડણીઓઃ—આં સર્વ બાબતોને તેણે, જેને તેને અર્થે નિશ્ચિત થયલી નોંધવહીમાં નોંધાવી રાખવી.

અધ્યક્ષે, વળી, હાથ ઉપર લેવાનાં કાર્યોનો, સમાપ્ત થયલ કાર્યોનો, હાથ ઉપરનાં કાર્યોના કોઇ શેષ રહ્યા હોય તો તેમનો, ઉત્પન્નનો, ખર્ચનો, નીવી (ચોખ્ખી સીલક)નો, અને ભિન્ન ભિન્ન ખાતાંઓમાંના પ્રત્યેક જે કાર્યો હાથ ધરવાનાં હોય તેમનો નિબંધ પણ રચવાનો છે.

ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પ્રકારનાં કાર્યો ઉપર દેખરેખ રાખવાને માટે તેણે, જે તે કામને માટે યોગ્યતા ધરાવનાર અધ્યક્ષો રાખવા.

લાભજનક કાર્યોમાં ખર્ચ કરવા માટે ઠરાવાયલી રકમમાં જો ઘટાડો કરવામાં આવે તો પરિણામમાં રાજાએ સહન કરવું પડશે.

( કોઇ કાર્ય માટે રાજ્ય તરફથી નીમાયલો પુરૂષ ગેરહાજર રહે તો ) રાજ્ય તરફથી જેને સાથે પગાર (સહવેતન) અપાતો હોય તેવા તેના જામીને કે તેના પુત્રોએ, ભાઇઓએ, પત્નીએ, પુત્રીએ, કે તેના આશ્રયે પોતાનો નિર્વાહ કરતા હોય તેમણે ( તેના નોકરે ), રાજ્યને થતું નુકસાન ભોગવવું પડશે.

૩૫૪ દિવસ અને ( તેટલી જ ) રાત્રી મળીને એક વર્ષ થાય. ( એ રીતે ગણતાં ) આષાઢ માસને અંતે જેટલા પ્રમાણમાં કાર્ય થયું હોય તેટલા પ્રમાણમાં તેને ઓછુંવધારે વેતન આપવું; અધિક માસ પૂરતું જુદું વેતન આપવાનું છે.

ચારોની મારફત એકઠી કરાતી ખબરો જાણવાની પરવા ન રાખતાં, કે નિયમ પ્રમાણે પોતાના અધિકરણ દ્વારા થતા કાર્ય ઉપર દેખરેખ રાખવાનું કામ વીસારી,દઇને રાજ્યનો કોઇ અમલદાર, જે પોતાની અજ્ઞાનતાને લીધે અથવા તો પોતાના આલસ્યને લીધે ચપળતાશ્રમ ઉઠાવવાને અસમર્થ બનીને, અગર તો ધ્વનિ ઓળખવા વગેરે ઇન્દ્રિયજ્ઞાન પરત્વે પ્રમાદી થઇને, અથવા તો સંક્રોશ (કોલાહલ), અધર્મ અને અનર્થોત્પત્તિ થઇ આવશે એવી આશંકાને લીધે, અથવા તો સ્વાર્થી (કાર્યાર્થી) કનેથી

# પ્રકરણ ૭

## હિસાબી દફતર

હિસાબી અધિકારીએ, હિસાબી કચેરીનું મકાન ( અક્ષપટલ ), તેનું દ્વાર ઉત્તરાભિમુખ રહે તેવી રીતનું બંધાવવું, અને તેમા ( કારકૂનોને. માટે ) વિભક્ત ઉપરથાનો (જુદા જુદા આસનો) રાખવા, તથા હિસાબના ચોપડાઓ ( નિબંધપુસ્તકો રાખવાને ) માટે પણ સ્થાનો કરાવવા.

આઠગણું પારિતેષિક, હિસાબી અધિકારીએ તેવા અધ્યક્ષને આપવું; પણ જ્યારે વિપરીત વાત દેખાય ( એટલે કે, ચોખ્ખી ઉપજ ઘટી હોય) તો તેવે પ્રસંગે નિર્ણય પણ વિપરીત કરવાનો છે; (એટલે કે, તેવા અધ્યક્ષ પાસેથી ઘટની રકમથી આઠગણી રકમ વસુલ કરવી).

જે હિસાબી અધિકારીએ વખતસર આવે નહિ, કે ચોખ્ખી ઉપજ સાથે પોતાના ચોપડાએ રજુ કરે નહિ તેવા અધિકારીઓનો, તેમની પાસેથી [illegible] ઉત્તમ, [illegible] દશગણો દંડ કરીને વસુલ લેવો.

જ્યારે કાર્મિકે [illegible] માટ [illegible]ત પોતાની મારફતનો હિસાબ કરીને) તૈયાર થાય ત્યારે, જો કારણિક ( [illegible] અધિકારી ) તે હિસાબ લઇ તપાસી ન લે તો તેવા કારણિકને સાહસ [illegible]વો; અને એથી વિપરીત વાત દેખાય (કાર્મિકો તૈયાર ન થાય) તો તેમને બમણો સાહસ દંડ આપવો. એક માસ વીતી જાય ( અને તે તેનું કોષ્ટક તૈયાર કરી શકયો ન હોય ) તો પછી તેવા ( વધારાના વિલંબ બદલ ) દરેક માસ દીઠ ૨૦૦× પણ લેખે તેનો વધારે દંડ કરવો.

જો કોઇ હિસાબી અધિકારીથી, ચોખ્ખી ઉપજને લગતા હિસાબનો ચોપડો થોડો લખાવાનો બાકી રહેલો હોય, તો તે તૈયાર કરી આપવાને તેને પાંચ દિવસની વધારે મહેતલ આપવી

પછી તેણે ચોખ્ખી ઉપજ સાથે રજુ કરેલ દૈનિક હિસાબનો કોઠો, ધર્મ-વ્યવહાર તેમ જ અગાઉના દાખલા ( ચરિત્ર ) થી નિયમિત ચલલી ઢબે, તેમ જ સરવાળા, બાદબાકી ઇત્યાદિની તથા અનુમાનની અને ચારોની મદદથી (મેળવાયલ બાતમી પ્રમાણે) તપાસી લેવો; (અને) પછી દેશકાળની, એટલે કે દિવસ, પંચરાત્રી, પક્ષો, માસ, ચાતુર્માસ અને વર્ષની દષ્ટિએ તે હિસાબની ખરાઇ પણ કરી લેવી.

---

× मास द्विशतोत्तरम्–એટલે કે, પહેલા માસના ૨૦૦ પણ, બીજા માસના ४०० પણ, એ પ્રમાણે

કૃપા મેળવવાના હેતુથી, અગર તો ક્રોધથી થઇ આવતી હિંસાબુદ્ધિને લીધે, અગર પોતાની આસપાસ એકઠા થતા વિદ્વાન અને ગરજાઉ ખુશામતી-આઓના ટોળામાં પોતાની પ્રતિષ્ઠા ઓછી હોવાના કારણથી, અથવા તો લોભવૃત્તિ વડે ખોટા તોલાં, ખોટાં માપ અને ખોટી ગણતરીઓ કરીને જો રાજ્યના ઉત્પન્નને હાનિ પહોચાડવાનો પ્રસંગ લાવી મુકે તો,—

મનુના મત પ્રમાણે, રાજ્યને થયલ નુકસાનની બરાબર, અને ઉપર નિર્દિષ્ટ કરાયલ દોષો પૈકી જે જે દોષ થાય તેટલાની સંખ્યાની કરાવવી. તેને થવો જોઇએ.

પરંતુ પરાશર કહે છે કે તેવી બાબતમાં દંડનું પ્રમાણ નુકસાનની રકમથી આઠગણું હોવું જોઇએ.

બૃહસ્પતિના અનુયાયીઓ ( આ બાબતમાં ) આ પ્રમાણે કહે છેઃ- "દશગણો દંડ થવો જોઇએ."

ઔશનસ મતાનુસારીઓનું કહેવું એમ છે કેઃ—"વીશગણો દંડ થવો જોઇએ. "

પરંતુ કૌટિલ્ય કહે છે કેઃ—"અપરાધના પ્રમાણમાં દંડ ( હોવો જોઇએ ) "

હિસાબ આષાઢ માસમાં રજુ થવો જોઇએ.

ભિન્ન ભિન્ન પરગણાંઓના હિસાબી અધિકારીઓ ( હિસાબ રાખ-નારાઓ ) મોહોરવાળા ચોપડાઓ ( સમુદ્રપુસ્ત), જણસો, અને ચોખ્ખી સીલક લઇને આવે ત્યારે તેઓ પરસ્પર વાતચીત કરી ન શકે એવી તજ-વીજ રાખવી. તેમની કનેથી આવકના, ખર્ચના અને ચોખ્ખી ઉપજના સરવાળા ( અગ્ર ) સાંભળી લઇને સીલક સંભાળી લેવી.

કોઈ અધિકરણનો અધ્યક્ષ વસુલાતની કોઇ બાબત વધારીને કે કોઇ બાબત ઓછી કરીને જો ઉપજમાં વધારો બતાવે તો વધારેલી રકમથી

આઠગણું પારિતોષિક, હિસાબી અધિકારીએ તેવા અધ્યક્ષને આપવું; પણ જ્યારે વિપરીત વાત દેખાય (એટલે કે, ચોખ્ખી ઉપજ ઘટી હોય) તો તેવે પ્રસંગે નિર્ણય પણ વિપરીત કરવાનો છે; (એટલે કે, તેવા અધ્યક્ષ પાસેથી ઘટની રકમથી આઠગણી રકમ વસુલ કરવી).

જે હિસાબી અધિકારીઓ વખતસર આવે નહિ, કે ચોખ્ખી ઉપજ સાથે પોતાના ચોપડાઓ રજુ કરે નહિ તેવા અધિકારીઓનો, તેમની પાસેથી ઉત્તમ, મૂલ્યથી દશગણો દંડ કરીને વસુલ લેવો.

જ્યારે કાર્મિકો (કામને માટે [illegible] પોતાની મારફતનો હિસાબ કરીને) તૈયાર થાય ત્યારે, જો કારણિક ([illegible] માટેનો અધિકારી) તે હિસાબ લઇ તપાસી ન લે તો તેવા કારણિકને સાહસ દંડ દેવો; અને એથી વિપરીત વાત દેખાય (કાર્મિકો તૈયાર ન થાય) તો તેમને બમણો સાહસ દંડ આપવો. એક માસ વીતી જાય (અને તે તેવું કોષ્ઠક તૈયાર કરી શકયો ન હોય) તો પછી તેવા (વધારાના વિલંબ બદલ) દરેક માસ દીઠ ૨૦૦× પણ લેખે તેનો વધારે દંડ કરવો.

જો કોઇ હિસાબી અધિકારીથી, ચોખ્ખી ઉપજને લગતા હિસાબનો ચોપડો થોડો લખવાનો બાકી રહેલો હોય, તો તે તૈયાર કરી આપવાને તેને પાંચ દિવસની વધારે મહેતલ આપવી

પછી તેણે ચોખ્ખી ઉપજ સાથે રજુ કરેલ દૈનિક હિસાબનો કોઠો, ધર્મ-વ્યવહાર તેમ જ અગાઉના દાખલા (ચરિત્ર) થી નિયમિત થયેલી ઢબે, તેમ જ સરવાળા, બાદબાકી ઇત્યાદિની તથા અનુમાનની અને ચારોની મદદથી (મેળવાયલ બાતમી પ્રમાણે) તપાસી લેવો; (અને) પછી દેશકાળની, એટલે કે દિવસ, પંચરાત્રી, પક્ષો, માસ, ચાતુર્માસ અને વર્ષની દૃષ્ટિએ તે હિસાબની ખરાઇ પણ કરી લેવી.

---

× मास द्विशतोत्तरम्–એટલે કે પહેલા માસના ૨૦૦ પણ, બીજા માસના ૪૦૦ પણ· એ પ્રમાણે

વસુલાતનો દેશકાળ, તેનાં સ્વરૂપ, વર્તમાન અને ભૂતકાળનું ઉત્પન્ન, વસુલ અપાવનાર મનુષ્ય, વસુલ આપનાર, વસુલાતની રકમ ઠરાવનાર અધિકારી, વસુલ લેનાર અધિકારીઃ એ સર્વને લક્ષમાં રાખીને, ઉત્પન્નની વસુલાતની ખરાઇ તેણે કરવાની છે. પ્રત્યેક બાબતને લગતા દેશકાળના સંબંધમા, હરકોઇ સાધનદ્વારા થતા લાભના કારણોના સંબધમાં, આપવાની રકમ સંબંધમા, ઉધરાતનો હુકમ આપનાર મનુષ્યના સંબંધમાં, જે મનુષ્યે રકમ મોકલેલી હોય તેના સંબંધમા, જે મનુષ્યે રકમ પહોંચતી કરેલી હોય તેના સંબંધમા અને જે મનુષ્યે છેવટે તે લીધી હોય તેના સંબંધમાં થયલ ખર્ચની પણ ખરાઇ કરી લેવી.

એ જ પ્રમાણે ચોખ્ખા ઉત્પન્નના સંબંધમાં પણ તેને લગતાં દેશકાળ, તે આવવાના કારણો, તેનો દેવયોગ અને તેનું પરિમાણ, તથા અનામત અને સંગ્રહનું રક્ષણ કરનાર મનુષ્યોના સંબંધમાં પણ ખરાઇ કરવી.

જો કોઇ અર્થ-કારણિક ( ધનાધ્યક્ષ ) રાજાને અર્થપ્રાપ્તિ થવાના કામમાં સરલતા કરી આપે નહિ, અથવા તો તેમાં અવરોધ કરે, અથવા તો આજ્ઞાનિબંધ પ્રમાણે ન કરતા અન્ય રીતે ઉપજખર્ચ કરે, તો તેને પ્રથમ વર્ગનો ( પૂર્વ ) સાહસદંડ આપવો.

જે કોઇ હિસાબ લખવાની વાતને માટે ઠરાવેલ ક્રમથી ચલિત થઇને, પોતાને અવિજ્ઞાત હોય એવી કોઇ બાબતની નોંધ કરે, કે બેવડી કે ત્રેવડી ( પુનરૂકત ) નોંધ કરે, તેને બાર ' પણ 'નો દંડ દેવો.

જે કોઇ ચોખ્ખો સરવાળો ( નીવી ) છેકી નાખે તેનો ( તેવી છેકાયલી રકમથી ) બેવડો દંડ કરવો.

જે કોઇ ( જેટલી રકમ ) ખાઈ જાય તેનો ( તેટલી રકમથી ) આઠ ગણો દંડ કરવો.

જે કોઇ ઉત્પન્નમાં ઘટ લાવે તેણે (તે પ્રમાણે) ઘટરૂપ દેખાતી રકમનો પંચબંધ ( પાંચ ગણો ) દંડ ભરવો એટલુંજ નહિ, પરંતુ ઘટ પણ

ભરી દેવી. મિથ્યાવાદના સંબંધમાં, ચોરી કર્યા નિમિત્તે જેટલો દંડ (ચોરને) દેવાય તેટલો દંડ તેવા (મિથ્યાવાદી)ને દેવો. (કોઇ નોંધાવા યોગ્ય રકમ કે બાબત ગુમ થયલી હોય કે છોડી દેવાયલી હોય, અને તેને ) પાછળથી નોંધવામાં આવે, અથવા તો વીસરાઇ ગયાનો દંભ કરી, સ્મરણમાં આવી જવાથી તેને પાછળથી ઉમેરી લીધાનો ડોળ કરવામાં આવે, તો પૂર્વનિર્દિષ્ટ કરાયલી સજાઓના કરતાં બેવડી સજા તેવા (દંભી)ને કરવી.

દોષ જો સ્વલ્પ હોય તો રાજાએ તેટલો દોષ જતો કરવો ( સહન કરી લેવો). ઉપજ થોડી આવી હોય તો પણ તેણે સંતોષ રાખવો, અને જે અધ્યક્ષોએ તેને પોતાને મોટા લાભ ( મહોપકાર ) કરી આપ્યા હોય તેમને તેણે ઇનામો ( પ્રગ્રહણ ) આપીને તેમનું સન્માન ( અભિપૂજન ) કરવું.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ--પ્રચાર ' નામક દ્વિતીયાધિકરણમાંનું, 'અક્ષપટલપરત્વે ગાણનિક્ય અધિકાર ( હિસાબી દફતર )'ને લગતું સાતમું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૮.

### સમુદય (ઉપજ)માંથી, નોકરો ( યુક્ત ) તરફથી કરાયલ ઉચાપત ( પ્રત્યાનયન ) ની વસુલાત

સર્વ પ્રકારનો કાર્યારંભ, કોશ ( મહેસુલ ) ઉપર અવલંબી રહે છે; અને તેટલા માટે કોશ (ખજાના) પરત્વે સૌથી પહેલાં ધ્યાન અપાવું જોઇએ.

પ્રચારસમૃદ્ધિ ( સાર્વજનિક સંપત્તિ ), ચરિત્રાનુગ્રહ ( સચ્ચરિત્રો માટે ઇનામો ), ચોરોની પકડ ( ચોરગ્રહ ), ( ઘણા સેવકો-યુક્ત-ને ) રાજ્યની નોકરીમાંથી અપાતી મુક્તિ, ધાન્યની વિપુલતા ( સસ્યસંપદ્ ), વેપારવૃદ્ધિ (પણ્યબાહુલ્ય), ઉપસર્ગપ્રમોક્ષ (શ્રમ અને વિપત્તિનો અભાવ),

ઉઘરાતમાં ઘટાડો (પરિહારક્ષય), અને સુવર્ણનું ઉત્પન્ન (હિરણ્યોપાયન): એ સર્વે કોશવૃદ્ધિ કરનારાં છે

પ્રતિબંધ ( અવરોધ ), પ્રયોગ (રકમબંધી ધીરધાર ), વ્યવહાર ( લેવડદેવડ ), અવસ્તાર ( ખોટી રીતે ઉભો કરાતો હિસાબ), પરિહાપણ (મહેસુલમાં કરાતો ઘટાડો ), ઉપભોગ, પરિવર્તન ( અદલબદલ ), અને અપહાર (ઉચાપત): એ સર્વ કોશક્ષય કરનારાં (ખજાનાને ઘટાડનારાં) છે.

કાર્યની સિદ્ધિ કરવામાં સાધનોનો અભાવ નડે, અથવા તો તેનું પરિણામ કાંઇ દેખાય નહિ, અગર તેમાંથી થતો લાભ કોશમાં જમા ન થાય. તો એ ' પ્રતિબંધ ' ગણાય છે. આવા પ્રસંગમાં ( ઘટ પડતી ) રકમથી દશગણો દંડ આપવો.

કોશદ્રવ્યમાંથી ( અમુક સમયને માટે ) વ્યાજે નાણું ધીરવાં તે ' પ્રયોગ ' ( Loan ) કહેવાય છે, અને કોશદ્રવ્યનો ઉપયોગ કરીને પણ્યવ્યવહાર (વેપાર) કરવો તે 'વ્યવહાર' કહેવાય છે; આ ઉભય પ્રકારનાં ( કૃત્યો કરનારને ), તેણે તેમાંથી કરેલ લાભથી બમણા દંડની સજા કરવી.

( મહેસુલની ઉઘરાતને માટે યોગ્ય ગણાતા ) પ્રાપ્તકાળને અપ્રાપ્તકાળ ગણવો, અને અપ્રાપ્તકાળને પ્રાપ્તકાળ ગણવો, ' એ ખોટું ઉભું કરવાનો (અવસ્તાર) દોષ' કહેવાય છે. આવું કૃત્ય કરનારનો, (એ રીતે ઉભી કરાયલી કૃત્રિમ) રકમથી દશગણો (પંચબંધ) દંડ કરવો.

જે કોઇ ઠરેલી આવકમાં ઘટાડો કરે, કે ઠરેલ ખર્ચમાં વધારો કરે તે 'પરિહાપણ' (કોશમાં ઘટાડો) ગણાય. આવું થાય તો (ઘટની રકમથી) ચારગણો દંડ કરવો.

જે કોઇ રાજદ્રવ્યનો ઉપભોગ કરે, કે અન્યને તેવો ઉપભોગ કરાવે તે મનુષ્ય 'ઉપભોગ'–દોષયુક્ત ગણાય છે. તેમાં પણ જો રત્નનો ઉપભોગ થાય કે કરાવાય તો તે બદલ દેહાંતદંડ (ઘાત) કરવો; મૂલ્યવંત વસ્તુઓ

(સાર)ના ઉપભોગ બદલ મધ્યમ કોટીનો 'સાહસદંડ' કરવો, અને હલકા મૂલ્યની વસ્તુઓ (ફલ્ગુકુપ્ય) નો ઉપભોગ થયો હોય તો તે વસ્તુઓ પાછી લેવા ઉપરાંત, તેમની કીંમત જેટલી જ રકમનો દંડ આપવો.

રાજદ્રવ્યનો (તેના જેવા જ) અન્યના દ્રવ્ય સાથે અદલોબદલો કરવાના કૃત્યને **'પરિવર્તન'** કહે છે. આ દોષની વ્યાખ્યા, 'ઉપભોગ'ના વર્ણન ઉપરથી સમજાશે

જ્યારે સિદ્ધ ઉત્પન્નની, નિશ્ચિત કરાયલી રકમ કોશમાં લઇ જવાય નહિ, અથવા તો વ્યય કરવા માટે આજ્ઞા થયલી હોય તેટલી રકમ ખર્ચાય નહિ, અથવા તો પ્રાપ્ત થયલા ચોખ્ખા ઉત્પન્નને ખોટી રીતે દર્શાવાય, ત્યારે (તેવું પ્રત્યેક કૃત્ય) **'ઉચાપત'** (અપહાર) ગણાય છે. આવા ગુન્હા માટે, (અપહૃત થયલી રકમથી) બારગણો દંડ કરવો.

ઉચાપત (હરણ) કરવાના લગભગ ચોવીશ માર્ગો છેઃ—(૧) વહેલી મળેલી રકમને પાછળથી નોંધવી; પાછળથી વસુલ થયલને વહેલી નોંધવી; (૨) જેટલી રકમ વસુલ થવી જોઇએ તેટલી વસુલ થયલી ન દેખાડવી તે; (૩) વસુલ ન કરી શકાય તેવું હોય તેને વસુલ થઇ ગયલું દેખાડવું; (૪) ઉઘરાત થયલ બાબતને, ઉઘરાત ન થયલ બાબત તરીકે દેખાડવી; ઉઘરાત જેની ન થયલ હોય તેને ઉઘરાવી લીધેલી દેખાડવી તે; (૫) જેનો અંશ માત્ર ઉઘરાવાયલો હોય તેને પૂર્ણ ઉઘરાત રૂપે નોંધવું; જેની પૂર્ણ ઉઘરાત થઇ હોય તેને અપૂર્ણ રૂપે દેખાડવું; (૬) એક પ્રકારની ઉઘરાતને અન્ય પ્રકારની ઉઘરાત તરીકે નોંધવી; (૭) એક સાધનદ્વારા મળેલ ઉત્પન્નને અન્ય સાધન દ્વારા મળેલ ઉત્પન્ન તરીકે દર્શાવવું તે; (૮) પગાર રૂપે દેવાની રકમ દેવાણી ન હોય છતાં દેવાઇ ગયા બરાબર બતાવવી તે; પગાર રૂપે ન દેવાની રકમ દેવાઇ ગયલી દેખાડવી તે; (૯) સમય પ્રમાણે × ચૂકાદો ન થયો હોય (છતાં ચૂકાદો દેખાડાયો હોય તે); (૧૦) અકાળે ચૂકાદો થયો

× રાજાએ કરેલ આજ્ઞા પ્રમાણે લગ્નપ્રસંગનિમિત્તે આપવાની બક્ષીસો આપવી નહિ તે.

હોય તે; (૧૧) દેવાયલી થોડી બાબતને મોટી કરીને બતાવવી તે; દેવાયલું ઘણું હોય છતાં તેને નાના રૂપમાં બતાવવું તે; (૧૨) દેવાયલી બક્ષીસ હોય એક પ્રકારની, અને તેને બીજા પ્રકારે નોંધવામાં આવી હોય તો તે; (૧૩) જેને બક્ષીસાદિ અપાયલ હોય તેવો ખરો મનુષ્ય એક કોઇ હોય અને તેને બદલે બીજા કોઇ મનુષ્યને તે અપાયલ હોય; (૧૪) જે કાંઇ જમા કરવામાં આવ્યું હોય તે કાઢી નાખીને, તે, જાણે કે જમા કરવામાં આવ્યું નથી એમ બતાવવામાં આવ્યું હોય, તેમ જ જે કાંઇ જમા થયું હોય નહિ તેને જમા થયલા તરીકે દર્શાવવું તે; (૧૫) જે કાચા માલનાં નાણાં અપાયાં ન હોય, અને જેનાં નાણાં અપાયાં હોય છતાં નોંધાયાં ન હોય તે; (૧૬) એક સમગ્ર રકમ (સંક્ષેપ)ના છૂટા છૂટા કટકા (વિક્ષેપ) પાડી દેવામાં આવ્યા હોય, અગર છૂટા છૂટા ભાગોમાંની રકમોને એક સમગ્ર રકમ રૂપે દેખાડેલ હોય. (૧૭) મોટી કીમતની જણસનું નાની કીમતની જણસથી પરિવર્તન થયું હોય; નાની કીંમતની જણસનું કોઇ મોટી કીમતની જણસ સાથે પરિવર્તન થયું હોય; (૧૮) જણસની કીમત વધારી દેવામાં આવી હોય, અગર જણસની કીમત ઉતારી દેવામાં આવી હોય; (૧૯) રાત્રીઓની સંખ્યા વધારી દેવાઇ હોય કે રાત્રીઓની સંખ્યા ઘટાડી દેવાઇ હોય; વર્ષ અને માસો એકરાગ (બંધબેસતા થતા) ન હોય; માસ અને દિવસોનો મેળ મળતો ન હોય; (૨૦) સમાગમવિષમતા (અંગત દેખરેખ નીચે ચલાવાયલા કાર્યમાં પરસ્પર વિરોધ); (૨૧) ઉત્પન્નના મૂલ વિષે અસત્યકથન; (૨૨) ધર્મદાન તરીકે ગણાતી બાબતોમાં વિષમતા, (અને) પૂરા થયલ કાર્યના વર્ણનમાં અસંભવ; (૨૩) નિર્ણીત (પિંડ) વિષયો પરત્વે વિષમતા; તેમ જ વર્ણવિષમતા (સુવર્ણ અને રૂપાની શુદ્ધતાના ધોરણ કે પરીક્ષણ વિષે અસત્યકથન); (૨૪) જણસોની કીંમત પરત્વે અસત્યકથન; અસત્ય તોલા અને માપ (માન)નો ઉપયોગ; માપવામાં કરાતી ઠગાઇ, અને ભાજન જેવાં ધનમાપનો ખોટો ઉપયોગ:—આવા બધા-ભિન્નભિન્ન-માર્ગે ઉચાપત (થઇ શકે છે.)

ઉપર ગણાવેલ બાબતો પરત્વે સંબંધ ધરાવના મનુષ્યો—જેવા કે, નિધાતા (કોશાધ્યક્ષ), નિબંધક (નિમક બાપનાર), પ્રતિગ્રાહક (લેનાર), દાયક (આપનાર), દાપક (અપાવનાર), મંત્રિવૈયાવૃત્યકર (મંત્રીના કાર્ય કરનાર નોકરો): એ સર્વમાના પ્રત્યેકને જુદા જુદા તપાસવા. જો એમાંનો કોઇ અસત્ય બોલે તો તેને, જે યુકતે (મુખ્ય અધિકારીએ) જે પ્રકારનો દોષ કર્યો હોય અને તેને જેટલી સજા થાય તેટલી સજા કરવી.

એક એવી મતલબનો પ્રચાર (સાર્વજનિક) ઢંઢેરો પીટાવવો કે: "આ અધિકારીને હાથે જે કોઇને નુકસાન સહન કરવું પડયું હોય તેણે પોતાનું દુઃખ રાજા સમક્ષ જાહેર કરવું" આવા જાહેરખબર પ્રમાણે જે લોકો (પોતાની) ફર્યાદ રજુ કરે તેમને, તેમને પોતાને થયલ નુકસાનના પ્રમાણમાં વળતર (પણ રાજાએ તેવા દોષયુકત અધિકારી કે મનુષ્ય કનેથી) અપાવવું.

જો એક અધિકારી અનેક દોષોમા સંડોવાયલો હોય, અને જો તેવો અધિકારી તેમાંના એકાદ દોષ પરત્વે 'પરોકત'–દૂષિત–ઠરે, તો તેને, સર્વ દોષોને માટે જવાબદાર ગણવો; નહીતર (એટલે કે, જો તે દૂષિત ઠરે નહિ તો) પ્રત્યેક આરોપને માટે તેની જુદી જુદી તપાસ કરવી

કોઇ, રાજ્યના નોકરે (ભૃતકે) મોટી રકમના વિશેષ ભાગનો દુરૂપયોગ કર્યાનું સાબીત થાય તો તેને આખી ય રકમને માટે જવાબદાર ગણવો

કોઇ સૂચક (બાતમીદાર), કોઈ પણ થનારી ઉચાપતના સંબંધમા બાતમી પૂરી પાડે, અને તે સાબીત કરી આપવામા સફળ થાય, તો તેવી રીતે ઉચાપત થનાર રકમનો એકષષ્ઠાંશ તેવા સૂચકને પારિતોષિક રૂપે આપવો. જો તે મનુષ્ય ભૃતક (રાજસેવક) હોય તો તેવા સૂચક થતા ભૃતકને (તેવી રકમનો) બારમો ભાગ ઇનામમાં આપવો

જો કોઇ સૂચક, કોઈ મોટી ઉચાપતનો માત્ર અલ્પ અંશ સાબીત કરી આપે, તોપણ તેને. સાબીત થયલી ઉચાપતની રકમનો નિર્ણીત થયલો ભાગ (ઇનામ તરીકે) મળી શકે.

સૂચક જો (પોતાના કથનને) સાબીત કરી આપવામાં નિષ્ફળ નીવડે, તો તેને કાં તો ધનદંડને, અગર તો શારીરિક સજા (ફટકા)ને અધીન કરવો; પરંતુ તેને કદાપિ તદ્દન જતો કરવો નહિ.

જો આરોપ સાબીત થાય તો તે સૂચક અન્ય કોઈ મનુષ્ય ઉપર તે આરોપ ચઢાવી શકે, અગર તો અન્ય કોઇ રીતે પોતે તેના આરોપમાંથી મુક્ત થઇ શકે. જે કોઇ સૂચક આરોપી (દૂષિત) ના સમજાવ્યાથી પોતાનું કથન પાછું ખેંચી લે (અર્થાત્ ફરી જાય) તેને દેહાંતદંડની સજા કરવી.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' અધ્યક્ષ--પ્રચાર ' નામક દ્વિતીયાધિકરણમાંનું, ' સમુદયના અધિકારીએ હરણ કરેલ પાછું મેળવવા બાબત ( ઉચાપત )' ને લગતું આઠમું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૯

### રાજસેવકો ( ઉપયુક્ત--નાના નોકરો ) ની પરીક્ષા.

જે પુરુષો **અમાત્ય થવાની યોગ્યતા** ધરાવતા હોય તેમને તેમની વ્યક્તિવિશિષ્ટ શક્તિ પ્રમાણે રાજ્યના કર્મ કરવા ઉપર અધ્યક્ષ તરીકે નીમવા. જ્યારે તેઓ કામ ઉપર હોય ત્યારે તેમની પરીક્ષા નિત્ય કર્યા કરવી; કારણ કે મનુષ્યોના મન હંમેશાં અનિત્ય હોય છે, અને કામમાં નિયુક્ત કરાતા ઘોડાની પેઠે તેઓ પોતાના સ્વભાવમાં ફેરફાર ( પણ ) દાખવ્યાં કરે છે. આવું હોઇને જે આડત ( કર્તાર ) અને કરણ (સાધન) નો તેઓ ઉપયોગ કરતા હોય તેમને, જે કાર્ય તેઓ કરતા હોય તે કાર્યને લગતા દેશકાળને, તેમ જ કરાતા કાર્યોનું સ્વરૂપ, તેમાં કરાતો વ્યય અને તેના પરિણામઃ એ સર્વ પણ ( રાજાએ ) તપાસતા રહેવું.

માહોમાંહે તકરાર કર્યા વિના તેમ જ એકસંપી કર્યા વિના ( સૌએ ) પોતપોતાનું કામ કરવું. જો તેઓ બધા મળી જાય તો તેઓ ( રાજ્યના

દ્રવ્યની ) ખાયકી કરે અને તેઓ જો માંહોમાંહે લડે તો તેઓ કામને વણસાડે છે.

આવી પડતા ભયની સામે તાત્કાલિક ઉપાયો લેવા પડે તે ઉપરાંત તેમણે, પોતાના સ્વામી ( ભર્તૃ—રાજા ) ની જાણમાં લાવ્યા વગર કોઇ પણ કાર્ય ઉપાડવું ( માથે લેવું ) નહિ.

તેઓ જો ( પોતાના કામમાં ) પ્રમાદ કરે, તો તેમના પોતાના દૈનિક પગાર અને ( તેમની પોતપોતાની મારફત થતા ) ખર્ચના કરતાં બમણી રકમનો ધનદંડ તેમને દેવો.

અધ્યક્ષોમાંથી જે કોઇ ઠરાવેલી મહેસુલ જેટલું જ, કે તેના કરતાં વધારે મહેસુલ ઉત્પન્ન કરે તેનો હુદ્દો વધારવો અને તેને માન આપવું.

“ જે અધિકારી ખર્ચ ઘણો કરે અને ઉપજ થોડી લાવે તે, ઉપજને ખાઇ જનારો હોય છે; જ્યારે જે અધિકારી ઉત્પન્ન સાબીત કરી આપે છે ( એટલે કે, પોતે ખર્ચે છે તેના કરતાં ઉપજ વધારે લાવે છે ), તેમ જ જે અધિકારી, પોતે જેટલો ખર્ચ કરે છે તેટલી જ ઉપજ લાવે છે તે અધિકારી, મહેસુલ ખાઇ જનારો—ખાઉકણુ—હોતો નથીઃ ” એમ ( રાજનીતિજ્ઞ ) આચાર્યોનું કહેવું છે. પરંતુ મારું—કૌટિલ્યનુ—મત ( આ બાબતમાં ) આ પ્રમાણે છેઃ—“ ઉચાપત થઇ છે કે નથી થઇ તે બાબતનો નિર્ણય ફક્ત ગુપ્ત ચારો ( અવસર્પ ) દ્વારા જ થઇ શકે.”

જે કોઇ મહેસુલ ઘટાડે છે તે રાજાનું ધન ખાઇ જનારો છે. તેના અજ્ઞાનને લીધે મહેસુલમાં ઘટ આવેલી જણાય, તો તે ઘટ પૂરી કરી આપવાની તેને ફરજ પાડવી.

* જે કોઇ અમલદાર મહેસુલ બમણી કરી આપનાર હોય તે દેશ (જનપદ)નું સત્ત્વ હરી લેનારો ( પણ ) હોય બમણી ઉપજ કરી

* રાજ્યની ઉપજ વધારી રાજાની પ્રીતિ મેળવવાનો લોભ રાખતા રાજ-પુરૂષોએ તેમ જ રાજાએ પોતે પણ આ વાત, ખાસ કરીને લક્ષ્યમાં લેવા જેવી છે.
જ. પુ. જો.

આપનારે તેમ કરવામા અલ્પ અપરાધ કર્યો હોય તો ( રાજાએ ) તેને સૂચના ( ચેતવણી ) આપવી, પર તુ જો તેણે મોટો અપરાધ કરેલો છે એવુ દેખાય તો તેણે તેને અપરાધના પ્રમાણમા સજા કરવી જોઇએ

જે કોઇ ( કાઇ પણ લાભ પ્રાપ્ત કર્યા વિના ) સમુદય ( ઉપજ )-નો વ્યય કરનારો હોય છે તે પુરૂષ કર્મો (કામદારોની મજૂરી)ને ખાઇ જનારો ગણાશે એવા અધિકારીને, ચયલ કામના મૂલ્યના પ્રમાણમા, તે કામ પરત્વે લાગેલા દિવસોના પ્રમાણમા, વ્યય કરેલ રકમના પ્રમાણના, તથા ચૂકવાયલા દૈનિક ( પુરૂષ ) વેતનના પ્રમાણમા દ ડાધીન કરવો

આ કારણથી, પ્રત્યેક અધિકરણ ( ખાતા ) ના મુખ્ય અધિકારીએ ( શાસનસ્થે ) પોતાના અધિકરણ મારફત થતુ ખરેખર કામ, તેમાં થતો ખર્ચ અને તેમાથી થતી આવક એ સર્વ પરત્વે વિગતવાર તથા સમગ્રપણે સ પૂર્ણ રીતે ચોકસાઇ કરવી.

ઘોતાળપણે વ્યય કરનાર (મૂળહર), ઉડાઉ (તાદાત્વિક) તથા કજુસ પુરૂષો ( કદર્ય )નો પ્રતિષેધ ( પણ ) તેણે કરવાનો છે ( તેવાને અ કુશમાં રાખવાના છે )

જે કોઇ પોતાના પિતા અને પિતામહ ( બાપદાદા ) તરફથી મળેલ અર્થ (દ્રવ્ય)ને અન્યાયપૂર્વક ખાઇ જાય છે તે ' ઘોતાળ ( મૂળહર ) ' ગણાય છે, જે કોઈ પોતે જેટલુ કમાય તેટલુ ખર્ચી નાખનારો હોય તે ' ઉડાઉ ( તાદાત્વિક ) ' કહેવાય છે, અને જે કોઈ પોતાને અને પોતાના નોકરોને પીડા કરી કરીને અર્થ ( ધન ) નો સચય કરે છે તે ' કજુસ ( કદર્ય )' ની સજ્ઞા પામે છે

આ ત્રણે પ્રકારના મનુષ્યોમાથી જેને સમલ પક્ષનો આધાર હોય તેવા મનુષ્યની વચમા હાથ ઘાલવો નહિ ( તેના કબ્જામાથી મિલ્કત લઇ લેવી નહિ ), પણ જેને તેવો કોઇ આધાર ન હોય તેવાને આડા આવી શકાય

જે કોઇ અઢળક સમુદય (સપત્તિ)વાળો હોય છતા કૃપણ હોય તે

ધનનો સંગ્રહ કરે છે, અગર તેને અમાનત મુકી રાખે છે, અગર તો બહાર મોકલી આપે છે-સ્વગૃહમાં જ સંગ્રહી રાખે છે, નગરજનો કે ગ્રામ્યજનોને ત્યાં અમાનત મુકે છે, કે પરદેશ ખાતે મોકલી આપનારો છે.' આવા કૃપણ પુરૂષોના સલાહકારો, મિત્રો, સ્નેહકો, સંબંધીઓ, પક્ષ લેનારાઓની તેમ જ તેમનાં ઉપજખર્ચને લગતી બાતમી ગુપ્તચરોએ મેળવી કાઢવી. જે કોઇ પુરૂષ. આવા કૃપણનું કામ પરદેશ વિષે ચલાવતો હોય તે મનુષ્યને કૃપણની ગુપ્ત વાત કહી આપવાને સમજાવવો. જ્યારે આવી ગુપ્ત વાત પકડાઇ જાય ત્યારે તે કૃપણનું, તેના પોતાના શત્રુઓથી કઢાતું હોય તેવી રીતે કાટલું કાઢી નાખવું. તેટલા માટે, (સર્વ અધિકરણોના) અધ્યક્ષોએ હિસાબી આંકડાબાજો (સંખ્યાયકો), કારકૂનો (લેખકો), પારેખો (રૂપદર્શકો). તોલાપચીઓ (નીવીગ્રાહકો) અને ઉત્તરાધ્યક્ષો (સૈનિક અધિકારીઓ)ને સાથે રાખીને પોતપોતાએ કરવાનાં કર્મો કરવાં.

જેઓ ઉત્તરાધ્યક્ષોની -એટલે કે, હાથી ઘોડા અને રથ ઉપર વિરાજનારાઓની તહેનાતમાં રહેતા હોય અને પ્રામાણિકતા તથા સદાચાર માટે જાણીતા હોય તેમણે હિસાબી ખાતાના કારકૂનો વગેરેનાં આચરણોની તપાસ રાખનારા ગુપ્તચર (અવસર્પ) થવું.

પ્રત્યેક અધિકરણની ઉપર ઘણા અને અલ્પકાલિક અધિકારીઓ નીમવા.

*જિહ્વાગ્રે આવી રહેલ મધ કે વિષનો સ્વાદ ન લેવો: એ જેમ અશક્ય છે, તેવી જ રીતે, રાજાના સમુદય(દ્રવ્ય)માંથી છેવટે થોડુંક પણ ચાખી ન લેવું, એ રાજ્યના નોકરની બાબતમાં અશક્ય છે. જે પ્રમાણે અન્તસ્સલિલે (પાણીની અંદર) ફરતી માછલીઓ પાણી પીતી હોય તો પણ તે તેમ કરતી દેખાતી નથી, તેવી જ રીતે રાજકાર્યમાં યોજાયલા (રાજ્યના નોકરો)ને (પોતાના અર્થે) ધન લેતા દેખી શકાય નહિ

*ઉંચે આકાશમાં ઉડતાં પંખીઓની ગતિનું જ્ઞાન કદાપિ મળી શકે;

---

* અર્થશાસ્ત્રકારનું આ અવલોકનવાક્ય ઘણી જ દીર્ઘદૃષ્ટિ સૂચવનારૂં તેમ જ વ્યવહારસિદ્ધ બુદ્ધિ બતાવનારૂં છે. આવાં સૂક્ષ્મ સત્યો કૌટિલ ઘણીવાર કહી બતાવે છે પણ ખરો.

તથાપિ પ્રચ્છન્ન ભાવવાળા (ગુપ્ત હેતુઓવાળા) યુક્તો (રાજ્યના નોકરો)ની હીલચાલને તો જાણી શકાતી નથી જ.

રાજ્યના નોકરોએ ( એ પ્રમાણે) અવળે માર્ગે કરેલ અર્થસંગ્રહ તેણે ( રાજાએ ) પકાવી લઇ તેને ખાલસા કરી દેવો એટલું તો નહિ, પરંતુ તેઓ રાજ્યનું ધન ખાઇ ન શકે અથવા તો ખાઇ જવાયલ ધનનું નિર્વમન કરી ન શકે તેટલા માટે તેમને (રાજાએ ) એક કામ ઉપરથી ખસેડી બીજા કામ ઉપર નિયોજતાં રહેવું ( અર્થાત્ તેમને બદલતા રહેવું ).

જેઓ રાજાનું ઉત્પન્ન ખાઇ જવાને બદલે વધારે અને જેઓ રાજાનું પ્રિયહિત કરવામા અનુરક્ત રહેતા હોય એવાઓને નિત્યાધિકારવાળા કરવા ( નોકરીમાં કાયમને માટે રાખવા ).

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' અધ્યક્ષ-પ્રચાર ' નામક દ્વિતીયાધિકરણમાનું, ' ઉપયુક્તોની પરીક્ષા ' એ સંજ્ઞાવાળું નવમું પ્રકરણ પૂર્ણ થાય છે. )

---

## પ્રકરણ ૧૦.

### શાસનાધિકાર

'આચાર્યોનું[1] કહેવું એમ છે કેઃ-'**શાસન**' શબ્દનો ઉપયોગ, ફક્ત રાજા તરફથી નીકળતી આજ્ઞાઓની બાબતમા જ છે.

' શાસન ' એ રાજાના સંબધમા મુખ્ય બાબત છે; કેમકે સંધિ અને વિગ્રહ કરવામાં એ શાસનો ઉપર જ બધો આધાર રહેલો છે.

તેટલા માટે, જે કોઇ ( પુરૂષ ) અમાત્ય થવાની યોગ્યતા ધરાવતો હોય, સર્વ પ્રકારના રિવાજોથી જ્ઞાત ( સમયવિદ્ ) હોય, લેપગ્રથના ( લખાણની ગોઠવણી) કરવામા ચતુર હોય અને સુંદર અક્ષરો લખી શકતો હોય, સારી રીતે વાચન કરી શકતો હોય તેવા પુરૂષને તેણે ( રાજાએ પોતાનો)[2] લેખક બનાવવો

---

૧ શુક્ર, બૃહસ્પતિ ઇત્યાદિ. ૨. હજુર કામદાર-Huzur Secretary.

આવા લેખકે રાજાનો સંદેશ એકચિત્તે (અવ્યગ્રમનવડે) સાંભળી લઇને અને (એ પ્રમાણે વિષયભૂત થયલી) વાતનો બરાબર વિચાર કરીને તેને અનુસરતા અર્થવાળું લખાણ તૈયાર કરવું.

ઈશ્વરને (ઉદ્દેશીને) લખાયલા શાસનમાં તેના દેશ, [3] સ્વામિત્વની વસ્તુઓ, વંશ અને નામ પરત્વે સભ્યતાપૂર્વક ઉલ્લેખ કરવો; અને કોઇ અનીશ્વર (સામાન્ય મનુષ્ય) ને ઉદ્દેશીને શાસન લખાવાય તો તેમાં તેના દેશ અને નામનો સભ્યતાપૂર્વક ઉલ્લેખ કરવો.

જેના ઉપર શાસન લખી મોકલવાનું હોય તેનાં જાતિ, કુળ, સામાજિક પદવી, વય, શ્રુત (વિદ્યા), ધંધો, સંપત્તિ, શીલ, યૌનાનુબંધ (રક્તસંબંધ) વિષે તેમ જ (લખાણનાં) દેશકાળ વિષે પૂરતુ લક્ષ્ય આપીને, સંબોધાયલ મનુષ્યની સ્થિતિ અનુરૂપ શાસન લેખકે ઘડવું.

અર્થક્રમ (લખાણની ગોઠવણ), સંબંધ, પરિપૂર્ણતા, માધુર્ય, ઔદાર્ય અને સ્પષ્ટતા: એ શાસનના આવશ્યક ગુણો (લેખસંપદ્) ગણાય છે.

જુદી જુદી હકીકતને તેના મહત્ત્વના અનુક્રમમાં યથાવત્ વર્ણવવી તેને 'અર્થક્રમ (ગોઠવણ)' કહે છે. અગાઉ કહેવાઇ ગયલી હકીકતથી, પાછળ કહેવાતી હકીકત વિરૂદ્ધ પડતી ન હોય અને એ જ પ્રમાણે, પત્ર પૂરો થતાં સુધી નિર્વાહ થઇ રહે તેને 'સંબંધ' કહે છે. શબ્દ કે અક્ષર વધતો ઓછો (ન્યૂનતા તથા અતિરિક્તતા) ન હોય; હેતુ, ઉદાહરણ અને દૃષ્ટાંતો બતાવીને મૂળ વિષય (અર્થ)નું અસરકારક વર્ણન કરાવેલું હોય, અને અશ્રાંતપદ (ઉચિત સબળ શબ્દો) નો ઉપયોગ થયો હોય તો તેને 'પરિપૂર્ણતા' કહેવાય છે. સુખોત્પાદક રીતે, સારા ભાવાર્થનું ઉત્તમ શૈલીમા વર્ણન કરવું, એનું નામ 'માધુર્ય'; અને અગ્રામ્ય (ગામડી નહિ તેવા) શબ્દોનો ઉપયોગ અને સુજ્ઞાત (પ્રતીત) શબ્દોનો પ્રયોગ, એ 'સ્પષ્ટતા' કહેવાય છે.

---

૩ દેશ, કોશ અને સૈન્ય ધરાવનાર સ્વામી.

અકારાદિ ૬૩ વર્ણો મૂળાક્ષરો છે વર્ણો( અક્ષરો )નો સમૂહ તે ' પદ ( શબ્દ ) ' છે. પદના આ પ્રમાણે ચાર પ્રકાર છે:—નામ, ક્રિયાપદ, ( આખ્યાત ) ઉપસર્ગ, અને નિપાત ( અવ્યય ).[૪] સત્ત્વ બતાવનાર જે શબ્દ તે ' નામ '; જેને કોઇ એક ચોકસ લિંગ હોતું નથી અને જે ક્રિયા દર્શાવે છે તે ' ક્રિયાપદ '; 'પ્ર' વગેરે શબ્દો, ક્રિયાપદના ઉપસર્ગો છે; અને ' પણ અને ' વગેરે જેમનું રૂપાખ્યાન થઇ શકતું નથી તેવા શબ્દો ' અવ્યય ' કહેવાય છે; અને પૂરેપૂરો અર્થ બતાવનાર જે શબ્દસમૂહ તે 'વાક્ય' કહેવાશે.

ત્રણ કરતાં વધારે નહિ અને એક કરતાં ઓછો નહિ, એ પ્રમાણે શબ્દનો ઉપયોગ કરી વર્ગની રચના એવી રીતે કરવી કે તેમને તુર્ત જ અનુસરતા શબ્દોના અર્થ બંધબેસતા થઇ પડે.

" ઇતિ " પદ, લેખનની સમાપ્તિ દર્શાવવાને, તેમ જ " આ સાથે એક મુખસંદેશ છે, " એવું પણ તેમાં લખવું.

નિન્દા, પ્રશંસા, પૃચ્છા, આખ્યાન, માગણી ( અર્થના ), પ્રત્યાખ્યાન, ઉપાલંભ, પ્રતિષેધ, ચોદના ( આજ્ઞા—પ્રેરણા ), સાન્ત્વન, અભ્યવપત્તિ ( મદદ માટે વચન ), ભર્ત્સન ( ધમકી ) અને અનુનય ( સમજાવટ ): એ તેર ઉદ્દેશોને અર્થે જ શાસન ( લેખ ) કરાય છે.

કોઇના કુળ, શરીર અને કર્મ વિષે દોષવચન કાઢવા તે 'નિન્દા;' કોઇના કુળ, શરીર અને કર્મ વિષે ગુણવચન કાઢવા તે ' પ્રશંસા '; 'એમ કેમ છે ?' એમ પૂછવું તે ' પૃચ્છા '; ' આ પ્રમાણે ' એમ નિર્દેશ કરવો તે, ' આખ્યાન; ' ' આપો ' એમ કહેવું તે 'અર્થના (માગણી) '; ' હું નથી આપતો; ' એમ કહેવું તે ' પ્રત્યાખ્યાન કે નકરામણી '; 'એ આપને ઘટતું નથી ' એમ કહેવું તે ' ઉપાલભ '; ' એમ ન કરો ' એમ કહેવું તે ' પ્રતિષેધ '; ' આ કરો ' એમ કહેવું તે ' ચોદના ( આજ્ઞા કે

૪. વૈયાકરણીએ આ વ્યાખ્યાઓ વિચારવા જેવી છે.

પ્રેરણા )'; ' જે હું છું તે તું છે; જે વસ્તુ મારી છે તે તારી પણ છે,' એમ કહેવું તે ' સાંત્વન; ' વિપત્તિમા સહાય આપવી તે ( વ્યસનસાહાય્ય ) 'અભ્યવપત્તિ (સહાયનું વચન) ; અને ભવિષ્યમા થનાર અનિષ્ટ પરિણામો બતાવી આપવા તે 'અભિભર્ત્સન (ધમકી)' ગણાય છે.

અનુનયના ત્રણ પ્રકાર છેઃ—અર્થ ( દ્રવ્ય ) ના ઉદ્દેશથી બતાવાતો; આપેલ વચન પારિપૂર્ણ કરવામા કોઇને નિષ્ફળતા મળી હોય તેવા પ્રસંગમા થતો; અને કોઇ વિપત્તિને પ્રસગે દેખાડાતો.

વળી પ્રજ્ઞાપન ( ખબર ), આજ્ઞા અને પરિદાનના લેખો, ક્ષમાલેખો (પરીહાર), પરવાનગીલેખો ( નિસૃષ્ટિલેખો), પ્રવૃત્તિ કરાવનાર (પ્રાવૃત્તિક) લેખો, પ્રત્યુત્તરો ( પ્રતિલેખો ) અને સાર્વજનિક ઢંઢેરા (સર્વત્રગ લેખો): એ બધા 'શાસન'ના પ્રકારો છે.

આણે આમ કહ્યું; તેણે તેમ કહ્યું; જો આના કહેવામાં કાંઇ તત્ત્વ હોય તો પછી ( કરાર પ્રમાણે ) વસ્તુને તુર્ત શરણે આપી દેવી જોઇએ; એણે શત્રુનાં સર્વ કાર્યો વિષે રાજાને ખબર આપી દીધેલી છે; પરકાર.—આવી વિવિધ પ્રકારની રચનાવાળો લેખ ' પ્રજ્ઞાપન ( સૂચનાલેખ ) ' કહેવાય છે.

જે કોઇ કારણે, અને વિશેષતઃ રાજ્યના સેવક(ભૃત્ય)ને લાગુ પડતી, દંડ દેવાને કે પારિતોષિક આપવાને રાજા પોતે આજ્ઞા કરે તો તે ' આજ્ઞા-લેખ ' કહેવાય છે.

કોઇ પણ આધિ મટાડવાને મદદ રૂપે કે પરિદાન ( બક્ષીસ ) આપવા નિમિત્તે, યોગ્ય પાત્રને માન આપવાના હેતુથી હુકમ આપવામા આવે ત્યારે તે ' ઉપગ્રહલેખ ' ( દાનલેખ ) કહેવાય છે.

વિશિષ્ટ જાતિઓ, નગરો, ગ્રામો કે દેશોની તરફ રાજાની આજ્ઞાને અનુસરીને જે કાંઇ અનુગ્રહ ( કૃપા ) પ્રકટ કરવામા આવે તેને 'પરી-હારલેખ ' ( ક્ષમાલેખ ) કહેવામા આવે છે

તેવી જ રીતે શબ્દથી કે કૃત્યથી નિસૃષ્ટિ ( પરવાનગી ) અપાય, અને તે જે રીતે અપાઇ હોય તે પ્રમાણે તેને ' વાચિકલેખ ( મુખાજ્ઞા ) ' કે

'નિસૃષ્ટિ-લેખ (પરવાનગીલેખ)' નું નામ આપવામા પણ આવે છે.

ભિન્ન ભિન્ન પ્રકારના દૈવયોગથી બનતા બનાવોને અથવા મનુષ્યકૃત અનિષ્ટોને નિવારવાને અર્થે જે યોજનાદર્શક લેખો કાઢવામા આવે છે તે '"પ્રવૃત્તિલેખ' કહેવાય છે.

જ્યારે પત્ર વાચી લઇને, અને તેનો પ્રત્યુત્તર આપવા અર્થે ચર્ચા કરી લઇને જે પ્રત્યુત્તર આપવાની આજ્ઞા આપવામા આવે, અને તે આજ્ઞા જે રૂપમા લખાય તે 'પ્રતિલેખ' કહેવાય છે.

જ્યારે માર્ગે જનારા કે દેશના અતર્ભાગોમા જનારા પથિકોની રક્ષા કરવાને કે તેમને આર્થિક મદદ આપવાના હેતુથી રાજા પોતાના ઇશ્વર (પ્રતિનિધિ) કે અન્ય અધિકારીઓને સૂચના કરે છે ત્યારે તે '"સર્વત્રગ-લેખ' (ઢઢેરો) કહેવાય છે

સમજુતી (સામ), લાચ (ઉપપ્રદાન), કલહ કરાવવો (ભેદ), અને ઉઘાડો હુમલો (દંડ) એ ઉપાય (યુક્તિ) ના સ્વરૂપો છે.

સામ—ઉપાયના પાચ પ્રકાર છેઃ— (૧) (શત્રુનું) ગુણકીર્તન (શત્રુના ગુણની પ્રશસા); (૨) સંબંધોપાખ્યાન (પરસ્પર સગપણનું વર્ણન); (૩) પરસ્પરોપકારદર્શન (પરસ્પર લાભોની બતાવણી); (૪) આયતિ-પ્રદર્શન (ગમે તેવી મોટી મોટી આશાઓ ભવિષ્યનો માટે દેખાડવી); અને (૫) આત્મોપનિધાન (લાભોની સમાનતા).

શત્રુના કુળ, શરીર, કર્મ, વિદ્યા (શ્રુતિ) અને દ્રવ્યપ્રકૃતિની પ્રશંસા, તે પ્રત્યેકના ગુણાગુણ નજરમા રાખીને જ્યારે કરવામા આવે, ત્યારે તે 'ગુણ-સકીર્તન' કહેવાય છે.

જ્યારે જ્ઞાતિ, યૌન (રક્તસંબંધ), ગુરૂઓ (મૌખ), સ્રૌવ (આચાર્યપરપરા), કુળ અને હૃદયમિત્રો સામાન્ય હોવાનો ઉલ્લેખ કરવામા આવે ત્યારે તે 'સબધોપાખ્યાન (પરસ્પર સગપણનુ વર્ણન) કહેવ ય

જે લેખમાં સ્વપક્ષ, અને પરપક્ષ, એમ એ ઉભયના પરસ્પર ઉપકારોની વાતો ( સંભારી સંભારીને ) જણાવવામા આવે તે ' **પરસ્પરોપકાર-દર્શન** (એક બીજાના એક બીજા ઉપર ઉપકારો દર્શાવનાર) લેખ'ની સંજ્ઞા પામે છે.

' આવું આમ થાય તો આપણને બન્નેને આવું પરિણામ આવશે, ' એવી જે લખાવટ તે '**આયતિપ્રદર્શન** (આશાબતાવણી) લેખ' કહેવાય છે.

' જે હું છું તે તુ છે; જે કાંઇ મારૂં છે તે તું તારા કાર્યમાં યોજ:' એમ કહેવું એ ' **આત્મોપનિધાન** ( લાગણીની એકરૂપતા ) ' કહેવાશે

અર્થ (ધન) આપીને ઉપકાર કરવો તે ' ઉપપ્રદાન ' છે; શંકા અને ભય ઉત્પન્ન કરવાં, એ ' **ભેદ** ' કહેવાય છે; અને મારી નાખવું, રંજાડવું, ( પરિકલેશ ), અને લૂટવું ( અર્થહરણ ): એ ' **દંડ** ' ના પ્રકાર છે.

ગ્રામ્યપણું ( અકાંતિ ), વિરોધ (વ્યાઘાત), પુનરૂક્તિ, વ્યાકરણદોષ ( અપશબ્દ ), અને ક્રમદોષ ( સંપ્લવ ): એ ( બધા ) ' લેખદોષ ' કહેવાય છે.

કાળો અને બેડોળ પત્ર ( કાલપત્રકમચારૂ ) અને આડાઅવળા લખાયલા અને રાગરહિત ( ઉઠયા ન હોય તેવા ) અક્ષરોનું અસ્તિત્વ ' અકાન્તિ ' ( ગ્રામ્યતા ) દર્શાવનાર છે.

પત્ર( માનાલખાણ )નો પાછલો ભાગ, આગલા ભાગને બંધ-બેસતો ન હોય તો તે '**વ્યાઘાત**'વાળું લખાણ ગણાય. ઉપર એકવાર કહેવાઇ ગયલ વાતને, ખાસ કારણ વિના બીજી વાર કહી બતાવવી તેને ' **પુનરૂક્તિ** ' કહે છે. લિંગ, વચન, કાળ અને વિભક્તિ ( કારક ) મા શબ્દોના ખોટા ( અન્યથા ) પ્રયોગ થાય તે ' **અપશબ્દ** ' ( વ્યાકરણ-દોષ ) ' કહેવાય; અને અયોગ્ય સ્થાન, (અવર્ગ) મા વર્ગ ( અવચ્છેદ ) પાડવા, વર્ગમાં અવર્ગક્રિયા કરવી ( વર્ગ કરવાના હોય ત્યાં ન કરવા ), અને લેખનને માટે આવશ્યક ગણાતા ગુણનો ભંગ કરવો એ ' **સંપ્લવ** ( ક્રમદોષ ) ' ગણાય છે.

સર્વ શાસ્ત્રોને અનુસરીને, અને પ્રચલિત (ઉપલબ્ધ) લેખનપદ્ધતિનું નિરીક્ષણ કરીને રાજલેખ (શાસન) લખવાને લગતા આ નિયમો મેં-કૌટિલ્યે-નરેન્દ્ર (ચન્દ્રગુપ્તમૌર્ય)ને હિતાર્થે ઘડી આપેલા છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રના 'અધ્યક્ષ-પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાનું, 'શાસનાધિકાર' વિષયક દશમું પ્રકરણ પૂરૂં થાય છે)

## પ્રકરણ ૧૧

### કોશમાં દાખલ કરવા યોગ્ય રત્નોની પરીક્ષા.

કોશાધ્યક્ષે, યોગ્યતાવાળા પુરુષોની સમક્ષ, રત્ન તેમ જ ચઢતા ઉતરતા મૂલ્યની જે ચીજો ખજાનામા દાખલ કરવા યોગ્ય હોય તે સંભાળી લેવી

તામ્રપર્ણી નદીમા ઉત્પન્ન થાય તે [1] **તામ્રપર્ણિક**; પાડ્યવાટકમાંથી જે મળી આવેલ હોય તે [2]**પાડ્યકવાટક**,[3] પાશમા ઉત્પન્ન થનાર તે **પાશિક્ય**;[4] કુલમા નીપજેલ તે **કૌલેય**;[5] ચૂર્ણમાથી આવેલ તે **ચૌર્ણેય**; [6]મહેન્દ્ર પર્વતમાથી પ્રાપ્ત થાય તે **માહેન્દ્ર**;[7] કાર્દમમા ઉત્પન્ન થાય તે **કાર્દમિક**; સ્રોતસીમા ઉત્પન્ન થાય તે **સ્રૌતસીય**;[8] હ્રદ (પાણીના ઉંડાણના ભાગ) મા પેદા થાય તે **હ્રાદીય**; અને હિમાલય પાસેના પ્રદેશમાથી જે મળી આવે તે **હૈમવત**; એ સર્વ પ્રકારો મોતીના છે.

કાલુ માછલીની છીપ (શુક્તિ), શંખ અને અન્ય પ્રકીર્ણ પદાર્થો મોતીના ઉત્પત્તિ-સ્થાનો છે જે મોતી મસૂરના જેવું હોય તે **મસૂરક**; જે ત્રણ કૂટ (અગ્ર) વાળુ હોય તે **ત્રિપુટક**; જે કૂર્મ જેવું હોય તે **કૂર્મક**,

૧ પાડ્ય દેશમાની નદી ૨ મલયકોટી નામથી ઓળખાતો પાડ્ય દેશમાનો પર્વત ૩ એ નામની નદી, ૪ સિંહલદ્વીપમા મયુરગામ પાસેની નદી ૫ કોલ દેશમાના મુરાચી ગામ પાસેની નદી ૬ પારસિક (ઇરાન) દેશમાની નદી, ૭ બર્બર સમુદ્રને મળતી નદી ૮ બર્બર સમુદ્રના એક ખૂણામાં આવેલ શ્રીઘંટ નામક સરોવર.

જે અર્ધવર્તુલાકાર હોય અને જેના ઉપર ઘણાં પડો હોય તે **કંચુકિત**; જે બેવડિયું હોય તે **યમક**; જેના ઉપર છરકા પડેલ હોય તે **કર્તક**; જેની સપાટી ખડબચડી હોય તે **ખરક**; જે ડાઘાડાઘાવાળું હોય તે **સિકતક**; જે કમંડલુના આકારનું હોય તે **કામડલુક**; જે ઘેરીભૂરા કે કે નીલવર્ણ-વાળું હોય તે અને જે દોષયુક્ત વેહવાળુ હોય તે બધાં **અમંગલ** ( અપ્રશસ્ત ): એ પ્રમાણે મોતીઓના પ્રકાર જાણવા.

જે મોટું, વર્તુલાકાર, નિસ્તલ ( ચપટ નહિ તે ), પાણીદાર ( ભ્રાજિષ્ણુ ), શ્વેત, ભારે ( વજનદાર ), લીસું ( સ્નિગ્ધ ), અને જેમાં યોગ્ય રીતે વીંધ પડાયલ હોય તે મોતી વખણાય છે.

[1]શીષક, [2]ઉપશીર્ષક, [3]પ્રકાંડ, [4]અવઘાટક અને [5]તરલપ્રતિબન્ધઃ એ સર્વ મુક્તાહાર ( કંઠીઓ ) ના પ્રકાર છે.

એક હજાર ને આઠ ( મોતીઓની ) સરોવાળો ( હાર ) '**ઇન્દ્રછંદ**' કહેવાય; એનાથી અર્ધસંખ્યામાં સરોવાળો '**વિજયછંદ**' છે; ચોસઠ ( સરો ) નો '**અર્ધહાર**' કહેવાય; ચોપન સરવાળો '**રશ્મિકલાપ**' નામે ઓળખાય; બત્રીશ સરોવાળો '**ગુચ્છ**;' સત્તાવીશ સરોની '**નક્ષત્રમાળા**'; ચોવીશ સરોનો '**અર્ધગુચ્છ**'; વીસ સરોનો '**માણવક**'; અને એનાથી અર્ધ સરોવાળો તે '**અર્ધમાણવક**': એ બધાં નામો ( મોતીની માળાઓનાં ) છે.

જેમના મધ્યમાં એક મણિ હોય એવા કંઠહારોને, જે તે પ્રકારના હારોના નામથી ઓળખવા, અને તે નામોને છેડે 'માણવક' શબ્દ લગાડી દેવો.

---

૧ મધ્યમાં એક મોટું મોતી અને બીજાં બધાં એક સરખા મોતીઓની માળા; ૨ મધ્યમાં પાંચ એકસરખા પણ મોટા કદનાં મોતીવાળી માળા; ૩ મધ્યમા એક મોટું અને બીજાં ચડ ઉતરવળના મોતીની માળા. ૪ એક સરખા વજનાં મોતીની માળા; ૫ મધ્યમાં એક તેજસ્વી મોતી હોય તેવી મોતીમાળા.

એકશીર્ષકહાર હોય તેને 'શુદ્ધહાર' કહે છે. અને એ જ પ્રમાણે બીજા નમૂનાઓ પરત્વે પણ સમજવું. જેના મધ્યમાં એક મણિ હોય તેને 'અર્ધ-માણવક' પણ કહે છે. જેમા ત્રણ ફલો હોય તેને 'ત્રિફલક,' અથવા જેમા ફલો હોય તેને 'ફલકહાર' કહે છે. એકસરી મોતીની માળાને 'શુદ્ધ એકાવલી' કહેવાય; તેના મધ્યમાં મણિ હોય તો તેને 'યષ્ટિ' કહે છે; અને તેમા પણ જો વચ્ચે વચ્ચે સોનાના પારા ગોઠવાયા હોય તો તેવી યષ્ટિને 'રત્નાવલી' કહેવાય છે. એક મોતી, તે પછી એક મણિ અને તે પછી એક સુવર્ણનો પારો: એવી રીતે ગોઠવણ જે માળામાં હોય તે 'અપવર્તક' કહેવાય છે. બે બે સરો વચ્ચે સુવર્ણનો વાળો બંધાયલો હોય તેવી મોતીની માળાને 'સોપાનક' કહે છે, અને એ જ 'સોપાનક' હારમાં જો મધ્યમાં મણિ રખાયલો હોય તો તેને 'મણિસોપાનક' નામ આપવું.

માથું, હાથ, પગ, કટિ વગેરે માટેનાં ઘરેણાંઓની રચના, ઉપરની વિગત ઉપરથી સમજાઇ આવશે. ( કુટમાંથી પ્રાપ્ત થાય તે ) ૧ કૌટ, ( મૂલમાંથી મળી આવે તે ) ૨ મૌલેયક, અને (સમુદ્રપારના પ્રદેશમાંથી પ્રાપ્ત થઇ આવેલ હોય તે ) પારસમુદ્રક: એ સર્વ મણિના પ્રકારો છે.

રાતા કમલપુષ્પ ( પદ્મરાગ ) ના જેવા કે પરિજાત કે ઉદય પામતા સૂર્ય ( બાલસૂર્ય ) ના જેવા આનંદજનક રંગો ધરાવનાર મણિ 'સૌગંધિક' વર્ગના છે; જેનો વર્ણ નીલકમળ જેવો હોય, કે શિરીષપુષ્પ જેવો, કે ઉદક જેવો, કે વંશ ( વાંસ ) જેવો, કે શુકપત્ર (પોપટની પાંખ) જેવો હોય તે બધા 'વૈદુર્ય' છે; પુષ્પરાગ, ગોમૂત્રક અને ગોમેદક:એ સર્વ પણ આ 'વૈદુર્ય'ના પ્રકારો જ છે. વળી નીલ રેખાઓવાળા 'ઇન્દ્રનીલ'; કલાયપુષ્પના રંગના 'કલાયપુષ્પક'; ઘેરા ગુઢા રંગના 'મહાનીલ'; જાંબુની પ્રભાવાળા તે 'જામ્બવાભ'; અને પયોધરની પ્રભાવાળા 'જીમૂતપ્રભ'; તેમ જ 'નન્દક', 'સ્રવનમધ્ય ( જેના મધ્યભાગમાંથી પાણી ટપકતું હોય એવો દેખાવ થઇ રહે તે )', 'શીતવૃષ્ટિ ( જેમાંથી શૈત્ય

ઝરતું હોય એમ લાગે તેવા),' અને 'સૂર્યકાન્ત' વગેરે (જુદીજુદી જાતના) મણિઓ પણ હોય.

રત્નો છખૂણિયાં, ચારખૂણિયાં કે ગોળ આકારનાં હોય છે; અને વળી તેઓ તીવ્રરાગવાળા ( ઝળમળતાં ), શુદ્ધ, સ્નિગ્ધ ( લીસાં ), ભારે કિરણ ફેંકનારાં, અંદર પ્રભાવાળાં ( અન્તર્ગતપ્રભ ) અને બહાર પ્રકાશ ફેંકનાર ( પ્રભાનુલેપી ) પણ હોવા જોઇએ.

ઝાંખો રંગ ( મંદરાગ ), કરકરિયું પડ ( સશર્કર ), ડાઘા, છિદ્ર. દૂષિત વેહ અને છરકાઃ એ બધા તેમના ( મણિઓના ) દોષો ગણાય

વિમલક ( શુદ્ધ ); સસ્યક ( ધાન્યના જેવો-પુણ્યપ્રદ ); અંજનમૂલક ( ઘેરો કાળો ); પિત્તક ( ગાયના પિત્તગોલક જેવો ); સુલભક ( સહેલાઇથી મળે તેવો ); લોહિતક ( રાતો ); અમૃતાંશુક ( શીતરશ્મિવાળો ); જ્યોતીરસક ( પ્રભાવાળો ); મૈલેયક ( હિંગુવર્ણનો ); આહિચ્છત્રક (અહિચ્છત્ર પ્રદેશનો); કૂર્પ (અંદર રેતાળ પડવાળો); પ્રતિકૂર્પ (મધપુડાજેવો), સુગંધિકૂર્પ; ક્ષીરપક ( દૂધમા પકાવાયલો હોય તેવો ); શુક્તિચૂર્ણક (છીપના ભૂકા જેવો); શિલાપ્રવાલક ( પરવાળા જેવો ); પુલક ( અંદરથી શ્યામ); શુક્રપુલક (અંદરથી ધોળો): વગેરે ઉપજાતિઓનાં (કનિષ્ઠ) રત્નો પણ હોય છે.

બીજા બધાને ' **કાચમણિ** ' ગણવા.

( સભારાષ્ટ્ર દેશમાંથી મળી આવે તે ) **સભારાષ્ટ્રક**; (મધ્યપ્રાતઃમાથી મળી આવે તે ) ' મધ્યમરાષ્ટ્રક '; ( કાસ્મક દેશમાંથી મળી આવે તે ) ' કાસ્મક'; ( વેદોત્કટ પર્વત પાસેથી મળી આવે તે ) ' શ્રીકટનક '; ( મણિમન્ કે મણિમન્ત પર્વત પાસેથી મળી આવે તે ) ' મણિમન્તક '; અને ' ઇન્દ્રવાનક ': એ બધા વજ્ર ( હીરા ) ના પ્રકાર છે.

હીરાનો રંગ બિલાડીનાં ચક્ષુ જેવો, શિરીષ પુષ્પના જેવો ગોમૂત્રના જેવો, ગોમેદ જેવો, શુદ્ધ સ્ફટિક જેવો, મૂલાટીપુષ્પ જેવો, અગર તો. ઉપર જણાવેલ મણિઓ પૈકી કોઇના જેવો પણ હોય

જે હીરો મોટો ભારે, કઠણ ( પ્રહારસહ ), સમકોટિક ( સમકોણ ), ભાજનલેખિ ( વાસણ ઉપર છરકા પાડે તેવો ), કુભ્રામિ ( પ્રકાશનું વક્રીભવન કરે તેવો ) અને ભ્રાજિષ્ણુ ( તેજસ્વી ) હોય તે શ્રેષ્ઠ છે

જે નષ્ટકોણ, નિરશ્રિ ( ખડબચડો ) અને એક બાજુએ ઢળતો ( પાર્શ્વાપવૃત્ત ) હોય છે તે અપ્રશસ્ત છે

[1] આલકન્દક ' અને [2] વૈવર્ણિક એ પ્રકારના પ્રવાલ હોય છે, તેમનો વર્ણ માણિક્યના જેવો હોય છે તેઓ કઠણ હોય છે અને તેમના અન્તભાગમા કોઈ પણ વસ્તુનો સ્પર્શ થયલો હોતો નથી.

ચદન – ' સાતન લાલ હોય છે અને માટીના જેવી તેની ગધ હોય છે, ગોશીર્ષક ' ઘેરૂ લાલ હોય તેની ગધ માછલાના જેવી હોય છે, ' હરિચન્દન નો રગ પોપટના પિચ્છ જેવો, અને તેની ગધ આમ્રના જેવી હોય છે, તેવી જ રીતે તાર્ણસ નુ પણ સમજવુ ' ગ્રામેરૂક લાલ કે ઘેરા લાલ રગનુ અને તેની વાસ બકરીના મૂત્ર જેવી હોય છે, દૈવસભેય નો વર્ણ રાતો છે અને તેની સુગધ કમળના જેવી છે, આના જેવુ જ ' જાપક ' પણ જાણવુ ( વળી ) ' જોઙ્ગક ' તથા ' તૌરૂપ ' રાતા કે ઘેરા રાતા રગના હોય છે, ' માલેયક ' ફીકુ રાતુ, અને ' કુચન્દન ' અગરૂના જેવુ જ કાળુ હોય છે અથવા તો રાતુ કે ઘેરૂ રાતુ અગર તો ઘણુ ખડબચડુ હોય છે, કાલપર્વતક પ્રસન્ન વર્ણનુ, 'કોશાકારપર્વતક ' શ્યામ કે ચિત્ર શ્યામ ' શીતોદકીય ' શ્યામ અને નરમ તથા કમળના જેવી ગધવાળુ ' નાગપર્વતક ' ( નાગપર્વતમા થતુ ) ખડબચડુ (રૂક્ષ) અને તેનો રગ શૈવલના જેવો અને જે ' શાકલ ' છે તે કપિલ ( ભૂરા ) વર્ણનુ હોય છે

( વજનમા ) હલકુ, ચીકાશવાળુ, ભીનુ ( અસ્થાન- સુકુ નહિ તેવુ ), ઘીના જેવુ સ્નેહી, સુખદ સુગધવાળુ, ચામડીને ચોટી રહે તેવુ, મદ–

૧ બર્બર નદીના મુખ પાસેથી મળતા ૨ યવનદ્વીપ પાસેના સમુદ્રમાથી મળતા.

ગંધી, ગંધ અને વર્ણને જાળવી રાખનારૂ, ઉષ્ણુત સહન કરે તેવુ, દાહ-ગ્રાહી ( સળગી ઉઠે તેવુ ) અને સુખદ સ્પર્શવાળુ ચદનને જાણવુ

અગરૂના પ્રકાર આ પ્રમાણે છે — જોઙ્ગક અગરૂ કાળુ કે કાળચિત્ર હોય છે અને તેમા કામરચીત । ડાઘા પણ હોય છે, 'દોઙ્ક' શ્યામ હોય છે અને જે અગરૂ પારસમુદ્રક ( સમુદ્ર વાટે પરદેશથી આવે છે તે ) ' ચિત્રવિચિત્ર રૂપનુ અને તેની ગંધ ઉશીરના જેવી અગર તો નવમાલિકા ( જુઇ ) ના જેવી હોય છે ( એકંદરે) અગરૂ વજનમા ભારે નરમ, ચીકણુ, દીર્ઘકાળ અને દૂર સુધી સુગંધ ફેલાવે એવી રીતે બળનારૂ બળતા બળતા અવિચ્છિન્ન ધૂમાડો કાઢનારૂ, એકસરખી ગંધ ફેલાવનારૂ, ઉષ્ણુતા ચૂસી લેનારૂ અને ત્વચાને વળગી રહે તેવુ ( પણ ) હોય છે,

તૈલપર્ણિકના પ્રકારો આ પ્રમાણે છે.—' અશોકગ્રામિક ( અશોક ગામની પેદાશ ) ' માસવર્ણનુ અને પદ્મગંધવાળુ છે, ' જોઙ્ગક ' રતાશ પડતુ પીળુ અને કમળના જેવી ગંધવાળુ અગર તો ગોમૂત્રના જેવી ગંધવાળુ છે, ' ગ્રામેરૂક ' ચીકણુ અને ગોમૂત્રગંધી ' સૌવર્ણકુડ્યક ' રક્તપીત વર્ણનુ તેમ જ બીજોરા કે મીઠા લીંબુના જેવા સુગંધવાળુ પૂર્ણ કદ્વીપક ' પદ્મગંધી અથવા તો માખણના જેવી ગંધવાળુ, ' ભદ્રશ્રીય ' અને ' પારલૌહિત્યક ' એ ઉભયનો વર્ણ જાયફળ જેવો, અને આનર્પત્ય- ' નો રંગ ઉશીરના જેવો ૭ આમાના છેલ્લા બે કુષ્ઠ ( કોઠા ના જેવી ગંધ આપે છે, ' કાલેયક નુ ઉત્પત્તિસ્થાન સ્વર્ણભૂમિ છે અને તે પીળુ અને ચીકણુ છે, તેમ વળી 'ઔત્તરપર્વતક' (ઉત્તરના પર્વતની પેદાશરૂપ) રક્તપીત વર્ણનુ હોય છે આ બધી વસ્તુઓ સાર ( શ્રેષ્ઠ મૂલ્યવાળી ) જાણવી

તૈલપર્ણિક વસ્તુઓને વાટવામા આવે કે ઉકાળવામા આવે કે બાળવામા આવે તો પણ તેમની સુગંધ નિત્ય રહે છે તેમની મેળવણી અન્ય વસ્તુઓ સાથે થાય તો તેમા ફેર પડતો નથી કે તેની અસર બદલાતી નથી, અને આ વસ્તુઓ ગુણલક્ષણની બાબતમા ચદન અને અગરૂને મળતી આવે છે,

કાન્તનાવક, પ્રૈયક અને ઔત્તરપર્વતકઃએ ત્રણે ચર્મ (ચામડા)ના પ્રકાર છે.

'કાન્તનાવક' નો વર્ણ મોરના કંઠના જેવો છે; 'પ્રૈયક' નીલ, પીળા અને શ્વેત ડાઘાઓવાળું, ચિત્રવિચિત્ર હોય છે; તે ઉભય આઠઅને આઠ આંગળ લાંબા હોય છે.

વળી 'બિસી' અને 'મહાબિસી' એ બાર ગામની પેદાશ છે. જે અસ્પષ્ટ રંગવાળું, વાળવાળું અને કાબરચીતરૂં હોય તે 'બિસી'. અને જે પરૂષ (ખડબચડું) અને ધોળાશ પડતું હોય તે 'મહાબિસી' કહેવાય. એ ઉભય પ્રકારનાં ચામડા બારબાર આગળ લાંબાં હોય છે.

(વળી) સ્યામિક, કાલિક, કદલી, ચન્દ્રોત્તર અને શાકુલાઃ એ 'આરોહ'[1] (પ્રદેશ) ની પેદાશના ચામડા છે. 'સ્યામિક' એ ભૂરૂં છે અને તેમાં ભિન્નભિન્ન વર્ણનાં ટપકાઓ હોય છે; 'કાલિક' એ ભૂરા કે કબૂતરી રંગનું હોય છે; અને એ ઉભય આઠ આઠ આંગળની લંબાઇવાળાં હોય છે. 'કદલી' ચામડું ખડબચડું અને એક હાથ લાંબું હોય છે, અને જ્યારે ચંદ્રના જેવા તેમાં ભિન્ન ભિન્ન રંગના ડાઘા હોય ત્યારે તે 'ચન્દ્રોત્તર' પણ કહેવાય છે, અને તેવા પ્રસંગે તેની લંબાઇ એક તૃતીયાંશ હાથ જેટલી હોય છે 'શાકુલા-' માં કોઢના જેવાં ગોળ ગોળ ચાઠા હોય છે, અથવા તેમાં તંતુઓ હોય છે, અને હરણના ચામડાના જેવાં ચાઠાંઓ પણ તેમાં હોય છે.

સામૂર, ચીનસી અને સામૂલીઃ એ (ત્રણ પ્રકારનાં ચામડાં) બાહ્લવ (હિમાલયની સરહદ ઉપરના) દેશમાંથી મેળવાય છે.

'સામૂર' છત્રીશ આંગળ લાંબું, અને કાળું હોય છે; 'ચીનસી' એ રતાશ પડતા કાળા, અગર તો કાળાશ પડતા શ્વેત રંગનું હોય છે; અને 'સામૂલી'નો રંગ ઘઉંના જેવો હોય છે.

સાતિન, નલતૂલ અને વૃત્તપુચ્છઃ એ જળચર પ્રાણીઓનાં ચામડાં (ઔદ્ર) છે. તેમાં 'સાતિન' કાળું છે; 'નળતૂલ' એ, એ જાતના

---

[1] હિમાલય પ્રદેશ.

ઘાસના વર્ણનું છે; અને 'વૃત્તપુચ્છ' ભૂરા (કપિલ) વર્ણનું હોય છે. આ પ્રમાણે ચામડાઓ જુદી જુદી જાતિનાં હોય છે.

ચામડાંઓમાં જે મૃદુ, સ્નિગ્ધ અને બહુલરોમ (રૂવાંદાર) હોય છે તે શ્રેષ્ઠ ગણાય છે. ઘેટાના ઊનના બનેલા ધાબળાઓ શ્વેત, શુદ્ધ રક્ત, કે કમલના જેવા લાલ હોય છે. તેઓની બનાવટમાં વણેલા દોરા તથા સીવણનો ઉપયોગ થયો હોય છે, અથવા તો તેઓ વાનચિત્ર (ભિન્ન ભિન્ન રંગના) ઊનના તંતુઓને મિશ્રિત કરીને વણાયલા પણ હોય છે. વળી તે નિરનિરાળા ખંડોને એકઠા કરીને પણ (ખંડ સંઘાત્ય) તૈયાર કરાય. અથવા વિચ્છિન્ન ઊનના પણ તે હોઇ શકે.

ઊનના ધાબળાઓના દશ પ્રકારો છેઃ—કંબલ,[2] કૌચપક,[3] કુલમિતિક,[4] સૌમિતિક,[5] તુરગાસ્તરણ,[6] વર્ણક,[7] તલિચ્છક,[8] વારવાણ,[9] પરિસ્તોમ,[10] અને સમન્તભદ્રક.[11]

આ બધામાં જે પિચ્છલ (રૂવાંદાર), આર્દ્ર (લીસા), સૂક્ષ્મ (ઝીણા-પાતળા) તથા મૃદુ (નરમ–સુંવાળા) હોય તેમને ઉત્તમ ગણવા.

જે કંબલ (ઊનનું કાપડ) આઠ ખંડોનું બનેલું હોય અને જેનો રંગ કાળો હોય તે 'ભિંગિસી' કહેવાય છે, અને વરસાદના નિવારણ અર્થે તેનો ઉપયોગ થાય છે. 'અપસારક' ના સંબંધમાં પણ તેમ જ સમજવું. એ ઉભય નેપાળની પેદાશ છે,

[1]સંપુટિક, [2]ચતુરશ્રિક, [3]લમ્બર. [4]કટવાનક, [5]પ્રાવરક અને [6]સત્તલિક; એ બધા, વનચર પ્રાણીઓના ઊનથી બનતા (કંબલો) છે.

---

૨ મોટો ધાબળો. ૩ ગોવાળો ઓઢે છે તે. ૪ પાઘડી રૂપે માથે વીંટાય તેવો. ૫ બળદની ઝૂલ તરીકે વપરાય તે. ૬ ઘોડાની ઝૂલ રૂપે વપરાતો. ૭ રંગીન ધાબળો. ૮ ઓછાડ રૂપે વપરાતો. ૯ ડગલાના કામનો. ૧૦ મોટી ઝૂલ રૂપે વપરાતો.

૧ ચોરણી વગેરે જંઘાત્રાણ; ૨ કોર ઉપર કોઇપણ પ્રકારનો રંગ ન હોય તેવો સાદો ધાબળો; ૩ પડદા કે ઢાંકણ રૂપે વાપરવાનો ધાબળો; ૪–૫ ત્રીજાના જેવા જ પણ જાડા તંતુનો ધાબળો; ૬ સેતરંજી–પાથરણા–રૂપે વાપરવાનો;

વંગદેશમાં બનેલ તે 'વાંગક' કહેવાય છે; અને તે શ્વેત વર્ણનું અને સ્નિગ્ધ (સુંવાળું)[૭] દુકૂલ છે. પાંડય બનાવટનાં 'પૌંડ્રક' કાળાં અને રત્નના જેવાં સ્નિગ્ધ હોય છે; અને 'સુવર્ણકુડયક દેશની બનાવટના સૂર્યવર્ણના, મણિની સપાટી જેવા સુંવાળા, ભીનાશવાળા તંતુઓથી વણાયલા તેમ જ એકસરખા (ચતુરશ્ર) અને વ્યામિશ્ર (મિશ્રિત કરાયલા) વાણાવાળા હોય છે.

એકવડાં, અર્ધ, બેવડા, ત્રેવડા, અને ચોવડાં વસ્ત્રોઃ એ બધાં તેમના જ પ્રકારો છે.

કાશિક (વાણારસીની બનાવટ), ને પૌંડ્રક (પાંડય દેશની બનાવટ):- એ ઉભય 'ક્ષૌમ' સંજ્ઞાથી પ્રસિદ્ધ છે. માગધિક (મગધની બનાવટ), પૌંડ્રક અને સૌવર્ણકુડયકઃ એ બધા વસ્ત્રો રેષાની બનાવટ (પત્રોર્ણ) છે.*

નાગવૃક્ષ, લિકુચ, બકુલ (બોલસરી) અને વડવાઓના રેષા (પત્ર) કદાચ છે. નાગવૃક્ષના રેષા પીળા હોય છે; લિકુચના રેષા ઘઉંવર્ણા હોય છે, બકુલના ધોળા હોય છે, અને બાકીના માખણના વર્ણના હોય છે. આ પૈકી જે સુવર્ણકુડયમાં ઉત્પન્ન થાય છે તે ઉત્તમ છે. કૌશેય (કોશેટામાંથી નીકળતા રેશમમાંથીબનાવાતાં વસ્ત્રો) તથા ચીનપટ્ટ (ચીનાઈ રેશમી કાપડ): એ ચીન દેશની પેદાશ રૂપે મશહૂર છે.

સુતરાઉ બનાવટોમાં મધુર (મદુરા), અપરાન્તક (કોંકણ દેશ), કલિંગ, કાશી, બંગ, વત્સ, મહિષ (મહૈસુર): એ બધા દેશની બનાવટો શ્રેષ્ઠ ગણાય છે.

(જેમના વિષે આ સ્થળે વર્ણન કરાયલું નથી એવાં) અન્ય પ્રકારના રત્નોના સંબંધમાં તેમનાં કદ, તેમનાં મૂલ્ય, તેમની જાતિ, તેમનાં સ્વરૂપ,

---

૭ સૂક્ષ્મ વણાટનું કાપડ. ૮ આ કાપડને વણતી વેળાએ રત્ન વડે સાફ કરાય છે. *હાલ કેળ વગેરેના રેષાથી કાપડ વણાય છે તેમ પ્રાચીન હિંદુસ્તાનમાં પણ થતું હતું એમ જણાય છે.

તેમની ઉપયોગિતા અને તેમની રાખવી જોઇતી સંભાળના ઉપાયો, તથા જૂનાં ( રત્નોને ) સમરાવવા, સરલતાથી પારખી ન શકાય તેવો ભેગ પકડી કાઢવા, તેમ જ સ્થળ અને સમયના કારણે તેને લાગતો ઘસારો તથા તે પૈકી જે અશુભ હોય તેમનું નિવારણ કરવા વગેરે માટે જે ઉપાયો લેવા પડે તે બધા અધ્યક્ષે નક્કી કરી લેવાના છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ-પ્રચાર' નામક :દ્વિતીયાધિકરણમાંનું કોશમાં દાખલ કરવા લાયક રત્નોની પરીક્ષા ' એ બાબતને લગતું અગિયારમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૧૨

### ખાણો અને કારખાનાં.

પોતાની વિષે પડી રહેલ મળ (કિટ્ટ), ધાતુ ગાળવાની ભઠ્ઠીઓ (મૂષા), અંગાર (કોયલા) અને રાખને લીધે જે ખાણો, પૂર્વકાળમાં ખોદાઇ ગયલી હોય એમ દેખાય તો, અથવા તો, વજન, વર્ણનું ગાઢાપણું, મર્મભેદક ગંધ અને સ્વાદ વડે જેમનું મૂલ્ય આંકી શકાય તેવી કાચી ધાતુઓ.( રસ-ધાતુઓ ) ધરાવનારી નવી ખાણોને જો મેદાનોમાં કે પર્વતપ્રદેશોમાં ખોળી કાઢવામાં આવે તો, તામ્ર અને અન્ય ધાતુઓ સંબંધી (શુલ્બધાતુ) શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર તેમ જ રસ ખેંચવાની તથા જમાવવા (રસપાક)-ની કળામાં નિપુણ ગણાય તેવા તથા રત્નપરીક્ષક (મણિરાગજ્ઞ) આકરા-ધ્યક્ષે ( ખાણોના અધ્યક્ષે ), એ બધા કામમાં નિપુણ ગણાય તેવા ધાતુ-વેત્તાઓને તથા ખાણ ખોદવાના કામનો અનુભવ ધરાવનાર મજૂરોને સાથે રાખીને, આવશ્યક ઉપકરણો ( ઓજારો-યંત્રો ) થી સજ્જ થઇ તેવી ખાણોની તપાસ ( પરીક્ષા ) કરવી.

કૂવાઓ, ગુફાઓ, ઢોળાવવાળા પ્રદેશો અથવા પ્રસિદ્ધ પર્વતોનાં ઊંડાં ખોદાણોમાંથી ઝરતા જે દ્રવ (પ્રવાહી) પદાર્થોનો વર્ણ, જાંબુના કે કેરીના

જેવા કે તાડના જેવા હોય, અગર તો જેનો રંગ હળદરિયો ( પક્વ હરિદ્રાના જેવો ), હરિતાલ કે મધપુડાના જેવો પીળચટ્ટો હોય, કે હિંગળોકના જેવો દેખાય; જે દ્રવો, કમળપાંખડીના જેવા કે પોપટ અને મોરનાં પીછાં જેવા ચકચકિત હોય; જેઓ કોઇ પણ જળ–સમૂહની કે પોતાના જેવા જ રંગની ઔષધિની નિકટ હોય; અને જેઓ ચીકણા, વિશદ ( પારદર્શક ) અને ઘણા ભારયુક્ત હોય; તે સર્વને 'કાર્યનિક રસો' ( સોનાની કાચીધાતુ ) ગણી લેવા. તેમ જ જે રસોને પાણી ઉપર રેડતા તેઓ તેલની પેઠે પ્રસરી જાય અને જેમને મેલ તથા કચરો વળગી રહે, અને જેઓ તામ્ર અને રૂપાની સાથે સોએ સો ટકા કરતા પણ વધારે અંશે સેળભેળ થઇ શકે છે તેમને ( પણ ) ' કાંચનિક ' (કાઢીના) ગણવા

ઉપરના રસોના દેખાવવાળો, પરંતુ મર્મભેદક સુગંધ અને સ્વાદવાળો બીજો એક રસ ' શિલાજતુ ( શિલાજીત ) છે.

જે કાચીધાતુઓ, મેદાનોમાથી કે પર્વતોના ઢોળાવવાળા પ્રદેશોમાંથી મળી આવે; જેઓ કાં તો પીળી અગર તો ત્રાંબા જેવી લાલ કે લાલાશ-પડતા પીળા વર્ણની હોય; જે છૂટી છૂટી હોય અને તેમાં ( વળી ) આસમાની રંગની રેષાઓ હોય; જેમનો રંગ માષ (અડદ), મગ અને તલના જેવો હોય; જેમાં દધિબિંદુઓ જેવા ટપકાંઓ હોય, અને જેઓ હળદર, હરડાં, કમલદળ, શેવાળ, યકૃત, અને પ્લીહાના જેવા વર્ણોવાળી હોય; જેમની વિષે રેતિયાં પડ હોય અને જેની અંદર વર્તુલાકાર કે સ્વસ્તિકના આકારનાં ચિહ્નો હોય; જેમની વિષે ગોળ ગોળ ગઠ્ઠાઓ હોય (સગુલિક); અને જે આંચ દેવાતાં ફાટે નહિ, પરંતુ જેમાંથી જવાળા અને ધૂમાડો તથા ફીણોના ગોટેગોટા નીસરે તે બધી ' સુવર્ણધાતુઓ ' કહેવાય છે, અને ત્રાંબા કે રૂપાની સાથે તેમને મેળવી–ભેળવી–શકાય પણ છે ( પ્રતીવાપાર્થાસ્તામ્રરૂપ્યવેધનઃ )

જે ધાતુનો રંગ શંખના જેવો, અગર તો કપૂર, ફટકડી, માખણ, કપોત, કબૂતર, વિમલક ( એક પ્રકારનું રત્ન ) કે મોરની ગ્રીવા જેવો

હોય; જે સસ્યક, ગોમેદક, ગોળ અને કોવિદાર પુષ્પના, કમળના, પાટલ-પુષ્પના, કલાયપુષ્પના, ક્ષૌમ ( સણ ) નાં તથા અતસીનાં ફૂલના રંગવાળી, સીસા તથા અંજન સાથે ભળેલી હોય; જેની ગંધ કાચા માંસના જેવી હોય; જે છૂટી ભૂરા રંગની કે કાળાશ પડતી હોય, અને જેનો વિષે રેખાઓ કે ટપકાંઓ રૂપી ચિહ્નો હોય; અને જે ભઠ્ઠીમાં નંખાતાં ફૂટતી નથી, પણ ઘણાં ફીણ તથા ધૂમાડો કાઢે છે તેને 'રૂપાની કાચી ધાતુ ( રૂપ્ય-ધાતુ )'. જાણવી.

કાચીધાતુ વજનમાં જેમ ભારે હોય તેમ તેમાં સત્ત્વ ( ખરી ધાતુ ) પણ વધારે પ્રમાણમા હોય. જ્યારે કાચી ધાતુઓ ઉપર *તીક્ષ્ણ, મૂત્ર અને ક્ષારો અજમાવવામાં આવે છે, અને તેમને જ્યારે ગોપિત્ત કે ગોરોચનથી, અગર પાડા, ગધેડા અને હાથીનાં છાણમૂત્રની સાથે રાજવૃક્ષ, વડ અને પીલુનું ચૂર્ણ ભેળવીને મિશ્રિત કરવામાં આવે છે કે લિપ્ત કરવામાં આવે છે, ત્યારે એ કાચી ધાતુઓ વિષે ઉપરછલી રાત ક અવિયોજ્ય રીતે મળીને રહેલો મેલ દૂર થઇ જાય છે.

ધાતુઓની ઉપર જ્યારે જવ, અડદ, પલાશ (ખાખરા) અને પીલુની રાખ, અથવા ગાય અને ઘેટાં એ ઉભયના દૂધની સાથે બિલાડીના ટોપ ( કુંડલી ) અને વજ્રકંદનું ચૂર્ણ મેળવીને .તે મિશ્રણ અજમાવવામાં આવે છે, ત્યારે તેઓ મૃદુ ( નમ્ર ) બની જાય છે. કોઇપણ ધાતુના એક લાખ ભાગ પડી ગયા હોય ( અર્થાત્ કણ કણ થઇ ગયા હોય ) ત્યારે તેને મધુ, મધુક, ઘેટાનું દૂધ, તલનું તેલ, તાવેલું માખણ (ઘી), ગોળ, કિણ્વ ( આથો ) અને બિલાડીના ટોપઃ એ સર્વ વસ્તુઓથી બનેલા મિશ્રણમાં ત્રણ વાર બોળવાથી તેને મૃદુ ( સુંવાળી ) બનાવી શકાય છે.

જ્યારે ધાતુઓ ઉપર ગાયના દાંત અને શીંગડાનું ચૂર્ણ અજમાવવામાં આવે છે ત્યારે તેમાં મૃદુતાસ્તંભન (કાયમની મૃદુતા) થઇ આવે છે.

જે કાચી ધાતુઓ મેદાનોમાંથી કે પર્વતોના ટોળાવો ( પડખેરો ) ઉપરથી મળી આવે, અને જે ભારે, ચીકણી, મૃદુ, પિંગલવર્ણી અગર હરિત

રંગની, ફીકી લાલ કે લાલ રંગની હોય તેને 'તામ્રધાતુ'–ત્રાંબાની ધાતુ –જાણવી.

જે કાચી ધાતુનો રંગ કાકમેચક, કપોતપક્ષી કે ગોરોચન જેવો હોય, જેમાં શ્વેત રેખાઓ દેખાતી હોય અને જેની ગંધ કાચા માંસ જેવી હોય તેને 'સીસધાતુ-સીસાની ધાતુ'–જાણવી

જે કાચી ધાતુ, ક્ષારમય જમીનની પેઠે વિભિન્ન રંગની હોય, અગર જેનો રંગ બળેલી માટીના જેવો હોય તે 'ત્રપુધાતુ (કલાઇની ધાતુ)' છે.

જે કાચી ધાતુનો વર્ણ નારંગીના જેવો (કુરમ્બ), અથવા પાંડુર હોય, અગર સિન્દુવારપુષ્પના જેવો હોય તે 'તીક્ષ્ણધાતુ (લોઢાની ધાતુ)' ગણાય

જે કાચી ધાતુનો રંગ કાંડના રંગ જેવો, અગર તો ભુજપત્રના વર્ણ જેવો હોય તે "વૈકૃન્તકધાતુ" છે.

શુદ્ધ, સ્નિગ્ધ, પ્રભાવાન, ઠોકવાથી અવાજ કરે તેવી (ઘોષવાન), શીતતીવ્ર અને અલ્પરંગી જે ધાતુ હોય તે 'મણિધાતુ' કહેવાય છે.

એ પ્રમાણે મેળવાયલી ધાતુઓને, જેને તેને લગતા કારખાનામાં મોકલી દેવી.

ખનિજ પદાર્થોમાંથી, કારીગરી વડે બનાવેલી જણસોનો વેપાર કરવો, અને ઠરાવાયલા સ્થાનની બહાર (તેવી જણસો) બનાવનારાઓને, વેચનારાઓને અને ખરીદનારાને માટે સજા પણ ઠરાવવી

કોઇ ખાણનો કામદાર (ખાણિયો) ઝવેરાત સિવાયના અન્ય કોઇ ખનિજ પદાર્થની ચોરી કરે તો તેને (તે) વસ્તુના મૂલ્યથી આઠગણો દંડ દેવો.

કોઇ મનુષ્ય ખનિજ પદાર્થની ચોરી કરે કે પરવાના સિવાય ખાણ ખોદે તો તેને બેડીમાં ધાલી બન્દિકૃત (કેદી) તરીકે તેની પાસે કામ કરાવવું.

જે ખાણોમાંથી ભાડ (વાસણો) તૈયાર કરવાના કામમાં આવી શકે તેવી ધાતુઓ નીકળે, તેમ જ જે ખાણોનું કામ ચલાવવામાં મોટી મુડી

રોકવી પડે તેવી ખાણોને, થાપણના ઠરાવેલી સંખ્યામાં ભાગો કરી તે બદલ; અગર તો નક્કી કરેલ વ્યાજને બદલ પટ્ટે આપવી. જે ખાણોનું કામ બહુ મુડી રોકયા વિના થઇ શકે એમ હોય તેવી ખાણો, સીધી રીતે (રાજ્યની આડતથી) ચલાવવી (ખોલાવવી).

* **લોહાધ્યક્ષે** (ધાતુઓના અધ્યક્ષે) ત્રાંબું, સીસું, કલાઇ, વૈકૃન્તક ? આરકૂટ (પીતળ), વૃત્ત ? કાંસ, તાલ અને લોધ્ર ?: એ સર્વનાં કારખાનાંઓ અને તેમાંથી બનતી જણસોનાં કારખાનાઓ (કર્માન્ત) પણ ચલાવવાં.

**લક્ષણાધ્યક્ષે** (ટંકશાળ–અધિકારીએ) ચાર ભાગ ત્રાંબું, અને તીક્ષ્ણ, ત્રપુ, સીસું, અને અંજનઃ એ પૈકી કોઇ એકનો એકસોળાંશ મેળવીને 'રૂપ્યરૂપ' (રૂપીયા) પડાવવાનું કામ ચલાવવું. (વળી) એક આખો ' પણ,' 'અર્ધપણ', ' પા પણ ' અને 'એક અષ્ટમાંશ પણ' પણ પડાવવા.

(વળી) એક માષક, અર્ધમાષક, કાકણી અને અર્ધકાકણીઃ એ પ્રકારના, પાદાજીવ (મિશ્રણ) કરીને ત્રાંબાનાણું (તામ્રરૂપ) પણ તૈયાર કરાવવું.

સિક્કા પારખનારે (રૂપદર્શકે) વ્યવહારના સાધનરૂપે (વ્યાવહારિક) અને ખજાનામાં દાખલ કરવા યોગ્ય, એમ ઉભય રૂપે (એ નાણાંને) નક્કી કરવાં;–જે સિક્કા ખજાનામાં ભરાય તે ઉપર 'રૂપિક' નામથી ઓળખાતા આઠ ટકા, **વ્યાજી** તરીકે ઓળખાતા પાંચ ટકા, ને પારીક્ષિમ (પરખામણી) તરીકે સેંકડે એક અષ્ટમાંશ ટકા લેવાના પણ રાખવા; તથા તે સિક્કા બનાવનાર, વેચનાર, ખરીદનાર અને પારખનાર સિવાયનો કોઇ (તે બાબતમાં) ગુન્હેગાર હોય તો તેનો પચીશ ' પણ ' દંડ પણ કરવો,

દરિયાઇ ખાણના (ખનિ) અધ્યક્ષે શંખ, હીરા, મણિ, મોતી, પ્રવાલ અને મીઠું (ક્ષાર): એ સર્વ ચીજોનો સંગ્રહ કરતાં રહેવું, અને તેમને લગતા વેપારનું પણ નિયમન કરવું.

મીઠું પાકીને તૈયાર થાય કે તુર્ત, લવણાધ્યક્ષે ગણોત (પ્રકય) તેમ જ રાજભાગ તરીકે લેણું થતું મીઠું એકઠું કરી લેવું એટલું તો નહિ, પરંતુ

એ પ્રમાણે સંગૃહીત ચયલ લવણુ બદલ તેણે તેનું મૂલ્ય માત્ર નહિ, પરંતુ (ખર્ચાયલાં નાણાં ઉપર) પાંચ ટકા જેટલું વ્યાજ પણ, રોકડ નાણાં રૂપે મેળવી લેવું.

દેશાવર ખાતેથી અણાતા મીઠા (આગંતુલવણુ) માંથી (રાજાને) છઠ્ઠો ભાગ મળે. આ ભાગ (ભાગવિભાગ) ના વેચાણુમાંથી પાંચ ટકા વ્યાજ ને આઠ ટકા રૂપિક, રોકડ નાણા રૂપે ઉત્પન્ન કરવા. ખરીદનારે માત્ર શુલ્ક (જકાત) આપવું એટલું તો નહિ, પરંતુ રાજાના વેપારમાં જેટલી ખોટ આવે તેટલું વળતર (વૈધરણુ) પણ (તેને) દેવું. આ રકમ તે ન ભરે તો તેને ૬૦૦ પણુ ધનદંડ તરીકે આપવાની ફરજ પાડવી.

લવણુમાં ભેગ કરવા બદલ ઉત્તમમાં ઉત્તમ દંડ દેવો. તે જ પ્રમાણે વાનપ્રસ્થ સિવાયનો અન્ય કોઈ મનુષ્ય, જો પરવાના વગર મીઠું પકવે તો તેને (પણુ) સજા કરવી.

વેદવિદ્ પુરુષો, તપશ્ચર્યા કરનાર પુરુષો તેમ જ વેઠીઆઓ ખાવાને અર્થે પોતાની સાથે મીઠું લઇ જઇ શકે; પરંતુ આ સિવાય અન્ય કોઇ હેતુથી જો તેઓ મીઠું લઇ જાય તો તે લવણુ અને ક્ષાર બદલ તેમને (પણું) કર આપવો પડે.

આ પ્રમાણે, (૧) મૂલ્ય (મુદ્દીનાં નાણાં), (૨) વિભાગ (મુદ્દીનો ભાગ), (૩) પાંચ ટકા લેખે વ્યાજ, (૪) સિક્કાની પરખામણી (પરિઘ), (૫) અગાઉથી જાહેર કરેલો દંડ(અત્યય), (૬) શુલ્ક (દાણુ),(૭) રાજાના વેપારમાં જતી ખોટની ભરપાઇ (વૈધરણુ), (૮) દંડ,(૯) રૂપ (સિક્કા) પાડવા, (૧૦) રૂપિક (આઠટકા લેખે વ્યાજ): આ દશ પ્રકારનું ઉત્પન્ન રાજ્યે ખાણોમાંથી મેળવવું એટલું તો નહિ, પરંતુ તેણે ધાતુમાત્ર પરત્વે ખાણો ખોદવાનું તથા તેવા ખનિજ પદાર્થોનો વેપાર કરવાનું પણ પોતાના હસ્તક જ રાખવાનું છે.

આ પ્રમાણે વેચવા અર્થે કઢાતી તમામ વસ્તુઓ પરત્વે લેવાના કર (મુખસંગ્રહ) પણુ નક્કી કરી દેવા. ખજાના (કોશ)ની ઉત્પત્તિ આકર

(ખાણ) થી થાય છે; કોશથી કરીને શાસનતંત્રનો ઉદય (નિર્વાહ) થઇ રહે છે; અને કોશ તથા દંડની મદદથી કોશભૂષણા જે પૃથ્વી તે (પણ) પ્રાપ્ત થઇ આવે છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'અધ્યક્ષ–પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું, 'ખાણો અને કારખાનાંઓ'–એમને લગતું આ બારમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૧૩

### અક્ષશાળા અને સુવર્ણાધ્યક્ષ.

સુવર્ણની અને રૂપાની (ચીજો બનાવનારાં) કારખાનાંઓને એક બીજાથી અલગ રાખવાના હેતુથી સુવર્ણાધ્યક્ષે, ચારખંડ અને એક દ્વારવાળી **અક્ષશાળા** (જે ગૃહમાં સોના તથા રૂપાની ધાતુઓ ઉપર કારીગરીનું કામ થાય તે) રાખવી.

રાજમાર્ગ (વિશિખા) મધ્યે, એક કુલીન તથા વિશ્વાસપાત્ર તેમ જ શિલ્પનું જ્ઞાન ધરાવનાર સૌવર્ણિક (સુવર્ણકાર) ની (દુકાનની) સ્થાપના કરવી.

(જંબુ નદીમાથી મળી આવેલ)[1] **જાંબુનંદ**; ('શતકુંભ' પર્વતમાથી ખણી કાઢેલ)[2]**શાતકુંભ**; (હાટક નામની ખાણોમાંથી ખોદી કઢાયલ તે)[3] **હાટક**; ('વેણુ' પર્વતમાથી ઉત્પન્ન થયલ તે)[4] **વૈણવ**; અને (શૃંગશુક્તિમાથી કઢાયલ તે)[5] **શૃંગશુક્તિજઃ** એ બધી સુવર્ણની જાતિઓ છે, અને એને એના જાતરૂપમા–એવા ને એવા શુદ્ધ રૂપમા, અગર તો રસસિદ્ધ કરાઇને આકરો (ખાણો)માથી મેળવી શકાય છે.

જે સોનાનો વર્ણ કમળદળના જેવો હોય તથા જે મૃદુ, સ્નિગ્ધ અને નાદ ન કરે તેવું (અનાદિ), અને તેજસ્વી (ભ્રાજિષ્ણુ) હોય છે તે શ્રેષ્ઠ ગણાય

છે; જેનો રંગ રક્તપીત હોય છે તે મધ્યમ કોટીનું ગણાય, અને જેનો વર્ણ રાતો હોય તેને હલકું ( અવર ) સમજવું

અશુદ્ધ સોનાનો રગ પીળાશ પડતો હોય છે. એવા સોનામા જેટલા પ્રમાણુમા અશુદ્ધતા હોય તેના કરતા ચારગણું સીસુ તેમા ભેળવીને તેને ગાળવુ સીસાના સ્પર્શથી સોનું જ્યારે બરડ થઇ જાય ત્યારે તેને શુષ્ક-પટલ ( ગાયના છાણના છાણા ) વડે તપાવવું. તે પોતે બરડ હોય તેના જ્યારે કટકા કટકા પડી જાય ત્યારે તૈલગોમય ( તેલ તથા ગાયનુ છાણુ મિશ્રિત કરેલ હોય તે ) મા તેને પલાળવુ.

ખાણમાથી પ્રાપ્ત થતુ સોનુ, સીસાના સસર્ગને લીધે બરડ હોય છે તેથી તેને લુગડામા વીટીને તપાવવુ ( પાકપત્રાણિ કૃત્વા ), અને પછી કાષ્ઠની એરણ ઉપર હથોડા વતી તેને ટીપવુ, અગર તો કદલી અને વજ્ર-કદ, એ બેનું મિશ્રણ કરીને તેમા તેને ઝબોળવુ

( ' તુત્થ ' પર્વતમાથી પ્રાપ્ત થતું ) તુત્થોદ્‌ગત; (ગૌડ દેશની પેદાશ રૂપ ) ગૌડિક; કામમલ, (કબુ પર્વતમાથી મળી આવતુ) કબુક; અને (ચક્રવાલપર્વતમાથી પ્રાપ્ત થતુ) ચાક્રવાલિક એ બધા રૂપાના પ્રકારો છે

જે રૂપુ શ્વેત, સ્નિગ્ધ અને મૃદુ હોય તે શ્રેષ્ઠ છે, તેનાથી ઉલટા લક્ષણ-વાળુ રૂપુ નઠારૂ અને કટકા થઇ જાય તેવુ હોય છે

અશુદ્ધ રૂપુ હોય તો તેમા જેટના પ્રમાણુમા અશુદ્ધતા હોય તેટલા પ્રમાણના એક-ચતુર્થાંશ સીસાનુ મિશ્રણ કરીને તેને તપાવવુ જે રૂપાની સ્વચ્છ, તેજસ્વી અને દહીના વર્ણની કણીકણીઓ પડી જાય તેને શુદ્ધ કોટીનુ ગણવુ

કસોટી ઉપર ચઢાવાયલા સોનાનો ઘસારો જો હળદરિયા વર્ણનો થાય તો તે ' સુવર્ણ ' કહેવાય છે એવા સુવર્ણમાથી જો, એકથી સોળ કાકિણી જેટલો ભાગ કાઢી લઇને બાકી રહેલ સુવર્ણમા તેની રીતે લેવાઇ ગયલ ભાગને બદલે, એકથી સોળ કાકિણી ( માપક ) જેટનુ ત્રાબુ ભેળવવામા આવે અને તે પણ એવી રીતે કે તે સુવર્ણ તથા તામ્ર તદ્દન એકરસ થઇ

જાય, તો ( તેના પરિણામમાં ) સોળવલ્લું ( ષોડશવર્ણક ) સોનું થઇ આવશે.

કસોટી(નાપત્થર) ઉપર સુવર્ણનો એક ઘસારો કરીને તે રેખાની પડખે, ( તેની સાથે સરખાવણી કરવાના ) સોનાની બીજી એક રેખા પાડવી. એ કસોટીના પત્થરની એક સરખી ( અનિમ્નોન્નત ) સપાટી ઉપર કરાયલ, એકસરખા ઘસારા(સમરાગલેખ)ને જો ભૂંસી શકાય કે કાઢી નાખી શકાય, અગર તો એ કસોટી ઉપર ગૈરિક (ગેરૂનું) ચૂર્ણ છાંટીને જો ખીલાવડે તેની ઉપર ઘસારો પાડી શકાય તો, કોઇ પ્રકારનો ( સુવર્ણ પરત્વે ) છળ થયલો છે એમ માનવું.

જાતિહિંગુલુકના, અથવા તો પુષ્પકાસીસ ( લોહગંધકિત ) ને ગો-મૂત્રમાં મેળવવાથી થતા દ્રાવણમાં હથેળી બોળીને જો સુવર્ણને, પછીથી સ્પર્શ કરવામાં આવશે તો તે શ્વેતવર્ણનું બની જશે.

કસોટીનો પત્થર જો સકેસરસ્નિગ્ધ, મૃદુ અને ચકચકતો હોય તો તે શ્રેષ્ઠ છે. કલિંગ દેશમાંથી આવતો નિકષ ( કસોટીનો પાષાણ ), અગર તો મગવર્ણો પાષાણ પણ ઉત્તમ ગણાય છે. સોનાનો ક્રયવિક્રય (વેચાણખરીદી) કરવાના કામમાં, સમરાગી ( એક સરખા વર્ણવાળો ) પાષાણ ઠીક ગણાય છે.

હાથીના વર્ણને મળતો, હરિતવર્ણો અને ઝગારા મારતો ( પ્રતિરાગી ) કસોટીનો પાષાણ, સોનુંવેચાણ કરવામાં સારો છે. જે પત્થર સ્થિર ( ઘસાય નહિ તેવો ), પરૂષ ( ખડબચડો ), વિષમ વર્ણનો અને અપ્ર-તિરાગી ( અતેજસ્વી ) હોય તે ક્રયહિત (ખરીદનારાને માટે સારો) ગણાય છે. જે પત્થર શ્વેત, ચીકણો. સમ ( એકસરખા ) રંગવાળો, ઓપિત અને મૃદુ કાન્તિવાળો હોય છે તે શ્રેષ્ઠ છે.

તપાવતાં પણ જે સોનાનો રંગ એવો ને એવો રહે, જે કોમળ અંકુરોની પેઠે ચકચકતું દેખાય, અગર તો કારંડક પુષ્પના જેવો વર્ણ જેનો હોય તે શ્રેષ્ઠ ગણાય છે

સોનામાં જે કાંઇ શ્યામ કે નીલ વર્ણનું દેખાય તેને (તેની) અશુદ્ધિ જાણવી.

**પૌતવાધ્યક્ષ** (તુલામાન અને માપના અમલદાર)ને લગતા પ્રકરણમાં આપણે તુલા અને તોલા પરત્વે વર્ણન કર્યું. એ ઠેકાણે સુવર્ણ અને રૂપાની બાબતમાં (એ અધ્યક્ષે કરવાનાં કામ પરત્વે) જે સૂચનાઓ આપવામાં આવેલ છે તે સૂચનાઓને અનુસરીને તેણે સોનુંરૂપું લેવાદેવાનાં છે.

જે કોઇ ઉપયુક્ત (સૌવર્ણિકનો નોકર) ન હોય તેણે અક્ષશાળામાં પ્રવેશ કરવો નહિ. છતાં જો કોઇ પ્રવેશ કરે તો તેનો શિરચ્છેદ કરવો.

જે કોઇ કામગર સોનુંરૂપું સાથે રાખીને અક્ષશાળામાં પ્રવેશ કરે તેનું તે સોનુંરૂપું ખાલસા કરી લેવું.

કાંચન (શુદ્ધ સોનું), પૃષિત (પોલાં આભૂષણો), ત્વષ્ટૃ (રત્નની જડતર) અને તપનીયઃ વગેરે કરવામાં રોકાયલા સોનીઓનાં, તેમ જ ધમણ ધમનારાઓનાં અને કચરો વાળનારાઓએ પોતાનાં વસ્ત્રો પૂરેપૂરાં તપાસાઇ ગયાં બાદ અક્ષશાળામાં દાખલ થવું કે તેમાંથી બહાર નીકળવું. તેમનાં તમામ ઉપકરણો (ઓજારો) તથા તેમને હાથે અધૂરી રહેલ કૃતિઓને જેમ ને તેમ જે તે સ્થળે પડી રહેવા દેવાં. જેટલું સોનું તેમણે સંભાળ્યું હોય અને તેમણે જે કાંઇ તેમાંથી બનાવેલ હોય તે બધું તેમણે તે શાળાના મધ્ય ભાગમાં (કરણ મધ્યે) મુકી દેવું. તૈયાર થયલી, કારીગરીની વસ્તુઓની સવારે તથા સાંજે તપાસણી થવી જોઇએ, અને કરનારકરાવનારની મુદ્રાથી તે બધી લક્ષિત થઇ સુરક્ષિતપણે રખાઇ જવી પણ જોઇએ.

ક્ષેપણ, ગુણ અને ક્ષુદ્રઃ એ ત્રણ કર્મના પ્રકારો છે. સોનામાં રત્ન જડવાં (કાચાર્પણ કરવું) તેને 'ક્ષેપણ' કહે છે; સૂત્ર કે તાર બનાવવા તે 'ગુણકર્મ' કહેવાય છે; અને નક્કર કામ (ઘન) અને પોલું કામ (સુષિર) કરવાં તે તથા ગોળ ગોળ દાણા વગેરે બનાવવા તે 'ક્ષુદ્રકર્મ' ગણાય.

જો સોનામાં કાચાર્પણકર્મ ( રત્નોનું જડતર ) કરવું હોય તો શુદ્ધ સોનું ( કાંચન ) પાંચ ભાગ અને તામ્ર કે રૂપાના ચાર ભાગ જેમાં મેળવેલા હોય તેવા સોનાના દશભાગ લેવાથી ઇષ્ટમાન (જેવું સોનું જોઇએ તેવું ) થઇ રહેશે. આમાં અશુદ્ધ સોનાથી શુદ્ધ સોનાને અલગ રાખવું

પોલાં ઘરેણાંમાં રત્નો જડવાં હોય તો રત્નોને ધારણ કરી રાખવા અર્થે ત્રણ ભાગ, અને ચાર ભાગ તળિયાને માટે એમ સોનાના રાખવા. ત્વષ્ટૃકર્મને માટે ત્રાંબું અને સોનું સરખા પ્રમાણમાં મિશ્રિત કરવાં.

નક્કર કે પોલી રૂપાની ચીજ કરવી હોય તો, જેટલું રૂપું હોય તેના કરતાં અર્ધ ભાગે સોનું તેમા મેળવી શકાય; અગર તો હિંગુળકરસ અગર તો તેના ચૂર્ણની મદદથી, એ ચીજમા વાપરવાના રૂપાના ચોથા ભાગ જેટલું સોનું ( તેવી રૂપાની વસ્તુ ઉપર ) ઢોળાવી દેવું.

શુદ્ધ અને સુરાગી સુવર્ણ તપનીય છે. આવા પ્રકારના સોનાને જો તેટલા જ પ્રમાણમાં લીધેલ સીસક સાથે મેળવીને, સૈન્ધવિક (સિંધવક્ષાર) સાથે છાણામા ઘાલીને ઓગાળવામાં આવે તો તેના પરિણામમાં નીલ, પીત, શ્વેત, હરિત, શુકવર્ણ ( પોપટિયા રંગી ) અને કપોતવર્ણ ( કબૂતરિયા રંગી ) હલકા સોનાની વિવિધ જાતિઓ ઉત્પન્ન થઇ આવે છે.

મોરની ડોકના રંગનું પણ ધોળા ધોળા ટપકીઓવાળું તેમ જ ચળકતું અને પિત્તવર્ણથી ભરેલું ( પિત્તપૂર્ચ્છિત ) એક કાકિણીભાર તીક્ષ્ણ ( લોહવિશેષ )–એ સુવર્ણરાગ ( સોનાને રંગ આપનારૂં તત્ત્વ) છે.

શુદ્ધ કે અશુદ્ધ રૂપાને ( તારને ) અસ્થિતુત્થ ( હાડકાના ચૂર્ણ સાથે મિશ્રિત કરેલ તામ્ર-ગંધકિત ) સહિત, એકસહ ચાર વાર તપાવવું; પછી પાછું તેને, સરખા પ્રમાણમાં લીધેલ સીસા સાથે ચાર વાર તપાવવું; ફરી પાછું તેને શુષ્કતુત્થ ( સૂકા તામ્રગધકિત )ના ચૂર્ણ સાથે ચાર વાર તપાવવું; પછી તેને ત્રણ વખત કપાલ ( ખોપરી ) વિષે, અને છેવટે બે વાર છાણામાં પણ તપાવવું; અને આ પ્રમાણે એકંદરે સત્તર વાર. તુત્થ સહિત તપાવાયલ તેમ જ છેવટે સૈન્ધવિક ( સિંધવક્ષાર ) સાથે.

તપાવાયાથી પ્રોજ્જ્વલ થયલ રૂપાના, એક કાકિણીથી માંડીને બે માષ સુધીના ભાગ સોનાની સાથે ભેળવવામાં આવે તો હરકત નથી. આમ કરવામાં આવશે તો સુવર્ણ શ્વેતરંગનું બની જશે, અને તે 'શ્વેત-તાર' ની સંજ્ઞાને પામશે.

'તપનીય' વર્ગના સુવર્ણના ત્રણ ભાગ અને 'શ્વેત-તાર' વર્ગના બત્રીશ ભાગ લઇને તેમને ભેળા ઓગાળવામાં આવે (તેમનો ભેગો રસ કરવામાં આવે) તો તે ઉભયનુ મિશ્રણ શ્વેતલોહિતક (રતાશ પડતા ધોળા રંગનું) થાય છે. 'તપનીય' સુવર્ણના ત્રણ ભાગ લઇને જો તેમને બત્રીસ ભાગ તામ્રની સાથે મિશ્રિત કરવામાં આવે તો તે ઉભયનું મિશ્રણ પીતક (પીળાશ પડતું રાતું), થાય છે. વળી જો એ 'તપનીય' સુવર્ણ સાથે વર્ણદાયક તત્ત્વના ત્રણ ભાગો (રાગત્રિભાગ)ને મિશ્રિત કરીને તપાવવામાં આવે છે તો તે ઉભયને યોગે પીતરાગ (પીળાશ પડતો લાલ રંગ) થઇ આવે છે પણ ખરો. 'શ્વેત-તાર' ના બે ભાગ અને એક ભાગ 'તપનીય' સોનું લઇને જો સાથે તપાવવામાં આવે તો તેના પરિણામમાં, મગની લીલાશ જેવી લીલાશવાળું સોનું થઇ જવા પામે છે. જો 'તપનીય' વર્ગના સુવર્ણને તેના પોતાના વજનથી અર્ધ ભાગમાં લેવાયલ 'કાલાયસ'ના દ્રાવણમાં પલાળી મુકવામાં આવે છે તો તેના પરિણામમાં તે કાળું બની જાય છે.

ઉપર બતાવેલ દ્રાવણમાં રસ (પારદ)ને મેળવીને જો તેમાં 'તપનીય'-ને બે વાર ઝબકોળવામાં આવે તો તે શુકપત્રવર્ણ (પોપટિયા રંગ)નું બની જાય છે.

આ સર્વ પ્રકારના સોનાને ઉપયોગમાં લેતાં પહેલાં તેમનો કસ કસોટી (નિકષ) ઉપર કઢાવી જોવો. તીક્ષ્ણ અને તામ્રનો પ્રયોગ કરવાના વિધિ સારી પેઠે સમજી લેવા. આમ હોઇને હીરા, માણિક્યો, મોતી, તથા પ્રવાલને, અને રૂપાના સિક્કાઓ તેમ જ વિવિધ પ્રકારનાં ઘરેણાં બનાવવા અર્થે

આવશ્યક જણાય તેટલા સોના તથા રૂપાનાં પ્રમાણોને તોળવાના કામમા આવે તેવાં ' અવનેયિમાન ( તોલા ) ' પણ જાણીસમજી લેવાં જોઇએ

'તપનીય'—શુદ્ધ સુવર્ણનો વર્ણ એક સરખો તેમ જ આદર્શ રૂપ રંખાયલ સુવર્ણની રેખાના રગને અનુસરતો જ તેની રેખાનો રંગ હોય છે. નથી હોતા તેમાં પોલા ગઠ્ઠાઓ; અને તે વળી સ્થિર અને સ્નિગ્ધ, ભેળ વિનાનું, પ્રિય લાગે તેવું ( પહેરાય ત્યારે ), ચળકતુ હોય તથાપિ આંખને આંજી ન નાખે તેવું, એકસરખા રૂપનું હોય મધુરતાવાળું અને મન તથા આંખને ગમે તેવુ પણ હોય છે ×

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના ' અધ્યક્ષ–પ્રચાર ' નામક દ્વિતીયાધિકરણમાંનુ, ' અક્ષશાળા અને સુવર્ણાધ્યક્ષ ' એ નામનું તેરમુ પ્રકરણ પૂરૂં થાય છે. )

---

## પ્રકરણ ૧૪

### રાજમાર્ગ ઉપર રખાયલ રાજસોનીનાં કર્તવ્યો

નગરજનો તથા ગ્રામ્યજનોની (સોના રૂપાની) લગડીઓમાંથી સોના–રૂપાના સિક્કાઓ બનાવી આપવાને અર્થે રાજ્યના સૌવર્ણિકે ( સોનીએ ) કારીગરોને રાખવા. એમણે નિર્દિષ્ટ કરાયલ કામ નિર્દિષ્ટ કરાયલ સમય પર્યન્ત કરલું. કામનો સમય તથા પ્રકાર ઠરાવવામાં આવેલ નથી એવું બ્હાનું તેઓ જો કાઢે અને પોતાનું કામ બગાડે, તો તેમનો પગાર (વેતન) માત્ર જાય તેટલું તો નહિ, પરંતુ તેમના એ પગારથી બમણી રકમનો દંડ પણ તેમની કનેથી વસૂલ કરવો. જે કાર્ય પરત્વે જોઇએ તેના કરતાં વધારે

---

× પ્રાચીન હિંદુઓ ધાતુવિદ્યામા તથા રસાયનશાસ્ત્રમાં કેટલા પ્રવીણ હતા, તથા ચાણક્ય પોતે કેવો મોટો વિજ્ઞાની હશે તેની કલ્પના આ તથા આગળનાં પ્રકરણમા અપાયેલ વૈજ્ઞાનિક બાબતો ઉપરથી કરવી જોઇએ.

તેટલા ભાગનું સોનું તારવી લેવામાં આવે છે તો તેને 'તામ્ર-અવસારણ (શુલ્વાવસારિતમ્)' ગણવામાં આવે છે; જ્યારે 'વેલ્લક'* નો ઉપયોગ કરીને તેટલા પુરતું સોનું ઉડાવી લેવાય છે ત્યારે તેને 'વેલ્લક-અવસારણ (વેલ્લકાવસારિતમ્) કહેવામા આવે છે; અને જો ચોખ્ખા હેમમા, જેટલા તેટલા સુવર્ણના અર્ધભાગ જેટલું તામ્ર ભેળવી દેવામાં આવે છે, તો તે ક્રિયાને હેમ-અવસારણ (હેમાવસારિતમ્), ની સંજ્ઞા અપાય છે

હલકી ધાતુનો ટુકડો જેમા ગુપ્ત નાખી મુકાયલો હોય એવી કુડલી (મૂકમૂષા); ધાતુનો કિટ્ટ (પૂતિકિટ્ટ); સાણસી (કરટુકમુખ); ચીપીઆ (નાલીસંદેશ); જોંગણી (ધાતુના કટકા); અને ટંકણખાર (સુંવર્ચિકાલવણ): એ બધા, સોનુ સરકાવી લેવાના (ચોરવાના) માર્ગો છે.

(સોનું જેમાં મુકાયલું હોય તેવી) કુડલી(મૂષા)ને હેતુપૂર્વક ફાટી જવા દઇને, તેમાં અગાઉથી મુકી રખાયલ બીજી હલકી ધાતુઓના કટકાઓની સાથે જો (ગાળવામા આવતી) ધાતુના, રેતીના કણ જેવા કટકાઓ ભેળવી ઉઠાવવામાં આવે અને જે કોઇ સિક્કો કે અલંકાર કરવા ધાર્યો હોય તે કરવાને માટે, તે પ્રમાણે ઉપાડાયલા કટકાઓનો ગઠ્ઠો બનાવવામા આવે, તો એ કૃત્યને 'વિસ્રાવણ' કહેવાય છે; અગર જો કોઇ પણ ઘરેણાના વાળેલાં કે જડાવ પાત્રોને તપાસતાં (આચિતકપત્રપરીક્ષાવેળા) સોનાને બદલે રૂપું ઘસાડી દેવામાં આવે, અગર હેમને બદલે કોઇ કનિષ્ઠ ધાતુના કણો તેમાં સેરવી દેવામાં આવે, તો તે પણ 'વિસ્રાવણ' કહેવાય છે.

સાધણ કરવામાં, મિશ્રધાતુ બનાવવામાં, અને (ચઢતા પ્રકારની ધાતુના બે ખંડોની વચમાં કનિષ્ઠ ધાતુનો એક કટકો મુકીને તે બન્નેને) જોડી દેવાના કામ પરત્વે જે પ્રકારની ક્રિયા કરવામાં આવે છે તેને કાંતો (૧) 'ગાઢ પેટક (દઢ રીતે કરાતું મઢણ)', અગર તો (૨) 'અભ્યુદ્ધાર્ય (પોલાણવાળું કામ)' કહે છે.

---

* તીક્ષ્ણ અને રૂપાનો, સરખાં પ્રમાણમાં ભેળ કરી ઉપજાવવાની ધાતુ.

જ્યારે સીસાના કટકા ઉપર, મીણની મદદથી સોનાના પત્રને દઢ મઢી દેવામાં આવે છે ત્યારે તેવા કૃત્યને 'ગાઢપેટક' કહેવામાં આવે છે; અને જ્યારે તેવું પત્ર પોચું મઢાય છે ત્યારે તેને 'અભ્યુદ્ધાર્ય પેટક' કહેવામાં આવે છે.

મિશ્રણ (મિશ્રધાતુ)માં ( હલકી ધાતુની જણસ ઉપર ઉંચી ધાતુનું ) એકવડું કે બેવડું પડ ચઢાવાય છે. ( શ્રેષ્ઠ ધાતુનાં ) બે પતરાંની વચ્ચે તામ્ર કે રૂપું પણ ગોઠવી શકાય છે. ત્રાંબાના સિક્કા (શુલ્બરૂપ્ય) ઉપર સોનાનું પતરું મઢીને તેની સપાટી અને કોરને સરખી પણ કરી દેવાય; અને વળી તેવી જ રીતે, હરકોઇ હલકી ધાતુના કટકા ઉપર તામ્ર કે રૂપાના પતરાનું બેવડું પડ પણ ચઢી શકે, અને ( એ પ્રમાણે એ મઢાયા પછી ) તેની સપાટી તથા કોરને સરખી પણ કરી શકાય.

તપાવવાથી કે કસોટી ઉપર ચઢાવવાથી, અગર તો ઘસવાથી જે પ્રકારનો અવાજ નીકળવો જોઇએ તે ન નીકળવાને આધારે એ ઉભય પ્રકારના પેટક ( મઢતર ) ની પરીક્ષા થઇ શકે. ( વળી ) 'બદરામ્લ –' માં અને 'લવણોદક'માં ( જે તે વસ્તુને નાખવાથી પણ ) 'અભ્યુદ્ધાર્ય પેટક' તુર્ત પકડાઇ જાય છે, એમ ( નિપુણોનું ) કહેવું પણ છે.

કોઇ ધાતુની વસ્તુ ઘન ( નક્કર ) અને સુષિર ( પોલી ) હોય તો તેની વિષે, સોના જેવી ચળકતી ઝીણી રેતી ( સુવર્ણમૃત્વાલુકા ) ને, અગર તો 'હિંગુલુકકલ્ક' ને નાખીને જો ખૂબ તપાવવામાં આવે છે, તો તે વસ્તુની અંદરના ભાગમાં, તે પ્રમાણે ભેળી તપાવાયલ વસ્તુ દઢ ચોંટી ( અવતિષ્ઠ થઇ) પણ બેસે છે. વળી ઘન વસ્તુ (દઢ વાસ્તુક કે રૂપ) વિષે જો મીણ જેવા (જંતુ) 'ગાંધારપંક'ને વાલુકા (રેતી) સાથે મેળવીને ખૂબ તપાવવામાં આવે, તો તે પણ તે વસ્તુને દઢતાપૂર્વક વળગી જવા પામે. આ ઉભય પ્રકારની વિશુદ્ધિ ( અશુદ્ધિ ) ને, જો તે વસ્તુને હથોડા વતી ટીપવાથી દૂર કરી શકાય છે.

કોઇ ઘરેણામાં કે સિક્કામાં ( સપરિભાંડે વા રૂપે ) કટુશર્કરા ( સખ્ત રેતી) ની સાથે લવણ મેળવીને જો ખૂબ તપાવવામાં આવે, તો તે મિશ્રણ તેવા ઘરેણાને કે સિક્કાને દૃઢ રીતે ચોંટી જાય છે. આ પ્રમાણે ચોંટી ગયલ રેતીને કે લવણને, ' ક્વાથન (ઉકાળવા )'થી દૂર કરી શકાય છે.

અન્ય વાસ્તુક અથવા તો રૂપ પરત્વે મીણ વડે અભ્રકનું બેવડું પડ પણ ચઢાવી શકાય. આવી રીતે અભ્રકથી કે કાચથી મઢાયલ વસ્તુને જો ઉદક ( બદરામ્લ ) વિષે ડુબાડવામા આવે છે તો તેની બે બાજુમાંથી એક બાજુ, બીજાના કરતાં વધારે ઉંડી ડુબી જાય છે, અને તે પ્રમાણે થતાં જો તેને ( પટલાંતરને ) સૂચી (ટાંકણી) વડે ભેદવામા આવે છે તો તે ટાંકણી તે અભ્રકપટલને ભેદીને ઘણી સરલતાથી ઉંડી ઉતરી ગયા વિના રહેતી પણ નથી.

ઘનસુષિર જાણસોમાં, ખોટા મણિઓ. તેમ જ બનાવટી સોનું તથા રૂપું, સાચાને બદલે ઘુસાડી દઇ શકાય છે. આ પ્રમાણે ખોટી ચીજો ઘુસાડી દેવાની રીતિને ' પિંક ' કહે છે; અને એ ' પિંક' રૂપી ઠગાઇ પકડવી હોય, તો તેવી વસ્તુઓને લાલચોળ તપાવીને હથોડાવતી ટીપવાથી જૂઠાણું પકડાઇ આવ્યા વિના નહિ રહે.

આ કારણથી, હીરા, મણિ, મોતી, પ્રવાલ અને સિક્કાઓ ( રૂપ ) વગેરેની વિવિધ જાતિઓનું, તેમનાં વર્ણ, વજન અને ઉત્પત્તિ ( પુદ્ગલ--લક્ષણ)નું સંપૂર્ણ જ્ઞાન, રાજ્યના સૌવર્ણિકમાં હોવું જ જોઇએ.

નવા સિક્કાઓ (કૃતભાંડ) ની પરીક્ષા પરત્વે, અગર તો જૂના સિક્કા ( પુરાણ ભાંડ ) ને પુનઃ સરખા કરવામા આવતા હોય ( પ્રતિસંસ્કાર કરવામા આવતા હોય ) ત્યારે તે કામ પરત્વે આવા ચાર પ્રકારના ઉપાયથી ચોરી (હરણ) પકડી શકાય છેઃ— (૧) પરિકુટ્ટન (કૂટવા) વડે; (૨) અવચ્છેદન (કાપવા) વડે; (૩) ઉલ્લેખન (કોતરવા) વડે, અને (૪) પરિમર્દન (ઘસવા) વડે.

પોલાં ભાંડો, દોરાઓ (ગુણ) અગર તો પ્યાલાં (પિટકો) ને મઢવાનાં બ્હાનાં ( પેટકાપદેશ ) હેઠળ કરવામા આવતી ચોરીને પકડવાના હેતુથી જ્યારે તે વસ્તુઓને હથોડાવડે ટીપવામાં આવે ત્યારે તે ' **પરિકુટ્ટન** (ટીપવું) ' કહેવાય છે.

જ્યારે (સોના કે રૂપાના પટલથી) મઢેલી સીસાની કોઇ બનાવટને, ખરી વસ્તુને નામે પસાર કરી દેવામાં આવે, ત્યારે જો તેની અંદરનો કોઇ એક ભાગ કાપી નાખવામાં આવે, તો તે ક્રિયાને '**અવચ્છેદન**' કહે છે.

જ્યારે ઘન વસ્તુને તીક્ષ્ણ ( તામ્રગંધકિત ? ) વડે છરકા મારવામાં આવે છે ત્યારે તે ' **ઉલ્લેખન** ' કહેવાય છે.

જો એક કપડા ઉપર હરિતાલ( હડતાળ )નું ચૂર્ણ, લાલ સોમલ (મનઃશિલા) કે હિંગળોક, અગર તો કુરવિન્દચૂર્ણ લગાવીને તે કપડાવડે સોનારૂપાની જણસોને ઘસવામાં આવે, તો તે કૃત્યને '**પરિમર્દન**' કહે છે.

આ કૃત્યોથી સોના રૂપાની જણસોમાં ઘસારો થાય છે ખરો; પરંતુ એથી અન્ય કોઇ પ્રકારની હાનિ થતી નથી.

જે બધી વસ્તુઓને ટીપાય, કપાય, છરકા પડાય કે ઘસાય તે બધી વસ્તુઓ પરત્વે કેટલું નુકસાન થયું છે તે જો જાણવું હોય તો, તે પ્રમાણે ક્રિયાધીન થયલી જણસોને, તેમના જેવી જ, પરંતુ એ ક્રિયાઓ પૈકી કોઇને પણ અધીન ન થયલી હોય તેવી વસ્તુની સાથે સરખાવી જોવી.

મિશ્રિત પ્રકારની (અવલેપ્ય) વસ્તુઓને જો કાપી નાખવામાં આવી હોય તો, તેવી રીતે કપાઇ ગયલ વસ્તુના જેવી જ બીજી વસ્તુમાંથી, (કપાઇ ગયલી) વસ્તુના જેવડો જ કટકો કાપી લઇ તેની સરખામણી કરવાથી, થયલ નુકસાન જણાઇ આવશે. જે વસ્તુઓનાં રૂપ બદલાઇ ગયાં હોય તેમને વારંવાર તપાવવી અને પાણીમાં બોળ્યાં કરવી.

નાખી દેવા તરફ, તોળવાનાં તોલાં તરફ, અગ્નિ (તાપ) તરફ, એરણ (ગંડિકા) તરફ, ઓજારો (ભંડિક) તરફ, ગોનાની બેઠક (અધિકરણી)

તરફ, ત્રાજવાં તપાસવા તરફ, પોતાનાં વસ્ત્રોની ઘડીઓ તરફ, પોતાનાં માથા ને જાંઘ તરફ, માખીઓ ઉડાડયાં કરવા તરફ, પોતાના શરીર કે પાણીના કુંડા અને પોતાની ભઠ્ઠી તરફ જો (વસ્તુ બનાવનાર કારીગર) વારંવાર જોજો કર્યાં કરે, તો સૌવર્ણિકે ઠગાઇનું અનુમાન બાંધવું (કાચ વિલાત્).

કોહવાઇ ગયલ માંસના જેવી દુર્ગંધ, કોઇ પણ મળને લીધે થઇ આવતી કઠણાશ, પ્રસ્તીન (લાંબું થઇ જવું તે), અને વિવર્ણતા (નઠારો રંગ): એ સર્વે રજત (રૂપા) પરત્વે થયલ રોગના ચિહ્નો છે.

આ પ્રમાણે, ગમે તો કોઇ પણ ભાંડ (જણસ) નૂતન હોય કે જીર્ણ હોય કે વિરૂપ હોય તો પણ તેની, પૂર્વોક્ત પદ્ધતિએ પરીક્ષા કરવી, અને (દોષ માલૂમ પડે તો તે બદલ) યોગ્ય દંડ પણ (અપરાધ કરનારને) દેવો.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ-પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું, 'રાજમાર્ગ ઉપર રખાયલ રાજસોનીનાં કર્તવ્યો' એ વિષયને લગતું ચૌદમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૧૫

### કોષ્ઠાગારાધ્યક્ષ (કોઠારી) નાં કર્તવ્યો.

કોષ્ઠાગાર (કોઠાર) ના અધ્યક્ષે, ખેતીની ઉપજ (સીતા) નો હીસાબ રાષ્ટ્ર (ગ્રામ્યભાગ) નાં મથાળા નીચે આવતા કરો, વેપાર (ક્રયિમ), સાટાં (પરિવર્તક), પ્રામિત્યક (ધાન્યમાગણી), પાછો આપવાની શરતે ઉછીનો લેવાયલ દાણો (આપમિત્યક), સિંહનિક (ચોખા, તેલ વગેરેની બનાવટો); (અન્ય રીતે થતી) અન્યજાત પેદાશો; ખર્ચની ખરાઇ કરવા અર્થે એકઠી કરાતી હકીકતો (વ્યયપ્રત્યય); અને આગલા (ચઢત=વસૂલ-બાકી) લેણાની વસૂલાત; એ સર્વની ઉપર દેખરેખ રાખવી

(રાજ્ય તરફથી કરાતી) ખેતીના અધિકારી (અધ્યક્ષ) તરફથી

ભરાતું ઉત્પન્ન '**સીતા**' કહેવાય છે. પિંડકર (નિશ્ચિત કરાયલ વેરા); ઉત્પન્નના 'છઠ્ઠા ભાગ રૂપે' અપાતા કર: સૈન્યને અર્થે (લોકો તરફથી) અપાતો '**સેનાભક્ત**' રૂપી ભાગ; (ધર્મ-કર્મ અર્થે ઉઘરાવાનો કર) **બલિ**; (ખંડીઆ રાજાઓ અને અન્ય જનો તરફથી અપાતો) **કર**; (રાજપુત્રના જન્મ પ્રસંગે લેવાતા કર) **ઉત્સંગ** (કુંવરમાણું); (કોઇ પણ કર ઉઘરાવવાને માટે અવકાશ હોય તો તેનો લાભ લઇને ઉઘરાવાતો કર) **પાર્શ્વ**; (ઢોરથી મોલને કરાયલ નુકસાન બદલ, વળતર તરીકે લેવાતો દાણો) **પારિહીણિક**; (રાજાને કરાયલો નજરાણો) **આપાયનિક**; અને (રાજા તરફથી બંધાવાયલાં તળાવો, સરોવરો વગેરેના પાણીથી લાભ લેનારી જમીન ઉપર લેવાતો વેરો) **કૌષ્ઠેયક**: એ સર્વેનો સમાવેશ '**રાષ્ટ્ર**' માં થાય છે.

દાણાના વેચાણથી થતું ઉત્પન્ન (ધાન્યમૂલ્ય), અને દાણાની ખરીદી (કોશનિર્હાર), અને પ્રયોગપ્રત્યાદાન (વ્યાજમાં કે લેણા પેટે લેવાયલા દાણા): એ '**ક્રયિમ (વેપાર)**' કહેવાય છે.

દાણાને બદલે દાણાને લાભકારક રીતે લેવા તે '**પરિવર્તન**' (સાટું) કહેવાય છે.

બીજે ઠેકાણેથી માગીમાગીને દાણા ભેગા કરવા તે '**પ્રામિત્યક**', અને દાણે દાણા પાછા આપવાની સરતે, ઉછીના દાણા લેવા તે '**આપમિત્યક**' કહેવાય છે.

(ચોખા ઇત્યાદિને) છડવું, દાળ કરવી (ભરડવું), (ધાન્ય કડોળને) સેકવું, શુક્તકર્મ (પીવાના પદાર્થો બનાવવા), દળવુંદળાવવું (પિષ્ટકર્મ), ભરવાડો અને ઘાંચીઓને કામે લગાડીને તેલ પીલાવવું (તૈલપીડન), અને શેરડીમાથી ખાંડ બનાવવી (ક્ષારકર્મ): એ સર્વ '**સિંહનિક**' કહેવાય છે.

જે કોઇ વસ્તુ કોઇ તરફથી ખોવાઇ ગયલી હોય કે વીસરાઇ ગયલી હોય તેનો સમાવેશ '**અન્યજાત**' ઉત્પન્નમાં થાય છે.

નાણાનું રોકાણ, ઉપાદાયલ પણ ભાંગી પડેલ કામોના અવશેષો, અને અટકળેલા ખર્ચમાંથી બચત ( અન્તરારંભશેષ ): એ સર્વે 'વ્યયપ્રત્યાય ( ખર્ચ કમી થવાના માર્ગો )' છે.

ભિન્ન પ્રકારના ત્રાજવા વાપરવા બદલ, અગર તો ( જે કોઇ વસ્તુ ) મૂઠીભર લેવાની હોય તેમા કરવામાં આવતી ભૂલ બદલ જે વળતર લેવાય તે ' વ્યાજી ' કહેવાય છે; અને પાછલા લેણાની ઉઘરાતને ' ઉપસ્થાન '-ની સંજ્ઞા અપાય છે.

દાણા, તેલ, ખાંડ અને મીઠું: એ પૈકી દાણાને લગતી સર્વ બાબતોનું વર્ણન, ' સીતા-અધ્યક્ષના કર્તવ્યો ' એ વિષયક પ્રકરણમાં કરવામાં આવશે.

ઘી, તેલ, વસા ( ચરબી ) અને (વનસ્પતિના) સાર કે રસઃ એ સર્વે ' સ્નેહ ' છે. ફાણિત ( ઉકાળો ), ગોળ; કણદાર સાકર (મત્સ્યંડિકા), અને ખરી સાકર (ખંડશર્કરા ): એ બધા ' ક્ષાર ' ગણાય છે.

વળી લવણના પ્રકારો આ પ્રમાણે છેઃ-સિંધુ પ્રદેશમાં ઉત્પન્ન થતું તે 'સૈન્ધવ;' સમુદ્રજળમાંથી બનાવાતું તે 'સામુદ્ર;' બિડય, યવક્ષાર (જવખાર); સુવર્ચલ પ્રદેશમાં થતું તે ' સૌવર્ચલ; ' અને ઉપર ભૂમિ ( ખારાપાટ )માંથી ઉત્પન્ન કરાતું તે 'ઉદ્ભેદજ. '

મધમાખીઓથી બનાવાતું મધ તેમ જ દ્રાક્ષમાંથી કઢાતો રસ 'મધુ'-ને નામે ઓળખાય છે.

મેષશૃંગી ( એક પ્રકારની વનસ્પતિ ) અને પીપર ( પિપ્પલી ) ના કવાથને ચિદ્દભિટ, કાકડી, શેરડી, કેરી અને આમળાંનું સત્ત્વ નાખીને કે નાખ્યા વગર,-શેરડીનો રસ, ગોળ, મધ, દ્રાક્ષારસ, જાંબુસાર અને જક-વૃક્ષનું સત્ત્વઃ એ પૈકીના હરકોઇની સાથે મેળવીને-મિશ્રણ બનાવવામાં આવે તો તે એકમાસ, છમાસ કે એક વર્ષ સુધી ટકી શકે તેવું થાય છે. આવાં મિશ્રણો 'શુક્તવર્ગ'નાં ગણાય છે.

જે વૃક્ષોને ખાટાં ફળ આવે છે તેવાં વૃક્ષોનાં ફળ, કરમદા, વિદલામલક ( આમળાં ), માતુલુંગ ( બીજોગ કે મીઠાં લીંબુ ), બદરીફળ, સૌવીરક અને પરૂષક વગેરે ફળો 'આમ્લવર્ગ'ના ( ખટાશવાળાં )' ગણાય છે.

દહીં, તથા ધાન્યમાંથી ઉત્પન્ન થતા ખાટા પદાર્થો, ' દ્રવામ્લવર્ગ'-ના ( પ્રવાહી ખટાશવાળી ચીજો ) કહેવાય છે.

પીપળીમૂળ, મરી, સુંઠ, જીરૂં, કિરાતતિક્ત, ધોળી રાઇ, ધાણા, ચોરક, દમનક, મરૂવક, શિગ્રુ અને તેના જેવી બીજી કાંડ–વનસ્પતિનો સમાવેશ ' કટુકવર્ગ ' માં થાય છે

સૂકવેલ માછલાં, કંદમૂળ, ફળો અને ભાજીપાલો: એ સર્વ 'શાકવર્ગ' નાં ગણાય.

આ પ્રમાણે ભેળા કરાયલ સંગ્રહમાંથી અર્ધભાગ, જનપદના લોકોનાં સંકટ નિવારી શકવાને અર્થે જાળવી રાખવો, અને બાકી રહેલ અર્ધભાગ ( કોઠારીએ ) ઉપયોગમા લેવો. જૂના સંગ્રહને સ્થાને નવ પૂરણી કરતા પણ રહેવું.

દાણા ખંડાયાથી કે મસળયાથી કે દળાયાથી કે સેકાયાથી કે પલાળા-યાથી તેમાં જે વધારોઘટાડો થઇ આવે તે ઉપર અધ્યક્ષે પોતે દેખરેખ રાખવી.

કોદરા અને વ્રીહિમાંથી અર્ધભાગ સારા ચોખા નીકળે છે; 'શાલિ' નામના ચોખામાંથી ( ખાવા યોગ્ય ચોખા ) એક અષ્ટમાંશ જેટલાં ઓછા નીસરે છે; 'વરક' માંથી, એકતૃતીયાંશ જેટલો ઓછો સારો ભાગ નીકળે; પ્રિયંગુ (મકાઇ) માંથી અર્ધભાગ સારો નીકળે; ચમસી ( બાજરી ), મગ અને અડદમાંથી, એકઅષ્ટમાંશ જેટલી ઓછપ આવે તેમ સારભાગ નીકળે; શીંબીમાંથી અર્ધભાગ સારો નીકળે છે; અને મસૂરમાંથી એકતૃતી-યાંશ નકામો નીકળે છે.

કાચો લોટ અને કુલ્માષ (રાંધેલા ચોખા=ભાત) માપમાં, તેમના મૂળ

જથાના કરતાં દોઢગણુા થાય છે. બાજરીની રાબડી અગર તો તેનો સેકેલો લોટ બમણું થવાના. કોદ્રવ (કોદરા), વરક, ઉદારક અને પ્રિયંગુને જો રાંધવામાં આવશે તો તે ત્રમણુા થઇ ગયલ દેખાશે. વ્રીહિ ( ચોખા ) રંધાશે તો તે ચોગણુા દેખાશે, અને ' શાલિ ' નામના ચોખા રંધાતાં પાચગણુા રૂપમાં દેખાવાના.

ધાન્યને પલાળવામા આવે ત્યારે તે મૂળમા હોય તેના કરતાં બમણું થઇ ગયલા દેખાય, અને તેમના સણુગા થવા દેવાને માટે ( તેમને અંકુરિત થવા દેવા માટે ) જો તેમની વિશેનું પાણી નીચોવી કાઢી નાખવામાં આવે તો તે (એટલા તો ફૂલી ગયલ હશે કે) તેની વૃદ્ધિ અઢીગણી થયલી દેખાશે.

તળાયલ ધાન્ય, તેના મૂળ સ્વરૂપ કરતા એક પંચમાશ વધારે વૃદ્ધિને પામશે; કલાય ( સીંગો ) ને તળવામા આવે તો તે મૂળનાં કરતાં બમણી થાય; અને ચોખાની બાબતમાં પણુ તે પ્રમાણે જ બનશે.

જેટલી અળસી ( અતસી ) હોય તેના છઠ્ઠાભાગ જેટલું તેલ તેમાથી નીકળે; નિંબફળ ( નીંબોળીઓ ), કુશામ્ર અને કપિત્થ વગેરેના બીમાંથી એકપંચમાંશ જેટલું તેલ નીકળે; અને તલ, કુસુંભ, મધૂક અને ઇંગુદી વગેરેમાથી નીકળતુ તેલ, તેમના મૂળ જથાના ચોથા ભાગ જેટલું થાય છે.

કપાસ અને સણુ, એ બન્ને પાંચ પાચ 'પલ' ભાર જેટલાં હોય તો તે દરેકમાથી એક 'પલ' ભાર સૂત્ર ( દોરા ) નીકળે.

પાચ ' દ્રોણુ ' ભાર ' શાલિ ' માથી દશ આઢક જેટલા ચોખા નીકળે. એવી રીતે તૈયાર કરાયલ ભાત નાના હાથીઓને માટે યોગ્ય ખોરાક ગણાય. પાંચ ' દ્રોણુ ' ભારમાથી અગીઆર આઢક જેટલો ભાત થાય તો તે વ્યાલ ( દુષ્ટ સ્વભાવના હાથી ) ને માટે બરાબર થશે; એટલા જ (પાંચ દ્રોણુ ) શાલિમાથી દશ આઢક જેટલો તૈયાર કરાયલો ભાત ઔપવાહ્ય— સ્વારી કરવા લાયક-હાથીઓને માટે યોગ્ય ગણાશે; એટલા જ પાચ દ્રોણુ શાલિમાથી નવ આઢક જેટલો તૈયાર કરેલ ભાત, યુદ્ધોપયોગી હસ્તીઓને

બસ થઇ પડે; એટલા જ શાલિમાંથી તૈયાર કરેલ આઠ આઢક પદાતિ ( પાયદળ )ને માટે, અને એમાંથી અગીઆર આઢક પ્રમાણે તૈયાર કરાયલ ભાત ( સૈન્યના ) મુખ્યોને માટે યોગ્ય ગણાય. એ જ જથ્થામાંથી છ આઢકને ધોરણે તૈયાર કરાયલ ભાત રાણીઓ તથા કુમારોને માટે ઉચિત થશે; અને એ જ રીતે પાંચ આઢકના પ્રમાણમાં મેળવાઇ તૈયાર કરાવેલો ભાત રાજાઓને ખાવા માટે આપી શકાય.

એક પ્રસ્થ, અખંડ અને પરિશુદ્ધ ચોખા; એકચતુર્થાંશ પ્રસ્થ સૂપ; અને એ સૂપના એકચતુર્થાંશ જેટલું ઘી અગર તેલ: એટલું એક આર્યના ભોજન માટે બસ છે.

એક ષષ્ટાંશ પ્રસ્થ જેટલો સૂપ એક મનુષ્યને માટે જોઇએ; અને ઉપર બતાવેલ પ્રમાણના તેલથી અર્ધ ભાગનું તેલ અવર ( હલકા વર્ણના ) લોકોને માટે ગણવું.

ઉપર બતાવવામાં આવેલ પ્રમાણથી એક ચતુર્થાંશ ઓછો ખોરાક, એક સ્ત્રીને માટે બસ ગણાય; અને તેનાથી અર્ધભાગનો ખોરાક બાળક-ને માટે સમજવો.

વીશ ' પલ ' જેટલું માંસ પકાવવાને અર્ધકુડુંબ તેલ, એક પલભાર મીઠું, એક પલભાર સાકર ( ક્ષાર ), બે ધરણ કટુક ( મસાલો ), અને અરધું પ્રસ્થ દહીં: એટલાં વાનાં જોઇએ.

વધારે પ્રમાણમાં માંસ રાંધવાનું હોય તો, પૂર્વોક્ત પ્રમાણમાં આવશ્યક ચીજોમા વધારો કરી દેવો.

શાક બનાવવામાં, ઉપર બતાવેલ વસ્તુઓ જે પ્રમાણમાં છે તેમનું પ્રમાણ દોઢું કરી દેવું.

સૂકવેલી માછલી પકવવામા, ઉપર બતાવેલ વસ્તુઓનું પ્રમાણ બમણું કરવું. હાથીઘોડાને આપવાના ખોરાકના માપનું વર્ણન, તેમના અધ્યક્ષોનાં કર્તવ્યો ગણાવનાર પ્રકરણોમા આપવામાં આવશે.

ઘોડાઓને આપવાને માટે ઠરાવવામા આવેલ છે તે રીતિને અનુસરીને બીજી વસ્તુઓ સાથે એક દ્રોણ ભરીને અડદ અગર બાજરો ખાંડીને બળદોને ખવરાવવો, ઉપરાંત તેને વિશેષત એક*તુલા જેટલો ખોળ ( ઘાણપિણ્યાક ), અથવા દશ આઢક જેટલો ' કણકુડક ' (ભરડો) પણ આપવો

ઉપર બતાવ્યા કરતા બમણો ખોરાક ભેસ તથા ઉટને આપવો.

ગધેડા તથા રાતા ચાઠાવાળા તેમ જ ધોળા પટાવાળા હરણોને અર્ધો અરધો દ્રોણ ખોરાક દેવો

એણ અને કુરગને એક આઢક, અને બગડા સાથે અરધો કે એક આઢક જેટલુ ધાન્ય ભેળવીને તેટલા ખોરાક બકરાં, ઘેટા તેમ જ વરાહને આપવો કૂતરાને એક પ્રસ્થ ભાત અપાય હસ, ક્રૌંચ અને મયૂર એ દરેકને અરધો અરધો પ્રસ્થ બસ થશે

બીજાં બધા પ્રાણીઓ, ઢોર, પખી અને તોફાની હાથીઓને એક વખતને માટે ભોજન કેટલુ જોઈએ તે ઉપર બતાવવામા આવેલ પ્રમાણ ઉપરથી સમજી લેવુ

લોઢું ગાળવાના અને ચુનાની ભઠ્ઠી ઘાલવાના કામમા ઉપયોગી થઇ પડે તેટલા માટે કોયના ( અગાર ) અને ઝોલા ( તુષ ) ( જે તે કામ કરનારને ) આપી દેવા

ભૂસુ તથા કણિકા દાસો, મજૂરો (કર્મકર) તથા સૂપકરો (રસોઇઆ)ને આપવા એ બધુ આપતા જે કાંઈ વધે તે ભાત રાધનારને, તેમ જ ભાતની ભાખરીઓ બનાવનારાને આપી દેવુ.

તોળવાના ત્રાજવા, કાટલા, માપિયા, ઘટી (રોચની), સાબેલુ (મુસળ), ખાણીયો ( ઉલૂખલ), કુટ્ટકયત્ર (ચોખા છડવાના કામનુ કાષ્ઠયત્ર), રોચક યત્ર ( ઘી ફેરવવાનું યત્ર ), ધાન્ય વાવલવાના પખાઓ ( પત્રકશૂર્પ ),

* એક તુલા બરાબર ૧૦૦૦ પલ

ચાળણીઓ, ટોપલાઓ (કંડોલી ), પિટક (પેટી) અને સાવરણીઓઃ એ સર્વ ઉપકરણો ( પણ જરૂરનાં ) છે.

વાળનારાઓ, રક્ષકો, ધરક ( તોલારો ), માયક ( દાણા માપનારા ), માપક ( દાણા મપાતા હોય ત્યારે તે કામ ઉપર દેખરેખ રાખનારા ), દાયક ( વસ્તુઓ પૂરી પાડનારા ), દાપક ( કોઠારમા જતી જણસો ઉપર દેખરેખ રાખનારા), શલાકાપ્રતિગ્રાહકો ( ધાન્ય માપવામા થતી ખરી કે ખોટી ભૂલ બદલ વળતર લેવાના કામે નીમાયલા હોય તે ), દાસો અને મજૂરોઃ આ બધા લોકો ' વિષ્ટિવર્ગ 'ના ગણાય છે.

ધાન્ય ઉંચેથી નીચે સરકતુ આવે એમ સંઘરવું; ક્ષાર ( ગોળાદિ વસ્તુઓ ) માત્રને ઘાસનાં દોરડાં ( મૂત )થી સંહત કરી રાખવા; સ્નેહાદિ (તેલ વગેરે) પદાર્થને માટીના કે લાકડાના કોઠાઓમાં ભરી રાખવા; અને લવણને પૃથ્વીતલ ઉપર રખાવવું.

**( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રના 'અધ્યક્ષપ્રચાર ' નામક દ્વિતીયાધિકરણમાંનું 'કોષ્ઠાગારાધ્યક્ષનાં કર્તવ્યો ' એ વિષયક પંદરમું પ્રકરણ પૂરું થાય છે.)**

---

## પ્રકરણ ૧૬



### પણ્યાધ્યક્ષ ( વેપારખાતાનો અધિકારી ).

જમીનમાં કે પાણી વિષે ઉત્પન્ન થતી, તેમ જ ભૂમાર્ગે તથા વારિમાર્ગે ( જળમાર્ગે ) આણાતી વિવિધ પ્રકારની, વેપારની જણસો( પણ્ય )ને લગતી પ્રિયાપ્રિયતા ( લોકો તરફથી દેખાડતા ભાવ અને અભાવ ) પરત્વે તથા તેમની કીમતમાં થતી વધઘટના સંબંધમાં પણ્યાધ્યક્ષે દેખરેખ રાખવી. એ સર્વને ફરતી કરવા ( વિક્ષેપ ), એકઠથ્થુ કરવા ( સંક્ષેપ ), અને તેમને વેચેવાખરીદવા ( ક્રમવિક્રય ) ના કામને માટે પણ તેણે યોગ્ય કાળ નકકી કરવો.

જે માલનો પ્રચાર વધારે પ્રમાણમાં થઇ ગયો હોય તેને એકીકૃત (એક હાથ) કરીને તેનું મૂલ્ય વધારી દેવું, અને એ પ્રમાણે વધારી દેવામાં આવેલ ભાવ લોકપ્રિય નીવડે ત્યારે બીજો ભાવ બોલાવવો.

જે રાજપણ્ય સ્વભૂમિજ ( જે માલ સ્વદેશમાં બનેલો ) હોય તેનો પ્રચાર ( વ્યવહાર ) એકમુખ ( એકહાથે ) રાખવો, ( પણ ) પરભૂમિજ ( પરદેશથી આવતા) માલને અનેકમુખી બનાવવો ( ઠેક ઠેકાણે વેચાવાને માટે મોકલી આપવો ). આ બન્ને પ્રકારનો માલ, પ્રજાગણને માફક થાય તેવી રીતે વેચાય એવી વ્યવસ્થા રાખવી. પ્રજાને નુકસાન કરે એટલે દરજ્જે સ્થૂળ લાભ (મોટો નફો) કરાતો હોય તો તેણે તેમ થતું (પણ) અટકાવવું.

* જે જણસોને માટે વારંવાર માગણીઓ થતી રહેતી હોય તેવી જણસો વેચવાને માટે કોઇ પણ પ્રકારની કાલમર્યાદા ઠરાવવી નહિ; તેમ, વળી, તેવી જણસોને સંકુલદોષને કદિ પણ પાત્ર થવા દેવી નહિ ( અર્થાત્ એવી જણસોને એકહાથ થતી પણ અટકાવવી ).

અથવા તો ફેરિયાઓ (વૈદેહકો) ની મારફત, રાજના માલને નિશ્ચિત ભાવથી જુદા જુદા ભાગમાં વેચવાને કાઢવો, અને તેમ કરતાં જે પ્રમાણમાં ખોટ જાય ( છેદાનુરૂપ ) તે પ્રમાણમાં તેમને તેણે વૈધરણ ( વળતર ) ( પણ ) આપવું.

ધનમાપથી વેચાતી જણસો ઉપર, તેમના સોળમા ભાગ જેટલી વ્યાજીની રકમ ગણવી; તોળીને વેચાતી જણસો પરત્વે તેમના બારમા ભાગ જેટલું વ્યાજી ગણવું; અને જે વસ્તુઓ ગણ્ય ( ગણીને વેચાતી આપી શકાય તેવી ) હોય તેમની ઉપર તેમના અગીઆરમા ભાગ જેટલી, વ્યાજીની રકમ આંકવી.

પરદેશથી માલની આયાત કરનાર ( દેશી ) વેપારીઓ તરફ પથ્યા-

---

*જીવનનિર્વાહ કરી રાખવાના કામમાં આવતી વસ્તુઓને એકહથ્થુ થતી -અટકાવવી એ એક મહત્ત્વવાળો સિદ્ધાન્ત હોઇ પ્રત્યેક રાજ્યે વિચારવા જેવો છે.

ધ્યક્ષે અનુગ્રહ રાખવો. જે નાવિકો તથા સાર્થવાહો (વેપારીઓ) પરદેશથી માલની આયાત કરતા હોય તેઓ કાંઇક નફો મેળવી શકે એટલા માટે, તેમની પાસેથી લેવાના કરમાં કાંઇક મુકાણ[1] ( પણ ) તેણે કરવું ( પરિહા-રમાયતિક્ષમમ્ ).

પરભૂમિજ માલ આયાત કરનાર વિદેશીય (આગંતૂનામ્) વેપારીઓ જો (સ્થાનિક) મંડળનાર પમા કે ભાગદારીમાં જોડાયલા ન હોય (અનભિયોગ શ્ચાર્થેષ્વાગન્તૂનામન્યત્રસભ્યોપકારિભ્યઃ) તો તેમના દેવા બદલ તેમની વિરૂદ્ધ થના દાવામાંથી તેમને મુક્ત રાખવા.

જે લોકો રાજ્યની બનાવટનો માલ વેચે તેમણે, એક નિશ્ચિત સ્થળે રખાયલ, એક લાકડાની પણ તેના ઉપરના ભાગમાં એક મુખ (કાણા)વાળી પેટી (ગલ્લા)માં વેચાણ કરવાથી પોતાને પ્રાપ્ત થયલી રકમ હંમેશા નાખી રાખવી; અને આઠમા ભાગનો દિવસ રહે ત્યારે દરરોજ તેમણે, "આટલું વેચાયું અને આટલું બાકી રહ્યું:" એ પ્રમાણે પણ્યાધ્યક્ષને બનાવી આપી-ને તમામ સોપી દેવું. કાંટા, તોલા તથા માપિયાં પણ તેમણે તેને સોપી દેવાનાં છે.

પરંતુ રાજ્યનો માલ પરવિષય ( પરરાજ્ય ) માં વેચાવા અર્થે મોકલાય તો, માલનું સાટું કરવામાં, પરદેશી માલની કીંમતની દષ્ટિએ દેશી માલની કીંમત નક્કી કરીને પણ્યાધ્યક્ષે શુલ્ક ( જકાત ), રાહદારી વેરો (વર્તનિ ), પહોંચડામણ (ગાડાભાડું–આતિવાહક), રક્ષક થાણાએ આપ-વાનો કર ( ગુલ્મદેય ), નદીપાર ઉતરવાનો કર ( તરદેય ), વેપારી તથા તેના નોકરોને દેવાનો ખર્ચ ( ભકત ), અને વિદેશી રાજાને દેવાનો પણ્ય-ભાગ; એ બધું બાદ જવા નફો રહે છે કે કેમ, એ બાબતની ગણના પણ કરી લેવી.

સ્થાનિક ( દેશી ) માલને પરરાજ્યોમા વેચવાથી જો લેશ પણ નફો રહેતો ન દેખાય, તો કાંઇ પણ દેશી માલ આપીને તેને બદલે પરદેશી

---

1 Rebate.

માલ લાભકારક રીતે લાવી શકાય તેમ છે કે નહિ, એ બાબતનો ( પણ્યાધ્યક્ષે ) વિચાર કરવો. એટલું કર્યા પછી તેણે પોતા તરફનો કીંમતી માલ, સલામત માર્ગે જુદા જુદા વ્યવહારસ્થળે મોકલવો. અને તેટલા મોટા પ્રમાણમા નફો રહે તેટલા સારુ તેણે ( પણ્યાધ્યક્ષના પ્રતિનિધિ–વેપારીએ ) પરરાજ્યના અટવીપાળો, અંતપાળો તેમ જ તેવા રાજ્યના રાજા તરફથી રખાયલા, નગરો તથા ગામડાઓને લગતા અમલદારો ;સાથે દોસ્તી ખીલવવી, અને પોતાના સાર ( માલ ) તથા જીંદગીને જોખમ ન લાગે તે માટે સાવધાન પણે રહેવું. ધારેલા વ્યવહારસ્થાને ( બજારમાં ) જો તે (પોતાના માલ સહિત) પહોંચી, ન શકે, તો તેણે પોતાનો માલ (કોઇપણ), કરોથી મુકત એવા ( સર્વદેયવિશુદ્ધ ) સ્થાનમાં વેચી નાખવો, અગર તો નદીમાર્ગે તેણે પોતાનો માલ બીજા દેશોમાં લઇ જવો.

યાનભાગક ( ગાડાભાડું ), પથ્યદન ( ભથ્થું ), દેશી માલના સાટામાં મેળવાતા પરદેશી માલની કીંમત ( પણ્ય પ્રતિપણ્યાર્ઘ પ્રમાણ ), મુસાફરીનો સમય ( યાત્રાકાલ ), પ્રવાસને અંગે ઉદ્દભવે તેવા ભયને નિવારવાનાં સાધનો, અને જે શહેરો વિષે જઇને વ્યવહાર કરવાનો હોય તે શહેરની રીતભાત ( પણ્યપત્તનચારિત્ર ) એ બધી બાબત પરત્વે પણ તેણે, ' વારિપથે ' જતાં પૂર્વે, આવશ્યક માહિતી મેળવી લેવી.

નદીતીરે આવેલ વ્યવહારસ્થાનો ( પણ્યપત્તનો ) વિષે કરવાના વેપાર સંબંધમાં માહિતી મેળવી લીધા પછી તેણે, જે સ્થળેથી વધારે નફો મળે તેમ હોય તે સ્થળે પોતાનો માલ ચઢાવવો,અને નફો ન આપે તેવાં વ્યવહાર–સ્થાનોને છોડી દેવાં.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' અધ્યક્ષ—પ્રચાર ' નામક દ્વિતીયાધિકરણમાંનું ' પણ્યાધ્યક્ષનાં કર્તવ્યો ' એ વિષયને લગતું પ્રકરણ

# પ્રકરણ ૧૭

## કુપ્યાધ્યક્ષ (વનની પેદાશને લગતું કામ કરનાર અધિકારી)નાં કર્તવ્યો.

કુપ્યાધ્યક્ષે, વનદ્રવ્યની રક્ષા કરનારાઓ મારફત કુપ્ય (વનમાં ઉત્પન્ન થતી વસ્તુઓ)નો સંગ્રહ કરવો. લાભકારક ઉદ્યોગો તેણે વન વિષે સ્થાપવા એટલું તો નહિ, પરંતુ સંકટકાળ સિવાયના કોઈ પ્રસંગે વનદ્રવ્યને હાનિ પહોંચાડે તેનો ધનદંડ કરવા તથા તેના કનેથી વળતર મેળવવા અર્થે તેણે આવશ્યક પ્રબંધ પણ રચવો.

**કુપ્ય (વનદ્રવ્ય) આ પ્રકારનાં** છે:–સાક (સાગનું લાકડું), તિનિશ, ધન્વન, અર્જુન, મધૂક, તિલક, તાડ, શિંશુપ (સીસમ), અરિમેદ, રાજાદન, શિરીષ ખદિર, સરલ, તાલસર્જ, અશ્વકર્ણ, સોમવલ્ક, કશામ્ર, પ્રિયક, ધવ વગેરે મજબૂત લાકડાવાળાં વૃક્ષો (સારદારુ), જુદી જુદી જાતના **વાંસ**—જેવા કે ઉટજ ચિમિય, ચવ વેણુ, વંશ, સાતિન, કંટક અને ભાલ્લૂક વગેરે, **વિવિધ વલ્લી**(વેલા)ઓ વગેરે:–જેમ કે, વેત્ર (નેતર), શીકવલ્લી, વાશી, શ્યામલતા, નાગલતા વગેરે, **વલ્કવર્ગની** વનસ્પતિ (રેષાત્મક વનસ્પતિ) –જેવી કે, માલતી, દૂર્વા, અર્ક શણ, ગવેધુક અતસિ (અળશી) વગેરે, (જેમાંથી દોરડાં બનાવી શકાય તેવી) **રજ્જુભાંડ** વનસ્પતિ –જેવી કે, મુંજ વલ્વજ વગેરે, ઉપયોગી **પાનડાં આપનારી** વનસ્પતિ –જેવી કે, તાલી તાલ, અને ભૂર્જ, **પુષ્પ** જેનાં કામમાં આવે તેવી વનસ્પતિ–જેવી કે, કિંશુક (ખાખરો), કુસુંભ (કુસુંબી રંગ આપે તે) અને કુંકુમ, **ઔષધવર્ગની** વનસ્પતિઓ –જેવી કે, કંદ, મૂળ, ફળ જેમનાં ઔષધરૂપે વાપરી શકાય તે

કાલકૂટ, વત્સનાભ, હાલાહલ, મેષશૃંગ, મુસ્તા, કુષ્ઠ, મહાવિષ, વેલ્લિતક, ગૌરાર્દ્ર, બાલક, માર્કટ, હૈમવત, કાલિંગક, દારદક, કોલસારક, ઉષ્ટ્રક;

વગેરે પ્રકારના વિષ (પણ કુપ્ય વર્ગના છે). એ જ પ્રમાણે કુંભગત (ઘડામા રખાતા ) સર્પો તથા કીટો ( જીવડાઓ )ને પણ વિષવર્ગમાં ગણવા.

ગોધા ( મગર ), સેરક, દ્વીપિ ( દીપડો ), શિંશુમાર (હ્રાઉડી), સિંહ, વ્યાઘ્ર ( વાઘ ), હાથી, ભેંશ, ચમર, સૃમર, ખડ્ગ, ગોમૃગ અને ગવય વગેરેના ચામડા ( પણ કુપ્ય ગણાય છે )

વળી પૂર્વોક્ત પ્રાણીઓના તેમ જ બીજા પશુઓ, ઢોરો, પખીઓ અને સર્પોના હાડકા, પિત્ત સ્નાયુ, દાત, શીંગડા, ખરીઓ અને નખો ( ની ગણના પણ આમા જ કરવી )

કાલાયસ ( લોઢુ ), તામ્ર, વૃત્ત ?, કાસુ, સીસુ, ત્રપુ ( કલાઇ ), વૈકૃન્તક ? અને આરકૂટ-વગેરે ધાતુઓ ( પણ કુપ્ય છે. )

નેતર, છાલ તથા માટીના વાસણો ( ભાડો ), અને અગાર (કોયલા), તુષ અને ભસ્મ ( ભસ્મ ) ( એ બધા પણ, વનની પેદાશ ગણાય ). મૃગ, પશુ અને પક્ષીની વાટો ( વાડાઓ ), તેમ જ કાષ્ઠ (બાળવાના લાકડા)ના વાડા + તથા ઘાસના વાડા (નો સમાવેશ પણ કુપ્યમા કરવો )

જીવનનિર્વાહ અગર દુર્ગરક્ષા અર્થે જે જે વસ્તુ ઉપકારક થઇ પડે તેવી હોય તે તે તમામને બનાવવા માટે, કુપ્યાધ્યક્ષે, ( રાજધાની કે વનની ) અંદરના કે બહારના ભાગમા, વળી, ગોઠવણ પણ કરવી

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના ' અધ્યક્ષ–પ્રચાર ' નામક દ્વિતીયાધિકરણમાનું, ' કુપ્યાધ્યક્ષના કર્તવ્યો ' એ વિષયને લગતુ સત્તરમું પ્રકરણ પૂરૂ થાય છે )

---

+હિંદુસ્તાનના દેશી રાજ્યોમા આવા પ્રકારની સસ્થાઓ અદ્યાપિ પર્યંત ચાલુ હતી, પણ બ્રિટિશ અમલની અસરે એ પદ્ધતિ અસ્વીકાર્ય થતી ચાલી છે.

# પ્રકરણ ૧૮

## આયુધાગારના અધ્યક્ષનાં કર્તવ્યો.

આયુધાગાર. ( હથિયારખાના )ના અધ્યક્ષે યુદ્ધોપયોગી, દુર્ગોપયોગી, તેમ જ શત્રુનાં શહેરો (પરપુરો)નો વિનાશ કરવામાં ઉપયોગી થઈ પડે તેવાં ચક્રયંત્રો, આયુધો (હથિયારો), બખ્તરો તથા (બીજાં ) ઉપકરણો બનાવવાને સારૂ, જે તે કામમાં નિપુણ ગણાય તેવા અને અનુભવી ( કૃતકર્મ-પ્રમાણ ) કારીગરોને રોકવા, અને તેમને નિશ્ચિત કરાયલ દર પ્રમાણે મજૂરી (વેતન) આપીને, ઠરાવેલા સમયમાં જે તે કામ કરાવી લેવું.

આ પ્રમાણે તૈયાર કરાવાતાં હથિયારો તથા ઉપકરણોને, તેમને માટે ઠરાવાયલ સ્થાનોમાં રાખવાં. એ બધાંને વારંવાર ઉથલાવાતાં રાખવાં એટલું તો નહિ, પરંતુ તેમને તડકો પણ ખવરાવવો. એ પૈકી જેમને ઉષ્મા ( ગરમી ) અને બફારો (ઉપસ્નેહ)થી નુકસાન થવાનો અગર તો કૃમિઓ (કીડાઓ)થી ખવાઇ જવાનો સંભવ રહેતો હોય તેમને બદલાયલા ( અન્યથા ) સ્થાનમાં રાખવાં, અને એ સર્વને, તેમનાં જાતિ, રૂપ, લક્ષણ, પ્રમાણ ( કદ ), મૂળ ( ઉત્પત્તિસ્થાન ), મૂલ્ય અને તેમના જથાને અનુલક્ષીને વારંવાર તેણે ( આયુધાગારના અધ્યક્ષે ) તપાસતાં પણ રહેવું.

[1]સર્વતોભદ્ર, [2]જામદગ્ન્ય, [3]બહુમુખ, [4]વિશ્વાસઘાતિ, [5]સંઘાટી, યાનક,[6] પર્જન્યક,[7] અર્ધબાહુ,[8] અને [9]ઉર્ધ્વબાહુઃ એ ( બધાં ) **સ્થિત** ( સ્થિર-અચલ-) યંત્રો છે.

---

૧ એકદમ ચકર ચકર ફરી શકે તેવાં ચક્રોવાળી ગાડી એમાનાં ચક્રોને ફરતાં કરવામાં આવે ત્યારે તેમાંથી ચારે દિશાઓમાં પત્થરોનો વરસાદ વરસાવી શકાતો (સરખાવો હાલની યાંત્રિક તોપો (Machine-guns.) ૨ તીર ફેંકનારૂં એક મહાયંત્ર; ૩ અનેક મુખવાળું યંત્ર; ૪ દગો દે તેવું (શત્રુઓને ફસાવી મારી નાખે તેવું) યંત્ર; ૫ અટ્ટાલક અને દુર્ગના બીજા ભાગોને આગ લગાડનાર યંત્ર; ૬ શત્રુ તરફ ફેંકી શકાય તેવો ચક્રયુક્ત દંડ; ૭ આગઓલવનારૂં જળયંત્ર, કેટલાકના મત પ્રમાણે એ યંત્રવડે શત્રુની ઉપર જળવૃષ્ટિ કરી તેને મુંઝવી નંખાતો હતો. ૮ સામસામા પડી અથડાઇને વચમાં આવી પડતા શત્રુનો નાશ કરે તેવા થાંભલા; ૯ ઉંચી જગ્યા ઉપર રખાઇને શત્રુ તરફ ફેંકાતો થાંભલો.

પચાલિક[10], દેવદંડ[11], સૂકરિક[12], મુસલ[13], યષ્ટિ[14], હસ્તિવારક[15], તાલવૃન્ત[16], મુદ્‌ગર[17], ગદા[18], સ્પૃક્તલ,[19], કુદ્દાલ[20], આસ્ફાટિમ[21], ઔદ્ઘાટિમ[22], શતઘ્નિ [23], ત્રિશૂળ અને ચક્ર એ બધા 'ચલયંત્રો' કહેવાય છે

[24]શક્તિ, [25]પ્રાસ, [26]કુન્ત, [27]હાટક, [28]ભિંડિવાલ, [29]શૂલ, [30]તોમર, [31]વરાહકર્ણ, [32]કણય, [33]કર્પણ, અને [34]ત્રાસિક વગેરે યંત્રો 'હલમુખ' સંજ્ઞાવાળા છે.

તાલ, ચાપ (એક પ્રકારનો વાસ), દારૂ (એક પ્રકારનુ લાકડુ), અને શૃંગ (શીંગડા) ના બનાવેલ ધનુષ્યો અનુક્રમે કાર્મુક, કોદંડ, દ્રૂણ, અને ધનુસ્ કહેવાય છે.

---

૧૦ ઝીણા ઝીણા પણ અમણિત, અણીદાર ખીલાવાળુ મોટુ પાટિયુ, દુર્ગની દીવાલ બહારની પાણીની ખાઇ વિષે તે પાટિયુ રખાય એટલે ભૂલથી તે ઉપર દોડયા આવતા શત્રુઓના પગમા તે ખીલાઓ ભોકાઇ જતા અને તેમના ભારથી પાટિયુ પાણીમા, તેમની સહિત, ડૂબી જતુ ૧૧ કિલ્લાની દીવાલ ઉપર ખોડાતો, ખીલાવાળો મહાદંડ, ૧૨ વરાહાકાર યત્ર, ૧૩–૧૪ ખદિરના બનાવેલ અણિયાળા દંડિકા, ૧૫ હાથીઓને ખાળવાને માટે કરાયત, બે ત્રણ અણીવાળો મહાદંડ ૧૬ પંખાના આકારનુ ચક્રયત્ર ૧૭ મુગદળ, ૧૮ લાંબો અને ભારે દંડ, ૧૯ તીવ્ર અણીવાળો દંડ, ૨૦ કોદાળી ૨૧ મોટો અવાજ કરનારી ચામડાની કોથળી ૨૨ પ્રાકારોને પાડી નાખનારૂ યત્ર, ૨૩ ઘણાને એક સાથે હણી નાખનારું યત્ર ૨૪ કરવીરપત્રના જેવુ ચાર હાથ લાબુ, ધાતુથી બનાવાયલ યત્ર, તેનો હાથો ગાયના આંચળ જેવો હોય છે ૨૫ બે હાથાવાળુ પણ ૨૪ તસુ લાબુ હથિયાર, ૨૬ સાત કે પાચ હાથ લાબુ હથિયાર, ૨૭ ત્રણ કે ચાર તીવ્ર ધારવાળો દંડ, ૨૮ ગદા જેવા છ મથાળાવાળો દંડ, ૨૯ અનિશ્ચિત લબાઇવાળો દંડ, ૩૦ તીરના જેવી ધારવાળો પણ ચાર અગર સાડાચાર કે પાંચ હાથ લાંબો દંડ ૩૧ વીશ બાવીશ કે ચોવીશ તસુ લાંબો, ત્રિકોણાકાર બે છેડાવાળો, એક ધાતુનો દંડ, ૩૨ સાત, આઠ કે નવ કપ ના વજનવાળી ધારવાળુ તીર, જે હાથ વડે ફેંકાતાં લગભગ ૧૦૦ કમાન જેટલે અતરે જઇ પડે છે ૩૩ પ્રાશના જેવુ હથિયાર, ૩૪ વળેલ હાથાવાળી તરવાર.

એ બધાં ધનુષોની પણછ અનુક્રમે મૂર્વાની, આકડાની, સણની, અવેધૂની, વાંસ ( વેણુ )ની તથા સ્નાયુની બનાવવામાં આવે છે. વેણુ, શર, શલાકા, દંડાસન અને નારાચઃ એ બધા બાણના પ્રકારો છે. કાપી, ફાડી કે વીંધી શકે એવા પ્રકારની, બાણોની ધારો લોઢાની કે હાડકાની કે કાષ્ઠની બનાવરાવવી.

[1]નિસ્ત્રિંશ, [2]મંડલાગ્ર અને [3]અસિયષ્ટિઃ એ તરવારના પ્રકારો છે. ગેંડા તથા પાડાનાં શીંગડામાંથી કે હાથીના દંતશૂલમાંથી અને લાકડાના કે વાંસના, એ તરવારોના હાથા બનાવાય.

પરશુ, કુઠાર, પટ્ટસ, ખનિત્ર, કોદાળી, ચક્ર અને કાંડછેદનઃ એ બધાં " ક્ષુરવર્ગ "નાં હથિયારો છે.

[4]યંત્રપાષાણ, [5]ગોષ્પણપાષાણ, [6]મુષ્ટિપાષાણ, રોચની ,( ઘંટીનાં પડ) અને અન્ય પત્થરોઃ એ બધાં અન્ય હથિયારો ગણાય.

એવી જ રીતે લોહજાલિકા, પટ્ટ, કવચ અને સૂત્રક :એ બધા બખ્તર (આવરણ)ના પ્રકારો છે; અને એ બખ્તરો લોઢાનાં કે કર્કટ, શિંશુમાર, ગેંડા, પાડા, હાથી કે ગાયનાં ખરી તથા શીંગડાંવાળાં ચામડાનાં પણ બને છે. શિરસ્ત્રાણ (માથાનું ઢાંકણ), કંઠત્રાણ ( ગળાનું ઢાંકણ ), કૂર્પાસ ( કોઠાનું ઢાંકણ ); કંચુક ( ગોઠણ સુધીનું ઢાકણ ); વારવાણ ( પગના તળીઆ સુધી પહોંચતું ઢાંકણ ); પટ્ટ (હાથ સિવાય બાકીના આખા શરીર માટેનું ઢાંકણ ); અને નાગોદરિક (હાથનાં મોજાં ): એ સર્વને પણ આવરણ ( ઢાંકણ ) ના પ્રકારો સમજવા. [7]વરિ, [8]ચર્મ, [9]હસ્તિકર્ણ, [10]તાલમૂલ, [11]ધમનિકા, [12]કવાટ, [13]કિટિક, [14]અપ્રતિહત અને [15]વલાહકાન્તઃ એ સર્વ, આત્મરક્ષા કરવા માટેનાં સાધનો છે.

---

૧ વાંકા હાથાવાળી તરવાર ૨ આગળના ભાગમાં ગોળાકારવાળી તરવાર ૩ ઘણો તીવ્ર અને લાંબો તરવાર, ૪ યંત્રની મદદથી ફેંકી શકાય તેવા પત્થર. ૫ ગોફણથી ફેંકાય તેવા પત્થર. ૬ હાથથી ફેંકાય તેવા પત્થર; ૭ કોઠવલ્લી નામના વેલામાંથી બનાવેલ, શરીરનું ઢાંકણ. ૮ ચામડામાંથી બનાવેલ ' વસુનંદક '

હાથી, ઘોડા તથા રથના ઉપયોગ માટેના અલંકારો વગેરે તેમ જ તેમને રણાંગણમાં લઈ જવાના કામમાં આવે તેવા અંકુશો વગેરે પણ 'ઉપકરણો' કહેવાય છે.

આ ઉપરાંત, ( ચૌદમા અધિકરણ વિષે વર્ણવાયલ ) ઐન્દ્રજાલિક તથા વિનાશક યુક્તિઓ તેમ જ એવા કર્મો પરત્વે નિપુણ ગણાતા કારીગરોથી હયાતીમાં આણાતા નવા નવા સાધનોઃ એ સર્વનો સંગ્રહ પણ એણે ( આયુધાગારાધ્યક્ષે ) કરતા રહેવું.

આયુધો માટે કેટલી માગણી છે, તે કેટલા પ્રમાણમાં પૂરા પાડી શકાય છે, તેમનો ઉપયોગ કેવો અને કેટલો થાય છે, તેમનો ક્ષયવ્યય કેટલો છેઃ એ બધી વાત પણ આયુધેશ્વરે બરાબર જાણી લેવી જોઈએ.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'અધ્યક્ષ-પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું, 'આયુધાગારના અધ્યક્ષના કર્તવ્યો' એ વિષયને લગતું અઢારમું પ્રકરણ પૂરૂં થાય છે. )

---

## પ્રકરણ ૧૯

### તોલમાપના અધ્યક્ષનાં કર્તવ્યો.

પૌતવ ( તોલમાપ )ના અધ્યક્ષે તોલના અને માપ ( પોતાની દેખરેખ નીચે એક સરખા,) (ઠરાવેલ ધોરણ પ્રમાણે ) કરાવવા.

૧૦ માષ ( અડદના દશ દાણા ) =૧ સુવર્ણમાપક.

અગર

૫ ગુંજા ........................=૧ ,,

નામનું ઢાંકણ તથા ઢાલ ૯ શરીરને ઢાંકે તેવું ( હાથીના કાનના આકારનું ) પાટિયું. ૧૦ લાકડાની ઢાલ. ૧૧ ઘાવ કરનાર વાહિન ૧૨ લાકડાનું પાટિયું. ૧૩ ચામડા કે વાસનું ઢાંકણું. ૧૪ હાથીઓને પાછા કાઢવાનું સાધન. ૧૫ અંક ૧૪ માં બતાવેલ સાધન, પણ તેની કોર ઉપર ધાતુ મઢેલી હોય છે.

૬૬ માષ..........................=૨ સુવર્ણ, અથવા કર્ષ.
૪ કર્ષ..........................=૧ પલ.
૮૮ સરસવ (ગૌરસર્પપ).......=૧ રૂપ્યમાષક (રૂપાનો માષ)
૧૬ રૂપ્યમાષક................ } =૧ ધરણ.
અથવા
૨૦ શૈબ્યના દાણા............ }
૨૦ ચોખાના કણ.................=૧ વજ્રધરણ

અર્ધ-માષક, એક માષક, બે માષક, ચાર માષક, આઠ માષક, એક સુવર્ણ, બે સુવર્ણ, ચાર સુવર્ણ, આઠ સુવર્ણ, દશ સુવર્ણ; વીશ સુવર્ણ, ત્રીશ સુવર્ણ, ચાળીશ સુવર્ણ, અને એક સો સુવર્ણ: એ બધાં તુલામાન (તોલાં) છે. 'ધરણ' પરત્વે પણ એ જ પ્રકારનાં તુલમાન સમજવાં. મગધ અને મેકલમાંથી મળી આવતા શૈલ (પત્થરો) નાં અગર તો, લોઢાનાં, એ બધાં તોલાં (પ્રતિમાનો) બનાવરાવવાં; અથવા તો એ સર્વ એવા પદાર્થનાં બનાવવાં કે, પલળવાથી (લાગતી ઠંડીથી) ન તો તેઓ સંકુચિત થાય, કે ઉષ્મા (ગરમી) લાગવાથી ન તો તેઓ વૃદ્ધિને પામી રહે.*

લંબાઇમાં છ આંગળ જેટલી, અને તે જે ધાતુની બનેલ હોય તે ધાતુ વજનમાં એક 'પલ' જેટલી હોય તેવા પ્રકારની તુલાદાંડીથી માંડીને, ઉત્તરોત્તર ચડતા ક્રમમાં એક એક પલ વધારે વજનવાળી ધાતુની, તેમ જ આઠ આઠ આંગળની લંબાઇ તે જ ધોરણે તેની વધારીવધારીને (એકંદર) દશ પ્રકારની દાંડીવાળી દશ તુલા: (કાંટા) કરાવવી, અને એ દાંડીઓને એક કે ઉભય છેડે એક એક, એમ શિક્ય (છાબડું) પણ લટકાવવું.

વળી બોતેર આંગળ લાંબા અને વજનમાં ત્રેપન પલ જેટલી ધાતુના દંડવાળો '**સમવૃત્ત**' નામથી ઓળખાતો એક કાંટો પણ કરાવવો. તેનું

* ગરમીથી પદાર્થ ફૂલે છે અને ઠંડીથી સંકોચ પામે છે: એવો જે આધુનિક પદાર્થ-વિજ્ઞાન (ભૌતિકશાસ્ત્ર)નો સિધ્ધાંત છે તે.

દરેક છાબડું, વજનમાં પાંચ પલ જેટલી ધાતુનું કરાવવું, અને એક કર્ષ તોળનાં તે કાટાનો દાંડો સમકરણ થાય તેમ કરવું.

તે દાંડો જે સ્થાનેથી સમકરણ થતો હોય તે સ્થાને એક ચિહ્ન કરવું; અને એ ચિહ્નથી ડાબી બાજુએ ૧,૧૨,૧૫, અને ૨૦ એ પ્રમાણે બતાવનારાં ચિહ્નો કરવા, અને તે પછી ૧૦૦ પલ સુધીનાં, પ્રત્યેક દશદશ પલની વૃદ્ધિ બતાવનાર ચિહ્નો પણ મુકવા. [1]અક્ષના સ્થાનમાં 'નાન્દીનું' ચિહ્ન કરવું.

એ જ પ્રમાણે, 'ધાતુ પરત્વે,' 'સમવૃત્ત' કાંટાના કરતાં બમણા વજન-વાળો અને લંબાઇમા ૯૬ આંગળ જેટલો એક, 'પરિમાણી' નામથી ઓળખાતો કાંટો પણ કરાવવો, અને તેની દાંડી ઉપર, તેના પ્રથમનાં (૧થી) ૧૦૦ સુધીનાં ચિહ્નો ઉપરાંત ૨૦, ૫૦, ૧૦૦ અને તે ઉપરાંત ([2]પલ બતાવનાર ) ચિહ્નો પણ કરાવવાં.

૨૦ તૌલિક ( તુલા )=૧ ભાર

૧૦ ધરણ =૧ પલ[3]

૧૦૦ પલ =૧ આયમાની

વ્યાવહારિક તુલા ( લોકોપયોગી ), ભાજિની ( નોકરો માટે વપરાતી) તુલા, અને અંતઃપુરભાજિની તુલાઃ એ બધી એક એકથી, પાંચ પાંચ પલ ભારમાં ઉતરતી કોટીની હોય છે.

... ઉપર બતાવેલ દરેક પ્રકારના કાંટામાં વપરાતું પલનું તોલું, આયમાની ( રાજાની આવક તોળવા માટે વપરાતું તોલું ) અર્ધે વપરાતા પલના તોલ કરતાં ½ ધરણ જેટલું ઓછું હોય છે. વળી એ સર્વ, પૂર્વસૂચિત કાંટાઓમા વપરાતી ધાતુનું વજન પણ અનુક્રમે બે બે ( સામાન્ય ) પલ જેટલું ઓછું ઓછું હોય છે; અને તેમના દાંડાઓની લંબાઇમાં પણ ૭ ૭ આંગળ જેટલો ઘટાડો પણ હોવો જોઇએ.

માસ, ધાતુ, લવણ, અને રત્નો સિવાયની જે બીજી બધી ચીજોને જો

---

૧ પાંચ અને પાચ ની ગુણાયલ સંખ્યા. ૨ સ્વસ્તિક. ૩ આ પલ ( ધરણપલ ) પૂર્વસૂચિત સાદી પલ કરતાં વજનમાં એક કર્ષ વધારે હોય છે.

પહેલા બે પ્રકારના કાંટાઓથી તોળીને (રાજાને) આપવાની હોય, તો તેમને પાંચ પલ વધારામાં ( પ્રયામ ) તોળીને આપવી.

મયૂરાકાર બેસણી ઉપર એક, આઠ હાથ જેટલી લંબાઇવાળા દાંડાનો, લાકડાનો કાંટો ઉભો કરાવવો, અને તેની ઉપર, માપનાં ચિહ્નો કરાવી તેના ઉપયોગાર્થે તોલાઓ ( પ્રતિમાનો ) પણ તૈયાર રખાવવાં.

એક પ્રસ્થ ચોખા પકાવવામા પચીશ પલભાર કાષ્ઠ જોઇએ. વધારે કે ઓછાં લાકડાંની આવશ્યકતાનો હિસાબ આ ધોરણે કરવો.

આ પ્રમાણે તુલા અને પ્રતિમાનને લગતી હકીકત છે.

હવે:—

૨૦૦ પલ ધાન્યમાપ = ૧ દ્રોણ ( આયમાન. )
૧૮૭ $\frac{1}{2}$ „ = ૧ વ્યાવહારિક દ્રોણ.
૧૭૫ „ = ૧ ભાજનીય ( નોકરોને લગતું માપ ).
૧૬૨ $\frac{1}{2}$ „ = ૧ અંત.પુરભાજનીય.

આઢક, પ્રસ્થ અને કુડુંબઃ એ પ્રત્યેક અનુક્રમે એક એકથી $\frac{1}{4}$ ભાગનું માપ છે.

૧૬ દ્રોણ = ૧ વારી.
૨૦ „ = ૧ કુંભ.
૧૦ કુંભ = ૧ વહ.

ઘનમાનો સૂકલ અને ટકાઉ કાષ્ઠનાં એવી રીતે બનાવરાવવાં કે જ્યારે તેમાં ( જણસ ) ભરવામાં આવે ત્યારે તેના મુખ ઉપર ચઢતી ટોચમાનું ધાન્ય, તેની અંદર રહેલ ધાન્યના માપથી $\frac{1}{4}$ ભાગ જેટલું થઇ રહે; અથવા તે માપિયા એવા પણ બનાવાય કે જેટલું ધાન્ય એ પ્રમાણે શિખામાં સમાઇ રહે તેટલુ ધાન્ય તે માપિયામા (પણ) આવી (સમાઇ) જાય,

પરંતુ રસો હોય તેમને તો, તેમને માપવાનાં માપિયાના મ્હોં સુધી જ (બરાબર) ભરવા. સુરા, ફૂલ, ફળ, ભૂસું, કોયલા અને સુંઘા ( જલાર્દ્રિત ચૂનો): એ સર્વનું શિખામાન (એ સર્વના કરવામા આવેલ ઢગલાની ટોચના

બદલામાં જે આપવાનું તે ) બમણું ગણીને તે પ્રમાણે તે જણસો માપી દેવાની છે.

| | |
|---|---|
| ૧ દ્રોણની કીંમત | ૧$\frac{3}{4}$ પણ. |
| ૧ આઢકની ,, | $\frac{3}{4}$ પણ. |
| ૧ પ્રસ્થની ,, | ૬ માષક. |
| ૧ કુડુંમની ,, | ૧ માષક. |

એ જ પ્રમાણે એવા પ્રકારના અન્ય રસોના માનમૂલ્ય, ઉપરના કરતા બમણા ગણવા.

| | |
|---|---|
| ૧ પ્રતિમાનની કીંમત | ૨૦ પણ છે. |
| ૧ તુલાની ,, | ૬$\frac{2}{3}$ પણ છે. |

×તોલાં અને માપિયાને **છાપી** નાખવા બદલ અધ્યક્ષે ચાર માષક ( પ્રાતિવેધનિક ) લેવા. વગર છાપના તોલા કે માપિયા વાપરનારનો ૨૭$\frac{1}{4}$ પણ દંડ કરવો.

તોલા અને માપિયા છાપી આપવા બદલ ( વેપારીઓએ ) હંમેશા આનિવેધનિક તરીકે એક એક ' કાકણીક ' પૌતવાધ્યક્ષને આપવી.

*જે લોકો ઘીનો વેપાર કરતા હોય તેમણે તેના ખરીદનારાઓને 'તપ્ત-વ્યાજી' તરીકે (ઘીની ગ્સાત્મકતાને લીધે થતી ઘટના વળતર રૂપે ) (ખરીદાતા ઘીનો) $\frac{1}{32}$ ભાગ વધારામાં (ઉપરિયામણ રૂપે) દેવો. તેલ વેચનારાઓએ, એ જ કારણે $\frac{1}{64}$ વધારે તેલ દેવું. બીજા દ્રવ-પદાર્થોનું વેચાણ કરતી વેળા તે પદાર્થ રેલાઇ જાય તેવા અગર તો માપિયાના અંદરના ભાગમાં વળગી રહે તેવા હોઇને તેમનો $\frac{1}{50}$ ભાગ ( ખરીદનારાઓને ) ઉપરિયામણ રૂપે આપવો

× હાલ પેઠે પ્રાચીન કાળમાં પણ તોલા અને માપિયા એક સરખાં (Standardized ) રાખવાનો પ્રબંધ હતો.

* 'કુંભ ( ઘડો )' એ નામના માપિયાના, અરધિયું, ચોથડું, અને આઠમા ભાગનું: એ પ્રમાણે પેટામાપિયાં પણ ( તેણે ) કરવાં.

૮૪ કુંભ ઘીઃ તે જ પદાર્થના એક 'વારક' બરાબર છે.

૬૪ કુંભ ( ઘડા ) તેલઃ એ તેના એક 'વારક' બરાબર ગણાય છે. ઘી અગર તેલનો $\frac{1}{4}$ વારક 'ઘટિકા' ની સંજ્ઞાને પામે છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ–પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું 'તોલમાપના અધ્યક્ષ (પૌતવાધ્યક્ષ) ના કર્તવ્યો' એ નામનું ઓગણીશમું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૨૦

---

### દેશમાન ( સ્થળમાપ ) અને કાલમાન ( કાળમાપ ).

માનાધ્યક્ષ ( માપણી કામદાર)ને દેશકાળને લગતા માપનું જ્ઞાન હોવું જોઇએ.

૮ પરમાણુઓ=( રથના ચક્રથી ઉડાવાયલ ધૂળનો) ૧ કણ (રથચક્ર-વિપ્રુષ્ )

૮ ધૂલિકણ ( વિપ્રુષ્ )= ...૧ લિક્ષા.
૮ લિક્ષા = ... ...૧ યૂકામધ્ય (જૂ–નો વચલો ભાગ)
૮ યૂકામધ્ય = ... ...૧ યવમધ્ય.
૮ યવમધ્ય = ... ...૧ આંગળ.
૮ આંગળ = ... ...૧ ધનુર્ગ્રહ.
૮ આગળ = ... ...૧ ધનુર્મુષ્ટિ.
૧૨ આગળ = ... ...૧ વિતસ્તિ અગર ૧ છાયાપુરૂષ.૧

---

* આ બધી પદ્ધતિ પ્રમાણે છેક હમણાં સુધી તોલમાપ આપણા દેશમાં પ્રચારમાં હતાં, એ સુવિદિત છે જ.

૧ બાર આંગળ ઉંચાઇવાળા શંકુનો છાયો.

| | | |
|---|---|---|
| ૧૪ આંગળ | = ... | ...૧ શમ, શલ, પરિરય, અગર પદ. |
| ૨ વિતસ્તિ | = ... | ...૧ અરત્નિ કે ૧ પ્રાજાપત્ય હસ્ત. |
| ૨ વિતસ્તિ + ૧ ધનુર્ગ્રહ | = | ...૧ હાથ ( તોલાં, કાંટા વગેરે માપવામાં વપરાતો. ). |
| ૨ વિતસ્તિક + ૧ ધનુર્મુષ્ટિ | = | ૧ કિષ્કુ, અગર ૧ કંસ. |
| ૪૨ આંગળ | = ... | ...૧ કિષ્કુ ( લોહાર તથા કરવતિયાના તથા લશ્કરની છાવણી રચવાના તથા દુર્ગો અને રાજમહાલયોના સંબંધમાં ગણાતું માપ ). |
| ૫૪ આંગળ | = ... | ...૧ કુપ્યવન હસ્ત ( ઇમારતી લાકડું માપવાનો હાથ ). |
| ૮૪ આંગળ | = ... | ...૧ વ્યામ (દોરડાંઓની લંબાઇ અને મનુષ્યની ઉંચાઇના માપે ખોદાણ માપવાનું માપ.) |
| ૪ અરત્નિ | = ... | ...૧ દંડ, ૧ ધનુષ્, ૧ નાલિકા અને ૧ પુરૂપ. |
| ૧૦૮ આંગળ | = ... | ...૧ ગાર્હપત્ય ધનુષ્ ( ગૃહપતિ-સુતારો-ચી વપરાતું માપ); આની મદદથી રસ્તાઓ તથા કિલ્લાઓની દીવાલો મપાય છે. |
| ૧૦૮ આંગળ | = ... | ...૧ પુરૂપ (વેદિ ચણવા અર્થે વપરાતું માપ. ) |
| ૬ કંસ, અગર ૧૯૨ આંગળ | = | ...૧ દંડ ( બ્રાહ્મણોને દાનમાં અપાતી ભૂમિનું માન ) |
| ૧૦ દંડ | = ... | ...૧ રજ્જુ. |
| ૨ રજ્જુ | = ... ... | ...૧ પરિદેશ ( ચોરસ માપ ) |

૩ રજ્જુ = ... ... ...૧ નિવર્તન ( ચોરસ માપ ).[૧]

૩ રજ્જુ+૨ દંડ, એક જ બાજુએ = ૧ બાહુ.

૧૦૦૦ ધનુષ્ = ... ... ...૧ ગોરૂત ( ગાયનો અવાજ ).

૪ ગોરૂત = ... ... ...૧ યોજન.

આ બધાં દેશ (ભૂમિ) તથા કાલ (સમય)નાં વિવિધ માપો છે.

**કાલમાન** આ પ્રમાણે છેઃ–ત્રુટિ, લવ, નિમેષ, કાષ્ઠા, કલા, નાલિકા, મુહૂર્ત, ( દિવસનો ) પૂર્વભાગ, દિવસનો અપર ( ઉત્તર ભાગ ), દિવસ, રાત્રિ, પક્ષ, માસ, ઋતુ, અયન, સંવત્સર, અને યુગ.

| | | | |
|---|---|---|---|
| ૨ ત્રુટિ | = | ... | ૧ લવ. |
| ૨ લવ | = | ... | ૧ નિમેષ. |
| ૫ નિમેષ | = | ... | ૧ કાષ્ઠા. |
| ૩૦ કાષ્ઠા | = | ... | ૧ કલા. |
| ૪૦ કલા | = | ... | ૧ નાલિકા, અગર ૪ માષક સોનાના, પણ ચાર આંગળ લંબાઇવાળા તારના વ્યાસ જેવડા રંધ્ર-વાળા ઘડામાંથી, એક આઢક જેટલું પાણી વહી જતાં જેટલો સમય લાગે તે. |
| ૨ નાલિકા. | = | ... | ૧ મુહૂર્ત. |
| ૧૫ મુહૂર્ત | = | ... | ૧ દિવસ કે રાત્રિ. |

આવો દિવસ અને આવી રાત્રિ, ચૈત્ર તથા અશ્વયુજ માસોમાં આવે છે. તે પછીના ૭ માસ પછી તે ત્રણ મુહૂર્ત જેટલાં વધે છે કે ઘટે છે.

જ્યારે છાયાની લંબાઇ આઠ પુરૂષ (૯૬ આંગળ ) જેટલી હોય ત્યારે તે, દિવસનો અઢારમો ભાગ ગણાય છે. જ્યારે તે ૭ પુરૂષ ( ૭૨ આંગળ.) જેટલી હોય ત્યારે તે, $\frac{1}{14}$ દિવસ ગણાય છે; અને જ્યારે ૪ પુરૂષ જેટલી હોય

---

૧ ચોરસનું માપ.

ત્યારે ૧/૮ ભાગ ગણાય; ૨ પુરૂષ હોય ત્યારે ૧/૬ ભાગ; ૧ પુરૂષ હોય ત્યારે ૧/૪ ભાગ; ૮ આંગળ જેટલી હોય ત્યારે ૩/૧૦ ભાગ; અને ચાર આંગળ હોય ત્યારે તે ૩/૮ ભાગ ગણાય છે. પરંતુ છાયામાત્રનો જ્યારે અભાવ હોય છે ત્યારે તે ' મધ્યાહ્ન ' ગણાય છે.

એ જ પ્રમાણે જ્યારે દિવસ નમવા માંડે, ત્યારે પૂર્વોક્ત ક્રમથી ઉલટી રીતે ગણી લેવું. આષાઢ માસમાં મધ્યાહ્નકાળે બીલકુલ છાયા પડતી નથી. આષાઢ માસ પછી અને શ્રાવણથી પહેલા ૭ માસ દરમ્યાન છાયાની લંબાઇ અનુક્રમે બેબે આંગળ વધતી જાય છે; અને પછીના ૭ માસ દરમ્યાન એટલે માઘ પછીના ૭ માસ દરમ્યાન અનુક્રમે બેબે આંગળ તે ઘટતી ( પણ ) રહે છે.

પંદર દિવસ અને પંદર રાત્રિઓ મળીને એક ' પક્ષ ( પંખવાડીઉં )' થાય છે. જે પખવાડીઆમાં ચંદ્ર વૃદ્ધિ પામતો રહે છે તે ' શુકલપક્ષ ' કહેવાય છે, અને જે પખવાડીઆમાં તે ક્ષીણ પડતો જાય છે તે 'બહુલપક્ષ ( કૃષ્ણ પક્ષ ) ' કહેવાય છે.

બે પક્ષો મળીને એક 'માસ' થાય છે. ત્રીશ દિવસ અને ત્રીશ રાત્રિઓ મળીને એક ' વ્યાવહારિક (પ્રકર્મ) માસ ' બને છે. એ જ પ્રમાણે ૩૦ દિવસ અને ૩૦ રાત્રિઓ ઉપરાંત અર્ધ દિવસ મળીને એક 'સૌર ( સૂર્યાનુલક્ષ્યે થતી ગણનાથી મપાતો ) માસ ' થાય છે.

એ જ ત્રીશ દિવસ અને ત્રીશ રાત્રિઓમાંથી અર્ધ દિવસ બાદ કરતાં બાકીની સંખ્યાથી એક ' ચાંદ્રમાસ ' બને છે. ૨૭ દિવસ અને રાત્રિઓ મળીને એક ' નક્ષત્રમાસ ' થાય છે. દર બત્રીશ માસે એક ' મલમાસ ' ( સૌર વર્ષને બંધબેસતું ચંદ્રવર્ષ કરવાને અર્થે વધારાનો માસ ) આવે છે. પાંત્રીશ માસના ગાળામાં, અશ્વવાહોને માટે એક મલમાસ, અને ચાળીશ માસના ગાળામાં હસ્તિવાહોને માટે એક મલમાસ આવે છે.

બે માસની એક 'ઋતુ' ગણવી. શ્રાવણ અને પ્રોષ્ઠપદ મળીને 'વર્ષા'; –અશ્વયુજ ( આશો ) અને કાર્તિક–એ બે મળીને ' શરદ '; માર્ગશીર્ષ તે

પૌષ મળીને ' હેમન્તઃ' માઘ અને ફાલ્ગુન મળીને ' શિશિર '; ચૈત્ર અને વૈશાખ એ બે થઇને ' વસંતઃ ' અને જ્યેષ્ઠામૂલીય ( જેઠ ) તથા આષાઢ મળીને ' ગ્રીષ્મઃ ' એ પ્રમાણે ઋતુઓના પ્રકાર છે.

શિશિર અને તે પછીની ( વર્ષા સુધીની ) ઋતુઓનો સમય ' **ઉત્તરાયન** ' કહેવાય છે; અને વર્ષાથી માંડીને તે શિશિર સુધીના કાળને '**દક્ષિણાયન** ' કહે છે; બે અયનો મળીને એક ' **સંવત્સર** ( વર્ષ ' ) ' થાય છે; અને પાંચ વર્ષનો ગાળો તે ' યુગ ' કહેવાય છે.

પ્રતિદિન સૂર્ય આખા દિવસનો ૧/૬૦ ભાગ હરતો રહે છે; અને એ પ્રમાણે તે એક ઋતુમાં ( બે સાસમાં ) એક આખો દિવસ પૂરો કરી લે છે એ જ રીતે પ્રતિદિન ચંદ્ર આખા દિવસનો ૧/૬૦ ભાગ પાછળ પડતો જાય છે, અને એ રીતે તે દરેક ઋતુ ( બે માસ ) માં એક આખા દિવસ જેટલો પાછળ પડી જાય છે. આ પ્રમાણે પ્રત્યેક ત્રીજા વર્ષના વચગાળામાં, એ સૂર્ય તથા ચંદ્રઃ એ ઉભય મળીને એક ' **અધિમાસ** ( અધિક માસ ) ' ને એક વાર ( પ્રથમ ) ગ્રીષ્મ ઋતુમાં, અને બીજી વાર, પાંચ વર્ષને અંતે ઉત્પન્ન કરી દે (પણ) છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ-પ્રચાર ' નામક દ્વિતીયાધિકરણમાંનું, 'દેશકાળમાન' ને લગતું વીશમું પ્રકરણ પૂરૂં થાયછે.)

---

## પ્રકરણ ૨૧

### શુલ્કાધ્યક્ષ ( જકાતખાતાનો અધિકારી. )

શહેરના મહાદ્વારની પાસે ઉત્તરાભિમુખ અથવા તો દક્ષિણાભિમુખ એક શુલ્કશાળા તેના ધ્વજ સહિત, શુલ્કાધ્યક્ષે ગોઠવવી. વેપારીઓ પોતાનો માલ લઇને એ શુલ્કસ્થાન પાસે આવી પહોંચે ત્યારે ચારપાંચ જકાત-ઉઘરાતદારોએ (શુલ્ક-આદાયીઓ)એ તે વેપારીઓની પાસે જઇને તેમનાં નામઠામ, તેઓ જે ઠેકાણેથી આવતા હોય તે ઠેકાણાનાં નામ, તેમની પાસે

કેટલો માલ છે તે, અને જે ઠેકાણે તે માલ ઉપર પહેલવહેલી અભિજ્ઞાનમુદ્રા પડાઇ હોય તે ઠેકાણાનાં નામ વગેરે લખી લેવાં.

જેમનો માલ અભિજ્ઞાનમુદ્રાથી અંકિત થયલો ન હોય તેમની પાસેથી બેવડી જકાત લેવી. કૂટમુદ્રા ( બનાવટી મુદ્રા ) હશે તો એ વેપારીઓએ આઠગણું દાણ આપવું પડશે. જો અભિજ્ઞાનમુદ્રા છેકી કે ફાડીતોડી નાખવામાં આવેલ હોય તો ( તેવા વેપારીને ) ૧ ઘટિકાસ્થાનમાં રૂંધી દેવો. જ્યારે એક પ્રકારની મુદ્રાને બદલે બીજા પ્રકારની મુદ્રા વપરાયલ માલૂમ પડે, અથવા તો એક પ્રકારના માલને બીજા પ્રકારનું નામ આપવામાં આવેલ દેખાય, ત્યારે (તેવા માલવાળા) વેપારીએ ૧<sup>૧</sup>⁄<sub>૪</sub> પણ જેટલો દંડ દરેક પ્રકારના માલ બદલ ભરવો પડશે. ( સપાદપણિકં વહનં દાપયેત ).

( શુલ્કશાળા )ના ધ્વજ પાસે માલ રાખીને દરેક વેપારીએ પોતાના માલનો જથો કેટલો છે તે તથા તેની કીંમત કહી દઇને આ પ્રમાણે બોલવું:– "આટલા મૂલ્યે આટલો માલ કોઇ ખરીદી લેશે ?" આમ તેણે ત્રણવાર પોકારવું, અને જો કોઇ તેટલી કીંમત આપીને તે બધો માલ ખરીદી લે, તો તેણે તે માલ ( તેવા ખરીદનારને ) સોંપી દેવો. જ્યારે ગ્રાહકો તે માલના ( બોલાયલા ) મૂલ્ય ઉપર ચઢાવો કરે ત્યારે દાણ સહિત તે વધારાનું મૂલ્ય ( રાજાના) કોશમાં ભરી દેવું. દાણ આપવું પડે તેવા ભયથી જો માલનું મૂલ્ય કે તેનો જથો હોય તેના કરતાં અલ્પ બતાવવામાં આવે, તો વધારાનું હોય તે રાજાએ લઇ લેવું, અથવા તો આઠગણી જકાત વસુલ કરવી. નમૂના રૂપે હલકા પ્રકારનો માલ બતાવીને કોથળામાં ઉંચા પ્રકારનો માલ ભરી રખાયલો હોય અને તેનું મૂલ્ય ઓછું બતાવવામાં આવે, અથવા તો મૂલ્યવાન માલ ઉપર હલકા પ્રકારના માલનું આચ્છાદન કરી દેવામાં આવ્યું હોય, તો પણ તે જ પ્રકારની સજા ( વેપારીને ) કરવી.

માગણીદારો માલનું મૂલ્ય ચઢાવી દેશે એવા ભયથી જો આવા માલનું

---

૧ રખડવારઝળતા માણસને પૂરવાનું સ્થાન, અગર તો દારૂચોરી કરનારને પૂરવાની જગ્યા.

જે મૂલ્ય હોય તેના કરતા વધારે બતાવવામા આવે, તો રાજાએ, એ પ્રમાણે વધારી દેવાયલી રકમ વસુલ કરવી, અથવા તો તે માલ ઉપર બમણું દાણુ લેવું. જો શુલ્કાધ્યક્ષ ( માલ ) છૂપાવે તો તેને પણ તેટલી જ સજા કરવી; અગર તો જે દાણની રકમ થાય તેનાથી આઠ ગણો દંડ તેનો કરવો.

આમ હોઇને વેપારીમાલ બરાબર તોળાઇ, મપાઇ તથા અંકાઇને જ વેચાય એમ થવું જોઇએ, અને હલકા પ્રકારની જણુસોના સંબધમા તેમ જ દાણ-મુક્ત ગણાતી બાબતોના સંબંધમા પણ. આવશ્યક તર્કવિતર્ક કર્યા પછી જ, લેણા થતા દાણની રકમ મુકરર કરાવી જોઇએ.

જે લોકો દાણ ચૂકવ્યા વિના, ધ્વજમૂળ ઓળંગીને આગળ નીકળી જાય તેમનો, તેમની પોતાની કનેથી જે રકમ જકાત રૂપે લઇ નવાય તેમ હોય તેનાથી આઠગણો દંડ કરવો.

શહેરમા આવતા કે શહેર છોડી જતા લોકો(પથિકો)એ પણ, (માર્ગ ઉપર થઇને વહી જવાતા માલની જકાત ચૂકવાઇ છે કે નહિ એ બાબતની) ચોકસી રાખવી

×વિવાહકાર્યને અર્થે અણાતો માલ; વધૂ પોતાના પિયરથી પોતાના પતિને ઘેર જે જણસો લઇ જતી હોય તે, ભેટ આપવા નિમિત્તે લઇ જવાતી ચીજો, તેમ જ યજ્ઞકાર્યને માટે, સ્ત્રીની સુવાવડ નિમિત્તે દેવપૂજનાર્થ, ચૌલકર્માર્થ, ઉપનયનકર્માર્થ, ગોદાન નિમત્ત, કોઇ પણ પ્રકારની ધાર્મિક ક્રિયાને અર્થે, વ્રતદીક્ષાદિને માટે કે અન્ય કોઇ વિશિષ્ટ પ્રકારની ક્રિયાને નિમત્તે લઇ જવાતી જણસો એ સર્વને શુલ્કમુક્ત ગણી ( તેમની ઉપર દાણ લેવુ નહિ ).

(દાણની બાબતમા) જૂઠું બોલનારાઓને ચોર ગણીને સજા કરવાની છે.

જેની ઉપર જકાત ન ચૂકવાઇ ગઈ હોય તેવા માલને, તે, જે માલની જકાત ચૂકવાઇ ગઇ હોય તેવા માલ સાથે ભેળવી દઇને લઈ જવામા આવે; અગર તો એક વાર મુદ્રિત થઇ ગયેલા કાગળનો બીજી વાર ઉપયોગ કરી

× પ્રાચીન હિંદુ શુલ્કનીતિનુ આ વસ્તુ વિચારવા પાત્ર છે.

તેમાં માલ ભરીને બીજીવાર ( ખોટી રીતે, જકાત આપ્યા વિના ) તેને લઇ જવામાં આવે; તો જે કોથળાઓમાં માલ ભરાયલો હોય તે તોડીફોડીને, એ પ્રમાણે દાણચોરીથી લઇ જવાતા માલને જપ્ત કરવો, અને જેટલો માલ દાણચોરી કરીને લઇ જવાતો હોય તેટલા માલની કીંમતના જેટલો જ દંડ ( તેવી દાણચોરી કરનારનો ) કરવો.

ગોમય (ગાયના છાણ) ના ખોટા સોગન ખાઇને જે કોઇ દાણચોરીથી માલ લઇ જાય તેનો ઉત્તમ પ્રકારનો સાહસ દંડ કરવો.

શસ્ત્ર, કવચ, ધાતુઓ, રથો, રત્નો, ધાન્ય, ઢોર વગેરે જે વસ્તુઓની આવાત ઉપર પ્રતિબંધ મુકાયલો હોય તે વસ્તુઓની આયાત જે કોઇ કરે, ત્યારે, અન્ય સ્થળે જણાવ્યા પ્રમાણે તેને સજા કરવી એટલું તો નહિ, પરંતુ તેનો તેવો માલ પણ ખાલસા કરવો. આ પ્રકારની કોઇ ચીજને જો વેચવા માટે આણાયલી હોય, તો ( દુર્ગની બહાર ) દાણથી મુક્ત એવી દશામા જ તેનું વેચાણ કરી નાખવું.

અંતપાલો ( સીમારક્ષકો )એ 'વર્તની' નામનો ચીલાવેરો, ૧¼ પણના આકારમાં, પણ્યવહન ( માલભાર ) પ્રમાણે લેવાનો છે. એક ખરી વાળા પ્રત્યેક પશુ દીઠ એક પણ, દર ઢોર દીઠ અરધો પણ, અને દરેક ક્ષુદ્ર પશુ બદલ પા પણઃ એ પ્રમાણે તેણે કર ઉઘરાવવો.

માથા ઉપર ઉપડાવી લઇ જવાતા માલ ઉપર તેણે એક માષ લેવો.

( પોતાના રક્ષણ નીચેના પ્રદેશભાગમાં ) વેપારી પાસેથી જે કાંઇ (માલ) ખોવાય તેનું તેણે ( અંતપાલે) વળતર તેને ભરી આપવું ( અર્થાત્ તે માલ અંતપાળે ખોળી કાઢી પુનઃ જે તે વેપારીને હવાલે કરી દેવો ).

પરદેશથી આવતા માલની સારાસારતા બરાબર તપાસી લઇને તેણે તેને મુદ્રાંકિત કરવો, અને પછી શુલ્કાધ્યક્ષ તરફ મોકલી આપવો; અગર તો જે તે માલના પ્રકાર તથા જથા સંબંધી હકીકત આપીને તેણે, કોઇ એક ગુપ્તચરને વેપારીના વેષમાં રાજાની પાસે મોકલી દેવો. ( આ હકીકત

પોતાને પહોંચે એટલે) રાજાએ, પોતાની સર્વજ્ઞ શકિતનો ખ્યાલ શુલ્કાધ્યક્ષને આપવાના હેતુથી, પોતાને મળેલ હકીકત શુલ્કાધ્યક્ષને મોકલી દેવી. (આમ થાય એટલે) શુલ્કાધ્યક્ષે વેપારીઓને બોલાવીને કહેવું કે, 'ફલાણા ફલાણા વેપારીએ, ઉંચા કે હલકા પ્રકારનો ફલાણો માલ આણેલો છે, પણ તે ગુપ્ત રહી શકે તેમ નથી, અને તે વાત, રાજાની સર્વજ્ઞતાને લીધે પ્રકટ પણ થઇ ચૂકી છે.'

હલકા પ્રકારનો માલ સંતાડી રાખવા બદલ, તેના ઉપર લેવાના દાણની જેટલી રકમ થાય તેનાથી આઠગણી રકમનો દંડ (તેવા માલના ધણીને) આપવો; અને જો તેણે સંતાડેલો માલ શ્રેષ્ઠ કોટીનો હોય, તો તે તમામ ખાલસા (પણ) કરી લેવો.

જે વસ્તુથી દેશને દુઃખ થાય, અગર તો જેનો રાષ્ટ્રને ખપ ન હોય તેનો તો અવરોધ જ કરવો; અને જે વસ્તુ મહોપકારક હોય અને જે પ્રકારનાં બીજ દુર્લભ હોય તે તે તમામને તેણે (રાજાએ) દાણમાંથી મુકિત આપવી.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ—પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું 'શુલ્કાધ્યક્ષનાં કર્તવ્યો' એ બાબતને લગતું એકવીશમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૨૨



### શુલ્ક—વ્યવહાર (દાણનું નિયમન).

બાહ્ય (બહારથી આવતા), આભ્યંતર (અંદર ને અંદર ઉત્પન્ન થતા), તેમ જ પરભૂમિમાંથી અણાતા (આતિથ્ય) માલની નિકાસઆયાત થવાના દરેક પ્રસંગમાં શુલ્ક (દાણ) નો નિયમ લાગુ પાડવો.

આયાત થતા (પ્રવેશ્ય) માલ ઉપર તેની કીંમતના ⅕ ભાગ જેટલી રકમ જકાત રૂપે લેવી.

ફૂલ, ફળ, મૂળ, કંદ, પલ્લિકય ?, બીજ, સૂકવેલ માછલાં અને શુષ્ક માંસ: એ સર્વ ઉપર તેમની કીંમતના ૧/૬ ભાગ જેટલું દાણુ અધ્યક્ષે લેવું.

શંખ, હીરા, મણિ, મોતી, પ્રવાલ અને હારો (કંઠાભરણો) વગેરેના સંબંધમાં શુલ્કાધ્યક્ષે, શુલ્કની રકમ, એ બધી વસ્તુઓનું, સમય-વેતન અને ફલનિષ્પત્તિની દ્રષ્ટિએ જ્ઞાન ધરાવનાર નિપુણોની મદદથી નક્કી કરવી.

(૧) રેષામાંથી બનતાં વસ્ત્રો (ક્ષૌમ), સુતરાઉ વસ્ત્ર (દુકૂલ), રેશમ (ક્રિમિતાન), કંકટ (બખ્તર), હરિતાલ, મનઃશિલા, હિંગુલક (હિંગળોક), લોહ (વિવિધ ધાતુઓ), અને વર્ણધાતુઓ (રંજકો); (૨) ચંદન, અગરૂ, કટુક (મરી વગેરે), કિણ્વ (આથો ચઢાવનાર ચીજો), આવરણો વગેરે; (૩) સુરા, હસ્તિદંત, ચામડાં, ક્ષૌમ કે દુકૂલ, શેતરંજીઓ, પડદાઓ (પ્રાવરણ)ની બનાવટમા વપરાતા કાચા પદાર્થો, તેમ જ ક્રિમિજાત વસ્તુઓ (કીડાઓમાંથી ઉત્પન્ન થતા પદાર્થો); અને (૪) બકરાં તથા ઘેટાંમાંથી ઉત્પન્ન થતા ઊન અને અન્ય પદાર્થો: એ સર્વની ઉપર એણે અનુક્રમે તેમની કીંમતના ૧/૧૦ કે ૧/૧૫ જેટલી જકાત લેવી.

વસ્ત્ર, ચતુષ્પદી પ્રાણીઓ, દ્વિપદીઓ, સૂત્રો, કાર્પાસ (૩), સુગંધી પદાર્થો, ઔષધો, કાષ્ઠ, વાસ, વલ્કલ, ચામડાં અને માટીનાં વાસણો; તેમ વળી ધાન્યો, તેલો, ક્ષારો, લવણ. મદ્ય, પકવાન્ન વગેરે ઉપર તેણે તેમની કીંમતના ૧/૨૦ અગર ૧/૨૫ જેટલી રકમ દાણ રૂપે લેવી.

દરવાજા ઉપર લેવાતી જકાત (દ્વારાદેય), શુલ્કના પાંચમા ભાગ જેટલી હોવી જોઇએ. એ પ્રકારની જકાત છોડી દઇ અનુગ્રહ બતાવવા જેવા સંયોગો હોય તો તે છોડી દેવાય પણ ખરી. જે સ્થળે જણસો પાકતી હોય કે બનાવાતી હોય તે સ્થળે કદિ પણ તેમનું વેચાણ કરવું નહિ.

. ખનિજ તેમ જ બીજા પદાર્થો જો પરબારા ખાણો ઉપરથી જ ખરીદાય, તો ખરીદનારનો ૬૦૦ પણ દંડ કરવો.

ફૂલ કે ફળની વાડીઓમાંથી પરબારી ખરીદી ફળફૂલની થાય તો ૫૪ પણ દંડ લેવો. શાકની વાડીમાંથી જો શાક, મૂળ કે કંદ ખરીદાય તો

૫૧ફુ પણ દંડ કરવો. ખેતરમાથી જો દાણા કે ઘાસની પરભારી ખરીદી થાય તો તેવા પ્રસંગમા ૫૩ પણ દંડ કરવો.

ખેતરાઉ પેદાશ માત્ર (સીતાત્યય) ઉપર અનુક્રમે એક પણ અને દોઢ પણનો વેરો નાખવો.

અર્થાત્, દેશ તથા લોકોની જાતિ, એ ઉભયને અનુસરીને નવી કે જૂની વસ્તુઓ ઉપર જકાત નાખવાનુ ધોરણ ઠરાવવું; અને અપરાધના પ્રમાણમાં દંડનું ધોરણ નકકી કરવું.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'અધ્યક્ષપ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું, 'શુલ્કવ્યવહાર' વિષયક બાવીશમું પ્રકરણ પૂરૂં થાય છે.)

## પ્રકરણ ૨૩



### સૂત્રાધ્યક્ષ (વણાટ કામના અધિકારી)નાં કર્તવ્યો

સૂત્ર (દોરા), વર્મ (ડગલા), વસ્ત્ર અને રજ્જુ વગેરે વણનાર-બનાવનાર કુશળ મનુષ્યોને રોકી સૂત્રાધ્યક્ષે એ બનાવરાવવા.

વિધવા સ્ત્રીઓ, અપાગ સ્ત્રીઓ, કન્યાઓ, સાધુડીઓ કે યતિધર્મ પાળતી સ્ત્રીઓ (પ્રવ્રજિતા), દંડ ભરવાને અશક્ત હોવાને લીધે કામે લગાડાયલી સ્ત્રીઓ, વેશ્યાઓની માતાઓ, વૃદ્ધ રાજદાસીઓ, અને મંદિરોમા સેવા કરતી બંધ પડેલી દેવદાસીઓ: એ સર્વને તેણે ઊન, રેષા, કપાસ, તૂલ, શણ અને ક્ષોમ વગેરેને લગતા કામે લગાડી દેવી.

(એ પ્રમાણે) કંતાતું સૂત્ર જેટલા પ્રમાણમાં ઝીણું (સૂક્ષ્મ), જાડું (સ્થૂલ) કે મધ્યમ પ્રકારનું બને તેટલા પ્રમાણમા, તેમ જ એ કંતાતું સૂત્ર (સુતર) વધારેઓછા જથામાં હોય તે પ્રમાણે તેમને તેણે મજૂરી (વેતન) આપવી, અને જેઓ મોટા જથામા તૈયાર કરે તેમને તેણે, તેલ અને આમળાની બનાવેલ ભાખરીઓ પણ આપવી.

ખાસ વધારાનો પગાર આપીને ( પ્રતિપાદનમાન વડે ) તેણે તેમની પાસેથી તહેવારના દિવસોમાં (તિથિષુ) પણ કામ લેવું.

કાચા માલના સારાપણાના પ્રમાણમાં સૂત્ર જો ઓછું ઉતરે તો તે પ્રમાણમાં તેમના પગારમાંથી કપાત પણ કરવી,

જે કારીગરો પોતાને સોંપાતું કામ, ઠરાવેલ સમયમાં અને ઠરાવેલી મજૂરી(વેતન)ને બદલે કરી શકવાની યોગ્યતા ધરાવતા હોય તેવાઓને પણ તેણે (સૂત્રાધ્યક્ષે) કામ આપવું, અને ( તેઓ કોઇ પણ પ્રકારનો ગોટો કરી ન શકે તેટલા માટે ) તેમના સંસર્ગમા પણ તેણે રહેવું.

જે લોકો ક્ષૌમ ( રેષાના લુગડાં ), વસ્ત્રો, રેશમ (ક્રિમિતાન)નું કાપડ, ઊનનું કાપડ અને સૂત્રવાન ( સૂતરાઉ કાપડ ) બનાવે તેમને (તેણે) સુગંધી ચીજો, પુષ્પમાલાઓ અને એવી એવી બીજી બક્ષીશો ઉત્તેજનાર્થે ભેટ (પણ) આપવી.

વિવિધ પ્રકારના વસ્ત્રો, પાથરણાં અને પડદાઓ (પ્રાવરણો) પણ (તેણે) બનાવરાવવા; અને જેઓ કંકટકર્મ (કવચો) બનાવવાના કામમા નિષ્ણાત હોય તેમની પાસે તે પણ તૈયાર કરાવવાં.

જે સ્ત્રીઓ પોતાના ઘર બહાર ન નીસરતી ( અનિષ્કાસિન્યઃ ) હોય, જેમના પતિઓ વિદેશ ગયલા ( પ્રોષિતવિધવા) હોય, જેઓ અપાંગ હોય, અને જે કન્યારૂપમાં હોય તેમને જો પોતાના ઉદરનિર્વાહ અર્થે કામ કરવું પડે, તો તેમને ( સૂત્રશાળાની ) દાસી ( સ્ત્રી-નોકરો ) દ્વારા સભ્યતાપૂર્વક (સૂત્ર કાંતવાબનાવવાનું) કામ મોકલવું (પૂરૂં પાડવું). જે સ્ત્રીઓ સૂત્રશાળામા આવી ( કામ કરી ) શકે તેમણે પ્રતિદિન મળસ્કે આવીને પોતે કાંતી આપેલ માલ ( સૂત્રાધ્યક્ષને ) સોંપી આપી તેના બદલામાં થતી પોતાની મજૂરીનાં નાણાં (વેતન) લઇ જવા. (એ વખતે)* કેવળ સૂત્રપરીક્ષા (સરળ

* પ્રાચીન હિંદુસ્તાનમાં, કારખાનાઓને લગતા કાયદામાં નીતિનું પાલન કરાવવા અર્થે તેમ જ સ્ત્રીઓનું સન્માન જાળવવા અર્થે કેવા પ્રકારના નિયમો હતા તે આ ઉપરથી સમજાશે.

તાથી ) કરી શકાય એટલા માટે જેટલા પ્રમાણમા દીવાનો પ્રકાશ જોઈએ તેટલા પ્રમાણમા જ પ્રદીપ રાખવો. અધ્યક્ષ જો, આવી સ્ત્રીઓના મુખ સામુ જુવે કે અન્ય કોઈ કામ વિષે તેમની સાથે વાતચીત કરે તો તેને પ્રથમ વર્ગનો સાહસ દંડ આપવો. મજૂરી (વેતન) ચૂકવી દેવામા જો (સૂત્રાધ્યક્ષ તરફથી ) વિલંબ થાય તો તેને મધ્યમ કોટીનો સાહસ દંડ દેવો, તેમ જ જો તે અપૂર્ણ રહેલા કામને પૂરું થયલુ ગણી લઇને મજૂરી ચૂકવી આપે, તો પણ તેને તે જ પ્રમાણે સજા કરવાની છે.

જે સ્ત્રી મજૂરી લીધા છતાં ( પોતાને સોપાયલું ) કામ કરી આપે નહિ તેનો અંગૂઠો કાપી નાખવો. જેઓ ( પોતાને પુરા પડાયલ ) કાચા માલનો દુરૂપયોગ કરે, કે તે માલને ચોરી જાય, કે તેને ઉઠાવીને ભાગી જાય તેને પણ તે જ પ્રકારની સજા કરવાની છે.[1]

કર્મકરો ( વણકરો ) જ્યારે અપરાધી ઠરે ત્યારે તેમના વેતનમાથી, અપરાધના પ્રમાણમા દંડની રકમ કાપી લેવી.

દોરડા વણનારા ( રજ્જૂવર્તકો ) તથા આણો બનાવનારા (પૂર્ણકારો) હોય તેવા લોકોની ઉપર ( સૂત્રાધ્યક્ષે ) પોતે દેખરેખ રાખવી, અને વરત ( વસ્ત્ર ) વગેરે જણસો બનાવવાનું કામ ચાલુ રખાવવું.

સૂત્ર અને રેષાઓમાથી દોરડા ( દોરા ) વણાવવા, અને નેતર ( વેત્ર ) તેમ જ વાસ (વેણુ)માથી પશુઓને બાધવા કે ગાડીઓમા જોડવાના કામમા વપરાય તેવા વરતો (રાસડી વગેરે) ( વરત્રો ) બનાવરાવવા.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'અધ્યક્ષ-પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાનું 'સૂત્રાધ્યક્ષના કર્તવ્યો' એ વિષયને લગતું ત્રેવીશમું પ્રકરણ પૂરું થાય છે. )

---

1 આ બધા પ્રકારની સજાઓ માત્ર બહેરાવ ઠક ગણાય એવી સજા કરવાનો પ્રસંગ બનતા સુધી ઉદ્‌ભવી શકે નહિજ.

# પ્રકરણ ૨૪

## સીતાધ્યક્ષ ( ખેતીવાડી કામદાર )નાં કર્તવ્યો.

સીતાધ્યક્ષને કૃષિશાસ્ત્રનું તેમ જ નાના મોટા છોડવાઓ તથા વૃક્ષોને લગતા શાસ્ત્ર (આયુર્વેદ) નુ જ્ઞાન પણ હોવું જોઇએ. આવા સીતાધ્યક્ષે, એવા જ વિજ્ઞાનના જ્ઞાતા મદદનીશોના સાહાય્યથી, બધા પ્રકારનાં ધાન્યનાં, પુષ્પફળશાકાદિ કંદમૂળના, પાલ્લિક્યનાં ( ભાજીપાલાના ) શણાદિ રેષા આપનાર છોડવાઓ તથા કપાસન બીજ, યથાકાળ (ઋતુનો લાભ લઇને) એકઠા કરવાની તજવીજ રાખવી.

પોતાના હસ્તક રહેતી (રાજ)ભૂમિને, દાસો, મજૂરો અને દંડપ્રતિકર્તા (કેદીઓ) પાસે ખૂબ ખેડાવીખેડાવીને તૈયાર કરી તે વિષે તેણે તે બીજની વાવણી કરાવવી.× કર્ષણયંત્ર (હળ), બીજ ઉપકરણો અગર તો બળદોની ઊણપ કે તેના અભાવે કરીને, ઉપર ગણાવેલા લોકોનાં કામ ખડવાં (અટકવાં) ન જોઇએ. તેમ વળી લોહાર, સુતાર, મેદક ( વીંધનાર-વેધક ), દોરડાં તથા વરત કરનાર તેમ જ સર્પ પકડનાર વગેરેની મદદ તેમને મેળવી આપવામાં પણ ઢીલ થવી ન જોઇએ. એવા માણસોએ કરી આપવાનાં કામો ( બરાબર વખતે ) થવા ન પામવાથી જે નુકસાન થાય તે નુકસાનના પ્રમાણમાં તેમનો દંડ કરી વળતર પાછુ લેવું.

જંગલના પ્રદેશોમાં પડતા વરસાદનું ' પ્રમાણ 'સોળ દ્રોણ' હોય છે. તેનાથી દોઢો વરસાદ ભેજવાળા (અનૂપ) પ્રદેશોમાં હોય છે; અને ખેતીને લાયક ગણાતા પ્રદેશોમાં—એટલે કે, અશ્મકોના દેશ (મહારાષ્ટ્ર) માં ૧૩½ દ્રોણ, અવન્તીમાં ૨૩ દ્રોણ, અને પશ્ચિમ પ્રદેશ (અપરાન્તાનામ્–કોંકણ) માં, હિમાલયના સીમાપ્રદેશમાં અને જે પ્રદેશોમાં કૃષિકર્મને અંગે પાણીની નહેરો (કુલ્યાવાપ) નો ઉપયોગ થાય છે તે બધામાં ઘણો જ (અમિત) વરસાદ પડે છે.

---

× અર્વાચીન 'આદર્શભૂત કૃષિકર્મ (Model-Farm) ' સરખાનો

જો વર્ષાઋતુના પ્રારંભમાં અને અંતભાગના બન્ને માસમાં, જરૂર-જોગા વરસાદમાંથી એક તૃતીયાંશ પણ પડે છે, અને મધ્યના માસોમાં બે તૃતીયાંશ વરસાદ પડે છે, તો તે 'સરખો વરસાદ (સુષમારૂપ)' ગણાય છે.

બૃહસ્પતિનું સ્થાન, તેની ગતિ અને ગર્ભાધાન, તથા શુક્રનાં ઉદય, અસ્ત અને ગતિનું તેમ જ સૂર્યનાં સ્વાભાવિક અને અસ્વાભાવિક દશ્યોનું નિરીક્ષણ કરવાથી વરસાદનો વરતારો કાઢી શકાય છે.

સૂર્યનું નિરીક્ષણ કરવાથી બીજસિદ્ધિ (બીજ ફૂટી ઉગવા) સંબંધી, બૃહસ્પતિ ઉપરથી કણસલાં તથા ધાન્યના ભરાવ સંબંધી, અને શુક્રની ગતિ વગેરે ઉપરથી વૃષ્ટિ પરત્વે અનુમાન કરી શકાય છે.

કેટલાક મેઘો સાતસાત દિવસ પર્યન્ત વરસ્યાં કરે છે. એંશી પ્રકારના મેઘો ( વાદળાંઓ ) કણશીકર ( સરવરિયાં-સૂક્ષ્મ વૃષ્ટિ ) વરસાવનાર છે; અને સાઠ પ્રકારનાં વાદળાંઓ તડકામાં જ દેખાય છે:—આને ' વૃષ્ટિ ' કહેવાય છે. ત્રણવાર ખેડી શકાય એવી રીતે જમીનને પલાળી નાખે એવો એકધારો, પવન તેમ જ તડકા રહિત એવો વરસાદ વર્ષે છે ત્યારે તેની જમીનમાંથી સારો પાક ચોકસ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે.

આમ હોઇને વધારેઓછી વૃષ્ટિના લાભાલાભ વિચારીને, જે (પ્રકારનાં) બીજને જેટલા પાણીની જરૂર રહેતી હોય તે (પ્રકારનાં) બીજને તેવા સમયે સીતાધ્યક્ષે વવરાવવા.

શાલિ ( સાળ-કમોદ ), વ્રીહિ ( ચોખા ), કોદરા, તિલ, પ્રિયંગુ, દારક ? અને વરકઃ એ બધાંની વાવણી વર્ષાઋતુના પ્રારંભમાં થાય.

મગ, અડદ અને મગફળી વગેરે ( શિંબીવર્ગનાં ધાન્યો )ની વાવણી વર્ષાઋતુના મધ્યભાગમાં થઇ શકે.

કુસુંભ ( રાતો રંગ આપનાર કુસુંબી ), મસૂર, કુળત્થ ( કળથી ), યવ, ગોધૂમ ( ઘઉં ), કલાય, અતસિ (અળસી) સર્ષપ ( સરસવ ) વગેરેને છેલ્લાં વવરાવવાં; અથવા તો ઋતુમાં જે ફેરફાર થાય તેને અનુસરીને વાવણી કરાવવી.

જે લોકો ઉપજમાંથી અર્ધભાગ લઇને ખેતી કરે તેવા હોય તેમને, ખેડાયા વગર રહી ગયલા ખેતરો ખેડવાને આપી દેવાં; અથવા તો જે લોકો જાતમહેનત કરીને જ પોતાનો નિર્વાહ કરનારા હોય (સ્વવીર્યોપજીવી) તેવા લોકો, ઉપજનો $\frac{1}{4}$ કે $\frac{1}{5}$ ભાગ લેવાની સરતે ખેડે એવી રીતે તેમને, એવી અણખેડાયલ જમીન આપી દેવી; અથવા તો, ખેડવાને માટે મુસ્કેલી ભરેલી ગણાય તેવા પ્રકારની પોતાની ખાનગી જમીનને અપવાદ રૂપ ગણીને તેઓ એવી અણખેડાણ જમીનને ખેડી, પોતાને વેઠવું ન પડે તેવી રીતે તેમાથી જે કાઇ ઉત્પન્ન આવે તેનો અમુક ભાગ તેઓ રાજાને આપે, એવી સરતે તેમને (તેવી) જમીન આપી દેવી.

જે લોકો હાથ વડે પાણી ખેંચીને પીતની ખેતી કરે તેમણે ઉદક-ભાગ (પાણીવેરા) રૂપે ઉપજનો $\frac{1}{5}$ ભાગ આપવો; જેઓ ખભે પાણી સારીને ખેતી કરે તેણે ઉપજનો $\frac{1}{4}$ ભાગ દેવો; જલયંત્ર (યંત્રની મદદથી ચલાવાતા પાણીના ધોરીઆ) વડે જે કોઇ મોલ ઉભો કરે તેણે તેની ઉપજનો $\frac{1}{3}$ ભાગ આપવો; અને નદી, સરોવર, તળાવ અને કૂવામાંથી પાણી લઇને જે લોકો ખેતી કરે તેમણે દરેક પોતાની ઉપજમાથી $\frac{1}{3}$ કે $\frac{1}{4}$ ભાગ (રાજાને) દેવાનો છે.

કામનાર મનુષ્યો તથા પાણીના પુરવટાના પ્રમાણમાં સીતાધ્યક્ષે (ચોમાસાનો) મોલ (કેદાર), શિયાળુ મોલ (હૈમન્ત) કે ઊનાળુ મોલ (ગ્રૈષ્મિક) વવરાવવાની ગોઠવણ કરવી.

શાલિ વગેરે (ચોખા)નો પાક (ઉગવાની બાબતમાં) ઉત્તમ (જ્યેષ્ઠ) ગણાય છે; પંડ (શાકાદિ) મધ્યમ પ્રકારનો પાક ગણાય છે; અને શેરડી (ઇક્ષુ)—એ ઉગવાની બાબતમાં પ્રત્યવર (કઠણ) ગણાય છે; કારણ કે શેરડીને બાધક બાબતો ઘણી હોય છે, અને તેને પકવવાની બાબતમાં પણ ઘણી જ સંભાળ રાખવાની તેમ જ ઘણો ખર્ચ કરવાની જરૂર રહે છે.

કાપવાળી (ફેનાઘાત) જમીનમા વલ્લીફળ (કોળાં, તુંબડી, વગેરે)

ઉગાડવાનું અનુકૂળ થઇ પડે છે. જે જમીન ઉપર પાણી ફરી વળતાં હોય તે જમીનમાં પિપ્પલી ( પીપર ), દ્રાક્ષ ( મૃદ્વીકા ) તથા શેરડીનો પાક સારો થાય છે. કૂવા ઉપરની જમીન શાકમૂળને માટે અનુકૂળ ગણાય છે. લીલોતરીને માટે નીચાણવાળી જમીન ( હરણીપર્યન્ત ) સારી છે; અને હરકોઇ બે મોલ વચ્ચેના, બાજુ ઉપરના શેઢાઓ ઉપરની જમીનમાં અગર મોલની હારની વચમાં વચમાં સુગંધી છોડવા, ઔષધિઓ, ઉશીર, હીર, વેર અને પિંડાલુક વગેરેનું વાવેતર થઇ શકે છે.

જે ઔષધિઓ ફક્ત ભેજવાળી ભૂમિમાં જ ઉગે તેવી હોય તેમને તેવી જમીનમાં જ વવરાવવી એટલું તો નહિ, પરંતુ કુંડાઓમાં પણ તેમનું વાવેતર કરાવવું.

* **ધાન્યોનાં બીજોને સાત રાત્રિઓ** સુધી તુષારપાયન તથા ઉષ્ણ-શોષણને અધીન કરવા ( અર્થાત્ તેમને ઝાકળમાં રાખવા તથા તડકો ખવ-રાવવો ); **કોશીધાન્યો** ( મગ, અડદ વગેરે )ના બીજોને **ત્રણ રાત્રિઓ** પર્યન્ત ઝાકળ તથા તડકામાં રાખવાં. કાંડબીજો ( શેરડી વગેરેના કાતળી રૂપબીજ )ને છેડે મધ, ઘી, ડુક્કરની ચરબી ( સૂકરવસા ), અને ગાયનું છાણઃ એ સર્વનું મિશ્રણ કરી તેનો લેપ કરી રાખવો; કન્દો હોય તેમને મધ તથા ઘી ચોપડી દેવાં; કપાસના બીજ (કપાસિયા)ને ગાયના છાણનો લેપ દેવો; અને શાખાવાળી વનસ્પતિઓ ( વૃક્ષાદિ )ના મૂળ આગળના, તેમને પાણી પાવા અર્થે ખોદાયલ ખાડાઓને દાહ લગાડી તેમની વિષે હાડકાં તથા ગાયનું છાણ વગેરે ખાતર યોગ્ય કાળે ભરી રાખવું.

*બીજ ફૂટી નીકળી ઉગવા માંડે એટલે તેમની આસપાસ અશુષ્ક (સૂકાયલી નહિ તેવી) અને ગંધાતી માછલીનું ખાતર ભરવું અને સ્નુહિના દૂધને તેની ઉપર સિંચવું.

જે સ્થળે, સર્પની કાચળી તથા કપાસિયાના અરક ( સાર )–એ બેને ભેળાં કરીને બાળી ધૂમાડો કરવામા આવે ત્યા સર્પ રહી શકશે નહિ.

---

*આ બધા પ્રયોગો કરી જોવા જેવા છે.

જ્યારે જ્યારે બીજ વાવવામાં આવે ત્યારે ત્યારે તેમાંથી એક દોથાભર બીજો લઇને તેમને, સોનાનો કટકો જે પાણીમાં નાખી રાખ્યો હોય તેવા પાણીમાં પ્રથમ ભીંજવવા, અને તેમની પ્રથમ વાવણી, નીચે પ્રમાણે મંત્ર બોલીને કરવી:--

" प्रजापतये काश्यपाय देवाय नमः सदा ।
सीतामेध्यता देवी बीजेपुच धनेपु च ॥ चण्डवाट हे ॥ "

" ( પ્રજાપતિ કાશ્યપને નમસ્કાર છે. કૃષિ સદા વૃદ્ધિને પામો, અને બીમા તથા ધનમા દેવીનો હંમેશા વાસ હો; ચંડવાટ હે )

પાળિયા ( પાલક ), દાસો અને કામનારો (કર્મકર)ને તેમના કામના પ્રમાણમાં, ( ઉપજમાંથી ) ભાગ આપવો. તેમને પ્રત્યેક માસે સવા 'પણ' આપવો, અને કારીગરોને તેમના કામના પ્રમાણમાં ' ભક્તવેતન ( ભાત રૂપે અપાતી મજૂરી ) ' પણ આપવું.

શ્રોત્રિયો અને તપસ્વીઓને દેવપૂજનાર્થ ફૂલ તથા પાકાં ફળ લેવા દેવાં, અને કાપણીની મોસમના આરંભકાળમાં કરવાના હોમ, આગ્રયણ વગેરે કાર્યાર્થે ચોખા અને જવ પણ લેવા દેવા. વળી જેઓ ખેતરામાંથી અનાજ વીણીવીણીને પોતાનું ગુજરાન કરતા હોય તેમને, જે જગ્યાએ ખેતરોમાં ધાન્ય વાવલવાઇ એકઠું કરાઇ ત્યાંથી ઉપાડી લેવાયું હોય તે જગ્યાએથી, ત્યાં પડી રહેલા દાણા વીણી લેવા પણ દેવા.

અનાજ અને બીજા મોલની લણણી થાય કે તુર્ત જ લણાયલ ધાન્ય વગેરેને ( ખળવાડમાં ) એકઠાં કરી લેવાં. કોઇ પણ ડાહ્યા માણસે ખેતરમાં કશું પણ રહેવા દેવું નહિ. ફોતરા ( પાનડી ) સહિત તમામ લણેલા મોલનો, ઉંચો અગર શંકુના આકારનો ઢગલો કરવો. મોલના ઢગલા પાસે પાસે ન રાખવા, તેમ વળી તેમના મથાળાં નાનાં કે નીચાં પણ ન રાખવાં. જુદા જુદા ખેતરની, ઝુડવાની જગ્યાએ પણ પાસે પાસે રાખવી. ખેતરમાં

કામનારાંને હંમેશા પાણીનો ઉપયોગ કરવા દેવો, પણ અગ્નિનો ઉપયોગ કદિ પણ કરવા દેવો નહિ.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ–પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું 'સીતાધ્યક્ષના કર્તવ્યો' એ વિષયને લગતુ ચોવીશમું પ્રકરણ પૂરૂં થાય છે.)

## પ્રકરણ ૨૫

### સુરાધ્યક્ષ (પીવાના દારૂના દરોગા) નાં કર્તવ્યો.

સુરા અને કિણ્વ (આથો) બનાવવાના જ્ઞાનવાળાં મનુષ્યો યોજીને સુરાધ્યક્ષે, માત્ર દુર્ગો અને જનપદમા જ નહિ, પરંતુ લશ્કરની છાવણીઓ (સ્કંધાવાર)મા પણ સુરાવ્યવહાર ચલાવવો.

ક્રયવિક્રયવશ રહીને (ખપત અને માગણીને અનુસરીને) તેણે સુરાના વેચાણને એકમુખ (સંકુચિત) કે અનેકમુખ (ઘણી જગ્યાએથી થઇ શકે તેવું) કરવું.

સુરાના બનાવનારાઓ, ખરીદનારાઓ અને વેચનારાઓ સિવાયના જે લોકો, સુરાના વેપાર પરત્વે અપરાધ કરે તે પૈકી દરેકનો તેણે ૬૦૦ 'પણ' દંડ કરવો. સુરાને ગામ બહાર લઇ જવા દેવી નહિ, તેમ જ તેની દુકાનોને પણ એક બીજાની પાસે રાખવી નહિ

કામદાર લોકો, સુરાને લીધે થઇ આવતા પ્રમાદથી પોતાના હાથમાંનું કામ બગાડી ન દે, તેમ વળી આર્ય (સુધરેલા) લોકો તેનો આશ્રય કરવાથી વિનયભંગ કે શીલભંગ ન થાય એટલા સારૂ, અને કદાપિ વિઘ્ન-સંતોષીઓ કોઇપણ રીતે અમર્યાદ થઇ ન જાય એટલા ખાતર, સુરાનું વેચાણ ફક્ત સુજ્ઞાત ચારિત્રવાળા મનુષ્યોને જ કરવું; અને તે પણ માત્ર પા કે અર્ધ કુડુંબ કે એક કુડુંબના પ્રમાણમાં, અગર તો અર્ધ પ્રસ્થ કે

એક પ્રસ્થના જેટલું જ. જે લોકો સુપ્રસિદ્ધ અને નિર્મળ ચારિત્રવાળાં હોય તેમને જ, પાનાગાર ( સુરાની દુકાન–પીઠું )ની બહાર પીવાને સુરા આપવી.

અથવા તો, નિક્ષેપ (મુદ્રિત અનામત), ઉપનિધિ (અમુદ્રિત અનામત); સુધારવાને માટે સોંપાયલી વસ્તુઓ, ચોરાયલ માલ વગેરેને કોઇ ગ્રાહક ( સુરાપાન કરનાર ) કપટોપચારથી મેળવી લાવ્યો હોય તે શોધી કાઢી શકાય એટલા સારૂ, જે કોઇ દારૂ પીવાને આવે તેને પાનાગાર (પીઠા) ની અંદર જ દારૂ પીવાનો ફરજ પાડવી, અને દારૂ પીવાઇ રહ્યા બાદ તુર્તમાં તેને બહાર નીસરી જવા દેવો પણ નહિ. જો તેવા કોઇ ગ્રાહકની પાસે, તેનું પોતાનું ન હોય તેવું સુવર્ણ કે અન્ય કાંઇ હોવાનું માલૂમ પડી આવે, તો તેને, દુકાનની બહાર પરહેજ કરવાની યોજના અધ્યક્ષે કરવી. તેમ વળી જે લોકો વધારે પડતા ઉડાઉ હોય અગર તો આય કરતા વ્યય વધારે કરતા હોય તેવાઓને પણ તેણે પકડવા. જે સુરા દુષ્ટ–નઠારી–હોય તે સુરા તેના મૂલ્ય કરતાં ઓછા ભાવે વેચવી નહિ. દુષ્ટ સુરાને અન્ય કોઇ સ્થાનમાં વેચાવવી, અથવા તો પીઠાના દાસો તથા કામ કરનારાંઓને આપવાના વેતન ( પગાર ) ના બદલામાં તે તેમને આપી દેવી; અથવા તો ભાર ખેંચનારાં જાનવરોને પાવા અર્થે, અગર તો સૂકર-પોષણાર્થ ( ડુક્કરનો નિર્વાહ કરવા અર્થે ) તે આપી દેવી.

પાનાગાર ( પીઠા ) માં, ભિન્ન ભિન્ન પલંગો અને આસનોવાળા અનેક ઓરડાઓ હોવા જોઇએ. જે ઓરડાઓમાં પાન થાય તે ઓરડાઓમાં, વિવિધ ઋતુઓને અનુકૂળ એવા સુગંધમય પદાર્થો, પુષ્પમાળાઓ, સુગંધિત જળ વગેરે સુખોપચારનાં સાધનો રાખવાં.

પીઠામાં સુરાપાન કરવા માટે આવતા ગ્રાહકો તરફથી કરાતો ધનવ્યય સાધારણ પ્રકારનો છે કે અસાધારણ પ્રકારનો, અગર તો તે પૈકી કોઇ અજ્ઞાત લોકો છે કે નહિ, તે બાબતનો તપાસ, તેવા પાનાગારમાં રખાતા ગૂઢપુરુષોએ કરવો. વળી સુરાપાન કરવાથી કેફમાં ઘેરાઇ પડેલ ગ્રાહકોનાં

વસ્ત્રો, અલંકારો તથા સુવર્ણાદિની કીંમત શી શી હોઇ શકે તે બાબત (પણ) તેમણે (તેવા ગુપ્તચરોએ) ખાત્રી કરી લેવી.

સુરાપાનથી મત્ત થઇને સૂઇ રહેલ ગ્રાહકોની કોઇ પણ વસ્તુ પાનાગારમાં ખોવાય કે ત્યાંથી ગૂમ થાય તો તે સુરાના વેપારીએ તે વસ્તુની ભરપાઇ પોતાના ગ્રાહકને કરી દેવી પડે એટલું તો નહિ, પરંતુ તેટલો જ બીજો દંડ પણ તેણે ભરવાનો છે.

વળી, અર્ધબંધ જેવા ઓરડામાં જે સ્થાનિક કે પરદેશી ગ્રાહકો સાચા-ખોટા આર્યનો વેષ ધારણ કરીને, પોતપોતાની સુંદર,-દાસીકૃત ઉપસ્ત્રીઓની સાથે પ્રમત્ત અવસ્થામાં સૂઇ રહેલા હોય તેમના હાવભાવની નિરીક્ષા, (તેવા પાનાગારના માલીક) વેપારીએ પણ કર્યા કરવી. મેદક, પ્રસન્ન, આસવ, અરિષ્ટ, મૈરેય અને મધુ; એ બધા સુરાના પ્રકારો છેઃ—

(૧) એક દ્રોણ પાણી, અર્ધ આઢક તંડુલ (ચોખા) અને ત્રણ પ્રસ્થ જેટલું કિણ્વ (આથો આણનાર પદાર્થ): એ ત્રણના મિશ્રણથી 'મેદક' નામની સુરા બને છે.

(૨) બાર આઢક લોટ (પિષ્ટ), પાંચ પ્રસ્થ કિણ્વ તથા પુત્રક (એક જાતનું ઝાડ)નાં છાલ તથા ફલોની મેળવણીવાળો મસાલોઃ એ સર્વ (લોટથી આઠગણા પાણીમાં) મેળવીને જે સુરા તૈયાર કરાય તે 'પ્રસન્ન' કહેવાય છે.

(૩) ૧૦૦ પલભાર કપિત્થ, ૫૦૦ પલભાર ફાણિત (સાકર) અને એક પ્રસ્થ જેટલું મધઃ એ બધાંની મેળવણી તે 'આસવ' નામથી ઓળખાય છે.

ઉપર બતાવેલ વસ્તુઓમાં પચીશ ટકાનો વધારો કરી દેવાથી વધારે ઉંચા પ્રકારનો આસવ બનાવી શકાય; અને જો એટલા જ પ્રમાણમાં એ વસ્તુઓને ઓછી કરવામાં આવે તો ઉતરતી કોટીનો આસવ બને છે.

(૪) વિવિધ પ્રકારની અરિષ્ટ (સુરાઓ)ની બનાવટનું જ્ઞાન વૈદ્યો

પાસેથી મેળવી લેવું: એ બધી અરિષ્ટ (સુરાઓ) વિવિધ પ્રકારના રોગો મટાડવામા કામ (આવે) છે.

(૫) ખાટી થઇ ગયલ કાષ્ઠ કે મેષશૃંગી ( એક પ્રકારનુ વિષ )ની છાલની સાથે ગુડ (ગોળ), પીપળીમૂળ અને કાળા મરી નાખીને, અગર તો (અને) ત્રિફળા (હરડા બેડા અને આમળા)નું ચૂર્ણ તેમા ઉમેરીને જે કવાથ (ઉકાળો) તૈયાર કરવામા આવે તે **'મૈરેય'** કહેવાય છે.

ગુડ(ગોળ)મિશ્રિત તમામ સુરાઓમા ત્રિફળાનુ ચૂર્ણ તો હમેશા ઉમેરાવાનુ જ.

દ્રાક્ષારસને **'મધુ'** સંજ્ઞા અપાય છે કાપિશાયન અને હારહુરક જેવાં. તેના વિવિધ રૂપોનુ વ્યાખ્યાન–એ જ તેનો સ્વદેશ છે.

કિણ્વ:–ઉકળાવેલ કે અણઉકળાવેલ માષની લહી એક દ્રોણ, વધારામા ત્રણ ભાગ જેટલા ચોખા અને એક કર્ષ જેટલુ મોરટ (શેરડીના મૂળનો ભાગ) વગેરે મિશ્રિત થતા જે થાય તે (ઉત્સેચક–આથો આણનાર-'કિણ્વ' છે.)

'મેદક' અને 'પ્રસન્ન' નામક સુરાઓની બનાવટમા પાઠા, લોધ્ર, તેજોવતી, એલાવાલુક, મધુ ( દ્રાક્ષનો રસ–મધુરસ), પ્રિયંગુ, દારૂહરિદ્રા, કાળાંમરી અને પીપળીમૂળ એ પ્રત્યેક પાચ્યપાચ્ય કર્ષભાર, મસાલા રૂપે ન ખાવ છે

આ ' પ્રસન્ન ' સુરામા જો કટશર્કરા (ખડી સાકર) મિશ્રિત 'મધુક'-નો કવાથ મેળવી દેવામા આવે. તો તેનો વર્ણ પ્રિય લાગે તેવો બની જાય છે.

ચોચ (તજ), ચિત્રક, વિલગ અને ગજપિપ્પલ: એ પ્રત્યેકના ચૂર્ણનો એક એક કર્ષ, અને, ક્રમુક (જાયફળ), મધુક, મુસ્તા અને લોધ્ર: એ પ્રત્યેકના ચૂર્ણના બેબે કર્ષ, એ, 'આસવ' માં નાખી શકાય તેવા તેજના છે.

ઉપર ગણાવવામા આવેલ વસ્તુઓના દશમા ભાગની મેળવણીને **'બીજબંધ'** કહે છે. જે વસ્તુઓને ' પ્રસન્ન ' મા ઉમેરવામા આવે છે તે જ વસ્તુઓને ' શ્વેતસુરા ' મા પણ નાખી શકાય છે.

આમ્રફળ (કેરી) માંથી જે સુરા (સહકારસુરા) બનાવવામાં આવે છે તે, **'રસોત્તર'** (કેરીના રસનું જેમાં વધારે પ્રમાણ હોય તે), કે **'બીજોત્તર'** (વધારે પ્રમાણમાં મસાલાવાળી) હોય છે. જ્યારે તેમાં સંભાર પડે છે ત્યારે તે **'મહાસુરા'** કહેવાય છે.

મોરટ (શેરડીના મૂળનો ભાગ), પલાશ (ખાખરો), ધંતુરો, મેષશૃંગી, કરંજ અને ક્ષીરવૃક્ષોની છાલઃ એ વસ્તુઓના ઉકાળામાં એક મૂઠી જેટલી કટશર્કરાનો ભૂકો નાખીને જો તેને, લોધ્ર, ચિત્રક, વિલંગ, પાઠા, કલાય, દારુહરિદ્રા, ઇન્દીવર, શતપુષ્પી, અપામાર્ગ, સપ્તપર્ણ અને નિંબ (લીમડો): એ બધાંના ચૂર્ણને ભેળું કરી જે લહી બને તેમાંથી અર્ધભાગની લહી લઇને તેની સાથે મિશ્રિત કરવામાં આવે, અને તેને જો રાજા તરફ અપાતી એક કુંભ જેટલી સુરામાં ઉમેરી દેવામાં આવે, તો તે આખું મિશ્રણ ઘણું સરસ બની જાય છે; અને તેનો સ્વાદ વધારવો હોય તો તેમાં વળી પાંચ પલ જેટલી ખાંડ પણ ઉમેરી દેવી.

ખાસ પ્રસંગો હોય તો લોકોને (તેમની ગૃહસ્થ તરીકેની સ્થિતિમા) શ્વેતસુરા, ઔષધ રૂપે અરિષ્ટ, અને અન્ય પ્રકારની સુરાઓ બનાવવાની છૂટ આપવી.

ઉત્સવો, મેળાઓ (સમાજ) અને યાત્રાઓને પ્રસંગે, ચાર દિવસ સુધી, સુરા બનાવવાની છૂટ રહેશે.

આવા વિશિષ્ટ પ્રસંગોએ જે લોકો સુરા બનાવે તેમની કનેથી સુરાધ્યક્ષે 'દૈવસિકમત્યય (દરેક દિવસનો કર)' એકઠો કરી લેવો.

સ્ત્રીઓ અને બાળકોએ કિણ્વ એકઠાં ? (ન ?) કરવાં.

રાજા તરફથી બનાવાતી સુરા સિવાય બીજી કોઇ સુરાનો વેપાર કરવામાં આવે તો તેની ઉપર પાંચ ટકા જકાત નાખી ઉઘરાવી લેવી.

સુરા, મેદક અરિષ્ટ, આસવ, ફલામ્લ (ફલમાંથી મેળવીને તૈયાર કરાતાં વિવિધ પ્રકારનાં પીણાં) અને અમ્લશીધુ: એ પ્રત્યેકનું વેચાણ દરરોજ કેટલું થાય છે તે, તથા રાજ્યના અને લોકના વ્યવહારમાં પ્રચલિત માપ વચ્ચે કેટલો

તફાવત રહે છે તે, અને તેના ( ફરકના ) પરિણામમાં ( રાજ્યને ) 'વ્યાજિ' રુપે કેટલું પેદા થાય છે તે સંબંધમા સુરાધ્યક્ષે પ્રથમ નિર્ણય કરવો, અને ત્યારબાદ 'વૈધરણ' ( રાજા તરફથી થતા દારૂના વેપારને, સ્થાનિક અગર તો વિદેશી વેપારીઓ તરફથી જે નુકસાન પહોંચતું હોય તે નુકસાન તેમની કનેથી ભરપાઇ કરી લેવા અર્થે જે વળતર લેવાય તે )ની રકમ નક્કી કરવી, અને જે માર્ગ લેવાનું ઠીક લાગે તે તેણે લેવો.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'અધ્યક્ષ-પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનુ, 'સુરાધ્યક્ષના કર્તવ્યો' એ વિષયને લગતું પચીશમું પ્રકરણ પૂરૂં થાય છે )

## પ્રકરણ ૨૬

### સૂનાધ્યક્ષ ( કતલખાનાના અધિકારી ) નાં કર્તવ્ય.

મૃગ, પશુ, પક્ષી તથા માછલાં કે જેમને રાજરક્ષા નીચે અભય રાખવામા આવેલ હોય અને જેઓ કોઇપણ પ્રકારની ભીતિ પામ્યા વગર વનમાં રહેતા હોય તેમને જે કોઇ પકડે, મારે કે ત્રાસ આપે તેને ઉત્તમ પ્રકારનો દંડ આપવો.

અભયપ્રાપ્તિ કરીને વનમાં વસનારાં (પ્રાણીઓ)ને પકડવા સારૂ જે ગૃહસ્થાશ્રમીઓ ( કુટુંબિનઃ ) પ્રયાસ કરે તો તેમને મધ્યમ કોટીનો દંડ આપવો.

અન્ય પ્રાણીઓની હિંસા ન કરે એવાં ગણાતાં જે માછલાં અને પંખીઓ તેમને જો કોઇ પકડે, મારે કે ત્રાસ આપે તો તેને ૨૬ૄ 'પણ' દંડ આપવો; પણ જો એ પ્રમાણે કોઇ મૃગ તથા પશુને બંધનમાં લે કે તેનો વધ કરે કે તેની હિંસા કરે ( તેને કાયિક, માનસિક કે વાચિક રીતે ઉપદ્રવ કરે ) તો તેનો તેનાથી બમણો દંડ કરવો.

પરિગૃહીત ( પકડાયલ ) પશુઓમાંથી, તેમના ૧/૬ ભાગ જેટલાં પ્રાણીઓને સૂનાધ્યક્ષે પોતાના કબ્જામાં લેવા; પકડાયલ માછલાં તથા પંખીઓમાથી ૧/૧૦ અગર એ કરતા પણ વધારે પ્રમાણમાં તેણે લેવાં, અને મૃગપશુ જે પરિગૃહીત થયાં હોય તેમાથી ૧/૬ ભાગ અગર તેથી પણ વધારે તેણે કર રૂપે લેવાનો છે.

પશુપક્ષી જેવાં પ્રાણીઓમાંથી તેમના ૧/૬ ભાગ જેટલા જીવતાં પ્રાણીઓને તેણે વનમાં છોડી મુકી અભય બનાવી દેવાં.

સમુદ્રમા ઉત્પન્ન થતાં પ્રાણીઓ, હાથી, ઘોડા કે બીજાં પ્રાણીઓની આકૃતિ ધરાવનાર નરો ( પુરૂષો ), વૃષભો તથા ગર્દભો; તેમ જ તળાવો, સરોવરો, નહેરો તથા નદીઓમાં રહેતા માછલાઓ; ક્રૌંચ, ઉત્ક્રોશક, દાત્યૂહ ( એક પ્રકારની કોયલ ), હંસ, ચક્રવાક, જીવઞ્જીવીક, ભૃંગરાજ, ચકોર, મત્તકોકિલ, મોર, પોપટ અને મેના ( મદનસારિકા ) જેવાં વિહાર-પક્ષીઓ, અને બીજાં એવાં મંગળ પંખી તથા પશુઓઃ એ સર્વને હિંસા અને વધમાથી બચાવવાના ( રક્ષિત રાખવાના ) છે.

જે કોઇ, ઉપર બનાવેલ નિયમ તોડે ( રક્ષાતિક્રમ કરે ) તેને પહેલા પ્રકારનો સાહસ દંડ દેવો.

( કસાઇઓએ ) સદ્યોહત ( તાજાં કપાયલ ) મૃગપશુઓનું તાજું, અને અસ્થિ ( હાડકાં ) વિનાનું માંસ જ વેચવું. જો તેઓ હાડકાંવાળું માંસ વેચે તો તેમણે વળતર ( હાડકાના બદલામા અપાતું શુદ્ધ માંસ ) આપવું પડશે.

આ પ્રકારે વેચાણ કરવામાં જો ખોટા ત્રાજવાતોલા વપરાય, તો ( માસની ) ઘટ જેટલી થાય તેના કરતા આઠગણું માસ તેમણે (દંડ રૂપે ખરીદનારને ) આપવું પડશે.

વાછડાં, આખલા ( બળદો ) તથા ગાયનો વધ બીલકુલ કરવાનો નથી. જે કોઇ એ પૈકી કોઇનો ઘાત કરે તેનો પચાશ 'પણ' દંડ કરવો; તેમ વળી જે કોઇ તેને રીબાવીને મારે ( ક્લિષ્ટઘાત કરે ) તેનો પણ તેટલો જ દંડ કરવો.

જે પશુઓને કતલખાના સિવાય ઇતર સ્થળે મારવામાં (કાપવામાં) આવેલ હોય તેવાં પશુનું માંસ, અગર તો અશિર–અપાદ–અને હાડકાં વિનાનું માંસ, સડેલું (વિગંધ) માંસ, તથા જે પ્રાણીઓ એમ ને એમ મરી ગયા (સ્વયંમૃત) હોય તેમનું માંસ વેચવાને કઢાવું ન જોઇએ. આ નિયમ જે કોઇ તોડે તેને ૧૨ ' પણ ' દંડ આપવો.

પશુ, મૃગ, જંગલી હાથીઓ, માછલાંઓ વગેરે, રાજરક્ષા નીચે રહેતાં ( અભયચર ) પ્રાણીઓ જો દુષ્ટ સ્વભાવનાં બની જાય, તો તેમને પકડાવીને કોઇ બીજે ઠેકાણે રખાવવા, અગર તો તેમનો વધ કોઇ ગુપ્ત સ્થાનમાં કરાવી નાખવો.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' અધ્યક્ષ–પ્રચાર ' નામક દ્વિતીયાધિકરણમાંનું, ' સૂનાધ્યક્ષનાં કર્તવ્યો ' બતાવનારું છવીશમું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૨૭

### ગણિકાધ્યક્ષનાં કર્તવ્યો

ગણિકાઓના અધ્યક્ષે, ગણિકાના કુટુંબમાં જન્મેલ કે અન્ય કુટુંબમાં જન્મેલ, તેમ જ રૂપ, યૌવન તથા શિલ્પસંપન્ન ( ચતુરાઇવાળી ) એવી ગણિકાને (પ્રતિવર્ષ) ૧૦૦૦ પણના વેતન (પગાર)થી (રાજાના દરબારમાં) નોકર રાખવી.

ઉપર બતાવેલ પગારથી અર્ધ પગારે બીજી એક હરીફ ગણિકા (પ્રતિગણિકા)ને પણ તેણે રાખવાની છે.

જ્યારે જ્યારે આવી ગણિકા બહારગામ જાય કે મૃત્યુ પામે ત્યારે ત્યારે તેની દીકરી કે બહેને તે (ગેરહાજર) ગણિકાનું કામ કરી તેની મિલ્કત તથા તેનો પગાર લેવાં, અથવા તેની માતાએ તેની સાથે બીજી કોઈ ગણિકાની

સ્થાપના કરવી. આમાનું કશું ન બને તો રાજાએ પોતે તેનાં માલમિલ્કતના ધણી થઇ બેસવું.

(રાજ) છત્ર, ભૃંગાર (ઝારી) તથા પંખાને ધારણ કરનારી, તેમ જ પાલખીમાં કે રથમાં બેઠેલ રાજાની પાસે રહેનારી ગણિકાઓના સૌભાગ્યાલંકારની શોભામાં અતિશય વૃદ્ધિ કરી દેવાના હેતુથી એમના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા વર્ગો પાડવા, અને તેમના પગાર પણ હજારોના ઠરાવવા.

જે ગણિકાનું સૌન્દર્ય (સૌભાગ્ય) ઘટી ગયું હોય તેને 'માતૃકા (સેવિકા)'-ને પદે સ્થાપવી. જે ગણિકા પોતાની સ્વતંત્રતા પાછી મેળવવાની ઇચ્છા કરે તેણે ૨૪૦૦૦ પણ જેટલો નિષ્ક્રય (મુક્તિદંડ) ભરવો પડશે; અને તેના પુત્રે પણ ૧૨૦૦૦ 'પણ' આપવા પડશે.

ગણિકા આઠ વર્ષના વયની થાય ત્યારથી તેણે રાજાની પાસે રહીને કુશીલવધર્મ (ગાવાબજાવવાનું કામ) કરવું પડશે.

જે ગણિકાઓ ને દાસીઓ ભગ્નભોગ (ભોગાદિ સેવા કરવાના કામ માટે અશક્ત) થઇ ગયલ હોય તેમણે (રાજાના) કોઠારનું કે રસોડાનું કામ કરવું.

જે ગણિકા અવિશન્તી થઇને (કોઇ ખાનગી મનુષ્યના રક્ષણ નીચે જઇ રહી રાજાના દરબારમાં કામ કરવાનું બંધ કરીને) રહે તેણે (રાજાને) પ્રતિમાસ સવા 'પણ' ભરવો પડશે.

પ્રત્યેક ગણિકાને પ્રાપ્ત થતા ભોગ, વારસો તથા તેની આવકજાવક અને ભવિષ્યની કમાણી (આયતિ): એ સર્વને લગતો નિબંધ અધ્યક્ષે કરવાનો છે, અને તે જો અતિવ્યય (વધારે પડતો ખર્ચ) કરે તો તેમ કરતાં તેને અટકાવવી પણ ખરી.

જો કોઇ ગણિકા પોતાનાં આભરણો, પોતાની માતા સિવાય અન્યને સોંપે તો તેનો, ૪ ૧/૪ 'પણ' દંડ કરવો.

જો તે પોતાની મિલ્કત (સ્વાપતેય) વેચી નાખે કે ગીરો મુકે તો તેનો, ૫૦ ૧/૪ 'પણ' દંડ કરવો.

વાક્પારુષ્ય (બદબોઇ) કરવા બદલ તેનો દંડ, ૨૪ 'પણ' કરવો. વ્યથા

કરનાર ગણિકાનો દંડ આનાથી બમણો થાય; અને જો તે (કોઇ પુરૂષના) શ્રેન કાપી નાખે તો તેવો ગુન્હો કર્યા બદલ ૫૦ર્કુ અને ૧ર્કુ 'પણ'ના દંડને અધીન તેને કરી દેવી.

જો કોઇ પુરૂષ, ગણિકા સાથે, તેની ઇચ્છા વિરૂદ્ધ સંબંધ કરે, અગર તો (ગણિકાની) કુમારી (કન્યા) સાથે સંબંધ કરે, તો તેવા પુરૂષને ઉત્તમ સાહસ દંડ દેવો; પણ નાના વયની ગણિકા (કુમારી) સકામ-કામાતુર હોય અને તેની સાથે જો તે સંબંધ કરે તો તેને પૂર્વ (પ્રથમ) પ્રકારના સાહસ દંડની સજા કરવી.

જો કોઇ પુરૂષ, કોઇ ગણિકાને, તેની પોતાની ઇચ્છા વિરૂદ્ધ બંધનમાં રાખે, તેને હરી જાય કે તેને વ્યથા કરીને કુરૂપ કરી મુકે, તો તેવા ગુન્હાને લગતા સંયોગોના તથા તે ગણિકાની સ્થાન-વિશેષતાના પ્રમાણમાં તેવા ગુન્હેગાર મનુષ્યનો, ૧૦૦૦ 'પણ' થી વધીને તે, તે ગણિકાના નિષ્ક્રય (છોડામણ) ની રકમથી બમણી રકમ સુધીનો દંડ કરવો.

જો કોઇ માણસ, પ્રાપ્તાધિકાર (રાજાના દરબારમાં નીમાયલી) ગણિકાને વ્યથા કરે, તો તેવી ગણિકાના નિષ્ક્રયની જેટલી રકમ થાય તેના કરતા ત્રણગણો દંડ તેવા માણસનો કરવો.

માતૃકાને, તેની (નાની) દીકરીને અગર તો રૂપદાસી (પુષ્પમાળા વગેરે સુગંધી પદાર્થો બનાવવા માટે રખાયલ સ્ત્રી-નોકર) ને વ્યથા કરનારને ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવી.

પહેલી વાર ગુન્હો થાય ત્યારે પ્રથમ કોટીના દંડની, અને બીજી વાર કરેલા ગુન્હા બદલ તેનાથી બમણા દંડની, ત્રીજી વારને માટે ત્રણગણા દંડની, અને ચોથી વાર કરાતા ગુન્હા બદલ રાજાની મરજીમાં આવે તે પ્રકારની સજા (ગુન્હો કરનારને) કરવાની છે.

જો કોઇ ગણિકા રાજાની આજ્ઞાને અનુવર્તીને કોઇ અન્ય પુરૂષની પાસે ન જાય (અર્થાત્ તેની સાથે વિહાર ન કરે), તો તેવા પ્રસંગમાં તેને

એક હજાર ફટકા ( શિફા ) મારવા, અગર તેને ૫૦૦૦ 'પણ' દંડ તરીકે ભરી દેવાની સજા કરવી.

જો કોઈ ગણિકા ભોગ ( પોતાને ભોગવનાર પુરૂષ પાસેથી લેવાતું લવાજમ) લીધા પછી પોતાનું શરીર ( ભોગવનાર પુરૂષને ) સોંપી આપે નહિ, તો તેને ( લેવાયલ ભોગથી ) બમણી રકમ જેટલો દંડ દેવાની સજા કરવી.

જો કોઇ ગણિકા પોતાના જ ઘરમાં પોતાના રમણને ભોગવિહીન કરે તો, અને જો તેવો પુરૂષ કોઇ પણ પ્રકારના રોગ કે શરીરદોષને લીધે અસ્પર્શ્ય ગણાય તેવો ન હોય તો, તેવી ( ઠગી ) ગણિકાએ જે રકમ ( તે પુરૂષ પાસેથી ભોગ નિમિત્તે ) લીધેલી હોય તેનાથી આઠગણી રકમ જેટલો તેનો દંડ કરવો.

જો ગણિકા ( પોતાની સાથે ભોગ ભોગવવા આવેલ ) પુરૂષનો ઘાત કરી નાખે, તો તેને જીવતી બાળી મુકવી, અગર તો પાણીમા ફેંકી દેવી.

જો કોઇ યાર ( જાર ) કોઇ ગણિકાનાં આભૂષણો કે તેનું ધન ચોરી જાય, અથવા તો તેને આપવાના ભોગધન માટે છેતરપિંડી કરે. તો તેવા પુરૂષને, ( તે પ્રમાણે ગણિકાથી ખોવાતી ) રકમથી આઠગણા દંડની સજા કરવી.

*પ્રત્યેક ગણિકાએ, પોતાના દૈનિક ભોગ ( કમાણી ), પોતાની આયતિ ( ભવિષ્યના લાભ ) અને (પોતાના સંસર્ગમાં આવતા) પુરૂષને લગતા તમામ ખબર અધ્યક્ષને આપતા રહેવું.

આજ નિયમો નટ, નૃત્યકાર (નર્તક), ગવૈયા, બજૈયા (વાદક), વાગ્જીવન (હસામણા), કુશીલવો ( સંગીતકારો ), પ્લવકો (દોરડા ઉપર કુદનારા–નાચનારા), સૌભિકો (મદારી વગેરે), ચારણો, સ્ત્રી–વ્યવહાર

*વૈશ્યાકર્મનું નિયમન, પ્રાચીન હિંદમા કેવી રીતે થતું તે વિચારવા પાત્ર છે.

કરનારાઓ તેમ જ ગૂઢ આજીવિકાવાળી (વ્યભિચારી) સ્ત્રીઓને પણ લાગુ સમજવા.

ઉપર જણાવેલ પ્રકારનાં માણુસો પોતાનાં વિધાનો કરી બતાવવાને અર્થે વિદેશમાથી આવે, તો તેમણે પાંચ 'પણ' 'પ્રેક્ષાવેતન ( તમાશાના લવાજમ )' રૂપે આપવા.

પ્રત્યેક રૂપાજીવા (પોતાના રૂપ ઉપર જીવનનિર્વાહ કરતી ગણિકા)એ પ્રતિમાસ, પોતાની દૈનિક કમાઇથી બમણી રકમ રાજ્યમાં (વેરા તરીકે) ભરવી.

૧ ગણિકાઓને, દાસીઓને, રંગોપજીવિની ( રંગભૂમિ—નાટક—માં પાઠ ભજવતી સ્ત્રીઓ )ને, જે લોકો ગીત (ગાનું), વાદ્ય (બજાવવું), પાઠ્ય (વાચન), નૃત્ય, નાટ્ય, લેખન, ચિત્રકામ, વીણાવાદન, મૃદંગ બજાવવાનું કે વેણુવાદન, પારકાના ભાવો સમજી શકવાની વિદ્યા (પરચિત્ત-જ્ઞાન), સુગંધી પદાર્થો તથા માળાઓ બનાવવાનું, ચંપી કરવાનુ, અને બીજાને વશ કરી લેવાની (વૈશિક) કલાનું જ્ઞાન આપનારા હોય એ સર્વને રાજમંડળ તરફથી આજીવિકા બાંધી આપવી.

આવા બધા ( જ્ઞાનવાળા ) લોકોએ, ગણિકાના પુત્રો રંગોપજીવી (રંગભૂમિ—નાટક—માં પાઠ ભજવીને પોતાનો ઉદરનિર્વાહ કરવાને સમર્થ) થઇ રહે તેટલા માટે તેમને આવશ્યક તાલીમ પણ આપવી.

નટાદિવર્ગના પુરૂષોની સ્ત્રીઓને પણ વિવિધ ભાષાઓનું તેમ જ સંજ્ઞાઓનું જ્ઞાન અપાવવું, અને તેમને તેમનાં બંધુજનો સહિત, દુષ્ટ વિદેશી ચાર ( ગૂઢ મનુષ્યો )ને પકડી કાઢવાના અને તેવાઓને મારી નખાવવાના કે છેતરી નાખવાના કામમાં નિયોજી દેવી.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ-પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું, 'ગણિકાધ્યક્ષનાં કર્તવ્યો'ને લગતું સત્તાવીશમું પ્રકરણ પૂરૂં થાય છે.)

---

૧ લલિતકળાઓ (Fine Arts)ને પ્રાચીન હિંદુસ્તાનમાં રાજ્યાશ્રય કેટલો બધો મળતો હતો તે આ ઉપરથી જણાશે.

# પ્રકરણ ૨૮

## નાવધ્યક્ષ (વહાણખાતાના અધિકારીનાં કર્તવ્યો).

નાવધ્યક્ષે, સમુદ્રયાત્રા કરતાં કે નદીના મુખો આગળ વ્યવહાર કરતાં વહાણોમાત્રને લગતો હિસાબ તપાસવાનો છે એટલું તો નહિ, પરંતુ કુદરતી કે બનાવટી સરોવરોમાં અને સ્થાનીય તેમ જ ઈતર દુર્ગો પાસેની નદીઓમાં કામ કરતાં વહાણોના હિસાબ પણ તપાસવાના છે,

સમુદ્રતટ ઉપરનાં તથા નદી કે સરોવર ઉપરનાં ગામડાંઓ પાસેથી, ઠરાવ્યા પ્રમાણે કર ( કલૃપ્ત ) લેવો.

મત્સ્યબંધકો ( માછીમારો )એ ( માછલાં પકડવાની પરવાનગી બદલ ) ' નૌકહાટક ' ( નામથી ઓળખાતા કર ) રૂપે ( પોતાથી પકડાયલ માછલાંનો) છઠ્ઠો ભાગ આપવો.

વેપારીઓએ બંદરો ( પત્તનો ) વિષે લેવાતી જકાત ( શુલ્કભાગ ) આપવો.

રાજ્યના વહાણોમાંના ઉતારૂઓએ, મુસાફરીભાડા ( યાત્રાવેતન ) રૂપે લેવાની જે રકમ ઠરાવાયલી હોય તે આપવી.

શંખ, મોતી વગેરે કાઢવાના કામમાં જેઓ ( રાજ્યના વહાણોનો ) ઉપયોગ કરે તેમણે ઠરાવાયલ વહાણભાડું ( નૌહાટક ) આપવું, અગર તો તેમણે પોતપોતાનાં ( ખાનગી ) વહાણોનો ઉપયોગ કરવો.

ખાણોના અધ્યક્ષનાં કર્તવ્યો ( જે વર્ણવાઈ ગયાં છે તે ) ઉપરથી નાવધ્યક્ષના કર્તવ્યો સમજાઈ આવશે.

નાવધ્યક્ષે, પણ્યપત્તન ( વેપારનાં મથકો રૂપ ગણાતાં શહેરો )માં પ્રચરિત નિયમો ( ચારિત્ર)નું, તથા પત્તનાધ્યક્ષ તરફથી કરવામાં આવેલ નિબંધ ( કાર્યપદ્ધતિ )નું પાલન કરવું.

જો કોઇ મૂઢવાતાહત ( પવનના તોફાનથી નુકસાન પામેલ ) વહાણ બંદરમાં આવી પહોંચે તો તેના પ્રતિ, પિતાતુલ્ય માયા ( તેણે ) બતાવવી.

જેને પાણી લાગેલું હોય એવો માલ લઇ જનારાં વહાણોને કાંતો શુલ્કમુકત રાખવાં, અગર તો તેમની પાસેથી અર્ધ શુલ્ક ( દાણ ) લેવું, અને બારામાંથી ( બંદરમાંથી ) હંકારી જવાનો સમય આવે ત્યારે હંકારી લઇ જવાવાની, તેમને પરવાનગી આપવી.

પ્રવાસ કરતાં વહાણો જો બંદર કરે ( બંદરમાં રોકાય ) તો તેમની કનેથી જકાત માગી લેવી.

**ચાંચિયાં (હિંસ્રિકા)** વહાણોનો, શત્રુના રાજ્ય વિષે જતાં વહાણોનો, તેમ જ વેપારનાં મથકો રૂપ ગણાતાં શહેરો ( પણ્યપત્તનો )ના નિયમોનો જેમણે ભંગ કર્યો હોય તેવાં વહાણોનો નાશ કરી દેવો.

શિયાળા અને ઊનાળામાં પણ જે નદીઓ ઉતરાઇ શકે નહિ તેવી હોય તેમાં ' **મહાનાવો** ( મોટાં મોટાં વહાણો ) ' રાખવાં, અને એ પૈકી પ્રત્યેકને માટે એક શાસક, એક નિયામક ( કર્ણધાર ), તેમ જ દાત્ર તથા દોરડાં પકડી રાખનારા અને પાણી ઉલેચનારા નોકરોને પણ રાખવા.

વર્ષાઋતુમાં ઉભરાઇ જતી નાની નદીઓમાં પણ નાની હોડીઓ રખાવવી.

રાજ્યનો દ્વેષ કરનાર લોકો નદીઓ ઓળંઘીને નાસી ન જાય એટલા સારૂ ( પરવાનગી સિવાય ) નદી ઉતરવાની બંધી કરી દેવી.

જો કોઇ પ્રવાસી અયોગ્ય સ્થળેથી કે અયોગ્ય સમયે નદીને ઓળંઘે તો તેને પ્રથમ કોટીનો સાહસદંડ દેવો.

જો કોઇ ઇસમ, યોગ્ય સ્થાનેથી ( તીર્થેથી ) અને યોગ્ય કાળે, રજા સિવાય નદી ઓળંઘે તો તેનો ૨૬¾ 'પણુ' દંડ કરવો.

માછીમારો ( કૈવર્ત ); કાઇ, તૃણ, ફૂલ અને ફલ લઇ જનારાઓ માળીઓ; શાક વેચનારાઓ; ગોવાળો; આશંકિત ગુન્હેગારોની પાછળ

પડતા મનુષ્યો; આગળ ગયલા દૂતોની પાછળ પાછળ જનારા દૂતો; લશ્કરને માટે ભાડો, ખાધાખોરાકી વગેરે સામગ્રી તથા હુકમો લઇ જનારા નોકરો; જે લોકો પોતાની હોડીઓ જ વાપરતા હોય તે; તેમ જ અનૂપ (ભેજવાળા) પ્રદેશોમાંનાં ગામડાઓને બીજ, ભક્તદ્રવ્યો તથા ઉપરકરો પૂરા પાડનારાઓઃએ બધાને માટે (ગમે તે સ્થળેથી અને ગમે તે સમયે નદી ઓળંગવાની) છૂટ રાખવી.

બ્રાહ્મણો, યતિઓ (પ્રવ્રજિત), બાળકો, વૃદ્ધ માણસો, વ્યાધિગ્રસ્ત લોકો, (રાજાના) શાસનહર (હુકમ લઇ જનારા) પુરૂષો, અને ગર્ભિણી સ્ત્રીઓઃ એ સર્વને, અધ્યક્ષે, વિના મૂલ્યે નદી ઓળંધવાની રજાચિઠ્ઠીઓ આપવી.

વારંવાર આવતા પરદેશી વેપારીઓને, તેમ જ દેશી વેપારીઓને જાણીતા હોય એવા વેપારીઓને પત્તનોમાં ઉતરવા દેવા.

જે કોઇ પરભાર્યા કે પરકન્યાનું અપહરણ કરી જતું હોય; જે કોઇ બીજાનું વિત્ત લઇને નાસી જતું હોય; જે કોઇ શંકિત કોટીનું હોય; જે કોઇ આકુળવ્યાકુળ દેખાવવાળું હોય; જેની સાથે જરા પણ સરસામાન હોય નહિ; જે કોઇ પોતાના હાથમાંના માલને સંતાડવાને અગર તો ઓળખાઇ જતાં અટકાવવાને પ્રયત્ન કરતું હોય; જેણે તુર્તમાં જ વેષપાલટો કરી દીધો હોય; જે કોઇએ પોતાનો હંમેશનો પોશાક બદલી નાખ્યો હોય કે ઉતારી નાખ્યો હોય; જે તુર્તમાં જ પરિવ્રાજક બની ગયો હોય; જે કોઇ વ્યાધિગ્રસ્ત હોવાનો ઢોંગ કરતું હોય; જે કોઇ ભયાકુલ દેખાતું હોય; જે કોઇ ગુપ્ત રીતે કીંમતી માલ વહી જતું હોય; અગર તો જે કોઇ, કોઇ ગુપ્ત કારણસર જતું દેખાય; અગર તો જે કોઇ શસ્ત્રો કે અગ્નિયોગ† પોતાની સાથે લઇ જતું હોય; જે કોઇ પોતાની સાથે વિષ લઇ જતું હોય; અને જે કોઇ અમુદ્ર રીતે (પરવાના વગર) લાંબો પ્રવાસ કરીને આવતું હોયઃ તે દરેકને તેણે (અધ્યક્ષે) અટકમાં લેઇ લેવું.

† વિવિધ પ્રકારના સર્પો, ગોધા (ઘરોળીઓ) અને કીડાઓના તેલ કે ચૂર્ણમાંથી બનાવવામાં આવતો, ફાટી નીકળે તેવો પ્રચંડ પદાર્થ.

એક ક્ષુદ્ર ( નાનું ) પશુ અને ભાર ઉપાડીને જતો મનુષ્ય; એ દરેક બદલ એક એક ' માષક ' ( કર ) રૂપે લેવો.

માથા ઉપર ઉપાડીને લઇ જવાતો ભાર ( શિરોભાર ); ખભા ઉપર ઉપાડીને લઇ જવાતો ભાર ( કાયભાર ); એક ગાય અને એક ઘોડો: એ પ્રત્યેક બદલ બે ' માષક ' લેવા.

એક ઊંટ કે એક ભેંસ (કે પાડા) બદલ ચાર ' માષક ' લેવા. નાની ગાડી ( લઘુયાન ) બદલ પાંચ માષકનો, બળદોથી ખેંચાતી મધ્યમ કદની ગાડી ( ગોલિંગ ) બદલ ૭ માષકનો, અને શકટ ( ગાડા ) બદલ સાત માષકનો કર લેવો.

માથા ઉપર વહી જવાતા માલ ( પણ્યભાર ) બદલ ¼ માષક ( કર ) લેવો; અને એ જ ધોરણે બીજા બધા પ્રકારના ભાર પરત્વે કર લેવાનું રાખવું. મોટી નદીઓ પરત્વે મછવાભાડું ( તર ) બમણું ગણવું. અનૂપ પ્રદેશો પાસે આવેલ ગામડાંઓએ ( વહાણવટીઓને ) ઠરાવેલા ધોરણ મુજબ ભક્તવેતન ( ખાધાખોરાકી ) તથા ' ક્લૃપ્ત ' આપવું.

સીમાપ્રદેશો વિષે, હોડીવાળાઓને શુલ્ક ( જકાત ), આતિવાહિક ( હોડી ભાડું ), તથા વર્તની ( વાટવેરો ) અપાઇ જવાં જોઇએ. જે માણસ અમુદ્ર ( પરવાના સિવાય ) પ્રવાસ કરતો હોય તે માણસનો સરસામાન પણ તેણે ખાલસા કરવો. અતિભારને લીધે, અગર તો અકાળે અયોગ્ય સ્થાનેથી હોડી હંકારાયાને કારણે, અગર તો આવશ્યક નાવિકોની ઊણપ કે ઉપકરણોની ખામીને લીધે, અગર તો હોડીની અસત્કૃતિને કારણે જો હોડીમાંના માલને નુકસાન પહોંચે, તો નાવધ્યક્ષે, એ પ્રમાણે થઇ આવેલ નુકસાનનું વળતર આપી દેવું. આષાઢ માસના પહેલા સાત દિવસ વીતી ગયા બાદ, અને કાર્તિક માસ: એ બે વચ્ચેના ગાળાના સમય માટે ' તરણી (હોડી)ઓ ' ને તરતી કરવી. હોડીવાળાથી પુરાવો કરાવીને તેણે ( અધ્યક્ષે ) દરરોજની આવક જે થાય તે દરરોજ મોકલી ( કોશમાં ) આપવી.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના ' અધ્યક્ષ-પ્રચાર ' નામક દ્વિતીયાધિકરણમાંનું 'નાવધ્યક્ષના કર્તવ્યો'–એ બાબતને લગતુ અઠ્ઠાવીશમું પ્રકરણ પૂરૂં થાય છે. )

---

## પ્રકરણ ૨૯

### ગોઅધ્યક્ષ (ગાયનરા અધિકારીઈ) ના કર્તવ્યો.

નાણા લઇને તે બદલ નભાવાતા ( વેતનોપગ્રાહિક ), ઉત્પન્ન થતા ગોરમનો નિશ્ચિત કરાયલ ભાગ લેવાની સરતે સોંપાયલ ( કરપ્રતિકર ), નિરૂપયોગી અને ત્યજી દેવાયલ ( ભગ્નોત્સૃષ્ટક ), અને ઉત્પન્ન થતા ગોરસના ભાગ સાટે નભાવાતાં ( ભાગાનુપ્રવિષ્ટક ), વિવિધ ( ઢોરના ) ધણો ( વ્રજપર્યગ્ર ), તથા રખડાઉ ( નષ્ટ ) અને ફરી પ્રાપ્ત ન થઇ શકે તેવી રીતે વિનષ્ટ ( ગુમ ) થયલા ઢોર તથા સંચિત કરાતા દૂધ, ઘી વગેરેને પોતાના હસ્તક, ગવધ્યક્ષે રાખવા.

કોઇ ગોવાળ (ગોપાલક), ભેંસનો ગોવાલ ( પિંડારક ), દૂધ દોહનાર ( દોહક ), વલોણું કરનાર (મન્થક) અને શિકારી (લુબ્ધક): એ દરેક સો સોના જૂથમા એકઠી કરાયલ ધેનુઓને, તેમનાં વાછડા ભૂખે મરે એવી રીતે તેમના દૂધઘીયો પોતપોતાનો નિર્વાહ ન કરતાં પગારદાર (હિરણ્યભૃત) નોકર તરીકે રહીને ચગવે ( પાળે ), તો તે પદ્ધતિને ' વેતનોપગ્રાહિક ( પગાર પેટે ઢોરપાલન ) ' કહે છે.

જો કોઇ એક જ માણસ ઘરડી થઇ ગયલ ગાયો, દૂઝણી ગાયો, વાછડીઓ અને વાછડાઓ: એ સર્વ મળીને સોનુ ધણ થાય એવી રીતે તે પ્રત્યેક વર્ગના ઢોરને સરખી સંખ્યામાં સભાળે, અને ( તેના અમલ ધણીને) પ્રતિવર્ષ આઠ વારક જેટલું ઘી, તેમ જ કોઇ ઢોર મરી જાય ત્યારે તેનું અંકિત ( નિશાનીવાળું ) ચામડું આપવાનું માથે લે, તો તે પદ્ધતિને

"ઉત્પન્ન થના ગોરમનો નિશ્ચિત કરાયલ ભાગ લેવાની સરતે કરેલ સોંપણી કરપ્રતિકર)" કહેવામા આવે છે.

વ્યાધિગ્રસ્ત તથા ખાડા ઢોર, કોઇ મનુષ્યથી હેળો થયા સિવાય દોહી ન શકાય તેવા ઢોર; સહેલ ઇથી દોહી ન શકાય તેવા ઢોર; તેમ જ જે ઢોર પોતાના પુત્ર (વાછડા) નો નાશ કરી નાખનારા હોય તે: એ દરેક પ્રકારના ઢોરને સરખી સરખી સંખ્યામા લઇને જે કોઇ, એક બે જાનવરોના ધણીને સંભાળવાનુ માથે લે, અને તેના બદલામા તેમના ધણીને, ગોરસના ઉત્પન્નમાથી કાંઇ ભાગ આપવાને બંધાય, ત્યારે તે પદ્ધતિ "ભગ્નોત્સૃષ્ટક (નિરૂપયોગી અને ત્યક્ત દેવાયલા ઢોરની સંભાળ)"–એ સંજ્ઞાથી ઓળખાય છે.

ઢોર હાંકી જનાર શત્રુના ભયને લીધે જે ઢોરને અધ્યક્ષની દેખરેખ નીચે મુકી દેવામા આવે, અને તે તેની મહેનતના બદલામા તેને ⅒ ગોરસની પેદાશ આપવાનું કબૂલ કરવામા આવે, તો તે પદ્ધતિ "ગોરસના ભાગ પેટે નભાવાતા ઢોર (ભાગાનુપ્રવિષ્ટક)" ગણાય છે.

વાછડા, ગોધા, પાળવા યોગ્ય ઢોર, ભારવરદારોના બળદ, ધોસરે નાખવા યોગ્ય ખૂંટિયા, ધણખૂંટ તરીકે રાખવાના ખૂંટ, માંસ પૂરું પાડવા માટે જ યોગ્ય એવા ઢોર, ભેંસો, અને ભાર ખેંચવાના કામમા આવે તેવા પાડાઓ, વાછડીઓ (વત્સિકા), મોટી વાછડીઓ (વત્સરી), ગાભણી ગાયો, દૂધાળ ઢોર, અપ્રજ (વીયાય નહિ તેવા) ઢોર, એક કે બે મહિનાના તેમ જ તેથી પણ નાના વાછરડાં વગેરે વિવિધ વર્ગોમા ઢોરમાત્રને અધ્યક્ષ વહેંચી નાખે, અને જો તે પોતાની ફરજને અનુસરીને, ધણ ભેળા એક બે માસથી રહેતા, નધણિયાતા–રઝળતા–ઢોરને, તેમ જ એ બધા વર્ગોના ઢોરને તથા તેમાના છેક એક બે માસની ઉમ્મર જેમની હોય તે સર્વને પણ અંકિત કરી નાખે, અને તે પછી જો તે દરેક ઢોર પરત્વે તેની નિશાનીનો, તેના રંગનો અને તેના એક શીંગડાથી બીજા શીંગડા સુધીના અંતરનો નોંધ કરી લે,

તો તે પદ્ધતિ "ઢોરનું વર્ગીકરણ (ઢોરના વર્ગ પાડવા)"--એ સંજ્ઞાથી ઓળખાશે.

ચોરથી હરાઈ ગયલું, અગર તો અન્ય કોઇ ધણ ભેગું જતું રહેલ અથવા તો અજ્ઞાત દશામાં રખડતું થઇ ગયલું ઢોર 'નષ્ટ' કહેવાય છે.

કોઇ ઢોર કાદવકીચડમાં ખૂંચી ગયું હોય, અગર કરાડ ટેકરાટેકરી ઉપરથી ગબડી પડયું હોય, અથવા તો કોઇ રોગથી, ઘડપણથી કે પાણીમાં ડૂબી જવાથી મરી ગયું હોય, અથવા વૃક્ષપાતને લીધે કે નદીની ભેખડ પડવાથી કચરાઇ મૂવું હોય, અથવા તો લાઠી કે પત્થરના પ્રહારથી તેનો ઘાત થઇ ગયો હોય, અગર જો તેવા કોઇ ઉપર વીજળી-ઇશાન-પડેલ હોય, અગર તો એવું કોઇ વાઘથી ખવાઇ ગયુ હોય કે નાગવી કરડાંઇ કે મગરથી ખેંચાઇ ગયું હોય, અથવા તો વનદાહમા સપડાઇ જવા પામ્યું હોય, તો તે '**વિનષ્ટ** (વિશિષ્ટ રીતે નાશ પામેલ)' કોટીનું ગણાય છે.

ઢોરોને આવા ભયોથી દૂર રાખવાનો પ્રયત્ન ગોવાળોએ કરવો.

જે કોઇ પોતે ઢોર (ગાય) ને હાનિ પહોંચાડશે કે અન્ય પાસે હાનિ પહોંચડાવશે, અથવા તો જે કોઇ તેને ચોરી જશે કે બીજા પાસે ચોરાવશે તે વધને પાત્ર થશે.

જો કોઇ પોતાના ખાનગી ઢોરની અદલબદલ, રાજ્ય તરફથી અંકિત થયલ ઢોરની સાથે કરી લેશે, તો તેનો પ્રથમ કોટીનો સાહસદંડ કરવામાં આવશે.

જો કોઇ પ્રસમ ચોર કનેથી **સ્વદેશીય** ઢોર પાછું મેળવી (છોડાવી) શકશે, તો તે બદલ તેને, ઠરાવાયલું ઇનામ (પણિતરૂપ) આપવામાં આવશે; અને જો કોઇ **પરદેશીય** ઢોરને ચોર કનેથી પુનઃ મેળવી આપશે, તો તે બદલ તેને, પૂર્વોકત ઇનામથી અર્ધભાગનું ઇનામ આપવામા આવશે.

ગોવાળોએ, નાની વયનાં, વૃદ્ધ તેમ જ વ્યાધિત ઢોરોની સંભાળ થાય તેવા ઉપાયો યોજવા.

લુબ્ધકો (શિકારીઓ)એ પોતાના કૂતરાઓની મદદથી જે અરણ્ય-

બાગોમાંથી ચોરો, વાઘો અને અન્ય, ઉપદ્રવ કરનાર પ્રાણીઓને તગડી મુકયાં હોય તેવા, વિવિધ ઋતુઓને માટે નિર્મિત કરાયલ અરણ્યભાગોમાં તેમણે ( ગોવાળોએ ) પોતપોતાના ધણને ચરાવવું.

સર્પો અને વાઘોને ભગાડી મુકવાના ઉદ્દેશથી, તેમ જ ચરતું ધણ કયા સ્થાનમાં છે ને જાણી શકવાના નિશ્ચિત ઉપાય તરીકે ( ગૌચરાનુપાતજ્ઞાનાર્થ) તેમણે, ભડકણ ઢોરની ડેકે ઘંટડીઓ બાંધવી.

જે નદીઓ કે સરોવરો એક સરખી ઉંડાઇવાળાકે અસરખી પહોળાઇવાળા હોય અને જેઓ કીચડ કે મગરથી મુકત હોય એવી નદીઓ કે એવાં સરોવરોમાં જ ગોપાલોએ પોતાનાં ઢોરને ઉતરવા દેવાં, અને તેવા સંયોગમાં પણ તેમણે તેમનું, ભયથી રક્ષણ કરવું.

જ્યારે જ્યારે કોઇ પણ ઢોરની ચોરી થાય, અગર તો કોઇ ઢોર વાઘથી, સર્પથી કે મગરથી નષ્ટ થઇ જવા પામે, અગર તો કોઇ અવસ્થા કે રોગને પરિણામે અત્યંત અશકત હાલતમાં જઇ પડે, ત્યારે ત્યારે તેમણે ( ગોપોએ ) તે વિષે ખબર આપી દેવાની છે; અને તેમ જો તેઓ ન કરે, તો થયલ નુકસાનનું વળતર ભરી આપવાને તેમને ફરજ પાડવી.

જો કોઇ પ્રાણી સ્વાભાવિક રીતે મૃત્યુવશ થાય, તો તે પ્રાણી ગાય કે ભેંસ હોય તે પ્રમાણે તેનું, અંકિત કરાયલ ચામડું ગોપોએ ( ગોડધ્યક્ષને) સોંપી દેવું; અને તે પ્રમાણે મરી ગયલ પ્રાણી બકરૂં કે ઘેંટું હોય, તો તેનું કાન સહિત ચામડું લાવીને હાજર કરવું; જો તે પ્રમાણે મરનાર પ્રાણી ગધેડું કે ઊંટ હોય તો અંકાયલ ચામડાને સપુચ્છ રજુ કરવું; અને જો મરી ગયલ પ્રાણી બચ્ચું હોય, તો ફકત ચામડું લાવીને આપવું. ઉપર ગણાવેલ ચામડા ઉપરાંત ચરબી ( વસ્તિ ), પિત્ત, સ્નાયુ, દાંત, ખરીઓ. શીંગડા અને હાડકા ( પણ તેમણે અધ્યક્ષને ) હવાલે કરી દેવા.

તેઓ ( ગોવાળો ) તાજું કે શુષ્ક માંસ વેચી શકશે.

કૂતરાઓ તથા ભૂંડોને તેમણે છાશ પાવી, અને પોતાનું ભોજન તૈયાર કરવા સારૂ તેમણે થોડી ( છાશ ) કાંસાના વાસણમાં પોતાને માટે રાખી.

લેવી. વળી તેમને ( ઢોરોને ) ખવરાવવા માટેના ખોળને સ્વાદિષ્ટ બનાવવાને અર્થે તેમણે ( ગોપોએ ) કિલાટ ( મેળવેલ દૂધ ) નો ઉપયોગ પણ કરવો.

જે કોઈ (પોતાના ધણમાંથી) ગાયને વેચે તેણે (રાજાને) ¼ રૂપ આપવું.

વર્ષાઋતુમા, શરદ્‌ઋતુમા તેમ જ હેમન્તઋતુમા તેણે બન્ને વખત ( સવાર સાંજ ) ઢોરને દોહવાં, અને શિશિર તથા વસંત અને ગ્રીષ્મ ઋતુઓ દરમ્યાન એક વખત જ દોહવાનું રાખવું. જે કોઈ ગોવાળ ( આ પાછલા નિયમનો ભંગ કરીને એક વખતને બદલે ) બે વખત દોહશે તેનો અંગૂઠો કાપી નાખવામાં આવશે.

જો તે દોહકાલ ( દોહવાની વેળા ) વીતાવી દેશે, તો તે પોતાનો લાભ ( પણ ) ગુમાવી બેસશે.

ગોધનાઓને તેમ જ અન્ય પશુઓને નાથવા–નાકમા દોરી ઘાલવા–ના અને તેમને હળ વગેરેના કામ માટે પલોટવાના કામ પરત્વે જે કોઈ કાળજી ન રાખે તેને પણ પૂર્વોક્ત નિયમો લાગુ કરવા.

એક દ્રોણ જેટલું ગાયનું દૂધ વલોવાતાં તેમાથી એક પ્રસ્થ જેટલું માખણ નીકળે છે; ભેંસનું એટલું જ દૂધ, ⅕ પ્રસ્થ વધારે માખણ આપે; અને બકરા કે ગાડરાનું એટલું જ દૂધ ॥ પ્રસ્થ માખણ આપનારું છે.

મન્થન કરી જોવાથી બધા પ્રકારના દૂધમાથી મળતા માખણનું પ્રમાણ નક્કી કરી શકાય છે. જમીન, ઘાસ અને પાણીઃ એ ત્રણની ખોટ્ઠળાઇ ( ખાતિ ) પ્રમાણે દૂધવીના પ્રમાણમા પણ વૃદ્ધિ થતી રહે છે.

જો કોઈ શખ્સ ધણખૂંટ(યૂથવૃષ)ને અન્ય કોઈ ખૂંટની સાથે લડાવે, તો તેને પ્રથમ દંડની સજા કરવી; અને જો (તે છતાં કોઈ લડાવે ને) ધણખૂંટને ઇજા થઈ આવે, તો તેવા પ્રસંગમા, તેવી રીતે લડાવનાર ગોવાળને ઉત્તમો-ઉત્તમ પ્રકારના દંડની સજા કરવાની છે.

ઢોરોને ચરાવતી વેળાએ, એક જ રંગના હોય એવાં દશદશ ઢોરોના ટોળાં રચવા. ગોવાળોએ ( પોતાના ) રક્ષાસામર્થ્યના પ્રમાણમાં, તેમ

ચરવાને નિમિત્તે પાસેના અને દૂરના પ્રદેશોમાં જવાની (ઢોરની) શક્તિના પ્રમાણમાં ઢોરને દૂર કે પાસેના વિભાગમા લઇ જવાં. ઘેંટાં અને અન્ય પ્રાણીઓનું ઊન, ૭ માસે એક વાર કાતરી લેવું.

નાથેલા, અને વેગના વિષયમાં તથા ભારવહન કરવાની બાબતમાં ઘોડાની બરાબરી કરી શકે તેવા બલીવર્દો ( બળદો )ને–અરધો ભાર જવધાન્ય (યવસસ્ય), તેનાથી બમણું ઘાસ, એકતુલા ખોળ, ૧૦ આઢક ભૂસું, ૫ પલભાર મુખલવણ, નાક ઉપર ચોપડવા સારૂ એક કુડુંબ તેલ, એક પ્રસ્થ જેટલું પાન, એક તુલા જેટલું માંસ, ૧ આઢક જેટલું દહીં, ૧ દ્રોણ જેટલા જવ ( બાજરો ) અગર બાફેલા અડદ, ૧ દ્રોણ દૂધ અગર અર્ધ આઢક જેટલી સુરા, એક પ્રસ્થ જેટલું તેલ, કે દશ પલભાર ક્ષાર (ખાંડ કે ગોળ ) અને એક પલ જેટલા શૃંગિબેરફળ ( સુંઠ )—એટલાં વાનાં (દૂધને બદલે ) આપવાં.

ખચ્ચર, ગાય અને ગધેડાની બાબતમાં, પૂર્વોક્ત વસ્તુઓ પૈકી દરેક પોણા ભાગ જેટલી હોવી જોઇએ; અને ભેંસ તથા ઊંટની બાબતમાં તે તમામનો બમણા પ્રમાણમાં ઉપયોગ કરવો. બલીવર્દો (બળદો)ને, તેમનાથી કરાવાતા કામના પ્રમાણમાં, તથા ગાયોને તેમનાથી મળતા દૂધના પ્રમાણમાં ખાવાનું આપવું.

સઘળાં ઢોરોને પુષ્કળ ઘાસપાણી તથા ચારો આપવાં. આ પ્રમાણે ઢોરઉછેરની રીતિનું વ્યાખ્યાન પૂરૂં થાય છે.

ઘોડાંગધેડાનાં સો માથાંના યૂથમાં પાંચ 'નર' હોવા જોઇએ; બકરાં અને ઘેંટાંના વાઘમાં દશ 'નર' હોવા જોઇએ; અને ગાય કે ભેંસ કે ઊંટના યૂથમા ચાર ચાર 'નર' હોવા જોઇએ.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ–પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું 'ગોડધ્યક્ષનાં કર્તવ્યો' ને લગતું ઓગણત્રીશમું પ્રકરણ પૂરૂં થાય છે.)

---

## પ્રકરણ ૩૦

—xx—

### અશ્વાધ્યક્ષનાં કર્તવ્યો.

અશ્વાધ્યક્ષે, અશ્વો પરત્વે કુળ, વય, વર્ણ, ચિહ્ન, વર્ગ અને જન્મભૂમિઃએ તમામ લખી લેવાં, અને તેમના આ પ્રમાણે વર્ગ પાડવાઃ-(૧) વેચાવા અર્થે તબેલામાં રખાયલા (પણ્યાગારિક); (૨) તુર્તમાં ખરીદાયલા (ક્રયોપાગત); (૩) લડાઇમાં પકડાયલા (આહવલબ્ધ); (૪) સ્થાનિક ઉત્પત્તિના (આજાન); (૫) સાહાય્ય અર્થે મોકલાયલા (સાહાય્યાગતક); (૬) ગીરો મુકાયલા (પણસ્થિત); અને (૭) અલ્પ સમયને માટે તબેલામાં રખાયલા (યાવત્કાલિક).

જે ઘોડાઓ અપ્રશસ્ત (અમંગલ ચિહ્નવાળા), ખોડખાંપણવાળા અને રોગિષ્ટ હોય તેમના સંબંધમા તેણે રાજાને નિવેદન કરવું.

પ્રત્યેક અશ્વવાહે (અસ્વારે), રાજાના કોશમાંથી કે કોઠારમાથી પોતાને જે કાંઇ મળતું હોય તેનો (માસલાભનો) વિચારપૂર્વક ઉપયોગ કરવો.

રાખવાના ઘોડાઓની સંખ્યાના પ્રમાણમાં વિસ્તારવાળી, એક અશ્વની લંબાઇના કરતાં બમણી પહોળાઇ રહે તેવી, ચારે દિશામાં ચાર દ્વારવાળી, ઘોડાઓને આળોટવા અર્થે જેટલી ભૂમિની વચ્ચે જરૂર હોય તેટલી ભૂમિવાળી એક અશ્વશાળા એણે (અશ્વાધ્યક્ષે) બંધાવવી, અને તેના મુખભાગમાં કાષ્ઠાસનો પણ રખાવવાં; વળી તેમા વાનરાં, મયૂરો, લાલ પટાવાળાં હરણો, નોળિયાં, ચકોર, શુક અને સારિકાને પણ તેણે રાખવાં. એક ઘોડાની લંબાઇ જેટલી હોય તેના કરતાં ચાર ગણી લંબાઇ કે પહોળાઇવાળો એક એક ઓરડો એક એક ઘોડાને માટે બંધાવવો; તેની ધરતી ઉપર લાકડાનાં લીસાં પાટિયાં જડાવવાં; ચાર (ખવડાવવાને) માટે જુદી જુદી ગમાણ (ખાદનકોષ્ટક) કરાવવી; લઘુમૂત્ર લઇ જવાને અર્થે રસ્તાઓ રખાવવા; અને તેનાં બારણાં ઉત્તર કે પૂર્વ દિશામાં રાખવાં.

દિગ્વિભાગ વાસ્તવિક રીતે જે પ્રમાણે થઇ શકે તેમ, અગર તો અશ્વશાળાને અનુસરીને કરવાના છે.

ઘોડીઓ ( વડવા ), ખસી ન કરાયા હોય તેવા ઘોડાઓ ( વૃષાશ્વ ) તથા વછેરાઓ ( કિશોરાશ્વ )ને પૃથક્ પૃથક્ રાખવાં.

તાજી વીયાયલી ઘોડીને ( તે વીયાય તે દિવસથી ) પેહેલા ત્રણ દિવસ સુધી એક પ્રસ્થ ઘી પાવુ; પછી તેને દશ દિવસ સુધી એક પ્રસ્થ સક્તુ (સાતુ=લોટ) ખવરાવવો અને ઔષધમિશ્રિત તેલ તેને પાતા રહેવું; અને ત્યાર બાદ તેને બાફેલ દાણો, ઘાસ અને, ઋતુને અનુકૂળ થાય તેવી બીજી ચીજો ખવરાવવી.

દશ દિવસની ઉમ્મરવાળા વછેરાને, એક કુડુંબ લોટમાં પા કુડુંબ ઘી તથા એક પ્રસ્થ દૂધઃ એ ત્રણ વાના મિશ્રિત કરીને ૭ માસ સુધી પાતા રહેવું. તે પછી દર માસે, પૂર્વનિર્દિષ્ટ ખોરાકમાં વધારો કરતાં જવું, અને એમ કરતી વેળા એમાં એક પ્રસ્થ યવ પણ ઉમેરવા. આ પ્રમાણે, તે વછેરૂ ત્રણ વર્ષનું થાય ત્યા સુધી તેને ખવરાવવું. તે પછી એક દ્રોણ બાજરો, તે ચાર વર્ષનું થાય ત્યાં સુધી તેને ખવરાવવો. તે ચાર કે પાંચ વર્ષની ઉમ્મરે પહોચે છે, ત્યારે તે પૂરૂં ઘોડું થાય છે અને તેને ઉપયોગમાં પણ લઇ શકાય છે.

ઉત્તમ અશ્વના મુખનુ માપ ૩૨ આંગળ હોય છે; તેની લંબાઇ ( આયામ ) તેના મુખના કરતાં પાચગણા માપની હોય છે; તેની જંઘ વીશ આંગળની, અને તેની ઉંચાઇ, તેની જંઘાના માપથી ચારગણી હોય છે

મધ્યમ પ્રકારનાં તેમ જ ઉતરતી કોટીનાં ઘોડાંનુ માપ, પૂર્વનિર્દિષ્ટ માપના કરતાં બે કે ત્રણ આંગળ જેટલું ઓછું હોય છે.

ઉત્તમ અશ્વનો ઘેરાવ ( પરિણાહ ) સો આંગળનો હોય છે; અને મધ્મ અને તેથી પણ ઉતરતી કોટીના ઘોડાનો ઘેરાવ, પૂર્વોક્ત માપના ઘેરાવના પાંચ ભાગ જેટલો ઓછો હોય છે.

ઉત્તમ પ્રકારના અશ્વને ચોખા, જવ, પલાળેલ કે બાફેલ પ્રિયંગુ, બાફેલ મગ કે અડદ: એ બધાં ધાન્યોમાંથી કોઇ એકનાં બે દ્રોણ, ૧ પ્રસ્થ તેલ, ૫ પલ મીઠું, ૫૦ પલ માસ, ૧ આઢક રસ અગર ૨ આઢક દહીં, ૫ પલભાર ક્ષાર ( ખાંડ કે સાકર ): એ પ્રમાણે ખોરાક આપવો; અને તેને સ્વાદિષ્ટ બનાવવાને અર્થે એક પ્રસ્થ સુરાની અગર બે પ્રસ્થ દૂધની તેમાં મેળવણી કરવી.

જે અશ્વો લાંબી મુસાફરી કરી આવ્યાથી થાકી ગયા હોય, અગર તો ભાર ઉપાડીને આવ્યા હોય તેમને પણ, ઉપર પ્રમાણે ખોરાક આપવો.

તેને જુલાબ આપવો હોય તો એક પ્રસ્થ તેલ જોઇએ; તેના નાક ઉપર ઘસવામાં એક કુડુંબ જેટલું તેલ જોઇએ; અને અર્ધભાર યવસસ્ય ( ખેતરાઉ ઘાસ ) અને તેનાથી બમણું તૃણ પણ તેને આપવાનું; અને ઘોડાને સુવાને અર્થે ૭ અરત્નિ જેટલા વિસ્તારમાં ઘાસની પથારી પણ હોવી જોઇએ.

મધ્યમ અને ઉતરતા કદના ઘોડાઓ માટે, પૂર્વનિર્દિષ્ટ ખોરાકથી પોણા ભાગ જેટલો ખોરાક રાખવો.

રથમાં જોડાય તેવા તથા જનનકાર્ય માટે રખાતા મધ્યગ કદના ઘોડાને, ઉત્તમ અશ્વની હારમા ગણીને તેના જેટલો ખોરાક આપવો; અને એવા જ કામનો પરંતુ ઉતરતા કદનો ઘોડો હોય તો તેને, મધ્યમ કદના ઘોડાને જેટલો ખોરાક દેવાય છે તેટલો ખોરાક દેવો.

ઘોડીઓને તેમ જ પારશમા ( ખચ્ચરો )ને, પૂર્વનિર્દિષ્ટ ખોરાકથી ચોથા ભાગનો ખોરાક આપવો.

ઘોડીઓને અપાતા ખોરાકથી અર્ધ, વછેરાંઓને આપવો.

આ પ્રમાણે ( ઘોડાના ) ખોરાકનું વર્ણન પૂરું થાય છે.

ઘોડાની રાતબ પકાવનારા ( વિધાપાચકો )ને, અશ્વપાલો ( સૂત્રગ્રાહકો )ને, તેમ જ ચિકિત્સકો ( શાલિહોત્રીઓ–પશુવૈદ્યો– ) ને, એ બધા ખોરાકમાંથી ભાગ આપવો.

વૃદ્ધાવસ્થાને લીધે કે રોગને લીધે કે યુદ્ધોમાં પડેલા શ્રમને લીધે જે ઘોડાઓ અશક્ત થઇ જઇને યુદ્ધકાર્ય માટે નકામા થઇ પડે અને જેઓ માત્ર ખાવા અર્થે જ જીવતા હોય તેમને, નગરજનો તથા ગ્રામ્યજનોના હિતાર્થે ઘોડીઓ દેખાડવાની છૂટ આપવી.

કામ્બોજક, સૈંધવ, અરટ્ટજ અને વાનાયુજ પ્રકારના ઘોડાઓ ઉત્તમ કોટીના ગણાય છે; બાહ્લીક, પાપેયક, સૌવીરક અને તૈતલ ઘોડાઓ મધ્યમ પ્રકારના છે; અને બાકી બધી જાતના ઘોડાઓને સાધારણ વર્ગના જાણવા.

એ ત્રણ પ્રકારના ઘોડાઓ પૈકી જેઓ સ્વભાવમા તીક્ષ્ણ, ભદ્ર કે મંદ હોય તેમને તે પ્રમાણે, યુદ્ધને માટે કે સવારી (આરોહણ)ને અર્થે કેળવવા.

'અશ્વને યથાશાસ્ત્ર કેળવવો'—એ વાક્યનો અર્થ, 'યુદ્ધને માટે તેને તૈયાર કરવો' એમ થાય છે.

વલ્ગન (ગોળાકાર ફરવું), ધીમી ગતિ (નીચૈર્ગત), કૂદવું ( લંઘન ), દોડવું ( ધોરણ ), અને સંજ્ઞાને અનુવર્તી રહેવું ( નારોષ્ટ્ર ): એ સર્વ આરોહણ ( ઔપવાહ્ય )ના પ્રકારો છે.

[1]ઉપવેણુક, [2]વર્ધમાનક, [3]યમક, [4]આલીઢપ્લુત, [5]વૃત્તઘાટ અને [6]તૃવચાલી: એ સર્વ 'વલ્ગન'ના પ્રકારો છે.

માથું અને કાન સીધા ( વિશુદ્ધ ) રાખીને, એ જ પ્રકારની ગતિઓ કરવી તે '**નીચૈર્ગત**' કહેવાય છે. આ ગતિના, આ પ્રમાણે સોળ પ્રકાર છે:– [7]પ્રકીર્ણક, [8]પ્રકીર્ણકોત્તર, [9]નિષણ્ણ [10]પાર્શ્વાનુવૃત્ત, [11]ઊર્મિ-

---

૧ એક હાથ જેટલા વ્યાસનું મંડળ કરીને ફરવું તે. ૨ મંડળાકારગતિએ આગળ વધવું તે. ૩ બેવડાં (બે બાજુએ ) મંડળ રચવાં તે; ૪ એક સાથે દોડવાની ને ઠેકવાની ક્રિયા થાય તે; ૫ શરીરના ફક્ત અગ્રભાગને ગતિ આપવી તે; ૬ શરીરના પાછલા ભાગને ગતિ આપવી તે, ૭ બધા પ્રકારની ચાલો જેમાં આવી જાય તેવી ગતિ; ૮ પ્રકીર્ણક કોટીની, પરંતુ કોઈ એક પ્રકારની ગતિને જેમાં પ્રાધાન્ય અપાયું હોય તેવી ગતિ; ૯ શરીરના પાછલા ભાગને જેમાં સ્થિર રખાયો હોય તેવી ગતિ ૧૦ બાજુ ઉપર ખસતી ખસતી રહેતી ચાલ; ૧૧ તરંગાકાર ગતિ;

માર્ગ, [૧૨]શરભક્રીડિત, [૧૩]શરભપ્લુત, [૧૪]ત્રિતાલ, [૧૫]બાહ્યાનુવૃત્ત, [૧૬]પંચપાણિ, [૧૭]સિંહાયત, [૧૮]સ્વાધૂત, [૧૯]ક્લિષ્ટ, [૨૦]શ્લાઘિત, [૨૧]બૃંહિત, અને [૨૨]પુષ્પાભિકીર્ણ.

કપિપ્લુત (વાનરની પેઠે ઠેકવું તે), ભેકપ્લુત (દેડકાની પેઠે ઠેકવું તે), એકપ્લુત ( એકદમ–એકાએક–કૂદવું તે ), એકપાદપ્લુત (એક પગે ઠેકવું તે ), કોકિલસંચારી ( કોયલની પેઠે ઠેકવું તે ), ઉરસ્ય ( છાતી જમીનને લગભગ સ્પર્શ કરી દે તેવી રીતે વેગથી દોડવું તે ), અને બકચારી ( બગલાની પેઠે ઠેકતાં ઠેકતાં ચાલવું તે): આ બધા 'લંઘન'ના પ્રકારો છે.

કાંક ( ગીધની પેઠે ઉડવું તે ), વારિકાંક ( જળકૂકડીની પેઠે દોડવું તે ), મયૂર ( મોરલાની પેઠે દોડવું તે ), અર્ધમયૂર (મોરના વેગ કરતાં અર્ધ વેગવાળી ચાલ ), નાકુલ (નોળિયાના જેવી ગતિ), અર્ધનાકુલ (અરધી, નોળિયાના જેવી ), વારાહ ( વરાહના જેવી ) અને અર્ધવારાહી ( અરધી વરાહના જેવી ) ગતિઃ એ બધા 'ધોરણ'ના પ્રકારો સમજવા.

સંજ્ઞા સમજીને જે ગતિ ઘોડાથી કરાય તે 'નારોષ્ટ્ર' કહેવાય છે.

રથ્ય અશ્વો ( ગાડીમાં જોડાતા ઘોડાઓ ) એક દિવસમાં છ, નવ અને બાર યોજન* જેટલો પ્રવાસ કરી શકે છે; અને પૃષ્ઠવાહ્ય (સવારીના) ઘોડાઓ પાંચ, આઠ, અને દશ યોજન સુધીની મુસાફરી કરી શકે છે.

વિક્રમ ( બળ પ્રમાણેની ), ભદ્રાશ્વાસ ( સારીરીતે શ્વાસ લેવાતી સ્થિતિવાળી ), અને ભારવાહ્ય ( પીઠ ઉપર ભારવાળી ): એમ તેની ચાલ ત્રણ પ્રકારની છે.

---

૧૨ શરભની પેઠે ક્રીડા કરતી ગતિ; ૧૩ શરભ (તીડ)ની પેઠે કૂદકા મારવા તે; ૧૪ ત્રણ પગનો ઉપયોગ કરી ચાલવું તે; ૧૫ જમણી અને ડાબી બાજુએ ચાલવું તે; ૧૬ એક વાર ત્રણ પગે અને બીજી વાર બે પગે, વારાફરતી ચાલવું તે; ૧૭ સિંહના જેવી ગતિ; ૧૮ ફાળ મારતા દોડવું તે; ૧૯ જીન અસવાર સીધું દોડવું તે; ૨૦ શરીરનો આગલો ભાગ નીચો વાળીને ચાલવું તે. ૨૧ શરીરનો પાછલો ભાગ વાળી-દબાવીને ચાલવું તે; ૨૨ વાંકીચૂંકી ચાલ.

* યોજન=૫ ૫/૪૪ (અંગ્રેજી) માઇલ

વિક્રમના પ્રમાણુમાં ચાલવું, ગોળાકારમાં થતી રહેતી ગતિ, ઉપકંઠ ( સાદી ચાલ ), ઉપજવ ( મધ્યમ વેગવાળી ગતિ), અને જવ (સાધારણ ચાલ ): એ સર્વ 'ધારા'ના પ્રકાર સમાજવા.

ઘોડાને બાંધવાકરવાનાં દોરડાં વગેરે બનાવવાને માટે યોગ્યતા ધરાવનાર આચાર્યોએ તે બાબતનું શિક્ષણ આપવું. સૂતો ( સારથિએ )એ ઘોડાઓને માટે સંગ્રામોચિત અલંકારો વગેરેની બનાવટ પરત્વે ધ્યાન આપવું; અને ચિકિત્સકોએ,અશ્વોનાં શરીરોમાં અયોગ્ય રીતે થઇ આવતો વધારોઘટાડો તપાસતાં રહીને જે ઉપાયો યોજવા હોય તે યોજવા, અને ઋતુઓમાં થતા ફેરફાર પ્રમાણે, તેમને અપાતા ખોરાકમાં પણ અનુકૂલ ફેરફાર કરાવવો.

ઘોડાની લગામ પકડીને ચાલનાર ( સૂત્રગ્રાહકો ), અશ્વબંધકો (ઘોડા બાંધનારા ), યાવસિક (ખડ આપનારા), વિધાપાચકો ( ઘોડાને માટે ધાન્ય બાફનાર ), સ્થાનપાલકો (તબેલાના રક્ષકો), કેશકારો (ઘોડાના કેશ વગેરેને લગતું કામ કરનારા), અને જાંગુલવેત્તાઓ ( વિષપ્રયોગ સામે ઉપાય કરનાર ): એ સર્વેએ ઘોડાઓની સેવા કરવી. જો તેઓ પોતપોતાના ધર્મો બજાવે નહિ તો તેમનું દિવસવેતન ( દૈનિક પગાર ) ખાલસા કરવું.

[1]નીરાજન અર્થે અગર તો ઔષધોપચાર અર્થે જો કોઇ, તબેલામાં રહેતા અશ્વોને ચઢવાના હેતુથી લઇ જાય તો તેમનો દંડ ૧૨ પણુ કરવો.

ઔષધના દોષને લીધે, અગર તો ઉપચારમાં થતી બેદરકારીને લીધે ઘોડાનો રોગ તીવ્ર થઇ જાય, તો ઉપચારને અંગે થતા ખર્ચથી બમણી રકમનો દંડ ( ચિકિત્સકનો) કરવો; અને જો ઔષધના દોષને લીધે અથવા તે નહિ અપાયાને લીધે વિપરીત પરિણામ આવે, તો તે પ્રાણીના મૂલ્યની રકમ જેટલો દંડ તેને આપવો.

ગાય, ભેંસ, બકરાં અને ઘેટાંના ઉપચારો પરત્વે પણુ આ જ નિયમ લાગુ પાડવો.

---

૧ શસ્ત્ર બતાવવાં. લડાઇ ઉપર નીકળતાં પૂર્વે આશ્વિન માસમાં રાજા કે સેનાપ તથી કરાતો વિધિ.

ઘોડાઓને દિવસમાં બે વાર સ્નાન કરાવવું (ખરેરો કરવો), અને ગંધ તથા પુષ્પમાળાઓ અર્પણ કરવાં. બીજને દિવસે ( કૃષ્ણસંધિષુ ) ભૂતયજ્ઞ કરવો, અને પૂર્ણિમાને દિને (શુક્લેષુ) સ્વસ્તિવાચન કરાવવું. માત્ર આશ્વયુજ (આશ્વિન) માસની નવમી તિથિને દિને જ નહિ, પરંતુ યાત્રાના આરંભદિને અને અંતદિને તેમ જ જે સમયે વ્યાધિ પ્રવર્તી રહેલ હોય ત્યારે તેની શાંતિ અર્થે પણ, પુરોહિતની પાસે તેમની આરતી (નીરાજનમ્) ઉતરાવવી.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ-પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું, 'અશ્વાધ્યક્ષનાં કર્તવ્યો'-એ વિષયને લગતું, ત્રીશમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૩૧.

### હસ્તિ-અધ્યક્ષનાં કર્તવ્યો.

હસ્તિ-અધ્યક્ષે ( હાથીખાના-કામદારે ) હાથી-વનોની રક્ષા અર્થે યોગ્ય ઉપાયો યોજવા; અને ( હાથીઓ પૈકી ) નર, માદા કે બચ્ચાંઓ જ્યારે તાલીમ અપાયાને લીધે શ્રમિત થઇ ગયલ હોય ત્યારે તેમને, હસ્તિશાલામાં ઉભા રહેવાને કે પડી રહેવાને લગતાં જે બધા કાર્યો હોય તે ઉપર તેણે દેખરેખ રાખવી. વળી, તેમને અપાતા ખોરાક તથા ઘાસના જથાના પ્રમાણ પરત્વે, તેમને અપાતી તાલીમ પરત્વે, તેઓના સાજ તથા શણગાર પરત્વે, તેમ જ તેમને બાધવાનાં ઉપકરણોના સંબંધમાં અને તેમના ચિકિત્સકોનાં કાર્યો પરત્વે, તથા તેમને સંગ્રામવિષયક તાલીમ આપનારાઓનાં કાર્યો પરત્વે, અને હસ્તિપાળો-જેવા કે, હાંકનારાઓ-બાધનારાઓ-ના કાર્યો પરત્વે પણ તેણે તપાસ રાખવાની છે.

એક હાથીની લંબાઇ (આયામ) હોય તેના કરતાં બમણી પહોળાઇ-વાળી અને બમણી ઉંચાઇવાળી એક ગજશાળા ( હાથીખાનું ) બંધાવવી.

હાથણીઓને બાંધવા માટે તેમાં જુદાં સ્થાનકો ( ખાનાં ) રખાવવાં, અને તેનું પ્રવેશદ્વાર સપ્રગ્રીવ ( આગળ નીસરતું ) પણ રાખવું. એની વિષે 'કુમારી'+ નામથી ઓળખાતા (હાથીઓને બાધવાના) ખીલા પણ દટાવવા, અને તેનો દરવાજો કાં તો પૂર્વાભિમુખ અગર તો ઉત્તરાભિમુખ રખાવવો.

(હાથીઓને બાધવાના) એ લીસા સ્તંભો ( ખીલાઓ ) આગળની ભૂમિ ચોરસ હોવી જોઇએ. તેની એક બાજુની લંબાઇ, હાથીની લંબાઇ જેટલી રખાવવી; તેની ઉપર કાષ્ઠના ફલકો (પાટિયા) જડાવવાં; અને મળમૂત્રાદિને અર્થે ઉત્સર્ગસ્થાનો ( મળમૂત્રાદિને દૂર કરવાની કે થવાની જગ્યા ) પણ રચાવવા.

જે જગ્યાએ હાથીને પડવાનું (શયન કરવાનું) હોય તે જગ્યા, હાથીની લંબાઇથી બમણી પહોળાઇવાળી હોવી જોઇએ, અને હાથી ટેકણ કરીને ઉભો રહી શકે એટલા માટે તેની વિષે એક, તેની ઉંચાઇથી અર્ધ ઉંચાઇનો ઓટલો (અપાશ્રય) પણ કરાવવો.

સંગ્રામમાં તથા બેસવાના કામમાં ઉપયોગી થાય તેવા હાથીઓને દુર્ગોમાં રખાવવા; અને જે હાથીઓ હજુ કેળવાતા હોય (દમ્ય થતા હોય). અગર તો જંગલી સ્વભાવવાળા ( વ્યાલ ) હોય તેમને (દુર્ગ) બહારના સ્થાનમા રખાવવા.

હંમેશાં હાથીઓને પહેલા અને સાતમા પ્રહરમાં ( એમ બે વાર ) સ્નાન કરાવવું. આ બે સમય પછીના વખતમાં તેમને ખોરાક (વિધા) આપવો. મધ્યાહ્નકાળ પહેલાંના સમયમાં તેમને વ્યાયામ આપવો, અને બપોર પછીના સમયમાં તેમને પાનાદિ કરાવવું. રાત્રિના બે ભાગમાં તેઓ નિદ્રા કરશે, અને રાત્રિનો ત્રીજો ભાગ તેઓ અર્ધનિદ્રામાં અને અર્ધ—જાગૃત અવસ્થામાં આરામ લેતા પડયા રહેશે.

---

+ ત્રાજવા (તુલાના) આકારનો સ્તંભ

હાથીઓને પકડવાની ઋતુ ગ્રીષ્મકાળ છે. જે હાથીનું વય ૨૦ વર્ષનું હોય તેને જ પકડવો. નાના હાથીઓ (વિક્ક); મૂઢ (મુગ્ધ) હાથીઓ; અને મત્કુણ ( દંતયુગલરહિત ), વ્યાધિત ( માંદલા ) હાથીઓ, તેમ જ ગાભણી અને પોતાનાં બચ્ચાંને ધવડાવતી હોય તેવી હાથણીઓઃએ સર્વને અગ્રાહ્ય ( પકડવાને માટે અયોગ્ય ) ગણવાં.

જે હાથીની ઉંચાઇ સાત અરત્નિ હોય, લંબાઇ નવ અરત્નિ હોય અને જેનો ઘેરાવ (પરિણાહ) દશ અરત્નિ, અને જેનું વય (આ સર્વ પ્રમાણો ઉપરથી) ૪૦ વર્ષનું અટકળી શકાય તે હાથીને ઉત્તમ (કોટીનો) ગણવો.

ત્રીશ વર્ષની ઉમ્મરનો હાથી મધ્યમ, અને પચીશ વર્ષની ઉમ્મરનો કનિષ્ઠ ગણાય છે. ( ઉત્તમવર્ગના હાથીને જેટલો ખોરાક અપાય તેનાથી ) પોણા ભાગનો મધ્યમ વર્ગનાને, અને એ વર્ગનાને અપાતા ખોરાકથી પોણાભાગનો ખોરાક કનિષ્ઠ વર્ગના હાથીને આપવો.

એક દ્રોણ ચોખા, ½ આઢક તેલ, ત્રણ પ્રસ્થ ઘી, દશ પલભાર લવણ, ૫૦ પલ માંસ, ૧ આઢક જેટલો રસ અગર બે આઢક જેટલું દહીં: એ પ્રમાણે પ્રત્યેક ( સાત અરત્નિની ઉંચાઇવાળા ) હાથીનો ખોરાક છે; એ એના ખોરાકને સ્વાદિષ્ટ બનાવવાને અર્થે ૧૦ પલ ખાંડ (સાકર) અને એક આઢક જેટલી સુરા અગર તો બે આઢક જેટલું દૂધ: એ બે વાનાં પણ ઉમેરાય. વળી તેના શરીર ઉપર ચોળવાને એક પ્રસ્થ તેલ, અને તેના માથા ઉપર ભૂંસવાને તથા હાથીખાનામાં દીવો બાળવાને અર્થે ૧ પ્રસ્થ તેલ ( પણ ગણી લેવું ). વળી બે ભાર યવસસ્ય ( ખેતરાઉ ખડ ), ૨½ સસ્ય (ઘાસ), અને ૨½ ભાર સૂકું ખડ તેમ જ ગમે તેટલા જથામાં 'કડંકર' ( વિવિધ પ્રકારનાં કઠોળ ): એ સર્વ પણ તેને આપવાં.

મદગળ (અત્યરાળ ) હાથીને તેમ જ આઠ અરત્નિની ઉંચાઇવાળા હાથીને, ઉંચાઇમાં સાત અરત્નિવાળા હાથીને અપાતા ખોરાકના જેટલો ખોરાક દેવો. બાકીના છ અગર પાંચ અરત્નિની ઉંચાઇવાળા હાથીને, જેના તેના કદના પ્રમાણમા ખોરાક આપવાનો છે. (વળી) જે કોઇ બાળહસ્તી

(મદનિયા=વિક્ક)ને કેવળ ક્રીડા અર્થેજ પકડવામાં આવેલ હોય તેને ખોરાકમાં ફક્ત દૂધ અને યવસસ્ય (ખેતરાઉ–લીલું ખડ) આપવું.

હાથીઓની શારીરિક શોભા વિવિધ પ્રકારની હોય છેઃ–કેટલાક સંજાતલોહિત (લાલચોળ લોહીથી રાતા દેખાતા), કેટલાક માંસલ (માંસથી સ્થૂલ શરીરવાળા), કેટલાક સંલિપ્તપક્ષ (સરખી રીતે વધેલ પડખાંવાળા), કેટલાક સમકક્ષ્ય (એકસરખી કાખવાળા), કેટલાક અતિકીર્ણ માંસવાળા (એક સરખી રીતે વહેંચાયલ માંસને લીધે સરખા બાંધાવાળા દેખાતા–ધાટીલા–), કેટલાક સમતલ્પતલ (સમપૃષ્ઠ–પીઠભાગ–વાળા), અને કેટલાક જાતદ્રોણિક (અસમ પીઠવાળા) પણ હોય છે.

ઋતુઓને તેમ જ તેમની શારીરિક શોભાને અનુલક્ષીને ભદ્ર (ચાલાક) તથા મંદ (મંદ) કોટીના ગણાતા હાથીઓને, અગર તો બીજાં પ્રાણીઓના જેવાં લક્ષણ ધરાવનાર હાથીઓને કેળવવાનો તથા તેમને યોગ્ય કાર્યો શીખવવાનો રિવાજ રાખવો.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ-પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું, 'હસ્તિ અધ્યક્ષનાં કર્તવ્યો': એ બાબતને લગતું એકત્રીશમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૩૨

### હસ્તિપ્રચાર ( હાથીની કેળવણી ).

હાથીઓને અપાતી કેળવણીની દૃષ્ટિએ તેમના ચાર વર્ગ પડે છેઃ-દમ્ય (કેળવી અંકુશમાં રખાય તેવા), ( ૨ ) સાન્નાહ્ય ( લડાઇના કામમાં આવે તેવા), (૩) ઔપવાહ્ય (બેસવાના કામમાં આવે તેવા), અને ( ૪ ) દુષ્ટ સ્વભાવના (વ્યાલ).

દમ્યવર્ગના હાથીઓ પાંચ પ્રકારના છેઃ–( ૧ ) જે હાથીઓ પોતાના

સ્કંધ ઉપર મનુષ્યને બેસવા દે તે (સ્કંધગત); (૨) જે હાથીઓને ખીલે બાંધી શકાય તે (સ્તંભગત); (૩) જેમને પાણી પાવા અર્થે લઇ જઇ શકાય તેવા હાથીઓ (વારિગત); (૪) જે હાથીઓ ખાડાઓમાં પડયા રહે છે તે (અપપાતગત); અને (૫) જેઓ પોતપોતાના યૂથ (ટોળા) વિષે અનુરક્ત રહે તે (યૂથગત). આ બધા હાથીઓની, મદનિયાને માટે કરાતી માવજતથી સંભાળ રખાવવી.

સંગ્રામોચિત તાલીમ (સાન્નાહ્યક્રિયા) સાત પ્રકારની છે:–**ઉપસ્થાન**[1] (કવાયત); **સંવર્તન** (ફરી જવું તે)[2]; **સંયાન** (આગળવધવું તે)[3]; **વધાવધ**[4] (પગે નીચે કચરવું કે મારી નાખવું તે); **હસ્તિયુદ્ધ** (શત્રુના હાથીઓ જોડે લડવું તે); **નાગરાયણ** (દુર્ગો તથા નગરો ઉપર હુમલો કરવાનું કામ); અને **સંગ્રામ** (લડાઇ). આ બધા પ્રકારની તાલીમ આપવામાં, હાથીને તંગ બાંધવા (કક્ષ્યાકર્મ), ગળામાં હાંસડી નાખવી (ગ્રૈવેયકર્મ), અને તેને તેના યૂથની સાથે રાખીને કાર્યપ્રવૃત્ત કરવો (યૂથકર્મ): એ ત્રણ પહેલાં પગથિયાં (ઉપ–વિચાર) રૂપ છે.

બેસવાના કામમાં આવે તેવા હાથીઓના આઠ વર્ગ છે:–(૧) બીજો હાથી સાથે હોય ત્યારે જે હાથી પોતાની ઉપર બેસવા દે તે (કુંજરૌપવાહ્ય); (૨) યુદ્ધોચિત હાથી આગળ ચાલે ત્યારે જે હાથી પોતાની ઉપર બેસવા દે તે (સાન્નાહ્યૌપવાહ્ય); (૩) જેને રેવાલ ચાલતાં શીખવાયલ હોય તે (ધોરણ); (૪) વિવિધ ગતિઓ જેને શીખવાઇ હોય તે (આધાનગતિક); (૫) લાકડીનો ઉપયોગ કરી જેને હાંકી શકાય તે (અષ્ટ્યુપવાહ્ય); (૬) જેને અંકુશની મદદથી હાંકી શકાય તે (તોત્રોપવાહ્ય); (૭) કોઇ પણ પ્રકારના દાબ વિના જેને હાંકી શકાય તે (શુદ્ધોપવાહ્ય); અને (૮)

---

૧. ઉંચા થવું, વાંકા વળવું તથા વાડ કૂદવી તે. ૨ સૂઇ પડવું, બેસી પડવું તેમ જ ખાઇખાડા તથા હારોહાર ઠેકી જવું તે. ૩ સીધી, આડી કે વાંકીચૂકી ગતિ કરવી તે. ૪ રથ તથા ઘોડાઓને પગ નીચે છૂંદવા તથા પાયદળનો નાશ કરવો તે.

જે શિકારના કામમાં આવે તે (માર્ગાયુક). *શારદ કર્મ; 'હીન કર્મ (હલકા પ્રકારનું કામ), અને નારોષ્ટ્રકર્મ (સંજ્ઞા સમજી તે પ્રમાણે કરવાનું કામ): એ ત્રણ, આ પ્રકારના હાથીઓને આપવાની કેળવણીની પ્રથમ ભૂમિકાઓ છે.

વ્યાલો ( શઠ હાથીઓ)ને ફક્ત એક જ રીતે કેળવી શકાય છે. તેમને અંકુશમા રાખવાનો ઉપાય એક જ, અને તે સજા માત્ર છે. તે કર્મ પરત્વે શંકાવાળો હોઈ તે પરત્વે તેને અભાવ હોય છે; તેની પ્રકૃતિ વિષમ, અદક અને સ્વચ્છંદી હોય છે, અને મદને લીધે તે બુદ્ધિહીન પણ હોય છે. જે શઠ હાથીઓની કેળવણી નિષ્ફળ નીવડે તેઓ શુદ્ધ શઠ હોય, અગર સુવ્રત, વિષમ, અગર તો બધાય પ્રકારના દુર્ગુણોથી ભરપૂર પણ હોય.

તેમની નિયંત્રણા કરવાને અર્થે આવશ્યક ગણાતી સાંકળોના નમૂનાઓ તેમ જ બીજાં ઉપકરણો વગેરે, તેમના ચિકિત્સકો પાસેથી જાણી લેવાં.

તેમને બાંધવાના સ્તંભ (આલાન), ગળબંધ (ગ્રૈવેયક), કક્ષ્યા (દોરડાં-તંગ), લગામ, પગની બેડીઓ (ચાપીઓ) અને આગલા ભાગમાં નાખવાની હડ વગેરે, 'બન્ધનોપકરણો' ગણાય છે.

અંકુશ, વેણુ ( વાંસની લાકડી, ) વગેરે 'યંત્રોપકરણ' કહેવાય છે. વૈજ્યન્તી અને ક્ષુરપ્રમાલા જેવા કંઠાભરણો, તથા ઝૂલ અને ધાસિયા 'ભૂષણો' છે; અને લોહત્રાણ (વર્મ), લાકડીઓ (તોમર), ભાથાં (તીર ભરવાની કોથળીઓ), અને યંત્રોઃ એ સર્વે 'સાંગ્રામિક અલંકારો' ગણાય છે.

(હાથીના) ચિકિત્સકો, કેળવનારાઓ, આરોહકો (સ્વારી કરનારાઓ), તેમ જ તેમના પાલકો, વિધા (રાતબ) પકાવનારાઓ, તેમને માટે ઘાસ લાવનારાઓ, તેમને ખીલે બાંધનારાઓ, ગજશાળા વાળનારાઓ, અને

---

*જે હાથી સ્થૂલ, પાતળો અને રતાશવાળો હોય છે તે 'શારદ' કહેવાય છે. જે સ્થૂલ હોય તેને ભૂખ્યો રાખવો, અને પાતળો હોય તેને સ્થૂળ બનાવવો, અને જે રતાશવાળો થઈ ગયો હોય તેની ભૂખ જગાડવી.

રાત્રિને સમયે ગજશાળાની ચોકી કરનારાઓ: એ બધા શખ્સો, હાથીઓને લગતી જરૂરી બાબતો ઉપર ધ્યાન દેનારા ગણાય છે.

ગજવૈદ્યને, ચોકીદારને, વાળનારને અને રસોઇઆ વગેરેને ૧ પ્રસ્થ ભાત, ખોબાભર તેલ, અને ૨ પલભાર ખાંડ તથા મીઠું (કોઠારમાંથી) આપવાં. વૈદ્ય સિવાયના બીજાને ૧૦ પલભાર માંસ પણ દેવું.

જે હાથી યાત્રા કરતાં રોગથી, હદ ઉપરાંત કામ કર્યાથી, કે મદ અથવા વૃદ્ધાવસ્થાને લીધે પીડાતો હોય તેને ગજવૈદ્યે આવશ્યક ઉપચારો કરવા.

હાથીખાનામાં ધૂળ-કચરા--ના ઢગ વળી જાય તે; ઘાસ પૂરું પાડવામાં નિષ્ફળતા; કઠિન અને તૈયાર ન કરાયલી ભૂમિ ઉપર હાથીઓને પડવા દેવા તે; તેમનાં શરીરનાં મર્મસ્થાનો ઉપર કરવામાં આવતા પ્રહાર; અજ્ઞાન પુરૂષ તેની ઉપર બેસે તો તે; અયોગ્યકાળે તેમની ઉપર કરાતું આરોહણ; અગમ્ય સ્થાનોમાં થઇને તેમને પાણી પાવા માટે લઇ જવાની પ્રવૃત્તિ; અને તેમને ગાઢ અરણ્યમાં પ્રવેશ કરવા દેવો: એ સર્વ બાબતો દોષરૂપ હોઇ દંડની સજાને પાત્ર છે; અને એ બધા પ્રકારના દંડની વસુલાત, જે તે દોષ કરનારના ભથ્થામાંથી અને વેતનમાંથી કરી લેવી.

ચાતુર્માસ્ય (આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ અને આશ્વિન)માં, અને કોઇ પણ બે ઋતુઓના સંધિકાળમા ત્રણ ત્રણ વાર તેમની (હાથીઓની) આરતી ઉતારવી. વળી શુકલપક્ષની બીજ અને પૂર્ણિમાના દિવસે સેનાનીઓએ પણ હસ્તીઓની રક્ષાર્થે ભૂતયજ્ઞ કરવાના છે.

નદીજ (નદીના પાણીથી ભીંના એવા પ્રદેશોમાં જન્મેલા) હાથીઓના દંતશૂળોને, તેમના ઘેરાવાથી બમણા પ્રમાણમાં, મૂળ આગળથી રહેવા દઇને, ૨।। વર્ષમાં એકવાર કાપી નાખવા: અને હાથીઓ જો પહાડી પ્રદેશના હોય તો તેમના દંતશૂળોને દર પાંચ વર્ષે એક વાર કાપવાના છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ—પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું 'હસ્તિપ્રચાર' નામનું બત્રીશમું પ્રકરણ પૂરૂં થાય છે.)

---

## પ્રકરણ ૩૩

### રથાધ્યક્ષ, પત્તિ (પદાતિ)—અધ્યક્ષ, અને સેનાપતિનાં કર્તવ્યો

અશ્વાધ્યક્ષનાં કર્તવ્યો ઉપરથી રથાધ્યક્ષ ( ગાડીખાનાના દરોગા )નાં કર્તવ્યો સમજી લેવા. રથાધ્યક્ષે, રથોની બનાવટ ઉપર દેખરેખ રાખવી.

રથની ઉંચાઇ ૧૦ પુરૂષ ( ૧૨૦ આંગળ ) જેટલી અને તેની પહોળાઇ ૧૨ પુરૂષ જેટલી રાખવી. આવા રથને લક્ષ્યમાં રાખીને, પહોળાઇમાં એક એક પુરૂષ ઓછો ઓછો થતાં છેવટ ૭ પુરૂષ જેટલી પહોળાઇ રહે એવી રીતે બીજા સાત (પ્રકારના) રથો તેણે બનાવરાવવા. એ ઉપરાંત એણે દેવરથો, પુષ્પરથો (ઉત્સવોને પ્રસંગે વપરાતા રથો),યુદ્ધ (સાંગ્રામિક) રથો, પારિયાણિક (પ્રવાસમા વપરાતા) રથો, પરપુરાભિયાનિક (શત્રુઓનાં શહેરો ઉપર હલ્લો કરવામાં વપરાતા ) રથો, તથા વૈનયિક ( તાલીમ આપવાના કામમાં આવતા ) રથો પણ તૈયાર કરાવવા.

બાણ મારવામાં, અસ્ત્રો ફેંકવામાં, આવરણ વગેરે ઉપકરણોની બનાવટમાં તથા સજ્જવટમાં, સારથિકર્મ, રથિકકર્મ અને રથમાં જોડવાના અશ્વોની બાબતમાં અપાતીલેવાતી તાલીમ ઉપર પણ દેખરેખ રાખવી.

(રથો તેમ જ અન્ય સામગ્રીઓ બનાવવા માટે) જેઓ કાયમને માટે, અલ્પ સમયને માટે યોજાયલા હોય તેમને આપવામાં આવતા ભથ્થા અને વેતનનો હિસાબ પણ તેણે તપાસવો. વળી કામે યોજાયલાઓને યોગ્ય પારિતોષિક (યોગ્યરક્ષાનુષ્ઠાન) વડે સંતુષ્ટ અને સુખી રાખવાને માટે, તેમ જ માર્ગોનાં અંતરો ( માનકર્મ ) નક્કી કરી લેવાને પગલાં પણ તેણે લેવાં.

પત્તિ—અધ્યક્ષ ( પાયદળના અધ્યક્ષ )ને પણ આ જ નિયમો લાગુ સમજવા. આ અધ્યક્ષે મૌલ ( કાયમની કે વંશપરંપરાગત ) સેનાનાં, ભાડુતી ( ભૃત–કામચલાઉ ) સેનાનાં, શ્રેણિઓ (લડાઇના ધંધા અર્થે રચાયલ સૈનિકસંઘો)નાં, તેમ જ મિત્ર કે અમિત્ર રાજાઓનાં અને અરણ્ય-જાતિઓનાં સૈન્યની સબળતા—અબળતા (સારફલ્ગુતા)ને પણ જાણી લેવી.

નીચાણ-ભૂમિમાં યુદ્ધ કરવાની, સામસામે-મેદાનમાં-યુદ્ધ કરવાની, છળભેદ ભરેલા હલ્લાઓ કરવાની, ખાઇએ ( ચરો ) માં રહીને ( ખનક-યુદ્ધ ) લડવાની, કે આકાશયુદ્ધ ( આકાશમાં કે ઉંચી જગ્યા ઉપર રહીને યુદ્ધ ) કરવાની, તેમ જ દિવસે અને રાત્રિએ યુદ્ધ કરવાની બાબતોનું, તથા તે સર્વને ઉપયોગી થઇ પડે તેવી તાલીમ (કવાયત)નું તથા તેના બધા પ્રકારના યુદ્ધોને લગતું જ્ઞાન પણ તેણે સંપૂર્ણ રીતે ધરાવવું, અને વળી અનુકૂળ તેમ જ પ્રતિકૂળ સંયોગો સંબંધી પણ તેણે માહિતી ધરાવવી.

પોતે આગળ વધવા માટે કે પાછળ હઠવા માટે યોગ્ય આજ્ઞા આપી શકે તેટલા માટે સેનાપતિએ, સર્વ પ્રકારનાં શસ્ત્રાસ્ત્ર વાપરવામાં તેમ જ હાથીઓ, ઘોડાઓ અને રથોને દોરી લઇ જવાના કામમાં નિપુણ એવા તેના પોતાના ચતુરંગબળે ( સમગ્ર સૈન્યે ) જે સ્થાનમાં જે સ્થિતિ પ્રાપ્ત કરી હોય તે સ્થાન તથા સ્થિતિની, તેમ જ કોઇ આકસ્મિક યોગે એ સર્વને કોઇપણ પ્રકારની આજ્ઞા આપવામાં આવે તો તે તેઓ ઉપાડી શકે તેમ છે કે નહિ તે બાબતની ઉપર નજર રાખીને હંમેશાં સામર્થ્યયુક્ત જ રહેવું.

વળી પોતાના લશ્કરને કયી ભૂમિ લાભકારક છે, કયો કાળ અનુકૂળ છે, દુશ્મનનું બળ કેટલું છે, એકચિત્ત શત્રુસેનામાં કલહનાં બીજ કેવી રીતે રોપવાં; પોતાના વેરાઇ ગયેલા લશ્કરને કેવી રીતે એકત્ર કરી લેવું; શત્રુના સંહત ( સંઘીભૂત ) લશ્કરને કેવી રીતે વીખેરી નાખવું; દુર્ગ ઉપર હલ્લો શી રીતે કરવો; અને આગળ ધપવાને કયો સમય અનુકૂળ છે: એ સર્વ બાબતોનું જ્ઞાન પણ તેણે મેળવી લેવાનું છે.

ફક્ત છાવણી ( સ્થાન ) માં અને કૂચ દરમ્યાન જ નહિ, પરંતુ લડાઇ ચાલી રહેલ હોય તે સમયે પણ પોતાના લશ્કરે કેવા પ્રકારનો વિનય પાળી રાખવાનો છે-એ વાત પોતાના મનથી નિશ્ચિત કરી રાખીને તેણે પોતાની જુદી જુદી સેનાઓ ( વ્યૂહો ) ને, તૂરીઓ, ધ્વજો અને પતાકાઓની સંજ્ઞાઓ, તેમને ઓળખાવાને અર્થે આપી દેવી.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ–પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું, 'રથાધ્યક્ષ, પત્તિ–અધ્યક્ષ અને સેનાપતિના કર્તવ્યો': એ વિષયને લગતું તેત્રીશમું પ્રકરણ પૂરું થાય છે. )

## પ્રકરણ ૩૪

—o—

### મુદ્રાધ્યક્ષના કર્તવ્યો.

મુદ્રાધ્યક્ષે ( રજાચિઠ્ઠી આપનાર અમલદારે, ) એક માષક દર લઇને રજાચિઠ્ઠી ( મુદ્રા ) કાઢી આપવી. જે કોઇ પાસે, એ પ્રમાણે કઢાવાયલી રજાચિઠ્ઠી હશે તે રાજ્ય (જનપદ) વિષે આવી કે તેમાંથી બહાર જઇ શકશે.

જનપદ ( રાજ્ય ) નો જે કોઇ વતની ચિઠ્ઠી ( પરવાનો ) મેળવ્યા સિવાય જાવઆવ કરે તેનો ૧૨ પણ દંડ કરવો. જો તે કૂટમુદ્રા ( ખોટો પરવાનો ) બતાવે તો તેને પ્રથમ પ્રકારના સાહસદંડની સજા કરવી. જો કોઇ પરદેશી તેવા પ્રકારનો ગુન્હો કરે તો તેને ઉત્તમ પ્રકારનો સાહસદંડ આપવો. **વિવીતાધ્યક્ષે** ( ચરિયાણ જમીનના અધ્યક્ષે ) આ બધા પરવાનાઓ ( રજાચિઠ્ઠીઓ ) તપાસવા.

કોઇપણ બે ભયસ્થાનોની વચ્ચે 'ચરા' ની ( ચરિયાણ ) ભૂમિ ગોઠવી દેવી. ખીણોને ચોર, હાથી તથા બીજાં પશુઓથી મુક્ત રખાવવી.

( જનપદના ) નિર્જળ પ્રદેશોમા કૂવાઓ, સેતુબંધો અને આરામસ્થાનો બંધાવવાં એટલું તો નહિ, પરંતુ * ફૂલવાડીઓ ને ફળવાડીઓ પણ (તેણે) કરાવવી,

શિકારીઓએ પોતાના શિકારી કૂતરાઓની મદદથી અરણ્યો વિષે તપાસ રાખ્યા કરવી. ચોર કે શત્રુ નજરે પડે તો તેમણે વૃક્ષો કે ડુંગરો

---

* હિંદુ–આર્યો ફૂલફળનો ઉપયોગ ઘણા જ પ્રમાણમા પ્રસંગે પ્રસંગે કરનાર છે એ વાત સુપ્રસિદ્ધ છે.

'ઉપર ચઢી જઇને એવી રીતે તો સંતાઇ બેસવું કે, પોતે શંખ ફૂંકે કે ઢોલ વગાડે (તો પણ ચોર કે શત્રુ તેને પોતાને દેખી શકે નહિ). શત્રુની કે અરણ્યવાસી જાતિઓની ચળવળના સંબંધમાં (રાજાને) ખબર આપવાને અર્થે તેમણે, રાજાથી પળાયલાં કબૂતરો (ગૃહકપોત)ને ચિઠ્ઠીઓ સહ(મુદ્રાયુક્ત) કરીને[1] ઉડાડી મુકવાં, અથવા તો ધૂમાડો તથા અગ્નિની પરંપરા અનુક્રમપૂર્વક ગોઠવીને તે દ્વારા ખબર પહોંચતા કરવા.

વળી તેણે, ઇમારતી લાકડાંની તેમ જ હાથીઓનાં વનોની રક્ષા પણ કરવી, રસ્તાઓને સારી સ્થિતિમાં રખાવવા, ચોરોને પકડવા, વેપારીઓના માલને સુરક્ષિત રખાવવો, ગાયોની રક્ષા થાય તેમ કરવું, અને લોકવ્યવહાર (સરલતાથી) ચાલે તેવી યોજનાઓ પણ કરવી.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ--પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું 'મુદ્રાધ્યક્ષનાં કર્તવ્યો'ને લગતું ચોત્રીશમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૩૫

### સમાહર્તાનાં કર્તવ્યો; ગૃહપતિઓ, વૈદેહકો અને તપસ્વીઓના વેષમાં ફરતા ગૂઢપુરૂષો.

+ સમાહર્તાએ આખા જનપદ (રાજ્ય)ના ચાર ભાગો પાડવા, અને એ દરેક ભાગ પૈકીનાં ગામોને પણ જ્યેષ્ઠ (ઉત્તમ), મધ્યમ, અને કનિષ્ઠ–એમ ત્રણ વર્ગમાં ગોઠવી દેવાં; અને એ સર્વને તેણે, અહીં બતાવવામાં આવતા દરકોઇ એક અગર બીજા પ્રકારની સંજ્ઞાથી ઓળખાવવાં:–(૧) કરવેરાથી મુક્ત ગામો (પરિહારક); (૨) સૈનિકો પૂરા પાડનારાં ગામો (આયુધીય);

---

[1] હિંદુસમાજજીવનમાં આ ઉપાય સર્વસાધારણ ગણાતો.

+ Revenue Collector or Commissoner (મુલકી અધિકારી કે વસુલાતી-અધિકારી.)

(૩) ધાન્ય, પશુ, હિરણ્ય, કુપ્ય વગેરેના રૂપમાં કર ભરનારાં ગામો; અને (૪) કરને બદલે વેઠ કરનાર તથા ગોરસ (દૂધ, દહીં, માખણ, ઘી વગેરે) પૂરાં પાડનાર ગામો (કરપ્રતિકર).

પાંચ પાંચ કે દશદશ ગામોનાં જૂથ કરી તે પ્રત્યેક જૂથ ઉપર એક 'ગોપ'ની નીમણૂક તેણે કરવી, અને તે ગોપે તેની (સમાહર્તાની) સૂચના પ્રમાણે કામ કરવું.

તેણે (ગોપે) ગામડાંઓના સીમાડા નક્કી કરવા; ખેડાતી અને અણખેડાતી (પડતર) જમીનો, મેદાનો, જ્લાર્દ્ર પ્રદેશો, આરામવાટિકાઓ, શાકની વાડીઓ, વાડો, વનો, મકાનો, ચૈત્યો, દેવગૃહો, સેતુબંધો, સ્મશાનભૂમિઓ, સત્રો (અન્નદાન કરનાર સંસ્થાઓ), પાણીની પરબડીઓ (પ્રપા), પુણ્યસ્થાનો, ચરાઓ તથા રસ્તાઓઃ એ બધાંની ગણના કરી તેમનાં હદનિશાન પણ તેણે નિશ્ચિત કરવાં, અને તેમ કરીને પણ તેણે, વિવિધ ગામો, ખેતરો, જંગલો અને માર્ગોની મર્યાદા પણ નક્કી કરી આપવી; અને આ ઉપરાંત તેણે ખેતરોને અંગે થતાં સંપ્રદાનો, વેચાણો, બક્ષીસો (અનુગ્રહો), અને કર ભરવામાંથી અપાતી છૂટઃ એ સર્વનો નોંધ પણ રાખવો ને રખાવવો.

વળી તેણે કર ભરનારાં (કરદ) અને કર ન ભરનારાં (અકરદ)—એવાં ઘરોની સંખ્યા નિશ્ચિત કરવી એટલું તો નહિ, પરંતુ દરેક ગામમાં રહેતા ચારે વર્ણના લોકોની સંખ્યા, અને તે પૈકી જેટલા ખેડૂતો, ગોપાલકો, વૈદેહકો (વેપારીઓ), કારૂ (કારીગરો), મજુરી કરનારા (કર્મકર) અને દાસો હોય તેમની સંખ્યા, તથા બેપગાં અને ચોપગાં પ્રાણીઓની સંખ્યા પણ નિશ્ચિત કરીને દરેક ઘર પાસેથી કેટલા સોનાની, કેટલી વેઠની, કેટલી જકાતની અને કેટલા દંડની વસુલાત કરી લેવાની છે તે પણ ઠરાવી આપવું.

વળી દરેક ઘરમાં વસતાં નાનાંમોટાં તમામ સ્ત્રીપુરૂષોની સંખ્યા તથા તેમનાં ચરિત, આજીવ (આજીવિકાનાં સાધન), આવક તથા ખર્ચને લગતી હકીકત પણ તેણે નોંધી રાખવી.

જનપદ (રાજ્ય)ના ચાર ભાગ પાડી, તે દરેકની ઉપર તેણે એકએક 'સ્થાનિક' સંજ્ઞાવાળો અધિકારી નીમવો.

† 'પ્રદેષ્ટા' (તપાસણી કામદાર)સંજ્ઞક (મુલ્કી) અધિકારીઓ, એવા એ ગોપ તથા સ્થાનિકના તાબા હેઠળના પ્રદેશોમાં જઇ ફરીને તેમનાં (ગોપસ્થાનિકનાં) કાર્યકરણ (કામો તથા તે કરવાની પદ્ધતિ) પરત્વે તપાસણી કરે એટલું તો નહિ, પરંતુ 'બલિ' નામથી ઓળખાતો (ધર્મવિષયક) કર પણ ઉઘરાવે એવી તેમને તેણે (સમાહર્તાએ) સૂચના પણ કરવી.

ગૃહપતિકના વેષમાં (પોતાના તરફથી) મોકલાયલા જાસુસો દ્વારા તેણે (સમાહર્તાએ) દરેક ગામનાં ખેતરો, ઘરો અને કુળો (કુટુંબો)ને લગતી, તેમ જ ખેતરોનાં ક્ષેત્રફળ, તેમની પેદાશ, તેમની ઉપરનું સ્વામિત્વ, ઘરો પરત્વે કરવામા આવેલ કરની માફી (છૂટ), અને કુળોનાં વર્ણકર્મને લગતી જે બધી હકીકત (ગોપ અને અન્ય અમલદારોએ) નોંધી રાખેલી હોય તેની સત્યાસત્યતા પણ નક્કી કરી લેવી.

વળી તે જાસુસોએ, માણસો અને પશુઓની સંખ્યા પણ તપાસી જોવી, અને દરેક કુટુંબની આવકજાવકનો આંકડો પણ જાણી લેવો.

સ્થાનાંતરગમન કરવાની ટેવવાળા લોકોની આવજાવનાં કારણો પણ તેમણે સંધી કાઢવાં એટલું તો નહિ, પરંતુ અનર્થકારક (અર્થહારક ગણાય તેવાં) સ્ત્રીપુરુષો (નટનર્તક વગેરે)ના આગમન અને નિર્ગમનના તેમ જ પરદેશી ચારો (જાસુસો)ની હીલચાલ વગેરેમાં રહેલ હેતુઓ પણ તેમણે જાણી લેવા.

આ જ પ્રમાણે વૈદેહક (વેપારી)ના વેષમાં રહેતા જાસુસોએ, વિવિધ ધાતુઓ, બાગબગીચાની તેમ જ ખેતરોની પેદાશો અગર તો કારખાનામાં

---

† Directors or supervisors who inspect and suggest as to what has to be done.

બનતી ચીજો વગેરે સ્વદેશી (સ્વભૂમિજ) રાજપણ્યો (રાજમાલ)ના પરિમાણ અને મૂલ્ય પરત્વે પણ ખાત્રી કરી લેવાની છે.

વળી જળમાર્ગે કે ભૂમિમાર્ગે આવતા શ્રેષ્ઠ કે નેષ્ટ (હલકા) પ્રકારના પરદેશી(પરભૂમિજાત) માલ પરત્વે પણ દાણ, રાહદારી, વાહનકર, સૈનિકકર, વહાણભાડું, (વેપારીઓએ આપેલો કે આપવાનો) એક પણ્યાંશ, તેમના નિર્વાહ અર્થે કરાતો ખર્ચ, અને વખારો (પણ્યાગાર) માં માલ રાખવાની સગવડ મળતા તે સંબંધમાં તેમને થતો ખર્ચઃ એ સર્વ બાબતોને લગતી ચોકસી પણ તેમણે કરવાની છે.

એ જ પ્રમાણે સમાહર્તા તરફથી સૂચના પામેલા પણ તપસ્વીના વેષમાં ફરતા જાસુસોએ, ખેડુતો, ગોપાલકો, વેપારીઓ તથા (રાજ્ય તરફથી નિયોજાયલા) અધ્યક્ષોની શુદ્ધાશુદ્ધતા પરત્વે પણ (બને તેટલી તપાસ કરી) જાણી લેવાનું છે.

જે સ્થળે ચૈત્યો હોય કે જે સ્થળે ચાર રસ્તાઓ મળતાં ચૌટું રચાયું હોય ત્યાં, પ્રાચીન શૂન્યસ્થાનોમાં, તળાવો, નદીઓ, નહાવાના ઘાટો તથા તીર્થસ્થાનો અને આશ્રમોમાં, તેમ જ અરણ્યો, પર્વતો અને ગહન વનોમાં જાસુસોએ, પોતે જૂના અને વિખ્યાત ચોરો હોવાનો ઢોંગ મચાવીને, પોતાના શિષ્યો સહિત જવું, અને ત્યાં તે પ્રમાણે જઇને તેમણે ચોર, શત્રુઓ અને વધારે પડતી બહાદૂરીવાળા પુરૂષોનાં આગમન-નિર્ગમન થવાનાં કારણ વગેરે જાણી લેવાં.

આ પ્રમાણે સમાહર્તાએ ઉત્સાહપૂર્વક જનપદ (ના હિતાર્થે) ચિંતા રાખવી. જે સંસ્થાઓ ચિંતવન કરે તે જ (ખરેખરી) સંસ્થાઓ કહેવાય છે; બીજી બધીને તો લેભાગુ જેવી જ (કેવળ નામની) ગણવી.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'અધ્યક્ષ-પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાંનું 'સમાહર્તાનાં કર્તવ્યો; વૈદેહકો તથા તપસ્વીઓના વેષમાં ફરતા ગૂઢપુરૂષો': એ વિષયક પાંત્રીસમું પ્રકરણ પૂરૂં થાય છે.)

---

## પ્રકરણ ૩૬

### નાગરકનાં કર્તવ્યો.

સમાહર્તા જેવી રીતે ( જનપદને લગતા ) કામો કરે છે, તેવી રીતે નાગરકે ( નગરાધ્યક્ષે ) નગરને લગતાં કામો જોવાતપાસવાનાં છે.

દશ કુળ, વીશ કુળ કે ચાળીશ કુળ પરત્વે બધા ય પ્રકારની દેખરેખ ગોપે રાખવાની છે. આ ( પોતાની દેખરેખ નીચેના ) કુળોમાનાં સ્ત્રીપુરૂષોનાં જાતિ, ગોત્ર, નામઠામ અને કામધંધા પરત્વે તેણે (ગોપે) માહિતી ધરાવવાની છે એટલું તો નહિ, પરંતુ તેમની પાસેનાં ઢોર તથા તેમની આવકજાવક ( આયવ્યય ) પરત્વે પણ તેણે ચોકસ માહિતી ધરાવવાની છે.

એ જ પ્રમાણે 'સ્થાનિકે' નગર (દુર્ગ)ના ચારે ભાગને લગતું કામકાજ કરવું.

ધર્મ-સંસ્થાઓના વ્યવસ્થાપકોએ, એવી સંસ્થાઓમાં નિવાસ કરવાને અર્થે આવી પહોંચતા પાખંડીઓને અને પથિકો(મુસાફરો)ને લગતા ખબર (ગોપ અગર સ્થાનિક )ને પહોંચાડવા. જે તપસ્વીઓ તથા શ્રોત્રિયો ( વેદજ્ઞો ) વિશ્વસનીય ચારિત્રવાળા હોય તેમને જ તેમણે તેવી સંસ્થાઓમા ઉતરવા ( વાસો કરવા ) દેવા. કારીગરો અને શિલ્પી વગેરેએ પોતપોતાનાં સ્વજનો ( પોતપોતાના જેવાં ધંધાદારીઓ ) ને ( પોતપોતાને જોખમે ) પોતપોતાનાં કર્મસ્થાનો વિષે ઉતારો આપવો. એ જ પ્રમાણે વૈદેહકો ( વેપારીઓ )એ ( પોતાને ઘેર આવતા ) વેપારીઓને પોતપોતાના કર્મસ્થાન (ઘર કે પણ્યઘર)માં ઉતારવા. જે કોઇ વેપારી અકાલે અને અસ્થાને પોતાના માલનું વેચાણ કરે તે વેપારીના તેવા (અનુચિત) કામને લગતા ખબર, તેવા ( ઉતારો આપનાર ) વેપારીએ ( ગોપ કે સ્થાનિકને) આપવા એટલું જ નહિ, પરંતુ જે કોઇની પાસે પોતાનો જ માલ ન હોતાં બીજાનો માલ હોય તેને લગતા ખબર પણ તેણે (જેને તેને) પહોંચાડવાના છે.

મદ્ય વેચનારાઓ ( કલ્વાળાઓ ), પકાવેલ માંસ વેચનારા, અને રાંધેલા ચોખા વેચનારાઓ, તેમ જ વેશ્યાઓ (રૂપાજીવા સ્ત્રીઓ): એ સર્વે પોતપોતાને પરિચિત હોય તેના માણસને પોતાની સાથે રહેવા દઇ શકે. ( તથાપિ ) આ સર્વ પ્રકારના લોકોએ ઉડાઉ ( અતિવ્યયકર્તા ) તેમ જ જોખમ ભરેલાં કામો ઉપાડનાર મનુષ્યોને લગતા ખબર ( ગોપ અગર સ્થાનિકને ) આપી દેવાના છે.

વ્રણ (ચાંદી વગેરે)થી તથા અપથ્ય ખાનપાનનો અતિશય પ્રમાણમાં ઉપભોગ કરવાથી પીડાતા કોઇ દર્દીની સારવાર જો કોઇ પણ ચિકિત્સક ગુપ્ત રીતે કરે, અને તેણે, અગર તો જે ઘરમાં તેવા દર્દીને ઉપચાર કરાતા હોય તે ઘરના માલીકે, જો ગોપ અગર સ્થાનિકને એ બાબતના ખબર આપ્યા હશે, તો તેઓ બન્ને (ચિકિત્સક તથા ગૃહસ્વામી) નિરપરાધી ગણાશે; પરંતુ એ પ્રમાણે જો તેમણે નિવેદન કર્યું નહિ હોય, તો તેમને, દર્દીના જેટલા જ દોષવાળા ગણવામાં આવશે.

ગૃહસ્વામીઓએ પોતપોતાને ઘેર આવતા તથા પોતાને ઘેરથી જનારા મનુષ્યોને લગતા ખબર પહોંચાડવા; તેમ જો તેઓ નહિ કરે અને રાત્રિના કોઇ ( ચોરી વગેરે ) ગુન્હો બનશે તો તેની જવાબદારી તેમને માથે રહેશે; અને જો કે ( એવા અજાણ્યા મનુષ્યો જે રાત્રિએ આવ્યા ગયા હોય તે ) રાત્રિમાં કોઇ ગુન્હો નહિ થવા પામ્યો હોય, તો પણ તેવા ગૃહસ્વામીઓ ( જેમણે ખબર નહિ આપ્યા હોય તેવા ) પૈકી દરેકનો ત્રણ ત્રણ 'પણ' દંડ કરવામાં આવશે.

પંથવાળાને, અનિષ્ટ ઉપકરણ ( ઓજાર કે હથિયાર ) ધરાવનારને, અગર તો ભારે બોજો ઉઠાવ્યાથી કલાંત થઇ ગયલાને, કે બીજાને દેખી મતિભ્રમને પામી જતા માણસને, અથવા તો વધારે પડતી નિદ્રાથી ઘેરાયલાને કે દીર્ઘપ્રવાસ કરવાથી શ્રમિત થઇ ગયલા ઇસમને, અથવા તો નગરની અંદરનાં કે બહારના સ્થાનોમાં કે દેવગૃહોમાં, પુણ્યસ્થાનોમાં કે

બગીચાઓમા કે શ્મશાનોમા રખડતા ફરતા અજાણ્યા માણસને, જો કોઇ પણ મહામાર્ગે કે આડવાટે જતો મુસાફર દેખે, તો તેણે તેવા માણસને પકડી લેવો.

શૂન્ય નિવાસસ્થાનોમાં મદ્ય ગાળનારા (વેચનારા)ના અને રાંધેલ ચોખા તથા માંસ વેચનારાઓના વાસોમાં, અગર તો દ્યૂતગૃહોમા કે પાખંડીઓના અખાડાઓમાં જઇને તેમણે ( ગૂઢ પુરૂષોએ ) શંકિત ચરિત્રવાળા જનોને પકડવા.

* ગ્રીષ્મઋતુના એક દિવસના ચાર સરખા ભાગ પાડતાં, વચલા બે ભાગ જે થાય તે દરમ્યાન અગ્નિ પ્રકટાવવાની બંધી ( ગૃહસ્વામીઓને ) કરવી. એવા સમયે જે કોઇ અગ્નિ સળગાવે તેનો એક અષ્ટમાંશ 'પણ' દંડ કરવો.

( ગૃહસ્વામીઓએ ) રસોઇનું કાર્ય ઘરની બહારનાં ભાગોમા કરવું.

જો કોઇ પણ ઘરધણી, પાણીભરેલ પાંચ ઘડા ( પંચઘટી ), એક કુંભ, એક દ્રોણી, એક નીસરણી ( નિશ્રેણી ), એક પરશુ, એક રહેવાનું સૂપડું (વાવલિયું), એક અંકુશ, એક કચગ્રહણી (સાણુસી), અને એક ચામડાની ડોલ ( દતી ): એટલાં વાનાં પોતાની પાસે હંમેશાં તૈયાર ન રાખે, તો તેને એક ચતુર્થાંશ 'પણ' ના દંડની સજા કરવી.

છાએલાં છાપરાં તેમણે કાઢી નાખવાં. જેઓ અગ્નિજીવી ( અગ્નિની મદદથી કામ કરી આજીવિકા મેળવનાર ) હોય તેમણે બધાએ, એક જ સ્થાનમાં નિવાસ કરવો.

પ્રત્યેક ઘરધણીએ દરરોજ રાત્રિકાલે પોતાના ઘરના બારણા આગળ જ વાસ કરવો. મહામાર્ગો ઉપર કે ચૌટામાં ( ચાર રસ્તાઓ જ્યાં મળતા હોય ત્યાં ) પાણીથી ભરેલ હજારો ઘડાઓ હારબંધ અને વ્યવસ્થિત રીતે હંમેશાં

* અગ્નિશાંતિ માટે પ્રાચીન હિંદુઓ કેવી વ્યવસ્થા રાખતા હતા તે આ નીચેની હકીકત ઉપરથી જણાશે.

તૈયાર રખાવવા એટલું તો નહિ, પરંતુ રાજ્યનાં મકાનો (રાજપરિગ્રહેષુ) આગળ પણ તેવી જ ગોઠવણ તેણે કરાવવી.

આગ લાગે ત્યારે જો ઘરધણી અગ્નિશમનાર્થે મદદ આપવાને માટે ન દોડે તો તેનો, બાર પણ દંડ કરવો; અને જો કોઇ ભાડુત તે પ્રમાણે ન દોડે તો તેને છ પણ દંડની સજા કરવી.

જે કોઇ બેદરકારીથી આગ લાગવા દે તેનો દંડ ચોપન 'પણ' કરવો; પરંતુ જે કોઇ (જાણી જોઇને) આગ લગાડે તેને તો આગમા જ હોમી દેવાનો છે.

[1] જે કોઇ રસ્તા ઉપર કચરો નાખે તેનો, એક અષ્ટમાંશ 'પણ' દંડ કરવો; જે કોઇ રસ્તા ઉપર કાદવકીચડ કે પાણી ભરાવા દે તેનો, એક ચતુર્થાંશ પણ દંડ કરવો; અને જે કોઇ રાજમાર્ગ ઉપર, પૂર્વોક્ત કોટીના ઉપદ્રવ કરે તેને, પૂર્વસૂચિત દંડના કરતાં બમણી રકમનો દંડ દેવો.

જે કોઇ પુણ્યસ્થાનોમા, જળાશયો (ઉદકસ્થાનો) માં, દેવમંદિરોમા અને રાજગૃહોમા (કોઇ પણ પ્રકારે) મળોત્સર્ગ કરે તેને, ગુન્હાના પ્રમાણમાં, એક પણ દંડથી માંડીને (જેટલી વધારે સજા કરવી પડે તેટલી) સજા કરવી. પરંતુ જ્યારે ઔષધોપચારને લીધે કે કોઇ રોગના પરિણામમાં (કોઇથી) મળોત્સર્ગ થઇ જાય ત્યારે તેને લેશ પણ સજા કરવી નહિ.

જે કોઇ, બિલાડી, કૂતરૂં, નોળિયું અને સર્પ જેવા પ્રાણીનું મૃતશરીર નગર વિષે કોઇ ભાગમાં નાખે તેનો ત્રણ પણ દંડ કરવો. ગધેડું, ઊંટ, ખચ્ચર અને અન્ય ઢોર જેવા પ્રાણીનું મૃતશરીર જો કોઇ એ પ્રમાણે રઝળતું નાખે, તો તેનો છ પણ દંડ કરવો; અને, જે કોઇ, મનુષ્યના શબને એ પ્રમાણે રઝળતું ફેંકી દે તેનો પચાસ 'પણ' દંડ કરવાનો છે.

જો કોઇ શબને, સાધારણ વપરાશના કે નિશ્ચિત કરાયલા દરવાજા સિવાય અન્ય કોઇ દરવાજેથી, અગર તો નિશ્ચિત કરાયલા માર્ગ સિવાય

[1] શહેરસુધારો-સ્વચ્છતા વગેરે.

અન્ય કોઇ માર્ગથી લઇ જવામાં આવે, તો (તે પ્રમાણે શબ લઇ જનારને) પ્રથમ પ્રકારની ( સાહસદંડની ) સજા કરવી, અને જે દરવાજેથી એ શબ લઇ જવાયું હોય તેના રક્ષકનો પણ બસો પણ દંડ કરવો.

ભૂમિદાહ કે અગ્નિદાહ કરવાના સ્થાન સિવાય અન્ય કોઇ સ્થળે જો કોઇ પણ શબને દાટવા કે બાળવામાં આવે તો ( તે પ્રમાણે કરનારને ) બાર પણ દંડની સજા કરવી.

રાત્રિ પડયા પછી છ નાલિકા ( ૨ કલાક ) અને પરોઢીઆ પહેલાં છ નાલિકાના સમય દરમ્યાન ( વચગાળામા ) લોકસંચાર બંધ રહે તેટલા માટે તૂરીનો ઘોષ કરાવવો.

એ પ્રમાણે તૂરીનો ઘોષ થયા પછી એ સમયના પહેલા કે છેલ્લા યામ દરમ્યાન જો કોઇ પણ મનુષ્ય રાજગૃહોની પાસે ફરતો દેખાય તો તેને સવા પણનો દંડ દેવો, અને જો તે મધ્યમ યામમાં ફરતો દેખાય તો તેનાથી બમણો દંડ તેનો કરવો; અને જે કોઇ ( રાજગૃહો અગર તો દુર્ગ ) બહારના ભાગમાં ફરતો દેખાય તેને, પૂર્વનિર્દિષ્ટ દંડના કરતાં ચારગણા દંડની સજા કરવી.

જે કોઇ શંકનીય સ્થાનમાં અગર તો કોઇ પણ પ્રકારનો ગુન્હો કરતો પકડાય તેની તપાસણી ( ચોકસી ) કરી લેવી.

જે કોઇ રાજપરિગ્રહની પાસે ફરતો દેખાય, અગર તો નગરરક્ષા અર્થે રચાયલ બાંધકામો ઉપર ચઢતો દેખાય તેને મધ્યમ પ્રકારના સાહસદંડની સજા કરવી.

જે કોઇ રાત્રિના સમયમાં સુવાવડ કરાવવા નિમિત્તે (સૂતિકાકર્મ માટે) જતું હોય કે ઔષધોપચાર કરવા અર્થે (ચિકિત્સક તરીકે) જતું હોય, અગર તો રાત્રિએ જે કોઇ શબને ભૂમિદાહ કે અગ્નિદાહ દેવા માટે જતું હોય, અગર તો જે કોઇ હાથમાં દીવો ઉપાડીને જતું હોય, અગર તો જો કોઇ નાગરકને મળવાને માટે, કે તૂરીનાદ થવાનું કારણ જાણવા ( તુર્યપ્રેક્ષા ) નિમિત્તે, અથવા તો લાગેલી આગ ઓલવવાને

અર્થે કે પરવાનો લઇને રાત્રિને સમયે ( ઘર બહાર ) નીકળેલ હોય તેને પકડવું નહિ.

+ ચાર રાત્રિઓમાં જે લોકો વેષપાલટો કરીને ફરવા નીસરે, અગર તો જે લોકો અવરૂદ્ધ થયા હોય છતા ફરવાને નીસરે, અગર તો જે લોકો હાથમા દંડાઓ કે શસ્ત્રો લઇને ફરવા નીકળી પડે તેમને તેમના દોષના પ્રમાણમાં સજા કરવી.

જે લોકોને અટકાવવા ન જોઇએ તે લોકોને જો રક્ષકો અટકાવી રાખે, અગર તો જે લોકોને અટકાવી રાખવા જોઇએ તેમને તેઓ અટકમાં ન લે, તો તેવા રક્ષકોનો, અકાળે ફરવા નીસરનાર મનુષ્યોનો જેટલો દંડ કરવામાં આવે તેનાથી બમણી રકમનો દંડ કરવો.

જો કોઇ રક્ષક, કોઇ દાસી સાથે જારકર્મ કરે તો તેને પહેલા પ્રકારના સાહસદંડની સજા કરવી; જો તે કોઇ અદાસી ( સ્વતંત્ર ) સ્ત્રીની સાથે વિષયાસક્ત થયો હોય તો તેને મધ્યમ કોટીના સાહસદંડને અધીન કરવો; અને જો તે, કોઇ અકાળે ફરવા નીસરવાથી અટકાયતમાં લેવાયલી સ્ત્રીનો ઉપભોગ લે તો તેને ઉત્તમ કોટીનો સાહસદંડ દેવો. કદાપિ તે કોઇ કુલીન સ્ત્રી ( કુલસ્ત્રી ) પરત્વે તેવું કર્મ કરે, તો તેવા પ્રસંગમાં તે પ્રમાણે કરનાર રક્ષકનો પ્રાણ લેવો.

ચેતનિક કે અચેતનિક જે બધા ઉપદ્રવો ( દોષો ) રાત્રિમાં થવા પામ્યા હોય તે સંબંધમાં જો નાગરક રાજાને નિવેદન પેશ કરે નહિ, અગર તો જો એ પોતાનું કર્તવ્ય કરવામાં બેદરકારી રાખતો દેખાય, તો જે તે પ્રકારના દોષના પ્રમાણમાં તે સજાને પાત્ર થશે ( તેને સજા કરવી. )

ઉદકસ્થાનો, માર્ગો, નગરમાંથી બહાર નીસરી જવાના ગુપ્ત માર્ગો ( ભૂમિચ્છન્નપથ ), વપ્ર ( કિલ્લાની, માટીથી રચાયલી દીવાલો ), અને પ્રાકારો તેમ જ બીજાં રક્ષાવિષયક સ્થાનોઃ એ સર્વને, નાગરકે હંમેશાં

---

+ જે રાત્રિઓમાં હરવાફરવાની છૂટ અપાયલી હોય તે.

જોતાતપાસતા રહેવું. બીજા લોકો તરફથી ખોવાઇ ગયલી કે ભૂલાઇ ગયલી કે લઈ જવાતા પડી રહેલી ચીજો જો તેના ( નાગરકના ) હાથમાં આવે તો તે ચીજોને તેણે સલામત રાખી મુકવી

રાજાના જન્મનું નક્ષત્ર જે દિવસોએ હોય તે દિવસોએ, તેમ જ પૂર્ણિમાના દિવસોએ, જે કેદીઓ બાળક ( નાની ઉમરના ), વૃદ્ધ, વ્યાધિગ્રસ્ત કે અનાથ કોટીના હોય તેમને તેણે બન્ધનાગાર ( કેદખાના )માથી છૂટા કરવા; અગર તો જે લોકો પુણ્યશીલ હોય, અગર તો જે, લોકોએ દોષનિષ્ક્રય (કેદીછોડામણુ નાણું ભરી આપવાનું ) દેવાનું કબૂલ કર્યું હોય તેવા લોકોએ કેદીઓને છોડાવવા

એક દિવસમાં એકવાર, અગર તો પાચપાચ દિવસે એકવાર એ પ્રમાણે કેદીઓએ જે પ્રમાણમા કામ કરી આપેલું હોય તેની, અગર તો તેમને મારવાના ફટકા મરાઇ ગયા હોય તેની, અગર તો તેમણે પોતાના છૂટકારા બદલ જે હિરણ્ય દેવાનું હોય તે જો તેમના તરફથી અપાઇ ગયું હોય તો તેની ગણના કરીને તેમને બન્ધનાગારમાથી રજા આપી દેવી.

જ્યારે જ્યારે નવો દેશ પ્રાપ્ત થાય, જ્યારે જ્યારે યુવરાજને અભિષેક કરવામા આવે, અગર તો જ્યારે જ્યારે રાજાને ત્યા પુત્રજન્મ થાય, ત્યારે ત્યારે કેદીઓને છોડવાનો રિવાજ, સામાન્ય રીતે રાખવો. *

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'અધ્યક્ષ-પ્રચાર' નામક દ્વિતીયાધિકરણમાનું, ' નાગરકના કર્તવ્યો '-એ વિષયને લગતું છત્રીસમું પ્રકરણ પૂરું થાય છે. )

---

* આ રિવાજ હજુપણ પળાતો રહેલ છે.

# ત્રીજું અધિકરણ

## ધર્મસ્થીય ( ન્યાયતંત્ર ).

## પ્રકરણ ૧.

### વ્યવહાર–સ્થાપના અને વિવાદને લગતો નિબંધ.

સંગ્રહણ[1], દ્રોણમુખ[2] અને સ્થાનીય[3]: એ ત્રણ પ્રકારનાં શહેરોમાં તથા જે સ્થાનોમા જનપદ ( રાજ્ય )ના ભાગોની સીમાઓ મળતી હોય તેવાં સ્થાનોમાં, ત્રણ [4]**ધર્મસ્થો**એ તેમ જ ત્રણ અમાત્યોએ ન્યાય આપવાનું ( વ્યાવહારિક નિર્ણયો આપવાનું ) કામ કરવું.

### ( વ્યવહારની ગ્રાહ્યાગ્રાહ્યતા )

જે વ્યવહારો એકાતમાં, ઘરની અંદર બેસીને, રાત્રિ દરમ્યાન, અરણ્યોમા, ગુપ્ત રીતે કે કપટથી થયા હોય તેમને પ્રતિષિદ્ધ (નિરર્થક) ગણવા.

દરખાસ્ત કરનાર (કર્તુ) અને કરાવનાર (કારયિતુ); એ બન્નેને પ્રથમ પ્રકારના સાહસદંડની સજા કરવી; શ્રોતાઓ (સ્વેચ્છાએ સાંભળનાર સાક્ષીઓ )ને આથી અર્ધ દંડની સજા કરવી; અને જેમણે માગણી કબૂલ રાખી (શ્રદ્ધેય) હોય તેમણે, પોતાને જે નુકસાન થયું હોય તે સહન કરી લેવું.

પરંતુ જે વ્યવહારો ( કરારો ) બીજાના સાંભળવામા આવે એવી રીતે થયા હોય તે, તથા જે કરારોને બીજી રીતે નિરર્થક ગણી શકાય તેમ ન હોય તે તમામને સિદ્ધ ગણવા.

દાયભાગ( વારસાને લગતા કરારો), તેમ જ નિક્ષેપ (મુદ્રાંકિત અનામત ) તથા વિવાહને લગતા કરારો; અગર તો જે કરારોમાં વ્યાધિગ્રસ્ત અથવા તો ઘરબહાર ન નીસરનારી સ્ત્રીઓનું હિત રહેલું હોય

---

૧, ૨, ૩ જુવો દ્વિ અ. પ્રક૦ ૧, ૪ ગ્રીક ભાષાનો થેમીસ્ટીસ (Themester) શબ્દ આ સંસ્કૃત શબ્દ ઉપરથી થયેલો છે

તેવા કરારો; અગર તો મૂઢ ન ગણાતા લોકોથી કરાયલા કરારો (વ્યવહારો): એ બધા ઘરમાં થયા (અન્તરાગારકૃત) હોય તોપણુ, સિદ્ધ ગણાશે.

લૂંટ (સાહસ), દ્વંદ્વયુદ્ધ ( કલહ ), વિવાહ, અને રાજાજ્ઞા પ્રમાણે થતાં કાર્યો: એ સર્વને લગતા વ્યવહારો, તથા સાધારણુ રીતે પહેલી રાત્રિ દરમ્યાન કામ કરવાની ટેવવાળા લોકો તરફથી કરાતા કરારો, રાત્રિએ થયા હોય તો પણુ, સિદ્ધ ગણાશે.

જે મનુષ્યો સાર્થ ( વેપારીઓ ) તરીકે, વ્રજવાસી ( ગોવાળિયા ) રૂપે, આશ્રમવાસી રૂપે, કે વ્યાધ ( શિકારીઓ ) રૂપે, કે ચાર ( જાસુસ ) રૂપે અરણ્યોમાં રહેનાર હોય, તેઓના કરારો અરણ્યમાં થયા હોય તો પણુ તેમને સિદ્ધ ( ગ્રાહ્ય ) ગણુવા.

કપટાત્મક કરારો પૈકી જે કરારો ગૂઢપુરૂષો તરફથી થયલા હોય તેમને જ સિદ્ધ માનવા. કોઇ પણુ સમવાય ( મંડળ )ના સભ્યો, ખાનગીમાં પણુ જો પરસ્પર કરારો કરે તો તેવા વ્યવહારોને સિદ્ધ માનવા.

ઉપર ગણાવેલ છે તે સિવાયના અન્ય ( ખાનગી રીને કરાયલ ) વ્યવહારોને અસિદ્ધ જ માનવા.

એ જ પ્રમાણે, પરાશ્રયી કે અનધિકૃત મનુષ્યો–જેમકે પિતાની માતા, પુત્ર, પુત્રવાળો પિતા, કુળથી બહિષ્કૃત ભાઇ, અવિભક્ત કુટુંબ પૈકીનો કનિષ્ઠ ભાઇ, પતિવાળી કે પુત્રવાળી સ્ત્રી, દાસ, ભાડુતી મજુર, કોઇ પણુ પ્રકારનો વ્યવહાર કરવાને માટે ઘણો જ બાળક કે ઘણો જ વૃદ્ધ ગણાય તેવો માણુસ, સજા પામેલ શખ્સ ( અભિશસ્ત), પરિવ્રાજક (સંન્યાસી), અને અપંગ કે વ્યસની: એ બધાથી કરાયલ કરારોને સિદ્ધ ગણુવા નહિ; તથાપિ એ બધા પૈકી કોઇ જો અધિકારસંપન્ન થઇને વ્યવહાર કરે, તો તેવા વ્યવહારને ન્યાયપુર:સર થયલ વ્યવહાર ગણુવો.

જે કોઇ ઇસમે કરાર ( વ્યવહાર ) કર્યો હોય તે ઇસમ અધિકારસંપન્ન હોય, પરંતુ એ વ્યવહાર કરતી વેળા જો તે ક્રોધાવિષ્ટ હોય, કે

હેવામલું હોય) તે, પછીથી કહેવામાં આવતી બાબતના અર્થ પરત્વે બંધ- બેસતું ન હોય તે; જે ત્રીજા માણસનો અભિપ્રાય (પરવાક્ય) અનભિગ્રાહ્ય (ગણનામાં ન લેવાય તેવો હોય) છતાં તેના અભિપ્રાયને અભિગ્રાહ્ય (ગણનામાં લેવાવા યોગ્ય) મનાવવાને માટે કોઇ તરફથી આગ્રહ કરાતો હોય તે; મુદ્દાના પ્રશ્નનો ખુલાસો આપવાનું શરૂ કર્યા પછી, એ ખુલાસો આપવાનું ચાલુ રાખવાનો હુકમ અપાયો હોય તોપણ, એ પ્રમાણે ખુલાસો આપવાનું ચાલુ ન રાખી તેને અધૂરો મુકી દેવો તે; પોતાનાથી જ નિર્દિષ્ટ થએલ વાતો—મુદ્દાઓ—છોડી દઇને બીજી જ લગતી વાતો ઉપર ઉતરી પડવું તે; પોતાનાં વચનો પોતે જ પાછાં ખેંચી લેવાં તે; પોતાના પક્ષના સાક્ષીઓ તરફથી જે કાંઇ કહેવામાં આવે તેનો સ્વીકાર પોતે જ ન કરવો તે; અને પોતાના સાક્ષીઓ સાથે પોતે ગુપ્ત રીતે વાતચીત ન કરવી જોઇએ, છતાં પોતે તેમની સાથે ગુપ્ત વાતચીત કરવી તેઃ એ સર્વે 'પરોક્ત હેતુઓ (પરોક્ત દોષો)' ની સંજ્ઞાથી ઓળખાય છે.

પરોક્ત માટે કરવાનો દંડ, (વ્યવહારને લગતી રકમના કરતાં) પાંચ- ગણો છે. સ્વયંવાદી (પુરાવો આપ્યા વિના પોતાનો વાદ રજુ કરનાર) નો દંડ (વાદના વિષયભૂત દેવાની રકમથી) દશગણો હોય છે.

* (સાક્ષીભથ્થું)

(દાવાની રકમનો) એક અષ્ટમાંશ, સાક્ષીભથ્થા (પુરૂષભૃતિ) પરત્વે વાપરવો. વળી દાવાવાળી રકમના પ્રમાણમા સાક્ષીઓને મુસાફરી- ભાડું (પથિભક્તમ્) પણ અપાવવું. જે પક્ષ હારે તેના માથા ઉપર ઉલ્લેખિત બન્ને પ્રકારના ખર્ચ નાખવા.

કલહ, સાહસ, તથા વેપારીઓ અને સમવાયો (મંડળીઓ) સિવાય ઇતર સર્વને લગતા દાવાઓમાં વાદી સામે પ્રતિવાદી બીજો કોઈ વાદ કરી શકશે નહિ; તેમ વળી પ્રતિવાદીની તરફેણમાં પણ બીજો કોઈ સાથે વાદ ચલાવવો પણ નહિ.

## * ( કાલક્ષેપ-તહકૂબી. )

મુખ્ય પ્રશ્નો પરત્વે પ્રતિવાદી (અભિયુકત) તરફથી જે કાંઇ કહેવાનું હોય તે કહેવાઇ જાય કે તુર્ત વાદી (અભિયોગી)એ, પોતાને જે કાંઇ કહેવાનું હોય તે કહી દેવું. જો તે પ્રમાણે (વાદી) નહિ કરે તો તે 'પરોક્ત' બદલ દોષિત ઠરશે; કારણ કે તે પોતાના દાવા રે લગતાં નિર્ણાયક તત્ત્વોથી અજ્ઞાત હોઇ શકે નહિ જ ( અને તેવી તેનાથી તૈયાર થવા બદલ મુદત માગી શકાય નહિ ). પરંતુ પ્રતિવાદી તે પ્રમાણે પોતા તરફનાં પ્રમાણો તુર્ત આપી શકે નહિ (તો ચાલે). એટલા માટે પ્રતિવાદીને, પોતા તરફથી કરાતો પ્રતિવાદ તૈયાર કરવાને ત્રણ કે સાત દિવસની મુદત ( અદાલતે ) આપવી. જો એ પ્રમાણે અપાયલી મુદત દરમ્યાન તે પોતાનો પ્રતિવાદ (બચાવ) તૈયાર કરી ન શકે, તો ત્રણ 'પણ'થી માંડીને બાર 'પણ' સુધીની રકમનો દંડ તેને દેવો ( એમ કરતાં કરતાં ) ત્રણ પખવાડિયાં નીકળી જાય અને તે છતાં પણ જો તે પોતાનો બચાવ કરી શકે નહિ, તો પછી 'પરોક્ત' નિમિત્તે તેનો દંડ કરવો (અને વાદીના લાભમાં હુકમનામું કરી આપવું). ( આમ થાય એટલે ) દાવાવાળી રકમની વસુલાત વાદીએ પ્રતિવાદીની મિલ્કત ઉપરથી કરી લેવી.

પરંતુ વાદીએ જો માત્ર[1] પ્રત્યુપકારલાભાર્થ જ દાવો નોંધાવેલ હોય તો તેવા વિષય પરત્વે હુકમનામું થઇ શકશે નહિ.

જો પ્રતિવાદી પોતા તરફથી કરાતા પ્રતિવાદનું પ્રતિપાદન કરવામાં નિષ્ફળ નીવડે તેને પણ તેટલી જ સજા કરવી.

જો વાદી પોતે પોતાનો વાદ પ્રતિપાદિત કરી શકે નહિ, તો તેને પણ ' પરોક્તભાવવાળો '–દોષિત–ગણવો. મરી ગયલા કે વ્યસનાધીન પ્રતિવાદી વિરૂદ્ધ જો વાદી પોતા તરફના વાદને પ્રતિપાદિત કરી ન શકે, તો

* હાલની દીવાની અદાલતોમાં ચાલતાં કામોની પદ્ધતિ સરખાવો.

૧ જેમ કે, કોઇને નિર્વાહ અર્થે કે અન્ય પ્રકારની મદદમાં નાણાં અપાયલ હોય તે પાછાં મેળવવા બદલ દાવો.

પછી સાક્ષીઓ ઠરાવે તે પ્રમાણે તેણે દંડ આપવો, અને ( મરી ગયલ ) પ્રતિવાદી નિમિત્તે તેણે ( ઉત્તર ) ક્રિયા (પણ) કરવી.

જો તે પોતાનો વાદ સાબીત કરી શકે, તો તેણે તેને પોતાને (પ્રતિવાદી તરફથી) સાનમાં અપાયલ મિલકત (આધિ)નો કબ્જો લઇ લેવો.

પરંતુ એ વાદી જો બ્રાહ્મણ ન હોય અને તેવો ( અબ્રાહ્મણ ) જો પોતાનો વાદ સિદ્ધ કરવાને અશક્ત નીવડે, તો તેણે 'રક્ષોઘ્નરક્ષિત' (ભૂત-પિશાચ વગેરેને હાંકી કાઢનાર) વિધિકર્મ કરાવવાં.

ચારે વર્ણો પાસે તેમ જ ધર્મપરાયણ જીવનને લગતા ચારે આશ્રમો પાળનારાઓ કને પોતપોતાના ધર્મો પળાવવાના સામર્થ્યને લીધે, તેમ જ ધર્મભંગ થતો હોય ત્યારે તેનામાં ધર્મરક્ષા કરવાનું બળ રહેલ હોવાને કારણે જ રાજાને 'ધર્મપ્રવર્તક (ન્યાયનું આદ્યમૂળ)' કહેવામાં (ગણવામાં) આવે છે.

ધર્મ ( કાયદો ), વ્યવહાર ( પુરાવો ), ચરિત્ર ( ઇતિહાસ અને ) રાજશાસન: એ ચારે પાદોની આવશ્યકતા વિવાદને લગતા કામમાં રહે છે જ. આ ચારે પૈકી પ્રત્યેક પાદ, તેના પછીના બીજા પાદના કરતાં ચઢીઆતી કોટીનો ગણાય છે.

ધર્મમાત્ર સત્યસ્થિત ( સત્યના આધારે રહેલ ) છે. વ્યવહારમાત્ર સાક્ષીઓ ઉપર અવલંબી રહે છે; ચરિત્રમાત્રનું જ્ઞાન લોકસંગ્રહ ( પ્રચલિત લોકાચાર) માંથી મળી શકે છે; અને રાજાની આજ્ઞા તે 'શાસન' છે.

સ્વર્ગની પ્રાપ્તિ કરી શકાય એટલા માટે રાજાનો પોતાનો ધર્મ, ધર્મની મદદથી પ્રજાની રક્ષા કરવાનો છે: જે કોઇ રાજા પોતાની પ્રજાની રક્ષા નથી કરતો, અગર તો લોકોની જીવન-વ્યવસ્થાને અસ્તવ્યસ્ત થઇ જવા દે છે તે રાજાનો રાજદંડ મિથ્યા (નિરર્થક) ગણાય છે.

[1]રાજાનું રાજત્વ કેવળ દંડમાં રહેલું હોઇને જે રાજા પોતાના પુત્રને કે શત્રુને એક સરખા ગણીને તેના દોષના પ્રમાણમાં તેને સજા કરે છે તે રાજા જ. આ લોક અને પરલોકનો નિર્વાહ કરી શકે છે–

[2]જે રાજા ધર્મ, વ્યવહાર, ચરિત્ર (સંસ્થા) અને ન્યાયઃ એ ચારે બાબતોને અનુસરીને શાસનકાર્ય કરે છે તે આ અખિલ (ચતુરન્ત યુક્ત) મહી (પૃથ્વી)ને જિતી પણ શકે છે (અર્થાત્, આ પ્રમાણે શાસન કરનાર રાજા આખી પૃથ્વીને વશ પણ કરી શકે છે).

[3]જે કોઇ પ્રસંગમાં સંસ્થા (ઇતિહાસ–ચારિત્ર) અને ધર્મ વચ્ચે વિરોધ દેખાય, અગર જે કોઇ પ્રસંગમાં ધર્મશાસ્ત્ર (કાયદો) અને વ્યવહાર એક બીજાથી વિરુદ્ધ માલૂમ પડી આવે, તો તેવા પ્રસંગમાં ધર્મશાસ્ત્રને અનુસરીને નિર્ણય કરવાનો છે.

[4]તથાપિ, ધર્મશાસ્ત્ર અને ધર્મન્યાય (બુદ્ધિબળની મદદથી અપાતો ન્યાય): એ ઉભય વચ્ચે વિરુદ્ધતા નજરે પડે, તો તેવા પ્રસંગમાં ન્યાય (બુદ્ધિગમ્યન્યાય)ને જ પ્રમાણ રૂપ ગણીને ચાલવું; કારણ કે એવા પ્રસંગમાં ધર્મશાસ્ત્રમાંના (મૂળ) પાઠને નષ્ટ થઇ ગયલો ગણવામાં આવે છે (કારણ કે, શુદ્ધ ન્યાયનું ઉલ્લંઘન કરે તેવી આજ્ઞા ધર્મશાસ્ત્રમાં સંભવે જ નહિ).

હરકોઇ પક્ષકાર તરફથી કરાતો વાદ (સ્વપવાદ) ઘણા પ્રસંગમાં દોષયુક્ત હોવાનું દેખાય છે. અનુયોગ (જુબાની), આર્જવ (પ્રામાણિકતા–મનઃ શુદ્ધિ), હેતુ (પુરાવો), અને શપથ(સોગન)પૂર્વક જે બધું કહેવાય તેઃ એ બધાં તત્વોના આધારે જ મનુષ્ય પોતાનો અર્થ સાધી શકે છે (દાવો સાબીત કરી શકે છે.)

૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭: આ બધી કલમોમાં ન્યાયનું શ્રેષ્ઠત્વ, સામર્થ્ય અને અદ્વિતીયત્વ ભારયુક્ત ભાષામાં બતાવવામાં આવેલ છે. હિંદુ રાજનીતિમાં બુદ્ધિબળને આધારે અપાતો ન્યાય, ધર્મશાસ્ત્રની મદદથી અપાતા ન્યાય કરતાં ચડતા પ્રકારનું સ્થાન લે છે, એ એની વિશિષ્ટતા ગણાશે.

સાક્ષીઓની જુબાનીઓ ઉપરથી, હરેકોઇ પક્ષ તરફથી આગળ ધરાતી જે બધી વાતો એક બીજીથી વિરોધ ધરાવતી જણાય, અને જો રાજાના ગૂઢ પુરુષો મારફત એ ઉભય પક્ષો પૈકી કોઇની પણ હકીકત જૂઠી માલૂમ પડી આવે, તો તેવા પ્રસગમા, તેવા અસત્યનિષ્ઠ પક્ષની વિરુદ્ધ હુકમનામું કરી આપવુ.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'ધર્મસ્થીય' સંજ્ઞક ત્રીજા અધિકરણમાનુ, 'વ્યવહાર–સ્થાપના અને વ્યવહારને લગતો નિબધ'–એ નામક પહેલું પ્રકરણ પૂરું થાય છે)

---

## પ્રકરણ ૨



### વિવાહ; વિવાહધર્મ; સ્ત્રીધન; અને પુનર્વિવાહ નિમિત્તે અપાતું વળતર.

(જીવન) વ્યવહાર શરૂ કરાય તે પહેલા વિવાહ રચાય છે.

અલંકૃત કન્યાનુ દાન કરવામા આવે ત્યારે તે 'બ્રાહ્મ વિવાહ' કહેવાય છે; અને (સ્ત્રી અને પુરુષ સાથે મળીને) સહધર્મચર્યા કરવાને જોડાનારનો વિવાહ 'પ્રાજાપત્ય' સંજ્ઞાને પામે છે.

બે ગાયોને સાટે કન્યાનું દાન કરવામા આવે તો તે 'આર્ષ વિવાહ' કહેવાય; અને કન્યા જ્યારે ઋત્વિજને અપાય ત્યારે તે 'દૈવવિવાહ' ગણાય છે. પરસ્પર અનુરાગથી સ્ત્રીપુરુષ (એકબીજાસાથે) જોડાય ત્યારે તેવા જોડાણને 'ગાંધર્વવિવાહ' કહેવામા આવે છે, અને (પુરુષ તરફથી) શુલ્ક લઇને જે કન્યાદાન કરાય તો તેને 'આસુર વિવાહ' જાણવો. કન્યાનુ અપહરણ કરી પછીથી તેને પરણવામા આવે તો તે પ્રકારનું લગ્ન 'રાક્ષસ' પ્રકારનું ગણાય, અને કોઇ સુતેલી (ભાનભૂલી) કન્યાને કોઈ પુરુષ પરણી લે, તો તે 'પૈશાચ વિવાહ' કહેવાય છે.

આ (આઠ પ્રકારના) વિવાહો પૈકી પહેલા ચાર પરંપરાગત કોટીના હોઇને તેમ જ તેમના પરત્વે પિતાની સંમતિ મળેલી હોય છે તેથી કરીને તેઓ 'ધર્મશાસ્ત્રસંમત' ગણાય છે. બાકી રહેલા ચાર પ્રકારના વિવાહો પરત્વે પિતાની સંમતિની અપેક્ષા રહે છે; કારણ કે, વર, તરફથી અપાતા શુલ્કનાં લેનાર કન્યાનાં માબાપ જ હોય છે. માતાપિતામાંથી એક કોઇ મૃત્યુ પામેલ હોય, તો તે બે પૈકી જે કોઈ હયાત હોય તે, તે શુલ્કનું ધણી થાય છે. જો એ બન્ને મૃત્યુ પામેલ હોય તો કન્યા પોતે તે શુલ્કની ધણી થાય છે. જે કોઇ પ્રકારના વિવાહથી, બધા વચ્ચે ( પરણનારાં વગેરે વચ્ચે ) પ્રીતિ બંધાવા પામે છે તે વિવાહ અપ્રતિષિદ્ધ (પ્રશસ્ત) ગણાય છે.

## ( સ્ત્રી-ધન )

સ્ત્રી-ધન બે રૂપમાં હોયઃ– (૧) જીવનનિર્વાહ કરવાનું સાધન (વૃત્તિ), અગર (૨) ઘરેણાંગાંઠાં (આબધ્ય). આશરે બે હજાર ઉપરની કીંમતનું 'વૃત્તિ' સંજ્ઞાથી ઓળખાતું સાધન તે કન્યાના નામ ઉપર જુદું કાઢી આપવું. આબધ્યની બાબતમાં કોઇ પણ મર્યાદા ઠરાવાયલી નથી. જો કોઈ ભાર્યા પોતાની આ મિલ્કતમાંથી પોતાના પુત્રનું, કે પુત્રવધૂનું, અગર તો પોતાનો પતિ પોતાના નિર્વાહ પરત્વે કશી પણ વ્યવસ્થા કર્યા વિના પ્રવાસે નીકળી ગયો હોય તે પ્રસંગે પોતાનું ભરણપોષણ કરે, તો તેથી તે દોષિત ગણાશે નહિ. વિપત્તિના, રોગ ચાળાના અને મોંઘવારીના સમયમાં, અગર તો ભય નિવારણ અર્થે કે પુણ્યકર્મ કરવામાં પતિ પોતે પણ, સ્ત્રીધનનો ઉપયોગ કરી શકે; તેમ વળી જે દંપતીએ એક જોડલા (મિથુન)ને ઉત્પન્ન કર્યું હોય તેવા પતિપત્ની જો પરસ્પર સંમતિથી એ મિલકતનો ઉપભોગ કરે, તો તે પરત્વે પણ કોઇથી વાંધો ઉઠાવી શકાશે નહિ. તેવી જ રીતે, પહેલા ચાર પ્રકારના વિવાહો પૈકી કોઇ એક પ્રકારના વિવાહવિધિ પ્રમાણે ( સ્ત્રી પુરૂષ )ના લગ્ન થયા હોય, અને તેમણે ત્રણ વર્ષ સુધી, આ મિલ્કતનો ઉપભોગ લેવાનું ચાલુ રાખ્યું હોય, તો તેવા પ્રસંગમાં કોઇથી પણ વાંધો ઉઠાવી શકાશે નહિ. તથાપિ 'ગાંધર્વ' અને 'આસુર' પ્રકારના વિવાહોના

સંબંધમાં જો, એ પ્રકારની મિલ્કતનો ઉપભોગ થઇ ગયો હશે, તો તેવા પ્રસંગમાં તે મિલ્કત વ્યાજ સહિત પાછી ભરી આપવી પડશે. રાક્ષસ તેમ જ પૈશાચ કોટીના વિવાહના પ્રસંગમાં, આવા સ્ત્રી–ધનનો ઉપભોગ જો થઇ ગયો હશે, તો તે પ્રમાણે થઇ ગયલા ઉપભોગને ચોરી રૂપ ગણવામાં આવશે. આમ આ વિવાહધર્મને લગતું વર્ણન સમાપ્ત થાય છે.

જે સ્ત્રી, પોતાના પતિના મરણ પછી ધર્મપરાયણ જીવન ગાળવાની ઇચ્છા રાખતી (ધર્મકામા) હોય તેને, તેના નિર્વાહ અર્થે અલગ રખાયલ થાપણ તથા ઘરેણાંગાંઠાં ( સ્થાપ્યાભરણ ) મળે એટલું તો નહિ, પરંતુ તેના લેણા રૂપે જે શુલ્કશેષ રહેલ હોય તે પણ તેને મળી જવો જોઇએ. આ બન્ને બાબતો તેને અપાઇ હોય તથાપિ તે જો ખરેખરી રીતે તેનાં પોતાના કબ્જામાં સોંપાઇ ગઇ ન હોય, તો વ્યાજ સહિત તે બન્ને બાબતો તેને એકદમ સોંપાવી દેવી. જો તેવી સ્ત્રીની ઇચ્છા ફરી લગ્ન કરવાની ( કુટુંબકામા ) હોય, તો તેના સસરા કે ધણી તરફથી તેને જે કાઇ પ્રાપ્ત થયું હોય તે તમામ જેને તેને, તેના (સ્ત્રીના) તેવા નિવેશકાલે (પુનર્વિવાહને સમયે) મળી જવું જોઇએ. દીર્ઘપ્રવાસે ગયલા પતિઓના સંબધમાં હવે પછી લખવામાં આવનાર હોઈ તે પ્રસંગે, આ નિવેશકાલ ( સ્ત્રીઓએ કરવાના પુનર્વિવાહ)ના સંબંધમાં વિસ્તારથી કહેવામાં આવશે.

પોતાના સસરાથી પસંદ કરાયલ ન હોય એવા કોઇ પુરૂષને કોઇ પણ વિધવા પરણશે, તો તેને પોતાના સસરા કે પતિના તરફથી જે કાંઇ મળેલું હશે તેના ઉપર તેનો પોતાનો કોઇ પણ હક રહેશે નહિ.

જે સ્ત્રીએ પોતાની જે મિલ્કત પોતાના જ્ઞાતિજનોને સોંપેલ હોય તે મિલ્કત તેને તેવા (રક્ષક) જ્ઞાતિજનોએ પાછી સોપી દેવી જે કોઇ પુરૂષ જે કોઇ સ્ત્રીને, ન્યાયપૂર્વક પોતાના રક્ષણ નીચે લે તે પુરૂષે તેવી જ રીતે તેની મિલ્કતનું પણ રક્ષણ કરવું. પોતાના પતિની મિલ્કત ઉપર પોતાનો હક સ્થાપી દેવાના પ્રયાસમાં કોઇ પણ સ્ત્રીને ફતેહ મળવી ન જોઇએ. જો સ્ત્રી પોતે ધર્મકામા (ધર્મપરાયણ જીવિત ગાળનારી) થઈ રહે, તો તે ( તેની

મિલ્કતનો ) ઉપભોગ કરી શકે. જે સ્ત્રીને પુત્ર કે પુત્રો હોય તેવી કોઇ પણ સ્ત્રી પોતાના સ્ત્રી-ધનનો નિરંકુશ ઉપયોગ કરી શકશે નહિ; કારણ કે તેની તેવી મિલ્કત મેળવવાને તેના પુત્રો હકદાર ગણાય છે.

પોતાના પુત્રોનું ભરણપોષણ કરવાને બ્હાને જો કોઇ પણ સ્ત્રી પોતાના સ્ત્રી-ધનને પોતાના કબ્જામાં લેવાનો પ્રયાસ કરે, તો તેની તેવી મિલ્કતને, તેના પુત્રોને નામે ચઢાવી દેવાની તેને ફરજ પાડવી. જો કોઇ પણ સ્ત્રીને વધારે સંખ્યામા પુરૂષપ્રજા હોય, તો તેવી સ્ત્રીએ, જે મિલ્કત પોતાના ધણી તરફથી જેવી સ્થિતિમાં તેને પોતાને પ્રાપ્ત થઇ આવેલ હોય તે મિલ્કતને તેવી સ્થિતિમાં સંભાળી રાખવી. વળી જે મિલ્કત તેને, તેની પોતાની ઇચ્છા મુજબ ભોગવવા કે વાપરવાને માટે સંપૂર્ણ અધિકાર સહિત આપવામાં આવી હોય તે મિલ્કતને પણ તેણે પોતાના પુત્રોના નામે ચઢાવી દેવાની છે.

પોતાના મૃતપતિના શયનનું પાલન કરી રહેનાર (પતિભકના) (તથાપિ) અપુત્ર (નિષ્પ્રજ) વિધવા, પોતાના ગુરૂસમીપ રહીને, પોતાના મરણકાળ પર્યન્ત પોતાની મિલ્કતને ભોગવી શકશે; કારણ કે, મુશ્કેલીના પ્રસંગોમાથી બચાવવાને અર્થે જ સ્ત્રીઓને ધનયુક્ત બનાવવામાં આવે છે. તેવી સ્ત્રીના મરણ પછી તેની તેવી મિલ્કત તેના સીધા વારસોને વારસા રૂપે પ્રાપ્ત થવી જોઇએ. જો પતિ જીવતો હોય અને પત્ની મરી ગઇ હોય, તો તેવી પત્ની (સ્ત્રી)થી જન્મેલ પુત્રો અને પુત્રીઓએ, તે પ્રમાણે ગુજરી ગયલ સ્ત્રી ( માતા )નું સ્ત્રીધન માંહોમાંહે વહેંચી લેવું. જો ( એવી મૃત સ્ત્રીને ) એક પણ પુત્ર ન હોય, તો તે સ્ત્રી-ધનની માલીક તેની પુત્રીઓ થશે જો (એવી સ્ત્રીને) પુત્રી પણ ન હોય તો, જે શુલ્કરૂપે નાણાં તેના ધણીએ તેને આપેલ હોય તે નાણાં તેણે ( પતિએ ) લેવાં, અને જે કાંઇ તેવી સ્ત્રીને તેના પોતાના બંધુઓ તરફથી કે અન્ય તરફથી દેવાયલ હોય તે તેના બાંધવોએ તેના ધણી પાસેથી પાછું મેળવવું.

આ પ્રમાણે સ્ત્રી-ધનને લગતી ચર્ચા સમાપ્ત થાય છે.

## (પુરૂષોથી કરાતાં પુનર્લગ્ન)

જો કોઇ ( પરણેલી ) સ્ત્રી અપ્રજ હોય, અગર અપુત્ર હોય, કે વંધ્યા હોય, તો તેના પતિએ આઠ વર્ષ પર્યન્ત ( પોતાની તે સ્ત્રીથી પ્રજા થાય છે કે નહિ તેના નિર્ણયાર્થ) રાહ જોવી; જો પોતાની સ્ત્રી મુવેલા બાળકને જન્મ આપતી જણાય, તો તેણે (પતિએ) દશ વર્ષ સુધી વાટ જોવી; અને જો તે માત્ર કન્યાઓને જ જન્મ આપતી હોય, તો બાર વર્ષ પર્યન્ત પતિએ રાહ જોવાની છે. આટલી મુદત વીત્યા પછી પણ જો તેને (તેવી સ્ત્રીના ધણીને) પુત્રપ્રજાની આકાંક્ષા રહેતી હોય, તો તેણે બીજું ઘર કરવું– (અર્થાત્ બીજી સ્ત્રી કરવી). આ નિયમનો અતિક્રમ કરવામાં આવે તો, તેરા (ફરી પરણનાર) પતિએ પોતાની (પહેલી પરણેતર) સ્ત્રીને શુલ્ક, તેનું સ્ત્રી-ધન, અને યથોચિત વળતર રૂપે નાણાંની રકમ (આધિવેદનિકમ્ ) આપી દેવાં એટલું તો નહિ, પરંતુ ( રાજ્યમાં ) ચોવીશ 'પણ' જેટલો દંડ પણ તેણે ભરી દેવો. આ પ્રમાણે પોતાને ( પુરૂષને ) પરણેલી સ્ત્રીઓને શુલ્ક અને સ્ત્રી-ધન, તેઓને તેવી નિશ્ચિત પરણતી વખતે પ્રાપ્ત ન થઇ હોય તોપણ, સોંપી દીધા પછી જ, અને વળી પોતાની સ્ત્રીને આધિવેદનિક (યથેષ્ટ વળતર)નો, અને તેની સ્થિતિને અનુરૂપ વૃત્તિ (ભરણપોષણના સાધન)નો બંદોબસ્ત કરી આપ્યા પછી જ, તેવો પુરૂષ ગમે તેટલી સ્ત્રીઓને પરણી શકશે; કારણ કે સ્ત્રીમાત્રનું અસ્તિત્વ પુત્રાર્થે જ છેઃ–( અર્થાત્ પુત્રોત્પત્તિ કરી આપવી એ સ્ત્રીનું કાર્ય છે ). જો કોઇ પણ પુરૂષની બધી અગર ઘણીખરી સ્ત્રીઓને એકસહ ઋતુપ્રાપ્તિ થઇ આવેલ હોય, તો જે સ્ત્રીને પોતે પહેલો પરણેલો હોય, અગર જે સ્ત્રીને જીવત્પુત્ર ( જીવતો પુત્ર ) હોય તે પ્રતિ તેણે ગમન કરવું. કોઇ પણ સ્ત્રી અટકાવમાં ( ઋતુકાળમાં ) હોય, અને તે વાત કોઇ પુરૂષ ગુપ્ત રાખે, અગર જો તેવો પુરૂષ, પોતાની કોઇ પણ પત્નીનો ઋતુકાળ વીતી ગયા પછી પણ તેના પ્રતિ ગમન કરવામાં ઉદાસીન રહે, તો તેવા પુરૂષે, છન્નુ

'પણ' જેટલા દંડને અધીન થવું પડશે. * જે સ્ત્રી પુત્રવતી હોય, સાધુવૃત્તિવાળી હોય, અગર તો ધર્મકામા ( ધર્મપરાયણ ) છતાં વંધ્યા હોય, અગર તો જે સ્ત્રી માત્ર મૃતબાળકને જન્મ આપનારી અગર નીરજસ્ક ( જેને ચારદિવસ આવતા બંધ થઇ ગયા હોય તેવી ) હોય, તેવી કોઇ પણ પ્રકારની સ્ત્રીનો ઉપભોગ, કોઇ પણ પુરુષે, તેવી સ્ત્રીની ઇચ્છા વિરુદ્ધ કદિ પણ કરવો નહિ. અકામ ( સંતાનપ્રાપ્તિ અર્થે જેને ઇચ્છા ન હોય તેવા, અગર તો સંભોગ કરવાની વૃત્તિ જેને થઇ આવી ન હોય તેવા ) પુરુષે, પોતાની કોઢીઅણ કે ભ્રમિત ચિત્તવાળી ( ઉન્મત્ત ) સ્ત્રી પરત્વે ગમન કરવું, કે ન કરવું એ તેની પોતાની ઇચ્છાની વાત છે. પરંતુ જો કોઇ પણ સ્ત્રી પુત્રાર્થી ( પુત્ર હોવાની ઇચ્છાવાળી ) હોય, તો તેવી સ્ત્રીને, પૂર્વોક્ત પ્રકારના દોષવાળા પુરુષથી સમાગમ પામવાને છૂટ છે (એમ જાણવું.)

જો પતિ નીચવૃત્તિ ( કુશીલ ) હોય, અગર તો જો તે લાંબા સમયથી પરદેશ જઇ રહેલો હોય, અગર તો તે રાજદ્રોહી બની ગયો હોય, અગર તો જો તે પોતાની પત્નીની જીંદગીને ભય આપનારો બની ગયો હોય, અગર તો પતિત થઇ ગયો હોય, અગર તો તે ક્લીબભાવ (નપુંસકતા) ને પામી ગયો હોય, તો ( તેવા પ્રત્યેક પ્રસંગે ) તેવા પુરુષનો ત્યાગ, તેની પોતાની સ્ત્રીથી કરી શકાય છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ધર્મસ્થીયઃવિવાદપદનિબંધઃ' એ સંજ્ઞાવાળા ત્રીજા અધિકરણમાંનું, 'વિવાહ, વિવાહધર્મ, સ્ત્રીધન ઇત્યાદિ વિષયક બીજું પ્રકરણ પૂરું થાય છે. )

* આ અને આ પછીના લખાણ ઉપરથી સમજાશે કે, સ્ત્રીગમન કેવળ કામવાસનાની તૃપ્તિ અર્થે જ ગણાતું હતું નહિ. પરંતુ સુપ્રજનનશાસ્ત્રની દ્રષ્ટિએ ઉત્કૃષ્ટ કોટીની પ્રજા ઉત્પન્ન કરવા અર્થે તેની ઉપયોગિતા સ્વીકારાતી હતી.

## પ્રકરણ ૩

### શુશ્રૂષા, ભર્મ ( ભરણપોષણ ); પારુષ્ય; પતિપત્ની વચ્ચે દ્વેષ; અતિચાર; પરોપકાર; અને પ્રતિષેધ.

સ્ત્રીનું વય બાર વર્ષનું થાય ત્યારે તે પુખ્ત ઉમ્મરે પહોંચેલી ( પ્રાપ્ત-વ્યવહાર ) ગણાય છે; અને પુરુષ જ્યારે સોળ વર્ષનો થાય ત્યારે તે વ્યવહારયોગ્ય ગણાય છે. આ પ્રમાણે વ્યવહારયોગ્ય વયે પહોંચ્યા પછી જો સ્ત્રી પોતાના ધર્મ પ્રમાણે ન વર્તે (શુશ્રૂષા કરનારી ન નીવડે), તો તેનો દંડ પંદર ' પણ ' કરવો, અને પુરુષ જો પોતાના ધર્માનુરૂપ વર્તન ન રાખે, તો તેનો, તેથી બમણો દંડ કરવો.

### (ભર્મ=ભરણપોષણ).

અનિર્દિષ્ટ ( અમર્યાદ ) કાલને માટે ભરણપોષણ ( ભર્મ ) મેળવવાનો હક જે સ્ત્રી ધરાવતી હોય તેને, તેનું ભરણપોષણ કરનાર પુરુષે પોતાની કમાણીના પ્રમાણમાં, જરૂરજોગી અગર વધારે પ્રમાણમાં ખોરાકી-પોશાકી ( ગ્રાસાચ્છાદન ) પૂરી પાડવી. પરંતુ તે ભરણપોષણની વસ્તુઓ પૂરી પાડવાનો કાળ નિર્દિષ્ટ થયેલો હોય, તો ( નિર્વાહ ચલાવનાર ) પુરુષે પોતાની આવકના પ્રમાણમાં રોકડ રકમ નિશ્ચિત કરીને તેને ( સ્ત્રીને ) આપવી. એ જ રીતે જે સ્ત્રીને તેનું શુલ્ક, ધન તથા ( પોતાના ધણીને બીજું ઘર કરવા દેવાને કારણે જે સ્ત્રીને ) વળતર મળવું જોઇએ તે તમામ જો પુનઃ પ્રાપ્ત થયલ ન હોય, તો તેને પણ પુરુષે અમુક રોકડ રકમ તેના નિર્વાહ અર્થે બાંધી આપવી પડે. પોતાના પતિથી છૂટી પડયા પછી જો કોઇ સ્ત્રી, પોતાના શ્વશુરકુળના કોઇ પણ જનને આશ્રયે રહેવા માંડે, અગર તો સ્વાધીન સ્થિતિમાં રહેવાનું શરૂ કરી દે, તો પછી તેનો પતિ તેના ભરણપોષણને માટે જવાબદાર ગણાશે નહિ. 'ભરણપોષણ'નો વિષય આ પ્રમાણે પૂરો થાય છે.

## ( પારુષ્ય=સ્ત્રી પ્રતિ નિર્દયતા)

"અરે, એ, નાગલી'; 'અરે, એ, નાગી'; 'અરે, એ પાંગળી'; 'અરે, એ, બાપ વિનાની'; 'અરે, એ મા મૂઇ' ": વગેરે વગેરે વચનો કહી સંભળાવીને, જે સ્ત્રી અવિનીત સ્વભાવની હોય તેને ઠેકાણે આણવી (વિનયસંપન્ન કરવી ); અગર તો વેણુદલ, કે દોરડા કે હાથવડે તેના કૂલા ઉપર ત્રણવાર આઘાત (પ્રહાર) કરવો. આ નિયમનો ભંગ કરીને ( જો કોઇ વધારે સજા કરે), તો વાગ્દંડ (અપવાદ દેવા માટે કરાતી સજા) અને પારુષ્યદંડ ( વ્યથા કરવા બદલ કરાતી સજા)થી અર્ધ ગણાય તેટલો દંડ (તે પ્રમાણે નિયમ ભંગ કરનારનો) કરવો. એ જ પ્રમાણે જે સ્ત્રી ઇર્ષ્યાયુક્ત કે નિરસ્કારભાવનાયુક્ત થઇને પોતાના પતિ બાબુ નિર્દયતા ( પારુષ્ય ) બતાવે, તેને પણ તેટલી જ સજા કરવી. પોતાના પતિના ઘરમાં કે તેના ઘરની બહાર કરવામા આવતા વિહારો બદલ કરવાની સજા પરત્વે, અન્ય સ્થાને વર્ણન કરવામા આવશે. આ પ્રમાણે 'પારુષ્ય' ને લગતી હકીકત પૂરી થાય છે.

## ( પતિપત્ની વચ્ચે દ્વેષ )

જે સ્ત્રી પોતાના પતિનો દ્વેષ કરતી હોય, જે સ્ત્રીને સાત અટકાવ આવી ગયા હોય, અને જે પરજન વિષે આસક્તિ રાખતી હોય, તે સ્ત્રીએ, તેને પોતાને પોતાના ધણી તરફથી જે સ્થાપ્ય ( નિર્વાહ અર્થે જુદી મુકાયેલ રકમ ) તથા આભરણ મળેલ હોય તે તમામ પાછાં પોતાના ધણીને આપી દેવાં એટલું તો નહિ, પરંતુ તેને અન્ય સ્ત્રીસહ શયન કરવાને તેણે છૂટો પણ કરી દેવો. પુરુષ જો પોતાની સ્ત્રીનો દ્વેષ કરતો હોય, તો તેણે પોતાની પત્નીને, કોઇ એક ભિક્ષુકીનો, અગર તો તેના પોતાના ( સ્ત્રીના ) કોઇ કાયદેસર વાલીનો, અગર તો તેના પોતાના ( સ્ત્રીના ) જ્ઞાતિકુલના કોઇ માણસનો આશ્રય ગોતી લેવાની છૂટ આપી દેવી. જો કોઇ પુરુષ, પોતાના કે પોતાની સ્ત્રીના પક્ષના કોઇ પુરુષ સાથે, અગર તો કોઇ ગુપ્ત જન સાથે જારકર્મ કર્યાનો [ નજરે દેખનાર સાક્ષીઓથી સાબીત કરી

શકાય તેવો ( દ્દષ્ટિલિંગ)] આરોપ પોતાની સ્ત્રી ઉપર મુકે, અગર તો કોઇ પુરૂષ, ખોટી રીતે, પોતાની પત્નીના ઇરાદા પરત્વે વાત કરે, તો તેવા પુરૂષને બાર 'પણુ' દંડ કરવો. પોતાના પતિનો દ્વેષ કરનાર કોઇપણ સ્ત્રીથી, પોતાના પતિની ઇચ્છા વિરૂદ્ધ છૂટાછેડા કરી શકાશે નહિ; તેમ વળી પોતાની પત્નીની ઇચ્છા વિરૂદ્ધ જઇને કોઇ પણ પુરૂષ પોતાની સ્ત્રીનો ત્યાગ કરી શકશે પણ નહિ. પરંતુ એ ઉભય (પતિ પત્ની પરસ્પર) દ્વેષ કરનાર હશે તો તેના (દ્વેષના) પરિણામમાં 'મોક્ષ' (છૂટાછેડા) થઇ શકશે. પોતાની સ્ત્રીથી કોઇ-પણ પ્રકારનો ભય પામવાના કારણે જો પુરૂષ 'મોક્ષ'ની ઇચ્છા રાખે, તો તેવા પુરૂષે, પોતાની સાથેના લગ્ન નિમિત્તે જે કાંઇ પોતાની ભાર્યાને અપાયલું હોય તે તેને પાછું સોંપી દેવું. પોતાના પતિ તરફથી કોઇ પણ પ્રકારનો કોઇ પણ ભય પામવાની શંકાથી જો કોઇ સ્ત્રી 'મોક્ષ' મેળવવાની ઇચ્છા રાખે, તો તેની સ્ત્રી પોતાની મિલકત ઉપર કોઇ પણ પ્રકારનો હક ધરાવી શકશે નહિ. પહેલા ચાર પ્રકારના વિવાહવિધિ પ્રમાણે થયલ લગ્નોને હંમેશા 'અમોક્ષ્ય' ( તોડી ન શકાય તેવાં )જ ગણવાનાં છે.

## ( અતિચાર )

જો કોઇ પણ સ્ત્રી, તેને પોતાને અપાયલ આજ્ઞાનો ભંગ કરીને દર્પ કરે. મદ્યપાન કરે કે ક્રીડાસક્ત થાય, તો તેને ત્રણ 'પણ' દંડની સજા કરવી. જો તે દિવસના ભાગમાં કોઈ અન્ય સ્ત્રીને મળવાને અથવા તો તેની સાથે વિહાર કરવાને અર્થે જાય, તો તેનો છ પણ દંડ કરવો. જો તે કોઇ પરપુરૂષ મળવા અર્થે ( દિવસ દરમ્યાન ) બહાર નીકળે, તો તેનો બાર 'પણુ' દંડ કરવો. આ ને આ પ્રકારના ગુન્હા જો તે રાત્રિના સમયે કરે, તો પૂર્વ-નિર્દિષ્ટ દંડના કરતા બમણો દંડ તેને આપવો. સુપ્તાવસ્થા કે મત્તાવસ્થામા ( ભાનભૂલી ) કોઇ પણ સ્ત્રીનું અપહરણ જો કોઇ પણ સ્ત્રી કરે, અગર તો જો કોઈ સ્ત્રી પોતાના ધણીને ગૃહદ્વાર સુધી ઘસડી લાવે તો તેને, બાર 'પણુ' દંડની સજા કરવી. જે કોઇ સ્ત્રી રાત્રિકાળે પોતાનું ઘર છોડીને બહાર ભટકવાને નીસરી પડે, તો તેની કનેથી, પૂર્વોક્ત દંડની રકમના

બમણી રકમ વસુલ કરવી. મૈથુનાર્થે જે કોઇ પણ પુરૂષ અને સ્ત્રી પરસ્પર અનઙ્ગચેષ્ટા (કામોદ્દીપક ચાળા) કરે, અથવા તો (એવા જ હેતુથી) ગુપ્ત વાતચીત કરતા જણાય, તો સ્ત્રીને ૨૪ ' પણુ ' દંડની, અને પુરૂષને તેનાથી બમણી રકમના દંડની સજા કરવી. જે કોઇ સ્ત્રી પોતાના કેશ, ઘાઘરા કે લુગડાંની ગાંઠ (નીવી), દાંત કે નખ- એ પૈકી કોઇનું અવલંબન કરે તેને પ્રથમ કોટીના સાહસદંડની સજા કરવી, અને જો પુરૂષથી એવું કરાય તો તેને, તેનાથી (સ્ત્રીથી) બમણી સજા ફરમાવવી. શંકિત સ્થાનમાં જો સંભાષણુ કરવામાં આવે, તો દંડને બદલે ફટકાની સજા પણ થઇ શકે (આમ ફટકા મારવાનો પ્રસંગ ઉપસ્થિત થઇ આવે તો) ગામના મધ્ય ભાગમાં આવી સ્ત્રીઓને, તેમની કાયાના દરેક પડખા ઉપર પાંચ પાંચ ફટકા ચંડાલની કને મરાવવા એવા પ્રસંગે, ફટકા દીઠ એકએક પણ આપીને તે (સ્ત્રી) ફટકા ખાવામાથી બચી પણુ શકે. આ પ્રમાણે અતિચારનો વિષય સમાપ્ત થાય છે

## ( પ્રતિષિદ્ધ વ્યવહારો )

અન્યોન્ય ઉપકાર કરવાની મનાઇ કરવામાં આવી હોય તે છતાં જો કોઇ પણુ પુરૂષ અને સ્ત્રી એક બીજા સાથે વ્યવહાર કરે તો ઉપકાર કરનાર કે લેનાર સ્ત્રીનો-( ૧ ) ક્ષુદ્રક દ્રવ્યની મદદ આપ્યા બદલ ૧૨ પણુ, ( ૨ ) સ્થૂલક દ્રવ્યની મદદ આપ્યા બદલ ૨૪ પણુ, અને ( ૩ ) હિરણ્ય કે સુવર્ણ (સોનાના સિક્કાની )ની મદદ આપ્યા બદલ ૫૪ પણુ-દંડ કરવો, અને પુરૂષનો તેનાથી બમણો દંડ કરવો એ જ પ્રમાણે, અગમ્ય સ્ત્રીપુરૂષ પરસ્પર ઉપકાર કરતા દેખાય, તો પૂર્વકથિત સજાથી અર્ધ સજા તે દરેક ને કરવી જો બીજા કોઇ પુરૂષ સાથે, એ પ્રમાણે પ્રતિષિદ્ધ બાબતોનો વ્યવહાર થતો જણાય, તો એવા પ્રસંગોમાં પણ, ઉપર પ્રમાણે જ સજા કરવાનુ ધોરણુ રાખવુ આ પ્રમાણે, પ્રતિષિદ્ધ કર્મોનુ વર્ણન પૂરૂ થાય છે

રાજદ્વેષ કરનારી, અતિચાર કરનારી અને સ્વચ્છંદે ભટકતી ફરતી સ્ત્રીનો હક, તેના પોતાના સ્ત્રી-ધન ઉપરથી અને આહિત ( વળતરની '

રકમ ) ઉપરથી નષ્ટ થઇ જશે એટલું તો નહિ, પરંતુ ( તેના પોતાના પતિ પાસેથી તેનાં માબાપે જે રકમ મેળવેલી હશે તે રકમ ) શુલ્ક ઉપરનો તેનો હક પણ નાબૂદ થઇ જશે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'ધર્મસ્થીયાદિ 'સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું, 'શુશ્રૂષા, ભર્મ, પારુષ્યાદિ ' વિષયોની ચર્ચા કરતું ત્રીજું પ્રકરણ પૂરું થાય છે. )

## પ્રકરણ ૪

### નિષ્પતન (ઘર બહાર ભટકવું તે), પથ્યનુસરણ (અપસરણ –ભાગવું, ભગાડવું), અને ટુંકોલાંબો પ્રવાસ.

અન્ય કોઇ પ્રકારના વિપ્રકારને લીધે જો કોઇ સ્ત્રી પોતાના પતિનુ ઘર છોડીને બહાર ભટકવાને નીસરી પડે, તો તેને છ 'પણ' દંડની સજા થાય. કોઇ સ્ત્રી, પોતાના પતિ તરફથી પ્રતિષેધ થયો હોય છતાં પણ જો ભટકવાને નીકળી પડે તો તેનો બાર પણ દંડ કરવો. જો કોઇ સ્ત્રી પોતાના પાડોશીના ઘરથી વેગળી ભટકવાને ચાલી જાય, તો તેનો દંડ, છ 'પણ' જેટલો કરવો. જો કોઇ સ્ત્રી પોતાના પાડોસીને પોતાના ઘરમાં ઘાલે, અગર કોઇ ભિક્ષુકને પોતાના ઘરમા બોલાવે, અગર તો કોઇ વેપારીનો માલ પોતાના ઘરમા લાવે, તો તેનો બાર 'પણ' દંડ કરવો. ઉપર વર્ણવાયલ બાબતો પૈકી જે કોઇ પરત્વે તેને ખાસ મનાઇ કરવામાં આવેલ હોય તે છતાં તે તેમાનુ કાઇ કરે, તો તેને પ્રથમ કોટીના સાહસદંડની સજા ફરમાવવી. જો તે આસપાસ (ફળિયા)ના ઘરો મુકીને બીજે કોઇ દૂર સ્થળે જાય, તો તેવા પ્રસંગમાં તેનો ચોવીશ પણ દંડ કરવો. ભય સિવાયના બીજા કોઇ નિમિત્તે જો કોઇ સ્ત્રી પરભાર્યાને પોતાના ઘરમાં અવકાશ ( આશ્રય ) આપે, તો તે પ્રમાણે અવકાશ આપનારી સ્ત્રીનો એક સો પણ જેટલો દંડ કરવો. પરંતુ એવી કોઇ પરભાર્યા જો

કોઇ સ્ત્રીના ઘરમાં, તેની પોતાની જાણ બહાર અગર આજ્ઞા વિરૂદ્ધ પ્રવિષ્ટ થઇ બેસે, તો તેવા પ્રસંગમાં તેને ( ઘરની ધણીઆણીને ) દૂષિત ગણવાની નથી.

આ સંબંધમા આચાર્યોનું કહેવું આ પ્રમાણે છેઃ-"ભયમુકત થવાના હેતુથી જો કોઇ સ્ત્રી, પોતાના પતિના જ્ઞાતિપુરૂષ (સગા)ની પાસે, કે કોઇ સુખાવસ્થાવાળા પુરૂષ (ગૃહસ્થ)ની પાસે, કે ગામના મુખી (ગ્રામિક)ની પાસે, અથવા તો કોઇ પોતાના અન્વાધિકુલ (વાલી)ની કને, અગર તો ભિક્ષુકી જ્ઞાતિની કોઇ વ્યક્તિ પાસે, અગર તો પોતાના કોઇ ગમે તે સગા (પુરૂષ)ની પાસે દોડી જાય, તો તેવા કોઇ પણ પ્રસંગમાં તે દૂષિત ગણાતી નથી."

(પરંતુ આ અભિપ્રાય વિરૂદ્ધ કૌટિલ, આ પ્રમાણે પ્રશ્નો ઉપસ્થિત કરે છેઃ-"પોતાના કુળમાં જે અનેક પુરૂષો હોય તે બધા સંબંધીઓ પૈકી કોઇ છલ (કપટ) નહિ કરે, એવું સાધુચરિત સ્ત્રીઓ શી રીતે જાણી શકે? મરણ, વ્યાધિ, વ્યસન (સંકટકાળ), અને સ્ત્રીઓની સુવાવડના પ્રસંગોમાં સ્ત્રીઓ પોતપોતાનાં સગાંઓને ઘેર (જ્ઞાતિકુલ વિષે) જાય, તો તેમા તેઓ કોઇ પણ પ્રકારનો દોષ નથી કરતી. આવા પ્રસંગોમાં જે કોઇ તેને ત્યાં જતી અટકાવે તેનો બાર 'પણ' દંડ કરવો, આવા પ્રસંગનો લાભ લઇને જો કોઇ સ્ત્રી પોતાના સગાને ઘેર જઇ સંતાઇ બેસે, તો તેને પોતાનું સ્ત્રીધન ગુમાવવું પડશે એટલું જ નહિ, પણ જો તેને તેના પોતાના સગાઓ સંતાડશે, તો તેવી (સંતાડાયલી) સ્ત્રીને પરણાવતી વખતે તેના પતિ તરફથી જે શુલ્ક આપવામાં આવેલ હશે તેનો હિસ્સો મેળવવાને તેઓ હકદાર રહેશે પણ નહિ. આ પ્રમાણે 'નિષ્પતન (ઘર બહાર ભટકવા)'ને લગતો વિષય ખતમ થાય છે.

( પથ્યનુસરણ= ભાગવું-ભગાડવું )

જો કોઇ સ્ત્રી પોતાના પતિનું ઘર ત્યજીને બીજા કોઇ ગામે ચાલી જાય, તો તેનો બાર 'પણ' દંડ કરવો એટલુંજ નહિ, પણ તેનાં સ્થાપ્યાભરણ

(ભરણુ પોષણુ અર્થે જુદી મુકાયલી રકમ તથા ઘરેણાંઓ,) પણ ખાલસા કરી લેવાં. પોતાને માટે ખોરાકી પોશાકી ( ભર્મ ) મેળવવાના કે યાત્રા કરવાના નિમિત્ત સિવાય અન્ય કોઇ બ્હાને જે કોઇ પણ સ્ત્રી, કોઈ પણ સંગમ્ય પુરૂષની સાથે અન્ય કોઇ સ્થાને જાય, તો તેના પ્રસંગમાં તે પ્રમાણે કરનાર સ્ત્રીનો દંડ ચોવીશ 'પણુ' જેટલો કરવો એટલું તો નહિ, પરંતુ તેની જે સામાજિક પદવી હોય તે પણ પડાવી લેવી. તથાપિ જે પુરૂષે એ સ્ત્રીને પોતાની સાથે આવવા દીધી હોય તે પુરૂષને તો, પ્રથમ પ્રકારના સાહસ-દંડની જ સજા કરવાની છે. જો એ ઉભય (સ્ત્રી પુરૂષ)ના હેતુઓ એક સરખા (તુલ્ય શ્રેયસસો:) હોય અને તે હેતુઓ પાપાત્મક હોય, તો તે પૈકી દરેકને મધ્યમ કોટીના સાહસદંડની સજા કરવાની છે. જે પુરુષની સાથે સ્ત્રીએ પ્રવાસ કર્યો હોય તે પુરૂષ તે સ્ત્રીનો બંધુ થતો હોય, તો તેવા બંધુને સજા કરવાની નથી. પ્રતિષિદ્ધ બંધુની સાથે જો કોઈ સ્ત્રી પ્રવાસે જાય, તો તેવા પ્રસંગમા તેવા પ્રતિષિદ્ધ બંધુને ( મધ્યમ પ્રકારના સાહસ-દંડથી) અર્ધ દંડની સજા કરવી. માર્ગ વિષે કે અરણ્યના મધ્ય ભાગમા. અગર તો કોઇ ગૂઢ પ્રદેશમા જો કોઇ સ્ત્રી કોઇ પરપુરૂષના સમાગમને પામી જાય, અગર તો મૈથુનાર્થે કોઇ સ્ત્રી, શંકિત કે પ્રતિષિદ્ધ પુરૂષને અનુ-સરી રહે, તો તે 'સંગ્રહણુ' નામક દોષને માટે જવાબદાર ગણાશે. સાધા-રણ રીતે પોતપોતાની સ્ત્રીને સાથે રાખીને ફરનાર વેષધારીઓ, વાદકો, ગાયકો, મછીઆરાઓ, શિકારીઓ, ગોવાળિયાઓ, દારૂ ગાળનારાઓ અગર (એવા) અન્ય મનુષ્યોનો સંગાથ કરનાર સ્ત્રીઓને દોષ દઇ શકાશે નહિ. પોતાને મનાઇ કરવામાં આવી હોય તે છતાં જો કોઇ પુરૂષ કોઇ અન્ય સ્ત્રીને પોતાની સાથે પ્રવાસે લઇ જશે, અગર તો, પોતાને મનાઇ થઇ હોય છતા જો કોઇ સ્ત્રી બીજા કોઇ પુરૂષની સાથે પ્રવાસે જશે, તો ઉપર બતાવવામાં આવેલ અર્ધદંડથી અર્ધભાગની સજા તેમને કરવામાં આવશે. આ પ્રમાણે 'પથ્યનુસરણુ 'નો વિષય સમાપ્તિને પામે છે.

## ( સ્ત્રી–પુનર્વિવાહ. )

શૂદ્ર, વૈશ્ય, ક્ષત્રિય અગર બ્રાહ્મણ: એ ચારે વર્ણ પૈકી જે પુરૂષો

અલ્પકાળ માટે પ્રવાસે ગયલા હોય તેમની ભાર્યાઓએ જો પ્રજા ઉત્પન્ન કરેલ ન હોય, તો તેમણે એક વર્ષ પર્યંત ( પોતપોતાના પતિના પાછા આવવાના સંબંધમાં ) વાટ જોવી; પરંતુ એવી સ્ત્રીઓએ જો પ્રજાને ઉત્પન્ન કરેલ હોય, તો તેમણે પોતપોતાના પ્રવાસી પતિના પ્રત્યાગમનને માટે એક વર્ષ કરતાં વધારે મુદત સુધી રાહ જોવાની છે. જો એવી સ્ત્રીઓના ભરણપોષણ માટે ગોઠવણ કરાવલી હોય, તો તેમણે પૂર્વનિર્દિષ્ટ મુદતના કરતાં બેમણી મુદત સુધી ( તેમની ) રાહ જોવી. જો એવી સ્ત્રીઓને માટે ભરણપોષણની ગોઠવણ કરાવલી ન હોય, તો તેમના સુખી જ્ઞાતિજનોએ તેમનું ભરણપોષણ, ચાર કે આઠ વર્ષ સુધી કરવું જોઇએ. ( આટલી મુદતમાં પણ જો તેવી સ્ત્રીઓના પતિઓ પાછા ન આવે તો) પછી લગ્ન-પ્રસંગે તેમને જે જે કંઇ આપવામાં આવ્યું હોય તે તે તમામ મેળવી લઇને તેવી સ્ત્રીઓના સગાઓએ તેમને ( સ્ત્રીઓને ) ફરી પરણવાને માટે છૂટ આપી દેવી. પરદેશમાં ભણતા બ્રાહ્મણ-પતિની સ્ત્રીને જો એક પણ સંતાન ન હોય, તો પણ તેણે દશ વર્ષ સુધી વાટ જોવી જોઇએ; પરંતુ તેવી બ્રાહ્મણી સપ્રજ હોય તો તેણે બાર વર્ષ પર્યન્ત રાહ જોવાની છે. જો પતિ ક્ષત્રિય વર્ણનો હોય, તો તેની ભાર્યાએ પોતાના મરણકાલ પર્યંત ( પોતાના પતિના પુનરાગમન પરત્વે ) વાટ જોતાં બેસવું; તથાપિ કદાપિ જો એવી ( પતિવિયોગી ) ક્ષત્રિયાણી બીજા સવર્ણપતિ (પોતાના પહેલા પતિના ગોત્રના બીજા પતિ )થી પ્રજોત્પત્તિ કરે અને તે પણ પોતાના કુળનો ક્ષય ન થવા દેવાના ઇરાદાથી જ, તો તેવી સ્ત્રીને અપવાદ આપી શકાશે નહિ. પ્રવાસે ગયલા પતિની ભાર્યાને જો પોતાનો નિર્વાહ કરવાનું સાધન ન હોય, અને તેના સુખાવસ્થ જ્ઞાતિજનો ( સગાઓ ) તેની સંભાળ ન લેતા હોય, તો પછી તેનો પોતાનો નિર્વાહ કરી શકે અને તેને પોતાને સંકટમાંથી ઉગારી શકે એવા ગમે તે પુરૂષને ફરીથી તે પરણે તેમાં કોઇથી વાંધો લઇ શકાશે નહિ.

પહેલા ચાર પ્રકારમાંથી કોઇ પણ એક પ્રકારના વિવાહવિધિ પ્રમાણે

પરણેલી કોઇ કુમારીનો પતિ પરદેશ ગયો હોય, અને તેનું નામ તેણે પ્રસિદ્ધ કર્યું ન હોય, તો પણ જો તે કુમારીને તેના (પતિના) તરફથી ખબરઅંતર મળ્યાં કરતા હોય, તો તેવી કુમારીએ; પોતાને સાત વાર રજોદર્શન થાય ત્યાં સુધી (પોતાના પતિના આવવાના સંબંધમાં) વાટ જોવી; પરંતુ જો તે કુમારીને, તેવા પોતાના પ્રવાસે ગયલા પતિ તરફથી સમાચાર મળતા રહેતા હોય, તો તેણે તેનું નામ પ્રસિદ્ધિમાં મુકીને એક વર્ષ પર્યન્ત વાટ જોવાની છે. પરંતુ જે પતિ પરદેશ ગયો હોય અને જેના સંબંધમાં કશું પણ સંભળાતું ન હોય તેવા પતિની ભાર્યાએ, પોતાને પંદર ઋતુપ્રાપ્તિ, થાય ત્યાં સુધી તો વાટ જોવી જ; પરંતુ જો તેવી ગ્રૈષ્મિકાને પોતાના

તો તેવા પુરૂષની ભાર્યાએ, પોતાને સાત વખત અટકાવ આવે ત્યાં સુધી તેની આકાંક્ષા રાખવી; પરંતુ એવી ભાર્યાને જો સંતાન થયું હોય તો તેણે એક વર્ષ પર્યન્ત વાટ જોવાની છે; અને પછી આવી સ્ત્રીએ, જો પોતાને ઇચ્છા થઇ આવી હોય તો, પોતાના પતિના ભાઇ વેરે લગ્ન કરવું. જો એવી, પુનર્વિવાહ કરવાની ઇચ્છા ધરાવનાર સ્ત્રીના પતિને એક કરતાં વધારે ભાઇઓ હોય, તો તેવી સ્ત્રીએ, પોતાના પહેલા પતિના પછીનો જે ભાઇ હોય તેને, અગર તો જે કોઇ (નષ્ટ પતિનો) ભાઇ ધર્મબુદ્ધિવાળો તેમ જ ભર્મસમર્થ ( ભરણપોષણ કરવાને સમર્થ ) હોય તેને, અગર તો જે સૌથી કનિષ્ઠ અને અવિવાહિત હોય તેને ફરીથી પરણી જવું. જો પોતાના (નષ્ટ) પતિને એક પણ ભાઇ ન હોય, તો તેવી સ્ત્રીએ, પોતાના પહેલા પતિના ગોત્રના કોઇ એક સપિંડને પરણવું. જો એવી ( ફરી પરણવાની ઇચ્છા રાખનાર ) સ્ત્રીને પરણી શકે એવા પુરૂષો ઘણા હોય, તો તે પુરૂષો પૈકી જે કોઇ પુરૂષ, પોતાના ( નષ્ટ ) પતિને સગપણમાં સૌથી વધારે પાસે હોય તેને તેણે લગ્નાર્થે પહેલી પસંદગી આપવી.

આ પ્રમાણે જો કોઇ સ્ત્રી, પોતાના ( નષ્ટ ) પતિનો વારસો લઇ શકે તેવા દાયાદોને છોડીને અન્ય કોઇ પુરૂષને પરણે, તો એ પ્રમાણે પરણનાર સ્ત્રી તથા પુરૂષને તેમ જ તેમને પરણાવનાર મનુષ્યોને તથા તેવા વિવાહ પરત્વે અનુમતિ આપનારાં તમામને, ' સંગ્રહણ '—દોષ બદલ જવાબદાર ગણી લેવાં.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' ધર્મસ્થીયાદિ'સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું, ' નિષ્પતન, પથ્યનુસરણાદિ 'વિષયક ચોથું પ્રકરણ પૂરું થાય છે. )

---

# પ્રકરણ ૫



## દાયવિભાગ—દાયક્રમ

### ( વારસો )

જે પુત્રોનાં માબાપ અગર પૂર્વજો ( પિતૃઓ ) હયાત હોય તેઓ
ાનીશ્વરો ( સ્વત્વહીન ) ગણાય છે. ( એ માબાપ અગર પૂર્વજોની
ાતી બંધ પડયા ) પછી મરનારનું દ્રવ્ય ( પિતૃદ્રવ્ય ) તેના સીધા વાર-
ામાં, શાખા પ્રમાણેની ગણનાએ, વારસા રૂપે વહેંચાઇ જવા પામે છે–
અર્થાત્ મરનાર મૂળ પુરૂષના જેટલા પુત્રો હોય તેમની વચ્ચે, માથા
માણે, તેવા પિતૃદ્રવ્યના ભાગ પડે છે ).

પિતૃદ્રવ્યની મદદથી ઉપાર્જિત કરાયલ દ્રવ્ય સિવાયનું સ્વયમાર્જિત
વ્ય અવિભાજ્ય ( જેના ભાગ પાડી ન શકાય તેવું ) છે. અવિભક્ત
ેતૃદ્રવ્યના સાધનથી મેળવાયલ મિલ્કતમાથી પુત્રો તેમ જ ચોથી પેઢી
ધીના પૌત્રપ્રપૌત્રોને પણ અંશતઃ ભાગ આપવો; કારણ કે ચાર પેઢી
ર્યન્ત પિંડને અવિચ્છિન્ન ગણવામા આવે છે. પરંતુ જે સર્વે વિચ્છિન્ન
ંડવાળા–એટલે કે જેઓ મૂળ પુરૂષથી ચોથી પેઢી પછીના–હોય તે બધા
તે મૂળ પુરૂષના દ્રવ્યને ) સરખા ભાગોમાં પોતપોતાની વિષે વહેંચી
ા એમ કરવું.

જે પુરૂષો સાથે રહેતા હોય તેમણે, જો પિતૃદ્રવ્યના ભાગ પૂર્વે પાડી
ાધેલ હોય, અગર જો તેમને પિતૃદ્રવ્ય મળેલું ન હોય, તો પણ તેમણે ફરીથી
ાતાની મિલ્કતના ભાગ પાડવા. પુત્રો પૈકી જે કોઇ પિતૃદ્રવ્યમા વધારો
ારે તેને ઋધ્યંશ ( વધારાનો લાભ ) પણ આપવો.

જે પુરૂષ અપુત્ર મરી જાય તેના સગા ભાઇઓ અગર તો તેની ભેળા
હેનારા ( સહજીવીઓ ) તેની મિલ્કત લઇ શકે અને તેની અવિવાહિત

પુત્રીઓને તેની સ્થાવર મિલ્કત (રિક્થમ્) મળશે. જો કોઇ શખ્સને પુત્રો હશે તો તેની મિલ્કત તે પુત્રોને મળશે, અથવા જો કોઇ શખ્સને, પહેલા ચાર પ્રકારના વિવાહથી પુત્રીઓ થઇ હશે, તો તેમને તેની મિલ્કત પ્રાપ્ત થશે જો કોઈ શખ્સને, એ પ્રમાણે, પુત્રો નહિ હોય કે પુત્રીઓ પણ નહિ હોય, તો પછી તેવા મૃતપુરૂષનો પિતા જો જીવતો હશે તો તેને તે (પોતાના મૃત પુત્ર) ની મિલ્કત પ્રાપ્ત થશે; અને જો પિતા પણ હયાત નહિ હોય, તો પછી તેવા મરનાર પુરૂષની મિલ્કતના વારસ તેના ભાઇઓ અને ભાઇઓના પુત્રો પણ થવાના. વળી પિતા વિનાના ભાઇઓ જો ઘણા હોય તો તેમણે બધાએ સરખા ભાગ પાડી લેવા અને એવા ભાઇઓ પૈકી દરેકના પુત્રે, તેના પોતાના પિતાના ભાગે જેટલો વારસો આવે તેટલો ભાગ લેવો. જો ભાઇઓ (સૌદર્ય) અનેક પિતાઓના પુત્રો હોય, તો તેમણે પોતપોતાના પિતાની દૃષ્ટિથી ગણના કરીને પોતપોતાનો હિસ્સો લેવાનું રાખવુ

મૃત પુરૂષના પિતા, ભાઇઓ અને ભ્રાતૃ-પુત્રોમાથી પહેલા (પિતા)ની હયાતી ઉપર બીજા (ભાઇઓ)ના દાયવિભાગનો, અને બીજાની હયાતી ઉપર ત્રીજાને મળવાના ભાગનો આધાર રહશે એ જ પ્રમાણે દાયભાગનો હક ધરાવનાર નાના અને મોટાની બાબતમા પણ સમજી લેવુ.

જો પિતા પોતાની હયાતીમા પોતાની મિલ્કતને પોતાના પુત્રોમા વહેંચી આપે, તો તે, એ પ્રમાણે વહેચણી કરવામા કોઇ એક પુત્રને વધારે (કે બીજાને ઓછો) ભાગ આપી શકશે નહિ (અર્થાત્ તેણે પોતાના પુત્રોમા પોતાની મિલ્કતની સરખે ભાગે વહેચણી કરવી પડશે.) તેમ વળી, કોઇ પણ પિતા સબળ કારણ વિના, પોતાના કોઇ પણ પુત્રને, ભાગ આપવાની બાબત માથી બાતલ પણ કરી શકશે નહિ પિતા મૃત્યુ પામે એટલે, તેના જે પુત્રો મોટી ઉમ્મરના હોય તેમણે, પોતાના નાના ભાઇઓ (મરનાર પિતાના કનિષ્ઠ પુત્રો) જો નઠારા વર્તનવાળા ન હોય તો તેમની પ્રતિ અનુગ્રહ બતાવવો

## ( વારસાના ભાગ પાડવાનો સમય )

તમામ વારસદારો લાયક ઉમ્મરના ( વ્યવહાર કરી શકે તેટલી ઉમ્મરના ) થાય ત્યારે દાયવિભાગ કરવા. તે પહેલાં જો ભાગ પાડવામાં આવે, તો અપ્રાપ્તવ્યવહાર ( સગીર ) વારસદારોને કેવળ દેયવિશુદ્ધ ( ઋણમુક્ત ) ભાગો દેવા પડશે. સગીરના ભાગમાં જે મિલ્કત આવે તે મિલ્કતને, તેમની માતાઓના બંધુઓના, અગર તો ગામવૃદ્ધોના રક્ષણ હેઠળ, તે સગીરો લાયક ઉમ્મરના થઇ તે સંભાળી લે ત્યાં સુધીને માટે મુકી દેવી. જે લોકો પરદેશ ગયા હોય ( અને તેમને જો વારસો આવતો હોય તો ) તેમના સંબંધમાં પણ, પૂર્વનિર્દિષ્ટ નિયમ પ્રમાણે જ કરવાનું છે. પરણેલા ભાઇઓને પરણાવવામાં જેટલા પિતૃદ્રવ્યનો ઉપયોગ થયો હોય તેટલું પિતૃદ્રવ્ય, અવિવાહિત ભાઇઓને માટે ( ભાગ પાડયા પહેલાં ) અલગ કાઢી લઇ તેમને આપી દેવું. પ્રદાનિક રૂપે જે કાંઇ કન્યાદાનમાં આપવાનું હોય તે પણ, અવિવાહિત પુત્રીઓને ( મૃત પિતાના દ્રવ્યના ભાગ પડે તે પહેલાં અલગ કાઢી ) આપી દેવાનું છે.

મિલ્કત ( રિક્થ )ના અને દેવા (ઋણ)ના સરખા ભાગ પાડવા.

આચાર્યોના મત પ્રમાણે તો, ' નિર્ધન ( નિષ્કિંચ ) લોકોએ તો માટીનાં વાસણો ( ઉદપાત્રો )ના પણ સરખા ભાગ પાડી લેવા જોઇએ'. ( અર્થાત્ ભાગેભાગ કોઇએ પણ છોડવો નહિ. )

પરંતુ કૌટિલીય મત પ્રમાણે તો, " એ એક પ્રકારના છલ સિવાય અન્ય કાંઇ નથી; કારણ કે, જે વસ્તુ ( અર્થ )નું અસ્તિત્વ હોય તે વસ્તુના ભાગ પડી શકે; પરંતુ જે વસ્તુનું અસ્તિત્વ હોય જ નહિ તે વસ્તુના ભાગ પડી શકે નહિ જ. સાક્ષીઓની હાજરીમાં, ' આટલું દ્રવ્ય સામાન્ય છે, અને તેમાંથી એકએકનો અંશ આટલો આટલો પડે છે': એવું કહી બતાવ્યા પછી ભાઇઓ હોય તેમણે ભાગો વહેંચી લેવા. જે કોઇ મિલ્કત દુર્વિભક્ત થયલી હોય, કે કોઇ મિલ્કત માંહોમાંહે તફરગત થઇ

ગઇ હોય, કે એક બીજાથી સંતાડાઇ હોય, અગર તો જે અજ્ઞાતોત્પન્ન જેવી હોય, તેના ફરીથી ભાગ પાડવા."

જે મિલ્કત કોઇ સ્ત્રીની માલીકીની ન હોય, અગર તો જે મિલ્કત, કોઇ મૃત પુરૂષની ઉત્તરક્રિયા ન થઈ હોય એવાની ન હોય, અગર તો શ્રોત્રિય (બ્રાહ્મણ) સિવાયના કોઇ અન્ય કદર્ય (કૃપણ)ની મિલ્કત જે ન હોય, તે તમામ પ્રકારની પણ નધણિયાતી (અદાયાદક) મિલ્કતનો માલીક રાજા થશે. શ્રોત્રિય (બ્રાહ્મણ) ની મિલ્કત હોય તો તે ત્રૈવિદ્ય (ત્રણ વેદ જાણનારાઓ)ને સોંપી દેવી.

પતિત લોકો, પતિતથી જન્મેલા શખ્સો અને નપુંસકો (ક્લીબો)ને (મિલ્કતમાંથી) ભાગ મળશે નહિ; અને એ જ પ્રમાણે જડ (મૂઢ), મૂક (મુંગા), ઉન્મત્ત (ગાંડા), અંધ અને કોઢીઆઓના સંબંધમાં પણ સમજી લેવું. જો આવા જડ, ઉન્મત્ત વગેરે પ્રકારના પુરૂષોને, સ્ત્રીધન ધરાવતી ભાર્યાઓ હોય, તો તેમનાં જે સંતાનો તેમના પોતાના પિતાની પેઠે જડ, ઉન્મત્ત વગેરે કોટીનાં ન હોય તેમને, વારસામાં ઉતરતી મિલ્કતમાંથી ભાગ મળી શકે. પતિતતાને કારણે વર્જ્ય (જ્ઞાતિભ્રષ્ટ) થઇ ગયલા સિવાયના, ઉપર ગણાવેલ બીજા બધા પ્રકારના મનુષ્યો, ફક્ત રોટીકપડાં (ગ્રાસાચ્છાદન) મેળવવા પૂરતો હક ધરાવી શકશે.

આ પ્રકારના શખ્સો (એવા પ્રકારના દોષને પામે તે પૂર્વે) વિવાહિત થયલા હોય, અને તેમનો વંશવેલો આગળ ચાલે તેમ ન હોય, તો તેમના બાંધવો તેમને માટે પુત્રોત્પત્તિ કરી શકશે, અને એ પ્રમાણે ઉત્પન્ન કરાયલ પુત્રોને તેઓ, વારસામાં પ્રાપ્ત થતી મિલ્કતમાંથી ભાગ પણ આપી શકશે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ધર્મસ્થીયાદિ' સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું, 'દાયવિભાગાદિ' વિષયક પાંચમું પ્રકરણ પૂરૂં થાય છે).

# પ્રકરણ ૬

## અંશવિભાગ ( વિશેષભાગ ).

બ્રાહ્મણોમાં, એક જ સ્ત્રીથી થયલા પુત્રો પૈકી જે સૌથી મોટો જ્યેષ્ઠ ) હોય તેને વિશેષભાગ રૂપે અજ ( બકરાઓ ) મળે; ક્ષત્રિયોમાં એક જ સ્ત્રીથી થયલા પુત્રો પૈકી જે સૌથી મોટો ( જ્યેષ્ઠ ) હોય તેને વિશેષાંશ તરીકે ઘોડાઓ મળે; વૈશ્યવર્ણના લોકોમા, એક જ સ્ત્રીથી થયલા પુત્રો પૈકી જે કોઇ જ્યેષ્ઠ હોય તેને વિશેષ ભાગમાં ગાયો મળે; અને શૂદ્રવર્ણમાં, એક જ સ્ત્રીના પુત્રોમાં જે કોઇ જ્યેષ્ઠ હોય તેને ઘેંટાં (ગાડરાં )-ના રૂપમાં વિશેષાંશ પ્રાપ્ત થાય. આ બધા પ્રકારનાં પ્રાણીઓમાં જે કોઇ અંધ હોય તે ભાગમાં વચલા ( મધ્યમ ) દીકરાને મળે; અને એ બધા પ્રકારનાં પ્રાણીઓમાં જે કોઇ ભિન્ન ( ચિત્ર) વર્ણનાં હોય તે, જે તે વર્ણ પરત્વે ભાગમાં કનિષ્ઠ પુત્રને મળે. જો આ પ્રમાણે વિશેષાંશ તરીકે મળનાર ચોપગાં પ્રાણીઓનો અભાવ હોય, તો પછી, રત્નો સિવાયની બાકીની આખી મિલ્કતમાંથી $\frac{1}{10}$ જેટલો ભાગ, વધારામાં જ્યેષ્ઠ પુત્રે લેવાનો; કારણ કે, આ એક જ ( વધારાનો ભાગ લેવા રૂપી ) કૃત્યને પરિણામે તે પોતાના પૂર્વજો પ્રતિ બજાવવાના ધર્મ પરત્વે બંધાયલો રહે છે.

ઔશનસ મતને અનુસરનારાઓથી સૂચવાયલ અંશવિભાગકલ્પના આ ( પૂર્વોક્ત ) પ્રકારની છે

પિતા મૃત્યુ પામે એટલે તેની ગાદી તથા તેના અલંકારો તેના જ્યેષ્ઠ પુત્રને વધારામાં મળશે; તેની શય્યા, તેનું આસન અને તે જે કાંસાનાં વાસણોમાં જમતો હોય તે બધાં તેના વચલા દીકરાને વધારામાં મળશે; અને કૃષ્ણ ધાન્ય, લોઢાની ચીજો, ગૃહપરિવાપો (ઘરમાં વપરાતાં વાસણો), ગાયો અને ગાડું: એ સર્વે તેના કનિષ્ઠ પુત્રને, વધારાના અંશ રૂપે પ્રાપ્ત થશે. બાકીની તમામ મિલ્કતને અગર તો ઉપર ગણાવી તે બધી વસ્તુઓ-

ને પણ ( મરનારના પુત્ર ) માંહોમાંહે સરખા ભાગે વહેંચી લઇ શકે. બહેનોને ( તેમના પિતાની મિલ્કતમાંથી ) કાંઇ પણ વારસો મળે નહિ; (પણ) તેમની માતા મરી ગયા પછી, તેનાથી જમવાના કામમાં વપરાતાં કાંસાનાં વાસણો અને તેનાં આભરણો તેમને ભાગમાં પ્રાપ્ત થાય. સામાન્ય રીતે જ્યેષ્ઠ પુત્રને જે કાંઇ વિશેષ અંશે રૂપે આપવામાં આવે છે તે, તેવો જ્યેષ્ઠ પુત્ર જો નપુંસક હોય તો તેને, ઉપર પ્રમાણે આખો ય અંશવિભાગ નહિ આપતાં તેનો એક તૃતીયાંશ જ આપવો. જો જ્યેષ્ઠ પુત્ર અનાયવૃત્તિવાળો ( નિંદ્ય રીતે વર્તનારો) હોય તો, અગર જો તેણે ધર્મકાર્ય કરવાનું છોડી દીધું હોય તો તેવાને માત્ર એક ચતુર્થાંશ જેટલો જ વિશેષ ભાગ આપવો; અને જો તે કેવળ કામાચારી (મરજીમાં આવે તેમ વર્તનારો) બની ગયો હોય તો તેને, વધારાના ભાગ રૂપે કશું પણ આપવું નહિ. વળી આ નિયમ મધ્યમ તેમ જ કનિષ્ઠ પુત્રોને પણ લાગુ પડે છે. આ બે પ્રકારના પુત્રોમાંથી જે કોઇ માણસાઇવાળો ( માનુષોપેત ) હોય તેને સામાન્ય રીતે, જ્યેષ્ઠ પુત્રને અપાતા વધારાના ભાગમાંથી અર્ધ અંશ ( વધારામાં ) આપવો.

સ્ત્રી એક કરતાં વધારે હોય તો તેમના પુત્રોના સંબંધમાં આ પ્રમાણે થવું જોઇએઃ–બે સ્ત્રીઓ પૈકી એક જ જો સઘળી આવશ્યક ધર્મક્રિયાઓ કરેલ હોય, અગર જો બન્ને સ્ત્રીઓએ, કુમારિકા ( કન્યા ) તરીકે જે ધાર્મિક ક્રિયાઓ કરવી જોઇએ તે કરેલી ન હોય, અગર જો એ બેમાંથી એકે બેઠલાને જન્મ આપેલ હોય, તો એ બન્ને સ્ત્રીઓના પુત્રો પરત્વે જ્યેષ્ઠતાનો નિર્ણય તેમના જન્માનુક્રમ પ્રમાણે કરવો.

પિતાની મિલ્કતની વિપુલતાના પ્રમાણમાં, સૂત, માગધ, વ્રાત્ય અને રથકાર પ્રકારના પુત્રોને દાયભાગ આપવા; અને બીજા બધા પ્રકારના પુત્રોએ તો પોતપોતાના પ્રકારના ભાઇઓમાં જે જ્યેષ્ઠ હોય તેના આધારે પોતપોતાનો નિર્વાહ કરવો. જે પુત્રો અનીશ્વર ( પરાધીન ) કોટીના હોય તેમને સમવિભાગી ગણવા.

જો કોઇ બ્રાહ્મણે ચારે વર્ણની સ્ત્રીઓથી પુત્રો ઉત્પન્ન કર્યા હોય,

તો બ્રાહ્મણીના પેટથી ઉત્પન્ન થયલ પુત્રને ચાર ભાગ ( બ્રાહ્મણની આખી મિલ્કતમાંથી ) મળશે; અને ક્ષત્રિયાણીના પેટથી જન્મેલા પુત્રને ત્રણ ભાગ, વૈસ્ય સ્ત્રીથી જન્મેલાને બે ભાગ, અને શૂદ્રવર્ણની સ્ત્રીથી જન્મેલા પુત્રને એક ભાગ આપવો.

ક્ષત્રિય અને વૈસ્ય પિતાઓ અનુક્રમે જો ત્રણ અને બે વર્ણની સ્ત્રીઓથી પુત્રોને પેદા કરે, તો તેવા ( ક્ષત્રિય તથા વૈસ્ય ) પુરૂષની મિલ્કતમાંથી પણ, પૂર્વકથિત ધોરણને અનુસરીને જ પુત્રો પરત્વે દાયભાગ નક્કી કરવા.

જો કોઇ બ્રાહ્મણને અનન્તર ( ઉતરતા વર્ણની સ્ત્રીથી પોતે ઉત્પન્ન કરેલ ) પુત્ર હોય અને તે જો માતુપેપેત ( શ્રેષ્ઠ ગુણોવાળો ) હોય, તો તેને ( બીજા હીનગુણોવાળા પુત્રોની સાથે ) સરખો ભાગ આપવો. એ જ પ્રમાણે ક્ષત્રિય કે વૈસ્ય પિતાના અનન્તર પણ માતુપેપેત પુત્રને પણ સરખો અગર અરધોઅરધ ભાગ આપવો. જુદા જુદા વર્ણની બે માતાઓ વચ્ચે જો એક જ પુત્ર હોય, તો તે (પોતાના પિતાની) આખીય મિલ્કતનો વારસ થશે, અને તેણે પોતાના પિતાના બંધુઓનું ભરણપોષણ પણ કરવું પડશે. જો કોઇ બ્રાહ્મણે શૂદ્રવર્ણની સ્ત્રીથી ' પારશવ ' સંજ્ઞાથી ઓળખાતો પુત્ર ઉત્પન્ન કર્યો હોય, તો તેને (બ્રાહ્મણપિતાની મિલ્કતમાંથી ) એક તૃતીયાંશ આપવો; અને બાકી રહેલ બે ભાગો પાસેમાં પાસેના (આસન્ન ) સપિંડ કે કુલ્યે લેવાના છે; અને તે પણ તે સ્વધાદાન ( મરણોત્તર ધર્મક્રિયા ) કરી શકે તેટલા ખાતર જ. જો કોઈ (મરનાર પુરૂષ)ને સપિંડ કે કુલ્ય ન હોય તો ( મૃત્યુ પામેલ પિતાના ) આચાર્યને કે શિષ્ય ( અન્તેવાસી ) ને એ બે બાકીના ભાગો આપી દેવા.

અગર તો, કોઇ સગોત્ર પુરૂષે અથવા કોઇ માતૃબંધુએ, એવી ( વિધવા ) બ્રાહ્મણભાર્યાથી, ' ક્ષેત્રજ ' સંજ્ઞાથી ઓળખાતો પુત્ર ઉત્પન્ન કરવો, અને એવા પુત્રે આખી ય મિલ્કતના માલીક થવું.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' ધર્મસ્થીયાદિ' સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું, ' અંશવિભાગ ' નામનું છઠ્ઠું પ્રકરણ પૂરૂં થાય છે.)

---

## પ્રકરણ ૭



### ૈપુત્રવિભાગ.

'જે બીજ જે ક્ષેત્રમાં રોપાયું હોય તે બીજ તે ક્ષેત્રના સ્વામીનું ગણાય છે:' એમ આચાર્યોનું કહેવું છે. બીજાઓનું મત એવું છે કે:- 'માતા તો માત્ર બીજને ધારણ કરનારી (ભસ્ત્રા) છે; અને તેથી, જે પુરૂષના * રેતસ્થી બાળક જન્મ્યું હોય તે પુરૂષનું તે અપત્ય (સંતાન= જેના અસ્તિત્વના કારણે પિતૃઓ પડતા અટકે છે તે)-ગણાય છે.' (પરંતુ) મારો (કૌટિલ્યનો) અભિપ્રાય એવો છે કે, માબાપ વિદ્યમાન (હયાત) હોય, તો (એ ઉત્પન્ન થયલ) છોકરૂં એ બન્નેનું ગણાય.

સર્વ પ્રકારની ધર્મક્રિયાઓ જેણે કરેલ હોય તેવી પોતાની ભાર્યાથી જો કોઇ પુરૂષ પુત્રને ઉત્પન્ન કરે, તો તે પ્રમાણે જન્મેલ પુત્ર 'ઔરસ' કહેવાય છે. પુત્રવત્ ગણાયલી પુત્રીનો પુત્ર (પુત્રિકાપુત્ર) પણ, એ ઔરસ પુત્ર તુલ્ય જ ગણાય. નિયુક્ત કરાયલ સ્વગોત્રજ કે પરગોત્રજ પુરૂષથી જો (કોઇ અન્ય પુરૂષની પોતાની) ભાર્યા વિષે પુત્ર ઉત્પન્ન કરાવાય, તો તે 'ક્ષેત્રજ કે ક્ષેત્રજાત' ની સંજ્ઞાને પામે છે; અને એ પ્રમાણે નિયોગથી ઉત્પન્ન કરનાર (જનયિતા) પુરૂષનું જ્યારે મરણ થાય છે ત્યારે, આ ક્ષેત્રજ પુત્ર બન્ને પિતાઓનું અપત્ય ગણાય છે; તેને એ ઉભય પિતાઓનાં ગોત્રોની સંજ્ઞા લાગુ પડે છે (એટલે કે, તે દ્વિગોત્ર કહેવાય છે); તે ઉભય પિતાઓની પાછળ તેને ધર્મક્રિયાઓ કરવી પડે છે; અને તે ઉભયની સ્થાવર મિલ્કત (રિકથ) પણ તેને જ પ્રાપ્ત થાય છે. 'ગૂઢજ પુત્ર'—એટલે કે, સધર્મ બંધુઓ પૈકી કોઇના ઘરમાં. ગુપ્ત રીતે ઉત્પન્ન

---

* રેતસ્‌માં આહારાદિના ગુણો ઉતરેલા હોય છે એટલે જે ગુણો રેતસ્‌ના હશે તે ગુણો, તેમાંથી ઉત્પન્ન થતા બાળકમાં આવે છે, એ એક વૈજ્ઞાનિક સત્ય રૂપે હાલમાં પણ સ્વીકારાવા લાગ્યું છે આ જ કારણથી પ્રાચીન હિંદુઓએ આહારાદિની શુદ્ધાશુદ્ધતા તથા ખાનપાન વગેરેની ગ્રાહ્યાગ્રાહ્યતા પરત્વે વધારે ચિંતા રાખેલી.

કરાવલ પુત્ર—ની સ્થિતિ પણ, ક્ષેત્રજ પુત્રના જેવી જ સમજી લેવી. માતા-પિતાથી તજાયલ ( ઉત્સૃષ્ટ પુત્ર) 'અપવિદ્ધ' કહેવાય છે; અને જે પુરૂષ તેનો સંસ્કર્તા બને છે તેનો તે પુત્ર ગણાય છે. કન્યા ( અવિવાહિત સ્ત્રી )-થી ઉત્પન્ન થયલ પુત્ર '**કાનીન**' ગણાય; અને પરણતી વેળા જે સ્ત્રી સગર્ભા હોય તેવી સ્ત્રીનો પુત્ર તે '**સહોઢ**' કહેવાય છે; અને જે સ્ત્રીએ પુનર્વિવાહ કરેલો હોય અને તે પછી તેને જે પુત્ર થાય તે '**પૌનર્ભવ**' ની સંજ્ઞાથી ઓળખાશે. સ્વયંજાત ( ઔરસ ) પુત્રનો પોતાના પિતાના સગાઓ ( બંધુઓ ) ની સાથે દાયાદ-સંબંધ છે; પરંતુ પરપુરૂષને પ્રાપ્ત થયલ પુત્રનો દાયાદસંબંધ ફક્ત તેના સંસ્કર્તા ( પુત્રને સંસ્કાર આપનાર ) ની સાથે જ સમજવો. આવા ( ત્યજાયલ ) પુત્રની સ્થિતિના જેવી જ સ્થિતિ, માતાપિતાથી વિધિપૂર્વક ( અન્યને ) દેવાયલ-દત્ત-પુત્રની પણ જાણવી. જે પુત્ર પોતાની ઇચ્છાએ કે પોતાના બંધુઓની ઇચ્છાને અનુસરીને અન્ય પુરૂષનો પુત્ર થવાનું કબૂલ કરે તે '**ઉપગત**' કહેવાય છે. જેને પુત્રના અધિકાર આપવામા આવે તે '**કૃતક**,' અને જેને વેચાતો લેવામાં આવેલ હોય તે '**ક્રીત**' ગણાય છે.

ઔરસ પુત્ર ઉત્પન્ન થાય તો સવર્ણ પુત્રોને વારસાનો ⅓ ભાગ મળે, અને અસવર્ણ પુત્રોને, ફક્ત ખોરાકીપોશાકી મળે છે.

બ્રાહ્મણો અને ક્ષત્રિયો જો પોતપોતાના વર્ણથી ઉતરતી કોટીના પહેલા વર્ણની સ્ત્રીઓથી પુત્રો ઉત્પન્ન કરે, તો તે પ્રમાણે ઉત્પન્ન થતા પુત્રો ( અનન્તરાપુત્રાઃ ) 'સવર્ણ' ગણાય છે; પણ જો તેઓ, પોતાના વર્ણથી ઉતરતી કોટીનો પહેલો વર્ણ છોડી દઇને તે પછીના વર્ણોની સ્ત્રીઓથી પુત્રોત્પત્તિ કરે, તો તેવી રીતે ઉત્પન્ન કરાયલ તેમના પુત્રો 'અસવર્ણ' ગણાશે. ( આ અસવર્ણ પુત્રો પૈકી ) જે પુત્રને કોઇ બ્રાહ્મણે વૈશ્યસ્ત્રીથી ઉત્પન્ન કરેલ હશે તે 'અંબષ્ઠ' ની સંજ્ઞાથી, અને તેણે જો શૂદ્રસ્ત્રીથી ઉત્પન્ન કરેલ હશે તો તે 'નિષાદ' અગર 'પારશવ' ની સંજ્ઞાથી ઓળખાશે. જો કોઇ ક્ષત્રિય, શૂદ્રવર્ણની સ્ત્રીના પેટથી પુત્રોત્પત્તિ કરશે, તો તે

પ્રમાણે જન્મેલ પુત્ર ' ઉગ્ર ' કહેવાશે; અને એ પ્રમાણે જો કોઇ વૈસ્ય પુરૂષ શુદ્રવર્ણની સ્ત્રીથી પુત્ર ઉત્પન્ન કરશે, તો તેને ' શુદ્ર' સિવાય અન્ય કોઇ સંજ્ઞા આપી શકાશે નહિ. ચારે વર્ણોમાંના કુચરિત પુરૂષો જો પોતપોતાના વર્ણથી ઉતરતી કોટીની સ્ત્રીઓથી પુત્રોને ઉત્પન્ન કરે, તો તેવા પુત્રોને 'વ્રાત્ય' ગણવા. આ બધા પુત્રો 'અનુલોમ'—નીચવર્ણની સ્ત્રીથી, ઉચ્ચ વર્ણના પુરૂષે ઉત્પન્ન કરેલા–કહેવાય છે.

જો કોઇ શુદ્ર, પોતાનાથી ઉંચા ગણાય તેવા કોઇ એક વર્ણની સ્ત્રીથી પુત્ર ઉત્પન્ન કરે, તો તેવા પુત્ર ' આયોગવ, ક્ષત્ત, અને 'ચંડાળ'ની સંજ્ઞા પામે છે. જો કોઇ વૈસ્ય પુરૂષ એ પ્રમાણે કરે તો તેનો પુત્ર ' માગધ અને વૈદેહક ' કહેવાય છે; અને જો કોઈ ક્ષત્રિયથી બ્રાહ્મણવર્ણની સ્ત્રી વિષે પુત્રની ઉત્પત્તિ થઇ આવે, તો તે પ્રમાણે ઉત્પન્ન થયલ પુત્રને ' સૂત ' કહેવામાં આવે છે. પરંતુ પુરાણાદિ ગ્રંથોમા પ્રસિદ્ધ થયલા ' સૂત ' અને ' માગધ ' સંજ્ઞાવાળા લોકો તદ્દન જુદી જ કોટીના છે, અને તેઓ, બ્રાહ્મણો તથા ક્ષત્રિયોથી ચઢીઆતા પણ હતા. આ બધા પ્રકારના પુત્રો 'પ્રતિલોમ'– ઉચ્ચ વર્ણની સ્ત્રીઓના પેટે, નીચ વર્ણના પુરૂષોથી ઉત્પન્ન કરાયલ– ગણાશે એટલું તો નહિ, પરંતુ રાજા સ્વધર્મપાલન કરે નહિ, તો તેવા પુત્રો !! ઉત્પત્તિ થતી રહે છે પણ ખરી.×

જો કોઇ 'ઉગ્ર' જાતિનો પુરૂષ, 'નિષાદ' જાતિની સ્ત્રીથી પુત્ર ઉત્પન્ન કરે તો, તે પ્રમાણે ઉત્પન્ન થયલો પુત્ર 'કુક્કુટ' કહેવાય છે; અને આથી ઉલટી રીતે જો કોઇ નિષાદ જાતિનો પુરૂષ, 'ઉગ્ર' જાતિની સ્ત્રીથી પુત્રોત્પત્તિ કરે, તો તે પ્રમાણે ઉત્પન્ન થયલ પુત્ર 'પુલ્કસ'ની સંજ્ઞાને પામે છે. કોઇ

× અપકૃષ્ટ બીજમાંથી ઉત્કૃષ્ટ ફળની આશા રાખી શકાય નહિ. ક્ષેત્ર રસકસવાળું હોય તો પણ જો તેમાં હલકા પ્રકારનું ધાન્ય વાવવામાં આવે, તો તેમાંથી ઉંચા (અન્ય) પ્રકારના ધાન્યની અપેક્ષા રાખી શકાય નહિ; અલબત એવા ખેતરમાં જે પ્રકારનું ધાન્ય વવાયું હોય તે પ્રકારનું પણ ચઢીઆતી પ્રતિનું ધાન્ય તેમાં પાકી શકે. આ એક વિજ્ઞાનસિદ્ધ વાત છે.

'ઉગ્ર' પુરૂષથી 'ક્ષત્ત' જાતિની સ્ત્રીને પેટે ઉત્પન્ન કરાયલ પુત્રને 'શ્વપાક' કહેવામાં આવે છે; અને જો કોઇ અંબિષ્ઠ જાતિનો પુરૂષ, વૈદેહક જાતિની સ્ત્રીથી પુત્રને ઉત્પન્ન કરે, તો તે પ્રમાણે પેદા થયલ પુત્રને 'વૈણ', અને એનાથી ઉલટી રીતે, અંબિષ્ઠ જાતિની સ્ત્રીથી વૈદેહક જાતિનો પુરૂષ જો પુત્રને જન્મ અપાવે, તો તે પુત્રને 'કુશીલવ' કહેવામાં આવે છે. આ બધા અને એવા પુત્રોને, 'અંતરાળ (વચગાળાની)' કોટીના ગણવા.[1]

જે કોઇ વૈણ જાતિનો પુરૂષ હોય તે રથકારનો ધંધો કરી શકે આ લોકો માંહોમાહે વિવાહસંબંધો રચી શકે. ધર્મ અને ધંધા-પરત્વે તેમણે પોતાના પૂર્વજોને અનુસરીને રહેવું. તેઓ કા તો શૂદ્ર વર્ણના, અગર તો ચંડાલજાતિ સિવાયની અન્ય કોઇ જાતિના ધર્મો પણ ગ્રહણ કરી શકે છે.

જે રાજા, ઉપર બતાવાયલા નિયમોનું પાલન પોતાની પ્રજા પાસે કરાવે છે તે રાજા સ્વર્ગની પ્રાપ્તિ કરે છે; એ પ્રમાણે જે કરતો નથી તે નરકમાં જઇ પડે છે.

'અંતરાળ' જાતિઓનાં સંતાનોએ વારસો સરખા પ્રમાણમાં વહેંચી લેવાનો છે.

વારસાની વહેંચણી પરત્વે જે દેશમાં, જે જાતિમાં, જે સંઘમાં કે જે ગામમા જે રિવાજ પ્રવર્તતો હોય તે રિવાજને અનુસરીને વારસદારોએ પોતપોતાનો હિસ્સો લેવાનો છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ધર્મસ્થીયાદિ' સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું, 'પુત્ર-વિભાગ (ભિન્ન ભિન્ન પ્રકારના પુત્રો)': એ વિષયને લગતુ સાતમું પ્રકરણ પૂરું થાય છે.)

---

1 મિશ્ર જાતિઓની ઉત્પત્તિ આ પ્રમાણે જ થાય છે. વધારે ખુલાસા [illegible] ભાષાંતર કરનારથી લખાયલ 'ઉન્નતિ-વિચાર' (પૂર્વાર્ધ)' વાંચી લેવા.

# પ્રકરણ ૮

—:*:—

## ગૃહવાસ્તુક (મકાન)

પાડોસમા રહેતા લોકો તરફથી જે પુરાવા આપવામા આવે તેના આધારે વસ્તુ (મકાનો)ને લગતા વિવાદોનો નિર્ણય થઇ શકે છે.

ઘરો, ખેતરો, આરામ–વાટિકાઓ, સેતુઓ, તળાવો અને તોયાધારો (પાણીકોઠાઓ): એ સર્વ 'વાસ્તુ' કહેવાય છે.

ઘર ઉપરના છાપરાને લોઢાના ખીલાઓ મારીને આડસર (આડા નંખાયલ થાંભલા–મોભ)ની સાથે જડી લેવું (કર્ણકીલાયસ્સંબંધોડતુગ્રહ) તેને 'સેતુ' કહે છે. સેતુભોગ (મોભના ટકાઉપણા)ને અનુલક્ષીને જ ઘરો બંધાવવાં જોઇએ. પારકાની માલીકી જેના ઉપર રહેલ હોય તેના પરત્વે દબાણ કર્યા વિના નવાં ઘરોનું બાંધકામ થવું જોઇએ.

પાદબંધ (પાયો) ૨ અરત્નિ× ૩ પદ જેટલો રાખવો. સ્ત્રીઓ પોતાની સુવાવડના દશ વાસા કરી શકે એટલા માટે જે કામચલાઉ મકાનો ઉભાં કરવાં પડે તે સિવાયનાં તમામ કાયમી ઘરો પૈકી દરેકને વાસ્તે એક કુંઇ, એક ભ્રમ (ઘોરીઓ), અને એક ઉદપાન (ટાંકું) તો હોવાં જ જોઇએ. આ નિયમનો જે કોઇ ભંગ કરે તેને, પ્રથમ પ્રકારના સાહસદંડની સજા કરવી. ઉત્સવના પ્રસંગોએ પણ આ જ ધોરણે, એકાંતરથાનો (જાજરૂઓ), ખાંધરાંઓ તેમ જ ઉદકમાર્ગો (પાણી જવાના રસ્તાઓ): એ સર્વની રચના પણ કરાવવી. જે કોઇ એ પ્રમાણે ન કરાવે તેને, ઉપર પ્રમાણે જ સજા કરવાની છે.

પ્રત્યેક ઘરમાંથી બહાર વહેતું પાણી સીધેસીધું ચાલ્યું જાય અગર તો પરભાર્યું નીકમાં પડી શકે એટલા માટે, પૂરતા ઢાળવાળો તેમ જ ૩ પદ અગર ૧$\frac{1}{2}$ અરત્નિ જેટલી લંબાઇવાળો એક ઉદકમાર્ગ પણ કરાવવો. આ નિયમના ભંગ બદલ ચોપન 'પણ' જેટલા દંડની સજા કરવી.

એક પદથી કે એક અરત્નિથી માંડીને તે ૩×૪ પદના માપનો એક ખંડ પણ બનાવરાવવો, અને તેમાં, કાં તો અગ્નિ ( પૂજવા માટે રખાતો અગ્નિ), કાં તો ઘંટી, અગર તો એક ખાંડણિયો (નીંધો): એમાંથી એકની યોજના પણ કરવી. આ પ્રમાણે જે કોઇ ન કરે તેનો ચોવીશ 'પણ' દંડ કરવો.

હરકોઇ બે ઘરો વચ્ચે અથવા તો બે ઘરના પ્રાક્ષિત (આગળ પડતા) ભાગોની વચમાં ચાર કે ત્રણ પદ જેટલો અવકાશ રહેવો જોઇએ. એક બીજાના પડખામાં આવેલ ઘરોનાં માળણો વચ્ચે કાં તો ચાર આંગળનું છેટું રહેવું જોઇએ, અગર તો એકને બીજું ઢાંકી શકે તેવી રીતે તે કરાવવાં. આગલા બાર (અણિદ્વાર)નું માપ એક કિષ્કુ રાખવું, અને એ દ્વારનાં બે બારણાંમાંથી એકને પણ ઉઘાડતાં, અંદરના ભાગમાં કશી પણ અડચણ ન પડે તેવી ગોઠવણ રખાવવી. ઉપલા માળમાં પ્રકાશ આવી શકે એટલા માટે એક નાની, પરંતુ ઉર્ધ્વ (ઉભી) બારી મુકાવવી. જો આવી બારી મુકાવવાથી પાડોસમાંના ઘરને અડચણ પડતી દેખાય તો તેવી બારીને બંધ કરી દેવી. ઘરોના માલીકોને જેમ ઠીક પડે તેમ તેઓ પોતાનાં ઘરો બાંધે; પરંતુ એમ કરવામા જે કઇ અનિષ્ટ દેખાય તે તેમણે કરવું નહિ.

વરસાદનાં અનિષ્ટ પરિણામોથી બચવાને અર્થે, પવનથી ઉડી ન જાય તેવું એક પહોળું સાદડું છાપરાની ઉપર ઢાંકી દેવું, તેમ વળી એકદમ બેસી જાય કે તૂટી જાય તેવી રીતનું છાપરૂં હોવું પણ ન જોઇએ. આ નિયમના ભંગ બદલ પહેલા પ્રકારના સાહસદંડની સજા કરવામા આવશે. વળી પારકાને ઉપદ્રવ કરે તેવી રીતે તેમના ઘરનાં બારબારીઓની સામે, કોઇએ પોતાના ઘરનાં બારબારી ગોઠવવાં નહિ; છતા એ પ્રમાણે જો કોઇ કરે તો તેને ઉપર બતાવી છે તેવી જ સજા કરવી. તથાપિ એ પ્રમાણે સામસામે રહેલાં ઘરો જો રાજાની આજ્ઞાથી છૂટાં પાડવામાં આવેલ હોય, કે તેઓ રાજમાર્ગ ઉપર એકબીજા સામે બારબારીઓ સહિત આવેલાં હોય, તો તેવા પ્રસંગમાં, કોઇને કાંઇ સજા થશે નહિ. કૂઇ, પગથિયાં, પ્રણાલી,

સીડી, ઉકરડો, કે ઘરનો કોઈ અન્ય ભાગ, બહારના લોકોને અડચણ કરે, અગર તો બહારના લોકોના ભોગનો નિગ્રહ કરે, અગર તો (એવા ઘરમાથી નીકળતું ) પાણી ભરાઇને કોઇ પાડોસીના ઘરને નુકસાન કરે, તો તેવા દરેક પ્રસંગમા (તેવા અડચણ કરનાર) ઘરના સ્વામીનો બાર 'પણ' દંડ કરવો. જો એ પ્રમાણે થતો ઉપઘાત (ઉપદ્રવ) મળમૂત્રના પરિણામ રૂપ હોય તો તેવા પ્રસગમા, પૂર્વનિર્દિષ્ટ દંડના કરતાં બમણી રકમના દડની સજા કરવી. પાણી માન મહેલાઇથી વહી જઇ શકે એવી પ્રણાલી હોવી જોઇએ એ પ્રણાલી બરી જો ન હોય, તો તે નિમિત્તે બાર 'પણ' દંડની સજા ફરમાવવી.

જો કોઇ ઘરમા રહેતા ભાડુતને ઘર ખાલી કરી આપવાનું કહેવામા આવ્યું હોય તે છતા જો તે, તે ઘરમા રહેવાનું ચાલુ રાખે તો તેને બાર 'પણ' દંડની સજા થાય એટલુ તો નહિ, પરન્તુ જે માણસે ઘર ભાડે રાખ્યું હોય તેણે જો ભાડું આપી દીધું હોય, અને વળી જો તે અપવાદ, ચોરી, લૂટ, અપહરણ કે મિથ્યાભોગઃ એ સર્વ પૈકી કોઇપણ [illegible] ફસાયલો હોય નહિ છતા તેવા ભાડુતને તે ઘરનો માલીક બલાત્કારે કાઢી મુકતો દેખાય, તો તેને પણ તેટલી જ સજા કરવાની છે. જે કોઇ ભાડુત સ્વેચ્છાપૂર્વક ઘર ખાલી કરીને જાય તેણે, વાર્ષિક ભાડા મદ્દે જે રકમ ઠરેલી હોય તે પૈકી જે રકમ બાકી દેણી રહેતી હોય તે તેને (ગૃહસ્વામીને) આપી દેવાની છે.

જે લોકોના સામાન્ય નિવાસને અર્થે જે ઘર બંધાતું હોય તે ઘર બધાવવાના કામમા એ લોકો પૈકી હરકોઇ જો ભાગ ન લે, અગર જો એ પ્રમાણે સર્વના ઉપયોગ માટે બંધાયલ મકાનનો ઉપભોગ કરવામા જો કોઇ (સંબંધવાળા) બીજાને અડચણ કરે, તો તેવા (ભાગ ન લેનાર=મદદ ન આપનાર, તેમ જ અડચણ કરનાર) ઇસમને બારબાર 'પણ' દંડની સજા કરવી. એવી જ રીતે, જે કોઇ એવા સામાન્ય મકાનનો

ઉપભોગ કરતું હોય તેની આડે બીજો કોઇ જો આવે, તો તેને પૂર્વ-નિર્દિષ્ટ સજાના કરતા બમણી સજા કરવાની છે.

ખાનગી ઓરડાઓ (કોષ્ઠક) અને આગણાં સિવાયના, ઘરના તમામ ભાગો તેમ જ જે ખંડમાં અગ્નિ રાખવામાં આવતો હોય તે, અગર તો જેની વિષે ખાંડણિયો રાખવામા આવતો હોય તે તમામ, ઘરમા રહેતાં તમામ માણસોના સર્વ સામાન્ય ઉપભોગને અર્થે ખુલ્લા રાખવા.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'ધર્મસ્થીયાદિ' સટીક ત્રીજા અધિકરણમાંનું 'ગૃહવાસ્તુક' નામનુ આઠમું પ્રકરણ પૂરું થાય છે.)

## પ્રકરણ ૯



### વાસ્તુ-વિક્રય (મકાનોનું વેચાણ)

ધનિક જ્ઞાતિજનો (સગા)એ અગર તો ધનવંત પાડોસીએ, જમીન અને બીજી મિલ્કત ખરીદવાને અર્થે, એક પછી એક એવા ક્રમે જવાનું છે આ ખરીદનારાઓથી અલગ એવા ચાળીશ, પણ કુલીન પાડોસી-ઓએ, વેચવાને માટે કઢાયલા મકાનની આગળના ભાગમા એકઠા મળીને, 'એ મકાન (વેશ્મ) વેચવાનું છે:' એમ જાહેર કરવું. ખેતરોની, આરામ-વાટિકાઓની, સેતુબંધોની અને તળાવો તેમ જ તોયાધારોની જે ખરેખરી મર્યાદાઓ હોય તેમનુ વાસ્તવિક વર્ણન તેમણે ગામવૃદ્ધોની પાસે અગર તો પાડોસમાંના વૃદ્ધ જનોની પાસે કરી દેવું, અને પછી, 'આને આટલી કીંમતે કોઇ ખરીદનાર છો?' એમ ત્રણ વાર પોકાર કરવા. જો કોઈપણ તરફથી વિરોધ બતાવવામા ન આવે, તો પછી ખરીદનારે એવી એ મિલ્ક-તનો કબ્જો લેવાની તજવીજ કરવી. આ વેળા એ જ ટોળામાંથી જો કોઈ શખ્સ, એ મિલ્કતની કીંમત વધારી દેવાના હેતુથી મૂલ્યવૃદ્ધિ કર-વાને બહાર પડી તે પ્રમાણે બોલી દે, તો જેટલી રકમ તેણે વધારી દીધી

હોય તે રકમ તથા તે મિલ્કતના એકંદર મૂલ્ય ઉપર લેવાતા શુલ્કની રકમ મળીને જે રકમ થાય તે રાજ્યના કોશમાં ભરાઇ જવી જોઇએ. હરાજીમાં માગણી કરનાર શખ્સે (વિક્રયપ્રતિક્રોષ્ટાએ) શુલ્કની રકમ ભરવી પડશે. મિલ્કતના સ્વામીની ગેરહાજરીમાં માગણી કરનાર ઇસમને ચોવીશ 'પણ' દંડની સજા કરવી. (હરાજી થઈ હોય તે તારીખથી) સાત રાત્રિઓ દરમ્યાન જો મિલ્કતનો ધણી આગળ ન આવે, તો પછી માગણીદારે એ મિલ્કતને પોતાના કબ્જામાં લેવી. માગણીદાર સિવાયના બીજા કોઇને જો વાસ્તુ (મિલ્કત) નું વેચાણ કરવામાં આવે, તો તેવા પ્રસંગમા ૨૦૦ 'પણ' દંડની સજા કરવી; અને જો વેચાતી મિલ્કત વાસ્તુ (મકાન) સિવાયની હોય, તો, પૂર્વનિર્દિષ્ટ ગુન્હા બદલ ચોવીશ 'પણ'નો દંડ કરવો. આ પ્રમાણે 'વાસ્તુ–વિક્રય' નો વિષય પૂરો થાય છે.

## (સીમા—વિવાદ.)

કોઇપણ બે ગામો વચ્ચે સીમાડાને લગતી તકરાર ઉઠે, ત્યારે પાડોસી ગામના લોકોએ અગર તો પાંચ કે દશ ગામના વૃદ્ધ પુરુષોએ (એકઠા થઇને), કુદરતી કે કૃત્રિમ સીમા–ચિહ્નો ઉપરથી જે પુરાવો ઉપલબ્ધ થાય તે પુરાવાના આધારે (ઉઠેલી તકરાર પરત્વે) તપાસ ચલાવવો.

ખેડુતો (કર્ષક) અને ગોપાળો પૈકી વૃદ્ધ જનોએ, અગર જે તે તકરારી સ્થળનો પૂર્વોપભોગ કર્યાને લીધે માહિતી ધરાવનાર બહારના લોકોએ, અગર તો વિવાદગ્રસ્ત સીમાંકો પરત્વે અંગત અભિજ્ઞાન ન ધરાવનાર એક અગર ઘણા લોકોએ, પ્રથમ તો સીમાચિહ્નોનું વર્ણન આપવું, અને પછી વિપરીત વેષધારણ કરીને લોકોને સીમાની કને લઈ જવા. જો ઉદ્દિષ્ટ કરાયલ સીમાસેતુઓનું દર્શન થાય નહિ, તો (જે મનુષ્યે ભૂલ ખવડાવી હોય કે ખોટી હકીકત કહ્યાનો દોષ કર્યો હોય તેનો) એક હજાર 'પણ' દંડ કરવો. તે છતાં પણ જો કદાપિ ખરેખરી તકરારી સીમાવાળું સ્થળ હાથ આવે, તો જે ઇસમે સીમાતિક્રમ કર્યો હોય, અગર તો

સીમાસેતુનો ઉચ્છેદ કર્યો હોય તેને પણ એ જ પ્રમાણે એક હજાર 'પણ' ના દંડની સજા કરી દેવી.

જે ભોગભૂમિઓને સીમાચહ્નો ન હોય, અગર તો જેમનો ઉપભોગ કોઈ કરતું ન હોય એવી જમીનોને રાજાએ લાભકારક રીતિએ બીજા (લોકો)માં ભાગ પાડીને વહેંચી આપવી.

## (ખેતર સંબંધી તકરારો)

ખેતરો સંબંધી જે તકરારો હોય તેમનો નિર્ણય, પાડોસના કે ગામના વયોવૃદ્ધ લોકોએ કરવો. (નિર્ણય કરવાની બાબતમાં) જો આ લોકોમાં મતભેદ થાય, તો શુદ્ધ ચારિત્રવાળા અને સન્માન્ય ગણાય એવા અનેક પુરૂષોની પાસેથી નિર્ણય મેળવવાને પ્રયાસ કરવો. અગર તો વિવાદીઓએ માંહોમાંહે સમજી લઇને તકરારી મિલ્કતને પોતપોતાની વચ્ચે વહેંચી લેવી. આ ઉભય ઉપાયો નિષ્ફળ નીવડે, તો પછી તકરારમાં પડેલ વાસ્તુને રાજાએ ખાલસા કરી પોતાના કબ્જામાં લઇ લેવું. જે કોઇ વાસ્તુ નધણિયાતું માલૂમ પડે તેના સંબંધમાં પણ આ જ નિયમ લાગુ પાડવો; અગર તો એવા (પ્રણષ્ટસ્વામિક) વાસ્તુને, લાભદાયક રીતે લોકોમાં બાટી દેવું. જે કોઇ વાસ્તુને જે કોઇ પરાણે દબાવી બેસશે તેને, ચોરી કર્યા બદલ જે સજા થાય તે સજા કરવામાં આવશે.

જો કોઇ યોગ્ય કારણને લીધે કોઇ શખ્સે બીજાની માલીકીનું વાસ્તુ પોતાના કબ્જામાં લીધું હશે, તો તે પ્રમાણે કબ્જ કરનારા શખ્સે તે (વાસ્તુ)-ના સ્વામીને કાંઇક પણ ભાડું આપવું પડશે; પરંતુ એ પ્રમાણે આપવાના ભાડાની રકમ નિશ્ચિત કર્યા પહેલા તેણે, તેના મૂળ ધણીના નિર્વાહ અર્થે કેટલી રકમ આપવી આવશ્યક ગણાય તે બાબત પરત્વે પાકો વિચાર પણ કરી જોવો.

મર્યાદાપહરણ (હદદબાણ) કર્યા બદલ, પહેલા પ્રકારના સાહસદંડની સજા કરવી. જો મર્યાદાનો નાશ કરવામાં આવે, તો તેવા ગુન્હા બદલ ચોવીશ 'પણ' દંડ કરવો. તપોવન, ચરિયાણ જગ્યાઓ, મહામાર્ગો, સ્મશાન-

ભૂમિઓ, દેવસ્થાનો, યજનસ્થાનો અને પુણ્યસ્થાનોઃ એ સર્વને લગતી તકરારો પરત્વે પણ આ જ નિયમ લાગુ પાડવા. આ પ્રમાણે 'મર્યાદાસ્થાપન' એ નામક વિષય પૂરો થાય છે.

## ( પ્રકીર્ણ ઉપરોધો )

પાડોસીઓ (સામન્ત) તરફથી પડતા પુરાવાની ઉપર બધા પ્રકારની તકરારોના નિર્ણય અવલંબી રહે છે. વિવીતસ્થળ ( ચરાઓ ), કેદાર (ખેતરો), ખંડો ( પુષ્પવાટિકાઓ ), ખળવાડ, ઘરો અને વાહનકોષ્ઠો (અશ્વશાળાઓ): એ સર્વ પૈકી જેને ઉપરોધ પહેલો થાય તેને લગતો નિર્ણય, એ પૈકી બીજી બાબતને થતા ઉપરોધનો નિર્ણય કરતાં પૂર્વે, કરી નાખવો. બ્રાહ્મણોથી નિવસિત અરણ્યોમાંના તથા સોમરસ આપનાર ઔષધિનાં અરણ્યોમાંના, દેવસ્થાનોમાંના, યજનસ્થાનોના તેમ જ પુણ્યસ્થાનોના લોકો સિવાયના બીજા લોકો તળાવે, નદીએ કે ખેતરોએ જવાની કેડીઓનો ઉપયોગ કરતી વેળા, અન્ય લોકો તરફથી વવાયલાં ખેતરોને નુકસાન પહોંચાડશે, તો તેવા પ્રસંગમાં જેને જેટલું નુકસાન થયું હશે તેને, તેવા ( નુકસાન કરનાર ) શખ્સે તેટલા પ્રમાણમાં નુકસાનીની રકમ વળતર રૂપે ભરી આપવી પડશે.

, કેદાર (જળ ભરેલ ખેતરો), આરામવાટિકાઓ, અગર સેતુબંધોઃ એ પૈકી કોઇના માલીકો, જો પરસ્પર હિંસા (નુકસાન) કરે, તો જેટલી હિંસા થઇ હોય તેમના કરતા બમણો દંડ તેમનો કરવો.

ઉપરવાસ આવેલ તળાવડાના પાણી વડે, હેઠવાસ આવેલ તળાવડાવાળા ખેતરને પાણીમાં ડુબાવી દેવાનું નથી.

જો. હેઠવાસ આવેલું તળાવડું છેલ્લાં ત્રણ વર્ષથી ઉપયોગી થતું બંધ પડી ગયું હોય નહિ, તો ઉપરિનિવિષ્ટ (ઉપરવાસ આવેલ ) તળાવડામાંની અધઃનિવિષ્ટ ( હેઠવાસ આવેલ ) તળાવડામાં વહી જતા

પાણીના પ્રવાહને અટકાવવો નહિ. આ નિયમનો ભંગ થાય, તો ભંગ કરનારને, પહેલા પ્રકારના સાહસદંડની સજા કરવી. જે કોઇ તળાવડાને, તેમાંનું પાણી ઉલેચી નાખીને ખાલી કરી મુકે તેને પણ તેટલી જ સજા કરવાની છે. આપત્તિ સિવાયના બીજા પ્રસંગોમાં જો કોઇપણ પ્રકારનો સેતુબંધ સંતત પાંચ વર્ષ સુધી ઉપેક્ષિત દશામાં રહેલ હોય તો તેને ખાલસા (પણ) કરી લેવો.

તળાવો, સેતુબંધો વગેરે નવાં બંધાયલ હોય, તો તેની ઉપર લેવાતા કરનો પરિહાર, પહેલાં પાંચ વર્ષો સુધી કરવો—(એટલે કે તેમની ઉપર લેવાતા કરની માફી પાંચ વર્ષ સુધી ચાલુ રાખવી). એવાં ને એવાં તથાપિ લગ્ન દેવાયલાં અગર તો ભાંગી પડેલાં બાંધકામો જો પુનરુદ્ધૃત થયાં હોય, તો તેમની ઉપર લેવાતા કરનો પરિહાર ચાર વર્ષ પર્યન્ત કરવો. જળાશયો સુધારાયાં હોય કે વિસ્તૃત કરાયાં હોય, તો તેમના ઉપર લેવાતા કરની માફી ત્રણ વર્ષ સુધી આપવી. નવા શરૂ કરાયલાં આવાં બાંધકામોની પ્રાપ્તિ જો કોઇ ઇસમ ગીરોહકથી અગર ખરીદ કર્યાના હકથી કરે, તો એમની હેઠે જેટલી જમીન હોય તેમના ઉપર લેવાતા કરનો પરિહાર બે વર્ષને માટે કરવો. પડતર જમીનને જો ગીરો રાખવામાં આવે, કે વેચાતી લેવામાં આવે અગર અન્ય કોઇ રીતે પ્રાપ્ત કરવામાં આવે, તો તે ઉપર લેવાતો કર બે વર્ષ સુધી માફ કરવો. પવનચક્કીથી કે બળદોની મદદથી પાણી પાઇને તૈયાર કરાતા મોલમાંથી અગર તો તળાવડામાંથી પાણી આપીને ખેતરોમાં, વાડીઓમાં કે આરામોદ્યાનોમાં કરાતી પેદાશમાંથી રાજ્યે એટલા પ્રમાણમાં ભાગ લેવો કે જે લીધાથી ખેડુતોને મુશ્કેલીમાં મુકાઇ જવાનું થઇ આવે નહિ. જે લોકો તળાવ હેઠળની જમીનોના માલીકોને પ્રક્રય (ઉદ્ધરેરો) અગર વાર્ષિક સાંથ (અવક્રય), અગર તો મોલમાંથી ભાગ આપીને જમીનો ખેડે, અગર તો કોઇપણ પ્રકારનું ભાડું આપ્યા વગર—મફત—એવી જમીનોને ખેડે કે વાવે તેમણે, એ તળાવડાં વગેરેને સારી સ્થિતિમાં રાખવા, અને તેઓ જો તે પ્રમાણે

રવામાં ચૂકે, તો જેટલું નુકસાન થાય તેનાથી બમણી રકમના દંડની મને સજા પણ કરવી. *

સેતુઓ (જળાશયો)નાં જે મુખો દ્વારા પાણી લેવાતું હોય તે મુખો છોડી દઈને જે લોકો (તેવાં બાંધકામોમાંથી) અન્ય માર્ગે પાણી લે તેમનો છ છ 'પણ' દંડ કરવો, અને જે શખ્સો એવા જળમાર્ગો (અપાર)-ને પ્રમાદથી અવરુદ્ધ કરી તેમાંથી પાણી વહેતું અટકાવે તેમને પણ તેટલા જ દંડની સજા કરવાની છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ધર્મસ્થીયાદિ' સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું 'વાસ્તુ-વિક્રયાદિ 'વિષયક નવમું પ્રકરણ પૂરું થાય છે.)

## પ્રકરણ ૧૦

### ચરા, ખેતરો, અને માર્ગો : એ સર્વને કરાતી હાનિ; અને કરારનો ભંગ.

જે શખ્સ, ખેતીના ઉપયોગ અર્થે રખાયલ ઉદકમાર્ગને રૂંધે, અગર તો તે પરત્વે કોઈપણ અનુચિત કર્મ કરે તેને, પ્રથમ પ્રકારના સાહસદંડની સજા કરવી. જે શખ્સ પારકાની ભૂમિ ઉપર પુણ્યસ્થાન, ચૈત્ય કે દેવસ્થાન વગેરે કોઈ પ્રકારનું મકાન (સેતુરૂપ) બંધાવે, તો તે બદલ, અગર તો જે કોઈ પૂર્વાનુવૃત્ત (લાંબાકાળથી હયાતી ધરાવતા) ધર્મસ્થાન (ધર્મસેતુ) ને વેચી મારે કે ગીરો મુકી દે, અગર તો તેવા ધર્મસ્થાનને વેચાવી કે ગીરો મુકાવી દે, તો તેવા ગુન્હા બદલ તેને પ્રથમ પ્રકારના સાહસદંડની સજા કરવી. ત્યજી દેવાયલ (ઉપસૃષ્ટ) કે ભગ્ન વાસ્તુ સિવાયનાં બીજાં બાંધકામો પરત્વે થતા, પૂર્વનિર્દિષ્ટ કોટીના

* પ્રાચીન હિંદુસ્તાનમાં પાણી પાઈને મોલ ઉગાડવા માટે કેવા કેવા પ્રયાસો થતા, તેમ તે માટે કેટલી કાળજી રખાતી તે આ ઉપરથી સમજાશે.

વ્યવહારને જોઇ રહેનાર મનુષ્યોને તો (તેમણે તેવી અનુચિત વાત સંતાડી છે એવું ગણીને ) ઉત્તમ પ્રકારના સાહસદંડની સજાને અધીન કરી દેવા. જે કોઇ પુણ્યસ્થાન, કોઇ મનુષ્યની માલીકીનું ન હોય તેના જીર્ણોદ્ધાર, ગામ લોકો અગર તો પુણ્યશીલ મનુષ્યો ( સાર્વજનિક હિતાર્થે ) કરી ( પણ ) શકશે.

## (માર્ગાવરોધ.)

દુર્ગ—રચનાને લગતા પ્રકરણમા માર્ગોના પ્રમાણ વગેરેનું વર્ણન આપવામાં આવેલ છે. ( જુવો દ્વિતીય અધિકરણ, પ્રકરણ ૨. )

ક્ષુદ્ર પશુઓ તેમ જ મનુષ્યોને અર્થે નિર્માયલ માર્ગનો અવરોધ જે કોઇ કરે તેને બાર ' પણ ' દંડની સજા કરવી. મહાપશુપથ ( મોટા જનાવરને ચાલવાના માર્ગ ) ને રૂંધવા બદલ ચોવીશ ' પણ ' ના દંડની, અને હાથી-વાટ તેમ જ ખેતરવાટના રૂંધનારને ચોપન ' પણ ' દંડની સજા કરવી. સેતુઓ તથા વનો તરફ જતા માર્ગોને અવરૂદ્ધ કરનારનો છસો 'પણ' અને સ્મશાનપથ તથા ગામવાટના રોધકનો બસો 'પણ' દંડ કરવો. ' દ્રોણમુખ' નામક કિલ્લા તરફ જતા માર્ગ પરત્વે જો કોઇ અવરોધ કરે, તો તેનો પાંચસો 'પણ' દંડ થાય; અને સ્થાનીય, જનપદ, અગર ચરિયાણ પ્રદેશો વિષે જતા માર્ગોના અવરોધકો પૈકી દરેકનો એક હજાર 'પણ' દંડ કરવો. એ જ પ્રમાણે, એ બધા પ્રકારના માર્ગોને જે કોઇ, વધારે પડતા પ્રમાણમા ઉંડા ખોદી મારે તેને પણ, તેટલા જ પ્રમાણમા દંડની સજા કરવી; અને જે કોઇ એવા માર્ગોને, ઉપરઉપરથી ખોદી મારે તેને, પૂર્વનિર્દિષ્ટ દંડ-પ્રમાણથી ચોથા ભાગના દંડની સજા ફરમાવવી.

વાવણી કરવાના કાળ દરમ્યાન, જો કોઇ ખેડુત ( ક્ષેત્રિક ) અગર તો ખેતરનો પાડોસી ( અન્ય કોઇ વાવણી કરનારને ) આડો આવે, અને એ પ્રમાણે એનું આડું પડવું, એ ખેતરને અગે ઉપસ્થિત થઇ આવે તેવા અનિષ્ટો, સંકટો, અગર તો અસહ્ય ગણાય તેવી બાબતોને અટકાવવાના

હેતુથી થતું ન હોય, તો તેવા પ્રસંગમા (અકારણ) અવરોધ કરનારનો બાર 'પણ' દંડ કરવાનો છે.

( ગ્રામવ્યવસ્થા )

કર ભરનાર ( કરદ ) મનુષ્ય પોતાનાં ખેતર, કર ભરનારને જ વેચી કે ગીરો લખી આપી શકે બ્રાહ્મણો પોતાને દાનમા મળેલી જમીનો, ફકત તેવી ઞહદાય જમીનો ધરાવનાર બ્રાહ્મણોને જ વેચી કે ગીરો આપી શકશે. આ નિયમને જે કોઇ અનુસરે નહિ તેને પ્રથમ પ્રકારના સાહસ-દંડની સજા કરવી. જે કોઇ ગામમા, કર ભરનારાઓનો વાસ ન હોય તેવા ગામમા જઇને જો કોઇ, કર ભરતો હોય તેવો માણસ વસે, તો તેને પણ, પૂર્વેનિર્દિષ્ટ પ્રકારની સજા કરવી. જો કોઇ કરદ (કર ભરનાર), અન્ય કોઇ કર ભરનારનું સ્થાન લે, તો તે ( પહેલા ) કર ભરનારની, તેના ઘર સિવાયની બધી મિલ્કતનો ભોકતા ગણાશે; તેમ વળી એ નવા આવનારને એ ઘર આપવું હશે તો આપી પણ શકાશે. અન્ય મનુષ્યની, અનાદેય ( છોડીછોડાવી શકાય નહિ તેવી ) જમીન ખેડાતી ન હોય, અને તેવી જમીનને જો કોઇ મનુષ્ય ખેડી બેસે, તો તેવી રીતે ખેડી પડનાર માણસ, તેવી પડતર જમીનને પાચ વર્ષ સુધી ભોગવી શકશે; પરંતુ એ પ્રમાણે પાચ વર્ષ ઉપભોગ લીધા બાદ એણે, એ જમીન તેના મૂળ સ્વામીને, તેની પાસેથી એ જમીન પરત્વે સુધારણા કર્યા બદલ અમુક રકમ વળતર રૂપે લઇને પાછી સોંપી દેવી પડશે. જે લોકો કર ભરનારા ન હોય, અને જેઓ પરસ્થાનો વિષે વસતા હોય તેઓને પોતપોતાની જમીનના ભોકતા પણ ગણવા–( અર્થાત્, તેઓ પોતપોતાની જમીનો ઉપર માલીકીહક ધરાવી શકશે ).

( ગ્રામિક=મુખી )

જો ગામના કામે ગ્રામિક ( મુખી )ને પ્રવાસ કરવો પડે, તો ગામ-લોકોએ વારાફરતી તેની સાથે જવું.

જે કોઇ ગ્રામજન એ પ્રમાણે સાથ કરી શકે નહિ તેણે (જેટલા

જનની મુસાફરી કરવાની હોય તેટલા યોજન પૈકી) પ્રત્યેક યોજન દીઠ દોઢ
ણ' ભરી દેવો. ચોર અગર પારદારિક (પરસ્ત્રીસંભોગ કરનાર) સિવાયના
ઇ પણ ગ્રામજનને જો મુખી ગામમાંથી કાઢી મુકે, તો તેવા મુખીને
વીશ ' પણ ' દંડની સજા કરવી, અને જો ગ્રામજનો એ પ્રમાણે કરે તો
તેને, પહેલા પ્રકારના સાહસદંડને અધીન (પણ) કરી દેવા.

એકવાર હાંકી કઢાયલ મનુષ્યનો, ગામ વિષે પુનઃ પ્રવેશ થાય તો તેને
નધિગમ' કહેવામાં આવે છે.

ગામથી આઠસો આંગળ છેટે, ચારે બાજુએ લાકડાના થાંભલાઓ
મા કરીને એક વાડા (ઉપશાલ)ની રચના પણ કરાવવી.

## (અતિક્રમણ કરતાં ઢોર.)

ચરાઓ, મેદાનો, અને જંગલોને ઢોર ચરાવવાના કામે ઉપયોગમાં
 શકાય.

ચરિયાણ જમીનો ઉપર ચરેલ હોય એવા ઊંટભેંસો જો રખડતાં
રાયા) ફરે, તો (તે પ્રત્યેક જાનવર દીઠ) પા 'પણ' દંડની સજા કરવી.
ય, ઘોડું કે ગધેડું એ પ્રમાણે રખડુ બનેલ હોય, તો તે પ્રત્યેક બદલ એક
ષ્ટમાંશ 'પણ' નો દંડ કરવો; અને કોઇ ક્ષુદ્ર કોટીનું પશુ રઝળતું પક-
ય તો તે બદલ એક સોળાંશ 'પણ' ના દંડની સજા કરવી. ચરી લીધા
ી જો કોઇ ઢોર (તેવી ચરિયાણ ભૂમિ વિષે ) પડયું રહે, તો પૂર્વનિર્દિષ્ટ
યમ પ્રમાણે, પણ બમણા દંડની સજા કરવાની છે. જો કોઇ ઢોર જ્યારે
ત્યારે ચરિયાણ ભૂમિ આગળને આગળ જ દેખાયાં કરે, તો દંડની રકમ
ાર ગણી હોવી જોઇએ.

ગામના દેવવૃષ (આંકેલા સાંઢ) રૂપે છૂટા મુકાયલ ખૂંટિયા; વીયાયાં
ી જેમણે પહેલા દશ દિવસો વાડામાં ન કાઢયા હોય એવી ગાયો; અને
યોને દેખાડવા અર્થે રખાયલ ગોધો કે આખલાઓઃ એ પૈકી કોઇ
ખડાઉ હોય તો તે બદલ કશો પણ દંડ કરવો નહિ-(અર્થાત્ એ બધા

દંડને પાત્ર નથી). ઢોર જો મોલ (ઉભા પાક) ને ખાઇ જાય અને તે ઢોરનો માલીક જો તકસીરવાન દેખાય, તો તેની પાસેથી મોલધણી જેટલું નુકસાન થયું હોય તે નુકસાન બદલ તેનાથી બમણી રકમ વળતર તરીકે અપાવવી. ખેતરના ધણીને ખબર દીધા સિવાય જો કોઈ પોતાનું ઢોર, તેવા ખેતરમાં થઇને હાંકે, તો તે પ્રમાણે હાંકી જનારને બાર ' પણું ' દંડની સજા કરવી. જે કોઇ પોતાના ઢોરને રખડતું મુકે તેને ચોવીશ ' પણ ' દંડ કરવો. પોતાની દેખરેખ નીચે રહેતાં ઢોરને જો ગોવાળિયો રખડતાં રાખે, તો તેને, પૂર્વનિર્દિષ્ટ દંડથી અર્ધભાગના દંડની સજા કરવી. એજ પ્રમાણે ફૂલવાડીમા ભટકતા ઢોર બદલ પણ સજા કરવાની છે. ખેતરોની વાડ ભાંગવાના ગુન્હા બદલ, પૂર્વનિર્દિષ્ટ સજાના કરતાં બમણી સજા કરવી. જો રખડતું મુકાયલ ઢોર ઘરમાંનો, ખળવાડમાંનો, કે વાડામાં રખાયલ દાણો ખાઇ જાય, તો તેવા હરાયા ઢોરના માલીકે, જે ધણીનો દાણો એ પ્રમાણે ખવાઇ ગયો હોય તેને યથાપ્રમાણ વળતર આપવું.

અભયવન ( ખાસ કરીને અલગ રખાયલાં વનો )માંનાં પશુઓ જો ખેતરોમાં પેસીને ચરતાં પકડાય, તો તે બાબતના ખબર ( વનાધ્યક્ષોને ) આપી, તેમને માર્યાકૂટયા વિના હાંકી કાઢવાં. રાસડાં કે, ચાબુક લગાવી લગાવીને હરાયાં ઢોર હાંકી કઢાવાં જોઇએ. જે કોઇ એવાં ઢોરને કોઇ પણ ઇતર પ્રકારની ઇજા કરે, [illegible] હુમલો [illegible] બલાત્કાર કર્યા બદલ જે સજા થાય તે સ[illegible] ા. જે શ[illegible] ખેતરમા ચરવાને અર્થે ) ઢોરને લો[illegible] વો ગન્હે[illegible] [illegible]

તે ગામે પોતે લેવા (રાખવા)નો છે. કામ કરવાનું વચન આપીને તેવા બેડૂતે જે કાંઇ વેતન મેળવેલ હોય તેના કરતાં બમણી રકમ તેણે, ( જે માણસને વચન આપ્યું હોય તેને) ભરી દેવી એટલું તો નહિ પરંતુ પોતાને જે ખાન પાન પૂરૂં પાડવામાં આવેલ હોય તેની કીંમતથી બમણી રકમ પણ તેણે તેને પાછી ભરી આપવી. જો યજ્ઞને લગતું કામ કરવાનું તેણે માથે લીધું હોય, તો તે (કામ ન કરવા) બદલ પણ તેણે બમણી રકમ ભરી દેવી પ્રેક્ષા (તમાશા) પરત્વે કામ કરવામાં જો કોઇ માણસ ભાગ ન લે ( અર્થાત્, પોતાના ભાગે પડતું કામ કરી ન આપે ), તો તે પ્રેક્ષાનો લાભ તે કે તેના સ્વજનો લઇ શકશે નહિ. સર્વ લોકોના ઉપભોગાનન્દાર્થ, બધાએ **ભેળા મળીને** તૈયાર કરવા યોગ્ય જે પ્રેક્ષા ( તમાશો ) હોય તેને લગતી તૈયારી કરવાના કામમાં જે માણસે પોતાના હિસ્સાનું કામ કર્યું ન હોય છતાં જો તે માણસ ગુપ્ત રીતે તે પ્રેક્ષા જુવે કે સાંભળે, અગર તો જે કોઇ શખ્સ, પૂર્વજનિક હિતને લગતા કામમાં પોતાની મદદ ન આપે, તો જે કર્મ તેણે કરવું જોઇએ તે કર્મનું મૂલ્ય જેટલું અંકાય તેનાથી બમણી રકમના દંડની સજા તેવા ( પ્રમાદી )ને કરવાની ( પણ ખરી. ).

૧ સાર્વજનિક હિત અર્થે કામ કરનાર કોઇ પણ માણસની આજ્ઞાનું તમામ લોકોએ પાલન કરવું જ. જે કોઇ, આ બાબતમાં નીકળેલી આજ્ઞાનો ભંગ કરે તેને 'બાર 'પણ ' દંડની સજા કરવી. જો બીજા લોકો એક થઇને, આવી આજ્ઞા આપનાર ઇસમને માર મારે કે ઇજા કરે, તો આ પ્રમાણે કરાતા ગુન્હા બદલ જેટલો દંડ સામાન્ય રીતે કરાય છે તેના કરતા બમણી રકમનો દંડ, તેવો એકકો રચનાર લોકો પૈકી દરેક વ્યક્તિનો કરવો. પૂર્વનિર્દિષ્ટ ગુન્હો કરનારાઓમાં જો કોઇ બ્રાહ્મણ કે * બ્રાહ્મણથી ચઢીઆતી ( જ્યેષ્ઠ ) કોટીનો કોઇ શખ્સ હોય, તો પહેલવહેલા

૧ પ્રાચીન હિંદુસ્તાનમાં સાર્વજનિક હિતનુ સ્થાન કેવું હતું તે આ ઉપરથી સમજાશે.

* કારણ કે બ્રાહ્મણથી તો સાર્વજનિક હિતના કામમાં નકાર ભણી શકાય સહજ. યથાર્થ બ્રહ્મણત્વના પાલનાર્થ જ આટલી સખ્તાઇ કરવામાં આવતી હશે.

દંડને પાત્ર નથી). ઢોર જો મોલ (ઉભા પાક) ને ખાઇ જાય અને તેવા ઢોરનો માલીક જો તકસીરવાન દેખાય, તો તેની પાસેથી મોલધણીનું જેટલું નુકસાન થયું હોય તે નુકસાન બદલ તેનાથી બમણી રકમ વળતર તરીકે અપાવવી. ખેતરના ધણીને ખબર દીધા સિવાય જો કોઇ પોતાનું ઢોર, તેવા ખેતરમાં થઇને હાંકે, તો તે પ્રમાણે હાંકી જનારને બાર ' પણ ' દંડની સજા કરવી. જો કોઇ પોતાના ઢોરને રખડતું મુકે તેને ચોવીશ ' પણ ' દંડ કરવો. પોતાની દેખરેખ નીચે રહેતાં ઢોરને જો ગોવાળિયો રખડતાં રાખે, તો તેને, પૂર્વનિર્દિષ્ટ દંડથી અર્ધભાગના દંડની સજા કરવી. એજ પ્રમાણે ફૂલવાડીમાં ભટકતા ઢોર બદલ પણ સજા કરવાની છે. ખેતરોની વાડ ભાંગવાના ગુન્હા બદલ, પૂર્વનિર્દિષ્ટ સજાના કરતાં બમણી સજા કરવી. જો રખડતું મુકાયલ ઢોર ઘરમાંનો, ખળવાડમાંનો, કે વાડામાં રખાયલ દાણો ખાઇ જાય, તો તેવા હરાયા ઢોરના માલીકે, જે ધણીનો દાણો એ પ્રમાણે ખવાઇ ગયો હોય તેને યથાપ્રમાણ વળતર આપવું.

અભયવન ( ખાસ કરીને અલગ રખાયલાં વનો )માંનાં પશુઓ જો ખેતરોમાં પેસીને ચરતાં પકડાય, તો તે બાબતના ખબર ( વનાધ્યક્ષોને ) આપી, તેમને માર્યાકૂટયા વિના હાંકી કાઢવાં. રાસડાં કે, ચાબુક લગાવી લગાવીને હરાયાં ઢોર હાંકી કઢાવાં જોઇએ. જો કોઇ એવાં ઢોરને કોઇ પણ ઇતર પ્રકારની ઇજા કરે, તે માણસને, હુમલો અગર બલાત્કાર કર્યા બદલ જે સજા થાય તે સજા ફરમાવી દેવી. જો શખ્સ ( બીજાના ખેતરમાં ચરવાને અર્થે ) ઢોરને લોભાવે, અગર આવો ગુન્હો કરતાં જો કોઇ શખ્સ પકડાઇ જાય, તેને તેમ કરતાં હરકોઈ ઉપાયે અટકાવી દેવો. ક્ષેત્રપથહિંસા ( ખેતરે જવાના માર્ગોને કરાતું નુકસાન ): એ વિષયને લગતી ચર્ચા આ પ્રમાણે અહીં પૂરી થાય છે.

( કરારનો ભંગ )

જો કોઇ ખેડુત કર્મ કરવા નિમિત્તે કોઇ એક ગામમાં જાય, અને ત્યાં જઇને પછી ત્યાં કામ ન કરે, તો તેની પાસેથી જે કર વસુલ કરવામાં આવે

ે ગામે પોતે લેવા (રાખવા)નો છે. કામ કરવાનું વચન આપીને તેવા ખેડૂતે જે કાંઇ વેતન મેળવેલ હોય તેના કરતાં બમણી રકમ તેણે, (જે માણસને વચન આપ્યું હોય તેને) ભરી દેવી એટલું તો નહિ પરંતુ પોતાને જે ખાન પાન પૂરું પાડવામાં આવેલ હોય તેની કીંમતથી બમણી રકમ પણ તેણે તેને પાછી ભરી આપવી. જો યજ્ઞને લગતું કામ કરવાનું તેણે માથે લીધું હોય, તો તે (કામ ન કરવા) બદલ પણ તેણે બમણી રકમ ભરી દેવી. પ્રેક્ષા (તમાશા)-પરત્વે કામ કરવામાં જો કોઇ માણસ ભાગ ન લે (અર્થાત્, પોતાના ભાગે પડતું કામ કરી ન આપે), તો તે પ્રેક્ષાનો લાભ તે કે તેના સ્વજનો લઇ શકશે નહિ. સર્વ લોકોના ઉપભોગાનન્દાર્થ, બધાએ **ભેળા મળીને** તૈયાર કરવા યોગ્ય જે પ્રેક્ષા (તમાશો) હોય તેને લગતી તૈયારી કરવાના કામમાં જે માણસે પોતાના હિસ્સાનું કામ કર્યું ન હોય છતાં જો તે માણસ ગુપ્ત રીતે તે પ્રેક્ષા જુવે કે સાંભળે, અગર તો જે કોઇ શખ્સ, પૂર્વજનિક હિતને લગતા કામમા પોતાની મદદ ન આપે, તો જે કર્મ તેણે કરેલું જોઇએ તે કર્મનું મૂલ્ય જેટલું અંકાય તેનાથી બમણી રકમના દંડની સજા તેવા (પ્રમાદી)ને કરવાની (પણ ખરી.).

૧ સાર્વજનિક હિત અર્થે કામ કરનાર કોઇ પણ માણસની આજ્ઞાનું તમામ લોકોએ પાલન કરવું જ. જે કોઇ, આ બાબતમાં નીકળેલી આજ્ઞાનો ભંગ કરે તેને 'બાર 'પણ ' દંડની સજા કરવી. જો બીજા લોકો એક થઇને, આવી આજ્ઞા આપનાર ઇસમને માર મારે કે ઇજા કરે, તો આ પ્રમાણે કરાતા ગુન્હા બદલ જેટલો દંડ સામાન્ય રીતે કરાય છે તેના કરતા બમણી રકમનો દંડ, તેવો એકકો રચનાર લોકો પૈકી દરેક વ્યક્તિનો કરવો. પૂર્વનિર્દિષ્ટ ગુન્હો કરનારાઓમાં જો કોઇ બ્રાહ્મણ કે * બ્રાહ્મણથી ચઢીઆતી (જ્યેષ્ઠ) કોટીનો કોઇ શખ્સ હોય, તો પહેલવહેલાં

---

૧ પ્રાચીન હિંદુસ્તાનમાં સાર્વજનિક હિતનું સ્થાન કેવું હતું તે આ ઉપરથી સમજાશે.

* કારણ કે બ્રાહ્મણથી તો સાર્વજનિક હિતના કામમાં નકાર ભણી શકાય. કદાચ, યથાર્થ બ્રહ્માણત્વના પાલનાર્થે જ આટલી સખ્તાઇ કરવામાં આવતી હશે.

તો તેને જ સજા કરવી. જો ગામ ખાતે કરાતા યજ્ઞમાં, કોઈ બ્રાહ્મણ ભાગ લેવાની ના પાડે, તો તે બદલ તેવા નકાર ભણનાર બ્રાહ્મણને તેની ઇચ્છા વિરુદ્ધ કામમાં ઉતારવો નહિ, પરંતુ તેને સમજાવીને તેને ફાળે પડતી રકમ તેની પાસેથી લઈ શકાશે ( ખરી ).

દેશ, જાતિ, કુળ અને સંઘઃ એ સર્વ પરત્વે જે જે કરારો ( સમય ) થયા હોય તે તે તમામ પૈકી જો કોઈનો ભંગ થાય, તો તેવા દરેક પ્રસંગે ઉપર વર્ણવાયલ તમામ નિયમો લાગુ કરવા.

[1]દેશહિત ખાતર ભેળા મળીને જે લોકો માર્ગો ઉપર સેતુબંધાદિ બંધાવે અને પોતાના ગામને શોભા આપે એટલું તો નહિ, પરંતુ તેવાં બાંધકામોની રક્ષા પણ કરે તેમની પ્રતિ રાજાએ ( પોતે ) અનુગ્રહ પણ બતાવવોઃ–( અર્થાત્ રાજાએ તેમનું પ્રિયહિત પણ કરવું ).

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ધર્મસ્થીયાદિ' સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું, ' ચરા, ખેતરો, અને માર્ગો વગેરેને કરાતી હાનિ; અને કરારોનો ભંગઃ એ વિષયની ચર્ચા કરતું દશમું પ્રકરણ પૂરું થાય છે. )

## પ્રકરણ ૧૧

### ઋણાદાન=કરજની પતાવટ.

દર સેંકડે, દર માસે સવા ' પણ ' વ્યાજ બરાબર ( ધર્મ્ય=ન્યાયપુરઃસર ) ગણાય છે. દર સેંકડે દર માસે પાંચ ' પણ ', વેપારી (વ્યાવહારિક) વ્યાજ ( વૃદ્ધિ ) ગણાય. કાન્તારકો ( અરણ્યવાસીઓ )માં દર સેંકડે દર માસે દશ ' પણ ', વ્યાજનો દર સમજવો. સામુદ્ર ( દરિયાઈ ) વેપાર કરનારાઓમાં દર સેંકડે દર માસે વીશ ' પણ ' વ્યાજનો દર ગણાય છે. આ બધા વ્યાજના દર કરતાં વધારે દરે જો કોઈ વ્યાજ લે અગર લેવડાવે, તો તેને પ્રથમ પ્રકારના સાહસદંડની સજા કરવી; અને એ પ્રમાણે ( વધા

---

[1] પ્રાચીન હિંદુસ્તાનમાં ' દેશહિત ' ને લગતી પ્રવૃત્તિને હંમેશાં પ્રાધાન્ય અપાતું હતું.

પડતું વ્યાજ લેવા લેવડાવવાની ) થતી વાત જે કોઇ સાંભળે ( અર્થાત્ એ બાબતમાં જે કોઇ સાક્ષી થાય ) તેનો પણ, તેથી અર્ધભાગે દંડ કરવો.

લેણદાર ( ધનિક ) અને દેણદાર ( ધારણીક ): એ ઉભય વચ્ચે થતા વ્યવહારો ઉપર રાજ્યનું કલ્યાણ અવલંબી રહે છે, અને તેથી કરીને એ પ્રમાણે થતા વ્યવહારોનાં સ્વરૂપો બરાબર તપાસાતાં રહેવાં જોઇએ. સારા પાકવાળી મોસમમાં વ્યાજમાં અપાતા દાણા એટલા હોવા ન જોઇએ કે જેથી કરીને, તેની જે કીંમત કરાવવામાં આવે તો તે મૂળ દાણાની કમિતથી દોઢી કરતાં વધારે થાય. ભંડોળ ( પ્રક્ષેપ ) ઉપરનું વ્યાજ નફાના અર્ધભાગ જેટલું રખાય, અને તે ( જેને તેને ) પ્રત્યેક વર્ષ પૂરું થતાં અપાઇ જવું પણ જોઇએ. જો હેતુપૂર્વક, અગર તો (લેનાર કે દેનાર) ચિરપ્રવાસે ગયલ હોવાના કારણે વ્યાજની રકમ ( અપાઇ ન જતાં) એકઠી થતી પડી રહે, તો તે પ્રમાણે રોકાઈ રહેલ વ્યાજની રકમને બમણી ગણી લેવી: (અર્થાત્ વ્યાજની રકમ રોકાઈ રહેલ હોય તો તે દેતી વખતે બમણી દેવાની છે). વ્યાજ માગવાનો સમય આવ્યો ન હોય છતાં જો કોઇ શખ્સ વ્યાજની માગણી કરે, અગર તો, મૂળ રકમ (મુદ્દલ) તથા તે ઉપર ચડેલ વ્યાજની રકમ મળીને જે રકમ થાય તેને મૂળ રકમ તરીકે ગણાવવાને જો કોઇ શખ્સ પ્રયાસ કરે, તો જેટલી રકમ વાંધાવાળી હોય તેટલી રકમથી ચાર ગણી રકમનો દંડ તેવા શખ્સનો કરવો.

જો લેણદાર પોતાના તરફથી ધીરાયલી રકમ પાછી મેળવવા માટે તેને ચાર ગણી બતાવીને દાવો નોંધાવે, તો તેવી ખોટી રકમથી ચાર ગણી રકમનો દંડ તેનો કરવો.

આ પ્રમાણે જે દંડ થાય તેના ત્રણ ચતુર્થાંશ લેણદારે, અને એક ચતુર્થાંશ દેણદારે ભરી દેવો.

લાંબા કાલ સુધી યજ્ઞ કરવામાં રોકાયલ ( દીર્ઘસત્ર ) પુરૂષોને, કે ગુરૂ કુળોમાં ઉપરૂદ્ધ થઇ રહેલ લોકોને અગર તો બાળકોને કે અતિનિર્ધન પુરૂષોને ધીરવામાં આવેલ રકમો ઉપરનું વ્યાજ ભેળું થવા દેવું નહિ.

જે લેણુદાર પોતાની લેણી રકમ લેવાની ના પાડે તેને બાર 'પણ' દંડ કરવો. જો કોઇ વ્યાજબી કારણથી એણે ના પાડી હોય, તો તેના લેણાની રકમ ઉપરથી વ્યાજ ઉતરતું કરીને તે રકમને અન્ય કોઇ પુરૂષને સોંપી દેવી. બાળકો (સગીરો), વૃદ્ધો, વ્યાધિત લોકો, વ્યસનગ્રસ્ત જનો, પરદેશ વેઠતા લોકો અગર તો દેશમાંથી નાસી ગયેલા લોકોઃ એ સર્વ સિવાયના, તેમ જ રાજ્યવિભ્રમના પ્રસંગો સિવાયના પ્રસંગોના સંબંધમાં એ દશ વર્ષ સુધી, લેણી પડતી રકમો પરત્વે (લેણુદાર તરફથી) ઉપેક્ષા કરાશે, તો પછી તેવી ઉપેક્ષિત રકમોને વસુલ કરી શકાશે નહિ.

મરી ગયેલ કરજદારના પુત્રોએ વ્યાજ સાથે મુદ્દલ રકમ (લેણદારને) ચુકવી આપવી. જો કરજદાર અપુત્ર મરી ગયો હોય, તો તેના દાયાદોએ અગર તો તેના જોડીઆ દેવાદારો (રિક્થહરા સહગ્રાહિણઃ પ્રતિભુવો વા)એ તેવા મરનારનું દેવું પતાવી દેવું. બીજા કોઇ પ્રકારનું પ્રાતિભાવ્ય (જામીનપણું) સારભૂત ગણાશે નહિ; અને કોઇ પણ બાળ (સગીર) પ્રતિભુવ (જામીન) થાય તો તે તેનું પ્રાતિભાવ્ય પણ અસાર ગણાશે.

જે દેવાને કાળ કે દેશ કે એ ઉભયનો બાધ લાગી ગયો ન હોય તે દેવું મૃત દેવાદારના પુત્રોએ, પૌત્રોએ, અને તેના અન્ય વારસોએ ચૂકવવાનું છે. જે દેવાને કાળ કે દેશ, અગર તે ઉભયનો બાધ ન હોય, અને જે દેવું જીવનનિર્વાહ કરવા અર્થે, કે વિવાહ નિમિત્તે કરવામા આવેલ હોય, અગર તો જે બદલ જમીનને સાનમા આપેલી હોય તે દેવું પુત્રો અગર પૌત્રોની ઉપર જ પડશે.

(એક શખ્સ ઉપર અનેક પ્રકારનું દેવું)

જે દેવાદાર પરદેશ જઇ બેઠેલ હોય તે સિવાયના કોઇપણ કરજદાર સામે, તેના એક કે બે લેણુદારો તરફથી એક કરતાં વધારે લેણા બદલ દાવો કરી શકાશે નહિ. વળી જે દેવાદાર પરદેશ જવાને તૈયાર થયો હોય તેણે પોતે જે ક્રમે દેવાની રકમો લીધી હોય તે ક્રમે પોતાનું દેવું પતાવવું, અગર

તો રાજા તરફનું કે શ્રોત્રિય તરફનું પોતાનું જે દેવું હોય તે તેણે પહેલું પતાવી દેવું.

પતિપત્ની, પુત્રપિતા, અગર અવિભક્ત હિતવાળા ભાઇઓ: એ સર્વ માંહોમાંહે એક બીજાનું દેવું કરે, તો તે પ્રકારનું દેવું અસાધ્ય (ચૂકવાઇ ન શકે એવા પ્રકારનું ) ગણાશે.

* ખેડૂતો અગર સરકારી ( રાજ્યના ) નોકરો જે સમયે પોતપોતાના કર્તવ્ય કરવામાં પ્રવૃત્ત હોય તે સમયે તેમને, તેમના પોતાના દેવા બદલ પકડી શકાશે નહિ.

ગોપાલકો તથા આધભાગે ખેતી કરનારાઓ સિવાયના પુરૂષોએ જે કરજ કરેલ હોય, તો તેવા પતિકૃત ઋણને માટે તેમની પત્નીઓને પકડી શકાશે નહિ; પરંતુ પત્નીએ કરેલ કરજને માટે પતિ તો જવાબદાર રહેશે જ. પોતાની સ્ત્રીએ કરેલ દેવું ચૂકવવાને અર્થે કોઇપણ પ્રકારનો બંદોબસ્ત કર્યા વિના પોતે દેશ છોડી નાસી ગયલો, એવું જો કોઇ પુરૂષ કબૂલ કરે, તો તેને ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવી; અને એ પ્રમાણે જો તે કબૂલ ન કરે, તો પછી સાક્ષીઓને પ્રમાણભૂત ગણવા.

## (સાક્ષીઓ)

વિશ્વસનીય, શુદ્ધ મનોવૃત્તિવાળા અને અનુમત (સન્માનપાત્ર): એવા ત્રણ સાક્ષીઓ તો રજુ કરવા પડે જ. દરેક પક્ષને ઓછામાં ઓછા બે બે સાક્ષીઓ તો હોવા જ જોઇએ. ઋણને લગતી બાબતમાં એક સાક્ષી કદિ પણ ચાલી શકે નહિ.

સાળાઓ, ભાગદારો (સહાય), કેદીઓ, લેણદારો, દેવાદારો, વૈરીઓ, આશ્રિત લોકો, અગર તો રાજ્ય તરફથી એકવાર પણ સજા પામેલા લોકો: એ સર્વને સાક્ષીઓ તરીકે નકામા ગણવા. એ જ પ્રમાણે, અવ્યવહાર્ય લોકો (વ્યવહાર પરત્વે અપાત્ર ગણાયલા લોકો), રાજા પોતે, શ્રોત્રિયો, ગ્રામભૃતકો (પોતાના નિર્વાહ અર્થે ગામલોકો ઉપર આધાર રાખનારા ),

* ખેડૂતને અપાતી રાહત.

ઢીયા, વ્રણવ્યાધિવાળા મનુષ્યો, પતિતો, કુત્સિત કર્મ કરનારાઓ, આંધળા, બ્હેરા, મુંગા, અહંવાદીઓ, સ્ત્રીઓ, અગર તો રાજપુરૂષો: એ સર્વને તેમના પોતાના વર્ગને લગતા વ્યવહારો સિવાયની અન્ય બાબતોમાં સાક્ષીરૂપે સ્વીકારવા નહિ. પારૂષ્ય, ચોરી, અગર અપહરણ ( સંગ્રહણ ): એ સર્વને લગતી તકરારોમા સાળાઓ, વેરીઓ અને ભાગદારો સિવાયના લોકો સાક્ષી તરીકે આવી શકે. ગુપ્ત વ્યવહારોની બાબતમાં રાજા અને તપસ્વી સિવાય જે કોઇ એક સ્ત્રીએ કે પુરૂષે અપ્રકટ રીતે જોઇ લીધેલ કે સાંભળી લીધેલ હોય તે સાક્ષી તરીકે આવી શકશે. ફર્યાદ કરનાર પક્ષ તરફથી સ્વામીઓ નોકરોની વિરૂદ્ધ, આચાર્યો શિષ્યોની સામે, અને માબાપો પોત-પોતાનાં સંતાનો સામે સાક્ષીઓ થઇ શકે. ફોજદારી વિવાદોમાં તો, આ સિવાયના બીજા લોકો પણ સાક્ષીઓ તરીકે આવી શકે છે. જો પૂર્વોક્ત પ્રસમો ( સ્વામીઓ અને નોકરો વગેરે ) સામસામા વિવાદો નોંધાવે, તો તેમને, ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવી. જો લેણદાર 'પરોક્ત' દાવો કરે તેને, તેના લેણાની રકમથી દશગણી રકમના દંડની સજા કરવી; પરંતુ જો તે તેટલો દંડ ભરી આપી ન શકે તેવો હોય, તો પછી તેણે જેટલી રકમ લેવાને માટે દાવો નોંધાવેલો હોય તેના કરતાં પાંચ ગણી રકમ જેટલો દંડ તો ભરવો જ પડશે આ પ્રમાણે 'સાક્ષ્યધિકાર' વિષયક વર્ણન પૂરૂં થાય છે.

## ( સોગનનામું. )

સાક્ષીઓને બ્રાહ્મણ, જળકુંભ તથા અગ્નિની પાસે લઇ જવા. સાક્ષી બ્રાહ્મણ હોય તો તેને આ પ્રમાણે કહેવું:-"સત્ય કહો." સાક્ષી જો ક્ષત્રિય કે વૈશ્ય વર્ણનો હોય તો તેને આ પ્રમાણે કહેવું:- "જો તું અસત્ય બોલીશ તો તુંને તારાં યજ્ઞકર્મો અને પુણ્યકર્મોનું ફળ નહિ મળે એટલું તો નહિ, પરંતુ શત્રુબળને તોડયા પછી પણ તું હાથમાં કાચલી લઇને ભીખ માગતો થઇ જઇશ." શૂદ્ર સાક્ષી હોય તો તેને આમ કહેવાનું છે:—"જો તું જૂઠું બોલીશ, તો તારા મરણ પછી તુંને જે પુણ્યફળ મળવું

જેઓ તે રાજાને મળશે, અને રાજાએ જે પાપ કરેલ હશે તે તારે નામે ચઢી જશે; વળી ( તું જો સાચી વાત કહી નહિ દે તો પછી ) તારો દંડ પણ કરવામાં આવશે; કારણ કે તેં જે કાંઇ જોયલું કે સાંભળેલું હશે તે પાછળથી ઉઘાડું પડયા વિના રહેશે પણ નહિ. "

સાક્ષીઓ બધા, (છેલ્લી) સાત રાત્રિઓ દરમ્યાન ખોટી રીતે એકમંત્ર થઇ ગયા છે એવું જણાઇ આવે, તો તે દરેકને બાર બાર 'પણ' દંડની સજા કરવી. જો તેઓ, ત્રણ પખવાડિયાંની મુદત દરમ્યાન તેવી ખોટી રીતે એકમંત્ર થઈ ગયલા છે એવું પકડાઇ આવે, તો પછી તેમને, દાવાની રકમ જેટલા દંડની સજા પણ કરી દેવી.

જો સાક્ષીઓના કહેવામા ભેદ પડતો હોય, તો પછી શુદ્ધ મતોર્ત્તવાળા અને સન્માનપાત્ર સાક્ષીઓ બહુમતે જે કહે તેને અનુસરીને નિર્ણય આપવો; અગર તો એવા સાક્ષીઓનું જે મત થતું હોય તેને અનુસરીને વચલો માર્ગ કાઢવો; અગર તો તકરારી રકમ રાજાએ પોતે ખાલસા કરી લેવી. જે રકમ માટે દાવો કરાયલ હોય તે રકમ જેટલી બતાવાયલી હોય તેના કરતાં ઓછી હોવાનું, જો સાક્ષીઓના કહેવા ઉપરથી નીકળી આવે, તો વાદીએ જેટલી રકમ વધારી દીધેલી હોય તેટલી રકમ તેણે દંડ રૂપે ભરી આપવી પડે; અને જો સાક્ષીઓના કહેવા ઉપરથી દાવાવાળી રકમ વધારે હોવાનું જણાય, તો એ વધારાની રકમ (કે જે પરત્વે વાદીએ દાવો નોધાવ્યો ન હોય તે)ને રાજ્યમાં ખાલસા કરી લેવી. જે વિવાદમા વાદી પોતે હાથે કરીને મૂર્ખ બને, અગર તો સાક્ષીઓ તરફથી મુકાતી બાબત દુઃશ્રુત (બરાબર ન સંભળાયલી ) કે દુર્લિખિત (બરાબર ન લખાયલી) હોવાને કારણે અવિશ્વસનીય થઇ પડે, અગર તો જો દેવાદાર મરી ગયો હોય, તો પછી સાક્ષીઓ તરફથી જે પ્રકારનો પુરાવો પડે, તેને જ આધારભૂત ગણીને નિર્ણય આપવાનો છે.

ઔશનસ મતના નીતિજ્ઞોનું કહેવું આ પ્રમાણે છે:- " જે વિવાદો પરત્વે સાક્ષીઓ બાલિશતાવાળા દેખાય, અને જેમના પરત્વે દેશ, કાળ

અગર વ્યવહારના સ્વરૂપની સમીક્ષા 'અનુપકારક 'નીવડે, તે વિવાદો પરત્વે' (જે પક્ષના સાક્ષીઓ આવા નીવડ્યા હોય) તે પક્ષને પૂર્વ, મધ્યમ કે ઉત્તમ પ્રકારના દંડની સજા કરવી."

મનુનો અભિપ્રાય એવો છે કેઃ–"દાવાવાળી રકમ સાચી હોય કે ખોટી હોય, તો પણ સાક્ષીઓની ફૂટતાને લીધે તે રકમ અપ્રાપ્ય થવાનો પ્રસંગ જો ઉપસ્થિત થઇ આવે, તો તેવા ફૂટ (જૂઠા) સાક્ષીઓને, તેવી નષ્ટ રકમથી દશગણી રકમના દંડની સજા કરી દેવી."

પરંતુ બૃહસ્પતિના મતને અનુસરનારાઓનું કહેવું આ પ્રમાણે થાય છેઃ- "જો સાક્ષીઓની બાલિશતાને કારણે વિવાદનું સ્વરૂપ સંદિગ્ધ બની જાય, તો તેવા સાક્ષીઓને રીબાવીરીબાવીને મારી નાખવા."

તથાપિ મારૂં (કૌટિલ્યનું) મત આ બાબતમાં આવા પ્રકારનું છેઃ– "સાક્ષીઓને બોલાવવામાં આવે છે તે માત્ર (કરાતા વ્યવહાર પરત્વે) ખરી વાત સાભળી લેવાને માટે જ; અને તેથી તેમની આગળ જે કાંઇ કહેવામા આવ્યું હોય તે તેમણે ચિત્ત દઇને સાંભળેલું નથી એમ જો જણાય, તો તેમનો ચોવીશ 'પણ' દંડ કરવો; (પરંતુ) જો તેમણે કોઇ ફૂટ બાબત પરત્વે સાક્ષી તરીકે (બરાબર તપાસ કર્યા વિના) સહી કરી આપી છે, એવું જો જણાય, તો તેમને, પૂર્વનિર્દિષ્ટ સજાના કરતાં અર્ધભાગની સજા થવી જોઇએ.

જે સાક્ષીઓ સ્થાનદૃષ્ટિએ બહુ દૂર ન હોય, અગર તો જેમને હાજર થતાં બહુ કાલક્ષેપ ન થાય તેવા સાક્ષીઓને તો જે તે પક્ષે પોતપોતાના તરફથી રજુ કરી દેવા. જે સાક્ષીઓ દૂર સ્થાનમાં હોય અગર તુર્ત હાજર ન થઇ શકે તેવા હોય, અગર તો જે સાક્ષીઓ અતિ દૂર દેશમાં હોય, અથવા તો બહાર નીસરતા ન હોય તેવા સાક્ષીઓને, ન્યાયાધીશોએ હુકમ કરીને બોલાવવા."

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'ધર્મસ્થીયાદિ' સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું, 'ઋણાદાન-કરજની પતાવટ' નામક અગીઆરમું પ્રકરણ પૂરું થાય છે. )

## પ્રકરણ ૧૨



### ઉપનિધિ=થાપણ.

ઋણવિષયક નિયમો, ઉપનિધિ ( થાપણ )ના વિષયને પણ લાગુ પાડવા. જ્યારે જ્યારે પરદેશી રાજાઓ ( પરચક્ર )થી કે આટવિકો (જંગલી લોકો )થી દુર્ગોનો અગર રાષ્ટ્રનો વિલોપ થાય; જ્યારે જ્યારે ગામડાંઓ, વેપારીઓ કે વ્રજોનો, હલ્લાખોરો ( પ્રતિરોધક ) ને હાથે ખો થાય; જે કોઇ પ્રસંગે રાજ્યનો પોતાનો નાશ થાય; જ્યારે જ્યારે અગ્નિ કે ઉદકના ઉપદ્રવથી આખાં ગામો ને ગામો નાશ પામી જાય, અગર તો તુર્ત બચાવાઇ ગયલ જંગમ મિલ્કત સિવાયની સ્થાવર મિલ્કતનો અંશતઃ પણ નાશ થઇ આવે; અગ્નિના એકાએક ફરી વળવાથી કે પાણીની ધણુધારી રેલના આવેગથી, જ્યારે જ્યારે જંગમ મિલ્કતને પણ ખસેડી શકાઇ ન હોય; અગર તો માલભરેલ વહાણ ડુબી જાય કે લૂંટાઇ જાય; ત્યારે ત્યારે ( આવા આવા આકસ્મિક પ્રસંગોમાં ) જે જે સ્થાપ્ય ( ઉપનિધિ=થાપણ રૂપે સોપાયલી વસ્તુ )નો લોપ થાય તે તે તમામ પુનઃ મેળવવાનો હક ( કોઇ ) ધરાવી શકશે નહિ. થાપણ મુકનારે જો પોતાના સુખાર્થે એ થાપણનો ઉપયોગ કર્યો હોય, તો તે બદલ તેણે વળતર ( ભોગવેતન ), દેશકાળ અને સંયોગને લક્ષ્યમા રાખી જેટલા પ્રમાણમાં દેવાનું ઠરાવવામાં આવે તેટલા પ્રમાણમાં દેવું પડે એટલું તો નહિ, પરંતુ બાર 'પણ' જેટલો દંડ પણ તેણે ભરવો પડશે. થાપણનો ઉપભોગ થવાથી જેટલા પ્રમાણમાં નુકસાન થવા પામ્યું હોય તેટલા પ્રમાણમાં તેની ભરપાઇ કરવી પડશે એટલુંજ નહિ, પણ વધારામા ચોવીશ પણ જેટલો દંડ પણ

( તેવા ઉપભોગકર્તાએ ) ભરવો પડશે. ગમે તે કારણથી થાપણ નષ્ટ થવા પામે કે ક્ષતિને પામે, તો પણ આખી થાપણ પૂરી થવી જોઇએ જ. જો કોઇ ઉપનિધાતા ( થાપણ મુકનાર ) મરી ગયલો હોય કે આફતમાં સપડાયલો હોય, તો થાપણ ઉપર દાવો ચાલી શકશે નહિ. જો થાપણ ગીરો મુકાઇ કે વેચાઇ ગઇ હોય અગર જો તેનો અપવ્યય (દુરૂપયોગ) થઇ ગયો હોય, તો, તેવા પ્રસંગમાં, એ થાપણના મૂલ્યથી ચારગણો દંડ થાય એટલું તો નહિ, પરંતુ તેના ઠરાવાયલા મૂલ્યથી પાંચગણા દંડની પણ સજા કરવી. સ્થાપ્ય વસ્તુને બદલે, તેના જેવી જ અન્ય વસ્તુ અપાઇને જો પરિવર્તન ( અદલબદલ ) થયલ દેખાય, અગર જો એ સ્થાપ્ય ( થાપણ ) હરકોઇ રીતે નષ્ટ થઇ જાય, તો તેની જેટલી કીંમત હોય તેટલી કીંમત ભરી આપવી (પણ) પડે.

( આધિ=સાનમાં અપાયલ મિલ્કત )

સાનમાં મુકાયલ વસ્તુઓ નષ્ટ થાય, વપરાઇ જાય, વેચાઇ જાય, ગીરો મુકાય, અગર અપહૃત થઇ ( ખવાઇ ) જાય, તો એવા પ્રસંગોમાં, પૂર્વોક્ત નિયમો લાગુ પાડવા

ઉપકારક આધિ ( જેનો ઉપભોગ કરી શકાય તેવી થાપણ )નો લોપ, તેના મુકનારની વિરૂદ્ધ કદિ પણ થઇ શકે નહિ, તેમ તે ઉપરના લેણા બદલ વ્યાજ પણ ( ધીરનારથી ) લઇ શકાય નહિ; પરંતુ એ આધિ ( થાપણ ) જો અનુપકારક (નિરૂપકારક) હોય, તો પછી તેનો લોપ થઇ શકે, અને ધીરાયલી રકમ ઉપર ચઢેલું વ્યાજ માગી પણ શકાય: ( અર્થાત્ નાણાં ધીરનાર એ પ્રમાણે મુકાયલ 'સ્થાપ્ય' ને, પોતાના ધીરાયલ નાણાંની રકમ બદલ રાખી શકે, અને ધીરાયલ રકમ ઉપર જે વ્યાજ ચઢેલું હોય તે માગી પણ શકે. ). સાનમા મુકનાર ( દેવાદાર ) જો પોતાથી સાનમા મુકાયલ વસ્તુ ( આધિ ) ને છોડાવી લેવાને તૈયાર હોય, અને તે છતાં જો સાન લેનાર ( લેણદાર ), એ સાનમાં મુકાયલ વસ્તુ ( આધિ ) તેના મુકનારને પાછી સોંપવામા આનાકાની કર ( સોંપે નહિ ) તો તેવા પ્રસંગમાં તેવા લેણદારને બાર 'પણ' દંડની સજા કરવી.

જો નાણું ધીરનાર ( પ્રયોજક ) નો અભાવ હોય, તો દેવાની રકમની સોંપણી ગામવૃદ્ધોને ( દેવાદારથી ) કરી શકાય, અને એમ કરીને દેવાદાર પોતાથી સાનમાં મુકાયલી મિલ્કતને પુનઃ પ્રાપ્ત કરી પણ શકે; અગર તો એ વખતે તેની કીંમત નક્કી કરી નાખીને, તે પછીના વખત માટે ઉતરતું વ્યાજ કરીને, તે આધિ જેમ ને તેમ (લેણદારના કબ્જામાં) રહેવા પણ દેવાય. જો કોઇ પણ પ્રસંગે એ આધિનું મૂલ્ય વધી જાય, અગર જો તેનું મૂલ્ય ઘટી જવાનો ભય ઉપસ્થિત થઇ આવે, અગર તો અલ્પકાળમાં તેનો નાશ થઇ જવાની ભીતિ લાગવા માંડે, તો તેવા દરેક પ્રસંગે, ધર્મસ્થોની પરવાનગી લઇને, અગર તો આધિપાળ (થાપણોની રક્ષા કરનાર અમલદાર ) ને સાક્ષી રાખીને, સાનમાં રાખનાર (લેણદાર), એ આધિને પોતાના દેવાદારની રૂબરૂમાં અગર તો, ભયપ્રસંગોની ગ્રાહ્યાગ્રાહ્યતા પરત્વે નિર્ણય આપી શકે તેવા બુદ્ધિશાળી લોકોની સાક્ષીએ વેચી નાખી પણ શકે.

જો સ્થાવર મિલ્કત ગીરો મુકાયલ હોય પણ પ્રયાસભોગ્ય કે ફલભોગ્ય હોય, તો જ્યાં સુધી તેવી મિલ્કત, ધીરાયલ રકમનું વ્યાજ તથા તેને સંભાળી રાખવામાં થતા ખર્ચની રકમ જેટલું ઉત્પન્ન આપતી રહે ત્યાં સુધી, તેવી મિલ્કતના મૂલ્યમાં ક્ષતિ આવે એવી કોઇ પણ ક્રિયા લેણદારથી કરી શકાશે નહિ.

જો કોઇ પ્રયોજક ( થાપણ રાખનાર ), ( દેવાદારની ) પરવાનગી સિવાય સ્થાપ્ય ( આધિ ) નો ઉપભોગ લેશે, તો તેને જે ચોખ્ખો નફો તેમાંથી મળ્યો હશે તે તેણે પોતાના દેવાદારને આપી દેવો પડશે એટલું તો નહિ, પરંતુ તેનું જે લેણું હશે તે પણ નષ્ટ થયલું ગણાશે. ઉપનિધિ પરત્વે જે નિયમો ( ઉપર અપાઇ ગયા ) છે તે બધા આ ' આધિ ' ના સંબંધમાં પણ લાગુ પડશે.

( આદેશ અને * અન્વાધિ. )

આદેશ ( હુકમ ) ને, તેમ જ ત્રીજા માણસને સોંપી દેવા અર્થે કોઇ

*ત્રીજા માણસને સોંપી દેવા અર્થે કોઇ બીજા માણસને કોઇ મિલ્કત સોંપાય તે.

(ત્રીજા (વચલા) માણસને જે મિલ્કતની સોંપણી થાય તેને, પૂર્વે વર્ણવાઇ ગયેલ નિયમો પણ લાગુ પાડવા.

જો કોઇ વેપારીથી સૂચવાયલા મારફતિયા (વાહિક) દ્વારા, ત્રીજા માણસને સોંપી દેવા અર્થે માલ મોકલવામાં આવે, અને તે વાહિક (લઇ જનારો) ઠરાવેલી જગાએ પહોંચે નહિ, અગર તો (માર્ગમાં) ચોરોથી તેની પાસેનો માલ લૂંટાઇ જાય, તો (માલ મોકલનાર) વેપારી તેને માટે જવાબદાર ગણાશે નહિ; તેમ વળી જો કોઇ મારફતિયો (વાહિક) માર્ગમાં મરણ પામે તો તેનાં સગાંસંબંધી પણ જવાબદાર ગણાશે નહિ.

## (ઊછીની કે ભાડે અપાયલ મિલ્કત.)

ઊછીની લેવાયલ મિલ્કત (યાચિતક), અગર તો ભાડે રખાયલ (અવકૃતક) મિલ્કતને તેના અસલ રૂપમાં જેના તેના માલીકને જેણે તેણે (ઊછીની લેનારે કે ભાડે રાખનારે) પુનઃ સોંપવી પડશે. દેશકાળથી થતા ઉપરોધને લીધે, અગર જો તે મિલ્કતમાં રહેલ કુદરતી દોષોને લીધે, અગર તો કોઇ ઉપનિપાત (આકસ્મિકયોગ)ને લીધે, જો એ પ્રમાણે ઊછીની લેવાયલ કે ભાડે રખાયલ મિલ્કતનો લોપ કે નાશ થઇ જવા પામે, તો તેવી મિલ્કત બદલ નુકસાની ભરીઆપવો પડશે નહિ. ઉપનિધિને લગતા નિયમોને આ વિષયમાં પણ લાગુ પાડવા.

## (વૈયાવૃત્ય=છૂટક વેચાણ.)

વિવિધ સ્થાનોમાં અને વિવિધ સમયે ચાલતા ભાવ (દર) પ્રમાણે, બીજા વેપારીઓના માલને છૂટક રીતે વેચનારાઓએ, વેચાયલા માલની જેટલી કીંમત પ્રાપ્ત થાય તે તથા નફો જે થાય તે તમામ, જથાબંધ વેચનાર વેપારીઓ (વિક્રયકો, જેમની તરફથી છૂટક વેચાવા અર્થે માલ પૂરો પડાયો હોય તેઓ)ને સોંપી દેવું. આધિને લગતા જે નિયમો છે તે બધા આ વિષય પરત્વે લાગુ પાડવા. જો દેશકાળના અંતરને લઇને માલના ભાવમાં ઘટાડો થઇ જાય, તો એ છૂટક વેચનારાઓએ જે ભાવથી માલ વેચવાને

ઞાટે લીધો હોય તે ભાવે ગણતાં જે કીંમત માલની થાય તે કીંમત અને નફો મૂળ વેપારીઓને સોંપી દેવાં પડશે.

શેઠો તરફથી ઠરાવાયલ ભાવે નોકરો જે માલ વેચતા હશે, તો તેઓ (નોકરો) લેશ પણ નફો લઈ શકશે નહિ, અને (એ પ્રમાણે) વેચાણ કરતાં જે કાંઇ પ્રાપ્ત થયું હશે તે તમામ તેમણે રજેરજ પોતાના શેઠોને સોંપી દેવું પણ પડશે; અને જો ભાવમા મંદી થઇ ગઇ હોય, તો પછી તેવા ઘટી ગયલ ભાવે વેચતાં જે કાંઇ ઉત્પન્ન થાય તે તેમણે પોતાના શેઠોને આપી દેવું.

પરંતુ જેઓ **સાંવ્યવહારિક** ( ભેળા રહીને–ભાગદારીમાં–વેપાર કરનારા ) હોય, અગર જેઓ વિશ્વસનીય અને અરાજવાચ્ય ( રાજ્ય તરફથી અવમાનિત ન થયલા ) હોય તેમણે, કુદરતી દોષોને કારણે અગર તો અકસ્મિક કારણોને લીધે લુપ્ત કે નષ્ટ થઇ ગયલા માલની કીંમત ભરી આપવી જ પડે એવું સમજવાનું નથી; પરંતુ દેશકાલથી અંતરિત થઇ ગયલા માલનું વેચાણ કરતાં જે મૂલ્ય અને જે નફો તેઓ પેદા કરે તેમાથી તે માલ પરત્વે થયલ ક્ષયવ્યયને હિસાબે જે રકમ બાદ કરવી પડે તે કરીને, જે બધું બાકી રહે તે તમામ તેમણે ( તે માલના મૂળ વેપારીને ) સોંપી દેવું પડશે. બાકી બધી વાતને, ઉપનિધિ પરત્વે જે નિયમો બતાવવામાં આવેલ છે તે બધા લાગુ પાડવા. આ પ્રમાણે ' છૂટક વેચાણ ' નો વિષય પૂરો થાય છે.

## ( નિક્ષેપ=અપ્રદર્શિત રૂપવાળી થાપણ )

પ્રદર્શિત રૂપવાળી થાપણ ( ઉપનિધિ ) પરત્વે જે નિયમો નિર્દિષ્ટ કરાઇ ગયા છે તે નિયમો, અપ્રદર્શિત રૂપવાળી થાપણ ( નિક્ષેપ=મુદ્રાંકિત બંધપેટી કે બંધપડીકા વગેરેમાં સોંપાયલ થાપણ ) ને પણ લાગુ થાય છે. જો કોઇ માણસ, ખરા નિક્ષેપક ( ન્યાસ કરતા–થાપણ મુકનાર)ને બદલે બીજા કોઇ શખ્સને, નિક્ષિપ્ત વસ્તુ આપી દે તો તેને સજા કરવી. જો

ન્યાસધારી ( નિક્ષેપ સંભાળી લેનાર ), નિક્ષેપ સંભાળ્યા બદલ ઇન્કાર જાય, તો તેવા પ્રસંગમાં તે નિક્ષેપને લગતી પૂર્વસ્થિતિ ( પુર્વાપદાન ) અને નિક્ષેપ કર્તાનું શીલઃ એ ઉભય જ પ્રમાણ રૂપ ગણાશે. કારીગર લોકો સ્વભાવતઃ અપવિત્ર શીલવાળા હોય છે ગળે ઉતરે એવા કોઇ કારણથી, કોઇને ત્યાં કોઇ વસ્તુ ' નિક્ષેપ ' રૂપે સોંપી દેવી, એવો સર્વપ્રિય ચાલ તેમનામાં નથી હોતો.

તથાપિ, ખાસ કારણ ન હોવા છતાં કરાયલ નિક્ષેપ પરત્વે જો નિક્ષેપધારી મનુષ્ય ઇન્કાર કરે, તો નિક્ષેપ સોપની વેળા નિક્ષેપકર્તાએ જે માણસોને સાક્ષી રૂપે ભીંત પાછળ ગુપ્ત રીતે ગોઠવી રાખેલા હોય તે માણસોને સાક્ષી રૂપે રજુ કરવાને અર્થે, ન્યાયાધીશો કનેથી ગુપ્ત પરવાનગી તેવો નિક્ષેપકર્ત્તા મેળવી (પણ) શકશે.

હરકોઇ વૃદ્ધ અગર વ્યાધિગ્રસ્ત વેપારી અરણ્યમાં કે મુસાફરી દરમ્યાન કોઇપણ માણસની ઉપર વિશ્વાસ રાખીને તેને પોતાનું લક્ષણાંકિત ( કોઇપણ એક ચિહ્ન અપાયલ હોય તેવું ) દ્રવ્ય ' નિક્ષેપ ' રૂપે સોંપ શકશે; અને તેમ કર્યા પછી જો તે પોતાના કોઇ પુત્ર કે ભાઇને ખબર પહોંચાડાવે, તો તેનો પુત્ર કે ભાઇ (તેવા નિક્ષેપધારી પાસે જઇને તે ' નિક્ષેપ'ને મેળવવા અર્થે માગણી પણ કરી શકશે. આવા પ્રસંગે જો નિક્ષેપધારી શુદ્ધબુદ્ધિથી તે નિક્ષેપ તેને સોંપી ન આપે, તો તે નિક્ષેપ તેની કનેથી (તેના હકદારને ) સોંપાવી દેવામાં આવશે એટલું તો નહિ, પરન્તુ તેવા નિક્ષેપધારીને ચોર ગણીને સજા પણ થવાની.

પરિવ્રાજક થઇ જવાની વૃત્તિવાળો અગર તો કોઇ વિશ્વાસપાત્ર મનુષ્ય બીજા કોઇ મનુષ્યને, સ્વલક્ષણાંકિત નિક્ષેપ સોંપી શકશે, તેમ જ અમુક વર્ષો પછી પુનઃ આવ્યા બાદ તે નિક્ષેપ માટે માગણી પણ કરી શકશે. આવા પ્રસંગે જો નિક્ષેપધારી અશુદ્ધબુદ્ધિથી, પોતાને સોંપાયલ નિક્ષેપ પરત્વે ઇન્કાર જશે, તો તેને તે નિક્ષેપ (તેના માલીકને ) પાછો સોંપી દેવાનો.

'ફરજ પાડવામાં આવશે એટલું તો નહિ, પરંતુ ચોરી કરવાને માટે જે સજા થાય તે સજા પણ તેને કરવામાં આવશે.

રાત્રિના સમયે માર્ગ ઉપર વિચરતા કોઇ બાલિશ સ્વભાવના, પણ પોતાની સાથે ' નિક્ષેપ ' રાખીને જતા કોઇ માણસને અકાલચર્યા કરતો જોઇને ચોકીદારો પકડે અને તેથી તે ગભરાઇ જઇને પોતાનો નિક્ષેપ બીજા કોઇ માણસને સોંપી પણ દે; તથાપિ કારાગારમાં પુરાયા પછી તે તેવો નિક્ષેપ પાછો મેળવવાને માગણી પણ કરી શકશે. આ પ્રસંગે જો નિક્ષેપધારી અશુદ્ધબુદ્ધિથી ઇન્કાર કરે, તો તેની પાસેથી તે નિક્ષેપ તેના ધણીને સોંપાવી દેવો એટલું તો નહિ, પરંતુ તેને, ચોરી કરવા બદલ જે સજા કરાય છે તે પણ કરી દેવી.

કોઇ માણસના કબ્જામાં કોઇ નિક્ષેપ હોય તે ઓળખી કાઢીને જો નિક્ષેપકર્તાના કુટુંબનું કોઇ માણસ તે નિક્ષેપ પોતાના હવાલામાં લેવાને અર્થે, તેમ જ ( ગુમ થઇ ગયેલા કે ન જણાતા ) નિક્ષેપકર્તાનાં ઠામ-ઠેકાણા વગેરે સંબંધમાં હકીકત પૂરી પાડવાની માગણી તેની (નિક્ષેપધારીની) પાસે કરે, અને જો તે નિક્ષેપધારી એ બેમાંથી એક પણ વાત કબૂલ ન રાખે, તો તેને, ઉપર પ્રમાણે, સજા કરવી.

વિવાદગ્રસ્ત વસ્તુ કોઇપણ માણસના કબ્જામાં શી રીતે આવી; એ મિલ્કતને અંગે થયલા વિવિધ વ્યવહારો પરત્વે સંયોગો કેવા કેવા હતા; અને વાદીનું અર્થસામર્થ્ય (ધનસંપત્તિની દૃષ્ટિએ સમાજમાં મળેલ સ્થાન) કેવા પ્રકારનું છેઃ એ બધી બાબતોને લગતી તપાસ, આવા આવા પ્રસંગોમાં, ખાસ કરીને ઉપકારક ગણાશે.

ગમે તે બે માણસો વચ્ચે થતા, સર્વ પ્રકારના વ્યવહારો પરત્વે પૂર્વોક્ત નિયમો લાગુ પાડવાના છે.

આમ હોઇને સર્વ પ્રકારના વ્યવહારો સાક્ષીઓની હાજરીમાં તેમ જ કોઇપણ પ્રકારની ગુપ્તતા રાખ્યા વિના થવા જોઇએ; (અને) સ્વજન-

હોય કે પરજનનું હોય તોપણ, તેમાંના દરકોઈ સાથે વ્યવહાર કરતાં પહેલાં (હંમેશાં) દેશકાલાદિનો સૂક્ષ્મ રીતે વિચાર (પણ) કરવો.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ધર્મસ્થીયાદિ' સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું, 'ઉપનિધિ=થાપણ' વિષયક બારમું પ્રકરણ પૂરૂં થાય છે. )

## પ્રકરણ ૧૩

### દાસધર્મ.

ઉદરદાસ (જન્મથી ગુલામ) નહિ તેવા સગીર, પણ જન્મથી* 'આર્ય' એવા શૂદ્રને, તેના સગાવહાલાં જો વેચે કે સાનમાં આપે, તો તેમ કરનારને બાર 'પણ' દંડની સજા કરવી. વળી જો કોઇ એ પ્રમાણે વૈશ્યનું વેચાણ કે આધાન કરે તો તેને ચોવીશ 'પણ' ની, અને ક્ષત્રિયનું જે કોઇ વેચાણ કે આધાન કરે તેને છત્રીશ 'પણ' ના દંડની સજા કરવી. એ જ પ્રમાણે જો કોઇ બ્રાહ્મણ વેચાય કે સાનમાં અપાય તો તે પ્રસંગે, તેમ કરનારનો અડતાળીશ 'પણ' દંડ કરવો. જો સગાંવહાલાં (સ્વજનો) સિવાયનું અન્ય કોઇ માણસ એ પ્રમાણે કરે, તો તેને, ઉપર બતાવેલ ક્રમ પ્રમાણે, ત્રણ પ્રકારના સાહસદંડની અને મોતની સજા કરાવી દેવી. (વળી) ખરીદનારોને તેમ જ મદદગારોને પણ એ જ પ્રમાણે સજા કરવાની છે. મ્લેચ્છો જો પોતાનાં છોકરાંને વેચે કે સાનમાં મુકે, તો તેમ કરવાથી તેમને ગુન્હેગાર ગણવા નહિ. પરંતુ જે કોઇ આર્ય હોશે તેને કદિ પણ દાસ બનાવી શકાશે નહિ.

પરંતુ, કુળને નડતાં સંકટો દૂર કરવાને, કે દંડ ભરવાને, કે હુકમનામાની રકમ ભરપાઈ કરવાને, અગર તો ગૃહોપયોગી ઉપકરણો મેળવી લેવાને જો કોઇ આર્યનું આધાન કરવામા આવે, તો તેનાં સ્વજનોએ તેને જેમ બને તેમ તુર્ત બંધનમાંથી મુક્ત કરાવી લેવો; અને તેમાં પણ જો તે જુવાન હોય, અગર તો સાહાય્ય આપી શકે એટલી ઉમ્મરનો હોય, તો તેમ કરવામાં વિલંબ પણ થવો ન જોઇએ.

* શૂદ્ર પણ 'આર્ય' કોટીના હતા: એ વાત નોંધવા જેવી છે.

સ્વેચ્છાએ જે મનુષ્યે દાસત્વ સ્વીકાર્યું હોય તે મનુષ્ય જો કોઇ પણ ગુન્હો કરે તો તે પોતાના મરણકાળ પર્યન્ત દાસત્વમાં જ રહેશે. એ જ પ્રમાણે જે મનુષ્યને બે વાર સાનમાં મુકવામાં આવેલ હશે, અને તે જો કોઇ ગુન્હો કરશે, તો તેને પણ જીંદગીભર દાસત્વમાં રહેવું પડશે. આ બે પ્રકારના મનુષ્યો પૈકી જો કોઇ પરરાજ્યમાં નાસી જવાની ઇચ્છાવાળો એક વાર પણ દેખાય, તો તેને આમરણાન્ત દાસત્વમાં રાખી મુકવો.

જો કોઇપણ દાસનું વિત્ત હરી લેવામાં આવે, અગર તો એક આર્ય (આર્યભવ) તરીકે તેને જે અધિકાર પ્રાપ્ત થયલ હોય તે અધિકાર તેની કનેથી છીનવી લેવામાં આવે, તો તેવા પ્રસંગમા, તે પ્રમાણે જે કોઇ (વિત્ત હરનાર કે અધિકાર છીનવનાર) દોષયુક્ત હોય તેને, (આર્યને દાસ બનાવનાર શખ્સને જેટલા પ્રમાણમાં દંડ કરવામાં આવે છે તેના કરતાં) અર્ધ ભાગની રકમના દંડની સજા ફરમાવવી.

જે કોઇ શખ્સ કોઇ ગુન્હેગારને, કે મુવેલા માણસને કે વ્યાધિગ્રસ્ત મનુષ્યને (દાસ તરીકે) સાનમા લઇ બેઠેલ હશે તે શખ્સ, તેવા માણસ બદલ જે રકમ તેણે સાનમાં મુકનારને આપેલ હશે તે પાછી લેવાને હકદાર ગણાશે.

મળમૂત્રાદિ કે ઉચ્છિષ્ટાન્ન ઉસેડવાના કે શબને ઉપાડવાના કામમાં જો કોઇ પણ દાસનો (તેના માલીક તરફથી) ઉપયોગ કરવામાં આવશે, અગર તો તેને નગ્ન રાખવામાં આવશે કે તેને ઇજા કરવામાં કે ગાળ દેવામાં આવશે; અગર તો જો કોઇ દાસી (સ્ત્રી-દાસ)ના શીલનો ભંગ કરવામાં આવશેઃ તો આ પ્રત્યેક પ્રસંગમાં, એ દાસના માલીકે તેને મેળવવા માટે જે નાણાં ખર્ચેલ (આપેલ) હશે તે બધાં તેણે ખોવાં પડશે. ધાત્રી, પરિચારિકા, અગર તો ખેતી કામ કરવામાં ભાગે જોડાયલી નોકરાણીઓ, અગર બીજા કોઇ પ્રકારની કોઇ પણ સ્ત્રી ઉપર બલાત્કાર ગુજારવામાં આવે, તો તેના પરિણામમાં તેવી સ્ત્રીને મોક્ષપાત્ર (દાસત્વમાંથી છૂટી થવાને યોગ્ય) ગણી-

લેવી. જો કોઇ કુલીન મનુષ્યની ઉપર જોરજૂલ્મ વાપરવામાં આવે, તો તે નાસી છૂટવાને પણ હકદાર થશે. જો કોઇ પણ સ્વામી કોઇપણ ધાત્રીની કે આહિતિકા (સાનમાં મુકાયલ દાસી)ની ઇચ્છા વિરૂદ્ધ તેને, પોતાના અધિકાર નીચે લે (અર્થાત્ તેવી કોઇ સ્ત્રીના શીલનો ભંગ કરશે), તો તેને પ્રથમ વર્ગના સાહસદંડની સજા કરવી; અને જો કોઇ બીજો જ માણસ એ પ્રમાણે વર્તે તો તેને મધ્યમ પ્રકારનો સાહસદંડ આપવો. પોતાને સાનમાં સોંપાયલ કોઇપિણ કન્યા કે સ્ત્રી (રૂપી દાસી)ને જો કોઈ પણ પુરૂષ દૂષિત કરે અગર તો અન્યની પાસે દૂષિત કરાવે, તો એવા પુરૂષે એ સ્ત્રીને લેવા બદલ જે મૂલ્ય આપેલ હશે તે તે ખોશે એટલું તો નહિ, પરંતુ તેણે તેને અમુક રકમ શુલ્ક રૂપે આપવી પણ પડશે, અને તે સાથે, તે શુલ્કની રકમથી બમણી રકમનો દંડ તેણે સરકારમાં ભરવો પણ પડશે.

જે મનુષ્યે પોતે પોતાના પિંડને (દાસ તરીકે) વેચી નાખ્યો હોય તેની પ્રજાને આર્ય ગણવી. પોતાના સ્વામીના કામને, કોઇપણ રીતે વિરોધ ન આવે એ પ્રમાણે જે દાસે જે કમાણી કરી હોય તે કમાણીનો ભોક્તા તે દાસ પોતે ગણાશે એટલું તો નહિ, પરંતુ તેને જે કાંઇ વારસા રૂપે તેના પોતાના પિતા તરફથી પ્રાપ્ત થાય તેનો ભોક્તા પણ તેને જ ગણવો.

જે મૂલ્યના બદલામાં જે મનુષ્યને દાસત્વની પ્રાપ્તિ થઇ આવી હોય તે મૂલ્યની ભરપાઇ (મૂલ્ય આપનારને) થઇ જાય એટલે તે (દાસ) પુનઃ આર્યત્વને પામી જાય છે.

જે રકમના બદલામાં જે માણસ દાસત્વમાં ગયલ હોય તે રકમ ભરાઇ જાય એટલે તે માણસ દાસત્વમાંથી છૂટીને ફરીથી સ્વતંત્ર બની જાય છે. જે મનુષ્યને, દંડ ન ભરવાના કારણે, અગર તો હુકમનામાની બજાવણીના પરિણામે દાસ બનવું પડયું હોય તે માણસ પોતાના છૂટકારા અર્થે જોઇતી રકમના પ્રમાણમાં કામ કરીને છૂટો (પણ) થઇ શકે.

જે કોઇ આર્ય ધ્વજાહૃત (લડાઇમાં કેદ પકડાયલ) હોય તેણે, પોતે

કેદ પકડાયો હોય તે કાળમાં જે પ્રકારના કર્મ કર્યાં હોય તે કર્મને અનુરૂપ, અગર તેના અર્ધભાગે નિષ્ક્રય (મોક્ષમૂલ્ય) આપીને પોતાની સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરી લેવી.

જો કોઇપણ મનુષ્ય દાસરૂપે તેના પોતાના સ્વામીના ઘરમાં જન્મેલ હોય, અગર તો તે પોતાના સ્વામીને વારસાના હિસ્સા રૂપે પ્રાપ્ત થયલ હોય, અગર તો જો એને એના પોતાના સ્વામીએ ખરીદીથી કે અન્ય કોઇ રીતે પ્રાપ્ત કરેલ હોય, તોપણ જો તેનું વય આઠ વર્ષની અંદરનું હોય અને તેને એક પણ સગું હોય નહિ એવી સ્થિતિમાં તેની ઇચ્છા વિરૂદ્ધ તેનો સ્વામી તેની પાસે હલકા પ્રકારનું કામ કરાવે, અગર તો જો તેને પરરાજ્યમાં વેચી નાખવામા કે સાનમા મુકી દેવામાં આવે, તો તે પ્રમાણે કરનાર સ્વામીને પ્રથમ પ્રકારના સાહસદંડની સજા કરવી. એવી જ રીતે જો કોઇ સ્વામી, સગર્ભા દાસીને વેચી નાખે અગર સાનમાં મુકી દે, તો તેને પણ તેવા જ પ્રકારની સજા કરવાની છે. વળી એવા દાસને ખરીદનારા તથા એ ખરીદીમાં મદદ કરનારાને પણ એ જ પ્રકારની સજા કરવી.

જો નિષ્ક્રય ( મોક્ષમૂલ્ય ) મળી ગયા પછી કોઇ પણ દાસને મુકત કરવામાં ન આવે, તો તે પ્રમાણે મુકત ન કરનાર ઇસમનો બાર 'પણ' દંડ કરવો; અને જો કોઇપણ કારણ વિના કોઇપણ દાસનો સંરોધ કરવામાં આવે, તો તેમ કરનારને પણ આટલી જ સજા કરવાની છે.

દાસની મિલ્કતના વારસદારો-તેના જ્ઞાતિજનોને ગણવા; પરંતુ જો જ્ઞાતિજનનો અભાવ હોય, તો તેનો સ્વામી તેનો દાયાદ થાય.

જો કોઇ સ્વામી પોતાની દાસીને પેટે સંતાનોત્પત્તિ કરે, તો એ સ્ત્રી તથા છોકરૂં, તે જ ક્ષણેથી સ્વતંત્ર ( દાસત્વમાંથી મુકત થઇ ગયલાં ) ગણાશે. કદાચિત્ માતાને પોતાના ઉદરનિર્વાહ અર્થે દાસત્વમાં રહેવાની ફરજ પડે, તો પણ તેને પેટે જન્મેલ છોકરો કે છોકરી તો સ્વતંત્ર જ ગણાશે.

એક વાર મોક્ષ પામી ગયલ પુરૂષ ( દાસ ) કે સ્ત્રી (દાસી)ને જો કોઇ ફરીથી વેચે કે સાનમા મુકે, તો તેમ કરનારને બાર ' પણુ ' દંડની સજા કરવી; પરંતુ જેઓ સ્વેચ્છાપૂર્વક દાસત્વનો સ્વીકાર કરે તેમની બાબતમાં આ પ્રમાણે સજા કરવાની નથી. આ પ્રમાણે દાસોને લગતા નિયમો પૂરા થાય છે.

## ( નોકરો પરત્વે સ્વામીના અધિકાર. )

એક નોકર તથા સ્વામી વચ્ચે થતા કરાર (કર્મસંબંધ)ની માહિતી, પાડોસીઓને હોવી જોઇએ જ. (કર્મકર=કામ કરનાર) નોકરની સાથે જે પ્રમાણે વાતચીત થઇ હોય તે પ્રમાણે તેને વેતન મળવું જ જોઇએ. જો વેતન પરત્વે પ્રથમથી જ સંભાષણ થયું ન હોય ( પગાર પરત્વે પ્રથમથી જ ઠરાવ થયો ન હોય) તો પછી, જે કોઇ કામનારે જેટલું કામ કર્યું હોય અને એ કામ કરવામાં જેટલો કાળ તેને વ્યતીત કરવો પડ્યો હોય, તેની ગણના કરીને, (તે કાળે પ્રચલિત દરના હિસાબે ) તેને પગાર ચૂકવવો પડશે. જો ખેડુત-કર્મકરનું વેતન નિશ્ચિત કરાયલું ન હોય, તો જે મોલ ઉગાડવામાં તેણે કામ કરેલ હોય તેનો $\frac{1}{10}$ ભાગ તેને આપવો. જો એવો કામનાર ગોવાળિયો હોય તો તેને, ઉત્પન્ન કરાયલ ઘીમાંથી $\frac{1}{10}$ ભાગ ઘી આપવું, અને તે જો વૈદેહક (વેપારી) હોય, તો તેની મારફત વેચાતા માલ ઉપર જે નફો થાય તેનો $\frac{1}{10}$ ભાગ તેને આપવો. જો વેતન પહેલેથી જ નિશ્ચિત કરાયલ હોય, તો તે, તે પ્રમાણે ચૂકવાવું જ જોઇએ તેમ લેવાવું પણ જોઇએ જ.

કારીગરો, ગાયકો, ચિકિત્સકો, કુશીલવો, બોલકા લોકો (વાગ્જીવન), પરિચારકો, અને એવા એવા બીજા કામગારો જો પોતપોતાની ઇચ્છાએ કરીને પોતાને કરવાનું કામ કરે, તો તેમને, અન્ય એવા ને એવા લોકોથી કરાવાતા કામ બદલ તેમને સાધારણ રીતે જે દરે વેતન આપવામાં આવતું હોય તે પ્રમાણે વેતન ચૂકવી દેવું, અગર તો કુશળ લોકો ઠરાવી આપે તે પ્રમાણે આપવાનું છે.

વેતન પરત્વે ઉઠતી તકરારોનો નિર્ણય, સાક્ષીઓ તરફથી અપાતા પુરાવાના આધારે કરવો. જો સાક્ષીઓનો અભાવ હોય, તો જે સ્વામીએ જે કર્મકરની પાસે કામ કરાવેલું હોય તેની જુબાની લેવી. જે કોઇ કામનારને તેનું વેતન ( મજૂરી–પગાર ) ન ચૂકવે તેનો, તેવા વેતનની રકમથી દશ ગણી રકમનો દંડ કરવો, અગર તો ૭ 'પણ' દંડની તેને સજા કરવી. જો વેતનની ઉચાપત થઇ ગયલી હોય (અપવ્યયમાને વેતને), તો તેવા પ્રસંગમા બાર ' પણ ' નો, અગર તો વેતનની રકમથી પાચ ગણી રકમનો દંડ કરવો.

જે કોઇ માણસ નદીમા તણાઇ જતો હોય, અગર તો અગ્નિ-જ્વાલામાં સપડાઇ ગયો હોય, કે હાથી અથવા વાઘના ભયમાં જઈ પડેલો હોય તેવા માણસને જો કોઈ ત્રાતા મળી આવે, અને એવા ત્રાતાને તે જો પોતાની બધીય મિલ્કત માત્ર નહિ, પણ તે ઉપરાત પોતાના પુત્રો, પત્ની અને પોતાનો પિંડ તથા પોતાનાં દાસદાસીઓ આપી દેવાનું વચન આપી દે. તો તેવા પ્રસંગમાં, કુશળ લોકો જેટલું આપવાનું નક્કી કરી આપે તે પ્રમાણે તેણે તેને ( ત્રાતાને ) દેવાનું છે. જે જે પ્રસંગમાં આર્ત ( સંકટ-ગ્રસ્ત ) મનુષ્યને જે જે પ્રકારની મદદ અપાઇ હોય તે તે તમામ પ્રસંગો પરત્વે, ઉપર બતાવેલ ધોરણે કામ લેવાનું જોઇએ જ.

જે કોઇ પુંશ્ચલી (વેસ્યા)એ જેટલી રકમ લઇને પોતાનું શરીર (પોતાના યારને) અર્પણ કરવાનું કબૂલ્યું હોય, તેટલી જ રકમ લઇને તેણે તે પ્રમાણે કરવું; પરંતુ દુર્મતિથી અને અવિનયથી જે કરાર તેણે કરાવી લીધેલ હશે તે કરાર પળાવવાને તે જો આગ્રહ પકડશે, તો તે ચાલી શકશે નહિ.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ધર્મસ્થીયાદિ'સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું, ' દાસધર્મ 'વિષયક તેરમું પ્રકરણ પૂરું થાય છે. )

## પ્રકરણ ૧૪.

—ω—

### કર્મકર અને સહુકારને લગતા નિયમો.

જે કર્મકર (કામગર)ને વેતન અપાઇ ગયલ હોય તે જો (પોતે
વાનું) કામ ન કરે, અગર તો કારણ વિના તે પરત્વે ઢીલ કરે, તો
ો બાર 'પણ' દંડ કરવો એટલું તો નહિ, પરંતુ તેને પકડીને તેની
સે કામ પણ કરાવવું. જે કોઇ કામ કરવાને અશક્ત હોય, કે જે કોઇને
ઇ કુત્સિત કર્મ કરવાનું સોંપાયું હોય, અગર તો જે કોઇ વ્યાધિ-
સ્ત હોય, અગર તો જે કોઈ વ્યસનગ્રસ્ત હોય તેને કાંઇક રાહત આપવી,
મગર તો તે જો પોતાની તરફથી બીજા પાસે કામ કરાવી આપે, તો તે
રમાણે તેને કરવા દેવું. આમ કરવાથી (તેવા કામનારના શેઠને) જે
ાઇ નુકસાન (વ્યય) થાય તેના બદલામાં તેણે વધારાનું કામ (પણ) કરી
આપવું.

શેઠે પોતાનું કામ કોઇ બીજો કામનાર (નોકર) રાખીને કરાવી લેવું
નહિ, અગર તો નોકરે બીજા કોઇનું કામ કરવાને જવું નહિ, એવો
કોઇ પ્રત્યવાય રખાયલો ન હોય, તો ભર્તા (શેઠ)ને પોતાને, બીજા (નોકર)-
ની પાસેથી કામ કરાવી લેવાની છૂટ (પણ) હોઇ શકે.

જે કોઇ ભર્તા પોતાના ભૃતક [ ચાકર ] પાસેથી કામ ન લે, અગર
તો જે કોઇ ભૃતક પોતાના ભર્તાનું કામ ન કરે તેનો બાર 'પણ દંડ કરવો.
અમુક કામ કરી દેવા બદલ જે કોઇ ભૃતકે વેતન મેળવી લીધેલ હશે
તે ભૃતક, સ્વેચ્છાપૂર્વક, બીજે કોઇ સ્થળે બીજું કોઇ કામ કરવાને જઇ
શકશે નહિ.

" ભૃતક રાજી હોય છતા જો કોઇ ભર્તા તેની પાસેથી કામ ન લે, તો
તેવા પ્રસંગમાં, ભૃતકે કામ કરેલું છે એમ ગણાશે ": એવું (પૂર્વકાલીન)
આચાર્યોનું કહેલું છે; તથાપિ મારો (કૌટિલનો) અભિપ્રાય, આ બાબ-

આ પ્રમાણે છેઃ— કૃતકર્મ બદલ વેતન હોઈ શકે; અકૃત કમ વેતન (પગાર) મળી શકે નહિ. જો કોઇ ભર્તા, અમુક કામનો અમુક પોતાના ભૃતક પાસે કરાવે, અને તેણે તેને બધુંય વેતન આપી હોય ,અને ભૃતક પોતે બાકીનું કામ પૂરું કરી આપવા ખુશી હોય તેવું બાકી રહેલ કામ તે જો તેના હાથે પૂરું ન કરાવે, તો પછી, પ્રસંગમાં, તે આખુંય કામ પૂરું કરાયલું છે એમ ગણવું. પરંતુ દેશ-પરત્વે થતા ફેરફારોને લઇને, અગર તો ભૃતકે બતાવેલી અકુશળતાને ભર્તા એવું પણ માની શકશે કે, જોઇએ તેવું કામ (ભૃતકથી) થઇ નથી; અને વળી એવું પણ બને કે, ભૃતકને જો (કામ કરતાં) અટ-ામાં ન આવે તો કદાચિત્ તે ઠરેલા કામ કરતાં વધારે કામ કરી ને ભર્તાને નુકસાન પણ પહોચાડે.

આ બધા નિયમો સંઘભૃતો (કામગરમંડળો)ને પણ લાગુ પાડવા. સંઘભૃતોએ જે કામ પૂરું કરવાને જેટલી મુદત કબૂલ કરેલ તે મુદત ઉપરાંત તેમને (તે કામ પૂરું કરી આપવા નિમિત્તે) રાત્રિઓ વધારે આપવામા આવશે. પરંતુ એ મુદતમાં પણ ઓ ઠરાવેલું કામ પૂરું કરી આપશે નહિ, તો પછી તે કામ પૂરું કરી વાને અર્થે તેમણે અવજીના નોકરો રાખી તે કામ પૂરું કરી આપવું પડશે. ભર્તાની પરવાનગી વિના તેઓ કોઇપણ કામ અપૂર્ણ છોડી નહિ, તેમ તે (ભૃતકોની) ટોળી જે સ્થાનમાં પોતાનું કામ કરતી-ત્યાંથી કોઇપણ વસ્તુ પરિહરી (ઉપાડીને) લઇ જઇ શકશે પણ નહિ, તેઓ કોઇ પણ ચીજ ઉપાડી જાય, તો ચોવીશ 'પણ', અને કામને જો અધૂરું મુકીને ચાલ્યા જાય તો બાર 'પણ' દંડ તેમનો . આ પ્રમાણે ભૃતકોને લાગુ પડતા નિયમો પૂરા થાય છે.

સંઘભૃતોને, તેમ જ સહકારના સિદ્ધાંતાનુસાર કામ કરનારા (સંભૂય-ત્થાતારો)ને જે (એકસામટું) વેતન મળે તે તેમણે માહોમાંહે બા ભાગે, અગર તો અંદર અંદર કરાયલા ઠરાવ પ્રમાણે વહેંચી લેવું.

ખેડુતોએ અગર તો વૈદહકો ( વેપારીઓ)એ, ખેતીના અગર માલની બનાવટના આરંભકાળ અને અંતકાળ વચ્ચેના ગાળામાં, જેટલું કામ ભૃતકોએ કરેલ હોય તેટલા કામના પ્રમાણમાં તેમને વેતન આપી દેવું. જો ભૃતકો, પોતે ઉપાડેલું કામ અધવચ છોડી દે, અને અવજીના ભૃતકો પૂરા પાડેલા હોય, તો તેવા અવેજીના ભૃતકોને તેઓએ (ભર્તાએ) પૂરેપૂરું વેતન આપી દેવું પડશે.

પરંતુ માલ હજુ બનાવાતો હોય ( બની રહેલ ન હોય ), તો જેટલા પ્રમાણમાં માલ બનેલો હોય તેટલા પ્રમાણમા વેતન અપાશે; કારણ કે આ પ્રમાણે વેતનનો ચૂકાદો થઇ જવાથી ( માલના વેચાણ પરત્વે ) થતી સિદ્ધિ કે અસિદ્ધિ ઉપર કશી પણ અસર થતી નથી.

કર્મનો આરંભ થઇ ગયા પછી જો કોઇ સ્વસ્થ શરીરવાળો મનુષ્ય સંઘ ( ટોળી ) છોડીને ચાલ્યો જાય તો તેનો બાર 'પણ' દંડ કરવો; કારણ કે એ પ્રમાણે, જાણીબુઝીને કોઇથી અપક્રમણ કરી શકાશે નહિ. જો કોઇ પણ માણસ ચોરબુદ્ધિ વાપરીને પોતાના ભાગનું કામ પડતું મેલી દે, તો તેને એકવાર તો જતો કરવો; તથાપિ તેને તેના હિસ્સા પૂરતું નવું કામ સોપી તે બદલ પ્રમાણપુર:સર વેતન આપવાનું વચન પણ આપવું. જો તે બીજી વાર પણ, એ પ્રમાણે કામની ઉપેક્ષા કરે, અગર તો જો તે કામ છોડીને બીજે સ્થળે ચાલ્યો જાય, તો પછી તેને સંઘમાંથી કાઢી મુકવો; અને જો, તેણે મહાપરાધ કર્યો છે એવું જણાય, તો તેને દૂષિત ગણી તેવા પ્રકારનું વર્તન ( બાકીનાઓએ ) તેના પ્રતિ રાખવું.

## યજનકર્મમાં સહકાર

( યજ્ઞકર્મ કરાવવામાં પ્રવૃત્ત થયલા ) યાજકોએ, તેમને પોતાને જે દ્રવ્ય મળે તે બધું, ઠરાવ પ્રમાણે ( યથાસંભાષિતમ્ ), અગર તો સરખે હિસ્સે માહોમાંહે વહેંચી લેવું. અગ્નિષ્ટોમાદિ યજ્ઞકર્મ કરાવનાર યાજક, દક્ષિણા અપાયા પૂર્વે મરી જાય, તો તેના વારસદારને, ઠરાવમાંથી

દક્ષિણાનો પાંચમો ભાગ આપવો. સોમવિક્રયને લગતો વિધિ પૂરો થયા પછી જો તેનું મૃત્યુ થાય, તો તેના વારસદારને ( દક્ષિણાનો ) ચોથો ભાગ મળે; ' મધ્યમોપસદ ' સંજ્ઞક વિધિ થયા પછી, અગર તો ' પ્રવર્ગ્યોદ્વાસન ' પછી તે મરણ પામે, તો તેના વારસને દક્ષિણાનો ત્રીજો ભાગ આપવો; અને જો ' મય ' વિધિ થઈ ગયા પછી યાજકનું મરણ થાય, તો તેવા પ્રસંગમાં તેનો વારસ ( દક્ષિણાનો ) અર્ધભાગ લેવાને હકદાર (પણ) ગણાશે. ' સુત્ય ' નામક યજ્ઞના સંબંધમાં, ' પ્રાતસ્સવન ' ક્રિયા થઇ રહ્યા પછી જો, આવોને આવો પ્રસંગ ઉપસ્થિત થઈ આવે, તો તેવા ( મરનાર યાજકના ) ઉત્તરાધિકારીને દક્ષિણાનો પોણો ભાગ દેવો; ' મધ્યન્દિન ' નામક ક્રિયા થઇ ગયા બાદ જો ( યાજકનું ) મરણ થાય, તો પછી તેના વારસને પૂરેપૂરી દક્ષિણા આપી દેવી; કારણ કે દક્ષિણા આપવાનું કામ એ વખતે પૂરું થઇ ગયલું હોય છે. ' બૃહસ્પતિસવન ' સિવાયના પ્રત્યેક યજ્ઞમા દક્ષિણા આપવાની તો હોય જ. ' અહર્ગણ ' વગેરે તમામ યજ્ઞો પરત્વે અપાતી દક્ષિણાઓને પણ આ જ નિયમો લાગુ પડે છે.

મરનાર યાજક સિવાયના બાકી બધા જે યાજકો દક્ષિણાઓ લે તે બધાએ, અગર તો ગુજરી ગયલ યાજકના બીજા સંબંધીઓએ, ગુજરનાર યાજકને નિમિત્તે કરવાની મરણોત્તરક્રિયા દશ દિવસ અને દશ રાત્રિ પર્યન્ત કરવી.

જો યજમાન ( જેણે યજ્ઞ કરાવવાની યોજના કરી હોય તે ) મરી જાય, તો ઋત્વિજો ( યજ્ઞ કરાવનાર પુરોહિતો )એ યજ્ઞસમાપ્તિ કરીને બધી દક્ષિણા લઇ જવી. યજ્ઞ સમાપ્ત થાય તે પૂર્વે જો કોઈ યજમાન યાજકને ત્યજી દે, તો તેવા યજમાનને પ્રથમ વર્ગનો સાહસદંડ દેવો. એ પ્રમાણે યાજકને ત્યજી દેનાર યજમાન ( યજ્ઞકર્તા ) પોતે, યજ્ઞકર્મ માટે ખાનો અગ્નિ રાખનારો ન હોય, અગર તો જો તે પોતે જ શુદ્ર હોય, અગર તો તેણે પોતે જ અનેક યજ્ઞો કરેલા હોય, તો તેવા યજમાનને અનુક્રમે સો, હજાર. ને હજાર ' પણ ' ના દંડની સજા (પણ) કરી દેવી.

સુરાપ ( મદ્યપાન કરનાર ); વૃષલીભર્તા ( શૂદ્ર સ્ત્રીનો પતિ ); બ્રહ્મહા ( બ્રાહ્મણનો વધ કરનાર ); અગર તો જે કોઇએ ગુરૂપત્નીગમન કરેલું હોય તે ( ગુરૂતલ્પગ ); અસત્ દાન લેનાર; ચોર; અગર તો જે કોઇપણ કરાવાતું યજ્ઞકાર્ય કુત્સિત ગણાતું હોય તે ( કુત્સિત યાજક ): એ બધા પૈકી કોઇની પણ હાજરીમા કરાતા યજ્ઞકર્મથી ઇષ્ટફળ ( પુણ્ય ) મળતું નથી, એ વાત નિસંશય હોઇને, ( પૂર્વોક્ત કોટીના ) કોઇ પણ યાજકને છોડી દેવામાં કોઇપણ પ્રકારનો દોષ નહિ ગણાય.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ધર્મસ્થીયાદિ' સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું 'કર્મકર અને સહકારને લગતા નિયમો': એ નામક ચાલતું પ્રકરણ પૂરૂં થાય છે. )

## પ્રકરણ ૧૫.

### ખરીદી અને વેચાણ કરવા બાબત

પોતાથી વેચાણ અપાયલો માલ દૂષિત, ભયાવહ કે અગ્રાહ્ય કોટીનો હોય છતાં, જો કોઇ વેપારી (ખરીદનારને) તે માલ સોંપે નહિ, તો તેને બાર 'પણ' દંડની સજા કરવી.

જે માલ (પણ્ય)માં સ્વાભાવિક દોષ રહેલ હોય તે 'દૂષિત' ગણાય છે; જે માલને રાજા ખાલસા કરી શકે, અગર તો જે માલને ચોર, અગ્નિ કે પાણી નષ્ટ કરી શકે તે 'ભયાવહ ( ઉપનિપાત )' કહેવાય છે; અને જે માલમાં કોઇ સારો ગુણ હોય જ નહિ, અગર તો જે કોઇ મૃત મનુષ્યની બનાવટ રૂપ હોય તે 'અગ્રાહ્ય' ગણાય છે.

વેચાણ રદ કરવું હોય તો વેપારીઓ એક રાતમાં, ખેડુતો ત્રણ રાતમાં, અને ગોપાલિયાઓ પાંચ રાત્રિ જેટલા સમયમાં તે પ્રમાણે કરી શકશે; અને જો ઉત્તમ પ્રકારના અને વ્યામિશ્ર પ્રકારના માલનું સાટું કે વેચાણ રદ કરવું હોય, તો તે પ્રમાણે સાત રાત્રિઓ દરમ્યાન કરી (પણ) શકાશે.

જે વેપારી માલ તુર્ત નષ્ટ થાય તેવો હોય તે માલ બીજાને નુકસાન થયા વિના તુર્ત વેચાઇ જાય એટલા માટે આવશ્યક અનુકૂળતા કરી આપવી, અને તે એવી રીતે કે, બીજે જે જે સ્થળે એવો, પણ તુર્ત નષ્ટ ન થઇ જાય તેવો માલ વેચાતો હોય, તો તેનું વેચાણ બંધ કરાવી દેવું. આ પ્રકારની વ્યવસ્થા કરવામાં આવે અને તેનો જો કોઇ ભંગ કરે તો તેવા ગુન્હા બદલ તેવો ગુન્હો કરનારને ચોવીશ 'પણ' દંડની સજા કરવી, અગર તો આ નિયમનો ભંગ કરીને જેણે જે માલ વેચ્યો હોય તેની જે કીંમત હોય તેના એકદશાંશ જેટલી રકમનો દંડ (પણ) તેને દેવો.

જે કોઇએ જે ચીજ વેચાતી લીધી હોય તે ચીજ સ્વાભાવિક દોષવાળી, ભયાવહ કે અગ્રાહ્ય ન હોય છતાં જો તે માણસ પાછી આપવાનો પ્રયાસ કરે, તો તેને બાર 'પણ' દંડની સજા કરવી.

આ વેચાણ રદ કરવા સંબંધી નિયમો જેવી રીતે વેચનારને લાગુ પડે છે તેવી જ રીતે ખરીદનારને પણ લાગુ છે, એમ સમજવું

### ( વિવાહ–વ્યવહાર )

પહેલા ત્રણ વર્ણોમા જો પાણિગ્રહણ થયા પૂર્વે કન્યાને મુકી દેવામાં આવે, તો તે વ્યાજબી ગણાશે; અને ધર્મક્રિયાનું પાલન કરનાર શૂદ્રો પરત્વે પણ જો એ પ્રમાણે થાય તો તેને પણ વ્યાજબી ગણવું. પાણિગ્રહણની ક્રિયા થઇ ગયા પછી પણ જો એવું માલુમ પડી આવે કે, કન્યાએ પરપુરૂષગમન કરેલ છે, તો તેવી ( દૂષિત ) કન્યાને છાંડી શકાશે પણ ખરી. પરંતુ શુદ્ધ શીલવાળાં અને કુલીન વરવધૂની બાબતમાં તે પ્રમાણે કદિપણ બની શકશે નહિ. પરજનથી ભોગવાયલ કન્યાનો વિવાહ જો કોઇ મનુષ્ય, તેનો તેવો દોષ પ્રકટ કર્યા વિના બીજા જોડે કરશે, તો તેવા (પરણાવનાર) મનુષ્યને છન્નું 'પણ' દંડની સજા થશે એટલું તો નહિ, પરંતુ તેણે ( વરપક્ષ તરફથી ) જે સ્ત્રીધન તથા શુલ્ક મેળવેલ હશે તે પણ તેણે પાછું આપી દેવું પડશે. ( એ જ પ્રમાણે ) વરમાં જે દોષો રહેલા

હોય તે દોષો દબાવી રાખીને જે કોઇ મનુષ્ય કન્યાને લેશે તે મનુષ્યને, પૂર્વનિર્દિષ્ટ દંડ કરતાં બમણી રકમના દંડની સજા થશે એટલું તો નહિં, પરંતુ તેણે જે કાંઇ સ્ત્રીધન તથા શુલ્ક રૂપે ( એ કન્યાને ) આપેલ હશે તે પણ તેણે ખોવું પડશે

( બેપગાં, ચોપગાં વગેરે પ્રાણીઓનું વેચાણ )

અશુચિ ( અસ્વચ્છ ), અગર તો કોઢ વગેરે વ્યાધિઓવાળાં બેપગાં તથા ચોપગાં પ્રાણીઓને, સબળ (ઉત્સાહયુક્ત), તનદુરસ્ત (સ્વાસ્થ્યવાળાં), અને શુચિતાસંપન્ન ( સ્વચ્છ ) ખોટી રીતે દેખાડીને જે મનુષ્ય તેમનું વેચાણ કરે તેને બાર ' પણ ' દંડની સજા કરવી. ત્રણ રાત્રિઓ દરમ્યાન ચોપગાં પ્રાણીઓનું, અને એક વર્ષ દરમ્યાન મનુષ્યનું વેચાણ રદ કરી શકાશે; કારણ કે એટલી મુદતમાં જે તે ( વેચાયલ ) પ્રાણીની કે મનુષ્યની સારીમાઠી હાલત જણાઇ આવ્યા વિના રહેશે નહિ.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ધર્મસ્થીયાદિસંજ્ઞક' ત્રીજા અધિકરણમાંનું, ' ખરીદી અને વેચાણ રદ કરવા બાબત'ને લગતું પંદરમું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૧૬.

### દાન આપીને પાછું મેળવવું; સ્વામિત્વના અભાવે થયેલું વેચાણ, અને સ્વામિત્વ.

લેણું વસૂલ કરવાને માટે જે નિયમો બતાવવામાં આવેલ છે તે નિયમો, આપેલ દાન (દત્ત)ને પાછું ખેંચી લેવા (આદાન)ની વાતને પણ લાગુ થાય છે. જે દાન અવ્યવહાર્ય ( ન થઇ શકે તેવું ) હોય તેને તો કોઈ મનુષ્યની રક્ષા હેઠળ મુકી દેવું. જે માણસે પોતાનું સર્વસ્વ, અને પોતાનાં પુત્રો અને પત્ની ઉપરાંત પોતાના પિંડને પણ દાન રૂપે દઇ દીધેલ હોય તે મનુષ્યને તે બધું તેના અનુશયી એ (પાછું) આપી પણ શકશે. અસાધુઓને માટે કે

નિર્દય કર્મોને અર્થે, કે દુષ્ટ લોકોને માટે કરાયલ ધર્મદાન તેમ જ અનુપકારી અને અપકારી મનુષ્યોને અપાયલી આર્થિક મદદ ( અર્થદાન ), અને અપાત્ર માણસને કરાવલ કામદાનઃ એ સર્વ પરત્વે કુશળ પુરુષોએ એવો તોડ કાઢવો કે જેથી દાતા તેમ જ પ્રતિગ્રહીતાઃ એ બેમાથી કોઇને પણ નુકસાન ન થાય.

બીરૂ (બ્હીકણુ) મનુષ્યને દંડભય ( સજા કરાવવાની બ્હીક ), આક્રોશભય ( બદનક્ષીની ફર્યાદ નોધાવવાનો ડર ), અગર તો અર્થભય દેખાડીને જે કોઇ મનુષ્ય તેવા બ્હીકણુ પાસેથી નાણાંની મદદ મેળવશે તેને, ચોરી બદલ કરવામાં આવતી સજા કરવામા આવશે; અને જે લોકો એ પ્રમાણે દોષદાન કરશે તેમને પણ સજા કરવામાં આવશે.

કોઇ શખ્સને ઇજા પહોંચાડવામાં કરાતો સહકાર, તેમ જ રાજા તરફ બતાવાતો દર્પઃ એ બન્ને બાબતો પરત્વે, ઉત્તમમાં ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવામાં આવશે.

મરી ગયલા મનુષ્યની મિલ્કત ઉપર હક ધરાવનાર કોઇ પણ પુત્ર કે વારસદાર (દાયાદ) પોતાની ઇચ્છા વિરૂદ્ધ, પ્રાતિભાવ્યદંડ ( મરી ગયલા માણસે વ્હોરી લીધેલી જામીનગીરી ), શુલ્કશેષ ( શુલ્ક પૈકી બાકી રહેલ નાણા ), અગર તો જુગાર નિમિત્તે હોડમાં મુકાયલ બાબતો ચૂકવી આપશે નહિ એટલુંજ નહિ, પરંતુ નીશામાં કે કામાસક્ત અવસ્થામાં મરી ગયલ મનુષ્યે જે કોઇ દાન કરેલ હશે તે પણ તે આપશે નહિ. આ પ્રમાણે દાન પાછું ખેચી લેવાની વાતને લગતો વિષય પૂરો થાય છે.

## ( માલીકીહક વિના કરાતું વેચાણ. )

ગુમ થઇ ગયલી મિલ્કતનો, અન્ય પુરુષના કબ્જામાં પત્તો મળે ત્યારે તેના સ્વામીએ ધર્મસ્થો (ન્યાયાધીશો)ની મારફત અપરાધીને પરહેજ કરાવવો. જો દેશકાળને લઇને આ પ્રમાણે બની ન શકે, તો સ્વામીએ તે જ તેને પકડવો, અને ધર્મસ્થોની પાસે રજુ (પણ) કરી દેવો. ધર્મસ્થે (એવા પ્રસંગે) સ્વામીને આ પ્રમાણે પૂછી લેવું:-"આ મિલ્કત તુંને ક્યાંથી

મળેલી ? " જો તે, પોતાને એ મિલ્કત શી રીતે મળી આવી તે (આચારક્રમ) બતાવી આપે, પરંતુ જે માણસે તે તેને વેચાણુ આપી હોય તે માણસને તે રજુ કરી શકે નહિ, તો પછી તેને છૂટો કરી દેવો, અને એ મિલ્કતને ખાલસા (પણ) કરી લેવી. પરંતુ વેચનાર (વિક્રેતા)ને જો તે રજુ કરે (અગર તો જો તે રજુ થાય), તો તેણે (વેચનારે) એ મિલ્કતનું મૂલ્ય આપવું પડશે એટલું તો નહિ, પરંતુ ચોરી કર્યા બદલ કરાતી સજાને પાત્ર પણ તે ગણાશે.

ચોરાયલ માલ પોતાના કબ્જામાં રાખીને જો કોઇ શખ્સ નાસી જાય, અગર તો તે પ્રમાણે અપહૃત થઇ ગયલ મિલ્કતનો ક્ષય થઇ જાય ત્યાં સુધી તે સંતાઇ રહે, તો તેની કનેથી તેવી મિલ્કતનું મૂલ્ય વસુલ લેવું એટલું તો નહિ, પરંતુ તેને, ચોરી માટે કરાતી સજા પણ કરવી.

જો કોઇ ઇસમ નષ્ટ થયલ મિલ્કત ઉપર પોતાનું સ્વામિત્વ હોવાનું સાબીત કરશે તો તેને તે મિલ્કતનો કબ્જો ફરીથી મળી શકશે. જો કોઇ ઇસમ તે પ્રમાણે પોતાનું સ્વામિત્વ પ્રતિપાદિત કરી શકશે નહિ, તો તે મિલ્કતના મૂલ્યથી પાંચ ગણો દંડ તેણે ભરવો પડશે, અને તે મિલ્કતને રાજ્યમાં ખાલસા કરી દેવામાં ( પણ ) આવશે.

જો નષ્ટ મિલ્કત પરત્વે ન્યાયાધીશોને નિવેદન કર્યા વિના કોઇ પણ માણસ એવી મિલ્કતને પોતાના કબ્જામાં લેશે, તો તેને પ્રથમ વર્ગના સાહસદંડની સજા કરવામાં આવશે.

નષ્ટ થઇ ગયલ કે અપહૃત ( ઉપડી ) જવાયલ મિલ્કત ઉત્પન્ન થાય ( ફરીથી હાથ આવે ), તો તેને શુલ્કસ્થાન (જકાતના થાણા )માં રાખવી. ત્રણ પખવાડિયાં પૂરા થતાં સુધીમાં જો કોઇ શખ્સ, તે ઉપર પોતાનું સ્વામિત્વ બતાવતો ન આવે, તો રાજા તેનો માલીક ગણાશે.

ચોરાઇ ગયલ કે હરાઇ ગયલ કોઇ પણ બેપગા પ્રાણી પરત્વે જે કોઇ ઇસમ પોતાનું સ્વામિત્વ સિદ્ધ કરશે તેણે નિષ્ક્રય ( મોક્ષમૂલ્ય ) રૂપે પાંચ ' પણ ' ભરવા પડશે. એ જ રીતે, એક ખરીવાળા પ્રત્યેક પ્રાણીના નિષ્ક્રય

રૂપે ચાર ' પણ ', એક ગાય કે ભેંસ બદલ બે ' પણ ', અને ક્ષુદ્ર ચોપગ પ્રાણી બદલ પા 'પણુ': એમ અનુક્રમે (તેના ધણીએ) ભરવાના પણ છે. વળ રત્ના, અને સારદ્રવ્ય ( એ પ્રમાણે પુનઃ પ્રાપ્ત થાય તા તે ) બદલ, તેમન કીંમતના પાચ ટકા પ્રમાણે ગણતા જે ' નિષ્ક્રય ' થાય તે પણ ( તેન ધણી તરફથી ) ભરાઇ જવા જોઇએ જ.

પોતાનાં અરણ્યોમાથી તેમ જ પરરાજ્યમાથી જો રાજાના હાથમ પોતાની પ્રજાની કોઇ પણ મિલ્કત આવે, તા તે પ્રમાણે પ્રાપ્ત થયલ મિલ્કત રાજાએ તેના માલીકને સોંપી દેવી. † ચોરાથી ચોરાઇ ગયલ મિલ્કતને રાજા જો પાછી મેળવી ન શકે, તો તેણે સ્વદ્રવ્યમાથી ( તેવ મિલ્કતના ખોનારને) તેની કીંમત જેટલો બદલો ભરી આપવો. જો રાજા પોતે (એ પ્રમાણે ચોરાઇ કે હરાઇ ગયલ) માલ પાછો મેળવી ન શકે, તો પછી જો કોઇ શખ્સ પોતાની ઇચ્છાથી આગળ આવીને ( સ્વયંગ્રાહ બનીને) એવો માલ લાવી આપે તેમ હોય તો તેને તેમ કરવા દેવું, અને તેને નિષ્ક્રય (મોક્ષમૂલ્ય) આપીને તેણે તે માલ છોડાવી લેવો, અને તે તેના મૂળ માલીકને આપી (પણ) દેવો.

જો કોઇ સાહસિક ( પરાક્રમી ) માણસ શત્રુરાજ્યમાથી દેવ, બ્રાહ્મણ અને તપસ્વીની મિલ્કતનું તથા કોઇ આર્યજન સિવાય બીજા કોઇ પ્રકારનુ હરણ કરી લાવે, તો રાજાએ તેની પ્રતિ અનુગ્રહ બતાવીને, તેને તે પ્રમાણે અણાયલ મિલ્કતનો ઉપભોગ લેવા દેવો. આ પ્રમાણે, સ્વામિત્વ જેની ઉપર ન હોય તેવી મિલ્કતના થતા વેચાણને લગતી ચર્ચા પૂરી થાય છે.

---

† રાજ્ય પ્રજા પાસેથી કર રૂપે જે બધુ મેળવે છે તે કેવળ પ્રજાનું રક્ષણ કરવાને મિષેજ, અને તેથી જો રાજ્યની નિર્બળતાથી પ્રજાને નુકસાન થાય, તો એક રીતે રાજા પ્રજા વચ્ચે થયલ કરારનો ભંગ થયલો ગણાય, અને તેથી રાજાએ પ્રજાને નુકસાની પણ દેવી પડે.

( સ્વ–સ્વામિત્વ. )

જે પ્રદેશમા પોતાની ( મિલ્કત ) હોય તે પ્રદેશ છોડીને, તે મિલ્કતના ધણીઓ જો (અન્ય સ્થળે) જાય, તો પણ તેમનું તે મિલ્કત ઉપરનું સ્વામિત્વ ચાલુ રહેશે. સગીર, વૃદ્ધ, વ્યાધિગ્રસ્ત, આફતમાં સપડાયલ, પ્રવાસે ગયલ, અને રાજ્યવિભ્રમ ( રાજ્યમા થતી ઉથલપાથલ ) ને કારણે દેશત્યાગ કરી ગયલ શખ્સો સિવાયના ઇતર જે સ્વામીઓએ પોતપોતાની મિલ્કત પરત્વે, દશદશ વર્ષો પર્યન્ત બેદરકારી બતાવીને તેનો ઉપભોગ બીજાઓને લેવા દીધો હશે, તેવા સ્વામીઓનું સ્વામિત્વ તેવી તેમની મિલ્કત ઉપર નષ્ટ થયલું ગણાશે.

જો કોઇ બાંધકામ ( વાસ્તુ ) વીશ વર્ષ સુધી (તેના પોતાના ધણીથી) ઉપેક્ષિત રહીને અન્ય કોઇ ઇસમથી ઉપભુક્ત થતુ રહેલ હશે, તો તેનો મૂળ માલીક તેને પુનઃ પ્રાપ્ત કરી શકશે નહિ. પરંતુ રાજાની ગેરહાજરીમા જે જ્ઞાતિજનો, શ્રોત્રિયો અગર પાખંડીઓ પરવસ્તુઓ (પારકાના મકાનો)નો ઉપભોગ કરવાને મંડી પડેલા હશે તેમને તેના ઉપભોગના કારણથી તેવા મકાનો ઉપર સ્વામિત્વની પ્રાપ્તિ નહિ થાય. ઉપનિધિ, આધિ, નિધિ (ગુપ્ત દ્રવ્ય), નિક્ષેપ, સ્ત્રી, સીમા, અગર તો રાજા તેમ જ બ્રાહ્મણોઃ એ સર્વની માલીકીનાં દ્રવ્યને લગતા માલીકીહકના સંબંધમા પણ, પૂર્વોક્ત નિયમોને જ લાગુ પાડવા.

આશ્રમજીવન ગાળનારાઓએ તેમ જ પાખંડીઓએ, પરસ્પરબાધક ન થતાં, મોટા મોટા વિસ્તારવાળાં સ્થાનોમાં નિવાસ કરવો. તથાપિ જો કોઇ નવો માણસ તેમાં નિવાસ કરવાને આવે, તો ત્યાં નિવાસ કરતા જૂના ઇસમે તેને, પોતાની જગ્યામાથી, તેવા નવા આવનારને નિવાસાર્થ જગ્યા કાઢી આપવી. જો કોઈ પૂર્વનિવાસી તે પ્રમાણે કરી ન આપે, તો તેને તે સ્થાનમાથી કાઢી મેલવો.

વાનપ્રસ્થો, યતિઓ, અગર તો બ્રહ્મચારીઓની મિલ્કતના વારસ, તેમના આચાર્યો, શિષ્યો, ધર્મભ્રાતાઓ (ગુરૂબંધુઓ) અગર તો તેમના સમાનતીર્થો (સહાધ્યાયીઓ) ગણાશે.

જો આ બધા (વાનપ્રસ્થો વગેરે) પૈકી કોઇને દંડ ભરવાનો પ્રસંગ આવે, તો તેણે રાજાના નામથી ક્ષપણકાર્ય કે અભિષેકકર્મ, કે અગ્નિ-કાર્ય અગર તો 'મહાકચ્છવર્ધન' નામનું કાર્ય, જેટલા 'પણ' તેમનો દંડ થયો હોય તેટલી રાત્રિઓ પર્યંત કરવું. જો પાખંડીઓ પાસે હિરણ્ય કે સુવર્ણ (સોનાના સિક્કા) ન હોય એમણે, પારૂષ્ય (પરાપવાદ), ચોરી, સાહસ અને અપહરણ સિવાયના ઇતર (દંડનીય) પ્રસંગોમાં ઉપવાસવ્રત કરીને (રાજાની) આરાધના કરવી. પરંતુ જો તેમણે બદનક્ષી (પારૂષ્ય), ચોરી, સાહસ અગર અપહરણનો ગુન્હો કર્યો હોય, તો તેમને સજા કરવાની છે.

પરિવ્રાજકો અનુચિત વર્તન (યથાચાર) કરતા હોય, તો રાજાએ તેમને દંડ દઇને તેમ કરતાં અટકાવવા; કારણ કે ધર્મ જો અધર્મથી અપહત થાય છે અને તે વાત જો ઉપેક્ષિત થતી રહે છે, તો તેના પરિણામમા રાજાનો પોતાનો વિનાશ થયા વિના રહેતો નથી.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ધર્મસ્થીયાદિ'સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું, 'માલીકીહક વિના કરાતું વેચાણ, સ્વામિત્વ વગેરે' બાબતોને લગતું સોળમું પ્રકરણ પૂરું થાય છે.)

## પ્રકરણ ૧૭

### સાહસ=લૂંટ

અન્વયવત્ (પાછળ પડીને), અને પ્રસભપૂર્વક (બલાત્કારે) જે કર્મ કરવામાં આવે તેને 'સાહસ (લૂંટ)' કહે છે; અને નિરન્વયે (પાછળ પડ્યા વગર) અને અપવ્યયને (પ્રજા કર્યા વગર) જે કર્મ કરાય તેને 'ચોરી' કહેવામાં આવે છે.

મનુના મત પ્રમાણે, રત્નો તથા ઉંચા કે નીચા પ્રકારના કાચા માલ (કુપ્ય)ની જે લૂંટ કરવામાં આવે, તો તેમના મૂલ્ય જેટલા દંડની સજા (તેવા સાહસ કરનારને) કરવી.

ઉશનસૂના અભિપ્રાય પ્રમાણે, તેવી રીતે લૂંટાયલ વસ્તુઓનું જે મૂલ્ય હોય તેના કરતાં બમણી રકમના દંડની સજા થવી જોઇએ.

તથાપિ મારો (કૌટિલનો) અભિપ્રાય એવો છે કે, અપરાધના સ્વરૂપના પ્રમાણમાં સજા થવી જોઇએ.

ફૂલ, ફળ, શાક, કંદ, પકવાન્ન, ચામડાં, વાંસ અને માટીનાં વાસણ: એ સર્વ ક્ષુદ્રક દ્રવ્યોના સંબંધમાં બારથી ચોવીશ 'પણ' સુધીના દંડની સજા કરવી; કાલાયસ (લોઢું), કાષ્ઠ (લાકડું), રજ્જુ–દ્રવ્ય (દોરડાં જેમાંથી બનાવી શકાય તેવા પદાર્થો), અને ક્ષુદ્ર પશુઓનાં ટોળાં: એ સર્વ પરત્વે દંડની રકમ, ચોવીશથી અડતાળીશ 'પણ' સુધીમાં રાખવી; અને એથી પણ વધારે મૂલ્યવાળાં તામ્ર, પીતળ, કાંસું, કાચ, હાથીદાંત અને વાસણો વગેરેના સંબંધમાં, અડતાળીશથી તે છન્નું 'પણ' સુધીના દંડની સજા કરવી. આ પ્રકારે કરવામાં આવતી સજાને, 'પ્રથમ વર્ગનો સાહસદંડ' કહેવામાં આવે છે.

મોટું ચોપગું પ્રાણી, મનુષ્ય, ખેતર, ઘર, હિરણ્ય, સુવર્ણ, સૂક્ષ્મ વસ્ત્ર વગેરે પૈકી જો કોઇ લૂંટાય (હરાઇ જાય). તો દંડની રકમ બસો 'પણ'

સુધીની ગણુ।। આ પ્રમાણે કરાતી સજાને 'મધ્યમ સાહસદંડ' કહેવામાં આવે છે.

ઉત્તમ પ્રકારના સાહસદંડના સંબંધમાં આચાર્યોનું કહેવું આ પ્રમાણે છેઃ—"પુરુષ અગર સ્ત્રીને બલાત્કારપૂર્વક બંધનમાં રખાય કે રખાવાય, અગર તો તેમને બળજોરીથી બંધનમુક્ત કરી દેવાય, તો તેવા કર્મના બદલામાં, પાંચસોથી માંડીને એક હજાર 'પણ' સુધીના દંડની સજા થવી જોઇએ. (આ પ્રમાણે કરાતી સજા 'ઉત્તમ સાહસદંડ' કહેવાય છે.)"

પોતાથી તૈયાર કરી રખાયલ યોજના પ્રમાણે જે કોઈ મનુષ્ય બીજાની પાસે સાહસકર્મ કરાવે તેને (લૂંટાઇ કે હરાઇ ગયલ દ્રવ્યના) મૂલ્યથી બમણી રકમના દંડની સજા કરવી. "તારા ઉપયોગ માટે તારે જેટલું સોનું જોઇશે તેટલું સોનું હું તુંને આપીશ": એ પ્રમાણે વચન આપીને જે કોઈ (મદદગાર) મનુષ્ય બીજાની પાસે 'સાહસ' કરાવે તેને, (તેના પરિણામે લૂંટાઇ કે હરાઈ જતા માલની) કીંમતથી ચાર ગણી રકમના દંડની સજા કરવાની છે.

**બૃહસ્પતિનું** મત (આ બાબતમાં) આ પ્રમાણે છેઃ—"હું તુંને આટલું સોનું આપીશ"—એવી લાલચ આપીને કોઇ એક (મદદગાર) મનુષ્ય બીજાને હાથે 'સાહસકર્મ' કરાવે, તો તે પ્રમાણે જેણે લાલચ આપી હોય તે મનુષ્યને, યથોક્ત હિરણ્ય (લાલચ રૂપે અપાવાના સોના) સહિત ધનદંડ ભરી આપવાની સજા ફરમાવવી." પરંતુમારું (કૌટિલીયનું) મત આવું છે—"જો તેવો મદદગાર એમ કરાવ્યાના બ્હાના તરીકે પોતાની કોપાવિષ્ટતા, મદોન્મત્તતા કે મુગ્ધતાને આગળ ધરી પોતાના અપરાધને મોળો પાડી દે, તો પણ તેને, પૂર્વે કહેવાઇ ગયલી સજા તો થવી જ જોઇએ."

[1] સો 'પણ'થી ઓછી રકમનો જો દંડ કરવામાં આવે તો તેવા દંડ ઉપર રાજાએ જે તે દંડની રકમના આઠ ટકા જેટલી રકમ, 'રૂપ' તરીકે વધારામાં લેવી, અને સો 'પણ' ઉપરાંતની રકમનો દંડ થયો હોય તો

ની દરેક રકમ ઉપર તેણે પાંચ ટકા તરીકે 'વ્યાજી' પણ લેવું. આ 'રૂપ' ને 'વ્યાજી' લેવાનું ધોરણ વ્યાજબી જ છે; કારણ કે, એક તરફથી પ્રજાજનો જેમ અનેક દોષોથી ભરેલ હોય છે, તેમ બીજી તરફથી રાજાઓ સ્વાભાવિક રીતે ભૂલ ખાઇ ગયા વિના રહેતા પણ નથી.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ધર્મસ્થીયાદિ'સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું, 'સાહસ'વિષયક સત્તરમું પ્રકરણ પૂરૂં થાય છે.)

---

## પ્રકરણ ૧૮

—o—

### વાક્પારુષ્ય=અપવાદ

ઉપવાદ (નિંદા), કુત્સન (તિરસ્કાર), અગર અભિભર્ત્સન (ડરાવણી-ધમકી): એ ત્રણે વાક્પારુષ્ય (બદનક્ષી)ના પ્રકારો છે.

શરીર, પ્રકૃતિ, શ્રુત, વૃત્તિ (ધંધો) અગર દેશીયતાને લગતાં નિંદાત્મક વચનોમાં, કોઇને તેના ખરા નામ સાથે 'કાણિયો; લંગડો' વગેરે શબ્દ જોડીને જે કોઇ બોલાવે તેને ત્રણ 'પણ' દંડની સજા કરવી, અને જે કોઈ ખોટા નામથી બોલાવે તેનો છ 'પણ' દંડ કરવો. 'વાહ, તારી આંખ શી સુંદર છે ને! 'વાહ, શા શોભન તારા દંતઃ !' એવી એવી વક્રોક્તિઓ કરીને જે કોઇ મનુષ્ય, કોઇ કાણિયા કે અપંગનું અપમાન કરે તેને બાર 'પણ' દંડની સજા કરવી. એ જ પ્રમાણે જો કોઇ મનુષ્યનો, તેના કોઢીઆપણા બદલ, કે તેના ગાંડપણ બદલ, કે તેની નપુંસકતા બદલ કે એવી કોઇ ખોડ બદલ તિરસ્કાર કરવામાં આવે, તો તે પ્રમાણે તિરસ્કાર કરનારને પણ તેટલી જ સજા ફરમાવવી. વળી જો કોઇ મનુષ્ય બીજાના સાચીખોટી કે ખોટીસાચી સ્તુતિનિંદા કરે, અને તે નિંદા કરનાર અને નિંદ્ય મનુષ્ય તુલ્યપદવીના હોય, તો તે પ્રમાણે કરનારને, બાર 'પણ'થી માંડીને (નિંદાના પ્રમાણમાં ચઢતા ક્રમે) દંડની સજા કરવાની છે.

જો નિંદ્ય મનુષ્ય વિશિષ્ટ કોટીનો હોય તો દંડની રકમ બમણી ગણવી; તે હીન કોટીનો હોય તો દંડની રકમ અર્ધ ભાગની રાખવી; ( અને ) પરસ્ત્રીને અપવાદ આપવામાં આવે, તો દંડની રકમ બમણી ગણવાની છે.

પ્રમાદ, મદ, કે મોહના પરિણામે કોઇની નિંદા થાય, તો તે બદલ કરવામાં આવતા દંડની રકમ અર્ધભાગની રાખવી.

કોઇ પણ માણસને કોઢ કે ઘેલછા છે કે નહિ તે બાબતના નિર્ણય પરત્વે ચિકિત્સકો અગર તો સમીપ રહેતા લોકો પ્રમાણભૂત ગણાશે.

કલીબભાવ (નપુંસકતા)ની ખરાઇ કરવામાં સ્ત્રીઓ, મૂત્રફેન, અગર તો પાણીમા નંખાવાથી તળીએ બેસતું ગૂ: એટલા વાના ઉપકારક થઇ પડશે.

## ( પ્રકૃતિનિંદા )

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને અંતાવસાયીઓ પૈકી જો કોઇ પોતાનાથી ચઢતા વર્ણ પૈકી કોઇની નિંદા કરે, તો દંડની રકમ ત્રણ 'પણ'-ની માંડીને ચઢતા ક્રમે વધારી દેવો. જો કોઇ ચઢીઆતા વર્ણનો મનુષ્ય ઉતરતા વર્ણના કોઇ મનુષ્યની નિંદા કરે, તો બે 'પણ'થી માંડીને ઉતરતા ક્રમે દંડની સજા કરવી. 'કુબ્રાહ્મણ' વગેરે વચનો પણ નિંદાત્મક હોઇ પૂર્વોક્ત કોટીની સજાને પાત્ર છે.

શ્રુત (જ્ઞાન) પરત્વે કરાતી નિંદા, તેમ જ વાગ્જીવી લોકો, કારીગરો ભાટાઇ કરનાર લોકોના ધંધાને અપાતા અપવાદો, તથા 'પ્રાજ્જુણક, ધાર ' વગેરે, નામથી કરાતા જનપદોના ઉપવાદોઃ એ સર્વને પણ, પૂર્વોક્ત નિયમો લાગુ પાડવા.

## ( અભિભર્ત્સના=ધમકી=ડરાવણી )

'હું તુંને આમ કરી નાખીશ:' વગેરે પ્રકારનાં વાક્યો બોલીને જો કોઇ માણસ અન્યને ડરાવે, તો તે પ્રમાણે ડરાવનારને, એ પ્રમાણે કરાતા કર્મ બદલ તેના કરનારને જેટલી સજા થઇ શકે તે સજાના કરતાં અર્ધભાગની સજા કરવી.

પોતે આપેલી ધમકીને અમલમાં ન મુકી શકનાર માણુસ પોતાના નાવમાં જો ક્રોધ, મદ, કે મોહનું બ્હાનું આગળ ધરે, તો તેનો બાર ણુ' દંડ કરવો.

અપકર્મ કરવાની શકિત ધરાવનાર મનુષ્ય જો વૈરબુદ્ધિથી બીજા ધને ધમકી આપે, તો જે અન્ય માણુસને ધમકી અપાઇ હોય તે માણુના હિતાર્થ, તેવા ધમકી આપનાર શખ્સના, તેની પોતાની જીંદગી સુધીના નમીન લેવા.

જે કોઇ મનુષ્ય પોતાના દેશ ( સ્વદેશ ) ની, અગર પોતાના ગામની નિંદા કરે તેને પૂર્વ કોટીના સાહસદંડની સજા કરવી; જે કોઇ પોતાની જાતિ કે પોતાના સંઘની નિંદા કરે તેને મધ્યમ કોટીનો સાહસદંડ આપવો; અને જે કોઇ દેવોની કે ચૈત્યો ( મંદિરો )ની નિંદા કરે તેને ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા ફરમાવવી,

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' ધર્મસ્થીયાદિ 'સંજ્ઞક ત્રીજા અધિકરણુમાંનું, ' વાક્પારુષ્ય—બદનક્ષી ' વિષયક અઢારમું પ્રકરણુ પૂરૂં થાય છે.)

## પ્રકરણુ ૧૯



### દંડપારૂષ્ય—હુમલો.

સ્પર્શ કરવો તે (સ્પર્શન ), અવગૂર્ણ (પ્રહાર કરવો તે), અગર પ્રહત ( વ્યથા કરવી તે ): એ પ્રત્યેક દંડપારૂષ્ય ( હુમલો ) ગણાય છે.

જો કોઇ માણુસ પોતાના હાથ વડે, કે ગારો: રાખ કે ધૂળ છાંટીને ( છાંટવાની ક્રિયાના રૂપમાં ) બીજા કોઇ માણુસની દૂંટી નીચેના શરીરભાગને સ્પર્શ કરે, તો તેનો ત્રણ 'પણુ' દંડ કરવો; અને જો કોઇ એવી તે એવી ગંદી ચીજો, કે લાળ વગેરે નાખીને કે પગ વડે બીજાને એવા જ ભાગમાં અડે, તો તેવા પ્રસંગમાં તેનો ૭ ' પણુ ' દંડ કરવો; અને થૂંક, મૂત્ર કે

ધ ( ગૂ ) વગેરે તેવા ભાગ ઉપર કોઈ છાંટે, તો તે પ્રમાણે છાંટનારને ર ' પણ ' દંડની સજા કરવી. પરંતુ જો આ પ્રકારના ગુન્હાઓ, અન્ય ક મનુષ્યના દૂંટી ઉપરના શરીરભાગ પરત્વે બને, તો તે બદલ, ઉપરના તાં બમણી, અને માથાના ભાગ પરત્વે બને તો ચાર ગણી ( દંડની ) જા કરવાની છે.

વિશિષ્ટ કોટીના મનુષ્યોની બાબતમાં એવા ગુન્હાઓ બને, તો પૂર્વનિર્દિષ્ટ ની રકમો કરતાં બમણી રકમોનો દંડ કરવો, અને જો હીન કોટીના ષ્યો પરત્વે એવા ગુન્હાઓ થાય, તો ઉપર બતાવેલ પ્રમાણથી અર્ધ ગે દંડ ગુન્હેગારોને આપવો. જો પરસ્ત્રીઓ પરત્વે આવા પ્રકારના હાઓ બને, તો દંડનું પ્રમાણ બમણું રાખવું.

જો પૂર્વોક્ત પ્રકારનો ગુન્હો પ્રમાદ, મદ કે મોહને લીધે થઇ ગયો ), તો ઠરાવાયલ દંડના પ્રમાણથી અર્ધભાગે દંડ કરવો.

જો કોઇ પણ મનુષ્યને તેના પગેથી, કે તેનાં વસ્ત્રોથી, કે તેના હાથથી ળથી પકડવામાં આવે, તો છ 'પણ'થી માંડીને ચઢતા પ્રમાણમાં, પકડનારને દંડની સજા કરવી. દબાવણી, બાથભીડ, ખેંચાણી, અગર અન્ય કોઇ માણસના શરીર ઉપર ચઢી બેસવાની ક્રિયાઃ એ પ્રત્યેક દા બદલ પૂર્વ કોટીના સાહસદંડની સજા કરવી.

જો કોઇ શૂદ્ર પોતાના જે કોઇ અવયવ વડે બ્રાહ્મણને પ્રહાર કરે તેનું અવયવ કાપી નાખવું.

## ( પ્રહાર. )

પ્રહારનો ગુન્હો હોય, તો પ્રહાર કરનાર પાસેથી ( જેને પ્રહાર થયો તેને ) વળતર અપાવવું, અને સ્પર્શનના ગુન્હા બદલ જેટલો દંડ છે તેના કરતાં અર્ધભાગે ( ગુન્હેગારને ) દંડની સજા કરવી. આવા દા કરનાર ચંડાળો તેમ જ બીજા અપવિત્ર જનોને પણ આ નિયમ પાડવો. હાથ વડે પ્રહાર કરાય તો ત્રણથી ઓછા ' પણ 'નો દંડ , અને પગવડે પ્રહાર કરનારને, આ કરતાં બમણા દંડની સજા કરવી.

પણ સોજો ચઢી આવે ( સુજોત્પાદન થાય ) તેવી રીતે, જો કોઇ ચીજ વડે કોઇ મનુષ્ય અન્યને પ્રહાર કરે, તો તેવા પ્રસંગમાં તે પ્રમાણે કરનારને પ્રથમ કોટીના સાહસદંડની સજા ફરમાવવી; અને જો જીંદગીને જોખમાવી દે એવી રીતે પ્રહાર કરે, તો તેવા ગુન્હેગારને મધ્યમ પ્રકારનો સાહસદંડ દેવો.

( પ્રહૃત=વ્યથા ).

લાકડી, પાટો, ઢેફું, લોઢાનો દાંડો અગર તો દોરડું; એ પૈકી કોઇ વડે, લોહી ન નીકળે તેવા પ્રકારનો જખમ જો કોઇ કરે, તો તે પ્રમાણે કરનારને ચોવીશ 'પણ' દંડની સજા કરવી. પરંતુ જો ( તેવા કોઇ સાધનનો ઉપયોગ થયાથી) દર્દવાળું કે દૂષિત લોહી ન ફૂટી નીસરતાં (સારું) લોહી ફૂટી નીકળે. તો, ઉપર બતાવેલ સજાથી બમણી સજા કરવાની છે.

મૂઢમાર ( લોહી ન નીકળે તેવી રીતે ) મારીને જો કોઇ માણસને મરણતોલ કરી નાખવામાં આવે, અગર તો જો તેના હાથ, પગ કે દાંતને ભાગી નાખવામાં આવે, કે તેનાં નાકકાન ખેંચી કે કાઢી નાખવામાં આવે, અગર તો દરેકોઇ માણસ પરત્વે, તેનાં ગડગુમડાંના માંસ સિવાયનું માંસ ફાડી નાખી ઉઘાડું કરી દેવામાં આવે, તો તેવા દરેક ગુન્હા બદલ પહેલા પ્રકારના સાહસદંડની સજા કરવી. સાથળ કે ડોક ઉપર કરવામાં આવતી ઇજા; આંખને પહોંચાડાતો જખમ; અગર તો ખાઈપી કે બોલી ન શકાય તેવા પ્રકારની કરાતી ઇજા; અગર તો શરીર ફરીહરી ન શકે તેવી રીતે કરાતી હાનિઃ એ પ્રત્યેક બદલ મધ્યમ પ્રકારના સાહસદંડની સજા કરવી એટલું તો નહિ, પરંતુ જે માણસને ઇજા થઇ હોય તે માણસને સજા થવામાં મદદ રૂપ થઇ પડે તેટલા પ્રમાણમાં તેને ( ગુન્હેગાર પાસેથી) વળતર પણ અપાવવું.

જો દેશકાળને લઇ ગુન્હેગારને તત્કાળ પકડી શકાય નહિ, તો પછી તેને, ચોથા અધિકરણમાં દુષ્ટ લોકોને દબાવવાને અર્થે વર્ણવાયલ ઉપાયોને અનુસરીને, સજાએ પહોંચાડવાની તજવીજ પણ કરવી.

જે માણસોએ એકઠા કરીને કોઇ અન્ય માણસને ઇજા કરી હોય તે પૈકી દરેકને, સાધારણ રીતે કરાતા દંડની રકમથી બમણી રકમના દંડની સજા કરવી. પરંતુ પૂર્વકાલીન આચાર્યોનું મત આ બાબતમાઆ પ્રમાણે છે કે:–"જે કજીઆઓ કે હુમલાઓ પૂર્વકાળમાં થઇ ગયા (જૂના) હોય તેમના પરત્વે ફર્યાદ લેવાવી ન જોઇએ." તથાપિ મારો (કૌટિલીયનો) અભિપ્રાય આવો છેઃ—"અપકારી (અપરાધી) મનુષ્યને જતો કરી શકાય જ નહિ." પૂર્વકાલીન આચાર્યો એવું ધારે છે કે, જે માણસને દુઃખ થયું હોય છે તે ક્ષમા કરી શકતો નથી (અર્થાત્ કાયદાનો આશ્રય લે છે), અને તેથી કરીને જે માણસ કલહની ફર્યાદ પહેલી નોંધાવી દે છે તેને જય પ્રાપ્ત થાય છે. પણ આ વિચાર સામે મારો (કૌટિલનો) વાંધો આ પ્રમાણે છેઃ–"ફર્યાદ પહેલી નોંધાય કે છેલ્લી નોંધાય, તોપણ સાક્ષીઓ તરફથી પડતો પુરાવો જ શ્રદ્ધેય ગણાય છે. જો સાક્ષીઓનો અભાવ હોય, તો પછી થયલી ઇજા અને કલહને લગતા અન્ય સંયોગોને પ્રમાણરૂપ ગણવા; અને બચાવ કરનાર તહોમતદાર જે દિવસે, પોતાની ઉપર મુકાયલ તહોમત પરત્વે ખુલાસો આપી ન શકે તે જ દિવસે તેને સજા ફરમાવી દેવી."

## ( કલહને અંગે કરાતી લૂંટ. )

કલહ (કજીઆ) નો લાભ લઇને જે માણસ દ્રવ્યનું અપહરણ કરી જાય તેનો દશ 'પણ' દંડ કરવો; ક્ષુદ્રક (નિર્જીવ) દ્રવ્યને નષ્ટ કરનાર માણસનો, જે તે નષ્ટ થયલ દ્રવ્યની કીંમત જેટલો દંડ કરવો એટલું તો નહિ, પરંતુ જેને નુકસાન થયું હોય તેને પૂરતું વળતર પણ તેની પાસેથી અપાવી દેવું. જો સ્થૂલક (મોટી કીંમતની) વસ્તુનો નાશ થયો હોય, તો નષ્ટ થયલ જે તે વસ્તુની કીંમત જેટલું વળતર તેના ધણીને અપાવવું એટલું તો નહિ, પરંતુ એ કીમતથી બમણી રકમના દંડની તેને સજા પણ કરવી. વસ્ત્રો, હિરણ્ય, સુવર્ણ, ભાંડો (વાસણો કે ઘરેણાંગાઠાં), અગર તો વેપારી માલ જો નષ્ટ થઇ ગયનો હોય, તો તે પ્રમાણે નાશ કરનારને, પહેલા પ્રકારના સાહસદંડની સજા કરવી એટલું જ નહિ, પરંતુ જે તે નષ્ટ થયલ વસ્તુનું મૂલ્ય પણ તેની કનેથી વસૂલ કરી લેવું.

અન્યના ઘરની ભીંતને ઠોકીઠોકીને નુકસાન કરનાર માણસને ત્રણ 'પણ' દંડની સજા કરવી; અને જે કોઇ એવી પારકાની ભીંતને ફાડી નાખે કે તેમાં કાંણું પાડે, અગર તો તેને તોડી પાડે તેનો છ 'પણ' દંડ કરવો એટલું તો નહિ, પરંતુ તેવી ભીંત સમી કરી આપવાની ફરજ પણ તેને પાડી દેવી.

જે કોઇ પરગૃહમાં દુઃખોત્પાદક દ્રવ્યો ( ચીજો ) ફેંકે તેનો બાર 'પણ' દંડ કરવો; અને એ પ્રમાણે પરગૃહ વિષે જીવલેણ વસ્તુઓ જે કોઇ નાખે તેને પ્રથમ કોટીના સાહસદંડની સજા કરવી.

ક્ષુદ્ર પશુને જે કોઇ લાકડી વગેરેથી દુઃખ ઉત્પન્ન કરે તેની પાસેથી બે 'પણ' દંડ વસુલ કરવો; પરંતુ જો તેવા પ્રાણીને લોહી નીકળ્યું હોય, તો તેવા ગુન્હાના કરનારને, બમણો દંડ ભરવાની ફરજ પાડવી. મહાપશુને, એ જ રીતે, જો કોઇ દુઃખ ઉત્પન્ન કરે, તો પૂર્વનિર્દિષ્ટ દંડ કરતાં બમણા દંડની સજા કરવી એટલું તો નહિ, પરંતુ એવા દુઃખાધીન પશુને સાજું કરવામાં ખર્ચ કરી શકાય તેટલા માટે તેના માલીકને પૂરતું વળતર પણ અપાવી દેવું.

ફળાઉ વૃક્ષો, ફૂલઝાડો અગર શહેર નજીકના બગીચાઓમાંનાં, છાયા આપનારાં વૃક્ષોની કોમળ ફૂટો (પ્રરોહ)ને જે કોઇ કાપે તેનો છ 'પણ' દંડ કરવો; એવા જ વૃક્ષોની ડાંખળીઓ કાપનારને બાર 'પણ' દંડની સજા કરવી; અને જે કોઇ મોટી ડાળો કાપે તેની પાસેથી ચોવીશ 'પણ' દંડની રકમ વસુલ લેવી. પરંતુ જે કોઇ એવાં ઝાડને થડમાથી કાપે તેને, પ્રથમ કોટીના સાહસદંડની, અને જે કોઇ તેને મૂળમાંથી પાડી નાખે તેને, મધ્યમ કોટીના સાહસદંડની સજા કરવાની છે.

ફૂલ, ફેળ તથા છાયા આપનાર નાના છોડવાઓ તથા લતાઓને જે કોઇ, ઉપર મુજબ નુકસાન પહોંચાડે તેને પૂર્વનિર્દિષ્ટ સજાથી અર્ધભાગની સજા કરવી.

પુણ્યસ્થાનોમાં, તપોવનોમાં અગર તો સ્મશાનભૂમિમાં ઉગેલાં દ્રુમોને જો કોઇ નુકસાન કરે, તો તેવા પ્રસંગમાં પણ, ઉપર બતાવ્યા પ્રમાણે, સજા કરવાની છે.

સીમાડો બતાવનારાં, અગર તો ચૈત્ય (મંદિરો) વિષે પૂજાતાં, અગર તો રાજ્યનાં વનોમાં ઉછેરાતાં દ્રુમો (ઝાડો) પરત્વે જે આવા ને આવા ગુન્હાઓ થવા પામે, તો તેવા ગુન્હા કરનારાઓનો (જે તે કોટીના દંડ)થી બમણો દંડ કરવો.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રના 'ધર્મસ્થીયાદિ' સંજ્ઞક ત્રીજા અધિકરણમાંનું, 'દંડપારૂષ્ય–હુમલો' એ નામનું ઓગણીશમું પ્રકરણ પૂરૂં થાય છે.)

## પ્રકરણ ૨૦



### દ્યૂત, હોડ અને એવા બીજા અપરાધો.

ગૂઢ આજીવિકાવાળાઓને ઓળખી કાઢવા અર્થે, દ્યૂતાધ્યક્ષે દ્યૂત (જુગાર) માત્રને એકમુખ (ઠરાવાયલા સ્થાનમાં જ રમાય તેમ) કરી, દેવું, અને જો અન્ય સ્થાનોમાં તે રમાય, તો તે પ્રમાણે રમનાર પ્રત્યેકને બાર 'પણ' દંડની સજા કરવી.

આ બાબતમાં પૂર્વકાલીન આચાર્યોનું મત આ પ્રમાણે છેઃ—"દ્યૂતને લગતી ફર્યાદો (અભિયોગો)મા જેતા (જીતનાર) જે હોય તેને, પ્રથમ કોટીના સાહસદંડની સજા કરવી, અને જે પરાજિત (હારેલ) હોય તેને મધ્યમ પ્રકારનો સાહસદંડ દેવો. આમ કરવાનું કારણ એટલું જ કે, પરાજિત થયલ શખ્સ (બાલિશ મતિવાળો મનુષ્ય) જો કે જેતુકામ (જય મેળવવાની ઇચ્છા ધરાવનો) હોય છે, તથાપિ તે જ્યારે હારે છે ત્યારે તેનાથી પરાજય સહન કરી શકાતો નથી."

પરંતુ મારો ( કૌટિલીયનો ) અભિપ્રાય, એથી વિરુદ્ધ, આ પ્રમાણે
—" જો પરાજિત થયલઇસમને બમણી સજા કરવામા આવે, તો
છી કોઇ પણ ( પરાજિત મનુષ્ય ) રાજાની પાસે ફર્યાદે જાય નહિ જ;
ને વળી, સામાન્ય રીતે દ્યૂત ખેલનારાઓ ( કિતવો ) કૂડકપટથી રમના-
ઓ તો હોય છે જ."

આમ હોઇને દ્યૂતના અધ્યક્ષો શુદ્ધ બુદ્ધિવાળા હોવા જોઇએ, અને
મણે અક્ષોની એકએક જોડ, એકએક 'કાકણી' ભાડું લઇને પૂરી પાડવી.
ા પ્રમાણે મેળવાયલ અક્ષોને ઠેકાણે બીજા કોઇ અક્ષનો ઉપયોગ કરવામાં
ાવે, તો તે પ્રમાણે કરનારનો બાર ' પણ ' દંડ કરવો. કૂટ પ્રયોગ કરી
નારને, પ્રથમ કોટીના સાહસદંડની સજા કરીને તેની પાસેથી, ચોરી
ને ઠગાઇ કર્યાં બદલ દંડની રકમ વસુલ લેવી એટલું તો નહિ, પરંતુ
ણે જે કાંઇ જિતદ્રવ્ય મેળવેલ હોય તે ખાલસા પણ કરી લેવું.
ધ્યક્ષે જેતા પાસેથી, તેના જિતદ્રવ્ય ઉપર પાંચ ટકા પ્રમાણે કર ઉઘરાવી
વો એટલું તો નહિ, પરંતુ જે અક્ષો (પાસા) અને બીજાં, દ્યૂતક્રીડન
ર્થે જે સાધનો પૂરાં પાડેલા હોય તે બદલ લેવાનું ભાડું પણ તેણે વસુલ
ી લેવું. વળી દ્યૂત રમવા અર્થે કાઢી અપાયલ પરવાના બદલ લેવાનુ
ાજમ, તથા પાણી અને ભૂમિ વગેરેની તેણે ( અધ્યક્ષે ) જે સવડ કરી
ાપી હોય તે બદલ લેવાની રકમ પણ તેણે વસુલ કરી લેવી.

આ કામની સાથે સાથે, એ જ અધ્યક્ષે, દ્રવ્યમાત્રના વેચાણ અને
ધાન ( ઘરાણે મુકવાના કામ) પરત્વે થતા વ્યવહારોને લગતા કામો પણ
વાં. જો એ અધ્યક્ષ અક્ષ, ભૂમિ અને હાથ ચાલાકીઃ એ ત્રણ પરત્વે
ા અપરાધો અટકાવે નહિ, તો ( કૂડકપટથી દ્યૂત રમનારાઓ પાસેથી )
 રૂપે જેટલી રકમ લેવાય તેનાથી બમણી રકમના દંડની સજા તેને પણ
ી દેવી.

વિદ્યા અને શિલ્પને લગતી હોડ સિવાયની અન્ય સર્વ પ્રકારની હોડ
(સાહ્વય)ને પણ આ જ નિયમો લાગુ પડે છે.

## ( પ્રકીર્ણ અપરાધો )

જે માણસે જે કોઇ વસ્તુ ઊછીની કે ભાડે લીધેલ હોય, અગર તો જે કોઇ માણસને જે કોઇ વસ્તુ સાચવી રાખવા માટે થાપણ રૂપે સોંપવામા આવેલ હોય, તે માણસ, જો ઠરેલ સ્થાને અને ઠરેલ વખતે, તે પ્રમાણે ઊછીની કે ભાડે લેવાયલ અગર તો થાપણ રૂપે સંભાળાયલ વસ્તુ પાછી ( જેના તેના ધણીને ) આપી ન દે; જે માણસ ઠરાવાયલ સ્થાનમાં અને ઠરાવાયલ કાળ કરતાં સવા કલાકથી વધારે એટલા વખત (યામ) સુધી છાયામાં બેસી રહે; જે માણસ પોતે બ્રાહ્મણ હોવાને સબબે, લશ્કરી થાણાંઓ આગળ થઇને જતી વેળા કે નદીઓ ઉતરવાને વખતે આપવાનો કર ન આપે; અને જે કોઇ શખ્સ પોતાના પાડોસીઓ સામે વઢવાડમાં ઉતરવાને અર્થે બીજા લોકોને પોકારીને બોલાવે: તે દરેક કોટીના માણસને બારબાર 'પણ'ના દંડની સજા કરવી.

જો કોઇ શખ્સ, ત્રીજા માણસને સોંપી આપવા અર્થે, પોતાને બીજા માણસ તરફથી સોંપાયલી વસ્તુ સોંપી ન દે; જો કોઈ માણસ, પોતાના ભાઇની ભાર્યાને પોતાના હાથ વતી ખેંચે; જો કોઇ માણસ, બીજાની રખાયત સ્ત્રીની સાથે સંબંધ ધરાવનારો હોય; જો કોઇ નિંદિત પણ્ય (માલ) વેચનારો હોય; જો કોઈ માણસ, કોઇ ગૃહદ્વાર મુદ્રાંકિત હોય તેને ભાંગી ઉઘાડે, અગર તો જો કોઇ ચાળીશકુળોને કે પાડાસીઓને ઇજા કરનારો હોય, તો તેવા દરેકનો અડતાળીશ 'પણ' દંડ કરવો.

કોઇ કુળના પ્રતિનિધિ તરીકે જે કોઇ માણસ તેવા કુળની આવક એકઠી કરીને ઉચાપત કરી જાય; જે કોઇ છંદવાસિની (સ્વતંત્ર આજીવિકાવાળી) વિધવાના શીલનો ભંગ કરે; જે કોઇ ચંડાળ કોઇ પણ આર્યસ્ત્રીનો સ્પર્શ કરે; જે કોઇ માણસ, ભયત્રસ્ત થયલ અન્ય મનુષ્યને મદદગાર થવાની ના પાડે, અગર તો વગર કારણે દોડતો દેખાય; અગર તો જે કોઇ માણસ દેવાર્પિત કે પિતૃઓ નિમિત્તે કરાયલ ભોજન લેવાને અર્થે આજીવકાદિ

લોકોને, રૂપલો (શૂદ્રો) ને અગર તો બહિષ્કૃત જનોને બોલાવે, તે દરેકને એક સો 'પણ' દંડની સજા કરવી.

જો કોઇ અનધિકૃત મનુષ્ય સોગન ઉપર કોઇને તપાસે, અગર પોતે રાજાનો નોકર ન હોય છતાં રાજનો નોકર બનીને કર્મપ્રવૃત્ત થાય, અગર તો ક્ષુદ્રપશુઓ અને વાછડાંઓને નપુંસક બનાવી દે, અગર તો ઔષધનો ઉપયોગ કરીને કોઇ દાસીને ગર્ભપાત કરાવે, તો તે દરેક પ્રસંગે તેવું કરનાર શખ્સને પ્રથમ કોટીના સાહસદંડની સજા કરવી.

પિતાપુત્ર, પતિપત્ની, ભાઈબ્હેન, મામોભાણેજ, અગર તો ગુરૂશિષ્ય: એ જોડકાં પૈકી કોઇ પતિત ન હોય છતાં જો તે દરેક પૈકી એક બીજાનો ત્યાગ કરી દે, અગર તો જો એક માણસ, બીજા કોઈ માણસને પોતાની મદદે બરકયા પછી તેને ગામની વચમાં અદ્ધર છોડી દે, તો તે દરેક પ્રસંગમાં, તેવું કરનારને, પ્રથમ કોટીના સાહસદંડની સજા કરવી.

જો કોઇ શખ્સ પોતાને સથવારે જનાર ( સહપ્રસ્થાયી )ને અરણ્યમાં પડતો મેલે, તો તેને, મધ્યમ પ્રકારના સાહસદંડની સજા કરવી.

જો કોઇ શખ્સ પોતાને સથવારે જનાર ( સહપ્રસ્થાયી )ને ધમકી આપીને અરણ્યમાં છોડી દે, તો તેને, ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવી.

જો કોઇ માણસો એક બીજાને સથવારે નીકળેલા ( સહપ્રસ્થાયીઓ ) હોય તેઓ જો એકબીજાને છોડી દે, તો, ઉપર બતાવ્યા પ્રમાણે, પૂર્વનિર્દિષ્ટ પ્રકારની સજાઓથી અર્ધભાગની સજા, જે તે પ્રસંગને અનુસરીને કરવાનું રાખવું.

જો કોઇ પણ શખ્સ, બીજા કોઇ અબન્ધનીય શખ્સને બંધનમાં રાખે અગર રખાવે, અગર તો જે કોઇ શખ્સ બન્ધનમાં રખાવા પાત્ર માણસને બંધનાગારમાંથી છોડી મુકે, અગર તો જે કોઇ શખ્સ કોઇ સગીર ઇસમને બન્ધનમાં રાખે કે રખાવે, તે દરેકનો એક હજાર 'પણ' દંડ કરવો.

દંડની રકમનું પ્રમાણ, જે તે મનુષ્યની સામાજિક પદવી અને અપ-રાધની વિશિષ્ટતા : એ ઉભયને અનુરૂપ હોવું જોઇએ.

યાત્રાળુ, તપસ્વી, વ્યાધિગ્રસ્ત મનુષ્ય, ક્ષુધાતુર, તૃષિત, ક્લાન્ત (થાકી ગયલા) મનુષ્યો, ગામડિયા, અને જે કોઇએ ઘણી જ સજાઓ ભોગવેલી હોય તે, અને કેવળ નિર્ધન ઇસમોઃ એ બધાની તરફ દયા બતાવવી.

દેવો, બ્રાહ્મણો, યતિઓ, સ્ત્રીઓ, સગીરો, વૃદ્ધ મનુષ્યો, વ્યાધિગ્રસ્ત જનો અને નિરાધાર ઇસમોઃ એ સર્વેને લગતા વ્યવહારો પરત્વે રાવ નોંધા-વાઇ ન હોય, તોપણ ધર્મસ્થોએ તેમનો નિર્ણય કરી દેવો; અને આવા પ્રકારના બધા વ્યવહારો પરત્વે જો દેશકાળ અગર કબ્જા વગેરેને લગતા વાધાઓ બતાવવામાં આવે, તો તે પરત્વે પણ તેમણે ધ્યાન દેવાનું છે.

વિદ્યા, બુદ્ધિ, પૌરૂષ, (પરાક્રમ), કુલીનતા, અગર અસાધારણ કાર્યો કે જેઓ જાણીતા થયલ હોય તેવા, બધા પ્રકારના મનુષ્યોને પૂજ્ય ગણવા.

કોઇ પણ પ્રકારનો છળ કર્યા વિના, પોતાના ચિત્તને સમાવસ્થામાં રાખીને, લોકોને વિશ્વાસ પડે અને પ્રિય લાગે તેવી રીતે બધા કાર્યો પરત્વે ધર્મસ્થોએ નિર્ણયો આપવાના છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના "ધર્મસ્થીયાદિ"સંજ્ઞક ત્રીજા અધિકરણમાનું, 'પ્રકીર્ણ અપરાધો' ને લગતું વીસમું પ્રકરણ પૂરું થાય છે)

—ત્રીજું અધિકરણ પણ સમાપ્ત—

# ૪થું અધિકરણ—કંટકશોધન ( કાંટા કાઢવાનું કામ ).

## પ્રકરણ ૧

### કારીગર ( કારૂક ) નું રક્ષણ.

કંટકશોધન ( નડતર કાઢવાની બાબત )ને લગતાં કામ, ત્રણ પ્રદેષ્ટાઓએ, અગર તો ત્રણ અમાત્યોએ કરવાના છે.

જે લોકો વિઘ્ન દૂર કરનારા ગણાતા હોય, જે લોકો કારૂકો (કારીગરો)-નું નિયમન કરનારા હોય, જેમને થાપણ સોંપી શકાતી હોય, જેઓ પોતપોતાના ચિત્ત (માં ઉઠતી કલ્પના)ને અનુરૂપ કારીગરીની ચીજો બનાવી શકતા હોય, અને જેમની ઉપર કારીગરોની શ્રેણીઓ વિશ્વાસ રાખી શકતી હોયઃ એવા બધા લોકો (શ્રેણીઓની) થાપણ સંભાળી લઇ શકશે. દેશકાળ અને પ્રકાર દષ્ટિએ જે ઠરાવ થયો હોય તેને અનુસરીને કારીગરોએ પોતપોતાનું કામ કરી દેવું. દેશ, કાળ અને પ્રકાર પરત્વે કશો ઠરાવ થયો નથી એવું બ્હાનું ગોઠવીને જે કોઇ કારીગર નિર્દિષ્ટ કરાયલું કામ નહિ કરી આપતાં વિલંબ કરશે, તે કારીગર જો આફતથી ઘેરાયલ નહિ હોય, તો તેને, તેની પોતાની મજૂરી (વેતન)નો ચોથો ભાગ ખોવો પડશે એટલું તો નહિ, પરંતુ તેને પોતાને મળવાના વેતનની રકમથી બમણી રકમનો દંડ તેણે ભોગવવો પણ પડશે. વળી આ પ્રમાણે (વિલંબ કરવાથી) જે કાંઇ નુકસાન થયું હશે તે પણ તેણે ભરી આપવું પડશે. જે કારીગરો તેમને પોતાને અપાયલ નિર્દેશ વિરૂદ્ધ કામ કરે તેમનાં વેતન તેમને અપાશે નહિ એટલું તો નહિ, પરન્તુ એ વેતનની રકમથી બમણી રકમનો દંડ પણ તેમની કનેથી વસૂલ લેવામાં આવશે.

## ( તંતુવાયઃ=વણકરો )

પોતાને જેટલું સૂતર (સૂત્ર) પૂરું પાડવામાં આવ્યું હોય તેમાં તેમણે (વણકરોએ), અગીઆરે દશના પ્રમાણમાં (દશૈકાદશિક) વૃદ્ધિ કરવી. તેઓ તે પ્રમાણે નહિ બતાવે, તો સૂત્ર પરત્વે જેટલું નુકસાન થયું હશે તેનાથી બમણા પ્રમાણમાં, અગર તો બધાય સૂત્રના મૂલ્ય જેટલો દંડ તેમણે ભરવો પડશે એટલું તો નહિ, પરંતુ તેમને આપવાનું વેતન ( મજૂરીના નાણાં ) પણ ખાલસા કરવામાં આવશે. ક્ષૌમ ( સણમાંથી બનતા વસ્ત્રો ) તથા રેશમના (કૌશેય) વસ્ત્રો વણવામાં તેમણે ૧½ થી ૧ ના પ્રમાણમાં વધારો બતાવવો; અને રેષામાંથી બનાવાતા ( પત્રમાંથી બનતા ), અગર ઊનના વસ્ત્રોની તેમ જ કબળો (કામળાઓ)ની બનાવટ પરત્વે તેમણે બે કે એકના પ્રમાણમાં વૃદ્ધિ બતાવવી પડશે. લંબાઇ પરત્વે જો નુકસાન દેખાય, તો જેટલું નુકસાન હોય તેના મૂલ્ય જેટલી રકમ (વણકરના) વેતનમાંથી કાપી લેવી એટલું જ નહિ, પણ તેવા (નુકસાન કરનાર) વણકરને, જેટલું નુકસાન તેણે કર્યું હોય તેના મૂલ્યથી બમણી રકમના દંડની સજા પણ કરવી. જો વણાયલ માલ તુલાહીન ( તોલમાં ઓછો ) ઉતરે, તો જેટલો તોલ ઓછો ઉતર્યો હોય તેની કીંમતથી ચારગણી રકમના દંડની સજા કરવી. જો એક પ્રકારના સૂત્રને બદલે બીજા પ્રકારનું સૂત્ર તે ઘુસાડી દે, તો મૂળ સૂત્રની કીમતથી બમણી રકમના દંડની. (તે પ્રમાણે કરનારને) સજા કરવાની છે.

આ નિયમો દ્વિપટવાન (પનાહવાળા કાપડના વણાટ)ને પણ લાગુ પાડવા. ઊનના તાંતણાઓને સાફ કરવાથી અગર તો તેમાંના રામ (વાળ) કાઢી નાખવાથી, તેના તોલમાં પાંચ પલ (જેટલી) ઘટ આવે છે.

## ( ધોબીઓ. )

ધોબીઓએ લાકડાના પાટલા (કાષ્ઠફલક) ઉપર અથવા તો લીસી શિલા (પથરા) ઉપર લૂગડાંઓ ધોવા. બીજે કોઇ ઠેકાણે જે કોઇ વસ્ત્રો ધોવે તેનો ૭ 'પણ' દંડ કરવો. એટલું જ નહિ, પરંતુ જેટલું નુકસાન

થાય તેની વળતર થઇ રહે તેટલી રકમ તેની કનેથી વસુલ પણ લેવી. મુદ્દગરની નિશાનીથી અંકિત થયલાં હોય તે સિવાયનાં બીજાં વસ્ત્રો જો કોઇપણ ધોબી પહેરે તો તેનો ત્રણ 'પણ' દંડ કરવો; અને જો પારકાનાં લૂગડાં તે વેચે, ગીરો મુકે કે ભાડે આપે તો તેને બાર 'પણ' દંડની સજા કરવી.

ને અમુક વસ્ત્રોને બદલે બીજાં વસ્ત્રો તે દાખલ કરે, તો જે કપડાં બદલાયલાં હોય તે કપડાની કીંમતથી બમણી રકમનો દંડ તેનો કરવો એટલું તો નહિ, પરંતુ મૂળ કપડાં પાછાં મેળવી આપવા તેને ફરજ પણ પાડવી. જે વસ્ત્રોને શિલા ઉપર ઝીકી ઝીકીને ધોળાં ફૂલ જેવાં ઊજળાં, અગર તો જે લૂગડાંને, મૂળ જે સૂત્રના તેઓ બનેલાં હોય તે સૂત્રના મૂળ વર્ણના જેવાં બનાવી દેવાનાં હોય, અગર તો જે લૂગડાં ઉપરનો મેલ માત્ર ધોઇને જ કાઢી નાખવાનો હોય તેવાં લૂગડાં જો તે (ધોબી) એક રાત્રિ કરતાં વધારે વખત પોતાની પાસે રાખે, તો તેને દંડની સજા યથાપ્રમાણ કરવી. જે લૂગડાંને ઓછો રંગ ચઢાવવાનો હોય તેવાં લૂગડાને જો પાંચ રાત્રિથી વધારે વખત રાખવામાં આવે; જે વસ્ત્રોને નીલવર્ણાં કરવાનાં હોય તેમને જો તે છ રાત્રિથી વધારે સમયને માટે રાખી મુકે; અગર તો જે વસ્ત્રોને ફૂલ જેવાં શ્વેત અથવા તો લાખ, કેસર, અગર તો શોણિત (લોહી) જેવાં મજીઠીઆં (રાતાં) બનાવવાનાં હોય, અગર તો જે વસ્ત્રો પરત્વે ખાસ ક્રિયા કરીને તેમને ચળકાટ વગેરે આપવાનાં હોય તેવાં વસ્ત્રોને સાત રાત્રિથી વધારે સમયને માટે જો કોઇ ધોબી ઘાલી મુકે; તો તેવા (ધોબી)ની ધોવરામણી (ધોલાઇ કે રંગાઇ) તેને આપવામાં આવશે નહિ.

રંગ પરત્વે ક્યાંઇ ઉપસ્થિત થઇ આવે, તો વિશ્વસનીય તેમ જ કુશળ પુરૂષોએ તેનો નિર્ણય કરવો અને વેતન (પણ) ઠરાવી આપવું.

ઉત્તમ પ્રકારના વસ્ત્રની ધોવરામણી એક 'પણ' ગણવી; મધ્ય પ્રકારના વસ્ત્રની અરધો 'પણ', અને બીજી બધી જાતનાં લૂગડાં દીઠ પા પા 'પણ' ગણી લેવો.

મોટા પથરાઓ ઉપર છબછબાવી નંખાતાં વસ્ત્રો પરત્વે વસ્ત્ર દીઠ એક અષ્ટમાંશ ' પણ ' ગણવો.

રાતા રંગનું વસ્ત્ર પહેલી વાર ધોવાય ત્યારે તેનો રંગ પા ભાગ જેટલો ઉતરે ( ઝાંખો પડે ); અને તે જો બીજીવાર ધોવાય તો એક પંચમાંશ જેટલો તે ઘટી શકે. આ પ્રમાણે, પછીથી જેટલી ધોણી થાય તેટલા પ્રમાણમાં રંગ પરત્વે થતી ઘટની ગણના કરી લેવાવી જોઇએ. જે નિયમો ધોબીઓ (રજક)ને લાગુ છે તે નિયમો વણકરોને પણ લાગુ થાય છે.

( રાજ્યને ખબર આપ્યા સિવાય ) જે સોની, જે સોનારૂપાની-ચીજો-ના રૂપમાં ફેરફાર ન થયો હોય તેવી ચીજો, અશુદ્ધ શીલવાળા લોકો પાસેથી ખરીદ કરે તેને બાર ' પણ ' દંડની સજા કરવી. જો તે, તેવી (સોનારૂપાની) ચીજોને ( ગાળી નંખાયા પછી ) બદલાઇ ગયેલા રૂપમાં ખરીદ કરી લે, તો તેનો ચોવીશ 'પણ' દંડ કરવો; જો તે ચોર પાસેથી તે ( તેવી કોઇ ચીજ ) ખરીદે, તો તેને અડતાલીશ 'પણ' દંડની સજા કરવી; જો તે તેને ગુપ્ત રીતે ગળાવીને, તેની અસલ કીંમતના કરતાં ઓછા ભાવે ખરીદે, તો તેને, ચોરી બદલ કરાતી સજાના જેટલી સજા કરવી; અને એ જ પ્રમાણે, બનેલા માલ પરત્વે કરાતી ઠગાઇ બદલ પણ તેને સજા કરવાની છે. જો કોઇ સોની સુવર્ણ (સોનાના સિક્કા)માંથી એક માષક ભાર જેટલું સોનું ચોરે, તો તેનો બસો 'પણ' દંડ કરવો; (અને) જો તે રૂપાના સિક્કા (ધરણ)માંથી એક માષક જેટલું રૂપું ચોરે, તો તેનો બાર 'પણ' દંડ કરવો. આ ધોરણે (જરૂર જણાય તો) ચઢતા ક્રમે સજા કરવાની છે. જો કોઇ મોતી, અપસારણપદ્ધતિથી અગર કોઇ એક છલાત્મક યોગથી કોઇ 'સુવર્ણ'માંથી એક કર્ષ જેટલું સોનું નારવી લે, તો તેને પાંચસો 'પણ' જેટલા દંડની સજા કરવી, અને જો તે હરકોઈ રીતે તેને (સોના કે રૂપાને ) દૂષિત કરી દે, તો પછી તે પ્રમાણે કરાતા ગુન્હાને, સ્વાભાવિક વર્ણ નષ્ટ કર્યાથી જે ગુન્હો ગણાય તે ગુન્હા બરાબર ગણી પણ લેવો.

રૂપાનો એક 'ધરણું' બનાવવા બદલ એક માષ વેતન મળે; એક સુવર્ણ બનાવવા બદલ, તેના આઠમા ભાગ જેટલું વેતન મળે; અગર તો કારીગર પોતાની કુશળતાના પ્રમાણમા બમણા વેતન સુધી લઇ પણ શકે. આ પ્રમાણે યથાપ્રમાણવૃદ્ધિનુ વર્ણન પૂરૂં થાય છે.

તામ્ર, પીતળ, વૈકૃંતક અને આરકૂટમાંથી વસ્તુઓ બનાવવા બદલ સેંકડે પાંચ ટકા જેટલું વેતન લઇ શકાશે. તામ્રની ચીજો બનાવતાં, એક દશાંશ જેટલું તામ્ર નષ્ટ થાય. જો તોલમાં એક પલભાર જેટલી ઘટ આવી હોય, તો તેની કીંમતથી બમણો દંડ કરવો. યથાપ્રમાણ, સજાનો વધારો શી રીતે થાય છે, તે આ ઉપરથી સમજી લેવું. સીસા અને કલાઇમાંથી બનાવાતી વસ્તુઓની બાબતમાં, એક વીશાંશ જેટલી ધાતુની ઘટ આવે છે; આ ધાતુઓમાંથી ચીજો બનાવવામાં એક પલભાર ધાતુએ એક કાંકણી, એ પ્રમાણે મજુરી આપવી. લોઢાની ચીજો બનાવવામાં પાંચમા ભાગનું લોઢ નષ્ટ થાય, અને દરેક પલભાર લોહની બે કાંકણી, એ રીતે તેનું મહેનતાણું લઇ શકાય. આ રીતે, લેવાના વેતનમાં વૃદ્ધિ થતી રહે છે.

કોઇ અગ્રાહ્ય ગણાતા ચલણી સિક્કાને, જો સિક્કા તપાસનાર કોશગ્રાહ્ય ગણે, અગર તો જો તેવો પરીક્ષક ગ્રાહ્ય ગણાતા સિક્કાને અગ્રાહ્ય ગણે, તો તેવા પરીક્ષકને બાર 'પણ' દંડની સજા કરવી. જો કોઇ આવો પરીક્ષક એક 'પણ' જેવા સિક્કામાંથી એક માષ જેટલી ધાતુની પણ ઉચાપત કરે, અને તેવા સિક્કા-પણ-ઉપર પાંચ ટકાને ધોરણે જો 'વ્યાજી' અપાઇ ગયલ હોય, તો તેવા પ્રસંગમાં પણ તેનો બાર 'પણ' દંડ કરવો. દંડની રકમ યથાપ્રમાણ શી રીતે વધતી રહે છે તે આ ઉપરથી સમજાશે. જો કોઇ માણસ ખોટી રીતે સિક્કા બનાવશે, અગર બનાવરાવશે, અગર લેશે, અગર દેશે, તો તેવા માણસને એક હજાર 'પણ' દંડની સજા કરવામાં આવશે; અને જે કોઇ, એવો બનાવટી સિક્કો કોશમાં દાખલ કરાવશે તેનો વધ કરવામાં (પણ) આવશે.

## ( ઝાડુ કાઢનારા ).

ઝાડુ કાઢતી વખતે, ઝાડુ કાઢનારાના હાથમા જે કોઇ કીંમતી ચીજ આવે તેનો એક તૃતીયાંશ તેમણે પોતે રાખવો, અને બાકીનો બે તૃતીયાંશ તેમણે રાજાને સોપી દેવો. તથાપિ જો તેમને હાથ રત્નો ચઢે, તો તે તમામ તેમણે રાજાને સોપી દેવાં. રત્નોનું તે જો અપહરણ કરે, તો તેને ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવી.

ખાણો, રત્નો અગર તો ભૂમિગત દ્રવ્યની કોઇને ખબર પડે અને તે ખબર તે જો રાજાને પહોચાડે, તો તેને તેમાથી એક ષષ્ઠાંશ આપવો; પરંતુ જો એ પ્રમાણે ખબર આપનાર ( નિવેદન કરનાર ) જો ભૃતક વર્ગનો હોય, તો તેને એક બારાંશ આપવાનો છે.

૧૦૦૦૦૦ ની કીંમત ઉપરાતનું ભૂમિગત દ્રવ્ય (નિધિ) હોય, તો તે તમામ રાજાનું ગણાશે; પરંતુ જો એ પ્રકારનું દ્રવ્ય, પૂર્વનિર્દિષ્ટ મૂલ્યથી ઓછા મૂલ્યનું હોય, તો તે ગોતી કાઢનારને, તે આખા ય દ્રવ્યનો છઠ્ઠો ભાગ આપવો.

એ પ્રમાણે પ્રાપ્ત થતો નિધિ, પોતાને પોતાના પૂર્વજો તરફથી પ્રાપ્ત થતી મિલ્કત રૂપે છે એમ, જો કોઇ પવિત્ર ચિત્તવાળો મનુષ્ય સાબીત કરી આપે, તો પછી તેવો નિધિ તેની પોતાની મિલ્કત ગણાશે. (પરંતુ) આ પ્રમાણે પ્રતિપાદિત કર્યા વિના જો કોઇ પણ માણુસ એવું ભૂમિગત દ્રવ્ય પોતાના કબ્જામાં લઇ બેસે, તો તેને પાંચસો 'પણ' દંડની સજા કરવી; અને તેવું માણુસ જો ગુપ્ત રીતે, એ પ્રકારનો નિધિ પોતાના કબ્જામાં લઇ બેસે, તો તેનો, એક હજાર 'પણ'ની રકમનો દંડ (પણ) કરી દેવો.

## ( ભૈષજ્ય-ઔષધોપચાર. )

પ્રાણહારક વ્યાધિવાળા કોઇ દર્દીના વ્યાધિ સંબધી ( રાજ્યને ) ખબર પહોચાડ્યા સિવાય જો કોઇ ભિષજ (વૈદ્ય) તેવા દર્દી પરત્વે ઔષધોપચાર કરે અને તેવો દર્દી જો મરી જાય, તો તેવા પ્રસંગમા, તે

## પ્રકરણ ૨.

### વેપારીઓની રક્ષા.

જે કોઇ વેચનાર અગર ગીરો મુકનાર, કોઇ પણ (વેચવાની કે ગીરો મુકવાની) વસ્તુ પરત્વે પોતાનું સ્વામિત્વ હોવાનું પ્રતિપાદિત કરી આપે તેને જ માત્ર, વેપારખાતાના અધિકારીએ (સંસ્થાધ્યક્ષે), કોઇ પણ જૂની-પુરાણી વસ્તુને વેચવા કે ગીરો મુકવા દેવી; અને છેતરામણ ન થાય તેટલા આટે તેણે તોલમાપ પરત્વે પણ તપાસ રાખ્યા કરવી.

પરિમાણ અને દ્રોણ જેટલા માપમાં અર્ધ પલ જેટલો ફરક પડે તો તે અપરાધ રૂપ ગણાશે નહિ. પરંતુ જો એમાં એક પલ જેટલો ફેર પડે, તો (જે કોઇએ એ પ્રમાણે ફરક પાડ્યો હોય તેને) બાર 'પણ' દંડની સજા કરવી; અને એ પ્રમાણે ફરક જેમ વધારે દેખાય તેમ વધારે પ્રમાણમાં સજા કરવાનું પણ રાખવું.

'તુલા' નામક તોલમાં જો એક કર્ષનો ફેર પડે, તો તે ગુન્હો ગણાશે નહિ; પરંતુ જો બે કર્ષ જેટલો ફરક માલૂમ પડે, તો તે બદલ છ 'પણ' દંડની સજા કરવી; અને જો વધારે ફરક જણાય તો તેટલા પ્રમાણમાં સજામાં વધારો પણ કરી દેવો.

'આઢક' નામના માપ પરત્વે અર્ધ કર્ષ જેટલો ફેર જણાય, તો તે ગુન્હો ગણાશે નહિ; પરંતુ એમાં જો એક કર્ષ જેટલું ઓછાપણું દેખાય, તો તે બદલ ત્રણ 'પણ' જેટલા દંડની સજા કરવાની છે: અને એ ધોરણે, વધારે ફેર હોય તો ફેરને અનુસરતો વધારો સજામાં પણ કરવો.

બીજા બધા પ્રકારના તોલ પરત્વે જે ફરકો જણાય તે બદલ પણ ઉપર બતાવેલ ધોરણને અનુસરીને સજાનું પ્રમાણ નક્કી કરવું.

ખોટા તોલની મદદથી જો કોઇ વેપારી કોઇ પણ માલ વધારે પ્રમાણમાં વેચાતો મેળવે, અને એ જ અગર બીજી કોઇ ખોટી તુલાની મદદથી

એ જ માલને ઓછા પ્રમાણમાં પણ દેખીતી રીતે એ જ તોલથી બીજાને વેચાતો આપે, તો તેવા પ્રસંગમાં તેને, પૂર્વોનિર્દિષ્ટ સજાના કરતાં બમણી સજા કરવાનું રાખવું.

એક ' પણ ' જેટલા મૂલ્યવાળા અને ગણતરીથી આપવાના પદાર્થોનું વેચાણ કરતી વેળા જો કોઇ વેપારી, તેવા માલના આઠમા ભાગ પૂરતું કપટ કરે, તો તેને છન્નું 'પણ' દંડની સજા ફરમાવી દેવી.

લાકડું, લોઢું, મણિમય ( મણિ જેવા દેખાતા ) પત્થરો, દોરડાં, ચામડાં, માટીનાં વાસણો, દોરાધાગા, રૈષાત્મક વસ્ત્રો અને ઊનનું કાપડ એ બધી વસ્તુઓ હલકા પ્રકારની હોય છતાં તેમને ઉંચા પ્રકારની મનાવીને જો કોઇ તે પૈકી કોઇને વેચે અગર ગીરો આપે; તો તે પ્રમાણે કરનારનો, વેચાણ કરાયલી કે ગીરો મુકાયલી વસ્તુની કીંમતથી આઠ ગણી રકમનો દંડ કરવો.

જે કોઇ એક દેશમા ઉત્પન્ન થયલા હલકા પ્રકારની વસ્તુને, બીજા દેશમા ઉત્પન્ન થયલ ચઢતા પ્રકારની વસ્તુ તરીકે વેચે કે ગીરો મુકે, અગર તો ભેગ કરીને, અગર છેતરે તેવી મેળવણી કરીને કોઇ પદાર્થનું વેચાણ કરે કે તેને ગીરો મુકે, અગર તો જો કોઇ, પોતા તરફથી વેચાતા અપાયલ માલને બદલે, સફાઇથી કે ચાલાકીથી બીજો માલ સેરવી દે, તો તે પ્રમાણે કરનારને ચોપન ' પણ ' જેટલી રકમના દંડની સજા કરવી એટલું તો નહિ, પરંતુ તેણે કરેલ કર્મથી નુકસાન ( વેચાણ કે ગીરો રાખનારને ) થયું હોય તેટલું નુકસાન પણ તેની પાસે ભરાવી દેવું.

એક ' પણ ' ના મૂલ્ય જેટલું નુકસાન થયું હોય, તો તે બદલ બે ' પણ ' અને સોનું નુકસાન થયું હોય તો બસો ' પણ ': એ ધોરણે દંડનું પ્રમાણ ગણવાથી, ખોટા ત્રાજવા વાપરનારને કરવાના દંડનું પ્રમાણ નિશ્ચિત થઇ શકશે;

જે કોઈ, કારીગરો અને શિલ્પીઓની કૃતિઓ ( કર્મગુણ ) ને ઉતારી પાડવાને અર્થે, બીજાની સાથે મળીને ગોઠવણ કરે, અગર તો તેમની

આવકને અથવા તો તેમની કૃતિઓનાં વેચાણ ખરીદીને ધડકો પહોંચાડવાની તજવીજ કરે, તેને એક હજાર ' પણ ' જેટલી રકમના દંડની સજા કરવી.

વેપારીઓ એક્કો કરીને જો માલનું થતું વેચાણ અટકાવે અગર વધારે મૂલ્યે માલ વેચવાની કે ખરીદવાની તજવીજ રચે, તો ( તેવા પ્રસંગમા ) તેમને એક એક હજાર ' પણ ' દંડની સજા કરવી.

જે કોઈ વચલો માણસ ( મારફતીયો ) પોતાની હાથચાલાકી ( હસ્તદોષ ) વડે ખોટાં તોલમાપથી અગર તો હલકા પ્રકારની અન્ય ચીજો ઘુસાડી દઈને એક અષ્ટમાંસ ' પણ ' જેટલી કીંમતનું નુકસાન કોઈ પણ વેપારી કે ખરીદનારને કરે, તેનો બસે ' પણ ' દંડ કરવો.

આ ધોરણ, વધારે પ્રમાણમાં થતા નુકસાન પરત્વે દંડ કરતી વેળા, વધતા પ્રમાણમાં લાગુ પાડવું.

ધાન્ય, તેલ ( સ્નેહ ), ક્ષાર, લવણ, સુગંધી પદાર્થો અને ઓસડિયાં: એ સર્વ પરત્વે જો ભેગ કરવામાં આવે તો તે પ્રમાણે કરનારને બાર 'પણ' દંડની સજા કરવી. મારફતિયાની દૈનિક આવક કેટલી છે તેની ગણતરી રાખવી, એ દરેક વેપારીની ફરજ છે, અને વળી તેવી કમાણીની રકમ નક્કી કરી દેવી એ પણ તેની ફરજ ગણાશે; કારણકે વેચનાર અને ખરીદનાર વચ્ચે (અંતર્પતિત ) જે કમાણી ( આવક ) થાય છે તે (દલાલી), નફાથી જુદી જ બાબત ગણાય છે.

આમ હોઇને જે અધિકૃત ( અનુજ્ઞાત ) મનુષ્ય હોય તે જ ધાન્યનો મ જ બીજી વેચાઉ વસ્તુઓ ( પણ્ય ) નો સંગ્રહ કરી શકશે. અનુજ્ઞા પરવાનગી ) જેને મળેલી ન હોય તેવો માણસ જો તેનો સંચય કરે, તો પ્રમાણે કરનારનો તમામ માલ સંસ્થાધ્યક્ષે ( વાણીજ્યખાનાના અધિકારીએ ) ખાલસા કરી લેવો.

આમ હોઇને, તેમ જ બીજી ચીજોનું વેચાણ કરતી વેળા વેપારીઓએ કો તરફ અનુગ્રહવૃત્તિ રાખવી એ જરૂરનું છે.

**સ્વદેશીય** માલની જે કીંમત મુકરર કરાઇ હોય તેની ઉપર પાંચ ટકા, અને **પરદેશીય** માલ ઉપર દશ ટકા જેટલો નફો લેવાનું સંસ્થાધ્યક્ષે ઠરાવવું. એ પ્રમાણે ઠરાવાયલ કીંમત ઉપરાંત એક ' પણ ' જેટલી વધારે કીંમત જો કોઇ પણ વેપારી લે, તો તે ગુન્હા બદલ, સો ' પણ ' મેળવતાં સુધી, પાચ ' પણ ' થી માંડીને બસો પણ સુધીના દંડની સજા તેને કરવી; અને જો એ કરતા પણ વધારે નફો મેળવાય, તો જે પ્રમાણમાં નફો વધે તે પ્રમાણમા સજામા પણ વધારો કરવો.

જો સંચિત કરાયલ માલ, ઠરાવાયલા દર પ્રમાણે ન વેચાય, તો પછી દરમા ફેરફાર કરવો. જો કોઇ વેપારીને વ્યવહાર કરવામાં ઉપરોધ થતો હોય, તો સંસ્થાધ્યક્ષે તે દૂર કરવાની તજવીજ પણ કરવી.

જો માલ વધુ પડતો હોય તો વેપારખાતાના અધ્યક્ષે તેના વેચાણ ઉપર અંકુશ મુકવો; અને એ પ્રમાણે અંકુશિત થયલ માલ બધો વેચાઇ ન રહે ત્યાં સુધી, એવો માલ અન્ય કોઇ સ્થળે વેચાય નહિ તેવો બંદોબસ્ત પણ તેણે કરી દેવો.

પ્રજાજન પ્રતિ અનુગ્રહભાવ રાખીને વેપારીઓએ, આ પ્રમાણે એકમુખ ( અંકુશિત ) કરવામાં આવેલ માલ, દિવસ વેતન બદલ વેચાતો આપવાનું રાખવું

માલ પરત્વે દેશકાલનુ અંતર ધ્યાનમા રાખીને, તે માલ બનાવવા માટે રોકવામા આવેલ થાપણ, તેનો જથો, તે ઉપર ચઢેલી જકાત, રોકવામાં આવેલ થાપણ ઉપરનું વ્યાજ, મજૂરી અને એવા બધા અનેક ખર્ચોની ગણના કરીને સંસ્થાધ્યક્ષે જે તે માલની કીંમત નક્કી કરવી ( અને તે પ્રમાણે તેનું વેચાણ થાય તે પણ તપાસવું ).

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંનાં 'કંટકશોધન' સંજ્ઞક ચોથા અધિકરણમાનું 'વેપારીઓની રક્ષા' નામક બીજું પ્રકરણ પૂરૂં થાય છે.)

## પ્રકરણ ૩.

—o—

## ભયનિવારણ.

અણધારી રીતે આવી પડતા (દૈવી) ભય આઠ પ્રકારના છેઃ—(૧) અગ્નિ=આગ લાગવી; (૨) ઉદકભય=રેલ આવવી; (૩) વ્યાધિ (મરકી, મહામારી વગેરે); (૪) દુર્ભિક્ષ (દુકાળ); (૫) ઉંદર; (૬) વ્યાલ; (૭) સર્પો; અને (૮) રાક્ષસો (થી કરાતો ઉપદ્રવ). રાજાએ આ સર્વ પ્રકારના ભયથી પોતાની પ્રજાની રક્ષા કરવી.

(અગ્નિ.)

ઊનાળામાં ગામડાંના લોકોએ (ઘરની) બહારના ભાગમાં રાંધવાનું રાખવું; અગર તો તેમણે 'દશમૂલીસંગ્રહ' (દશ પ્રકારના ઉપાયો) રાખવો. (જુવો અધિ૦ ૨, પ્રક૦ ૩૬).

અગ્નિભયના પ્રતીકારોને લગતું વર્ણન, ગામડાંઓના અધ્યક્ષોને લગતાં કર્તવ્યોને લગતી કથામાં કરાઇ ગયલું છે એટલું તો નહિ, પરંતુ રાજાના અંતઃપુર અને હજુરિયાઓને લગતી વાતમા પણ આવી જાય છે (એટલે અહીં ફરીથી કરવાની જરૂર રહેતી નથી). અગ્નિપૂજા હંમેસાં કરવી એટલું તો નહિ, પરંતુ પૂર્ણિમાને દિવસે બલિ, હોમ અને સ્વસ્તિ-વાચનવડે અગ્નિનું આરાધન પણ (તેમણે) કરવું.

(પૂર.)

વર્ષાઋતુમાં, નદીતટ ઉપરનાં ગામડાંઓમાં રહેનારાઓએ, પૂરવેળાએ, પોતપોતાના ગામડાઓ છોડી દઇ દૂર ભાગમાં જઇ વસવું લાકડાંની હોડીઓ કે વાંસના તરાપાઓ વગેરે સાધનો પણ તેમણે તૈયાર રાખવાં. પૂરથી તણાઇ જતા લોકોને તુંબડાં, નાનીનાની હોડીઓ, ઝાડનાં થડ અગર હોડકાં આપીને બચાવી લેવા. જેમની પાસે હોડકાં, હોડી વગેરે ન હોય એવા લોકો સિવાયના જે લોકો, (તણાઇ જતા) અન્ય લોકોને બચાવવામાં ઉપેક્ષા

કરે તેમનો બાર 'પણ' દંડ કરવો. શુદ બીજ અને પૂર્ણિમાને દિવસે નદી-ઓની પૂજા કરવી. જાદુગરીમાં અને ગુપ્ત વાત જણાવી શકનાર વિદ્યામાં પ્રવીણ એવા (માયાયોગવિદ્) લોકોએ, તેમ જ વેદજ્ઞોએ વૃષ્ટિકોપ થતો અટકે એટલા સારુ મંત્રપ્રયોગ (પણ) કરવા.

અનાવૃષ્ટિને સમયે શચીનાથ (ઈંદ્ર), ગંગા, પર્વત અને મહાકચ્છની પૂજા કરાવવી.

(વ્યાધિભય.)

મહાવ્યાધિના નિવારણ અર્થે જે જે ઉપાય યોજવાના છે તે તે તમા-મનું વર્ણન, આ પુસ્તકના ચૌદમા અધિકરણમાં કરવામાં આવ્યું છે. ચિકિત્સકોએ ઔષધોની મદદથી, અને સિદ્ધ તેમજ તપસ્વી જનોએ શાંતિ-કર્મો તથા પ્રાયશ્ચિત-વિધિઓથી વ્યાધિ શમાવવાની તજવીજ પણ કરવી. મરક (મારી નાખે તેવા) વ્યાધિના નિવારણ અર્થે પણ એવા જ ઉપાયો યોજવાના છે. આ ઉપાયો ઉપરાંત તીર્થાભિષેચન (અભિષેકાદિ ક્રિયાઓ), મહાકચ્છવર્ધન, શ્મશાનમાં ગૌદોહન, કબંધદહન (ધડનું બાળવું), અને દેવરાત્રિ (આખી રાત્રિ દેવારાધનમાં ગાળવી તે): વગેરે (ધાર્મિક) ક્રિયાઓ પણ કરાવવી.

ઢોરોમાં રોગચાળો (પશુવ્યાધિમરક) ફેલાય ત્યારે ઢોરવાડિયાંઓમાં આરતી ઉતરાવવી એટલું તો નહિ, પરંતુ કુલદેવતાનું પૂજન પણ કરાવવું.

(દુકાળ.)

દુકાળના સમયમાં રાજાએ પોતાની પ્રજાને (વાવણી માટે) બીજ અને ખાધાખોરાકી પૂરાં પાડવાની કૃપા કરવી.

દુર્ગતિના સમયે સાધારણ રીતે જે પ્રકારનાં કામો કરવામાં આવે છે તે તેણે કરવાં, અગર તો તેણે પોતાથી સંચિત કરામલ અન્નાદિ વગેરેની (લોકોમાં) વહેંચણી કરી આપવી, અગર તો ધનિકોએ જે બધું સંગ્રહી રાખેલ હોય તે મેળવીને તેણે તેની લ્હાણી કરી દેવી, અને તે ન બની શકે તો, છેવટે તેણે પોતાના મિત્રરાજાઓ પાસેથી મદદ પણ મેળવવી; અગર તો:

તેણે ધનવાનો પાસેથી (ધન) કઢાવવું, અગર તો તેમની પાસેથી ( ધનાદિ ) ઓકાવવાની તજવીજ પણ તેણે કરવી; અગર તો રાજાએ પોતાની પ્રજા સહિત, અન્ય જે કોઇ પ્રદેશમાં ધાન્યાદિ પુષ્કળ હોય ત્યાં જઇને વસવું; અગર તો સમુદ્ર, નદી કે તળાવોવાળા પ્રદેશોનો આશ્રય તેણે લેવો. જ્યાં જ્યાં પાણી હોય ત્યાં ત્યાં લોકોની પાસે તેણે ધાન્ય, શાક, કંદ અને ફળો ઉત્પન્ન કરાવવાની ગોઠવણ કરવી. વળી બની શકે તો શિકાર કરીને અગર તો માછલાં પકડવાનો ધંધો શરૂ કરીકારવીને પણ લોકોને પશુઓ, પંખીઓ, હાથીઓ, વાઘ અગર માછલાંઓના રૂપમાં ખોરાક (તેણે) પૂરો પાડવો-પડાવવો.

## (મૂષકભય.)

ઉંદરો તરફથી ભય ઉત્પન્ન થાય, તો બિલાડાંઓ તેમ જ નોળિયાંઓને છૂટાં મુકી દેવાં. આ બિલાડાંઓ તથા નોળિયાંઓ પૈકી કોઇને કોઇ પકડે કે મારે તેનો બાર 'પણ' દંડ કરવો. અરણ્યચર સિવાયના જે લોકો પોતપોતાનાં કૂતરાંનો નિગ્રહ ન કરે તેમને દરેકને પણ આટલી જ સજા કરવી,

ઉંદરોને મારી નાખવા અર્થે સ્નુહિના દૂધ (ક્ષીર)માં પલાળેલ, અગર તો ચૌદમા અધિકરણમાં વર્ણવાયલ વસ્તુઓ જેમાં ભેળવેલી હોય તેવા ધાન્યને ધરતી ઉપર વેરી દેવું, સિદ્ધ અને તપસ્વી મનુષ્યોએ શાન્તિકર્મો કરવાં, અને શુદ્ધ બીજ અને પૂર્ણિમાના દિવસે ઉંદરની પૂજા પણ કરવી-કરાવવી.

તીડ, પક્ષીઓ અને બીજાં જીવડાંઓનો ઉપદ્રવ વધી જાય, તો તેમના પ્રતિબંધમાં પણ આવા જ ઉપાયો યોજવા.

## (સર્પભય.)

જ્યારે સર્પ તરફથી ભય ઉત્પન્ન થઇ આવે, ત્યારે સર્પવિષનો પ્રતીકાર કરનાર પ્રવીણ લોકોએ મંત્રોપચાર અને ઔષધોપચાર કરવા; અગર તો તેમણે સર્પમાત્રનો નાશ કરી નાખવો, અગર તો અથર્વવેદ જાણનારાઓએ શાંતિકર્મો કરવાં. શુદ્ધ બીજ અને પૂર્ણિમાના દિને સર્પોની પૂજા કરવી. પાણીમાં રહેનાર પ્રાણીઓ તરફથી થઇ આવતા ભયના પ્રતીકારનું વર્ણન આ પ્રમાણે પૂરું થાય છે.

## (વાઘભય).

વાઘનો નાશ કરવાને અર્થે, ઢોરના મુડદાને તેમાં મદનરસ મેળવીને, અગર તો વાછડાના મુડદામાં મદનરસ અને કોદ્રવનો રસ ભરીને તેમને, (વાઘની નજરે ચઢે તેવા ) યોગ્ય સ્થાનોમાં નાખી રાખવા.

અગર તો શિકારીઓએ અને કુતરા પાળનારાઓએ તેમને કપટથી પાંજરામાં ફસાવી પકડવા; અગર તો કવચધારી પુરૂષોએ શસ્ત્રસજ્જ થઇને તેમને મારી નાખવા.

વાઘના પંજામાં સપડાયલ મનુષ્યને બચાવવાના કામમાં જે કોઇ ઉપેક્ષા રાખે તેને બાર 'પણુ' દંડની સજા કરવી; અને જે કોઇ એક વાઘને મારી આપે તેને તે જ પ્રમાણે બાર 'પણુ' ની રકમ ઇનામ રૂપે (પણુ) આપવી.

શુદ બીજ અને પુર્ણિમાને દિવસે પર્વતોની પૂજા કરવી.

પશુઓ, પંખીઓ અગર મગરો તરફથી ઉપદ્રવ થાય, તો ઉપર પ્રમાણે, ઉપાયો લેવા.

## (રાક્ષસભય.)

રાક્ષસો તરફથી ભય ઉત્પન્ન થાય, તો અથર્વવેદના જાણુનારાઓએ તથા માયાયોગ (જાદુ અને ગુપ્તવિદ્યા) ના જાણુકારોએ, એ પ્રકારનો ભય મટાડવા અર્થે જે કર્મો થવાં જોઇએ તે કરવા.

પૂર્ણિમાના દિવસે છત્ર, હાથનુ ચિત્ર, પતાકા અને ઘેટાનું થોડું* માંસ: એટલાં વાનાં ઓટલા ઉપર મુકીને ચૈત્યપૂજા કરવી.

" અમે તુંને ભાતનો બલિ આપીએ છીએ: " એ પ્રમાણે, રાક્ષસ તરફથી કોઇપણ પ્રકારનો ભય ઉત્પન્ન થાય ત્યારે મંત્રોચ્ચાર કરવો.

જેવી રીતે પિતા પોતાના પુત્રોની રક્ષા કરે છે તેવી જ રીતે રાજાએ પોતાની પ્રજા પૈકીના દુઃખી જનોની રક્ષા કરવી.

આમ હોઇને, માયા અને યોગ (જાદુ અને ગુપ્ત બાબતો) પરત્વે પ્રવીણુ એવા સિદ્ધ અને તપસ્વી જનોને રાજાએ પૂજ્ય ગણીને તેમને પોતાના

રાજ્યમાં વસાવવા; કારણ કે તેમનામાં દૈવી સંકટો દૂર કરવાની શક્તિ રહેલી હોય છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'કંટકશોધન'સંજ્ઞક ચોથા અધિકરણમાંનું, 'ભયનિવારણ'વિષયક ત્રીજું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૪.

### ગૂઢ સાધનોથી નિર્વાહ કરનાર દુષ્ટ લોકોનું દમન.

સમાહર્તાના કર્તવ્યો વર્ણવતા, જનપદની રક્ષા અર્થે જે બધા ઉપાયો લેવાવા જોઈએ તે બધાનું વર્ણન થઇ ગયલું છે; એટલે હવે આપણે તે પરત્વે કંટકશોધન (દુષ્ટોનું દમન) શી રીતે કરવું તે સંબંધમાં (જે કાઇ કહેવાનું છે તે ) કહેશું:—

સમાહર્તાએ સિદ્ધ, તપસ્વી, પરિવ્રાજક, ચક્રચર ( પ્રદક્ષિણા કરવા નીકળેલા ), ચારણ, વિદૂષક, પ્રચ્છંદક ( ગુપ્તવિદ્યાભિજ્ઞ ), કાર્તાંતિક ( જોશી ), નૈમિત્તિક ( ભવિષ્ય ભાખનાર ), મૌહૂર્તિક ( શુભાશુભ ઘડી-પળ જોનાર ), ચિકિત્સક, ગાડા માણસ, મૂંગા, બહેરા, જડબુદ્ધિવાળા, આંધળા, વેપારી, ચિત્રકાર, કારૂશિલ્પી ( સુતાર ), ગવૈયાબજૈયા, નટ, દારૂ વેચનાર, તેમ જ રોટલી, માંસ અને ભાત વગેરે રાંધનારાઃ એવા એવા મનુષ્યોના વેષમા ગુપ્તચરોને રાખવા, અને તેમની મારફત ગુપ્ત રીતે બાતમી મેળવવાને અર્થે તેમને તેણે રાજ્યના જુદા જુદા ભાગમાં મોકલી પણ આપવા.

આ ગુપ્તચરોએ, ગ્રામ્યજનોના તેમ જ તેમના અધ્યક્ષોના સારાનરસા કામો પરત્વે તપાસ કરવી અને તેમને લગતી બાતમી ( સમાહર્તાને ) પૂરી પાડવી.

કોઇ પણ મનુષ્યની આજીવિકાનું મૂળ ગૂઢ ( ગૂઢાજીવ ) છે એમ

ન્માલૂમ પડે, તો પછી એવા જ પ્રકારની જીવનચર્યાથી પરિચિત હોય તેવા કોઈ ગુપ્તચરને તેણે તેવા માણસ (ગૂઢાજીવ)ની પાછળ મુકી દેવો.

જે શંકિત મનુષ્યની ચર્યા જાણવાને પોતે નિયોજાયો હોય, તે ગમે તો 'ધર્મસ્થ (ન્યાયાધીશ)' હોય કે ગમે તો ' પ્રદેષ્ટા ' હોય, તો પણ તેની સાથે તેણે ( જાસુસે ) દોસ્તી બાંધવી, અને તેને તેણે એવી વિજ્ઞાપના કરવી કે, ' મારો એક મિત્ર સંકટમાં છે તો તેનું એ સંકટ દૂર થવું જોઇએ, અને તેના બદલામાં હું અમુક રકમ તમને અપાવીશ.' જો ન્યાયાધીશ એ વાતનો સ્વીકાર કરે, તો પછી તેને 'લાંચિયા ( ઉપદાગ્રાહક )' તરીકે જાહેર કરી દઇને દેશપાર કરી દેવો. પ્રદેષ્ટાના સંબંધમાં પણ આ જ વિધિએ કરવાનું છે.

અગર એવા સત્રીએ (જાસુસે) ગામલોકના સંઘને અગર તો અધ્યક્ષ-ને આ પ્રમાણે કહેવું:—' આ જૂલ્મી પણ ધનિક મનુષ્યની ઉપર કોઇ એક આફત આવી પડેલી છે, અને તેથી આ તકનો લાભ લઇને તેની પાસેથી નાણાં કઢાવવાં જોઇએ. ' ( આમ કહેવાથી ) એ બે પૈકી કોઇ જો એ જાસુસની વાત કબૂલ રાખે, તો પછી તેવા લોકસંઘને અગર તો અધ્યક્ષને, ' પરાણે નાણાં કઢાવનાર (ઉત્કોચક) ' ઠરાવીને તેને દેશવટો આપી દેવો.

( વળી ) કોઇ એક ખાતમીદારે એવો ઢોંગ કરવો કે, તેણે પોતે કોઇ ફોજદારી ગુન્હો કરેલો છે, અને પછી તેણે ખોટા સાક્ષીઓ (કૂટ સાક્ષીઓ)ની સાથે વ્યવહારમાં ઉતરીને તેમને નાણાંની મોટી મોટી રકમો આપવાનાં વચનો આપવાં. જો તેવા સાક્ષીઓ તેની વાત કબૂલ રાખે, તો પછી તેમને ' કૂટ સાક્ષીઓ ' તરીકે પ્રસિદ્ધિમાં મુકી દેવા, અને તેમને હદપાર કરવાની સજા પણ કરવી.

ખોટા સિક્કા બનાવનાર (કૂટપણકારક)ને પણ, એ જ પ્રમાણે સજા કરવાની છે. મંત્રપ્રયોગથી, કે ઔષધોપચાર ( મૂલકર્મ ) થી, અગર તો શ્મશાનમાં ક્રિયાઓ કરી મેળવાયલ સિદ્ધિના ઉપયોગથી, જો કોઇ પણ

માણસ કોઇ પણ સ્ત્રી પરત્વે સંવનન કરતો માલૂમ પડે, તો તેની પાસે જઇને કોઇ એક ગુપ્તચરે આ પ્રમાણે કહેવું:—'ફલાણા પુરુષની સ્ત્રી, પુત્રી કે પુત્રવધૂને હું ચહાઉં છું તેથી તે મને ચહાવા મંડે તેવું જો તમે કરી આપો, તો હું તમને પુષ્કળ દ્રવ્ય આપીશ.' જો તે માણસ, આવા જાસુસનું કહેવું કબૂલ રાખે, તો તેવા મનુષ્યને 'સંવનનકારક (સ્ત્રીને લોભાવનાર)' ગણીને દેશપારની સજા ફરમાવી દેવી.

એ જ પ્રમાણે, અન્ય મનુષ્યોને હાનિહારક થઇ પડે તેવા મંતરજંતર કરનાર (અભિચારશીલ) મનુષ્યોને પણ સજા કરવાની છે.

રસ (વિષ) સંબંધી વાત કરનાર, તેનું વેચાણ કરનાર અગર તો તેની ખરીદી કરનાર અગર તો ઓષધમાં તેની મેળવણી કરનાર મનુષ્ય પરત્વે એવી શંકા આવે કે તે અન્ય કોઇ મનુષ્યને રસપાન (ઝેર દેનાર) કરાવનાર છે, તો પછી કોઇ જાસુસે તેની પાસે જઇને આ પ્રમાણે કહેવું:—'મારો અમુક શત્રુ છે તેને મારી નાખવાનો છે, અને (તે જો મારી નંખાશે તો) તે બદલ હું તમને અમુક દ્રવ્ય આપીશ.' જો પેલો (શંકિત) મનુષ્ય એ પ્રમાણે કરી આપવાને કબૂલ થાય, તો પછી તેને 'રસદ (ઝેર આપનાર)' તરીકે જાહેર કરી દેવો, અને તેને દેશનિકાલની સજા પણ ફરમાવી દેવી.

'મદન' નામના છોડવામાંથી બનતી દવાઓનો ઉપયોગ કરનાર અન્યજનો પરત્વે પણ આવાં જ પગલાં ભરવાં જોઇએ.

કોઇ શખ્સ વિવિધ ધાતુઓ, ક્ષારો, અંગાર, ધમણ, કાપાણી, મૂષ, ચૂલી (સગડી) અને હથોડીઓ વગેરે સાધનોની ખરીદી વારંવાર કરતો હોય અને તેના હાથ અને લૂગડાં રાખરાખ અને ધૂમાડાથી કાળાં પણ ગયેલાં હોય, અગર તો કાયદા વિરુદ્ધ કામ કરવાનાં સાધનો તેની પાસેથી જણાય, તો તે ઉપરથી એવી શંકા ઉદ્ભવે કે, તે શખ્સ બનાવટી સિક્કા બનાવનાર (કૂટરૂપકારક) હોવો જોઇએ. આમ જો જણાય, તો જાસુસે તેની પાસે જઇને તેને વિજ્ઞાપના આ પ્રમાણે કરવી

એક શાખાઉ (શિષ્ય) તરીકે રાખો.' પછી ભેળા રહીને કામ કરતાં કરતાં તેને તેણે છેવટે ઉઘાડો પાડી દેવો, અને તેમ થાય એટલે તેને 'કૂટ-રૂપકારક (બનાવટી સિક્કા પાડનાર)' તરીકે ગુન્હેગાર ઠરાવીને દેશ-નિકાલની સજા પણ કરી દેવી.

એ જ પ્રમાણે જે કોઇ ધસમ ભેળ કરીને સોનાનું મૂલ્ય ઘટાડી દે, અગર તો કૂટસુવર્ણ (બનાવટી, સુવર્ણના સિક્કા)નો વેપાર કરતો જણાય, તો તેને પણ, પૂર્વસૂચિત કોટીની સજા કરવી.

ગૂઢ આજીવિકાવાળા (ગૂઢાજીવ) લોકોના તેર પ્રકાર છે, અને તેઓ બધા ય (પ્રજા માત્રની) હિંસા કરનારા છે. તેમને તેમના દોષના પ્રમાણમાં જોઇએ તો દેશનિકાલની સજા કરવી અગર તો વળતર આપવાની ફરજ પાડવી (એ જરૂરનું છે).

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'કંટકશોધન'સંજ્ઞક ચોથા અધિકરણમાંનું, 'ગૂઢ સાધનોથી નિર્વાહ કરનાર દુષ્ટ લોકોનું દમન': એ વિષયને લગતું ચોથું પ્રકરણ પૂરું થાય છે.)

—:૦:—

## પ્રકરણ ૫.

## સિદ્ધ પુરૂષોના રૂપમાં રહેલા ચારો મારફત કરાતું, દૂષિત વૃત્તિઓવાળા યુવકો (માણવ)નું પ્રકાશન.

અગાઉથી મોકલાવલ સત્રી (ચારો)થી ફરી રખાયલ માર્ગનો લાભ લઇને, સિદ્ધપુરૂષોના વેષમાં ફરતા ચારોએ માણવવિદ્યા (દૂષિત વૃત્તિઓ જેની મદદથી જાણી શકાય. તે જ્ઞાન)ની મદદથી, પ્રસ્થાપન (દોડવામાં વેગ વધારવાની કળા), અન્તર્ધાન (અદૃશ્ય થઇ જવાની શક્તિ), તથા દ્વારાપોહ (બંધ કરાયલ બારણાં ઉઘાડી નાખવાની શક્તિ) વગેરેને લગતા મંત્રો પોતે જાણે છે એવો ઢોંગ કરીને, લૂંટારૂઓને લૂંટ

કરવાને લોભાવવા, તેમ જ સંવનનમંત્રની મદદથી, દુષ્ટ હેતુઓ સફળ કરવાનાં કામ કરવાને (પણ તેમને) લોભાવવા.

એ પછી, એ પ્રમાણે પ્રોત્સાહિત થયલ જનોને, જે ગામમાં અગાઉથી સ્ત્રીઓ અને પુરુષોના વેષમાં (કૃતક) માણસો ગોઠવી રાખેલાં હોય તેવાં પણ, અગાઉથી સૂચવાયલ હોય તેનાથી જુદા જ ગામમા તેમણે દોરી જવા, અને ત્યાં જઈને ( તે પ્રમાણે લોભાઈને આવેલ ) યુવકોને તેમણે આ પ્રમાણે કહેવું:—' બીજે ગામે પહોચવામાં મુશ્કેલી નડે તેમ હોઈને તમે અમારી વિદ્યાનો પ્રભાવ અહીં જ જોઈ લો. ' આમ કહીને તેમણે, બારણાં આપોઆપ ઉઘડી જતાં હોય એવી યોજના કરીને, ' દ્વારાપોદ્‌મંત્ર'ની મદદથી, બારણા ઉઘાડી નાખવાનો ઢોંગ મચાવવો, અને પછી તેમાં તેમને પ્રવેશ કરવાનું કહેવું. પછી સચેત રહેલ ચોકીદારોની વચમાં એ યુવકોને, અન્તર્ધાનમંત્રથી અદૃશ્ય બનાવી દઈને, તેમને (મકાનના) વધારે ઉંડાણના ભાગમાં જવાને સૂચના આપવી. એ ચોકીદારો પાસે, તે પોતે જાણે કે નિદ્રાધીન થઈ ગયલા છે એવો ઢોંગ મચાવાવીને તે જાસુસોએ, ત્યાર બાદ, તે યુવકો પાસે, તેમના ખાટલાઓને વિના સંકોચે ઠચમચાવાવવા, અને પરસ્ત્રી હોવાનો ઢોંગ કરીને સૂતેલા તે ચોકીદારો તે યુવકોને આનન્દ આપે તેવી ગોઠવણ પણ કરવી. આ પ્રમાણે એ યુવકો, એ વિદ્યાપ્રભાવનો અનુભવ કરી લે ત્યાર પછી તે વિદ્યાનું પુરશ્ચરણ કરાવી તેને લગતી બીજી બાબતોનું જ્ઞાન તેમને આપવું. આટલું થઈ રહ્યા પછી જે ઘરોમાં, નિશાનીવાળું દ્રવ્ય રખાયલું હોય તેવાં ઘરો તેમની પાસે લૂંટાવવાં, અને પછી ( પોતાની વિદ્યાના બળે પોતે પકડાશે નહિ એમ ધારીને ) જ્યારે તેઓ લૂંટફાટ કરવા માંડે, ત્યારે તેમ કરતાં તેમને પકડી લેવા. લક્ષણયુક્ત દ્રવ્યને તેઓ વેચતા, ખરીદતા કે ગીરો મુકતા હોય ત્યારે પણ તેમને પકડી શકાય, અગર તો ઔષધમિશ્રિત સુરાનું પાન કરી બેભાન થયા હોય ત્યારે પણ તેમને પકડી શકાશે.

આ પ્રમાણે જે યુવકો (માણવો) પકડાય તેમની કનેથી તેમના પોતાના

ભૂતજીવન સંબંધી તથા પોતાના મદદગારો સંબંધી હકીકત મેળવી લેવી.

પુરાણચોર (પ્રસિદ્ધ ચોર)નો વેષ ધારીને ગુપ્તચરોએ, વળી, ચોરોમાં ભળી જવું, અને પછી આવશ્યક યુક્તિઓ રચીને તેમને પકડાવી દેવા.

આ પ્રમાણે જે ચોર વગેરે પકડાયલા હોય તેમને, સમાહર્તાએ પુરવાસીઓ તથા ગામડાંના લોકોની સમક્ષ ઉઘાડા પાડી દેવા, અને પછી તેણે પોતે, પોતાના 'ચોરગ્રહણીવિદ્યા જાણનાર રાજા તરફથી પોતાને મળેલ સૂચના પ્રમાણે એ ચોરોને પકડેલા છે': એમ લોકો આગળ જણાવવું, અને વિશેષમાં એમ પણ કહેવું કે:-'આ જ પ્રમાણે હું ભવિષ્યમાં પણ ચોરોને પકડી કાઢીશ; એટલા માટે સૌએ પોતપોતાના સ્વજનોને, આવાં પાપાત્મક આચરણ કરતાં અટકાવવા.'

જાસુસો મારફત મેળવાયલ બાતમી પ્રમાણે જે કોઇ શખ્સ, બળદની રાશરાસડી; ચાબૂક અને એવાં અન્ય (કૃષિકર્મનેલગતા) સાધનોને ચોરનારો જણાય, તેને પકડીને તેને આ પ્રમાણે જણાવવું:-'રાજાની સર્વજ્ઞતાના પ્રભાવે તું પકડાયલો છે.' નામચીન ચોર, ગોવાળિયા, શિકારી કૂતરા પાળનારાઓ અને શિકારીઓ: એ સર્વના વેષમાં ફરતા બાતમીદારોએ, વનમાં ચોરી કરનારાઓ તથા અરણ્યવાસીઓમાં ભળી જવું, અને અગાઉથી કરી રખાયલ ગોઠવણ પ્રમાણે જે ગામોમાં કે જે ધર્મશાળાઓમાં બનાવટી સોનું અગર બીજો માલ ભરાઇ રખાયલ હોય તે ગામ કે ધર્મશાળા ઉપર ધાડ પડાવવાની તજવીજ કરી તેમાં સામીલ પણ થઇ જવું. શસ્ત્રસજ્જ મનુષ્યોના હાથે એવા (દુષ્ટ) લોકોને મરાવી પણ નંખાવવા; અગર તો એ ચોરો પોતાનું (ચોરવાનું) કર્મ કરી લે તે પછી તેમને તેમણે મદનરસમિશ્રિત ખોરાક ખવરાવી દેવો; અગર તો સંતત હાલચાલને લઇ તેઓ થાકીને લોથ બની જઇ નિદ્રાધીન થઇ જાય ત્યારે, અગર તો ધાર્મિક ઉત્સવોને નિમિત્તે તેઓ જ્યારે ઔષધમિશ્રિત સુરા પીને બેભાન (યોગસુરામત્ત) બનેલા હોય ત્યારે તેમને તેમણે પકડી (પણ) લેવા.

આ પ્રમાણે અને અન્ય રીતે પકડાતા તમામ ગુન્હેગારોને, સમાહર્તાએ

લોકસમક્ષ રજુ કરીને ( પ્રકાશમાં આણીને ) તેમની તરફ લોકનું ધ્યાન ખેંચવું, અને 'રાજા પોતે કેટલો સર્વજ્ઞ છે' તે વાત સર્વને સુવિદિત કરી દેવી.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'કંટકશોધન'સંજ્ઞક ચોથા અધિકરણમાંનું, 'સિદ્ધ પુરૂષોના રૂપમાં રહેતા ચારો મારફત કરાતું દૂષિત વૃત્તિઓવાળા યુવકો ( માણવ )નું પ્રકાશન' : એ વિષયને લગતું પાંચમું પ્રકરણ પૂરું થાય છે.)

## પ્રકરણ ૬.

### શંકા ઉપરથી, અગર તો ગુન્હો કરાતો હોય તે ક્ષણે જ ગુન્હેગારોને પકડવા વિષે.

પૂર્વે વર્ણવાઇ ગયલ સિદ્ધપુરૂષોના વેષમાં ફરતા જાસુસો જે બધી યુક્તિઓ રચે છે તે ઉપરાંત, શંકાજનક પ્રવૃત્તિ તથા ( કોઇના ) કબ્જામાં દેખાતા ચોરાયલ માલના કારણે ( તેનું પ્રકાશન કરવા અર્થે ) જે જે યુક્તિઓ સૂઝી આવે તે તે તમામનો ઉપયોગ પણ થવો જોઇએ.

( શંકા. )

ક્ષીણ દાયભાગ ( વારસામાં મળેલ અલ્પ દ્રવ્ય ) ના આધારે જીવન-નિર્વાહ કરતાં કુટુંબોવાળા શખ્સો; જેમની પાસે સુખસાધન બહુ જ ઓછા અગર તો ન જ હોય તેવા લોકો; જેઓ પોતાનાં જ નહિ, પરંતુ પોતાના કુટુંબનાં ઠામઠેકાણાં, જાતિ, નામ અને ગોત્રોનાં નામ વારંવાર બદલ્યાં કરતા હોય તે; જેઓ પોતાની વૃત્તિ અને પ્રવૃત્તિને ગુપ્ત રાખવાને મથતા હોય તે; જેઓ માંસ, સુરા, સુગંધી પદાર્થો, પુષ્પમાળાઓ, સુશોભિત વસ્ત્રો તથા અલંકારો વગેરેનો પુષ્કળ ઉપભોગ કરતા હોય તે; જેઓ વેશ્યાઓ, દ્યૂત રમનારાઓ અને દારૂ ગાળનારાઓની સંગતિ કરી ( પ્રસક્તમતિવાળા થઇને ) નાણાં ઉડાવનારા હોય તે; જેઓ વારંવાર પોતાનાં ઘર છોડી ભટકનારા હોય તે; જેમના વેપાર, પ્રવાસ, અગર જે સ્થાન વિષે તેઓ જવા

ધારતા હોય તે પરત્વે ખબર પડતી ન હોય તે; જેઓ અરણ્યોમાં અને પર્વતમય પ્રદેશોમાં એકલા આથડનારા હોય તે; જેઓ પોતાના નિવાસસ્થાન પાસેના કે તેનાથી દૂરના ભાગમાં ગુપ્ત સભાઓ ભરતા હોય તે; જેઓ પોતાના તાજા મળો અગર તો ક્ષતોના પ્રતીકાર ગૂઢ રીતે કરાવી રહેલા હોય તે; જેઓ હંમેશા પોતાના ઘરોમા ભરાઇ બેસતા હોય તે; જેઓ વધારે પડતા પ્રમાણમા કાન્તાસક્ત હોય તે; જેઓ પરસ્ત્રીઓ અને પારકાના દ્રવ્ય પરત્વે બાતમી મેળવવાને હંમેશા ઉત્સુક રહેતા હોય તે; જેઓ કુત્સિતવિદ્યાભિજ્ઞો અને કુકર્મ કરનારાઓનો સંસર્ગ રાખતા હોય તે; જેઓ રાત્રિના સમયે અંધકારમાં કે (દીવાથી પડતી) છાયાનો આશ્રય કરીને ભીંતોમા છૂપાતાછૂપાતા રખડતા હોય તે; જેઓ શંકાજનક સમયે કે શંકાજનક સ્થાનમા વિરલ કે શંકાજનક વસ્તુઓ ખરીદતા હોય તે; જેઓ પોતાથી થતા શત્રુતાદર્શક વ્યવહારોને માટે જાણીતા હોય તે; જેઓ કૃત્રિમ રૂપ ધારણ કરતા હોય, અગર તો જેઓ જાતિલક્ષણો બદલતા રહેતા હોય તે; ખોટાં બ્હાનાં બતાવીને જેઓ પોતાના પૈતૃક આચારો બદલતા હોય તે; જેની અપકીર્તિ ફેલાઇ રહેલ હોય તે; જેઓ પોતે ગામડામાં હાજર હોય છતાં મહામાત્રની દૃષ્ટિએ પડતાં બ્હીતા હોઇને સંતાઇ રહેતા હોય કે અન્ય સ્થળે જતા રહેતા હોય તે; જેઓ એકલા બેઠાંબેઠાં પણ બ્હીકને લીધે હાંફતા હોય તે; ન જોઇએ તેટલા પ્રમાણમા જેઓ ક્ષુભિત હોય કે જેમનાં હૃદયો ધડકતાં હોય તે; જેમનાં મુખ ફીકાં અને સૂકાં પડી ગયલાં હોય, અને જેમનો અવાજ અસ્પષ્ટ થઇ ગયો હોય, અગર તો જેમની જીભ થોથવાતી હોય તે; જેઓ શસ્ત્રસજ્જ પુરૂષોને સાથે રાખીને જ ફરતા હોય તે; અગર તો જે કોઇ (બીજાને) ધમકાવતી હોય એવી મુખાકૃતિ ધરાવનાર હોય તે; અને એવા એવા બીજા જે જે પ્રકારના લોકો હોય તેમને કાં તો ઘાતકો ગણવા, અગર તો લૂંટારાઓ સમજવા, અગર તો તેમને નિધિ વા ઉપનિધિની ઉચાપત કરી ગયલા અપરાધીઓ માનવા, અગર તો દુષ્ટ સાધનોનો ગુપ્ત ઉપયોગ કરીને પોતાની આજીવિકા મેળવનાર, બીજા કોઇ પ્રકારના હરામખોરો તેમને સમજવાના છે.

આ પ્રમાણે શંકાને કારણે ગુન્હેગારોને પકડવા સંબંધી વાત પૂરી થાય છે.

**( ચોરાયલ માલ પકડવા સંબંધી=રૂપપ્રમાણ. )**

નષ્ટ થયલ કે અપહૃત થયલ માલ જો પકડાયો ન હોય, તો જે લોકો એવા પ્રકારના માલનો વેપાર કરતા હોય તેમને તેવા ( નષ્ટ કે અપહૃત ) માલના સંબંધમા ખબર આપી દેવી. જે માલ ગુમ થયાના સંબંધમાં જે વેપારીને ખબર પહોંચાડવામાં આવેલ હોય તે વેપારી જો, તે પ્રમાણે ગુમ થયલ માલ પોતાને પ્રાપ્ત થયા છતાં તે વાત સંતાડે, તો તેને (ગુન્હેગારનો) મદદગાર ગણી સજા કરવી. જો વેપારીને, એ પ્રમાણે ગુમ થયલ માલની ખબર ન હતી એવું જણાઇ આવે, તો તેણે તે ગુમ થયલો માલ સોંપી દેવો, અને તે બદલ તેને છોડી પણ દેવો.

સંસ્થાધ્યક્ષ ( વાણિજ્યખાતાના અધિકારી )ને ખબર આપ્યા વિના કોઇ પણ શખ્સે કોઇ પણ પુરાણભાંડ ( જૂની વસ્તુ )ને ખરીદવું કે ગીરો મુકવું નહિ.

જૂની ચીજો વેચાય છે અગર તો ગીરો મુકાય છે, એવી ખબર સંસ્થાધ્યક્ષને મળે એટલે તેણે, તે વસ્તુ તેના ધણીની પાસે કેવી રીતે આવી તે પરત્વે તેને પૂછવું. 'એ વસ્તુ વારસામાં મળી છે, ફલાણા માણસે આપેલી છે, મેં પોતે ખરીદેલી છે, અગર તે મેં બનાવરાવેલી છે, અગર તો તે ગુપ્ત રીતે સાનમાં આવેલ છે': એવું તે ખરીદનાર તેને કહેશે, અને તે સાથે જે કાળે અને જે સ્થાનમાં તે પોતાને પ્રાપ્ત થઇ હશે, તે પણ તે બતાવી દેશે; અગર તો એ વસ્તુ તેણે જે કીંમત અને દલાલી ( ક્ષણમૂલ્ય ) આપીને ખરીદેલી હશે તે પણ તે તેને જણાવી દેશે. આ પ્રમાણે તે (ખરીદનાર ) જે બધી હકીકત કહે તે જો ખરી લાગે, તો પછી સંસ્થાધ્યક્ષે તેને છોડી મેલવો.

ખોવાયલી જે વસ્તુના સંબંધમાં કોઇ એક માણસે તેને લગતી જે પૂર્વકથા કહી બતાવી હોય તે વસ્તુના સંબંધમાં બીજો કોઇ શખ્સ તેવી તે

તેવી જ પૂર્વકથા કહી આપનારો નીકળે, તો પછી એ બે પૈકી જે માણસે એ વસ્તુનો ઉપભોગ લાંબા કાળથી કરી રહેલ હોય અને જેનું ચરિત્ર પવિત્ર દેખાતું હોય તેની માલીકીની તે વસ્તુને ગણી લેવી. પશુઓ પણ જ્યારે રૂપ, લિંગ વગેરેને સામાન્ય પ્રમાણ રૂપ માને છે, ત્યારે પછી કુપ્ય (કાચો માલ), આભરણ અને ભાંડો જેવી વસ્તુઓના મૂળ, તેમને જેમાથી બનાવવામા આવેલ હોય તે સાધનો, અને અમુક હેતુથી અમુક જણે તે બનાવેલીઃ એ બધું શોધી કાઢવામાં શું કશી પણ મુશ્કેલી નડે ખરી?

આનો માલ જે કોઇ ઇસમના કબ્જામા હોય તે એવો પ્રતિવાદ કરી શકશે કે, તે માલ તેણે પોતે ઉછીનો કે ભાડે લીધેલો છે, અગર તો તે એક સાનમા અપાયલ માલ છે, અગર તો એક ઉપનિધિ છે કે નિક્ષેપ છે, અગર તો તે તેણે પોતે કોઇ છૂટક વેચાણ કરનાર વેપારી પાસેથી ખરીદ કરેલો છે. આ પ્રમાણે પ્રતિવાદ કરીને જો તે પોતાથી નિર્દિષ્ટ કરાયલ મનુષ્યને રજુ કરી દે, તો પછી તેને મુક્ત કરી દેવો; અને જો એ પ્રમાણે નિર્દિષ્ટ કરાયલ મનુષ્ય (વસ્તુ–માલ–નો મૂળ ધણી) એ બાબતમાં પોતાના હાથ કાન ઉપર મુકી દે (તો પછી તેવા માલનો કબ્જો જે માણસ પાસે હોય તેને યોગ્ય સજા ફરમાવી દેવી.)

બીજા કોઇ માણસથી, ખોવાયલ માલ સહિત જો કોઇ પણ ઇસમ પકડાય, અને એ પ્રમાણે પકડાયલો ઇસમ જો એમ કહે કે, એ માલ એને પોતાને કોઇ અમુક ત્રીજા માણસ તરફથી ભેટરૂપે મળેલ છે, તો પછી તેણે, તે પ્રમાણે ભેટ દેનાર અને દેવડાવનાર માણસોને સાક્ષી તરીકે હાજર કરી તે પ્રમાણે સાબીત કરી આપવું પડે એટલું તો નહિ, પરંતુ એ વસ્તુ પરત્વે જેમનો મધ્યસ્થ તરીકે, અગર તો પ્રતિગ્રાહક રૂપે, કે ઉપદેષ્ટા કે ઉપભોક્તા રૂપે સંબંધ હોય તેમને પણ તેણે રજુ કરી દેવા.

કોઇ માણસથી ફેંકાઇ દેવાયલો, નષ્ટ કરાયલો કે ભૂલાઇ જવાયલો માલ જો કોઇ ઇસમના કબ્જામાં રહેલો જોવામાં આવે, તો એ માલ જે કાળે, જે સ્થાને અને જે સંયોગોમાં તેને પોતાને પ્રાપ્ત થયલ હોય તે સર્વ પરત્વે

તેણે આવશ્યક પુરાવો આપીને પોતાનું નિરપરાધિપણું સાબીત કરી દેવું; તે પ્રમાણે જો એ પોતાનું નિરપરાધિપણું સાબીત કરી ન શકે, તો તે માલ જે ધણીનો હોય તેને તે તેણે સોંપી દેવરાવવો, અને તેની કીંમત જેટલી, દંડની રકમ પણ તે ભરે એમ કરવું; અગર તો તેવા માણસને ચોર ગણી, ચોરી બદલ જેટલી સજા થઇ શકે છે તેટલી સજા તેને કરી દેવી.

આ પ્રમાણે, ગુન્હો કરતાં પકડાતા માણસને લગતી વાત પૂરી થાય છે.

## (કર્મપ્રમાણ.)

ઘરના મુખ્ય દ્વાર સિવાયના બીજા કોઈ માર્ગે કરાયલ ગૃહપ્રવેશ અને ગૃહત્યાગ; કોઇ ખાસ યુક્તિથી બારણાં તોડવાં; જાળીવાળી કે જાળીવિનાની બારી તોડવી; અગર તો સીડીવાળાં ઘરોનાં છાપરાં ફાડવાં; સીડી ઉપર ચઢવું અગર તે ઉપરથી ઉતરવું; ભીંત તોડવીફાડવી; સુરંગ કરવી; ગુપ્ત રીતે રખાયલ ધનકોશને હરી જવા માટે આવશ્યક યુક્તિઓ રચવી અને તે સંબંધી અભ્યંતર ખબર મેળવવી: વગેરે ઘરફોડ અને ચોરીના કામને લગતી બાબતો અને તે બાબતોને ઉપકારક થઇ પડે એવા, ભાંગફોડ બતાવી આપે તેવા અંદરખાનેથી થયલા બનાવો ઉપરથી, 'ગુન્હામાં કોઇ અંદરના મનુષ્યનો હાથ છે' એવું જણાઇ આવશે; અને આથી ઉલટા સ્વરૂપના સંયોગો ઉપરથી બહારના મનુષ્યથી ગુન્હો થયલો છે એવું સમજાશે. આ બન્ને પ્રકારના સંયોગો-આસપાસની હકીકત-એકત્ર કરીને જોવાથી, થયલ કર્મનો કર્તા અભ્યંતર કોટીનો છે કે બાહ્ય કોટીનો, તે પણ જણાયા વિના નહિ રહે.

અંદરના મનુષ્યથી કરાયલ કર્મ પરત્વે હવે આપણે બોલશું. બનાવ બન્યો હોય તે પ્રસંગે જો કોઇ વ્યસનગ્રસ્ત મનુષ્ય પોતાના મદદગારો સહિત, અને તસ્કરો જે પ્રકારનાં ઉપકરણો રાખે છે તે ભેળાં રાખીને હાજર રહેલ હોય તે; નિર્ધનકુળમાં જન્મેલી અગર તો પરપુરુષ વિષે આસક્તિ રાખતી સ્ત્રી; એવા ને એવા કુત્સિત શીલવાળા નોકરો; અતિશય નિદ્રાળુ મનુષ્ય, અથવા તો નિદ્રાના અભાવે ઉદ્વિગ્ન બની ગયલો માણસ; થાકીને સોથ

ધની ગયલો માણુસ, અથવા તો જેનો ચહેરો ઉતરી ગયલો હોય, સૂકાઇ ગયલો હોય અને જે અસ્પષ્ટ અને ચોથવાતી બોલી બોલતો હોય, અને જે બીજાઓની હીલચાલ ઉપર નજર રાખતો હોય, અગર તો બહુ શોચ કરતો હોય તેવો આદમી; જેના શરીર ઉપર ઉંચે ચઢવાના કારણે નિશાનીઓ થઇ ગયલી હોય તે; જેનાં વસ્ત્રો ફાટીતૂટી ગયાં હોય, અને જેના શરીર ઉપર છરકાઓ અને ઘા પડેલા હોય તેવો પુરૂષ; જેના હાથપગ ઉપર ઘસારા અને ઉઝરડા થયલા હોય તેવો માણુસ; જેના કેશ તથા નખ મેલથી ભરેલા હોય અગર તો તાજા જ ઉતરાવેલા હોય તે; જે કોઇ તુર્તમાં જ નાહેલો હોય અને જેણે તુર્તમાં જ પોતાના શરીર ઉપર ચંદન લગાવેલું હોય તે; જે કોઇએ તુર્તમાં જ પોતાના શરીર ઉપર તૈલમર્દન કરીને પોતાના હાથપગ ધોયલા હોય તે; ઘરમાં પ્રવેશ કરતી વેળાએ કે તેમાંથી બહાર નીસરતી વેળાએ પડેલાં પગલાં, જે કોઇ મનુષ્યનાં પગલાંને બરાબર મળતાં આવતાં હોય તે; ઘરમાં પ્રવેશ કરતી વેળા કે તેમાંથી, બહાર નીસરતી વેળા, ઘરની પાસે ફેંકી નંખાયલ પુષ્પમાળા, ચંદન અને લુગડાંના કટકા જેનાં તૂટેલી ફૂલમાળા, ચંદન અને વસ્ત્રાદિને બરાબર મળતાં આવતાં હોય તે માણુસ; ઘર પાસે અગર ઘરમાં ફેંકી દેવાયલ વસ્ત્રના કટકાના ગંધને જેના પરસેવાનો કે પાનનો ગંધ મળતો આવતો હોય તે: આ અને આવા પ્રકારના બીજા બધા મનુષ્યો પરત્વે બરાબર ચોકસી કરવી.

પરદારાં પરત્વે આસક્તિ રાખનાર નગરજન પરત્વે પણ શંકા ઉઠાવી શકાય. બહારના ચોરને ગોતી કાઢવાને માટે પ્રદેષ્ટાએ પોતાના તાબાના ગોપો તેમ જ સ્થાનિકોની મદદ લઇને યોગ્ય યોજનાઓ રચી કાઢવી; અને નાગરકે, પૂર્વસૂચિત સંયોગો લક્ષમાં રાખીને, દુર્ગની અંદરના ભાગમાં રહેતા ચોરોને ખોળી કાઢવા પ્રયાસ કરવો.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'કંટકશોધન'સંજ્ઞક ચોથા અધિકરણમાંનું, ' શંકા ઉપરથી, અગર તો ગુન્હો કરાતાં જ ગુન્હેગારોને પકડવા વિષેનું છઠ્ઠું પ્રકરણ પૂરું થાય છે.)

## પ્રકરણ ૭.



### અચિન્ત્ય મરણ પ્રસંગે કરવાની પરીક્ષા.

અચિન્ત્ય મરણ ( આશુમૃતક ) થઇ જાય તો શબને તેલ ચોપડીને તેની પરીક્ષા કરવી.

જે કોઇ મુડદું મળમૂત્રથી ખરડાયલું, પવનથી ફૂલી ગયલ અંગોવાળું, સૂઝી આવેલ ( ઉપસેલ ) હાથ પગવાળું, ઉઘાડીફાટ આંખોવાળું, અને જેના ગળા ઉપર બંધનાં ચિહ્નો પડેલાં હોય તે શબ જે મનુષ્યનું હોય તે મનુષ્યને, તેના શ્વાસનો નિરોધ કરીને મારી નાખવામાં આવેલ છે એમ જાણવું.

જે મનુષ્યને ઉંચે (અદ્ધર) ટંગાડીને મારી નાખવામાં આવેલ હશે તેના શબના બાહુ તથા સાથળો સંકુચિત હશે.

જે શબ સૂઝી ગયલ હાથપગ અને પેટવાળું હોય, જેની આંખો ઉંડી ઉતરી ગયલી હોય, અને જેની દૂંટી ઉપસી આવેલ હોય તે શબ જે આણસનું હોય તે માણસને, અદ્ધર લટકાવીને મારી નંખાયલો સમજવો.

જે કોઇ શબનો ગુદાપ્રદેશ; તથા નેત્રપ્રદેશ અકડાઇ ગયલ હોય, જેની જીભ બે દાંત વચ્ચે આવી રહેલી હોય, અને જેનો ઉદરપ્રદેશ ફૂલી આવેલો હોય તે શબ જે મનુષ્યનું હોય તે મનુષ્ય બૂડીને મરી ગયલો છે, એમ જાણવું.

જે શબ લોહીથી અનુસિક્ત હોય અને જેનાં ગાત્રો ભગ્ન અને ભિન્ન થઇ ગયલાં હોય તે શબ જે મનુષ્યનું હોય તે મનુષ્યનો વધ, લાકડીના કે દોરડાના મારથી થયો છે એમ અનુમાન બાંધી શકાય.

ભગ્ન અને ભિન્ન ગાત્રોવાળું શબ, કોઇ પણ, ઉપરથી ફેંકી દેવાયલ મનુષ્યનું હોય એમ પણ માની શકાય.

જે શબના હાથ, પગ, દાંત અને નખ કાળા પડી ગયલ હોય, જેની ચામડી લડબડી રહેલ હોય, જેના કેશ ખરી પડેલ હોય, જેનું માંસ ઓછું

વધ થયલું હોય, અને જેની મુખાકૃતિ ઉપર ફીણ અને થૂંક આવી રહેલ હોય તે શબ જે વ્યકિતનું હોય તે વ્યકિતનો વધ વિષથી થયલો છે, એમ માનવું.

જે શબને, પૂર્વોક્ત પ્રકારનાં ચિહ્નો ઉપરાંત, લોહીની ફૂટવાળો દંશ પડેલો દેખાય તે શબ જે મનુષ્યનું હોય તે મનુષ્યનું મરણ, સર્પાદિ કોઇ ઝેરી પ્રાણીના કરડવાથી થયલું છે, એમ ગણવું.

ઝાડા અને ઉલટી અતિશય થવાને લીધે જે શબ ઉપરના કપડાં ફેંકાઇ ગયલાં હોય અને જે નંખાઇ ગયલું (પહોળું પડેલ) દેખાય તે શબ જે મનુષ્યનું હોય તે મનુષ્યને, 'મદન' નામક છોડવાના રસનું પાન કરાવીને મારી નાખવામાં આવેલ છે, એમ માનવું.

સજા થવાના ભયને લીધે કોઈ કોઈવાર, પૂર્વસૂચિત પ્રકારો પૈકી હરકોઇ એક પ્રકારે થયલ મરણને, જાણે કે તે સ્વેચ્છાપૂર્વક થયલું હોય તેમ બતાવવાના હેતુથી, તે મરણ જે માણસનું થયલ હોય તેના શબના ગળા ઉપર બંધ બંધાયાનાં ચિહ્નો પણ કરવામાં આવે છે.

વિષપ્રયોગથી નીપજાવવામાં આવેલ મૃત્યુના પ્રસંગમાં શબના પેટમાં અપચેલ અન્નાદિનો જે ભાગ રહેલો હોય તે કાઢીને તેને દૂધની મદદથી તપાસવો; અગર તો એવા બહાર કઢાયલ ભોજનશેષને અગ્નિમાં નાખવો. અગ્નિમાં બળતાં જો તે 'ચડચડ' અવાજ કરે અને તેનો રંગ બદલાઇને ઇન્દ્રધનુર્વર્ણ તે ધારણ કરે, તો તે શબ, ઝેરથી મરી ગયલા માણસનું છે, એમ જાણવું.

અગર જો આખું ય શબ બળી જાય અને તેનો હૃદયભાગ બળ્યા વગરનો (અદગ્ધ) રહે, તો પછી તેવા મરનારે પોતાના નોકરોની તરફ નિષ્ઠુરતા અને બલાત્કારવાળું કોઇ પણ વર્તન ચલાવેલું કે નહિ, તે બાબતની ખાત્રી તેના પોતાના નોકરોને પૂછીને કરી લેવી. એ જ પ્રમાણે, મરનાર માણસના દુઃખિત સંબંધીઓને, અગર તો અન્યપ્રસક્ત સ્ત્રીજનને; અગર તો તેવા મરનારના પોતાના હાથથી જે કોઇ સ્ત્રીનો

વારસો પડાવાઈ લેવાયલ હોય તેવી સ્ત્રીને જે કોઇ સગાએ રક્ષણ આપ્યું હોય તે સગાને પૂછીગાછીને, તેવા મરનાર મનુષ્યના મરણ પરત્વે તપાસ કરી લેવી.

જે કોઇ માણસ પોતાના હાથે લટકીને મરી ગયો (સ્વયમુદ્‌બન્ધ) હોય તે માણસે ભૂતકાળમાં અન્ય કોઈ મનુષ્યને દુઃખ દઇને અગર નુકસાન કરીને આત્મઘાત કરવાની સ્થિતિ ઉભી કરેલી કે નહિ તે બાબત પરત્વે, મરણના કારણો ખોળી કાઢવાની દષ્ટિથી તપાસ થવી જોઇએ.

નીચે બતાવેલ કારણો પૈકી કોઇ એક અગર બીજાના પરિણામમા એકાએક મરણ થઇ આવે છે:—

સ્ત્રીઓ અગર સગાઓ પ્રતિ કરાતા દોષ; વારસા માટે રખાતો દાવો; કર્મસ્પર્ધા; પ્રતિપક્ષી પ્રતિ દ્વેષ; અને વેપાર, સમવાય (સંઘ કે શ્રેણી) અગર કોઇ વિવાદ પરત્વે થઈ આવતો રોષ. આવા કોઇ કારણથી જે ઘાત થાય તે 'રોષનિમિત્ત ઘાત' કહેવાય છે.

જો ખોટા મળતાપણાને લીધે કોઇ પણ મનુષ્યનો વધ તેના પોતાના જ ભાડુતી માણસો (સ્વયમાદિષ્ટ પુરુષો) થી, અગર તો અર્થ મેળવવાને કારણે ચોરોથી, અગર તો કોઇ બીજા જ માણસના શત્રુઓથી થઇ જવા પામે, તો એ પ્રમાણે હણાઇ ગયલ મનુષ્યની પાસેના માણસો (સગા)ની પરીક્ષા આ પ્રમાણે (નીચે મુજબ પ્રશ્નો પૂછીને) કરવી:—

'મરનારને કોણે બોલાવેલો? તેની સાથે કોણ કોણ હતું? તેના પ્રવાસ દરમ્યાન તેની સાથે કોણ હતું? અને જે સ્થાનમા તેનું મરણ થયું છે તે સ્થાન વિષે તેને કોણ લઇ ગયલું?'

જે સ્થાનમા મરનાર માણસ મરી ગયો હોય તે સ્થાનમાં વસનારાઓને આ પ્રમાણે પૂછવું:—

'મરનારને અહીં કોણે આણેલો? તમે (સાક્ષીઓ પૈકી) કોઇએ, અન્ય કોઇ હુદ્દેશયુક્ત મનુષ્યને શસ્ત્રસજ્જ થઇને આ સ્થાનમાં સંતાતોલૂપાતો ફરતો જોયેલો કે નહિ?'

આવા પ્રશ્નોના જે ઉત્તરો મળે તે ઉપરથી જે કાંઇ સૂચિત થઇ આવે તેને અનુસરીને પછીની તપાસ આગળ ચલાવવાની છે.

મરનાર માણસ પાસે જે કાંઇ મિલ્કત હોય તે, તેનાં વસ્ત્રો, ઘરેણું અગર તો જે બીજી ચીજો તેના શરીર ઉપરથી મળી આવે તે બધી ચીજો, એ મરનારને જેમણે આપેલી હોય, અગર તો જેઓ એ ચીજો સાથે સંબંધ ધરાવતા હોય તેઓ; તે મરનારનાં સાથીઓ; તેનું નિવાસસ્થાન; તેણે કરવા માડેલ પ્રવાસનાં કારણો; તેનો ધંધો અને તેનાથી કરાયલા વ્યવહારો એ સર્વ બાબતોના સંબંધમાં પૂછગાછ કરવી.

કામ, ક્રોધ અગર તો મોહથી કરાયલ પાપકર્મના પરિણામમાં જો કોઇ પણ પુરૂષ અગર સ્ત્રી, દોરડાંની, શસ્ત્રની કે વિષની મદદથી આત્મહત્યા કરે કે કરાવે, તો તેને (તેના શબને) દોરડા વડે, ચંડાળને હાથે રાજમાર્ગ ઉપર ઢસેડાવવું. આવી રીતે હત્યા કરનારાઓ નથી સ્મશાનવિધિને પાત્ર, કે નથી કોઇ સંબંધિક્રિયાને પાત્ર. એ પ્રમાણે મરી ગયલાનો જે કોઇ સગો (બંધુ) પ્રેતકાર્યક્રિયાવિધિ કરે તેને પણ તે જ ગતિએ પહોંચાડવો, અગર તો તેના સ્વજનોએ તેવાનો ત્યાગ પણ કરી દેવાનો છે.

જે કોઇ આવા પતિત મનુષ્યનો સંગ કરે છે ( અર્થાત્ એવા પતિતને નિમિત્તે પ્રેતકાર્યક્રિયાવિધિ કરે છે ) તેનો તથા તેના સાથીઓનો યજ્ઞ કરાવવાનો, ભણાવવાનો, અગર તો દાન લેવા તથા દેવાનો જે અધિકાર હશે તે એક વર્ષને માટે છીનવી લેવામાં આવશે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'કંટકશોધન' સંજ્ઞક ચોથ અધિકરણમાંનું, 'અચિન્ત્ય મરણ પ્રસંગે કરવાની પરીક્ષા': એ વિષયને લગતું સાતમું પ્રકરણ પૂરું થાય છે. )

---

# પ્રકરણ ૮.

## તપાસ અને કબૂલિયત કઢાવવા માટે કરાતી સખ્તાઇ.

આરોપીને ફર્યાદી ઓળખતો હોય કે નહિ, અગર તો આરોપી ફર્યા
નો સગો હોય કે નહિ, તોપણ તેવા આરોપીના સાક્ષીઓને ફર્યાદીની હા
રીમા તેવા આરોપીનાં દેશ, જાતિ, ગોત્ર, નામ, કર્મ, સ્થિતિ (સાર), મિ
અને નિવાસસ્થાન; એ સર્વના સબંધમા પૂછગાછ કરવી; અને એ સ
પ્રશ્નોના જે જવાબો આવે તે જવાબોને, આરોપીને એ તમામ પર
પૂછવાથી જે જવાબો મળેલા હોય તે સાથે સરખાવી જોવા. પછી જે દિવ
ચોરી થયલી હોય તે દિવસની આગલી રાત્રિએ તે કયા કામમા રોકાયલો હ
અને પોતે પકડાયો તે પૂર્વે તેણે કયા સ્થાનમાં રાત્રિ વ્યતીત કરેલી
સંબધમા આરોપીને પૂછવું. આ પ્રશ્નોના જે જવાબ તે આપે તે ખર
હોવાનું, જો વિશ્વસનીય સાક્ષીઓથી જણાઇ આવે, તો પછી તેવા આરો-
પીને મુક્ત કરી દેવો; અને જો તેના જવાબો વિશ્વસનીય ન જણાય, તો
પછી તેના પરત્વે જે કર્મ કરવાનું હોય તે. કર્મને અધીન તેને કરી દેવો-
( અર્થાત્ તેની પાસેથી ખરી હકીકત કઢાવવાને સારૂ તેની ઉપર જે
પ્રકારની સખ્તાઇ વપરાવાની જરૂર જણાય તે પ્રકારની સખ્તાઇને પાત્ર
તેને ગણવો. ).

ગુન્હો બન્યાની તારીખથી ત્રણ દિવસ પછી કોઇ પણ શંકિતક
(પુરૂષ)ને પકડવો નહિ; કારણ કે, આરોપ મુકવાને માટે જેટલો સબળ
પુરાવો જોઇએ તે ન હોવાના કારણે પ્રશ્નો પૂછવાને માટે અવકાશ જ
રહેતો નથી.

જે કોઇ મનુષ્ય, અન્ય જે કોઇ ચોર ન હોય છતાં તેને ' ચોર 'કહે
બગર તો જે કોઇ ચોર હોય તેને સંતાડે તેને, ચોરી બદલ જે સજા થઇ
શકે તે સજા કરવાની છે.

જો કોઇ તહોમતદાર એવું બતાવી આપે કે, તેની પોતાની સામે થયલી ફર્યાદ શત્રુતા અગર તો દ્વેષનું પરિણામ છે, તો તેવા તહોમતદારને મુક્ત કરી દેવો.

જે કોઇ મનુષ્ય, કોઇ નિરપરાધી ( શુદ્ધ ) મનુષ્યને અટકાયતમાં રાખે તેને પ્રથમ પ્રકારના સાહસદંડની સજા કરવી.

(ગુન્હો કરવા અર્થે ઉપયોગમાં લેવાયલાં) ઉપકરણો; ( ગુન્હેગારના ) મંત્રીઓ (મસલતિયાઓ) અને મદદગારો; મુદ્દામાલ (ચોરાયલ માલ) પરત્વે તેમ જ એવા ચોરાયલા માલને વેચવાખરીદવામાં જે કોઇએ મારફતિયાનું કામ કરેલ હોય તે શખ્સ: આ સર્વ પ્રમાણ રૂપ મનાશે. પરંતુ એ પ્રકારના પ્રમાણને ચકાસી તેનું ખરાપણું જોવાને અર્થે, જે ઠેકાણેથી ચોરી થયલી હોય તે ઠેકાણું, અને એ માલ જે રીતે કબજે રખાયલ હોય, અગર તો તેની જે રીતે વહેંચણી કરી નંખાઇ હોય તે રીતિ અને તેને લગતા સંયોગો: એ બધી બાબતો પરત્વે પણ ધ્યાન આપવાનું છે.

આ પ્રકારનાં પ્રમાણો પૈકી જો એક પણ પ્રમાણ મળી આવે નહિ અને આરોપી ઘણો જ વિલાપ કરતો દેખાય, તો પછી તેને નિરપરાધી ગણી લેવો. આમ કરવાનું કારણ એ કે, જે ઠેકાણે ચોરી થઈ હોય તે ઠેકાણે અકસ્માત્ જઇ ચઢનારને ઘણીવાર ચોર ધારી લેવામાં આવે છે, અગર તો રૂપ, પહેરવેશ, હથિયાર અને ચોરાયલ માલના જેવો જ માલ: એ સવના મળતાપણાને પરિણામે કોઇ વાર, જે મનુષ્ય ચોર ન હોય તેવાને ચોર ગણી લેવાનું પણ બની આવે છે; અગર તો માંડવ્યની બાબતમાં બનેલું તે પ્રમાણે, જે ઠેકાણે ચોરી થયલી હોય તે ઠેકાણે જઇ ચઢનાર મનુષ્ય પોતે નિરપરાધી હોય તો પણ, પોતાની ઉપર સખ્તાઇ થશે એવા ભયથી, કોઇ વાર, 'પોતે ગુન્હો કરેલો છે' એમ' કબૂલિયત (પણ) આપે છે. આમ હોઇને જ્યાં સુધી તહોમતદાર વિરુદ્ધ પૂરેપૂરો પુરાવો પડે નહિ ત્યાં સુધી તેને સજા ફરમાવવી નહિ.

અજ્ઞાન ( મન્દાવધાન ), બાળક, વૃદ્ધ, વ્યાધિગ્રસ્ત, મત્ત, ઉન્મત્ત ( ઘેલડ ) ક્ષુધાતુર, તૃષાપીડિત, પ્રવાસથી થાકેલ, અકરાતિયાની પેઠે જેણે ભોજન લીધેલ હોય તેવા, જેણે પોતાની મેળે કબૂલિયત આપી દીધી હોય ( આત્મકાશિત ) તે, અને જે અતિદુર્બલ હોય તેઃ આ સર્વ પ્રકાર પૈકીના કોઇ એક પણ મનુષ્યની ઉપર સખ્તાઇ ગુજારવી નહિ.

વેસ્યાઓ, પ્રવાસીઓને જળપાન કરાવનારાઓ (પ્રાપાવિક), કથાકરો, ઠામ અને ભોજન પૂરૂં પાડનારા ( પથિકાશ્રમીઓ ): એ સર્વ પ્રકારના ગુપ્તચરો પૈકી જે કોઇ શંકિત મનુષ્યનાં કૃત્યના જેવા જ કૃત્યોથી પરિચિત હોય તેને, પૂર્વે નિક્ષેપની ઉચાપતને લગતી બાબત પરત્વે જે પ્રમાણે કહેવાઇ ગયલ છે તે પ્રમાણે, તેવા શંકિત મનુષ્યની હીલચાલ ઉપર નજર રાખવાને મોકલી આપવાની ગોઠવણ કરવી.

જે માણસના સંબંધમાં એવું માનવાને કારણ મળે કે તેણે દોષ કરેલો છે તે માણસની ઉપર સખ્તાઇ કરાવવી; તથાપિ ગર્ભવાળી સ્ત્રીઓ અગર તો જે સ્ત્રીનો પ્રસૂતિકાળ એક માસથી વધારે થયો ન હોય તેની ઉપર સખ્તાઇ ગુજરાવવાની નથી.

ઠરાવાયલ ધોરણથી અર્ધ પ્રમાણમાં સ્ત્રી ઉપર સખ્તાઇ કરવી; અગર તો કોઇ પણ પ્રકારનો અપવાદ રાખ્યા સિવાય સ્ત્રીઓની ઉલટ તપાસ ( વાકયાનુયોગ ) થવા (પણ) દેવી.

બ્રાહ્મણો, વેદજ્ઞો તેમ જ તપસ્વીઓની ઉપર છૂપા જાસુસો રાખી તેમનો પરિગ્રહ કરવો.

જે કોઇ પૂર્વોકત નિયમ તોડે કે તોડાવે તેને પ્રથમ કોટીના સાહસદંડની સજા કરવી; તેમ વળી જો કોઇ, સખ્તાઇ ગુજારવા જતાં કોઇ (આરોપી)નું મરણ નીપજાવી દે, તો તેને પણ ( તે જ મુજબ ) સજા કરવાની છે.

વ્યવહારમા ચાર પ્રકારની સખ્તાઇ ( કર્મ ) છેઃ—(૧) ૭ પ્રકારની સજાઓ ( ષટ્દંડ ); (૨) સાત પ્રકારના ફટકા ( કશાઃ ); (૩) બે પ્રકારે લટકાવવું તે ( ઉપરિ નિબંધૌ ); અને (૪) ઉદકનાલિકા.

પાપકર્મ કરનારને વેત્ર (નેતર)ની સોટી વડે નવ પ્રકારે ફટકા મારવાઃ—પ્રત્યેક સાથળ ઉપર ૧૨ ફટકા; 'નક્તમાલ' ની સોટી વડે ૨૮ ફટકા; દરેક પગના તળમા અને દરેક હાથેળીમાં ૩૨ ફટકા; વૃશ્ચિકાકારમાં હાથ જોડાવીને આંગળીનાં ટેરવાં ઉપર ૨ ફટકા; બે પ્રકારનું ટાંગણુ,—ઉંધમુખ અને ચલ; આરોપીને ચોખાનું ઓસામણ પાયા પછી તેની આંગળીના એક સાંધા ઉપર દેવાતો ડામ; તેને તેલ પાઇને એક આખા દિવસ સુધી તેના શરીરને આપવામાં આવતી અગ્નિની ઉષ્મા; અને શિયાળામા એક આખી રાત્રિ તેને ખડબચડા ઘાસ ઉપર સૂવાડી રાખવો તે. આ અઢાર પ્રકારે તેની ઉપર સખ્તાઇ ગુજારી શકાય છે.

દોરડાં, લાઠીઓ, બાણુ, કોદાળી, છરીઓ વગેરે જે ઉપકરણો આરોપી કનેથી મળી આ તે બધાંને ગધેડાની પીઠ ઉપર લાદીને લોકોમાં ફેરવી દેખાડવાં.

પ્રતિદિન નવા નવા પ્રકારની સખ્તાઇને ઉપયોગમાં લાવવી.

પોતાના તરફથી, અગાઉથી અપાયલ આસા પ્રમાણે જે ગુન્હેગારો લૂંટ કરે; જેઓ પોતાથી ચોરાયલ માલનો અંશતઃ પણ ઉપયોગ કરે; જેઓ પાપકર્મ કરતાં અગર તો મુદામાલ સાથે પકડાઇ જાય; જેમણે રાજાનો કોશ હસ્તગત કરવાને પ્રયાસ કરેલો હોય; અગર તો જેણે, દેહાન્તદંડની સજાને પાત્ર ગણાય તેવા પ્રકારનો ગુન્હો કરેલો હોયઃ-તે તમામ પ્રકારના ગુન્હેગારોને, રાજવચનને અનુસરીને, એક અગર એક ને એકનો વધારે વખતે ઉપયોગ કરીને, અગર તો બધા ય પ્રકારની સખ્તાઇને અધીન કરી દેવા.

બ્રાહ્મણે ગમે તે પ્રકારનો ગુન્હો કર્યો હોય, તો પણ તેના પરત્વે સખ્તાઇ કરવી નહિ. તેના મુખ ઉપર કોઇ એવું એક ચિહ્ન કરી દેવું કે, જેને પરિણામે તેણે કોઇ પણ એક ગુન્હો કરેલો છે એવું જણાઇ આવેઃ—જેમકે, તેણે જો ચોરી કરી હોય તો કૂતરાનું, ખૂન કરેલ હોય તો માથા

વગરના ધડનું, ગુરૂપત્નીગમનનો દોષ તેણે કરેલ હોય તો યોનિનું, અને જો દારૂ પીધેલ હોય તો મદ્યધ્વજનું ચિહ્ન ( એના મુખ ઉપર કરી દેવું. ).

આ પ્રમાણે બ્રાહ્મણને વધ થઇ રહે એવી રીતે અંકિત કર્યા પછી તેણે જે ગુન્હો કર્યો હોય તે લોકોમાં પ્રસિદ્ધ કરવો, અને પછી રાજાએ તેવા દૂષિત બ્રાહ્મણને કાં તો દેશનિકાલની સજા કરવી, અગર તો તેને મજૂરી કરવાને ખાણ વિષે મોકલાવી દેવો.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'કંટકશોધન'સંજ્ઞક ચોથા અધિકરણમાંનું, 'તપાસ અને કબૂલિયત કઢાવવા માટે કરાતી સખ્તાઇ': એ વિષયને લગતું આઠમું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૯

### રાજ્યનાં તમામ ખાતાઓનું રક્ષણ.

સમાહર્તાથી નિયોજાયલા પ્રદેષ્ટાઓએ અધ્યક્ષોનું અને અધ્યક્ષપુરુષો (અધ્યક્ષના તાબાના નોકરો)નું નિયમન કરવું.

ખાણમાંથી કે કારખાનામાંથી જે કોઇ, કીંમતી ચીજ કે રત્ન ઉપાડી જાય તેનો શુદ્ધ વધ કરવો–( અર્થાત્ તેનું મસ્તક ઉડાવી દેવું. ). જો કોઇ મનુષ્ય, ક્ષુદ્ર મૂલ્યની ચીજ બનાવનાર કારખાનાંઓમાંથી ફલ્ગુદ્રવ્ય ( સાધારણ કીંમતની ચીજની ) અગર તો ઉપસ્કર (જીવનનિર્વાહ કરવાનાં સાધનો)ની ચોરી કરે, તો તેવા ચોરને, પ્રથમ વર્ગના સાહસદંડની સજા કરવી. પણ્યભૂમિ (વેચાઉ ચીજો ભરી રાખવાની જગ્યા)માંથી અગર તો રાજ્ય તરફથી વેંચાય તેવી ચીજમાંથી કોઈ પણ મનુષ્ય, એક સોળાંશથી માંડીને એક ચતુર્થાંશ 'પણ' મૂલ્યવાળી ચીજ ઉપાડી જાય, તો તેનો બાર 'પણ' દંડ કરવો; જો તે પ્રમાણે કોઈ શખ્સ, એક ચતુર્થાંશથી એક દ્વિતીયાંશ 'પણ' સુધીની કીંમતની ચીજ લઇ જાય, તો ચોવીશ

'પણ' દંડની સજા તેને કરવી; ઉપાડાઇ લેવાયલી વસ્તુની કીંમત, એક કિતીયાંશથી ત્રણ ચતુર્થાંશ 'પણ' સુધીની હોય, તો છત્રીશ 'પણ' દંડ કરવો, અને એ પ્રમાણે ચોરાઇ ગયલી ચીજની કીંમત જો પોણા 'પણ' થી એક 'પણ' સુધીની હોય, તો અડતાળીશ 'પણ' દંડની સજા કરવાની દેવી.

એકથી બે 'પણ' સુધીની કીંમતવાળી ચીજના ચોરનારને, પ્રથમ કોટીનો સાહસદંડ દેવો; બેથી ચાર 'પણ' સુધીની કીંમતવાળી ચીજ ચોરાય તો તે બદલ, મધ્યમ પ્રકારના સાહસદંડની સજા કરવી, અને જો ચારથી આઠ 'પણ' સુધીના મૂલ્યવાળી ચીજ ઉપડી જાય, તો તે બદલ ઉત્તમ કોટીના સાહસદંડની સજા કરવાની છે. પણ જો કોઇ, આઠથી દશ 'પણ' સુધીની કીંમતવાળી ચીજ ઉપાડીને લઇ જાય, તેનો તો વધ જ કરવો.

જો કોઇ શખ્સ કોઠારમાંથી, પણ્યાગારમાંથી, કુપ્યાગારમાંથી કે આયુધાગારમાંથી, પૂર્વનિર્દિષ્ટ કીંમતના કરતાં અર્ધભાગની કીંમતની ચીજ—જેમ કે, કુપ્ય, ભાંડ અને ઉપસ્કર વગેરે પૈકી કોઇ—ની ચોરી કરે, તો તેને પણ ઉપર મુજબ સજા કરવાની છે; અને જો કોઇ તોશાખાના (રાજકોશ) માંથી, ભાંડાગાર (ભંડાર)માંથી કે અક્ષશાલામાંથી, ઉપર બતાવવામાં આવેલ કીંમતથી ચોથા ભાગની કીંમતવાળી કોઇ પણ ચીજને તફરંગે કરે, તો તેવા શખ્સને, પૂર્વનિર્દિષ્ટ દંડના કરતાં બમણુ દંડની સજા કરવી.

(ચોર નાસી જાય એવા ઇરાદાથી) જો કોઇ તેને ભય ઉત્પન્ન કરે, તો તેને કેટલી સજા કરવી તે સંબંધમાં તો રાજાના અંતઃપુરને લગતી બાબતોના અનુસંધાનમાં, પૂર્વે કહેવાઇ ગયલું છે જ; તથાપિ તે પ્રમાણે કરનારનો તો ચિત્રઘાત જ કરવો—(અર્થાત્ તેને રીબાવીરીબાવીને મારી નાખવો.).

સરકારી નોકર સિવાય કોઇ બહારનો માણુસ જો કોઇ ખેતરમાંથી, ખળામાંથી, ઘરમાંથી અગર તો દુકાનમાંથી કોઇ પણ પ્રકારના ૧/૧૬ થી ૧/૮ 'પણુ' સુધીની કીંમતના કાચા માલ (કુપ્ય)ની, ભાંડ (તૈયાર થયલ માલ)-ની, અગર તો ઉપસ્કરની ચોરી દિવસે કરે, તો તેને કાં તો ત્રણ 'પણુ' દંડ ભરવાની સજા કરવી, અગર તો તેના શરીર ઉપર ગાયનું છાણુ ચોપડીને ભડકાવાળા અગ્નિવાળી એક ઠીબડી તેના કટિ–પ્રદેશ ઉપર બાંધીને તેને ગામમાં ફેરવવો. જો કોઇ માણુસે (એ પ્રમાણે) પાથી અરધા 'પણુ' સુધીની કીંમતની ચીજ ચોરી હોય, તો તેને કાં તો છ 'પણુ' દંડની સજા કરવી, અગર તો તેનું માથું બોડકું બનાવી દેવું, અગર તો તેને હદ છોડાવી દેવી. જો કોઇ મનુષ્ય એક દ્વિતીયાંશથી એક ચતુર્થાંશ 'પણુ' સુધીની કીંમતની ચીજની ચોરી કરે તેનો કાં તો નવ પણુ દંડ કરવો અગર તો તેના શરીરે છાણુ કે રાખ ચોળીને, અગર તો તેની કમ્મરની આસપાસ સળગતા દેવતા-વાળી ઠીબડી બાંધીને તેને ગામ આખામાં ફેરવવો. જો કોઇ માણુસ એક તૃતીયાંશ 'પણુ'થી માંડીને એક 'પણુ' જેટલી કીંમતવાળી વસ્તુ ચોરે, તો તેવા માણુસને ચાર 'પણુ' દંડની સજા કરવી, અગર તો તેને માથે મુંડો કરાવી દેવો, અગર તો તેને દેશપાર કરી દેવો. જો કોઇ શખ્સ, એકથી બે 'પણુ' સુધીના મૂલ્યવાળો માલ ચોરે તો, કાં તો તેને ચોવીશ પણુ દંડ ભર-વાની સજા કરવી, અગર તો ઇંટવડે તેના માથાના વાળ (ઘસીઘસીને) ઉત-રાવી નાખવા, અગર તો તેને હદપાર કરી દેવો. જો કોઇ માણુસ, બેથી બાર પણુ સુધીની કીંમતવાળી ચીજ ચોરી જાય, તો તેવા ચોરને છત્રીશ 'પણુ'ના દંડની, ચારથી પાંચ 'પણુ' સુધીની ચોરી કરનારને અડતાળીશ પણુના દંડની, અને પાંચથી દશ 'પણુ' સુધીની કીંમતની વસ્તુના ચોરનારને પ્રથમ વર્ગના સાહસદંડની સજા કરવાની છે. દશથી વીશ 'પણુ' સુધીની કીંમતની ચીજના ચોરનો બસો 'પણુ', અને વીશથી ત્રીશ પણુ સુધીની કીંમ-તવાળી ચીજ ચોરાય તો પાંચસો 'પણુ' દંડ કરવો. (તેમ વળી) જો ત્રીશથી ચાળીશ પણુ સુધીના મૂલ્યવાળી ચીજની ચોરી જો કોઇ શખ્સ

કરે તેને એકહજાર ' પણ ' દંડની રકમ ભરવાની સજા કરવાની છે, અને ચાળીશથી પચાશ ' પણુ ' સુધીની કીંમતવાળી ચીજના ચોરનો તો વધ જ કરવો.

દિવસના આગલા ભાગમાં કે પહેલી રાત્રિએ જો કોઇ શખ્સ કોઇની કનેથી બળપૂર્વક કોઇ પણ વસ્તુ ખૂંચવી લે, અને તે પ્રમાણે ખૂંચવી લેવાયલ વસ્તુનું મૂલ્ય, પૂર્વનિર્દિષ્ટ મૂલ્યપ્રમાણથી અર્ધભાગનું હોય, તો તેવા પ્રસંગમાં પૂર્વનિર્દિષ્ટ દંડની રકમ કરતા બમણા દંડની સજા કરવાની છે.

દિવસે કે રાત્રિએ, જો કોઇપણુ શખ્સ શસ્ત્રસજ્જ થઇને, પૂર્વનિર્દિષ્ટ કીંમતોથી ચોથા ભાગની કીંમતવાળી કોઇ પણ ચીજ ( કોઇની કનેથી ) ખૂંચવી લે, તો તેવા શખ્સને પણ આટલી જ સજા કરવાની છે.

જો કોઇ કુટુંબાધ્યક્ષ, અધ્યક્ષ કે મુખ્યસ્વામી (સ્વતંત્ર અધિકારી) અધિકાર બહાર જઇને (કૂટ) હુકમો (શાસન) કાઢે કે કૂટ (ખોટી) મુદ્રાનો ઉપયોગ કરે, તો તે પ્રત્યેકને અનુક્રમે પ્રથમ, મધ્યમ અને ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવી, અગર તો તેનો વધ કરાવવો, અગર તો તેને અપરાધના પ્રમાણુમાં સજા ફરમાવવી.

જો કોઇ પણુ ન્યાયાધીશ ( ધર્મસ્થ ) વિવદમાન (પક્ષકાર) પુરુષને ધમકાવે, ડરાવે, (અદાલતમાંથી) બહાર કાઢે, અગર તો તેને બોલતો બંધ કરી દે, તો તેવા ન્યાયાધીશને પ્રથમ તો, પહેલા પ્રકારના સાહસદંડની સજા થશે. જો તે કોઇ પણુ પક્ષકાર પ્રતિ અપશબ્દ વાપરે અગર તો તેને બેઆબરુ કરે, તો તેવા પ્રસંગમાં તે પ્રમાણે કરનાર ન્યાયાધીશને બમણી સજા થશે. જે કાંઇ પૃચ્છ્ય ( પૂછવા જેવું ) હોય તે જો તે ન પૂછે, અગર તો જે કાંઇ અપૃચ્છ્ય હોય તે જો તે પૂછે, અગર તો તેના પોતાથી જે વાત પૂછાણી હોય તે વાત તે જતી કરી દે, અગર તો જો તે કોઇને કાંઇ શીખવે ( સૂચવે ), યાદ આપેઅપાવે, અગર તો તે કોઇ પણુ પક્ષને તેના પોતાથી પૂર્વે જે વાત કહેવાઇ હોય તે ફરીથી તેને પૂરી પાડે, તો તે પ્રમાણે કરનાર ન્યાયાધીશને, મધ્યમ પ્રકારના સાહસદંડની સજા ફરમાવી દેવી.

તેણે ફરમાવ્યો હોય, તો તેવા પ્રસંગમાં હદની રકમ તથા દંડની રકમ એ જેટલો ફરક પડે, તેના કરતાં આઠ ગણા દંડની તેને સજા કરવાની છે.

જો કોઈ ન્યાયાધીશ અગર પ્રદેષ્ટા ખોટી રીતે, કોઇને 'શારીર દંડ' આપે (અર્થાત્ કોઇના શરીરને કષ્ટ થાય એવી સજા કરે), તો તેને પોતાને તેવી જ સજાને અધીન કરી દેવો, અગર તો તેવા પ્રકારનો અન્યાય કરવા બદલ જેટલા પ્રમાણમાં ( સજા ભોગવનારને ) નુકસાની ( વળતર ) અપાવી શકાય છે તેના કરતા બેવડી રકમ તેની કનેથી ( સજા પામેલ શખ્સને ) અપાવી દેવી.

જો કોઈ પણ ન્યાયાધીશ, ખરી રકમને ખોટી કરી નાખે, અગર તો ખોટી રકમ હોય છતાં તેને ખરી ઠરાવી દે, તો તેવા પ્રસંગમાં, જેટલી રકમ પરત્વે એ પ્રમાણે કરાયું હોય તેનાથી આઠગણી રકમના દંડની તેને સજા કરવી.

જો કોઇ અમલદાર અદાલતમાંથી, ચારક (ચોકી)માંથી અગર કેદખાનામાંથી કોઇ માણસને બહાર કાઢશે અગર કઢાવા દેશે, અગર તો કેદીઓ શયન, કે ભોજન કરતા હોય કે બેઠેલા હોય અગર મૂળમૂત્રાદિનો ત્યાગ કરતા હોય તેવા પ્રસંગે તેમને અડચણ કરશે, તો તેને ત્રણ 'પણ'થી માંડીને વધારે પ્રમાણમાં જેટલા દંડની સજા કરવી જોઇએ તેટલી કરવી.

જો કોઇ શખ્સ કોઇ દેવાદારને ચોકી (ચારક)માથી મુક્ત કરી દે કે મુક્ત કરાવી દે, તો તેને, મધ્યમ પ્રકારના સાહસદંડની સજા કરવી એટલું તો નહિ, પરંતુ એ દેવાદાર જેટલું દેવું દેવાને બંધાયલો હોય તેટલું દેવું તે છોડનાર કે છોડાવનારે પણ ચૂકવી દેવું પડે.

જો કોઇ શખ્સ બંધનાગારમાંથી કેદીઓને છોડી મુકે અગર કેદીઓ છૂટી જાય તેવી ક્રિયા કરે, તો તેને 'વધ' ની સજા કરવી એટલું તો નહિ પરંતુ તેની તમામ મિલકતને ખાલસા પણ કરી લેવી.

કોઇ પણ પ્રકારની ઉશ્કેરણી થયલી છે એવું બતાવ્યા સિવાય જો બંધનાગારાધ્યક્ષ કોઇને કેદખાનામાં પૂરી દે, તો તેનો ચોવીશ 'પણ' દંડ કરવો

જો તે કોઇ પણ પ્રકારની ગેરવ્યાજબી સખ્તાઇ ગુજારે, તો તેનો અડતાળીશ 'પણ' દંડ કરવો; જો તેવો અધ્યક્ષ કેદીને સ્થાનાંતર કરાવે, અગર તો તેને ખાવાપીવાનું આપે નહિ, તો તેવા પ્રસંગમા તેને છન્નુ 'પણ' દંડની સજા કરવી; જો તે કેદીને હેરાન કરે અગર તો તેની પાસેથી રૂસ્વત લે, તો તેને, મધ્યમ પ્રકારનો સાહસદંડ આપવો; અને જો તે કેદીને એવો માર મારે કે તેના પરિણામમાં તે કેદી મરી જાય, તો તેને એકહજાર 'પણ' જેટલા દંડની સજા કરવી. જો કોઇ પુરૂષ કેદમા પડેલ સ્ત્રી, અગર અટકમાં લેવાયલ દાસી અગર પગારદાર સ્ત્રીની સાથે બલાત્કારસંભોગ કરે, તો તેવા પુરૂષને પ્રથમ વર્ગના સાહસદંડની સજા કરવી. જો કોઇ પુરૂષ ચોરની સ્ત્રીને, અગર તો મહામારીને લીધે મરી ગયલ કોઇ પુરૂષની ભાર્યાને બલાત્કારે ભોગવે, તો તેવા પુરૂષને, મધ્યમપ્રકારના સાહસદંડની સજા ફરમાવવી; અને સંરૂદ્ધ થયલ ( અટકમાં લેવાયલ ) આર્ય સ્ત્રી ઉપર તે બલાત્કાર ગુજારે, તો તેને ઉત્તમ પ્રકારનો સાહસદંડ દેવો.

જો સંરૂદ્ધ થયલ ( અટકમા લેવાયલ ) પુરૂષ, આ પ્રમાણે ( બલાત્કાર-સંભોગનો ગુન્હો ) સંરૂદ્ધ થયલ આર્ય સ્ત્રી પરત્વે કરે, તો તેવા પ્રસંગમાં તેવા પુરૂષનો ત્યાં ને ત્યા જ (તત્કાલ) ઘાત કરાવી દેવો.

રાત્રિએ અકાળે ફરતાં અટકમાં લેવાયલી કોઇ આર્ય સ્ત્રીની ઉપર કોઇ અમલદાર બલાત્કાર ગુજારે, તો તેવા અમલદારને વિના વિલંબે ફાસીને લાકડે લટકાવી દેવો; અને જો એવા જ પ્રકારનો ગુન્હો કોઇ દાસી પરત્વે બને, તો તેવા પ્રસંગમાં અપરાધીને, પ્રથમ પ્રકારના સાહસદંડની સજા કરવી.

ચોકીને તોડયા સિવાય જો કોઇ અમલદાર કેદીને ભગવે, તો તેને, મધ્યમ પ્રકારના સાહસદંડની સજા કરવી; અને જો કોઇ અમલદાર, ચોકીને તોડી કેદીને ભગાવી દે, તો તેનો વધ કરાવી દેવો. જો બન્ધનાગાર-માથી કેદીને તે છોડી મુકે, તો તેનો વધ કરાવવો એટલું તો નહિ, પરંતુ તેની તમામ મિલ્કત ખાલસા પણ કરવાની.

આ પ્રમાણે, રાજ્યના નોકરોનાં આચરણોની પરીક્ષા રાજાએ દંડની મદદથી પહેલવહેલાં તો કરી લેવી, અને એમ કરતાં જે અમલદારો શુદ્ધ શીલના માલૂમ પડી આવે તેમની મારફત તેણે શહેરો તથા ગામડાંઓમાં વસતા લોકોનાં આચરણો તપાસાવવા.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'કંટકશોધન'સંજ્ઞક ચોથા અધિકરણમાનું ' રાજ્યના તમામ ખાતાઓનું રક્ષણ' : એ વિષયને લગતું નવમું પ્રકરણ પૂરૂં થાય છે. )

## પ્રકરણ ૧૦.

### એકાંગવધને બદલે ધનદંડ.

જો અર્થચરો (સરકારી નોકરો) તીર્થઘાત (પુણ્યભૂમિઓને અપવિત્ર કરવી તે), અગર ગ્રંથિભેદ (ગજવા કાતરવાં વગેરે) જેવા ગુન્હાઓ પહેલી જ વાર કરે, તો તેમના અંગૂઠા કાપી નાખવા અગર તો તેમને ચોપન ' પણ ' દંડ ભરવાની સજા કરવી. જો તેઓ એવા ને એવા ગુન્હા બીજી વાર કરે તો તેમના ——નું છેદન કરવું, અથવા તો તેમનો સો ' પણ ' જેટલો દંડ કરવો. જો એવો ને એવો ગુન્હો તેમનાથી ત્રીજી વાર કરાય, તો પછી તેમના જમણા હાથને કાપી નંખાવવો, અગર તો ચારસો ' પણ ' દંડની સજા તેમને કરવી; અને ( તે છતાં ) જો ચોથી વાર એ ને એ ગુન્હો તેમના હાથે થાય, તો પછી, હરકોઇ રીતે તેમનો વધ (પણ) કરાવી નાખવો.

જો કોઇ શખ્સ કૂકડાં, નોળીઆં, બિલાડાં, કૂતરાં, ડુક્કરો કે જેમની કીંમત ચોપન કરતાં ઓછા ' પણ ' હોય તેમને ચોરે કે નષ્ટ કરી નાખે, તો તેના નાકનું ટેરવું કપાવી નાખવું, અગર તો તેને ચોપન ' પણ ' જેટલી રકમના દંડની સજા કરવી. જો આ પ્રાણીઓ ચંડાળની કે અરણ્યવાસીની માલીકીનાં હોય, તો પૂર્વનિર્દિષ્ટ દંડથી અર્ધભાગનો દંડ (ગુન્હેગારનો) કરવો.

પારામાં, જાળમાં કે ખાડાઓમાં પકડાઇ રખાયલ મૃગ, પશુ, પંખીઓ હાથીઓ, વાઘો, માછલાંઓ અગર બીજાં પ્રાણીઓને જો કોઇ પણ શખ્સ ચોરી જાય, તો ચોરાયલ પ્રાણીના મૂલ્ય જેટલી રકમનો દંડ તેનો કરવો એટલું તો નહિ, પરંતુ એ ચોરાયલ પ્રાણી પાછું ( તેના માલીકને ) સોંપી દેવાને તેને ફરજ પણ પાડવી.

અરણ્યમાંથી મૃગોની કે કાચા માલની ચોરી કરનારનો દંડ સો ' પણ ' કરવો; અને જો પૂતળીઓ, મૃગો અને પક્ષીઓની કોઇ ચોરી કરે અગર હિંસા કરે તો તેનો, તેનાથી બમણો દંડ કરવો.

કારીગર ( કારૂશિલ્પી ), ગવૈયાબજૈયા અને તપસ્વીની માલીકીની, પરંતુ થોડા મૂલ્યની ચીજ ચોરનારને, સો ' પણ ' દંડની સજા કરવી; અને જો કોઇ એવા લોકોની મોટી કીંમતની વસ્તુ ચોરે અગર તો ખેતીના સાધનો પૈકી કોઇની ચોરી કરે, તો તેનો બેવડો દંડ કરવો.

જે કોઇ મનુષ્ય પરવાનગી લીધા વિના દુર્ગમાં પ્રવેશ કરે, અગર તો જે કોઇ, પ્રા- -છિદ્ર દ્વારા તેમાં રખાયલ દ્રવ્ય (નિક્ષેપ)ને ખસેડીને લઇ જાય તે- શિરચ્છેદ કરાવવો, અગર તો તેને બસો ' પણ ' દંડ ભરવ- પાડવી.

-ાણુસ ગાડું, નાવ કે ક્ષુદ્રપશુ ચોરે તેનો એક પગ કપાવી -ર તો તેનો ત્રણસો ' પણ ' દંડ કરવો.

-જુગારી એક કાકણી ભાડું આપીને ખોટો પાસો ( અક્ષ ) -, અગર તો દ્યૂત રમવામાં જે કોઇ અન્ય સાધન જોઇએ તેનો -ઇ, અગર તો હાથચાલાકીથી કપટ કરે તેનો એક હાથ કપાવી અગર તો તેને ચારસો ' પણ ' દંડ ભરવાની સજા કરવી.

કોઇ પુરૂષ ચોરનું અગર પારદારિક ( પરસ્ત્રીગમન કરનાર )નું ... -ય કરે, તો તે પુરૂષ અને તે સ્ત્રી એ ઉભયને પકડીને તેમનાં નાક-કાન કપાવી નાખવાં, અને તે પ્રત્યેકને પાચસો ' પણ ' દંડની સજા કરવી

એટલું તો નહિ, પરંતુ (મૂળ) ચોર તથા જારકર્મ કરનાર પુરૂષઃ એ બન્નેનો, પૂર્વનિર્દિષ્ટ રકમના કરતાં બમણો દંડ પણ કરવો.

જો કોઇ શખ્સ મહાપશુની ચોરી કરે, દાસ કે દાસીનું અપહરણ કરે, અગર તો કોઇ મરી ગયલ મનુષ્ય (પ્રેત)ની ચીજ વેચે, તો તેના બન્ને પગ કપાવી નાખવા, અગર તો તેને છસો 'પણ' દંડ ભરવાની ફરજ પાડવી.

જે કોઇ શખ્સ, પોતાથી ઉંચા વર્ણના અન્ય કોઇ મનુષ્યના, અગર તો ગુરના હાથ પગને આડો આવે, અગર તો રાજાના ઘોડા, હાથી વગેરે ઉપર ચઢી બેસે તેનો એક હાથ અને એક પગ કપાવી નંખાવવો, અગર તો સાતસો 'પણ' જેટલી રકમનો દંડ ભરવાની તેને ફરજ પાડવી.

જો કોઇ શૂદ્ર પોતાની જાતને બ્રાહ્મણ તરીકે ઓળખાવે, અગર જો કોઇ શખ્સ દેવદ્રવ્ય ચોરી લે કે રાજાની સામે દ્વેષ કરે, અગર તો બીજા કોઇ માણસની બન્ને આંખો ફોડી નાખે, તો તેવા માણસની બન્ને આંખોને ઝેરી અંજન (યોગાંજન) લગડાવીને ફોડી નાખવી, અગર તો તેનો આઠસો 'પણ' દંડ કરવો.

જો કોઇ શખ્સ કોઈ ચોરને કે પારદારિક (જારકર્મી પુરૂષ)ને ભાગી છૂટવામાં મદદગાર થાય, અગર જો કોઇ મનુષ્ય, રાજશાસન લખવામાં કાંઈ વધુઘટુ કરે અગર તો કોઇ સધન કન્યાનું કે દાસીનું અપહરણ કરે, અગર તો કોઇ પ્રકારનો કપટાત્મક વ્યવહાર કરે, અગર સડેલ માંસનું વેચાણ કરે, તો તેવા શખ્સના બન્ને પગ તથા એક હાથ કપાવી નાખવા, અગર તો તેની કનેથી નવસો 'પણ' જેટલો દંડ વસુલ કરવો.

જે કોઇ શખ્સ, મનુષ્યનું માંસ વેચતો દેખાય તેનો તો વધ જ કરાવવો.

જે કોઇ મનુષ્ય દેવો કે પશુઓની પ્રતિમાઓને ચોરે, મનુષ્યનું હરણ કરે, અગર તો અન્યનાં ખેતર, ઘર, હિરણ્ય, સુવર્ણ, રત્નો અગર પાક વૈગેરા કોઇને દબાવી બેસે તેને, જોઇએ તો ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવી અગર તો તેનો શુદ્ધ વધ કરાવી નાખવો.

પ્રથમ, મધ્યમ કે ઉત્તમ દંડની સજા ફરમાવ્યા પહેલાં પ્રદેષ્ટાએ, (અપરાધી) પુરુષની ( સામાજિક સ્થિતિ), અપરાધનો પ્રકાર, ગુન્હાનું નાનું મોટું કારણ, પૂર્વ સંયોગો અને વર્તમાન પરિસ્થિતિ, દેશ અને કાળઃ એ સર્વ પરત્વે પૂરેપૂરું ધ્યાન આપી વિચાર કરવો એટલું તો નહિ, પરંતુ અપરાધી અપરાધી વચ્ચે રહેતા ફરકો, અગર તો જે તે અપરાધી સાધારણ જન છે કે રાજકુળનો છેઃ એવી એવી બધી વાતો પણ લક્ષ્યમાં રાખવાની છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંનું 'કંટકશોધન'સંજ્ઞક ચોથા અધિકરણમાંનું, ' એકાંગવધને બદલે ધનદંડ' નામક દશમું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૧૧.

### રીબાવણી સાથે, અગર રીબાવણી વગર કરાતી મોતની સજા.

જે કોઇ મનુષ્ય કલહ દરમ્યાન બીજાનું ખૂન કરે તેનો ચિત્રઘાત કરાવવો– ( અર્થાત્ તેવા ખુનીને રીબાવી રીબાવીને મરાવવો ). કલહ દરમ્યાન ઇજા થવાથી જો કોઇ માણસ પહેલી સાત રાત્રિઓ દરમ્યાન મરણ પામે, તો તેવી ઇજા કરનાર શખ્સને શુદ્ધ વધની સજા કરવી. જો ઘવાયલ માણસ એક પખવાડિયામાં મરી જાય, તો ગુન્હો કરનારને ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવી. જો ઇજા પામેલ માણસનું મૃત્યુ એક માસમાં થવા પામે, તો ગુન્હેગારનો પાંચસો ' પણ ' દંડ કરવો એટલુંજ નહિ, પરંતુ ( ગુજરનારના કુટુંબને ) સંતોષકારક વળતર પણ અપાવવું.

જો કોઇ શખ્સ શસ્ત્રવડે બીજાને વ્યથા કરે, તો તેને ઉત્તમ કોટીના સાહસદંડની સજા કરવી; પણ જો તે કેફને લીધે તે પ્રમાણે કરે, તો તેનો

ડાથ કાપી નંખાવવો, અને તે જો બીજા કોઇનો વધ કરે, તો પછી તેનો
ણ કરાવી નાખવો.

જે કોઇ માણસ ( સગર્ભા સ્ત્રીને ) પ્રહાર કરી, અગર તો દવા આપી
ર તો પરિકલેશ કરાવીને ગર્ભપાતનો ગુન્હો કરે તેને અનુક્રમે ઉત્તમ,
ધ્યમ અને પ્રથમ કોટીના સાહસદંડની સજાને અધીન કરી દેવો.

જે કોઇ મનુષ્ય, સ્ત્રી કે પુરૂષ પરત્વે બળ વાપરી તેને મારી નાખે,
ગર જો કોઇ અભિસારક (વેસ્યાની પાસે જવાની આદતવાળો) હોય, જે
ઈ બીજાને અકારણ સજા કરનારો હોય, જે કોઇ અવઘોષક (ખોટી
ાતો અને અફવાઓ ફેલાવનાર ) હોય, જે કોઇ પ્રવાસીઓની ઉપર હલ્લા
કરનાર કે તેમને આડો પડનારો હોય, જે કોઇ ઘરફોડ કરતો હોય, અગર
તો જો કોઇ રાજાના હાથીઘોડા, અગર તેના યાનવાહનોનો ચોરનાર કે
હિંસક હોય તે દરેકને તો શૂળિએ જ ચઢાવી દેવો.

આવા અપરાધીઓનાં મુડદાઓને જે લોકો બાળશે કે ઉપાડી જશે
તેમને પણ તેવા જ પ્રકારની સજા કરવામાં આવશે, અગર તો ઉત્તમ
પ્રકારના સાહસદંડને અધીન તેમને થવું પડશે.

ખુનીઓ કે ચોરોને જો કોઇ મનુષ્ય ખાવાપીવાનું, પહેરવા ઓઢવાનું,
બીજાં ઉપકરણો, અગ્નિ કે ખબરઅંતર પૂરાં પાડશે, અગર તો તેની
સાથે મંત્ર કરશે કે કોઇ ગોઠવણમાં ઉતરશે, કે અન્ય કોઇ પ્રકારની
મદદ આપશે, તો તે પ્રમાણે કરનારને, ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા
થશે; પણ જો તે પ્રમાણે કોઇ માણસ અજ્ઞાનવશાત્ કરે, તો તેને ઠપકો
આપીને છોડી મુકવો.

જે ખૂનીઓ કે ચોરોનાં સ્ત્રીપુત્રો તેમની સાથે ભળેલાં ન હોય તેમને
છોડી મુકવાં; પરંતુ તેઓ ભેળાં છે એમ જ્યારે માલૂમ પડી આવે ત્યારે
તેમને પકડવાનાં પણ છે.

જે કોઇ શખ્સને રાજ્યની પ્રાપ્તિ કરવાની ઇચ્છા થઇ આવે, જે કોઈ

રાજાના અંતઃપુરમાં પરાણે પ્રવેશ કરે, જે કોઇ અરણ્યચરોને અગર તો શત્રુઓને રાજાની સામે ઉશ્કેરે અને જે કોઇ દુર્ગો વિષે, જનપદમા અથવા તો લશ્કરમા અસંતોષની લાગણી ફેલાવે, તેને માથાથી પગ સુધી જીવતો બાળીને મારી નાખવો.

જો બ્રાહ્મણથી, આ બધા પ્રકારો પૈકી એક પણ પ્રકારનું કર્મ થાય, તો તે પ્રમાણે કરનાર બ્રાહ્મણને જીવતો ડુબાડી દેવો.

જે કોઇ શખ્સ પોતાનાં પિતા-માતા-પુત્ર-ભાઇ-ગુરૂ અગર તપસ્વી પૈકી કોઇનું પણ ખૂન કરે તેનું માથું અને ચામડી બાળીને તત્કાળ તેને મારી નાખવો; જો તે પૂર્વોક્ત કોટીના કોઇનું અપમાન કરે, તો તેની જીભ કાપી નખાવવી; અને જો તે, એ સર્વ પૈકી કોઇના કોઇ અવયવને બટકું ભરે, તો જે અવયવ ઉપર તેણે બટકું ભર્યું હોય તે જ અવયવને તેના શરીરમાંથી કાપી નંખાવવું.

જો કોઇ શખ્સ બીજા કોઇ શખ્સનો યદચ્છાઘાત કરે અગર તો અન્યનાં ઢોરનું ધણ ચોરી જાય, તો તેનો શિરચ્છેદ કરાવવો.

જેમા દશ કરતાં ઓછાં ઢોર ન હોય તે 'ધણ' (યૂથ) કહેવાય છે.

જો કોઇ શખ્સ પાણીથી ભરેલ સેતુને ભેદે, તો તે પ્રમાણે કરનાર માણસને તો જળાશયમાં જ ડુબાડી દેવો; જો પાણી વિનાના સેતુને કોઇ તોડે, તો તેને ઉત્તમ પ્રકારનો સાહસદંડ દેવો; અને જે સેતુ ઉપેક્ષિત રહ્યાને લીધે ભગ્ન દશામાં જઇ પડેલ હોય તેને કોઇ ભેદે, તો તેવા પ્રસંગમાં ગુન્હેગારને મધ્યમ પ્રકારના સાહસદંડની સજા કરવી.

જે કોઇ પુરુષ બીજા કોઇ પુરુષને ઝેર દે, અને જે કોઇ સ્ત્રી કોઇ પુરૂષનું ખૂન કરે તે ઉભયને ( જીવતાં ) બુડાડી દેવાં.

જે કોઇ સ્ત્રી પોતાના પતિનો કે ગુરૂનો કે સંતાનનો ઘાત કરે, બીજાની મિલ્કતને આગ લગાડે, કોઇ પુરૂષને વિષ આપે અગર બીજા કોઇની કાયાના સંધિઓનું છેદન કરી નાખે, તે સ્ત્રી ગર્ભિણી હોય કે ન હોય તોપણ,

ઋતુપ્રાપ્તિને અંતે જે ફળ મળવું જોઇએ તે ફળ મેળવવામાં તે દીર્ઘ સમય સુધી (તેના પોતાના) પિતા તરફથી પ્રતિરુદ્ધ થયલી ગણાશે

જે કન્યાને પહેલીવાર ઋતુપ્રાપ્તિ થયા પછી ત્રણ વર્ષ સુધી પરણાવવામાં આવી ન હોય, તેવી કન્યાની જોડે કોઇ સવર્ણ પુરુષ સંબંધ રાખે તો તે ગુન્હો ગણાશે નહિ. તેમ વળી જે કન્યાએ પોતાને પહેલી વાર ઋતુપ્રાપ્તિ થયા પછી ત્રણ કરતા વધાર વર્ષો અવિવાહિત અવસ્થામા કાઢયા હોય અને જેની પાસે (પોતાના પિતાથી હેવાયલ) અલંકારો ન હોય તેવી કન્યા જોડે કોઈ અતુલ્ય કોટીનો (અસમાન વર્ણનો) પુરુષ સંબંધ રાખે, તો તે પણ ગુન્હા રૂપ ગણાશે નહિ. (આવા સંયોગમા) જો કોઇ પુરુષ (તેવી કન્યાના) તે પિતૃદત્ત દ્રવ્યને પોતાના કબ્જામા લે તો તેને ચોર ગણવો.

જો જે કોઇ પુરુષ, બીજા કોઇ પુરુષ માટે કન્યા મેળવવાનો ઢોંગ કરીને ઈ ત્રીજા જ પુરુષને કન્યા મેળવી આપે, તો તે પ્રમાણે વી રનાર પુરુષનો દે તેવો 'પણ' દંડ કરવો

કોઇ પણ પુરુષ, કોઇ પણ અકામ સ્ત્રીની જોડે સ... ઈજા ...

તે જે કોઈ પુરુષ, પ્રથમ એક કન્યા દેખાડીને તેને બદલે ... કન્યાને પરણાવે, અને તે ઉભય કન્યાઓ તુલ્ય અવસ્થાની હોય, તો તેવા પ્રસંગમાં પરણાવનાર (પુરુષ)નો એક સો 'પણ' દંડ કરવો; અને જો ઉભય કન્યાઓ અતુલ્ય હોય, તો (એટલે કે, બદલાની કન્યા હીન કોટીની હોય તો) તેને બસો 'પણ' દંડની સજા કરવી. (વળી) બદલામા પરણાવાયલી કુમારીને (તે પ્રસંગે) ચોપન 'પણ' દંડની સજા કરવી એટલું જ નહિ, પરંતુ (વર તરફથી) જે કાંઇ શુલ્ક રૂપે અપાયલું હોય તે તથા તેના તરફથી જે કાંઇ ખર્ચ કરાયલ હોય તે પણ તેને, તેવા અપરાધી પાસેથી અપાવી દેવાનું છે.

નક્કી કરાયલી કુમારીને ન પરણાવનાર પુરુષનો, પૂર્વનિર્દિષ્ટ દંડ કરતા બમણો દંડ કરવો.

જો કોઇ (પરણાવનાર) પુરુષ એકલોહીની કન્યાને ઠેકાણે બીજા લોહીની (અન્યશોણિત) કન્યાને પરણાવે, અગર તો જો કોઈ પુરુષ

# પ્રકરણ ૧૩.

## અતિચારદંડ—ન્યાયનું ઉલ્લંઘન કરવા બદલ સજા.

જે કોઈ શખ્સ, બ્રાહ્મણને અપેય પીવડાવી દે કે અભક્ષ્ય ખવડાવી દે તેને ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવી. જે કોઇ ક્ષત્રિયની બાબતમાં એ પ્રમાણે કરે તેને મધ્યમ પ્રકારનો દંડ આપવો; અને વૈશ્ય પરત્વે જે કોઇ એ પ્રમાણે કરે તેને પ્રથમ વર્ગના સાહસદંડની સજા કરવી; અને જો શૂદ્રના પ્રસંગમાં એમ થાય, તો તે પ્રમાણે કરનારનો ચોપન 'પણ' દંડ કરવો.

જે કોઇ સ્વેચ્છાપૂર્વક તેવી નિષિદ્ધ વસ્તુ ખાય કે પીએ તેને રાજ્ય બહાર ( નિર્વિષય ) કાઢી મુકવો.

જે કોઇ શખ્સ દિવસના ભાગમાં પરગૃહમાં પરાણે પ્રવેશ કરે તેને પ્રથમ કોટીના સાહસદંડની સજા કરવી; અને જો એ પ્રમાણે રાત્રિએ કરવામા આવે તો મધ્યમ પ્રકારના સાહસદંડની સજા કરવી. જો કોઇ પણ માણસ સશસ્ત્ર, અન્ય કોઇના ઘરમાં રાત્રિએ કે દિવસે પ્રવેશ કરે, તો તે પ્રમાણે કરનારને ઉત્તમ પ્રકારનો સાહસદંડ દેવો.

જો કોઇ ભિક્ષુક, કે વૈદેહક, કેફી કે ગાંડો માણસ અન્ય કોઇના ઘરમાં બળપૂર્વક ઘૂસે, અગર જો ભયના પ્રસંગમા પાડોસીઓ કોઇના ઘરમા [illegible] ષિદ્ધ બારણેથી પ્રવેશ કર્યો ન

(ગામમાં) પોતાના તરફથી વેચાવાના માલનું મૂલ્ય જાહેર કરીને સાર્થિકે (વેપારીએ) ગામના કોઇ એક ભાગમા મુકામ રાખવો. જે માલ તેવા વેપારીથી પોતાથી, ખરેખરી રીતે, બહાર ગામ, રાત્રિ દરમ્યાન, મોકલી દેવાયો ન હોય તેવો માલ જો ચોરાય કે નષ્ટ થાય, તો ગામના મુખીએ (એ પ્રમાણે માલ ખોનાર વેપારીને) નુકસાની ભરી આપવી.

+ જો કોઇ બે ગામ વચ્ચેના ભાગમાં એવા વેપારીઓનો માલ ચોરાઇ કે નષ્ટ થઇ જાય, તો વિવીતાધ્યક્ષે (તેવા માલ ખોનાર વેપારીને) બદલો આપી દેવો. જો વિવીતાધ્યક્ષ એટલામા ન હોય (એટલે કે ચરિયાણુ જગ્યાઓનો ત્યાં અભાવ હોય) તો 'ચોરરજ્જુક' નામના અમલદારે, એ પ્રમાણે વળતર આપી દેવું. વળી જો, ચોરરજ્જુક પણ જ્યાં ન હોય તેવા પ્રદેશમાં માલ ખોવાવાનું બની આવે, તો પછી સીમાડા ઉપર રહેતા લોકોએ ભેળા મળીને, થયલ નુકસાન પૂરું કરી આપવું; અને જો એ પ્રમાણે સીમાડા ઉપર રહેતા લોકો પણ ન હોય, તો આસપાસનાં પાંચ અગર દશ ગામના લોકોએ (વેપારીને થયલ નુકસાન) ભરી આપવાનું છે.

દુર્બળ ઘર, અદ્ધર રખાયલું ગાડું, ટેકા વિના ઉભો રખાયલ થાંભલો, ઉંચે લટકાવાયલ અગર તો કાચા આધારે રહેલ અગર તો ધરા વિના રખાયલ શસ્ત્ર: એ પૈકી કોઇના પડવાથી જો (કોઇને) ઇજા થાય, અગર તો ગાડું ખાડામાં કે તળાવમાં અગર તો સેતુ ઉપરથી પડી જતાં જો કોઇની હિંસા થાય, તો તે પ્રમાણે થયલ હિંસા—ઇજા—ને 'હુમલા' રૂપ ગણીને (તે પ્રમાણે કરનારને) સજા કરવી.

વૃક્ષોનું છેદન; પાણી ચઢાય (દમ્ય) તેવાં પશુઓને બાંધવાની રાસડી (રશ્મિ) ઓનું હરણ; હળાવાયલ ન હોય તેવાં ચતુષ્પદી (પ્રાણીઓ)નો ઉપયોગ; રથ કે હાથી તરફ લાકડી, આરો, પાંદા, દંડિકા કે બાણોનું ફેંકવું:

---

+ પાન ૨૯૯ ઉપરની નોંધમાં બતાવાયલ સિદ્ધાન્ત, કેવી રીતે અમલમાં મુકાતો હતો તે આ ઉપરથી સમજાશે.

એ સર્વ કૃત્યો પૈકી દરેકને પણ 'હુમલો' ગણી લેવો, (અને તે પ્રમાણે કરનારને સજા કરવી.)

(જે કોઇ સારથિ) 'બાજુ ઉપર ખસી જાઓ' એવા પ્રકારનો અવાજ કરે, તેને, સંઘટ્ટન (અથડામણી) કર્યા બદલ સજા થઇ શકશે નહિ.

(પોતાથી) ખીજવાયલા (રોષિત) હાથીથી જો કોઇ પણ શખ્સ મરાઇ (હત થઇ) જાય, તો તે પ્રમાણે મૃત્યુ પામેલ મનુષ્ય પાસેથી, એક દ્રોણથી ઓછો એવો એક મદ્યથી ભરેલ કુંભ, પુષ્પમાળાઓ અને અનુલેપાદિ સુગંધી પદાર્થો (હાથી સારૂ) અપાવવાં એટલું તો નહિ, પરંતુ એવા હાથીના દાંતને સાફ કરવા સારૂ વસ્ત્ર (પટ) જોઇએ તે પણ તેની પાસેથી અપાવવું; કારણ કે, અશ્વમેધને અંતે કરાતા પવિત્ર સ્નાનથી જે પ્રકારનું પુણ્ય પ્રાપ્ત થાય છે તે જ પ્રકારનું પુણ્ય, હાથીથી થઇ આવતા વધને લીધે પ્રાપ્ત થઇ આવે છે; અને એમ હોઇને, પૂર્વોક્ત પ્રકારની દેણગી 'પાદપ્રક્ષાલન' રૂપ જ ગણાય છે.

રસ્તા ઉપર ચાલ્યા જતા કોઇ શખ્સને હાથી મારી નાખે, તો હાથીના મહાવતને ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવી.

જો કોઇ શીંગડાવાળા કે દાઢવાળા (દંષ્ટ્રી) પ્રાણીનો ધણી, એવા પ્રાણીથી થતી હિંસામાંથી જો કોઇ માણસને બચાવી ન લે, તો તેવા ધણીને, પ્રથમ કોટીના સાહસદંડની સજા થશે. એવા ધણીને કહેવામાં આવે

અને જે કોઇ એવાં પ્રાણીઓ પૈકી કોઇને દૂર હાંકી મેલે તેને ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવી.

ઊન કે દૂધ આપનાર અગર તો ભાર ઉચકવાના કે બેસવાનાકામમા આવતાં ક્ષુદ્ર પશુઓને જે કાઇ ઉપાડી જાય તેને, તેવા ચોરાઇ ગયલ પ્રાણીના મૂલ્ય જેટલાં દંડની સજા કરવી એટલું તો નહિ, પરંતુ તે પ્રાણીઓ પાછાં સોંપી દેવાની તેને ફરજ પણ પાડવી.

દેવપિતૃકાર્ય સિવાયના અન્ય કોઈ કાર્ય અર્થે પણ જો કોઇ તેવાં ક્ષુદ્ર પશુઓને હાંકી જાય, તો તેવા પ્રસંગમાં પણ, ઉપર મુજબ જ સજા કરવાની છે.

જે કોઇ પ્રાણીની નાથ કપાઇ ગયલી હોય, અગર તો જે કોઇ, ધૂસર નીચે નંખાય એટલા પ્રમાણમાં કેળવાયલ ( દમ્ય ) ન હોય તેવું પ્રાણી જો કોઇને ઇજા કરે; અગર જો કોઇ પ્રાણી વેગપૂર્વક દોડતું આવી સામેથી અથડાઇને, અગર તો જે ગાડાને તે જોડાયલું હોય તે ગાડા સાથે તે પાછું હઠીને કોઇ માણસને ઇજા કરે; અગર તો માણસોના અને બીજાં પ્રાણીઓ ટોળે મળતા મચી રહેતા કોલાહલથી ભડકીને કોઇ પ્રાણી કોઈ શખ્સને ઇજા કરે; તો તેવા ઇજા કરનાર પ્રાણીના ધણીને સજા કરવી નહિ. પરંતુ પૂર્વ-નિર્દિષ્ટ સંયોગો સિવાયના ઇતર સંયોગોમા જો કોઇ પ્રાણી કોઇ મનુષ્યને ઇજા કરે, તો ઉપર બતાવ્યા પ્રમાણે દંડની સજાઓ કરવી એટલું તો નહિ, પરંતુ એવા જે કોઇ કારણે પ્રાણિહિંસા થયલી હોય તેની વળતર પણ (તેવા ઇજા કરનાર પ્રાણીના ) ધણી પાસેથી અપાવી દેવી. જો ગાડા કે ગાડીનો હાંકનાર સગીર વયનો હોય, અને તે ગાડું કે ગાડી કોઇને ઇજા કરે, તો તે ગાડામાં કે ગાડીમાં બેઠેલ સ્વામી(શેઠ) ને સજા કરવાની છે. જો સ્વામીનો અભાવ હોય, તો જે કોઇ શખ્સ અંદર બેઠેલ હોય તેને અગર તો, હાંકનાર જો મોટી ઉમ્મરનો હોય તો તેને સજા કરવી. જે ગાડામાં કે ગાડીમાં બાળક બેઠેલ હોય, અગર તો જેની વિષે કોઇ પણ બેઠેલું ન હોય તે ગાડાનો કે ગાડીનો રાજાએ કબ્જો (પણ) લેવો.

જો કોઈ પણ શખ્સ, અભિચાર ( જાદુ ) વડે બીજા કોઇ ઉપર કાંઇ પણ અસર ઉપજાવવાનો પ્રયત્ન કરે, તો તે અભિચાર તે પ્રમાણે કરનારને જ લાગુ પાડી દેવો. જો કોઇ પણ પુરૂષ પોતાની અનુરાગહીન ભાર્યા વિષે, અગર તો કામરહિત કન્યા વિષે, અગર તો કોઇ પતિ ( દારાર્થી ) પોતાની પત્ની વિષે કામવૃત્તિને (અભિચાર,પ્રયોગથી) જાગૃત કરે, તો તેવો પુરૂષ ગુન્હેગાર ગણાશે નહિ. પરંતુ જો એ પ્રમાણે કરાતો અભિચારપ્રયોગ અન્યને હિંસાકારક થાય, તો તેના કરનારને મધ્યમ પ્રકારના સાહસદંડની સજા કરવી.

જો કોઇ પણ પુરૂષ પોતાના માબાપની બ્હેન, અગર તો પોતાની મામી અગર તો પોતાના આચાર્યની પત્ની અગર તો પોતાની પુત્રવધૂ અગર તો પોતાની દીકરી કે બ્હેન પરત્વે અભિચારપ્રયોગ કરે, તો તેની ગુપ્તેન્દ્રિયને કાપી નખાવી તેનો વધ કરી દેવો; અને જો આ પૈકી કોઇ પણ સ્ત્રી તેવા પુરૂષના સંવનન (અભિચાર)ને વશ થાય, તો તેને પણ તે જ પ્રમાણે સજા કરવી. વળી જો કોઇ પણ સ્ત્રી કોઇ પણ દાસ, નોકર અગર તો આહિતક (ભાડુતી નોકર)ને પોતાની કાયા સોંપી દે, તો તેવી સ્ત્રીને પણ આવી જ સજા કરવાની છે.

જો કોઇ પણ ક્ષત્રિય પુરૂષ, કોઇ પણ અરક્ષિત બ્રાહ્મણી સાથે વ્યભિચાર કરે, તો તેવા પુરૂષને ઉત્તમ પ્રકારના સાહસદંડની સજા કરવી; કોઇ વૈશ્ય પુરૂષ એ પ્રમાણે કરે,તો તેનું સર્વસ્વ હરી લેવું; અને જો કોઇ શુદ્ર તેમ કરે, તો તેને સાદડીઓમા વીંટીને બાળી મુકવો.

જે કોઇ પુરૂષ રાજભાર્યા જોડે વ્યભિચાર કરે તેને કોડી (કુંભ)મા ઘાલીને જીવતો બાળી મુકવો.

જો કોઇ પુરૂષ પોતાનાથી ઉતરતા વર્ણની સ્ત્રી જોડે વ્યભિચાર (શ્વપાકીગમન) કરે, તો તેના કપાળે ડામ દઇને તેને પરરાજ્યમાં કાઢી મુકવો, અગર તો તેને શ્વપાક જાતિ ( હીન જાતિ )નો ગણી કાઢવો.

જો કોઇ શૂદ્ર કે શ્વપાક પોતપોતાની જાતિની અન્ય કોઇ સ્ત્રી જોડે વ્યભિચાર કરે, તો તે પુરૂષને ચોવીશ 'પણ' દંડની સજા કરવી એટલું જ નહિ પરંતુ, તેની વ્યભિચારી સ્ત્રીનાં નાકકાન પણ કપાવી નાખવાં.

કોઇ પણ પુરૂષ, કોઇ પણ સાધુડી (પ્રવ્રજિતા) જોડે વ્યભિચાર કરે, તો તે પુરૂષને ચોવીશ 'પણ' દંડની સજા કરવી એટલું જ નહિ, પરંતુ તેવી સાધુડીને પણ તેટલા જ દંડની સજા ફરમાવી દેવી.

જે કોઇ પુરૂષ કોઇપણ વેસ્યા (રૂપાજીવા) જોડે તેની ઇચ્છા વિરૂદ્ધ વ્યભિચાર (પ્રસહ્યોપભોગ) કરે તેનો બાર 'પણ' દંડ કરવો.

જો બહુ પુરૂષો એક જ સ્ત્રીને આકર્ષવા અર્થે અભિચારપ્રયોગ કરતા હોય, તો તે પૈકી દરેક પુરૂષને ચોવીશ 'પણ' દંડ ભરવાની સજા કરવી

જો કોઇ પણ પુરૂષ કોઇ પણ સ્ત્રીનો ઉપભોગ સૃષ્ટિક્રમ વિરૂદ્ધ જઘને (અન્યોનૌ) કરે, તો તે પ્રમાણે કરનારને, પ્રથમ કોટીના સાહસદંડની સજા કરવી, અને જો કોઇ પણ પુરૂષ અન્ય કોઇ પુરૂષ જોડે એ પ્રમાણે (સૃષ્ટિક્રમવિરૂદ્ધ કૃત્ય) કરે, તો તેવા પ્રસંગમા તેને પણ તેટલી જ સજા કરવાની છે.

જો કોઇ મૂઢ (અનાત્મ) માણસ તિર્યગ્યોનિ (પશુજાતિ) પરત્વે મૈથુનકર્મ કરે, તો તેનો બાર 'પણ' દંડ કરવો; અને જો કોઇ પણ પુરૂષ દેવીઓની પ્રતિમા જોડે એ પ્રકારનું કાર્ય કરે, તો તે પ્રમાણે કરનારને પૂર્વનિર્દિષ્ટ દંડથી બમણા દંડની સજા કરવી.

× જો રાજાથી કોઇ નિરપરાધી શખ્સનો દંડ થઇ જાય, તો તેણે (રાજાએ) પોતે તેવા નિરપરાધી શખ્સનો દંડ જેટલા પ્રમાણમા કર્યો હોય તેનાથી ત્રણ ગણી રકમ પોતાનો દંડ ગણીને તેટલી રકમ વરૂણદેવને અર્પણ કરી દેવી (અર્થાત્ પાણીમા નાખી દેવી); અને તે પ્રમાણે (રાજાથી) દેવાયલ દંડની રકમને, પાછળથી બ્રાહ્મણોએ (માહોમાહે) વહેંચી (પણ) લેવી.

+ હિંદુ રાજનીતિમાં રાજા પોતે પણ દંડને પાત્ર ગણાતો હતો. એ વાત અત્ર ૨૫૪૮ થયલી છે.

આ પ્રમાણે કરવાથી રાજા પોતે પોતાથી કરાતી સજાઓ પરત્વે થઈ જતી ભૂલના પાપમાથી મુકત થાય છે; કારણ કે મિથ્યાચારવાળા મનુષ્યો ઉપર વરુણદેવનો ( રાજા તરીકે ) અધિકાર રહેલો છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' કંટકશોધન 'સંજ્ઞક ચોથા અધિકરણમાંનું, ' ન્યાયનું ઉલ્લંઘન કરવા બદલ સજા ' : એ નામક તેરમું પ્રકરણ પૂરું થાય છે).

—ચોથું અધિકરણ પણ સમાપ્ત.—



# પાંચમું અધિકરણ—દરબારીઓનાં વર્તન.



## પ્રકરણ ૧.



### દંડકર્મ–સજાઓ કરવા સંબંધી.

દુર્ગો વિષે તથા રાષ્ટ્ર વિષે બનતા ગુન્હા કેવી રીતે શોધવા તે સંબંધમાં, આગલા ભાગમાં કહેવાઇ ગયું છે. હવે અહીં રાજા અને રાજ્ય પ્રતિ કરવામાં આવતા દ્રોહને લગતા પ્રતીકારોનું વર્ણન કરવામાં આવશે.

જે મુખ્ય રાજમેવામાં રહેતો હોય છતાં રાજા તરફ શત્રુતા ધરાવતો હોય અગર તો રાજાના શત્રુઓ સાથે ભળેલો હોય તેવા મુખ્યનાં કૃત્યોની ખાતમી મેળવવાને અર્થે, કોઇ એક રાજાનુરક્ત પરંતુ તપસ્વીના વેષમાં રહેના ગૂઢપુરૂષને ખાસ કામગીરી ઉપર રોકી દેવો; અગર તો 'શત્રુનાં ગામો ઉપર ચઢાઇ'–એ નામના પ્રકરણમાં જે રીતિએ કામ કરવાનું વર્ણવવામાં આવનાર છે તે રીતિએ કલહનાં બીજ રોપી શકે એવા કોઇ ગૂઢપુરૂષને કામે લગાડી દેવો.

જે રાજવલ્લભો રાજ્યનો ઘાત કરાવે તેવા હોય અને જેમને ખુલ્લી રીતે સજા કરી શકાય તેમ ન હોય તેવા દરબારીઓને અગર તો તેમની ટોળકીઓને રાજાએ, ધર્મપાલનાર્થ, ગુપ્ત રીતે સજા કરવી.

જે કોઇ મહામાત્ર (સચિવ) દૂષ્ય હોય તેના ભાઇની પાસે કોઇ એક સત્રીએ (જાસૂસે) જઇને તેને જુદી જુદી રીતે લોભાવવો, અને રાજાની પાસે લઇ જવો. રાજાએ, તેને તેના પોતાના દ્રોહી ભાઇ (મહામાત્ર)નું દ્રવ્ય ભોગવવા દેવામાં આવશે; એ પ્રકારની લાલચ આપવી, અને તે પોતાના ભાઇ ઉપર હુમલો કરે તેમ તેને તેણે પ્રોત્સાહિત (પણ) કરવો; અને એ પ્રમાણે પ્રોત્સાહિત થઇને એ જ્યારે પોતાના ભાઇનો શસ્ત્રથી કે વિષથી

ઘાત કરી નાખે, એટલે પછી એવા (ભાતૃદ્રોહી) ભાઇની ઉપર ભ્રાતૃઘાતનું તહોમત મુકીને તેનો ઘાત (રાજાએ) કરાવી નાખવો (પણ ખરો).

એ જ પ્રમાણે, વળી પારશવ (બ્રાહ્મણપુરૂષથી શૂદ્ર સ્ત્રીને પેટે જન્મેલ મનુષ્ય)નો અને પરિચારિકાપુત્રનો ઘાત પણ કરાવવાનો છે.

અગર તો, જાસુસથી ચઢાવાયલો, દ્રોહી મહામાત્રનો ભાઇ તેની પાસેથી પોતાનો દાયભાગ માગે એવી ગોઠવણ કરવી. પછી એ પ્રમાણે દાયભાગ માગનાર ભાઈ પોતાના ભાઇ (દ્રોહી મહામાત્ર)ના ઘરના દ્વાર આગળ જે એક રાત્રિએ સૂતેલો હોય તે રાત્રિએ કોઇ એક 'તીક્ષ્ણ' કોટીનો ગૂઢ-પુરૂષ ત્યાં જઇને તેનું ખૂન કરી નાખે અને, "અરે દાયભાગ માગનાર ભાઇનું (મહામાત્રને હાથે) ખૂન થયું છે!": એ પ્રકારે બૂમરાણ કરી મુકે એમ કરવું. આમ થાય એટલે જે પક્ષને નુકસાન થયું હોય તેની મદદે રાજાએ ચઢવું, અને સામા પક્ષ (મહામાત્ર)ને પરહેજ કરી લેવો.

જે મહામાત્ર રાજદ્રોહી હોય તેનો ભાઇ તેની પાસેથી દાયભાગ માગે એ સમયે એને માર મારવાની ધમકી સત્રીઓએ આપવી, અને પછી જે રાત્રિએ તે ભાગ માગનારો પોતાના ભાઇ (મહામાત્ર)ના ઘરના દ્વાર આગળ સૂતેલો હોય ત્યારે, ઉપર જે પ્રકારની યોજના બતાવવામાં આવી છે તે પ્રમાણે બધો વિધિ કરાવવો.

વળી, જે બે દૂષ્ય મહામાત્રોના ઘરમાં જે કોઈ એક પુત્રે કે પિતાએ, કોઇ પણ એક પુત્રવધૂની જોડે વ્યભિચાર કરેલો હોય, અગર જે કોઇ એક ભાઇએ બીજા ભાઇની વહુ જોડે વ્યભિચાર કરેલો હોય તો બે મહામાત્રોની વચ્ચે (સત્રીઓએ) કપટથી કલહ ઉભો કરી દેવો, અને પછી ઉપર પ્રમાણે તે મહામાત્રોને સજાપાત્ર બનાવી દેવા.

જે કોઈ રાજદ્રોહી મહામાત્રનો પુત્ર આત્માભિમાની હોય તેને સત્રી-ઓએ આ પ્રમાણે ચઢાવવો:-" જો કે તું રાજપુત્ર છે, તથાપિ તુને અહીં શત્રુભયને કારણે રાખવામાં આવેલ છે." રાજાએ આવા વંચિત

થતા મહામાત્રપુત્રને ખાનગી રીતે માનઅકરામ આપ્યાં કરવાં અને તેને આમ પણ કહ્યાં કરવું:—"મહામાત્રના ભયને લીધે મારે તારો પટ્ટાભિષેક, તું યૌવરાજ્યકાલને પ્રાપ્ત થયો છે છતાં, મોકૂફ રાખવો પડેલો છે." આમ થયા પછી જાસુસોએ તેને મહામાત્રનું ખૂન કરવાને ઉશ્કેરવો; અને એ પ્રમાણે એ ખૂન એને હાથે થઈ જાય એટલે પછી, એને 'પિતૃઘાતક' ઠરાવીને એ જ સ્થાનમાં એનો ઘાત પણ કરાવી નાખવો.

રાજદ્રોહી મહામાત્રની ભાર્યાને ભિક્ષુકીના વેષમાં ફરતી જાસુસણોએ કામોદ્દીપક ઔષધો આપવાં, અને તે ઔષધો તે ભાર્યા પોતાના પતિને ખવડાવે એવી રીતે તેને સમજાવી તે રીતે તેણે (ભિક્ષુકીએ) તેવા મહામાત્રને ઝેર અપાવી દેવું.

આ બધા ઉપાયો નિષ્ફળ થાય, તો પછી એવા રાજદ્રોહી મહામાત્રને એક નબળું લશ્કર, 'તીક્ષ્ણ' પ્રકારના જાસુસો સહિત આપવું, અને કોઇ બંડખોર જંગલી લોકોને કે ગામને દાબી દેવા, અગર તો અરણ્યપ્રદેશ પાસે આવેલ સ્થાનોમાંના અંતપાલ અથવા તો રાષ્ટ્રપાલને બદલી નાખીને તેને ઠેકાણે નવા ઇસમને ગોઠવવા, અગર તો કોઇ કુપિત નગરને ઠેકાણે આણવા, અગર તો પાસેના કોઇ દેશમાંથી ખંડણી લઇને આવતા સાર્થવાહને પોતાની પાસે લઇ આવવા રાજાએ તેને હુકમ આપવો. આવું કાર્ય કરવા જતાં, દિવસે કે રાત્રિએ જે યુદ્ધ થવા પામે તે યુદ્ધનો લાભ, (તેવા મહામાત્ર) ભેળા ગયલ) 'તીક્ષ્ણ' કોટીના અગર તો લૂંટારા (પ્રતિરોધક)ના વેષમાં ફરતા જાસુઓએ લેવો, અને તેવા મહામાત્રને મારી નાખી, "તે યુદ્ધમાં મરાઇ ગયો છે" એમ તેમણે જાહેર (પણ)કરી દેવું.

પોતે શત્રુઓ ઉપર ચઢાઇ લઇ જતો હોય કે વિહાર કરવા નીકળેલો હોય ત્યારે રાજાએ રાજદ્રોહી મહામાત્રોને પોતાની મુલાકાતે બોલાવવા. એ માહામાત્રોને જ્યારે રાજાની સમક્ષ લઇ જવાતા હોય, ત્યારે જે વચલા ઓરડામાં 'તીક્ષ્ણ' કોટીના ગૂઢપુરૂષો શસ્ત્રસજ્જ થઇને (અગાઉથી)

સંતાઇ રહ્યા હોય તેમણે પોતે ત્યાંથી અંદર (રાજાની પાસે) આવી શકવાની પાત્રતા મેળવવા ખાતર (દ્વારપાળોથી) તપાસાઇ લેવાની માગણી કરવી, અને પછી જ્યારે તેઓ સશસ્ત્ર પકડાઇ જાય ત્યારે તેમણે, તેઓ પોતે રાજદ્રોહી માહામાત્રોની સાથે આવેલા છે, એમ જાહેર કરી દેવું. આમ થાય એટલે દ્વારપાલકોએ એ વાત લોકોમા જાહેર કરી દેવી, અને તે મહામાત્રોને મારી નાખવા, અને (તે સાથે) પેલા તીક્ષ્ણ જાસુસોને બદલે બીજા કોઇ માણસોને ફાસીએ પણ ચઢાવી દેવા.

રાજા જ્યારે વિહાર કરવા અર્થે નગર બહાર જાય, ત્યારે તેણે તેવા રાજદ્રોહી મહામાત્રોને પોતાના મુકામની પાસે મુકામ અપાવી તેમની સંભાવના કરવી; અને પછી કોઇ દુરાચારી સ્ત્રીને રાણીના વેશમાં તેમના (મહામાત્રોના) આવાસમાં દાખલ કરાવીને પકડાવવી. (પણ ખરી); અને એમ થાય એટલે પછી, પૂર્વે કહેવાઇ ગયલ છે તે પ્રકારનાં પગલાં ભરાવી દેવાં.

(વળી) કોઇ રસોઇઓ અગર તો કોઇ કંદોઇ, જે મહામાત્ર રાજદ્રોહી હોય તેની પાસે જઇને, 'તમને, શોભે છે'—એવી તેની સ્તુતિ કરે, અને તેની પાસેથી ભક્ષભોજ્યાદિની યાચના કરે, એવી ગોઠવણ (પણ) થઇ શકે. પછી રાજા શહેર બહાર હોય ત્યારે (રસોઇઓ કે કંદોઇ) એ પ્રમાણે જે ભક્ષભોજ્ય પોતાને મળેલ હોય તેની સાથે, અરધો પ્યાલો ઝેરવાળું પાણી ભેળવી તેને રાજાની કને (પી જવા અર્થે) મુકી પણ દે. આ યુક્તિ પછી ઉઘાડી પાડી દેવાય; અને પછી રાજાએ તેમને 'ઝેર દેનાર' ગણીને તેમનો ઘાત (પણ) કરાવી દેવો.

જો કોઇ રાજદ્રોહી મહામાત્ર અભિચારશીલ (જાદુ કરનારો) હોય, તો કોઇ એક જાસુસે અભિચારકુશળ મનુષ્ય હોવાનો ઢોંગ મચાવીને (તેવા માહામાત્ર પાસે) જવું, અને પછી મગર, કાચબો કે કરચલો વગેરે ચિત્તપ્રિય વિષયો કોઇ એક પાત્રમાં, જાદુની મદદથી દેખાય તેવું કરી બતાવીને તેને તેણે સમજાવવું કે, એમ કરવાથી મનોરથસિદ્ધિ થઇ શકે છે. આ પ્રમાણે અભિચારમાં શ્રદ્ધા તેને ઉત્પન્ન થાય, અને તેના પરિણામે તે (મહામાત્ર)

પોતે તે વિદ્યા પ્રમાણે સાધવાની પ્રવૃત્તિ કરવાનો આરંભ કરે, એટલે કોઇ એક ગૂઢપુરૂષ તેને ઝેર દઇને, કે લોઢાનો સળિયો લગાવીને મારી નાખે એમ કરવું એટલું તો નહિ, પરંતુ, "એ મરનારે (મહામાત્રે) પોતે, હાથે કરીને, જાદુ કરવા જતાં પોતાનો પ્રાણ ખોયો છે": એવું જાહેર પણ કરાવી દેવું.

(વળી) ચિકિત્સકના વેષમાં ફરતા કોઇ સત્રીએ એવા દૂષ્ય મહામાત્રની કને જઇને તેના મનમાં ઠસાવી દેવું કે, તેને પોતાને કોઇ દૌરામિક અગર તો અસાધ્ય વ્યાધિ થઇ આવેલ છે; અને ( એ પ્રમાણે મહામાત્ર માનતો થાય એટલે પછી) તેને તેણે ભૈષજ્ય અને આહાર આપવાનું શરૂ કરી, તેમાં (પણ)ઝેર ભેળવી તેનો ઘાત ( પણ ) કરી નાખવો.

સૂદો (રસોઇઆઓ)એ તેમ જ કંદોઇઓએ, તક મળે ત્યારે આવા દુષ્ટ મનુષ્યોને રસયોગ (ઝેર)થી મારી નાખવા.

રાજા તથા રાજ્યઃ એ ઉભય પ્રતિ જે કોઇ દ્વેષ કરનાર હોય તેને ઉડાવી દેવા માટે આ પ્રમાણે પગલાં ભરવાં:—

જો કોઇ દૂષ્ય મનુષ્યને ઉડાવી દેવો હોય, તો બીજા કોઇ દૂષ્ય મનુષ્યને દુર્બલ સેના તથા 'તીક્ષ્ણ' કોટીના ગૂઢપુરૂષો આપીને આ પ્રમાણે કાર્ય-નિર્દેશ કરવો:—"ફલાણા દુર્ગ કે પ્રદેશ વિષે તમે જાઓ, અને ત્યાં જઇને સેના ઉભી કરો અગર તો ત્યાંથી હિરણ્ય લઇ આવો; અગર તો ફલાણા રાજવલ્લભોનું દ્રવ્ય હરી લો; અગર તો ફલાણા કોઇ દરબારીની દીકરીનું અપહરણ કરી આવો; એક દુર્ગ બંધાવજો; એક બગીચો ખુલ્લો મુકજો; વેપારને અર્થે માર્ગ બંધાવો; નવું ગામ વસાવજો; કોઇ એક ખાણમાંનું તમામ દ્રવ્ય ખેંચી લાવો; કાષ્ઠદ્રવ્ય ઉત્પન્ન કરવા માટે અગર તો હાથી-ઓની સિદ્ધિ થાય એટલા માટે વનો રચાવજો; રાષ્ટ્રનું અગર તો સીમાડાનું રક્ષણ થાય તેવા પ્રદેશો ઉપસ્થિત કરો; અને જે કોઈ તમારા કામમાં આડું આવે, અગર તો મદદ ન આપે તેને તમારે અટકમાં લેવું અગર કેદ કરી દેવું.". આ પ્રમાણે એક પક્ષને સૂચના આપીને, બીજા એક પક્ષને પણ એવી

ને એવી સૂચનાઓ આપવી, અને તેઓજાતને, પહેલા પક્ષની સામે થવાનું પણ કહેવું. એ ઉભય પક્ષો પોતપોતાને કરવાની પ્રવૃત્તિ કરવાનો આરંભ કરશે, એટલે પછી તેમની વચ્ચે કલહ ઉભો થવાનો. આમ થાય એટલે 'તીક્ષ્ણ' કોટીના ગૂઢપુરુષો નશાસ્ત્ર વચમાં કૂદી પડી તે પૈકીના દૂષ્ય મનુષ્યોનો વધ કરી નાખે એવી વ્યવસ્થા રખાવવી, અને પછી બાકીના લોકોને પકડીને, તેમના હાથે થયલ ગુન્હા બદલ તેમને પણ સજા કરી દેવી.

જો કોઇ દૂષ્ય શહેરમા, ગામમાં કે કુળમાં સીમાડા કે ક્ષેત્રફળ સંબંધી અગરતો ગૃહમર્યાદા પરત્વે, અગર તો કોઇપણ પ્રકારના દ્રવ્યઃ ઉપકરણ કે વાહનને કરાયલ નુકસાન પરત્વે, અગર તો તમાશા અને ઉત્સવોના પ્રસંગમાં ખરેખરો, અગર તો 'તીક્ષ્ણ' કોટીના ગૂઢપુરુષોથી ઉત્પન્ન કરાયલ કલહ થઇ આવે, તો તીક્ષ્ણ જાસુસોએ શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ કરી આ પ્રમાણે કહી દેવું: "આ મનુષ્ય સાથે લડનાર માણસોને આવું જ ફળ મળે;" અને બીજા બધાને, આવા અપરાધ બદલ જે સજા થઇ શકે તેમ હોય તે સજા ફરમાવી દેવી.

જો દૂષ્ય મનુષ્યો માંહોમાંહે લડી પડે, તો 'તીક્ષ્ણ' પ્રકારના ગૂઢપુરુષોએ તેમનાં ખેતરો-તેમની ખળાંવાડો અને તેમનાં ઘરોને બાળી મુકવાં, તેમનાં બંધુજનો-સંબંધીઓ અને ઢોર ઉપર હથિયારો ચલાવવાં, અને "અમે એ બધું એ દૂષ્યોના કહેવાથી કરેલું છે,' એમ પણ તેમણે જાહેર કરી દેવું; અને આ ગુન્હો બીજા જે કોઇ કરે તેમને પણ સજા કરી દેવી.

ઝેર આપનારાએ જેમાં ઝેર ભેળવી રાખેલ હોય એવું ભોજન લેવડાવવાના હેતુથી 'તીક્ષ્ણ' સત્રીઓએ દુર્ગોમાંના અગર તો રાષ્ટ્રમાંના દૂષ્ય મનુષ્યોને એકબીજાના અતિથિઓ બનાવવા (અને તેમ કરીને તેમનો ઘાત કરાવી નાખવો). આવો ગુન્હો બીજા લોકો કરે તો તેમને ( પણ ) સજા કરી દેવી.

કોઇ એક ભિક્ષુકીના વેષમાં ફરતી જાસુસણે, કોઇ એક (દૂષ્ય) રાષ્ટ્રમુખ્યની પાસે જઇને તેને આ પ્રમાણે સમજાવવો:—" ફલાણા રાષ્ટ્રમુખ્યની

ભાર્યા, પુત્રવધૂ કે પુત્રી તમને ચહાય છે.” એમ તે તેને સમજાવે, એટલે પછી જો તે પ્રમાણે ફોસલાવાયલો રાષ્ટ્રમુખ્ય તેને (જાસુસણને) આભરણાદિ (તે ભાર્યા, પુત્રવધૂ કે પુત્રીને આપવા સારૂ) આપે, તો તે તમામ તેણે લેવાં, અને પછી પેલા (જેની ભાર્યા, પુત્રવધૂ કે પુત્રી પરત્વે પહેલાને મોહ થયો હોય તે) રાષ્ટ્રમુખ્યની પાસે જઇને તેણે તેને આ પ્રમાણે કહેવું:– “ફલાણો રાષ્ટ્રમુખ્ય પોતાના યૌવનમદને વશ થઇને તમારી ભાર્યા, પુત્રવધૂ કે પુત્રીને સ્પર્શવાને ઉત્સુક બની રહેલો છે.” અન્તે જો કોઇ રાત્રિએ એ ઉભય રાષ્ટ્રમુખ્યો વચ્ચે યુદ્ધ મંડાય, એટલે પછી, ઉપર બતાવવામાં આવેલ છે તે રીતિએ બાકીનું કામ ઉકેલાવી (પણ) દેવું.

વળી કોઇ દ્રોહી સેનાને હાથે પરાભવ પામેલ કોઇ એક શત્રુ ઉપર યુવરાજે અગર તો સેનાપતિએ ઉપકાર કરીને પછીથી તેની તરફ તેણે નારાજી પણ બતાવી દેવી. પછી, બીજી જે કોઇ દ્રોહી સેનાએ બીજા જે લોકોને પરાજિત કરેલા હોય તેવા લોકોને એક દુર્બળ સેના તથા ‘તીક્ષ્ણ’ ગૂઢપુરૂષો આપીને, પહેલા શત્રુની સામે મોકલી આપવા.

દૂષ્ય મનુષ્યોનો ઉચ્છેદ કરી નાખવા અર્થે જે બધા ઉપાયો યોજાય છે તે બધા આ પ્રમાણે, એક જ કોટીના હોય છે.

આ પ્રમાણે નષ્ટ થઇ ગયલ દૂષ્ય મનુષ્યનો પુત્ર જો શુદ્ધ ચિત્તવાળો દેખાય, તો તેને તેના પિતાનું દ્રવ્ય લેવા દેવું. જો આ પ્રમાણે કરવામા આવે, તો જ આખું રાજ્ય રાજાના પુત્રો અને પૌત્રો (ની આજ્ઞા)ને અનુવર્તી રહેશે એટલું તો નહિ, પરંતુ મનુષ્યકૃત વિઘ્નોથી તે મુક્ત પણ રહી શકશે.

રાજાએ ક્ષમાગુણવાળા થવું, અને વર્તમાન કે ભવિષ્યની કોઇપણ બાબત પરત્વે શંકા રાખવી નહિ એટલું જ નહિ, પરંતુ મનુષ્યો પોતાના પક્ષના હોય કે શત્રુપક્ષના હોય, તોપણ તે ઉભયને સમાન ગણીને તેણે તેમને (હંમેશાં) ગુપ્ત રીતે સજા પણ કરવાની છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ‘દરબારીઓનાં વર્તન’સંજ્ઞક પાંચમા અધિકરણમાંનું, ‘દંડકર્મ(સજા)’વિષયક પહેલું પ્રકરણ પૂરૂ થાય છે.)

---

# પ્રકરણ ૨

—:૦:—

## ખજાનામાં ભરતી.

જે રાજાનો કોશ ખાલી થઇ ગયો હોય તેણે પોતાના કોશને સમૃદ્ધ કરી લેવા અર્થે (આવકની ઉઘરાત કરી) સંગ્રહ કરવા પ્રવૃત્ત થવું. પોતાના (તાબાના) જનપદના જે ભાગોને પાણી માટે કેવળ વરસાદ ઉપર આધાર રાખવો પડતો હોય, અને જેમાં ધાન્ય બહુ જ પાકતું હોય તે ભાગોમાં વસતી પોતાની પ્રજા કનેથી રાજાએ, તેની શક્તિના પ્રમાણમાં ધાન્યનો ત્રીજો કે ચોથો ભાગ ઉઘરાવી લેવો. મધ્યમ અગર ઉતરતી કોટીના પ્રદેશોમાં જે લોકો રહેતા હોય તેની પાસેથી (તેણે) કશું પણ લેવું નહિ, તેમ વળી જે લોકો દુર્ગ બાંધવાના, બગીચાઓ રચવાના, ઇમારતો બાંધવાના, વેપાર અર્થે માર્ગો રચવાના, શૂન્ય સ્થાનોને વસાવવાના, ખાણ ખોદવાના, અને ઇમારતી લાકડું ઉત્પન્ન કરવાના અગર હાથીઓની વૃદ્ધિ અર્થે વનો રચવાના કામમાં ઉપયોગી થતા હોય તેવા લોકો પાસેથી પણ (રાજાએ) કાંઇ પણ લેવાનું નથી. વળી જે લોકો રાજ્યના સીમાડા ઉપર રહેતા હોય, અગર તો જેઓ અલ્પપ્રાણ (આજીવિકાનાં સાધન વિનાના) હોય તેમની પાસેથી પણ તેણે કાંઇ પણ લેવાનું નથી. તેમ વળી જે લોકો શૂન્ય સ્થાનોને વસાવતા હોય તેમને તેણે ધાન્ય, પશુ અને હિરણ્ય પણ પૂરાં પાડવાં. લોકોએ બીજ તરીકે તેમ જ ખાવાને માટે જેટલો દાણો રાખી લેવાનો હોય તેટલો દાણો બાદ કરતાં જે કાંઇ બાકી રહે તેનો ચોથો ભાગ તેણે (રાજાએ) હિરણ્ય (નાણું) આપી ખરીદી લેવો. અરણ્યવાસીઓની તેમ જ શ્રોત્રિય બ્રાહ્મણોની મિલ્કતમાંથી તેણે કાંઇ પણ લેવું નહિ; તથાપિ અનુગ્રહથી તે તેની ખરીદી કરી શકશે. આ બધા ઉપાયોથી જો ધારેલો સંગ્રહ થઈ ન શકે, તો સમાહર્તાના તાબાના નોકરોએ લોકો (ખેડૂતો)ને સમજાવીને ઊનાળુ પાક લેવડાવવો. તેમને તેમણે એવી રીતે સમજાવવા કે, જે ખેડૂતો ઊનાળુ પાક ન લેવાનો ગુન્હો કરશે તેમની પાસેથી બમણો દંડ વસુલ કરવામાં આવશે એટલું તો નહિ,

પરંતુ ચોમાસામાં (બીજકાલે તેમની જમીનોમાં) રાજાના માટે આ મારફત વાવણી કરાવી દેવામાં પણ આવશે. જ્યારે પાક તૈયાર થ અને શાક અને દાણાના રૂપમાં સાફ કરાયલ વસ્તુઓ બાદ કરતાં તે તેની લીલોતરી અને પાકેલી ચીજો હોય તેમાથી ભાગ લેવાની માગણી (સમાહર્તાના નોકરો) કરી શકશે. ગંજવધારા (જેના તેના ભાગના દાણા ઉપડી ગયા પછી જે દાણા ભૂમિ ઉપર પડયા રહે તે)માંથી તેમણે (વસુલાત કરનારાઓએ) કશું પણ લેવું નહિ; કારણ કે એનો ઉપયોગ દેવ અને પિતૃઓની પૂજા કરતી વેળા કરવાના દાનમાં અગર તો ગાયોને ખવડાવવામાં અગર તો ગામના ભિક્ષુકો તથા નોકરોને આપવામાં કરવાનો હોય છે.

જે કોઇ પોતાનું અનાજ સંતાડે (છાની રીતે ઉપાડી નાખે) તેને, તે પ્રમાણે સંતાડાયલ અનાજની કીંમતથી આઠ ગણા દંડની સજા કરવી; અને જે કોઇ અન્ય કોઇનું ધાન્ય (સસ્ય) ચોરી જાય અને તે ચોરનાર ધસમ સ્વવર્ગનો હોય, તો તેવા ચોરનારને ચોરાયલ માલનો કીંમતથી પચાસ ગણી રકમના દંડની સજા કરવી. પરંતુ (એ પ્રમાણે) ચોરનાર જો પરાયો (સ્વવર્ગ બહારનો) હોય, તો પછી તેનો વધ જ કરાવી દેવો.

રાજાના નોકરોએ, ખેડૂતોએ પેદા કરેલ ધાન્યમાંથી ચોથો ભાગ, અને વન્ય (વનમાં ઉત્પન્ન થયલ) ચીજોમાથી તેમ જ તૂલ (કપાસ), લાક્ષા (ભીણાદિ), સણ (ક્ષૌમ), ઝાડની છાલો, ઊન, રેશમ, સુગંધી વસ્તુઓ, પુષ્પ, ફળ, શાક, બળતણ, વાંસ, માંસ, અને શુષ્ક માસ વગેરે ચીજોમાથી છઠ્ઠો ભાગ ઉઘરાવી લેવો. હાથીદાંત અને પશુઓનાં ચામડાંઓમાંથી તેમણે અર્ધભાગ લેવો, અને રાજ્ય તરફથી પરવાનો મેળવ્યા સિવાય જે કોઇ માણસ જે કોઇ ચીજનું વેચાણ કરતો દેખાય તેને પહેલા પ્રકારના સાહસદંડની સજા પણ તેમણે કરવી. ખેડૂતો પાસેથી લેવાની બાબતોને લગતી વાત અહીં પૂરી થાય છે.

સોનું, રૂપું, હીરા, રત્નો, મોતી, પ્રવાલ, ઘોડા અને હાથીઃ એ સર્વના

કર રૂપે પચાશ (પણ) ભરવા પડશે. સૂતર, વસ્ત્રો, તામ્ર, ;, ચંદન, કરિયાણું અને સુરા; એ સર્વના વેપારીઓએ કર (પણ) આપવા. દાણાના, રસના, લોહના અને ગાડાંની વપાર કરનારા (શકટવ્યવહારી) વેપારીઓએ કર રૂપે ત્રીશ (પણ) ભરવા; અને કાચના વેપારીઓએ તેમ જ સુંદર કારીગરીવાળી ચીજો બનાવનારા ( મહાકારૂ ) એ વીશ વીશ ( પણ ) કર રૂપે આપવાના છે. ઉતરતી કોટીના કારીગરોએ તેમ જ વેસ્યાપોષકોએ દશદશ (પણ)નો કર દેવો. જે કોઇ શખ્સ સર્પણ (બાળવાનાં લાકડાં), વાંસડા, પત્થર, માટીનાં વાસણો, રાંધેલ અન્ન કે શાકભાજીનો વેપાર કરે તેણે પાંચ (પણ) કર ભરવો. કુશીલવો (નાટયપ્રયોગ કરનારા)એ તથા રૂપાજીવાઓ (કુટણીઓ)એ પોતપોતાની કમાણીમાંથી અર્ધભાગ (રાજાને) કર રૂપે આપવો પડશે. સોની (હિરણ્યકર)ની તમામ મિલ્કત ખાલસા કરવી, અને તે એક પણ અપરાધ કરે તો તેને જતો કરવો નહિ; કારણ કે તે પારકાનું ચોરી લઇને વેપાર કરનારો હોય છે. આ પ્રમાણે, વેપારીઓ પાસેથી લેવાના કરને લગતી વાત અહીં પૂરી થાય છે.

કૂકડાં તથા ભૂંડરા ઉછેરનારે ( રાજ્યને ) અર્ધ ભાગ આપવો, અને જે કોઇ ક્ષુદ્ર પશુને ઉછેરનાર હોય તેણે છઠ્ઠો ભાગ દેવો. ગાય, ભેંસ, ખચ્ચર, ગધેડાં અને ઊંટ પરત્વે વેપાર કરનારાઓએ ( દરેકે ) પોતપોતાના ધનનો ચોથો ભાગ ( રાજ્યને ) આપવો; અને જે લોકો વેસ્યાઓનું પોષણ કરનારા ( બંધકિપોષકો ) હોય તેમણે, રાજા તરફથી મોકલાયલ, પરમ રૂપવન્તી અને પરમ યૌવનવાળી સ્ત્રીઓની મદદથી કોશમાં ભરતી કરતાં રહેવું. આ પ્રમાણે, સ્ત્રીલિંગની મદદથી કમાણી કરનારા ( યોનિપોષકો )એ આપવાના કરની કથા પૂરી થાય છે,

આ બધા પ્રકારની ઉઘરાત એક જ વખત કરવાની છે, બે વખત નહિ જ. જો આ ઉઘરાત કરવામાં આવી ન હોય, તો પછી સમાહર્તાએ, કોઇ પણ કાર્ય કરવાનું બ્હાનું બતાવીને પણ, નગરજનો તેમજ ગ્રામજનો

પાસેથી (આ પ્રમાણે) ઉઘરાણું કરી લેવું (આ ઉઘરાણું કરવા માટે આ પ્રમાણે યુક્તિ કરવી):–થોડાક પુરૂષોને અગાઉથી સાધી લેવા, અને તેઓ (યોગ પુરૂષો) ખુલ્લી રીતે મોટી મોટી રકમોનો ફાળો આપે તેવી ગોઠવણ કરવી, અને પછી તેમનો દાખલો આપીને રાજાએ પોતાની પ્રજા પૈકીના અન્ય પુરૂષો પાસેથી ફાળે પડતી રકમ મેળવવાને તેમની કને માગણી કરવી. જે લોકો ઓછો ફાળો આપે તેમની નિન્દા જાસુસો કરતા રહે તેવી ગોઠવણ રાખવી. ધનિકોની શક્તિ જોઇને તેમની પાસેથી તેટલા પ્રમાણમાં સોનું મેળવવાની માગણી કરવી. જે લોકો હોંસથી કે પરોપકારબુદ્ધિથી પ્રેરાઇને રાજાને દ્રવ્ય આપી દે તેમને, તેમના તરફથી અપાયલ હિરણ્યના બદલા તરીકે રાજાએ પોતાના દરબારમાં બેઠકનું માન આપવું, અગર તો છત્રીનું માન આપવું, અગર તો તેમને પાઘડી બંધાવવી, અથવા તો આભૂષણોની ભેટ (પણ) કરવી.

જાદુગરના રૂપમાં ફરતા જાસુસોએ (કૃત્યકરે) પાખંડીઓના સંઘના તેમ જ દેવમંદિરના દ્રવ્યને હરી લાવવું એટલું જ નહિ, પરંતુ જે મનુષ્ય મરી ગયો હોય, અગર તો જે મનુષ્યનું ઘર બળી ગયલ હોય તે મનુષ્યનું

દેવતા આવીને વસેલ છે'—એવું જાહેર કરી દઈને તેને પવિત્ર કે પૂજ્ય ગણાવી (પણ) દેવું.

અથવા તો, શહેરમાંના કોઈ એક વૃક્ષમાં કોઈ પિશાચનો વાસો થયેલ છે, એવી વાત લોકોમાં ફેલાય એટલા માટે તેણે તેવા કોઈ વૃક્ષમાં પોતાના કોઈ ગૂઢપુરુષને ઉતારી દઈને તેની પાસે પિશાચચેષ્ટાઓ એવી રીતે કરાવવી કે, લોકો સૌ પિશાચ હોવાની વાતને માનતા થઈ જાય; અને પછી પોતાના, તપસ્વીના રૂપમાં ફરતા જાસૂસોની મારફત તે વૃક્ષમાંથી તે પિશાચને હાંકી કઢાવવા અર્થે લોકો પાસેથી સોનું કઢાવવાની તજવીજ તેણે કરવી;

અગર તો કોઈ, સુરંગવાળા કૂવામાં અનેક માથાવાળો નાગ ભરાઈ બેઠો હોય, એવો તમાશો તેણે પોતાના જાસૂસો મારફત ગોઠવાવીને તે જોવાને અર્થે લોકો હિરણ્ય ખર્ચીને આવે તેવી યુક્તિ રચવી; અગર તો એણે કોઈ એક નાગપ્રતિમામાં છિદ્ર પડાવીને તેમાં, અગર તો કોઈ એક દેવગૃહના ખૂણામાં આવેલ કાણામાં, અગર તો કોઈ રાફડામાંના દરમાં, કોઈ એક ચેતનહીન સર્પને ગોઠવાવી દેવો, અને પછી શ્રદ્ધાળુ લોકો તેનાં દર્શને આવી નાણાં મુકે તેવી ઘટના કરવી. પરંતુ જે લોકો આવી વાતમાં શ્રદ્ધા રાખનારા ન હોય તેવા લોકોની પાસે જાસૂસોએ જઈને, કોઈ રસમિશ્રિત (ચેતનહર) જળનું આચમન લેવડાવવું, અને પછી તેના પરિણામે તેઓ ભાનભૂલા થવા માંડે ત્યારે તેમને તેમણે (જાસૂસોએ) જણાવવું કે, 'તમે શ્રદ્ધા વિનાના હોઈ દેવથી શાપિત થતા હો એમ લાગે છે;' અગર તો જાસૂસોએ કોઈ અભિત્યક્ત (બહિષ્કૃત) શખ્સને સર્પ કરડાવી દેવો, અને પછી તેનું ઝેર ઉતારવાને અર્થે ઉપાયો રચવાનો ઢોંગ મચાવીને લોકો પાસેથી નાણાં કઢાવવાં, અને તે બધાં રાજાના કોશમાં મોકલી આપવાં.

અગર તો, વેપારીના વેષમાં રહેતા કોઈ ગૂઢપુરુષે અન્ય કોઈ દ્રવ્યસંપન્ન વેપારીની જોડે વેપારમાં ભાગ રાખવો અને તેની સાથે રહીને વેપાર કરવો; અને પછી જ્યારે માલનું વેચાણ કરવાથી, કે પોતાને ત્યાં અનામત રૂપે મુકાવાથી કે કોઈની પાસેથી કરજે કઢાવાયાથી પોતાના હાથમાં નાણાંની

મોટી રકમ જમા થાય, ત્યારે તેણે હાથે કરીને લૂંટાઇ જવું (અને લૂંટનાર જાસુસે, એ પ્રમાણે લૂંટાયલ દ્રવ્ય રાજાના ખજાનામાં ભરી દેવું.);

રૂપદર્શક ( સિક્કાની તપાસણી કરનારે ) તેમ જ સુવર્ણકારે પણ જે કાંઇ કરવાનું છે તે પણ, ઉપરની વાત ઉપરથી, સમજાઇ આવશે;

અગર તો, કોઇ એક જાસુસ, પોતે પ્રખ્યાત વેપારી હોય તેવો ઢોંગ કરીને સોનું, રૂપું અને બીજા પ્રકારનો માલ મોટા જથામાં બીજાઓની પાસેથી ઉધાર લે અગર સા[illegible]માં રાખે તેમ કરવું; અગર તો તે પરદેશમાંથી લવા-- વાના, વિવિધ પ્રકા[illegible] માલ ઉપર જુદી જુદી શ્રેણીઓ પાસેથી સોનું કે સોનાના સિક્કાઓ ન[illegible] તેવી ગોઠવણ કરવી; અને એ પ્રમાણે જ્યારે થઇ રહે, ત્યારે પછી તુર્ત )[illegible]ત્રિમાં તેવો જાસુસ પોતે લૂંટાઇ જાય એમ કરવું.

જાસુસણો રૂપે[illegible] વેશ્યાઓએ સાધ્વીઓ હોવાનો ઢોંગ કરીને પોતા પરત્વે રાજદ્રોહી પુરૂષોની વિષે મોહ ઉત્પન્ન કરવો, અને પછી એ પ્રમાણે મોહાંધ થયલ રાજદ્રોહી પુરૂષો, જેવા એવી એ વેશ્યાઓના ઘરમાં આવે કે તુર્ત તેમને તેમણે પકડાવી દેવા અને તેમનું સર્વસ્વ ખાલસા કરાવી દેવું. અગર જો કોઇ એક દૂષ્ય કુળમાં કલહ ઉભો થાય, તો તે તકનો લાભ લઇને, આગળથી તૈયાર રખાયલ રસદોની મારફત કોઈ એક પક્ષને ઝેર અપાવી દેવું, અને પછી બીજા પક્ષની ઉપર, તે પ્રમાણે કરવામાં આવેલ વિષપ્રયો- ગનો ગુન્હો ઢોળી પાડીને તેની તમામ મિલ્કત હરી લેવી.

કોઇ એક અભિત્યક્ત (બહિષ્કૃત) મનુષ્યે, તે પોતે કોઇ એક કુલીન પુરૂષ છે તેવો ઢોંગ કરીને કોઇ એક દૂષ્ય ( રાજદ્રોહી ) મનુષ્યની પાસે જવું, અને તેને આ પ્રમાણે કહેવું:-"મેં તારી પાસે નાણાંની અમુક મોટી રકમ અનામત મુકેલી છે તે તું મને આપી દે:" અગર તો "તારી પાસે મારૂં અમુક લેણું છે અથવા તો તને વારસામાં મળેલી મિલ્કતમાં મારો ભાગ છે, તે તું મને આપી દે:" એમ તેણે તેવા મનુષ્યને કહેવું. અગર તો એવા કોઇ અભિત્યક્ત જને તેવા કોઈ દૂષ્ય પુરૂષની ભાર્યા, પુત્રી કે પુત્રવધૂને તેની પોતાની દાસી અગર તો પોતાની પત્ની હોવાનું જાહેર કરી દેવું, અને

પછી એ પ્રમાણે દાવો રાખનાર અભિવ્યક્ત પુરૂષ કોઇ એક રાત્રિએ તેવા રાજદ્રોહીના ઘરના બારણા આગળ સૂતેલો હોય અગર તે અન્ય કોઇ સ્થળે હોય તે વખતે કોઇ એક 'તીક્ષ્ણ' કોટીના જાસુસે એને મારી નાખવો અને લોકોમા તેણે જાહેર કરવું કે-"આ કામુકનો આ પ્રમાણે ઘાત થયલો છે." આમ થાય એટલે પછી દૂષ્ય પુરૂષ વગેરે તમામની મિલ્કત (રાજાએ) ખાલસા કરી લેવી;

અગર તો કોઈ તપસ્વીના વેષમાં રહેતા જાસુસે, કોઇ એક દૂષ્ય પુરૂષે જંભકવિદ્યાથી (જાદુની મદદથી) વધારે દ્રવ્ય શી રીતે મેળવવું તે સંબંધમાં તેને માર્ગ દેખાડીને લોભાવવો, અને પછી તેણે તેવા (લોભાયલ) મનુષ્યને આ પ્રમાણે કહેવું:-"યજ્ઞનારને અક્ષય હિરણ્ય (દ્રવ્યસંપત્તિ) કે રાજદ્વારમાં સ્થાન અપાવે તેવી, અગર તો કોઈ પણ સ્ત્રીહૃદયને જિતાડી દે, શત્રુને વ્યાધિ કરી આપે, અગર તો આયુષ્યમર્યાદા વધારી દે અગર તો પુત્રપ્રાપ્તિ કરાવી આપે તેવા પ્રકારની જંભકવિદ્યાનો હું જાણકાર છું." આ પ્રમાણે કહેવાયાથી જો તે દૂષ્ય મનુષ્ય દ્રવ્યસંપત્તિ મેળવવાની ઇચ્છા પ્રગટ કરીને તે મેળવાવી આપનાર જંભકવિદ્યા સાધવાની ઇચ્છા બતાવે, તો પછી તેવા જાસુસે, કોઇ એક રાત્રિએ, જે કોઇ ચૈત્યસ્થાન (શ્મશાન) માં કોઇ એક મનુષ્ય કે બાળકના શબને હિરણ્યસહિત અગાઉથી ગુપ્ત રીતે દાટી રખાયલ હોય તેવા ચૈત્યસ્થાનને પુષ્કળ માંસ, સુરા અને સુગંધયુક્ત પદાર્થોનો બલિ આપવો, અને એમ કર્યા પછી તે પ્રમાણે સંતાડી રખાયલ ધન, પેલા દૂષ્ય પુરૂષને દેખાડીને તેને તેણે આ પ્રમાણે કહેવું:-"વધારે બલિદાન કરાય તો વધારે ધનલાભ થાય; અને તેટલા માટે આ જે ધન તમને પ્રાપ્ત થયું છે તે ધન ખર્ચી નાખીને તમે વધારે પ્રમાણમાં, બલિરૂપે આપવાની ચીજો ખરીદો." એ પછી જ્યારે (એ પ્રમાણે લોભાવાયલ) દૂષ્ય પુરૂષ, તેને પોતાને પ્રાપ્ત થયલ હિરણ્યવડે આવશ્યક સામગ્રી ખરીદવાની ક્રિયા કરે, ત્યારે તેને તેમ કરતાં જ પકડી લેવો.

(આ બધી ક્રિયા થઇ રહે) એટલામાં કોઇ એક, સ્ત્રીને પુત્રહીના

માતાનો વેષ ધરાવીને, 'પોતાનો પુત્ર મરાઇ ગયો છે' એવા પ્રકારનો પોકાર ( પણ ) કરાવી મુકવો.

જો કોઇ દૂષ્ય પુરૂષ રાત્રિના સમયે જાદુ સાધતો દેખાય, અગર તો વન વિષે જઇને યજ્ઞયાગ કરતો નજરે ચઢે, અગર તો વનક્રીડા કરતો જણાય, તો 'તીક્ષ્ણ' પ્રકારના ગૂઢપુરૂષોએ તેવા મનુષ્યને અભિત્યક્ત ગણીને મારી નાખવો, અને તેના શબને ઉપાડી જવું.

અગર તો કોઈ જાસુસે, અન્ય કોઇ દૂષ્ય પુરૂષની નોકરીમાં દાખલ થઇને, પોતાને પોતાના સ્વામી તરફથી વેતનરૂપે જે નાણાં મળે તેમાં બનાવટી રૂપૈયા ( કૂટરૂપ ) પોતે ભેળવી દેવા, અને પછી પકડાઇ જવાની યુક્તિ ( પણ ) રચી દેવી.

અગર તો, કોઇ જાસુસે સોની બનીને કોઇ એક દૂષ્ય પુરૂષના ઘરમાં કોઇ પણ પ્રકારનું સોનાકામ કરવાનું માથે લેવું, અને પછી બનાવટી સિક્કાઓ પાડવાને માટે જે બધા પ્રકારનાં ઉપકરણો જોઇએ તે બધાં તેણે તેવા (દૂષ્ય) પુરૂષના ઘરમાં એકઠાં કરી દેવાં.

ચિકિત્સક હોવાનો આડંબર કરનાર જાસુસે, જે કોઇ તનદુરસ્ત રાજદ્રોહી મનુષ્ય હોય તેને નાદુરસ્ત ઠરાવી દેવો (અને પછી તેને તેણે વિષ આપી દેવું ); અગર તો કોઇ એક જાસુસે, કોઇ એક દૂષ્ય પુરૂષની નોકરીમાં દાખલ થઇને, બીજા કોઇ એક કપટી જાસુસને પકડી તેની પાસેથી ખુલાસો મેળવવાને મિષે તેને આ પ્રમાણે પૂછવું:-"બોલ, રાજાને અભિષેક કરવામાં વપરાતી આ બધી ચીજો તેમ જ આ બધા શત્રુના કાગળો મારા સ્વામીની પાસે શી રીતે આવવા પામ્યા?" આ પ્રમાણે તેણે પૂછવું એટલું તો નહિ, પરંતુ તેણે પોતે પણ એવા દૂષ્ય મનુષ્યની વિરૂદ્ધ બાતમી દેવાને બહાર પડવું.

જે લોકો દૂષ્ય હોય અગર તો અધર્મી હોય તેવા સામે જ, પૂર્વોક્ત કોટીનાં પગલા ભરવાનાં છે; બીજાની સામે તે પ્રમાણે કરવાનું નથી જ.

જેમ કોઇ ફળવાડી વિષે ફળો જેમ જેમ પાકે તેમ તેમ એકઠાં કરાતાં જાય છે, તેવી જ રીતે રાજાએ પણ પાકકાળને અનુસરીને પોતાની મહેસુલને એકઠી કરવાની પ્રથા રાખવી. પાકકાળ આવ્યા વિના કદિ પણ ફળ કે આમ ( મહેસુલ ) મેળવવાનો પ્રયત્ન તેણે કરવો નહિ; કારણ કે એમ કરવાથી આમદાનીના મૂળનો છેદ થઇ જઇને અનેક પ્રકારના ભય ઉત્પન્ન થઇ આવે છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' દરબારીઓનાં વર્તન:'એ સંજ્ઞાવાળા પાચમા અધિકરણમાંનું, 'ખજાનામાં ભરતી કરવા વિષે'–એ નામક બીજું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૩.

### રાજ્યના નોકરોની આજીવિકા.

દુર્ગો તથા જનપદની જરૂરીઆતો વિચારીને, રાજાએ પોતાની આવકમાંથી ચોથા ભાગની રકમ નોકરોને નભાવવાના કામમાં વાપરવી; અને તેઓ બધા પોતાનાં શરીરને સુખમાં રાખી ઉત્સાહપૂર્વક પોતપોતાનું કાર્ય કરી શકે તેવા પ્રકારના તેમને તેણે લાભ પણ આપવા. ધર્મ અને અર્થના વિષયમાં તેણે ( રાજાએ ) કોઇને પીડા આપવી નહિ.

ઋત્વિજ, આચાર્ય, મંત્રી, પુરોહિત, સેનાપતિ, યુવરાજ, રાજમાતા અને રાણી (રાજમહિષી): ( એ દરેકને દર વર્ષે ) ૪૮૦૦૦ ' પણ ' તેણે દેવા. તેમને તેમના પોતાના ભરણપોષણ અર્થે આટલી રકમ મળતી રહેશે, તો પછી તેમને લલચાવાનું કે અસંતુષ્ટ થવાનું કોઇ પણ કારણ રહેશે નહિ.

દ્વારપાળ, અન્તઃપુરનો અધ્યક્ષ ( અન્તર્વંશિક ), પ્રશાસ્તા ( રાજાજ્ઞા કરનાર ), સમાહર્તા અને સન્નિધાતાઃ એ દરેકને ૨૪૦૦૦ 'પણ' આપવા. આમ થશે તો તે દરેક પોતાનું કામ બરાબર રીતે કરશે.

રાજકુમાર, કુમારમાતા, નાયક, નગરાધ્યક્ષ (પૌર), વ્યાવહારિક (કાયદા અગર વેપારખાતાનો અધ્યક્ષ), કાર્માન્તિક (કારખાનાં કામદાર), મંત્રિપરિષદના સભ્યો, રાષ્ટ્રાન્તપાલ અને અન્તપાલોઃ એ દરેકને ૧૨૦૦૦ ' પણ ' આપવા. આમ કરવાથી તે બધાય રાજાને નિમકહલાલ રહીને પ્રબળ સહાયરૂપ થઇ પડશે.

શ્રેણીમુખ્યો (લડાયક જાતિઓના નેતાઓ), હાથીખાનાના દરોગાઓ, અશ્વસેનાના ઉપરિઓ, રથખાનાના પતિઓ તેમ જ પ્રદેષ્ટાઓઃ એ દરેકને ૮૦૦૦ ' પણ ' નો પગાર આપવો; કારણ કે એટલા પગારથી તેઓ પોતપોતાના વર્ગના લોકોને પોતપોતાના અનુયાયીઓ બનાવી શકશે.

પાયદળ, હયદળ, રથદળ, હસ્તિદળના અધ્યક્ષો તેમ જ દ્રવ્ય (ઇમારતી લાકડાના) વનનાં તથા હાથીવનના રક્ષકોઃ એ દરેકને ૪૦૦૦ 'પણ'-નું વેતન આપવું.

રથિક, અનીકચિકિત્સક (લશ્કરનો વૈદ્ય), અશ્વદમક (ઘોડા કેળવનાર), સુતાર (વર્ધકિ) તેમ જ જે કોઇ મનુષ્ય યોનિપોષક (જાનવર ઉછેરનાર) હોય તે દરેકને ૨૦૦૦ 'પણ' નો પગાર દેવો.

ભવિષ્યવેત્તા, નૈમિત્તિક (શકુન-અપશકુન જોનાર), મૌહૂર્તિક (જોષી), પૌરાણિક (પુરાણ વાંચનાર), કથાકાર (સૂત), માગધ (કવિત બોલનાર), પુરોહિતના પુરુષો અને બધા પ્રકારના અધ્યક્ષોઃ એ પૈકી દરેકને એક હજાર 'પણ' આપવા.

તાલીમ પામેલા સૈનિકો, સંખ્યાયકો (હિસાબ રાખનાર—નામાવટીઆઓ), લેખકો (કારકૂનો)ઃ એ પૈકી દરેકને પાંચસો 'પણ' પગાર દેવો.

દરેક કુશીલવને અઢીસો ' પણ ' આપવા; પરંતુ તે પૈકી જે તૂર્યકર (તૂરી બજાવનાર) હોય તેને બમણો પગાર દેવાનો છે. કારૂશિલ્પી (સતારો તેમ જ કારીગરો) પૈકી દરેકને એકસો ને વીશ ' પણ ' પગાર આપવો.

ચારપગાં અને બેપગાં પ્રાણીઓને સાચવનારાઓ, પ્રકીર્ણ કામકાજ કરનાર નોકરો ( પારિકર્મિકો), ઉત્થાયિક (રાજાની હાજરબાસી કરનારા), રાજાના અંગરક્ષકો ( પાલક ), અને વિષ્ટિબંધકો ( વેઠીઆ લાવનારા ): એ પૈકી દરેકને સાઠ 'પણુ' લેખે વેતન આપવું.

રાજાની સાથે રહી રમતગમત કરનાર ( આર્યયુક્ત ), આરોહક ( હાથીના મહાવત), માણવક ( જાદુગર ), શૈલખનકો ( પાષાણ તોડનાર= ખાણિયા ), સર્વ પ્રકારના નોકરો, આચાર્યો અને વિદ્યાવન્ત મનુષ્યો: એ પૈકી પ્રત્યેકને તેની પાત્રતાના પ્રમાણમા, પાંચસોથી એક હજાર 'પણુ' સુધી 'પૂજાવેતન ( પારિતોષિક રૂપે અપાતો પગાર )' આપવું.

મધ્યમ પ્રકારનો દૂત જેટલો પ્રવાસ કરે તેટલા પ્રવાસના દરેક યોજન બદલ દશ ' પણુ ' લેખે તેને વેતન આપવાનું છે; પરંતુ જો તે દશથી માંડીને સો યોજન જેટલો પ્રવાસ કરે, તો તેને વેતન રૂપે બમણી રકમ આપવી.

રાજસૂયાદિ યજ્ઞોમાં જે કોઇ રાજાના પ્રતિનિધિ તરીકે કામ કરે તેને, તેની પોતાની યોગ્યતાના જેટલી જ યોગ્યતા ધરાવનાર અન્ય પુરુષના કરતાં ત્રણુ ગણી રકમ આપવી, અને રાજાનો જે સારથિ હોય તેને એક હજાર ' પણુ ' આપવા.

કાપટિક, ઉદ્દાસ્થિત ( ઉદાસીન વૃત્તિવાળા ), ગૃહસ્થ, વૈદેહક અને તાપસ વર્ગના જાસુસો પૈકી દરેકને એક હજાર ' પણુ ' દેવા.

ગામનોકર ( ગ્રામભૃતક ), ' તીક્ષ્ણુ ' કોટીના જાસુસો, સત્રીઓ, રસદો ( વિષપ્રયોગ કરનાર ગૂઢ પુરુષો ), તેમ જ ભિક્ષુકીના વેષમાં ફરતી બાતમીદારણો: એ પકી દરેકને પાંચસો ' પણુ ' વેતન રૂપે આપવા.

જાસુસો (ચાર)ને ફેરી લઇ જનાર ( સંચારી ) નોકરો પૈકી જે કોઇ જે પ્રકારનું કામ કરે તેને અઢીસો ' પણુ ' સુધી પગાર આપવાનો છે.

શતવર્ગના ( સો ટુકડીના ) કે સહસ્રવર્ગ (હજાર ટુકડી)ના અધ્ય-

ક્ષોએ પોતાના તાબાના માણસોનાં ભથ્થાં, પગાર, બઢતી, નીમણૂંક અને બદલી બરતરફી વગેરેને લગતાં કામો કરવાં.

રાજગૃહો, દુર્ગો તેમ જ રાષ્ટ્રની રક્ષા અર્થે નીમાયલ અમલદારોની બદલી કદિ પણ થવી ન જોઇએ. એ બધાં સ્થાનોની રક્ષા કરવાના કામ ઉપર મુખ્ય અમલદારો અનેક રાખવા, અને તેમને કાયમ પણ રાખવા.

( રાજ્ય પરત્વે ) પોતાની ફરજ બજાવતાં જે કોઇ પુરૂષનું મરણ થાય તેનાં બાઇડીછોકરાંને 'ભક્તવેતન ( પરવરીશીવાઇ )' બાંધી આપવું. મરી ગયલ નોકરોનાં બાળક, વૃદ્ધ કે વ્યાધિગ્રસ્ત સગાઓની તરફ પણ અનુગ્રહ બતાવવો. પ્રેતકાર્ય, વ્યાધિકૃત્ય તથા સૂતિકાકર્મને લગતા પ્રસંગોમાં રાજાએ, તેવા જે તે કાર્યમાં રોકાયલ જે તે નોકરને ઇનામ ( અર્થમાન ) આપવાનો રિવાજ પણ રાખવો.

રાજાની પાસે નાણાં પુષ્કળ ન હોય તેવા સમયે તેણે થોડાંક નાણાં અને તે સાથે કુપ્ય ( કાચા માલ ), પશુ કે ખેતરની બક્ષીશ કરવી. જો તેની ઇચ્છા, બધાં ગામોનો વહીવટ એક સરખો રાખવાની હોય, તો તેણે કોઇ પણ નોકરને ગામની બક્ષીસ કરવી નહિ.

આ પ્રમાણે રાજાએ પોતાના નોકરોનો નિર્વાહ કરવો એટલું તો નહિ, પરંતુ તેમના જ્ઞાનબળ તથા કર્મોનાં મૂલ્ય આંકીને તે પ્રમાણે તેમનાં ભક્તવેતનમાં વધારો કરતાં પણ રહેવું.

સાઠ ' પણ 'નો એક ' આઢક ' ગણીને, એ પ્રમાણે હિરણ્યના રૂપમાં પગાર આકારી શકાશે.

સન્ધિ દિવસ સિવાયના બીજા બધા દિવસોએ સૂર્યોદયકાળે પાયદળોને, ઘોડાઓને, રથોને તેમ જ હાથીઓને લશ્કરી તાલીમ અપાવવી, અને એ વખતે રાજાએ પોતે હાજર રહીને તેનું નિરીક્ષણ (શિલ્પદર્શન) પણ કરવું.

શસ્ત્રોને તેમ જ આવરણોને આયુધાગારમાં દાખલ કરતાં પહેલાં તેમના વિષે રાજાની મુદ્રા થયલી હોવી જોઇએ.

પરવાનો ધરાવતા ન હોય તેવા શખ્સોને શસ્ત્ર સહિત ક્યાંય પણ ફરવા દેવા નહિ.

શસ્ત્રો નાદુરસ્ત કે નષ્ટ થઇ જાય તો તેમની જેટલી કીંમત હોય તેનાથી બેવડી રકમ, તેમના દરોગાએ ભરી દેવી. જે શસ્ત્રોનો નાશ કરવામાં આવેલ હોય તેમની નોંધ રાખવી.

પરવાનો ધરાવ્યા વિના સાર્થિકો (વણજારાઓ) જો શસ્ત્ર સહિત પ્રવાસ કરતા દેખાય, તો અંતપાલોએ તેમનાં હથિયારો તથા આવરણો પડાવી લેવા.

વિજયાર્થે પ્રયાણ કરવાની ઇચ્છા રાખનાર રાજાએ પોતાના લશ્કરને કર્મ પ્રવૃત્ત રાખવું. આવા પ્રસંગોએ, વેપારીના વેષમાં રહેતા ચારોએ, ભવિષ્યમાં બેવડા પ્રમાણમા માલ પાછો આપી દેવાની સરતે તમામ પ્રકારનો માલ લાવીલાવીને લશ્કરી છાવણીઓમા પૂરો પાડવો. આ પ્રમાણે કરવાથી રાજાનો માલ વેચાઇ જવાને માટે સારી તક મળી આવશે એટલુંજ નહિ, પરંતુ જે બધો ખર્ચ વેતન રૂપે કરવામા આવેલ હશે તેનો સારો બદલો મળી રહેશે પણ ખરો.

આ પ્રમાણે જો આય અને વ્યય ઉપર બરાબર નજર રાખવામાં આવશે, તો રાજાને નાણા પ્રકરણ પરત્વે કશી પણ અડચણ કદિ પણ પડશે નહિ. આ પ્રમાણે ભક્તવેતન (પગાર) અને તેના બદલામાં કરવાની બાબતોને લગતી વાત અહીં પૂરી થાય છે.

સત્રીઓ (જાસુસો), વેશ્યાઓ, કારીગરો, કુશીલવો અને વૃદ્ધ થઇ ગયલા લશ્કરી માણસો (આયુધીયો)નાં શુદ્ધાશુદ્ધ વર્તન પરત્વે બારીક તપાસ કર્યા કરવો.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, 'દરબારીઓનાં વર્તન'. એ સંજ્ઞાવાળા પાંચમા અધિકરણમાંનું, ' રાજ્યના નોકરોની આજીવિકા' એ વિષયને લગતું ત્રીજું પ્રકરણ સમાપ્ત થાય છે.)

---

# પ્રકરણ ૪.

—:o:—

## પાસવાનનાં વર્તન.

જે કોઇ મનુષ્ય દુનિયાંદારીનો અનુભવ ધરાવતો (લોકયાત્રાવિદ્) હોય તેણે પોતાના કોઇ હિતસ્વી પ્રિયજનની મારફત, આત્મદ્રવ્યપ્રકૃતિસંપન્ન રાજાનો આશ્રય શોધવો. "હું પોતે, જેમ કોઇ એક આશ્રયદાતા (રાજા)ની ગોતમા છું, તેમ અમુક આ (રાજા) ગુણયુક્ત હોઇ, સારી સલાહ મેળવવાને માટે વલણ ધરાવનારો પણ છે": એમ તેવાએ ( આશ્રય મેળવવાની ઇચ્છા ધરાવનારા મનુષ્યે) વિચારવું. રાજા દ્રવ્યહીન (નિર્ધન) તેમ જ પ્રકૃતિહીન (રાજત્વને ઉચિત એવા ગુણ વિનાનો) હોય તોપણ, તેવા રાજાનો આશ્રય તેણે મેળવવો; પરંતુ (જે રાજા) અનાત્મસંપન્ન (દુરાચારવાળો) હોય તેને પડખે તેણે કદિ પણ ચઢવું નહિ. જે રાજા અનાત્મસંપન્ન હોય છે તે રાજાને નીતિશાસ્ત્ર પ્રતિ દ્વેષ હોય છે અગર તો તે અનર્થકારક સંયોગોમા સપડાયલો હોય છે, અને તેથી કરીને તેને પોતાને મોટું ઐશ્વર્ય પ્રાપ્ત થયલું હોય છે તોપણ તે તેનો નિર્વાહ કરી શકતો નથી.

(એ પ્રમાણે,) એવા (કોઇ) આત્મવાન્ (રાજા)ની પાસે જવાનો યોગ થઇ આવે, એટલે પછી એણે (અનુજીવીએ) રાજાને (નીતિ)શાસ્ત્રનું જ્ઞાન આપવા માંડવું. આમ કરવામાં રાજા તરફથી જો કોઇ પણ પ્રકારનો વિરોધ (વિસંવાદ) બતાવવામાં ન આવે, તો ( તેણે જાણવું કે ) પોતે હવે પોતાની સ્થિતિ (સ્થાન) માથી ડગી શકે તેમ નથી. ચાલુ કે ભવિષ્યમાં કરવાની વાત પરત્વે જો તેનો (પાસવાનનો) અભિપ્રાય પૂછવામાં આવે, તો તેવા પ્રસંગમાં તેણે (મન્ત્રિ)પરિષદ્ તરફથી કરાતા વિરોધથી જરા પણ ડર્યા વિના પોતાનો અભિપ્રાય ધર્મ તથા અર્થને બંધબેસતો થાય તેવી રીતે હિમ્મતથી અને કુશળતાથી આપવામાં પાછી પાની ન કરવી. જો તેને કહેવામાં આવે તો તેણે ધર્મ તથા અર્થને લગતા મુદ્દાઓ પરત્વે (રાજાને) આ પ્રમાણે કહેવું:-"નઠારા લોકો એક થઈ જઇને પ્રબળ થઇ બેસે તેવા

પ્રસંગે બળ વાપરવામાં (રાજાએ) લેશ પણ વિલંબ ન કરવોઃ એ સૂત્રને અનુસરીને, એવા દુષ્ટ લોકોની એકતાને તારે બળ વાપરીને પણ તોડી પાડવી; મારા તરફથી (તુંને) પ્રાપ્ત થતી સલાહ, વૃત્તિ તથા ગૂઢ વાતને તારે તિરસ્કારી કાઢવી નહિ; અને તું જ્યારે સ્વેચ્છાએ અગર તો ક્રોધાવેશમાં આવી જઇને સજા કરતો હોઇશ ત્યારે હું તુંને, તેવી સજા કોઇને ન કરવાને માટે ધ્રુવાસ્તવ્યા રોકીશ પણ ખરો."

આવા પ્રકારની સમજુતી રાજા સાથે કરીને, (હરકોઇ અનુજીવી થનાર મનુષ્યે), પોતાને જે કામ ઉપર નીમવામાં આવે તે કામ તેણે સંભાળી લેવું. તેણે રાજાના પડખામાં પણ પાસે પોતાની બેઠક રાખવી; તથાપિ બીજા પાસવાન (અનુજીવી)ના આસનથી તેણે પોતાનું આસન દૂર રાખવું. પરિષદ્‌ના કોઇ પણ સભ્યના મત વિરુદ્ધ તેણે (અનુજીવીએ) લુચ્ચાઇ ભરેલું કથન ન કરવું; અવિશ્વસનીય અગર તો જૂઠાં વચન તેણે ન કાઢવાં; તેમ હસી નાખવાનું કારણ ન હોય તેવે પ્રસંગે તેણે મોટેથી હસવું નહિ એટલું જ નહિ, પણ હો હો મચાવી તેણે થૂ થૂ કરવાનું પણ નથી. વળી તેણે બીજાની સાથે ગુપ્ત ગોષ્ટી કરવી નહિ, તેમ મંત્રીસભાના સભ્યો સાથે વાતચીત પણ ન ચલાવવી ;એટલું તો નહિ, પરંતુ રાજાનો વેષ ધારણ કરીને લોક સમક્ષ દેખાવું પણ નહિ, તેમ ઉદ્ધતાઇ કે બેવકૂફાઇ પ્રદર્શિત પણ ન કરવી. વળી રત્નો કે બઢતી મેળવવાને માગણી પણ તેણે ન કરવી; (કોઇ સામે) તેણે એક આંખે જોવું નહિ કે હોઠ પીસવા નહિ કે ભવા ચઢાવવાં (પણ) નહિ. રાજા બોલતો હોય ત્યારે તેણે વચમાં બોલવું નહિ; પ્રબળ મનુષ્યોની ટોળી સામે શત્રુતા ન કરવી; તેમ તેણે સ્ત્રીઓ, સ્ત્રીદર્શીઓ, સામાન્તોના દૂતો, શત્રુઓ, દ્વેષયુક્ત પક્ષો, નોકરીમાંથી બરતરફ કરાયલા નોકરો અને દુષ્ટ લોકોઃ એ સર્વનો સંસર્ગ પણ ન રાખતાં એક જ વિષયને દુરાગ્રહથી વળગી ન રહેવું એટલું જ નહિ, પરન્તુ મનુષ્યો (કોઇ એક હેતુની સિદ્ધિ અર્થે) એકસંપી કરતા હોય તો તેમનાથી તેણે દૂર પણ રહેવાનું છે.

યોગ્ય અવસર ગુમાવ્યા સિવાય તેણે રાજાના હિતની જે વાત હોય તે તેને કહી દેવી; પોતાના સ્વાર્થને લગતી વાત હોય તો તે તેણે, પોતાના હિતસ્વી મિત્રો હાજર હોય તે વખતે કરવી; અને જો પારકાના હિતને લગતી વાત હોય તો તેણે, ધર્મ તથા અર્થના સિદ્ધાંતોને લક્ષ્યમા રાખીને, યોગ્ય સમયે અને યોગ્ય સ્થાને તે (રાજાની આગળ) મુકી (પણ) દેવી.

જ્યારે તેને પોતાને પૂછવામા આવે ત્યારે તેણે, જે કાંઇ હિતકારક હોય તે પ્રિય શબ્દોમા (રાજાને) જણાવી દેવું; પણ જે કાંઇ અહિતકારક તથાપિ પ્રિય લાગે તેવું હોય તે તો કહેવું જ નહિ; અને જો રાજા સાભળવાને તૈયાર હોય, તો પછી અપ્રિય લાગે તેવું તથાપિ હિતકારક જે કાઇ પોતાને લાગે તે તેણે રાજાને ગુપ્ત રીતે પણ કહી દેવાનું છે.

જો ઠીક લાગે તો તેણે મૂંગા રહેવુ, પરંતુ જે કાઇ દ્વેષજનક હોય તે કદિ પણ બોલી બતાવવું નહિ. રાજાને જે કોઇ બાબત વિષે તિરસ્કાર હોય તે બાબત પરત્વે શબ્દોચ્ચાર નહિ કરવાથી અનિષ્ટ મનુષ્યો દક્ષમાં ગણાઇ જાય છે એટલું તો નહિ, પરંતુ અનર્થકારક બાબતો જ્યારે રાજાને પ્રિય લાગતી દેખાય છે, ત્યારે તેવી બાબતોના ફળ વિષે લેશ પણ દરકાર રાખ્યા વિના તેવા લોકો તેની (રાજાની) ઇચ્છાને જ અનુવર્તીને રહેશે.

કોઇનો પરિહાસ કરતાં હસવું આવે, તો તેવા પ્રસંગમા તેણે પોતે ખડખડાટ હસવું ન જોઇએ; બીજા ભણી ખોટા આક્ષેપો તેણે ન કરવા, તેમ બીજાના હેતુઓ અનિષ્ટ હોવાની વાત પણ ન કરવી. પોતાનું કોઇએ બૂરું કર્યું હોય તો તે બદલ તેને તેણે માફી આપવી, અને પૃથ્વીની પેઠે તેણે પોતે ક્ષમાવૃત્તિ ધારણ કરીને (પણ) રહેવું.

ડાહ્યા માણસે હંમેશા આત્મરક્ષાનો પ્રથમ વિચાર કરવો; કારણ કે રાજાના આશ્રયે રહેતા મનુષ્ય (રાજોપજીવી)ની જીંદગીને, અગ્નિથી ઘેરાયલ જીંદગી સમાન જ ગણવામાં આવે છે. અગ્નિથી કા તો આખું શરીર અગર તો તેનું કોઇ એક અંગ બળશે; પરંતુ રાજા ધારે તો, તે

પોતાના નોકરોના બાઇડાછોકરાં સુદ્ધાંત આખા ય કુટુંબનો નાશ અગર પ્રકર્ષ પણ કરી શકશે.

( આ પ્રમાણે, કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, ' દરબારીઓનાં વર્તન ': એ સંજ્ઞાવાળા પાંચમા અધિકરણમાનું, ' પાસવાન (અનુજીવી) નાં વર્તન '–એ નામનું ચોથું પ્રકરણ પૂરું થાય છે. )

## પ્રકરણ ૫.

### સમયાચાર=સમય વિચારીને કામ કરવા સંબંધી.

જ્યારે કોઇ પણ દરબારીને કોઇ પણ કામ ઉપર નિયોજવામાં આવે, ત્યારે તેણે બધાય પ્રકારના ખર્ચને બાદ કરતા જેટલી શેષ ઉપજ ચોખ્ખી રીતે રહે તે બતાવવી. કાર્ય આભ્યંતરિક કોટીનું કે બાહ્ય કોટીનું હોય, ગુપ્ત હોય કે ઉઘાડું હોય, અગર તો આત્યયિક ( મોટા ખર્ચવાળું ) કે ઉપેક્ષિતવ્ય (ક્ષુદ્ર પ્રકારનુ) હોય, તોપણ તેણે તે કાર્યનું–'આનું આ મુજબ' એમ વિસ્તારપૂર્વક વર્ણન કરી દેવાનું છે. રાજા શિકારમા જાય કે દ્યૂત રમે, કે મદ્યપાન કરવામા પ્રવૃત્ત થાય, અગર તો સ્ત્રીઓ સાથે વિહાર કરે તોપણ તેણે (પાસવાને) તેની સાથે ને સાથે રહેવું, અને એ પ્રમાણે તેને અનુસરીને તેણે તેને, પ્રશંસાત્મક વચનો વદીને પણ અનર્થકારક પ્રસંગો (વ્યસનો)-માં જઇ પડતાં અટકાવવાનો પ્રયત્ન કરવો એટલું તો નહિ, પરંતુ શત્રુઓ તરફથી રચાતા પ્રપંચો ( ઉપજાપ ), અતિસંધાનો અને ઉપાધિઓમાંથી તેને તેણે ઉગારી લેવાનો પણ છે. આ ઉપરાંત તેણે રાજાના ઇંગિતાકાર ઉપરથી પણ તેના ભાવ સમજી લેવાનો પ્રયાસ કરવો; કારણ કે તેના ઇંગિતાકાર દ્વારા તેના પરત્વે દેખાતી કામ, દ્વેષ, હર્ષ, દૈન્ય, વ્યવસાય, તથા ભયની લાગણીઓ તથા તે સર્વથી વિરુદ્ધ લાગણીઓના દ્વંદ્વો ઉપરથી કોઇ રીતે પોતાના મનમાં ઉઠતી પરસ્પર વિરુદ્ધ ભાવનાઓને અંતે કોઇપણ એક નિશ્ચય ઉપર આવવાને તે મથતો હોય એમ સમજાઇ આવશે. પોતાના

દરબારીથી રાજા પોતે તુષ્ટ હશે, તો તેની ચેષ્ટા આ પ્રમાણે (પણ) હશેઃ—

"જો તે કોઇ વ્યક્તિમાં ડહાપણ (પ્રજ્ઞા) દેખશે તો તે પ્રસન્ન દેખાશે; તે (તેવા બીજાનાં) વચનો સાંભળશે; તેને (દરબારીને) આસન આપશે; તેને તે એકાંતમાં મળશે; શંકાસ્થાનમાં પણ તે તેના પરત્વે શંકાશીલ નહિ થાય; વાતચીતમાં તે આનંદિત દેખાશે; સ્મરણ કરાવાયું નહિ હોય તો પણ તે પોતાની મેળે (બધું) જોવાતપાસવા માંડશે; યથાર્થ રીતે જે જે કાંઇ (તેને) કહેવામાં આવશે (પથ્યમુક્તમ્) તે તે સહી લેશે; હસતે મુખે તે આજ્ઞા આપશે; તે (રાજા) પોતાના હાથ વડે તેને સ્પર્શ કરશે; શ્લાઘ્ય બાબતને તે હસી નાખશે નહિ; પાછળથી તે વખાણ કરશે; જમતાં જમતાં તે પોતાના પાસવાનને યાદ કરશે; પોતાના તેવા દરબારીને સાથે રાખીને તે રમતગમત આદરશે; વિપત્તિકાલે તે તેની સલાહ લેશે; એવા દરબારીના અનુયાયીઓ (ભકતો)ને સન્માનશે; તેની (પાસવાનની) પાસે પોતાની ગુપ્ત વાત તે (રાજા) કહેશે; તેના માનમાં તે વધારો કર્યા કરશે; તેને ધન આપશે; અને તેની મુશ્કેલીઓને તે દૂર (પણ) કરશે."

પૂર્વોક્ત રીતિથી ઉલટી રીતિનું વર્તન જો રાજા રાખે, તો જાણવું કે, તે અતુષ્ટ થયલો છે. તથાપિ સ્પષ્ટતાની ખાતર, આપણે, તેની અતુષ્ટતા બતાવનાર બાબતોનું, આ નીચે વર્ણન કરશુંઃ—

"(દરબારીને) દેખીને તે (રાજા) કુપિત થઇ જાય છે; તે કા તો તેનાં વચનો સાંભળવાને ના પડે છે, અગર તો સાંભળવાનો પ્રસંગ જ દૂર રાખે છે; તેને આસન આપવાની કે તેને મળવાની તેને વૃત્તિ થતી નથી. તેની (દરબારી) સાથે વાતચીત કરતાં તેના શબ્દો (વર્ણ)માં તથા સ્વર (ઉચ્ચાર)માં ફેર પડે છે; તે (રાજા) એક આંખે જોવા લાગે છે, ભ્રુકુટિ ચઢાવે છે કે ઓઠ કરડે છે; તેને પરસેવો છૂટે છે; તેને શ્વાસ ભરાઇ આવે છે; વિના કારણ તે હસવા મંડે છે; તે પોતાના મન સાથે વાત કરવા (બડબડવા) લાગે છે; પોતાના શરીરને તે અકસ્માત્ મરડે છે; બીજાના શરીરને સ્પર્શ કરે છે; અન્યને ઉપદ્રવ કરે છે; દરબારીનાં વિદ્યા, વર્ણ તથા

દેશને તે કુત્સિત ગણે છે; સમાન દોષવાળા દરબારીની તે નિન્દા કરે છે; એનાથી ઉલટા દોષવાળા દરબારીને તે નિન્દે છે; તેના વિરોધીની તે સ્તુતિ કરે છે; તેના સત્કર્મને લક્ષ્યમા નહિ લેતા તેનાં દુષ્કૃત્યોને તે ગણાવે છે; જે કોઇ પોતાના કાર્યાલયમા પ્રવેશ કરે તે તરફ તે ધ્યાન આપે છે; તે અતિત્યાગ ( વધારે પડતું દાન ) કરે છે, મિથ્યાવચન ( જૂઠું ) બોલે છે, અને પોતાની મુલાકાતે આવતા મનુષ્યો પરત્વે તે પોતાના હાવભાવમાં ફેર પાડે છે." વળી દરબારીએ મનુષ્ય સિવાયના અન્ય પ્રાણીઓમાં થતા વૃત્તિવિકારોની પણ નિરીક્ષા કરવી ( એ પણ ઇષ્ટ છે ).

* કાત્યાયનના કહેવા પ્રમાણે, "રાજા મુકતહસ્તે મહેરબાનીઓ વરસાવનાર છે."

* કણિંક ભારદ્વાજ કહે છે કે:—"ક્રૌંચ ( પક્ષી ) જમણી બાજુએથી ડાબી બાજુએ ઉડીને જાય છે"

* દીર્ઘશ્ચારાયણના મત પ્રમાણે, રાજા તો માત્ર "તૃણ" બરાબર છે.

* ઘોટમુખનું કહેવું એવું છે કે, તે ( રાજા ) તો "શીત શાટી ( ભીંના વસ્ત્ર ) જેવો ગણાય."

* કિંજલ્કના અભિપ્રાય મુજબ તો, એ માત્ર પોતાના જ ઉપર "પાણી રેડતા હાથી રૂપ (સ્વાર્થ સાધક) છે."

* પિશુનનું કહેવું એવું થાય છે કે, તેને ( રાજાને ) એક "રથાશ્વ ( રથના ઘોડા )" રૂપ જ ગણવો.

* પિશુનપુત્ર આ બાબતમાં આ પ્રમાણે કહે છે:—"જ્યારે તેના સામાવળીઆ તરફ પસંદગી દેખાડવામા આવે છે, ત્યારે તેને દુઃખ થાય (એવો તે દ્વેષી હોય) છે."

* આ સાવ વાક્યોના અર્થ સુસ્પષ્ટ દેખાતા નથી, તથાપિ તે ગુહ્યાર્થ કોઈ વિચારણીય તો છે જ.

રાજા, ધન તથા માન આપતો બંધ પડે ત્યારે તેનો પરિત્યાગ કરી 'વો; અગર તો પોતાના સ્વામીનું શીલ વિચારીને અથવા તો પોતાના 'ષ ઓળખી લઇને તેણે ( દરબારીએ ) પોતાની ખોડ સુધારી લેવી; અગર તો તેણે, રાજાના કોઇ ઇષ્ટ મિત્રનો આશ્રય મેળવી લેવો.

એ પ્રમાણે રાજાના કોઇ મિત્ર સાથે રહીને દરબારીએ પોતાના મિત્રો મારફત, પોતાના સ્વામી ( રાજા )ના દોષોને દૂર કરવાનો પ્રયત્ન કરવો; અને પછી, રાજા જીવતો હોય કે મરી ગયો હોય, તો પણ તેણે પોતાની મૂળ સ્થિતિ પુનઃ પ્રાપ્ત કરી લેવી.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના, 'દરબારીઓના વર્તન' એ સંજ્ઞાવાળા પાચમા અધિકરણમાનું, 'સમયાચાર 'વિષયક પાચમું પ્રકરણ પૂરૂં થાય છે.)

---

## પ્રકરણ ૬.

### રાજ્યને મજબૂત કરવા તથા એકૈશ્વરતા વિષે.

રાજ્યવ્યસન દૂર કરવાને માટે અમાત્યે, આ પ્રમાણે પગલા ભરવા.—રાજા મરી જશે એવો ભય ઉત્પન્ન થાય તે પૂર્વે, તેણે ( અમાત્યે ) પોતાના મિત્રો તથા અનુયાયીઓને સાધી લઇને, રાજાની મુલાકાતે આવનાર ઇસમોને, માસ બે માસને અંતરે એક વાર રાજાને મળવા દેવા, અને તે પ્રમાણે કરવામા આવેલ બંદોબસ્તના કારણમા તેણે ( તેમને ), એમ (પણ) જણાવવું કે, 'દેશ ઉપર આવી પડેલ પીડા દૂર કરવામા, અગર તો અમિત્રોનો ધ્વંસ કરવામાં, અથવા તો પોતાનું આયુષ્ય લંબાવવામા અગર તો પોતાને માટે પુત્ર ઉત્પન્ન કરવામા ઉપકારક થઇ પડે તેના કર્મ કરવામા રાજા પોતે રોકાયલો છે.'

**સમયને** અનુસરીને (અનુરૂપવેલાએ) તેણે કૃત્રિમ રાજાનુંદર્શન લોકોને કરાવવું એટલુ જ નહિ, પરંતુ મિત્રરાજા કે શત્રુરાજા તરફથી જો દૂતો આવે,

તો તેમને પણ તેણે તેવો ખોટકલો રાજા બતાવવો; (પરંતુ આવા પ્રસંગમાં) એ કૃત્રિમ રાજા તરફથી, આવેલાની સાથે બધી વાતચીત અમાત્યે પોતે જ કરવી. વળી દ્વારપાળ અને અંતઃપુરના અધ્યક્ષની મારફત પોતે રાજા કનેથી આજ્ઞાઓ મેળવતો હોય, એવો ઢોંગ પણ તે અમાત્યે મચાવવો પણ ખરો. દુષ્ટ કૃત્ય કરનારા તરફ કૃપા કે કોપ બતાવવાની જરૂર જણાય, તો તેનું પ્રદર્શન (પણ) તેણે પરોક્ષ રીતે જ કરાવવું.

કોશ તથા લશ્કરને, બે આપ્ત પુરુષોની દેખરેખ નીચે એક જ સ્થાનમાં, દુર્ગની અંદર અગર તો રાજ્યના સીમાભાગ ઉપર રાખી દેવાં.

કોઇ દુર્ગ અગર જંગલી પ્રદેશ જેના હવાલામાં રખાયલ હોય તેવા જે કોઈ મુખ્યે પોતાનો પક્ષ પ્રબલ કરીને (રાજા સામે) શત્રુતા જાહેર કરી દીધી હોય તેને પકડવાના કામમાં તેણે ( અમાત્યે ) (રાજાના) પિત્રાઇઓ, કુમારો તથા રાજકુળના અન્ય મુખ્યોને રોકી દેવા; અગર તો તેવા ( રાજસંબંધીઓ )ને કાં તો મુશ્કેલી ભરેલ ચઢાઇ (યાત્રા )એ અગર તો રાજાના કોઇ મિત્રકુળની મુલાકાતે મોકલી આપવા ( કે જેથી કરીને તેઓ રાજાની અશક્તિનો લાભ લેવાના પ્રયાસમાં પડી શકે નહિ.).

આસપાસના રાજાઓ ( સામન્તો )માંથી જે કોઇ તરફથી ચઢાઇ થઇ આવવાનો ભય રહેતો હોય તેને, કોઇ ઉત્સવ કે વિવાહમાં ભાગ લેવાને, અગર તો હાથી પકડવાને કે ઘોડા ખરીદવાને, અથવા તો માલ ખરીદવાને કે તેને પોતાને આપવામાં આવેલ થોડીઘણી ભૂમિને સંભાળી લેવાને બ્હાને તેણે ( અમાત્યે પોતાના સ્વામીના રાજ્યમાં પધારવાનું ) આમંત્રણ આપવું, અને ( પછી જ્યારે તે તે પ્રમાણે છેતરાઇને આવે ત્યારે ) તેને પકડીને કેદ કરી લેવો; અગર તો એવા કોઇ શત્રુની સાથે અદૂષ્ય ( અનિંદ્ય ) સંધિ કરી લેવામાં આવે ત્યાં સુધી તેને, પોતાના કોઇ મિત્ર(રાજા) ની મદદથી ખાળી (પણ) રખાવવો; અગર તો તેની અને જંગલી લોકોની કે તેના શત્રુઓની વચ્ચે વૈર બંધાઇ જાય તેવી તજવીજ (અમાત્યે) ગોઠવણ કરવી; અગર તો એવા કોઇ અમિત્ર રાજાના જે કોઈ,

પાસેના સગાને કેદ રાખી મુકેલ હોય તેને ( તેવા અમિત્ર રાજાના રાજ્ય-માંથી ) અમુક ભૂમિભાગ આપવાની લાલચ દેખાડીને તેને તેની સામે મોકલી (પણ) આપવો;

અગર તો અમીરઉમરાવો ( મુખ્યો )ની તથા રાજકુટુંબના કુમારોની મદદ મેળવીને તેણે ( અમાત્યે કોઇ એક રાજકુમારને ) યુવરાજ તરીકે અભિષેક કરી દેવો અને પ્રજાને તેના દર્શન કરાવવાં; અગર તો, આ અધિકરણના પહેલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે રાજ્યકંટકોને દૂર કરી દઇને તેણે ( અમાત્યે ) પોતે ( રાજા વતી ) રાજ્યને લગતાં બધાં કામો કરવા–કરાવવાનું ચાલુ રાખવું;

અગર જો આસપાસના સામંતોમાંનો કોઇ મુખ્ય ભય ઉત્પન્ન કરતો દેખાય, તો અમાત્યે તેને આ શબ્દોમાં આમંત્રણ આપીને લલચાવવોઃ– “ આપ અહીં પધારો, હું આપને રાજા બનાવીશ; ” અને પછી, જ્યારે તે ( એ પ્રમાણે લોભાઇને) આવે, ત્યારે તેનો વધ કરી નાખવો, અગર તો વિપત્તિને વિદારી નાખે એવા ઉપાયો રચીને તેને તેણે અશક્ત બનાવી દેવો.

અગર તો, ધીમે ધીમે બધો રાજ્યભાર યુવરાજ ઉપર નાખી દીધા બાદ તેણે ( અમાત્યે ) રાજવ્યસન ( રાજા પરત્વે જે કાઇ અનિષ્ટ થઇ આવ્યું હોય તે )ને ખુલ્લું પાડી દેવું.

જો શત્રુના રાજ્ય (પરભૂમિ) વિષે રાજા સંકટગ્રસ્ત થઇ પડે, તો એવા વ્યસનગ્રસ્ત રાજાના કોઇ મિત્રને અમિત્રરૂપે ઉભો કરી, તેની અને પેલા શત્રુરાજાની વચ્ચે સંધિ કરાવી દેવી, અને પછી ( તેવા વ્યસનગ્રસ્ત રાજાના ) અમાત્યે ( એ પરભૂમિમાથી ) ખસી જવું ( પોતાના રાજ્યમાં ચાલ્યાં આવવું ); અગર તો પાડોસના રાજાઓ પૈકી કોઇ એકને ( એવા વ્યસનગ્રસ્ત રાજાના ) દુર્ગમાં રાજપદે સ્થાપી દેવો; અગર તો કોઇ એકને યુવરાજ બનાવીને તેવા શત્રુરાજા ઉપર ચઢાઇ કરાવવી; અને જો શત્રુ તરફથી હુમલો કરવામાં આવે, તો પછી તે પ્રમાણે આવી પડેલ ભયનો

પ્રતીકાર તેણે, અન્ય સ્થળે બતાવવામાં આવેલ છે તે વિધિએ કરવાનો છે. " અમાત્યે પોતે, આ પ્રમાણે, એકેશ્વરતા ધારણ કરી લેવી," એમ (મારું) કૌટિલીયનું કહેવું છે.

( પરંતુ ) ભારદ્વાજ કહે છેઃ–" ના, એમ નહિ. રાજા મૃત્યુશય્યા ઉપર હોય તે સમયે રાજકુમારોમાં તેમ જ રાજકુળના અન્ય મુખ્યોમાં, અમાત્ય, પરસ્પર કલહ કરાવી શકે, તેમ તેમને બીજા મુખ્યોની સામે ઉશ્કેરી પણ મુકે ( એમાં બાધ નથી ). રાજ્ય ઉપર જે કોઈ આક્રમણ કરે, તેને બંડખોર અગર પ્રજાપીડક ઠરાવીને મારી નાખી પણ શકાય; અગર રાજકુળમાંના મુખ્ય બંડખોરોને, તેમનો ગુપ્ત રીતે ઘાત કરાવીને અંકુશ નીચે લાવી મુકયા બાદ અમાત્ય પોતે રાજ્યનો કબ્જો લઇ પણ શકે; કારણ કે રાજ્યને અર્થે જ પિતા પુત્રોનો અને પુત્રો પિતાનો દ્વેષ કરનાર હોય છે. આમ હોઇને, અમાત્ય કે જે રાજ્યનો મુખ્ય સ્થંભ છે તે પોતે ( આ બાબતમાં અપવાદ રૂપ શી રીતે રહી શકે ) ? આ કારણથી, જે કાંઇ પોતાના હાથમાં એની મેળે આવી પડયું હોય તેને તેણે જતું કરવું નહિ; કારણ કે, લોકોમાં કહેવાય છે તે પ્રમાણે, કોઇ એક પુરૂષને, જો કોઇ એક સ્ત્રી સ્વેચ્છાથી ચાહતી હોય અને તેને જો તરછોડી દેવામાં આવે છે, તો પછી તે પ્રમાણે ત્યજાયલી સ્ત્રી તે પુરૂષને શાપ આપ્યા વિના રહેતી પણ નથી જ. લાગ મળવાની વાટ જોઇ બેસનાર મનુષ્યને લાગ એક જ વાર મળી આવે છે; અને ( તે વખતે તે જો તેનો લાભ લેતાં ચુકે છે તો પછી ) તેને પોતાના કાર્યને સાધવા માટે જો પાછળથી ઇચ્છા થશે, તોપણ તેવી તક ફરીથી તેને પ્રાપ્ત થવાની નહિ જ."

પરંતુ આ બાબતમાં કૌટિલ્યનું કહેવું આ પ્રમાણે છેઃ–જે કામ કરવાથી પ્રકૃતિકોપ (પ્રજાકોપ) થઇ આવે તે કામ કરવું, એ એક પ્રકારનો અધર્મ છે, તેમ તે સર્વમાન્ય રીતિ પણ નથી જ; અને એટલા માટે એણે ( અમાત્યે ) આત્મસંપત્તિવાળા રાજપુત્રને રાજ્યાસને બેસાડી દેવો ( એ ઇષ્ટ છે).

આત્મસંપત્તિવાળો રાજપુત્ર ન હોય, તો પછી તેણે કોઇ દુર્બુદ્ધિવાળ કુમારને, અગર તો રાજકન્યાને કે ગર્ભવતી રાણીને આગળ આણીને મહા માત્રોને આ પ્રમાણે કહેવું:-" આ તમારો નિક્ષેપ છે; આ છોકરાના પિતા તરફ તથા તમારા પોતાના સત્ત્વ અને વંશ તરફ નજર કરી જુવો; આ છોકરો એક ધ્વજ માત્ર છે, અને તમે પોતે માલીક છો; કહો, મારે શું કરવું ?"

આ પ્રમાણે તે કહેતો હોય, ત્યારે બીજા જે મનુષ્યોને તેણે પોતે (અમાત્યે) પોતાના વિશ્વાસમાં લઇ રાખ્યા હોય તેમણે આ પ્રમાણે તેને જવાબ આપવો:-" તમારા જેવા અગ્રગણ્ય પુરૂષ સિવાય અન્ય કયો જન, રાજાની ચાતુર્વર્ણ્ય પ્રજાની રક્ષા કરવાને સમર્થ છે? " આમ થશે એટલે બીજા અમાત્યો પણ તે વાત કબૂલ રાખી દેશે: અને એમ થાય એટલે તેણે કોઇ કુમાર કે રાજકન્યા કે ગર્ભિણી રાણીને ગાદીએ બેસાડી દઇને તેનું દર્શન, બંધુસંબંધીઓને તેમ જ મિત્રરાજાઓ કે શત્રુરાજાઓ તરફથી આવતા દૂતોને પણ કરાવી દેવું. (પછી) અમાત્યોના તથા લશ્કરી અમલદારોના પગાર (ભક્તવેતન)માં તેણે વધારો કરી આપવો, અને તે સાથે તેમને-'આ છોકરો મોટો થશે ત્યારે તે આથી પણ વધારે પગાર કરી આપશે'-એવું વચન પણ તેણે આપી દેવું. એ જ પ્રમાણે તેણે દુર્ગના તેમ જ રાષ્ટ્રના મુખ્યોને તથા મિત્રપક્ષને તથા શત્રુપક્ષને પણ આશાઓ આપવી; અને (આટલું કર્યાં પછી) તેણે એ કુમારને કેળવણી આપવાનો પ્રયાસ શરૂ કરી દેવો;

અગરતો, રાજકન્યાને પેટે, સમાનજાતિના પુરૂષથી ઉત્પન્ન કરાયલ અપત્યને તેણે ગાદીનશીન કરી દેવું

(એવા બાલરાજાની) માતાના મનમાં કોઇ પણ પ્રકારનો ક્ષોભ-ભય ઉભો ન થાય એટલા સારૂ તેણે (અમાત્યે) એ (બાલરાજા) ના જ્ઞાતિના, પણ અલ્પ સત્ત્વવાળા અને સુદર આકૃતિવાળા કોઇ પુરૂષને, એ (કુમાર)ના પ્રતિનિધિ રૂપે ગોઠવી દેવો. વળી એણે એ રાજકન્યાની

યથાર્થ રીતે રક્ષા કરવી; અને તેણે પોતે ઉત્કૃષ્ટ કોઈના કોઇ પણ ઉપભોગ પોતાને અર્થે યોજવા પણ નહિ. (તથાપ) રાજાને યાન, વાહન, આભરણ, વસ્ત્ર, અને મહાલય વગેરે તે પૂરાં પાડી શકશે.

આ કુમાર જ્યારે લાયક ઉમ્મરનો થાય, ત્યારે તેણે (અમાત્યે) પોતે, પોતાને મગજમારીવાળા કામમાંથી મુક્ત કરવાને માટે તેની (કુમારની) પાસે યાચના કરવી. જો રાજા અતુષ્ય જણાય તો તેને તેણે છોડી (પણ) દેવો.

જો તે (અમાત્ય) પોતે પોતાની કામગીરીથી કંટાળી ગયો હોય, તો પ્રથમ તો તેણે પોતે રાજકુમારની રક્ષાર્થે જે જે ઉપાય રચેલ હોય અને જે જે મનુષ્યને ( તે સંબંધમા ) નિયુક્ત કરેલ હોય તે તમામની માહિતી રાજમાતાને આપી દેવી, અને પછી તેણે કાં તો અરણ્યવાસ સ્વીકારવો, અગર તો દીર્ઘસત્ર (દીર્ઘકાળ પર્યંત ચાલે તેવો યજ્ઞ) કરવાના કામમાં પડી જવું.

રાજા પોતાના મુખ્યોથી દબાયલો હોય તો પણ, અમાત્યે તો, તેના (રાજાના) પ્રિય જનોને સાધીને તેમની મારફત તેને (રાજાને), ઇતિહાસ-પુરાણમાંથી ઉદાહરણો આપીને અર્થશાસ્ત્ર (નીતિશાસ્ત્ર)નું જ્ઞાન આપવાના પ્રયત્નો ચાલુ જ રાખવા.

(અમાત્ય ધારે તો) તે પોતે કોઇ સિદ્ધ તપસ્વીનો વેષ ધારણ કરીને પણ રાજાને મળી શકે; અને તેમ કરીને તે તેને પોતાના પ્રભાવથી પોતાના કબ્જામાં લઇને, રાજદ્રોહીઓની સામે જે જે પ્રકારનાં પગલાં ભરાવાં જોઇએ તે તે પ્રકારનાં પગલાં તે તેની મારફત ભરાવી પણ શકે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'દરબારીઓનું વર્તન' એ સંજ્ઞાવાળા પાંચમા અધિકરણમાંનું, 'રાજ્યને મજબૂત કરવા (રાજ્ય પ્રતિસંધાન) તથા એકૈશ્વરતા' વિષે ચર્ચા કરતું છઠ્ઠું પ્રકરણ પૂરું થાય છે).

—: પાંચમું અધિકરણ પણ સમાપ્ત :—

# છઠ્ઠું અધિકરણ—મંડળયોનિ (અધિરાજ્ય).

## પ્રકરણ ૧



### પ્રકૃતિનાં અંગો.

સ્વામી (રાજા), અમાત્ય, જનપદ, દુર્ગ, કોશ, દંડ (સેના) અને મિત્ર: આ સર્વ પ્રકૃતિ (રાજત્વ)નાં અંગો છે.

આ સર્વ પૈકી પ્રથમ ( આપણે ) રાજામાં જે ગુણો હોવા જોઇએ તે ગણાવશું:—( રાજા ) મહાકુલીન (ઉચ્ચ કુળમાં જન્મેલો), દૈવબુદ્ધિયુક્ત ( દેવના જેવી મતિવાળો ), સત્ત્વસંપન્ન, વૃદ્ધદર્શી ( વૃદ્ધ જનોના જેવી અનુભવદૃષ્ટિથી જોનારો ), ધાર્મિક, સત્યવાદી, અવિરોધક સ્વભાવનો (અવિસંવાદક), કૃતજ્ઞ, સ્થૂલલક્ષ ( મોટા મોટા ઉદ્દેશવાળો ), મહાઉત્સાહવાળો, અદીર્ઘસૂત્ર ( કાર્ય પરત્વે વિલંબ ન કરનારો ), શક્યસામન્ત (પોતાના મિત્રરાજાઓને કાબુમાં રાખવાની શક્તિવાળો ), દૃઢબુદ્ધિસંપન્ન, અક્ષુદ્ર કોટીના સભ્યોવાળી મંત્રીસભા ધરાવનારો, અને વિનયકામ (શિષ્ટાચાર પાળવાપળાવવાની ઇચ્છા રાખનારો) હોવો જોઇએ. રાજામાં દેખાતા આ બધા ગુણો આકર્ષક કોટીના ( આભિગામિક ) ગણાય છે.

શુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણ, વિજ્ઞાન (મનન), ઊહાપોહ, અને યથાર્થ અનુમાન ખેંચી લેવાની શક્તિ: એ સર્વ ગુણો **પ્રજ્ઞા** (યથાર્થબુદ્ધિ) બતાવનારા છે.

શૌર્ય, કાર્યસિદ્ધિ કરવાનો નિશ્ચય ( અમર્ષ ), શીઘ્રતા અને દક્ષતા: એ સર્વ **ઉત્સાહનાં** લક્ષણો છે.

પ્રજ્ઞા; પ્રબળ સ્મરણશક્તિ (પ્રગલ્ભસ્મૃતિ); સબળ મતિ; બળયુક્તતા: ઉત્સાહ ( ઉદગ્ર: ), સ્વવગ્રહ; શિલ્પશાસ્ત્રનું જ્ઞાન; વ્યસનમુક્તતા; સ્સજા

કરીને કે પારિતોષિક આપીને અપકાર કે ઉપકારનો બદલો વાળવાની શક્તિ; પ્રભાવશીલતા; આપત્તિ સામે ઉપાયો રચવાની શક્તિ; દીર્ઘદૂરદષ્ટિ; દેશ-કાળ તથા પુરૂષકારની દૃષ્ટિએ કાર્ય કરી લેવાની તક મળે તો તે સાધી લેવાની વૃત્તિ; શત્રુ સાથે કરાતી સંધિ કે લડાઇનો અંત આણવાની જરૂર બતાવનાર કારણો સમજી જવા જેટલી, અગર તો સંધિ-કબૂલિયતો અને વચનોને અનુસરી રાહ જોતા બેસવા જેટલી, અગર તો શત્રુનાં છિદ્રોનો લાભ લેવા જેટલી હોંશિયારી; પોતાની પ્રતિષ્ઠા કે ગુપ્ત બાબતને લેશ પણ હાનિ પહોંચાડયા વિના (બીજાને) હસી નાખવાની શક્તિ; કદિપણ ભ્રૂકુટિ-ભંગ કે કઠોરદૃષ્ટિ ન કરવાનો સ્વભાવ; કામ, ક્રોધ, લોભ, હઠ ( સ્તભ ), ચપળતા, ઉતાવળિયાપણું. અને ચાડિયાપણું: એ સર્વ (દુર્ગુણો)નો અભાવ; હસીને બીજા સાથે વાત કરવાની ટેવ; અને વૃદ્ધજનોથી ઉપદિષ્ટ આચારનું પાલનઃ—આ સર્વ ગુણો આત્મસંપત ( આત્મન્-સંયમ ) બતાવનારા છે.

અમાત્યની યોગ્યતા પરત્વે આરંભમાં (અધિ૦ ૧, પ્રક૦ ૯), મધ્યમાં ( અધિ૦ ૫, પ્રક૦ ૫, ૬ ), અને અંતભાગમાં ( અધિ૦ ૮, પ્રં૦ ૧ ) વર્ણન કરવામા આવેલ છે.

સારા જનપદ (રાજ્ય)નું લક્ષણ એ છે કે, તેમાં સારાં સારાં સ્થાનો આવેલા હશે; તે સ્થાનો પોતપોતાનામાંનાં માણસોને જીવનનિર્વાહ કરાવે એવાં સાધનો પૂરાં પાડી શકશે એટલું તો નહિ, પરંતુ આપત્તિકાળમાં બહારથી આવતા માણસોને પણ તેવાં સાધનો તેમાંથી પૂરા પડી રહેવાં જોઇશે; શત્રુઓમાં તે દ્વેષ ઉત્પન્ન કરશે (અર્થાત્ શત્રુઓ તેની ભણી અગમો રાખશે ); આસપાસના રાજાઓને દબાવવાનું સામર્થ્ય પણ તે ધરાવતું હશે; કાદવવાળા, પત્થરિયા, વિષમ (ખાડાખડબાવાળા) અને ઊખર પ્રદેશો તેમ જ પ્રપંચી મનુષ્યો, વાઘ, જંગલી પ્રાણીઓ તથા જંગલો ( અટવી ) તેમાં નહિ હોય; તેમાં ફળદ્રુપ ભૂમિઓ, ખાણો, ઇમારતી લાકડાનાં તથા હાથીનાં વનો આવેલા

હોઈ તે આકર્ષક (પણ) બનેલ હશે; તેમાં ચરિયાણુ જમીનો આવેલી હશે; કલાદષ્ટિએ તે સુંદર હશે; તેમાં ગુપ્તમાર્ગો રચાયલા હશે; તે પશુઓથી ભરપૂર હશે; પાણીને માટે તેને વરસાદ+ ઉપર આધાર રાખવો પડતો નહિ હોય; તેમાં (અનેક) ભૂપથો અને જળમાર્ગો રચાયલા હશે; વિવિધ પ્રકારના બજારૂ માલથી તે સંપન્ન હશે; મોટી સેનાને નભાવવામાં થતા ખર્ચનો તેમજ કરનો ભાર ઉપાડવાને તે સમર્થ હશે; ઉદ્યમી અને ચારિત્ર્યસંપન્ન ખેડૂતો (કર્ષકો)ની તેમાં વસતિ હશે; તેમાં વસતા સ્વામીઓ (શેઠો) તથા નોકરો બુદ્ધિશાળી હશે; અને તેમાં રહેતા એકંદર તમામ લોકોની રાજભક્તિ અને સુશીલતા પણ સુવિખ્યાત જ હશે.

દુર્ગોનાં ઉત્તમ લક્ષણોનું વર્ણન પૂર્વે (અધિ૦ ૨, પ્રક૦ ૨) અપાઇ ગયલું છે જ.

જે કોશ (ખજાનો) વારસામાં આવ્યો હોય કે પોતાથી પેદા કરાયલ દ્રવ્યથી ભરાયલો હોય, જેમાં સોનું તથા રૂપું ભરપટ્ટે હોય, વિવિધ વર્ણનાં પણ મોટાં મોટાં રત્નો તથા સુવર્ણના સિક્કાઓ જેમા ભરેલ હોય, અને દીર્ઘકાળ પર્યન્ત રહેતી આફતોની સામે જે ટકી શકે તેવો હોય તે કોશ ઉત્તમ કોટીનો ગણાશે.

બાપદાદાના વખતની, નિત્ય, આજ્ઞાધારક, પોતાનાં સ્ત્રીબાલકોને તુષ્ટ રાખનાર, લાંબી મુસાફરીએ જવામાં કંટાળો ન ખાનાર, બધાં સ્થાનોમાં અજિત રહેનાર, દુઃખ સહવાની શક્તિ ધરાવનાર, વિવિધ પ્રકારનાં યુદ્ધો વિષે લડવાની તાલીમવાળા, વિવિધ કોટીનાં હથિયારો વાપરવામાં કુશળ (પ્રહરણવિદ્યાવિશારદ), (રાજાની સાથે રહીને તેનાં) સુખદુઃખમાં સરખો ભાગ લેનાર, તેના પ્રતિ કપટ ન કરનાર, અને કેવળ ક્ષત્રિય વર્ણના સૈનિકોથી ભરેલ જે સેના હોય તેને જ ઉત્તમ કોટીની જાણવી.

---

+નહેરો, તળાવો વગેરે સાધનોને લીધે. ચંદ્રગુપ્ત મૌર્યના રાજ્યતંત્રમાં આવા જ પ્રકારની દેશસ્થિતિ હતી તે સમજવાને મેગેસ્થનીઝે લખેલ વર્ણન વાંચી જુવો.

જે કોઇ બાપદાદાના સમયથી સંબંધ ધરાવનાર હોય, નિત્ય (બુદ્ધિવાળો) હોય, સમજાવતા સમજે તેવો ( વશ્ય ) હોય, છળ ન કરે તેવો (અદ્વૈધ્ય) હોય, તેમ જ જે કોઇ ત્વરાથી અને મોટા પાયા ઉપર વિગ્રહને માટે તૈયાર થઇ જાય તેવો હોય તેને ઉત્તમ મિત્ર ગણવો.

જે કોઇ રાજબીજ ન હોય, લોભી હોય, જેની મંત્રીસભા ક્ષુદ્ર કોટીની હોય, જેની પ્રજા નિમકહરામ ( અરાજભક્ત ) હોય, જેની વૃત્તિ અન્યાયી હોય, જેનું શીલ શિથિલ હોય, જે વ્યસની તેમ જ ઉત્સાહહીન હોય, જે દૈવને પ્રમાણ રૂપ ગણતો હોય, જે કાર્ય કરવામા બેભાન રહેતો હોય, જે શક્તિહીનઃ નિરાધાર કે ક્લીબ હોય, કે જે કોઇ, નિત્ય અપકાર કરનારો હોય, તેને ખરાબમા ખરાબ શત્રુ (અમિત્ર)સમજવાનો છે. આવા શત્રુને સહેલાઇથી નિર્મૂળ કરી શકાશે પણ ખરો.

શત્રુને બાદ કરીને બોલીએ તો, ઉત્તમ ગુણોવાળાં, પ્રકૃતિનાં આ સાતે તત્ત્વોને, રાજસંપત્ (રૂપી એક જ શરીર) નાં (સાત) અંગો જ સમજવાં.

જે કોઇ રાજા ડાહ્યો હશે તે પોતાની પ્રકૃતિનાં આ અંગો જો અસંપન્ન ( નિર્બળ અને સત્ત્વહીન ) હશે, તો તેમને સંપન્ન બનાવી દેશે; પરંતુ જો રાજા અનાત્મવાન્ ( દુષ્ટ ) હશે, તો તે પોતાના રાજ્યનાં, વિવૃદ્ધ અને અનુરક્ત અંગોનો નાશ પણ કરી દેશે.

આમ હોઇને જે કોઇ રાજા અનાત્મવાન્ ( સદ્ગુણરહિત ) હશે તે પોતે અધિરાજ હશે, તોપણ તે પોતાની પ્રજાના કે પોતાના શત્રુના કોળિયો ભક્ષ્ય થયા વિના નહિ જ રહે.

પરંતુ જે કોઇ રાજા આત્મવાન્ અને નીતિશાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર હશે અને તે જો કદાચિત્ નાનું રાજ્ય ધરાવનારો હશે, તોપણ તે પોતાની યુક્ત પ્રકૃતિના પ્રભાવે કરીને અખિલ પૃથિવીને જિતી શકશે એટલું તો નહિ, પરંતુ તેનો કદિ પરાભવ થવાનો પણ નહિ જ.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, ' મંડળયોનિ ' સંજ્ઞાવાળા છઠ્ઠા અધિકરણમાનું, 'પ્રકૃતિનાં અંગો' નામક પહેલું પ્રકરણ પૂરૂં થાય છે).

---

## પ્રકરણ ૨.

### શમ ( શાંતિ ) અને શ્રમ ( વ્યાયામ ).

યોગ ( અર્થોપાર્જન ) અને ક્ષેમ ( અર્થરક્ષા )નો આધાર, શાંતિ અને શ્રમ ( શમવ્યાયામ ) ઉપર રહેલો છે.

જે કામો કરવાના હોય તેમનાં ફળ પ્રાપ્ત કરવાને માટે જે પ્રયાસ ( યોગારાધન ) કરવો પડે તે '**વ્યાયામ**' કહેવાય છે.

કર્મનાં ફળોનો ઉપભોગ કરવામા જો કોઇ પણ પ્રકારનો અંતરાય ન-આવે, તો તે '**શાંતિ=શમ**' કહેવાય છે.

ષડ્ગુણાત્મક રાજનીતિના પ્રયોગના પરિણામે જ શમવ્યાયામની ઉત્પત્તિ થાય છે.

**અવસ્થા** માત્રના ત્રણ રૂપ છેઃ—**ક્ષય**, **સ્થિતિ** (સ્થાન) અને **વૃદ્ધિ**—( અર્થાત્ અપકર્ષ, અકર્ષ, અને ઉત્કર્ષ ).

અવસ્થાને અસર કરનાર જે મનુષ્યકૃત કારણો છે તે આ પ્રમાણે છેઃ—**નય** અને **અપનય**; (અને) **અય** ( સદ્ભાગ્ય ) અને **અનયઃ** એ દૈવી કારણો છે. આ માનુષી અને દૈવી કારણો વડે જ કર્મમાત્ર તથા લોકમાત્ર શાસિત થઇ રહેલ છે.

જે કાંઇ અદૃષ્ટ છે તે દૈવ છે; એટલે, જે કાંઇ નષ્ટ થઇ ગયલું દેખાય અને તે જો પ્રાપ્ત થઇ આવે, તો તે ' સદ્ભાગ્ય (અય) ' કહેવાય છે.

જે ફલની પૂર્વકલ્પના કરી શકાય તે માનુષ ( કારણનું) પરિણામ ગણાય છે; અને કલ્પ્યા પ્રમાણે જે ફલોદય થઇ આવે તે '**નય**' ( નું ( પરિણામ ) છે. જેના પરિણામમાં વિપત્તિ ઉપસ્થિત થઇ આવે તે '**અપનય** ( કુનીતિ )' કહેવાય છે. આ બાબત એવી છે કે, તે પરત્વે અગાઉથી ચિન્તવન થઇ શકે; પરંતુ દૈવી આફતો પરત્વે અગાઉથી કલ્પના કરી શકાતી નથી.

× જે રાજા સદ્ગુણી ( આત્મદ્રવ્યસંપન્ન ) અને રાજત્વને યોગ્ય એવા ઉત્તમ અંગોથી વિભૂષિત ( પ્રકૃતિસંપન્ન ) હોઈ નય ( નીતિ ) માત્રના અધિષ્ઠાન રૂપ હોય છે તે વિજેતા ગણાય છે.

× જે કોઇ રાજાનુ રાજ્ય, આવા વિજેતા ગણાતા રાજાના રાજ્ય-મંડળની કોર ઉપર, ગમે તે ભાગમા આવેલ હોય તે ' શત્રુરાજા ' ગણાય છે

× એ જ પ્રમાણે, જે કોઇ રાજાનું રાજ્ય, એવા શત્રુરાજાના રાજ્યને અડકીને હોય, પરંતુ વિજેતા ગણાતા રાજાના રાજ્યથી, તે શત્રુરાજાનું રાજ્ય વચમા હોવાથી અલગ રહેલું હોય, તો તેવો ( વિજેતા રાજાના રાજ્યને સ્પર્શ ન કરતા રાજ્યવાળો ) રાજા, ( વિજેતા રાજાનો ) મિત્ર ગણાય છે.

× અરિસંપત્તિવાળો ( શત્રુ પરત્વે જે પ્રકારના ઐશ્વર્યની કલ્પના કરાય તેવા ઐશ્વર્યવાળો) સામન્ત ( પાડોસી રાજા ) 'શત્રુ' ગણાય છે. આવો ( પાડોસી ) રાજા જો દુરાચારવાળો કે સંકટગ્રસ્ત હોય, તો તેની ઉપર ચઢાઇ કરી શકાય, અને તે જો અલ્પાશ્રય કે દુર્બલાશ્રય હોય, તો તેનો ઉચ્છેદ પણ થઇ શકે. (પણ) જો તે આથી ઉલટી સ્થિતિમા હોય તો પછી કાં તો તેવા રાજાને પીડા કર્યા કરવી, અગર તો તે ધીમેધીમે ઘસાઈ જાય તેમ કર્યા કરવું. શત્રુને લગતી બાબતો આ પ્રમાણે સમજવી.

મિત્રરાજા, તે પછી શત્રુનો મિત્રરાજા, અને તેના પછી મિત્રરાજાનો મિત્ર હોય એવો રાજા, અને આની પછી શત્રુના મિત્રરૂપ રાજાનો મિત્ર. એમ એ બધા, એક પછી એક, વિજેતા ( રાજાના રાજ્ય )ના આગલા ભાગમા આવી રહેલા હોય, એમ પણ બને; તેમ તેની પાછળના ભાગમા ( અર્થાત્ તેની પૂંઠે ) પાર્ષ્ણિગ્રાહ ( પીઠે રહેલ શત્રુ ), આક્રન્દ ( પીઠે

× આ બધી વાતો સૂક્ષ્મ છે; તથાપિ તેમના ગર્ભમાં, નીતિશાસ્ત્રીઓ મોટો અર્થ રહેલો જોઈ શકે તેમ છે.

રહેલ મિત્ર ), પાર્ષ્ણિગ્રાહાસાર ( પીઠે રહેલ શત્રુનો મિત્ર ), અને આક્રન્દાસાર (પીઠે રહેલ મિત્રનો મિત્ર )· એમ પણ અનુક્રમે હોઈ શકે.

કુલીનતાના વિષયમા તુલ્ય અને વિજેતા ( રાજા )ના રાજ્યને અડો-અડ રાજ્ય ધરાવનાર શત્રુરાજા ' સહજશત્રુ ' ગણાય છે; અને જે કોઇ શત્રુરાજા કેવળ વિરુદ્ધતાને ભજી રહીને વિજેતા ( રાજા )ની સામે ( અન્ય રાજાઓને ) શત્રુઓ ( રૂપે ) ઉભા કરે છે તે ' કૃત્રિમ ' કોટીનો શત્રુ ગણાય છે

જે કોઇ સાથે મિત્રતાનો સબંધ માતાપિતાના વખતથી ચાલ્યો આવતો હોય તે, અને જે કોઇનું રાજ્ય, વિજેતા (રાજા)ના શત્રુના રાજ્યને અડીને જ આવી રહેલુ હોય તે, સહજ મિત્ર'ની સંજ્ઞાને પામે છે, અને જો ( કેવળ ) આત્મ-નિર્વાહ કરી નાખવા (ધનજીવિત)ના હેતુથી અન્ય કોઈ (રાજા )ની મિત્રતા મેળવાય, તો તે પ્રમાણે મેળવેલ મિત્ર ( રાજા ) ' કૃત્રિમ મિત્ર ' ની કોટીનો ગણાશે

વિજયાકાંક્ષી રાજાના અને તેના મોટા આસ્રજના, નજીકમા નજીક આવેલ શત્રુના રાજ્યની પાડોસમા જ જો કોઇ રાજાનુ રાજ્ય આવી રહેલ હોય અને તે કોઇ રાજા, પૂર્વોક્ત બન્ને રાજાઓને–ને ઉભય એક બીજાને મળી ગયલા હોય કે ન હોય તો પણ–મદદ કરી શકે અગર તો એ ઉભય પૈકી પ્રત્યેકની સામે ઉઠી શકે તેમ હોય, તો તેવો રાજા 'મધ્યમ' કોટીનો ગણાશે.

જે કોઇ રાજાનું રાજ્ય, પૂર્વોક્ત ( બધા ) રાજાઓના રાજ્યો બહાર ( દૂર ) આવેલું હોય, અને જે શત્રુ, વિજેતા અને મધ્યમ ( વચગાળાના ) રાજા. એ તમામના સઘને કે એ તમામ પૈકી એકએકને મદદ કરી શકવા જેટલા સામર્થ્યવાળો હોય, તે રાજા 'ઉદાસીન (તટસ્થ)' કોટીનો ગણાશે. પ્રકૃતિમાત્ર (મુખ્ય રાજાઓ)ના પ્રકાર આટલા ( બાર ) ગણવા

વિજયાકાંક્ષી રાજા, તેનો મિત્રરાજા, અને તેના મિત્ર રૂપ રાજાનો

મિત્રરાજા: એ ત્રણ મુખ્ય રાજાઓનાં રાજ્યોનો જે સંઘ રચાય તેને ' મંડળ ' કહેવામાં આવે છે. અમાત્ય, જનપદ ( રાજ્ય ), દુર્ગ, કોશ અને સૈન્ય ( દંડ ): એ પાંચે અંગોવાળી પ્રકૃતિ, તે પ્રત્યેક રાજા ધરાવતો હોય છે; અને તેથી કરીને ( એ ત્રણે રાજ્યોથી રચાયલું ) તે આખુંય મંડળ અઢાર અંગોવાળું ગણાય છે.

આ ઉપરથી એટલું તો સરળતાથી સમજાઇ આવશે કે, ( ત્રણ ) રાજ્યમંડળો પૈકી દરેકના મધ્યમાં ( વિજયોત્સુક રાજાનો ) શત્રુ, મધ્યમ (વચગાળાનો) રાજા, અગર તો ઉદાસીન રાજા હોય છે, અને તેથી કરીને તે ( ત્રણે ). વિજયોત્સુક ( રાજા ) ના રાજ્યથી પૃથક્પૃથક્ આવેલાં હોય છે. આ પ્રમાણે રાજ્યોથી રચાતાં મુખ્ય મંડળો ચાર હોય છે, રાજાઓની સંખ્યા બારની હોય છે, દ્રવ્યપ્રકૃતિ ( રાજત્વનાં અંગો ). ના પ્રકાર સાઠ હોય છે, અને એ બધાં મળીને એકંદર પ્રકૃતિનાં અંગ બોતેર થાય છે.*

આ પૈકીનો પ્રત્યેક રાજા પોતેપોતાની પ્રકૃતિ ધરાવનારો, તથા શક્તિ-સંપન્ન, અને સિદ્ધિ (આશય)યુક્ત હોવો જ જોઇએ. બળ, એ જ શક્તિ છે, અને સુખ, એ જ સિદ્ધિ (ફળ) છે.

શક્તિના પ્રકાર ત્રણ છે–(૧) જ્ઞાનબળ–એ **'મંત્રશક્તિ'** છે; (૨) કોશબળ તથા સેનાબળ–એ **'પ્રભુ (પ્રભુતા અપાવનાર) શક્તિ'** છે; અને વિક્રમબળ (ક્ષાત્રવર્ચસ્વિતા)–એ **'ઉત્સાહશક્તિ'** છે.

સિદ્ધિ (હેતુ) ના પ્રકાર પણ ત્રણ છે—( ૧ ) મંત્રશક્તિવડે સાધી શકાય તે **'મંત્રસિદ્ધિ'** કહેવાય છે; પ્રભુશક્તિથી જે કાંઇ સાધી શકાય

* (૧) વિજયાકાંક્ષી રાજાએ રચેલ રાજ્યોનું મંડળ; (૨) શત્રુ રાજાએ રચેલ રાજ્યોનું મંડળ; (૩) મધ્યવર્તી રાજાએ રચેલ રાજ્યોનું મંડળ; અને (૪) ઉદાસીન ( તટસ્થ ) રાજાએ રચેલ રાજ્યોનું મંડળ. આ બાર મુખ્ય રાજાઓ પૈકી દરેકની પ્રકૃતિનાં પાંચ પાંચ અંગો હોઇને, એકંદર અંગોની સંખ્યા સાઠ થાય, અને તેમાં બાર રાજાઓનો ઉમેરો થતાં એકંદર બોતેરની સંખ્યા આવે છે.

તે 'પ્રભુસિદ્ધિ' કહેવાય છે; અને જે કાંઇ ઉત્સાહશક્તિ વડે સાધી શકાય તે 'વિક્રમ (ઉત્સાહ)સિદ્ધિ' કહેવાય છે.

પૂર્વોક્ત બાબતો જે રાજા જેટલા વધારે પ્રમાણમાં ધરાવતો હશે તે રાજા, બીજા રાજાથી ચઢીઆતો (જ્યાયાન્) થશે; જો તે ઓછા પ્રમાણમાં તે (બાબતો) ધરાવતો હશે, તો તે ઉતરતી (હીન) કોટીનો, અને તે જો સરખા પ્રમાણમાં (તુલ્યશક્તિ) ધરાવનારો હશે, તો તે સમ (સમાન) કોટીનો (સમોવડીઓ) ગણાશે. આમ હોઇને રાજાએ હંમેશાં પોતાની શક્તિ તથા સિદ્ધિમાં વધારો કરતા રહેવું.

પ્રકૃતિનાં અંગોની બાબતમાં જો કોઇ રાજા પોતાના શત્રુના સરખું જ બળ ધરાવતો હોય, તો પોતાના સદાચારબળની મદદથી, અગર તો જે કોઇ, પોતાના શત્રુનો અમિત્ર કે વિરોધી હોય તેની મદદ મેળવીને તેણે તેવા પોતાના શત્રુની પ્રભુતાને તોડી પાડવી; અગર તોઃ—

'મારો શત્રુ શક્તિયુક્ત છે, તથાપિ તે ભવિષ્યમાં કઠોર વાણીથી, કઠોર સજાઓ કરીને અને પોતાનું ધન વેડફી દઇને પોતાના રાજત્વનાં અંગોને હાનિ પહોંચાડયા વિના નહિ જ રહે; તે જોકે સિદ્ધિયુક્ત દેખાય છે, તથાપિ તે (ફરીથી) મૃગયા, દ્યૂત, મદ્ય અને સ્ત્રીઓ વિષે લપટાઇ પડીને પ્રમાદી થયા વિના રહેવાનો નથી; તેની પોતાની પ્રજા તેના પોતાના ભણી વિરક્ત રહે છે, અને તે પોતે ક્ષીણ પડી ગયલો તેમ જ પ્રમત્ત છે તેથી હું તેનો પરાભવ કરી શકીશ; તેની ઉપર જ્યારે હુમલો કરવામાં આવશે ત્યારે તે પોતાની સર્વ સામગ્રી સહિત કોઈ દુર્ગમાં કે અન્ય કોઇ સ્થાનમાં જઇને બેસવાનો; તેની પાસે જો કે પ્રબળ સેના છે, તથાપિ નથી તેની પાસે દુર્ગ કે નથી કર્યો તેણે કોઈ મિત્ર, એટલે તે મારા હાથમાં સપડાવાનો જ; દૂર દેશનો અમુક એક રાજા પોતાના શત્રુનો ઉચ્છેદ કરી નાખવાની ઇચ્છા ધરાવી રહેલો છે, એટલે જો મારાં સાધનો ક્ષીણ થઈ ગયાં હશે અને તેથી જો હું તેવા બળવાન રાજાની પાસે માગણી કરીશ,

તો તે મારા એ ઉચ્છિદ્યમાન ( ઉખેડી નાખી શકાય એવા ) શત્રુની સામે મને મદદ આપશે જ, અગર તો તે મને, એક મધ્યમ રાજા તરીકે (વર્તવાને ) નોતરશે":—આવા આવા વિચાર કરીને વિજયોત્સુક રાજાએ પોતાના શત્રુને શક્તિ પરત્વે વધવા દેવો એટલું તો નહિ, પરંતુ અલ્પ કાળને માટે તેને તેણે સિદ્ધિ પણ મેળવવા દેવી.

વિજયોત્સુક રાજાએ, વિવિધ રાજ્યો ( રૂપી અંગો )ને મંડળાકારમા એવી રીતે ગોઠવવાં કે, તેના પરિધિની અંદર, પોતાના મિત્રરાજ્યનો સમાવેશ થઇ જાય એટલું તો નહિ, પરંતુ એ પોતે એવા એ મંડળની નાભિ રૂપ, અને અન્ય રાજ્યોના રાજાઓ આરા રૂપ બની રહે એવી રચના પણ તેણે કરી દેવી.

જે કોઇ શત્રુનો ઉચ્છેદ થઇ શકે તેમ હોય, અગર તો જે કોઇ શત્રુને પીડા કરી શકાય તેમ હોય, તે શત્રુને જો વિજયોત્સુક રાજા અને તેના મિત્રરાજાની વચમાં સ્થાન મળી જાશે, તો તેના બળમાં વૃદ્ધિ થતી જતી હોય એવું પણ દેખાશે.

( આ પ્રમાણે, કૌટિલીય અર્થશાસ્ત્રમાના, 'મંડળયોનિ' સંજ્ઞાવાળા છઠ્ઠા અધિકરણમાંનું, 'શમ અને શ્રમ' નામક બીજું પ્રકરણ પૂરું થાય છે .)

—છઠ્ઠું અધિકરણ પણ સમાપ્ત—

# સાતમું અધિકરણ—ષડ્ગુણાત્મક નીતિ.

## પ્રકરણ ૧.

### ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ;અને ક્ષય, સ્થિતિ અને વૃદ્ધિનો નિશ્ચય.

પ્રકૃતિમંડળનો ઉદય, ષડ્ગુણાત્મક નીતિમાંથી થઇ આવે છે.

સંધિ વિગ્રહ, આસન ( તટસ્થતાનું પાલન ), લશ્કરની કૂચ (યાન), સંશ્રય ( એક બીજા સાથે જોડાણ ), અને એકની સાથે સંધિ કરવી અને બીજાની સાથે લડાઇમાં ઉતરવું (એવો દ્વૈધીભાવ): આ ૭ રાજનીતિનાં રૂપ છે, એમ આચાર્યો ( રાજનીતિશાસ્ત્રીઓ)નું કહેવું છે.

પરંતુ વાતવ્યાધિના મત પ્રમાણે, " નય ( રાજનીતિ )નાં રૂપ ફક્ત બે છેઃ—( ૧ ) સંધિ, અને ( ૨ ) વિગ્રહ; કારણ કે ( નયનાં ) જે ૭ રૂપો દેખાય છે તેમનો ઉદ્‌ભવ આ બેમાંથી જ થઇ આવે છે."

તથાપિ મારૂં (કૌટિલ્યનું) કહેવું એમ છે કે, અવસ્થા ( સંયોગો )ની વિવિધતાને લીધે નીતિ ( નય )નાં ૭ રૂપ હોઈ શકે.

આ પૈકી—વચન આપીને કરાતો કરાર ( પણબન્ધ ) તે 'સંધિ' છે; આક્રમકર્મ ( ચઢાઈ લઇ જવી ) તે 'વિગ્રહ;' ઉપેક્ષા કરવી તેનું નામ 'આસન' ( તટસ્થતા ); તૈયારી કરવી તેનું નામ 'કૂચ ( યાન );' બીજા કોઇનો આશ્રય લેવો તે 'સંશ્રય' કહેવાય છે; અને એક સાથે સંધિ કરવી અને બીજા સાથે વિગ્રહ આરંભવો તે 'દ્વૈધીભાવ ( એક બીજાથી વિરૂદ્ધ કોટીની બેવડી નીતિ )' ગણાય. નીતિનાં, આવાં ૭ રૂપો છે.

જે કોઇ (રાજા) અન્યથી ઉતરતી કોટીનો હશે તે, તે બીજાની સાથે સુલેહ કરશે; જે કોઇની શકિત ચઢીઆતી હશે તે વિગ્રહ આરંભશે; ' અને

કોઇ પણ શત્રુ નુકસાન કરી શકે તેમ નથી,' અગર તો, 'મારા શત્રુને નષ્ટ કરવા જેટલી શકિત મારામા નથી' એવું જે કોઇ ધારતો હશે તે (તો) બેસી જ રહેવાનો (નટરથના પાળી રહેવાનો); જેની પાસે ઉપકારક સાધનસામગ્રી હશે તે (પોતાના) શત્રુ સામે પ્રયાણ કરશે; જે કોઇ શકિતહીન હશે તે અન્યની મદદ માગશે; (અને) જે કોઇને એમ લાગશે કે, પોતાનું કાર્ય સહાયસાધ્ય છે (અન્યની મદદ વિના સિદ્ધ થઇ શકે એવું નથી) તે એકની સાથે સુલેહ કરી બીજાની સામે યુદ્ધમાં (પણ) ઉતરવાનો. રાજનીતિને, આમ છ ગુણવાળી જાણવી.

આ છ પ્રકારની રાજનીતિ પૈકી જે પ્રકારની રાજનીતિની મદદથી રાજા પોતે કિલ્લાઓ બંધાવવાને, સેતુકર્મ કરાવવાને, વેપાર અર્થે રસ્તાઓ રચાવવાને, નવાં નવાં સંસ્થાનો (વાસ) વસાવવાને, ખાણો ઉઘડાવવાને, ઇમારતી લાકડું નીપજાવવાને અર્થે તથા હાથીઓ ઉછેરાવવાને માટે જંગલો નભાવવાને, અને તેવી જ રીતે, બીજી તરફથી શત્રુની ગણાતી, એવી ને એવી બાબતોનો ધ્વંસ કરવાને સમર્થ થઈ શકે તે પ્રકારની રાજનીતિને તેણે અનુસરીને રહેવું.

'ગુણ અને સંખ્યાની બાબતમાં શત્રુની વૃદ્ધિ થાય છે તેના કરતાં મારી વૃદ્ધિ ઝપાટાબંધ થતી જાય છે, અને શત્રુ પરત્વે એથી ઉલટું થતું જાય છે:' એમ જે કોઇ રાજાને લાગે તેણે પર (શત્રુની) વૃદ્ધિની ઉપેક્ષા અલ્પકાળને માટે કરવી હોય તો તે પ્રમાણે તે કરી શકશે.

પોતપોતાનાં કર્મનાં ફળનો ઉદય એક જ કાળમાં થઇ આવશે, એવું જો, પરસ્પર વિરૂદ્ધ ગણાતા કોઇ પણ બે રાજાઓને લાગે, તો તે બન્નેએ એક બીજાની સાથે સંધિ કરી લેવી (એ જ ઉચિત છે).

પોતાનાં કર્મોમાંથી પોતાને જો લાભ મળવાનો હોય તે લાભ ખોવડાવી દે, પણ શત્રુને કોઇ પણ પ્રકારનું નુકસાન કરી આપે નહિ, એવી કોટીની નીતિ કોઇ પણ રાજાએ અખ્ત્યાર કરવી નહિ; કારણ કે એવી નીતિ ક્ષયની જનેતા થઇ પડે છે.

શત્રુની સરખામણીમાં પોતાને જે નુકસાન થશે તે નુકસાન, પોતાને મળવાના લાભના પ્રમાણમાં ઓછું નીવડવાનું, એવું જે કોઇ (રાજા)ને લાગે તે, કદાચિત્ અલ્પકાળને માટે, ક્ષયની ઉપેક્ષા કરી શકે.

'એક સરખા કાળે, એક સરખા ફળની પ્રાપ્તિ થઇ આવશે,' એવું જો પરસ્પર વિરુદ્ધ થઇ બેઠેલા અને ક્ષયાધીન થઇ ગયલા (કોઇ) બે રાજાઓને લાગે, તો તે ઉભયે એક બીજા વચ્ચે સુલેહ કરી લેવી.

જે અવસ્થા પ્રકર્ષ (વૃદ્ધિ)ની ન હોય તેમ અપકર્ષ(ક્ષય)ની પણ ન હોય તેને '**સ્થાન** (**સ્તબ્ધતા; ક્રિયાહીનતા**)' કહે છે.

પોતાના શત્રુની સ્થિતિ (સ્તબ્ધતા)ના પ્રમાણમાં પોતાની સ્થિતિ અલ્પકાળને માટે જ છે, અને શત્રુનો ઉદય થાશે તેના કરતાં વધારે પ્રમાણમાં, અંતે પોતાનો ઉદય થવાનો છે, એમ જે કોઇ (રાજા) ધારતો હોય, તે પોતાની અલ્પકાલિક સ્થિતિની ઉપેક્ષા કદાપિ કરી શકશે.

"બન્નેની બાબતમાં ફલોદયકાળ એક જ આવવાનો, એવું જો બે પરસ્પર શત્રુતા દાખવનાર અને સ્થિતિપાલક રાજાઓના મનમાં આવી જાય, તો પછી તેમણે એક બીજા સાથે સુલેહ કરી લેવી (એ ઇષ્ટ છે)'ઃ એમ આચાર્યોનું કહેવું છે.

હું (કૌટિલ્ય (પણ એમ જ) કહું છું—"એમ જ થવું જોઇએઃ એ સિવાય અન્ય માર્ગ નથી જ." અગર તો—

"સંધિનો લાભ લઇ હું મહાફળદાયક કામો કરીશ, અને તે સાથે શત્રુનાં એવાં કામોને નષ્ટ કરી નાખીશ; અગર તો મારા પોતાનાં કર્મોના મહાફળોને હું ભોગવીશ એટલું તો નહિ, પરંતુ સંધિજનિત વિશ્વાસનો લાભ લઇને શત્રુનાં કર્મોના મહાફળોનો ભોક્તા પણ હું બનવાનો, અથવા તો જાદુનો અને અન્ય ગુપ્ત સાધનોનો ઉપયોગ કરીને શત્રુનાં કર્મોને હણી નાખીશ; અગર તો સુખપ્રદ નિવાસસ્થાનો, ધનામણીઓ, કરમુક્તતા, થોડા કામના પરિણામે મળવાનો મોટો લાભ—આવી આવી લાલચો બતાવીને હું, શત્રુ

શત્રુ પોતાના જે પ્રજાજનની મદદથી મોટાં મોટાં કામો ચલાવી રહેલો છે તે તેના પ્રજાજનોને તેના રાજ્યમાંથી (મારા રાજ્યમાં) ખેંચી લાવીશ; અથવા તો, શત્રુ પોતે પોતાનાથી અધિક બળવાળા રાજા સાથે જોડાયલો હોઇ તેનાં પોતાનાં કર્મો આપોઆપ નષ્ટ થઇ જવાનાં; અગર તો, જે બીજા રાજા તરફથી મળેલી ધમકીના પરિણામમાં શત્રુએ મારી સાથે સંધિ કરેલી છે તે રાજા તરફનો મારા શત્રુની જે શત્રુતા છે તેને હું લંબાવતો રહી શકીશ; અગર તો તે મારો શત્રુ મારી સાથે જોડાયલો છે તેથી કરીને એ મારો શત્રુ, મારો દ્વેષ કરનાર રાજાના રાજ્યને પીડા કરવાને સમર્થ થઈ શકશે; અગર તો બીજા રાજાથી પીડિત થયલ મારા શત્રુની પ્રજા પોતાનું વતન છોડી દઇને મારા રાજ્યમાં આવી વસશે, અને તેમ થશે તો હું મારાં પોતાનાં કાર્યો સહેલાઇથી સિદ્ધ કરી શકીશ; અગર તો મારા શત્રુએ આરંભેલ કર્મો નષ્ટ થઇ જશે તેથી તેની જે કફોડી દશા થઇ પડશે તેના પરિણામમાં તેવો મારો શત્રુ, મારી ઉપર ચઢી આવવા જેટલી શક્તિ ધરાવી શકશે નહિ; અગર તો હરકોઈ બે (મિત્ર) રાજાઓ જોડે મિત્રતા કરીને હું મારો પોતાનો ઉત્કર્ષ સાધી શકીશ; અગર જો મારો શત્રુ વિવિધ રાજ્યોનું મંડળ ઉપસ્થિત કરીને તેમાં એક અંગ-રૂપે દાખલ થઇ જશે, તો હું તેના મંડળમાં ફાટફૂટ પડાવીને બીજાઓ સાથે સંયુક્ત થઈ શકીશ; અથવા તો હું પોતે કોપ કે કૃપાનો ઉપયોગ કરીને મારા શત્રુનો ઉપગ્રહ કરીશ, અને તેથી તેને જો મારા પોતાના મંડળમા સ્થાન મેળવવાની ઇચ્છા થઇ આવશે, તો હું, મારા મંડળમાંના અન્ય રાજાઓને તેની ( મારા શત્રુની ) સામે ઉશ્કેરી મુકીને તેનો તેમના હાથે ઘાત કરાવી દઇશ: "—આવા આવા વિચાર જો કોઇ પણ રાજાને આવે, તો જ પછી તેણે સંધિકાળનો લાભ લઇને પોતાનો પ્રકર્ષ સાધવા માંડવો. અગર તો:—

"જન્મથી લડવૈયા ગણાય તેવા લોકોથી તથા લડાયક જાતિઓથી મારૂં રાજ્ય ભરપૂર છે, અને પર્વતો, વનો નદીઓ અને એક પ્રવેશ-

દ્વાર ધરાવનારા દુર્ગો જેવાં રક્ષક સ્થાનો પણ તેમાં પુષ્કળ આવેલાં છે, તેથી શત્રુ તરફથી થતા આક્રમણ સામે તે (મારૂં રાજ્ય) સહેલાઇથી પોતાની રક્ષા કરી શકશે; અગર તો મારા જનપદના અંતર્ભાગ ઉપર આવેલ તથાપિ અજય્ય એવા દુર્ગમાં રહીને હું મારા શત્રુનાં કામોને ઉંધાં વાળી શકીશ; અગર તો, પોતાના રાજ્યમાં ઉપસ્થિત થઇ આવતાં સંકટોથી થતી પીડાને લીધે મારો શત્રુ નષ્ટોત્સાહ થઈ જશે એટલે તેણે આરંભેલાં કામો બધાં તુર્ત પડી ભાંગવાનાં; અગર તો બીજો કોઇ રાજા મારા શત્રુ ઉપર હુમલો કરશે ત્યારે (તે વખતનો લાભ લઇને) હું તેવા મારા શત્રુની પ્રજાને મારા રાજ્યમાં આવી વસવાને લોભાવી શકીશ:"–આવા આવા વિચાર જો કોઇ પણ રાજાના મનમાં ઉઠે, તો પછી તેણે પોતાના તેવા શત્રુ સામે ઉઘાડો વિરોધ ચાલુ રાખીને, પોતાની વૃદ્ધિ કરે તેવાં કામો કરવામાં મચી રહેવું. અગર તો:—

"મારાં કર્મનો નાશ કરવા જેટલી શકિત મારા શત્રુમાં નથી, તેમ તેનાં કર્મનો નાશ કરવાની શકિત મારા પોતામાં નથી; અગર તો, જેમ કોઇ કૂતરો વરાહ સામે લડવાને નીકળી પડે તેમ જો તે મારી સાથે લડવાને આવશે, તો મારાં પોતાનાં કર્મોને લેશમાત્ર પણ હાનિ પહોંચાડ્યા વિના હું તેવા મારા શત્રુને વ્યસનગ્રસ્ત કરી શકીશ:" એવા વિચાર જો કોઇ રાજાને આવતા હોય, તો પછી તેણે તટસ્થતા (ઉદાસીનતા)નું પાલન કરી રાખવું, અને પોતાનો પ્રકર્ષ સાધવાના પ્રયાસો ચાલુ (પણ) રાખવા. અગર તો:—

"લશ્કરને મોકલી આપીને, મારા શત્રુનાં કામો નષ્ટ કરી નાખી શકાય તેમ છે; અને મારાં પોતાનાં કર્મોની રક્ષા થઇ રહે એવી રીતે મેં ગ્રોગ્ય બંદોબસ્ત કરી રાખેલો છે"–એવું જો કોઇ રાજાને સમજાય, તો પછી તેણે પોતાની સેનાને (તેવા શત્રુ સામે) પ્રયાણ કરાવીને પોતે પોતાનાં કામોને અભિવૃદ્ધ કરવામાં મશગુલ થઇ જવું. અગર તો:—

"મારા શત્રુ તરફથી કરાતાં કર્મોનો ઉપઘાત (નાશ) કરવા જેટલી શકિત જેમ મારામાં નથી, તેમ એ મારો શત્રુ મારા ઉપર ચઢી આવે તો

તેવા પ્રસંગમાં હું મારાં પોતાનાં કર્મોની રક્ષા કરી શકું તેમ પણ નથીઃ" એવું જો કોઇ રાજાને લાગે, તો પછી તેણે કોઇ બળવાળા રાજાનો આશ્રય મેળવીને, સ્વકર્માનુષ્ઠાન વડે ( પોતાને કરવા યોગ્ય કામો કરતા રહીને ) ક્ષયવાળી અવસ્થામાથી છૂટીને સ્થિતિ(સ્થિરતા)વાળી દશામા, અને ( પછી ) એ સ્થિતિવાળી દશામાંથી વૃદ્ધિદર્શક દશામાં પરિણમવાની આકાંક્ષા ધરાવી (આવશ્યક પગલાં ભરવાનું ચાલુ રાખવું). અગર તોઃ-

" એક રાજા સાથે સુલેહ કરીને હું મારાં પોતાનાં કર્મોને સિદ્ધ કરી શકીશ. અને બીજાની સાથે લડાઇ માંડીને તે બીજા ( શત્રુ )ના કામોને હું નષ્ટ કરીશઃ"-એવું જો કોઇ રાજાના મનમાં ઊગી આવે, તો તેણે બેવડી નીતિ ( દ્વૈધીભાવ)નો આશ્રય કરવો, અને તે દ્વારા તેણે પોતાનો ઉત્કર્ષ (પણ) સાધી લેવો.

આ પ્રમાણે, પ્રકૃતિમંડળમાં સ્થાન ધરાવતા દરેક રાજાએ આ ૭ પ્રકારની ( ૭ ગુણવાળી ) રાજનીતિનું અવલંબન કરીને, ક્ષયસૂચક દશામાંથી મુક્ત થઇ પ્રથમ સ્થિતિયુક્ત થવાનો, અને પછી તેવી સ્થિતિદર્શક દશામાથી નીકળીને વૃદ્ધિદર્શક ( ઉન્નતિવાળી ) દશાએ જઇ પહોંચવાનો પ્રયાસ કરવાનો છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, 'ષડ્ગુણાત્મક નીતિ' સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાંનું, 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ; અને ક્ષય, સ્થિતિ અને વૃદ્ધિનો નિશ્ચયઃ' એ નામક પહેલું પ્રકરણ પૂરું થાય છે.)

## પ્રકરણ ૨.

### સંશ્રયવૃત્તિ ( બીજા રાજા સાથે મૈત્રી ).

સંધિ તથા વિગ્રહથી પ્રાપ્ત થતા ફળો જો એક જ સરખા (તુલ્ય) હોય, તો એ બેમાંથી સંધિની અવસ્થાને પસંદ કરવી; કારણ કે ક્ષય, વ્યય, પ્રવાસ અને પ્રત્યવાય: એ સર્વને લગતા સંકટો વિગ્રહને વરેલા જ છે.

ઉદાસીનતા અને વિગ્રહની બાબતમા પણ એમ જ સમજી લેવું.

દ્વૈધીભાવ અને સંશ્રય—એ બે પ્રકારની રાજનીતિમાંથી દ્વૈધીભાવ (એક સાથે સંધિ અને બીજા સાથે વિગ્રહ કરવા)ની નીતિને પસંદગી આપવી: કારણ કે દ્વૈધીભાવવાળી રાજનીતિનું અવલંબન કરનાર પ્રસમ સ્વકર્મો કરવાને હંમેશાં ઉદ્યુક્ત રહે છે, અને તેથી તે પોતાનો પ્રકર્ષ સાધી શકે છે જ; જ્યારે એનાથી ઉલટી રીતે જે રાજાએ બીજા રાજાની મૈત્રી સ્વીકારી હોય તે રાજાને, તેવા પોતાના મિત્ર (બીજા રાજા)ને મદદ કરવાની હોય છે, અને તેથી તે પોતાનુ કલ્યાણ સાધી શકતો નથી.

પોતાના પાડોસમાં આવેલ શત્રુના કરતાં વધારે બળવાળો જે કોઇ અન્ય રાજા હોય તેનો આશ્રય રાજાએ લેવો; પરંતુ તેવો વધારે બળવાન રાજા (આશ્રય-મિત્ર-રૂપે) જો મળી આવે નહિ, તો પછી તેવા (આશ્રય શોધતા ) રાજાએ પોતાના પાડોસી શત્રુરાજાને દ્રવ્ય અગર સેના પૂરી પાડીને, અગર તો પોતાના રાજ્યમાંથી (થોડાઘણો) પ્રદેશ તેને આપી દઇને તથા પોતે અસંગ બની જઇને તેની (તેવા શત્રુની ) કૃપા મેળવવાનો પ્રયાસ કરવો; કારણ કે પોતાની ઉપર પોતાનો શત્રુ ચઢી આવ્યો ન હોય તે છતાં પણ જો કોઇ રાજા પોતાના કરતા વધારે બળવાળા ( વિશિષ્ટબળ ) ગણાતા રાજાથી સમાગમ સાધે છે, તો તે તેનું કર્મ એક મહાદોષ રૂપ થઇ પડયા વિના રહેતું (પણ) નથી.

ન (અસમર્થ) રાજાએ (પોતાના સમીપ શત્રુની આગળ) તેવા પ્રસાજિત (દંડોપનત) રાજાની પેઠે વર્તવું; પરંતુ પ્રાણહર વ્યાધિ, અંતઃકોપ (બળવાઓ), શત્રુઓની વૃદ્ધિ અગર તો તેના મિત્ર ઉપર આવી પડેલ આપત્તિઃ એ સર્વ કારણોને લીધે પોતાનો શત્રુ સંકટોમાં સપડાયલો છે, એવું જ્યારે તેને (તેવા પરાજિત જેવા રાજાને) પોતાને દેખાય, ત્યારે તેણે, પોતાનો ઉત્કર્ષ સાધી લેવાની તક પોતાને પ્રાપ્ત થયલી છે એવું માનીને કોઈ, વ્યાધિ થઈ આવ્યાના કે ધર્મકાર્ય કરવા જવાના નિમિત્તે (શત્રુના દરબારમાંથી ) બહાર નીસરી પડવું; અને કદાપિ (તેવો પરાજિતવત્ રાજા) પોતે પોતાના રાજ્યમા જ હોય, તો તેણે તેવા પોતાના વ્યસનગ્રસ્ત શત્રુ પાસે જવુ પણ નહિ એટલું તો નહિ, પરંતુ તે જો પોતાના શત્રુની પાસે જ હોય તો તેણે, જેવી તેને પોતાને તક મળી આવે કે તુર્ત તેનો લાભ લઈને તેવા (શત્રુ)નો વધ (પણ) કરી નાખવો.

જે કોઈ રાજાનું રાજ્ય, બે બલિષ્ઠ રાજાઓના રાજ્યોના મધ્યભાગમાં આવી રહેલ હોય તેણે તે બે (બલિષ્ઠ રાજાઓ) પૈકી જે કોઈ ત્રાણસમર્થ (રક્ષા કરવાની શક્તિવાળો) હોય તેનો આશ્રય લેવો જોઈએ; અગર તો એ બે (બલિષ્ઠ) રાજાઓ પૈકી જેના ઉપર પોતે વધારે વિશ્વાસ રાખી શકતો હોય તેનો તેણે આશ્રય લેવો; અગર તો તેવા બંને (બલિષ્ઠ રાજાઓ) સાથે તેણે એકસરખા પ્રકારની સંધિ કરી રાખવી. આટલું કર્યા પછી તેણે તે ઉભય ( બલિષ્ઠ ) રાજાઓને એક બીજા સામે ઉશ્કેરવાની નીતિ અખ્ત્યાર કરવી, અને તેને સફળ કરવાને તેણે, તે ઉભય પૈકી દરેકને આ પ્રમાણે કહેવું:—

"પેલો બીજો જે છે તે તમારાં મૂળ ખોદી રહેલો (મૂલહર) છે." આ પછી જ્યારે તે ઉભય બલિષ્ઠ રાજાઓ વચ્ચે ભેદ ઉભો થાય, ત્યારે ( તે ભેદનો લાભ લઈને ) તેણે તે દરેકને ( પૃથક્ પૃથક્ ) ગુપ્ત રીતે બળ ન બનાવી દેવા; અગર તો પોતાની પાસે આવેલ કોઈ બે બળસંપન્ન રાજાઓનો આશ્રય લઈને તેણે પોતાના (તેવા) પાડોસી શત્રુરાજા તરફથી રહેતા

ભયનો પ્રતીકાર રચી દેવો—(અર્થાત્ તેણે પોતે સુરક્ષિત બની જવું); અગર તો કોઇ દુર્ગપાલનો આશ્રય લઇને તેણે બેવડી (પરસ્પર વિરૂદ્ધ દેખાય તેવા બે પ્રકારની) નીતિનું અવલંબન કરવું (એટલે કે એકની સાથે સંધિ કરી બીજાની સામે લડાઇ આરંભી દેવી); અગર તો અનુક્રમે સંધિ તથા વિગ્રહનાં કારણ રૂપ સંયોગોને તેણે અનુસરી વર્તવાને મંડી પડવું; અગર તો તેવા ઉભય (બલિષ્ઠ) રાજાની સામે પ્રપંચ ખેલી રહેલા હોય એવા દુષ્ટ (રાજદ્રોહી) જનો, શત્રુઓ અને આટવિકો (જંગલી લોકોના મુખીઓ)-ની સાથે તેણે મિત્રતા બાંધી લેવી; અગર તો તે ઉભય પૈકી એકનો પોતે મિત્ર હોય એવો ઢોંગ કરીને તેણે (બાકી રહેલ) બીજાનું છિદ્ર ગોતી કાઢીને, શત્રુઓ તથા જંગલી જાતિઓની મદદથી તેની ઉપર પ્રહાર કરી દેવો; અથવા તો તેણે તેવા બંને (બલિષ્ઠ રાજાઓ) સાથે મૈત્રી બાંધીને મંડળની રચના કરી લેવી; અગર તો તેણે કોઈ મધ્યમ કે ઉદાસીન રાજાની સાથે મિત્રસંબંધ (સંશ્રય) બાંધી લેવો, અને એની મદદ લઇને તેણે તે બંને બલિષ્ટ રાજાઓ-ને કે તે પૈકી એકને નમાવી દેવાની તજવીજ કરવી; અગર જો તે ઉભય (બલિષ્ઠ રાજાઓ) તરફથી પોતાને નુકસાન થઇ આવેલ હોય, તો પછી મધ્યમ પ્રકારના કે ઉદાસીન કોટીના રાજાઓ પૈકી જે કોઈ રાજા ન્યાય-બુદ્ધિવાળો હોય તેનો અગર તેવા રાજાઓના મિત્રોનો કે સમોવડીઆનો અગર તો બીજો જે કોઇ રાજા પોતાની પ્રજાપ્રિયતાને લીધે સુખવૃદ્ધ થઇ શકે તેવી સ્થિતિમાં હોય તેનો, અગર તો જે કોઇ રાજાની મદદથી પોતાનો ઉદ્ધાર થઇ શકશે એમ પોતાને લાગતું હોય તેનો, અગર તો પોતાના પૂર્વજો જે કોઇ અન્ય રાજાની સાથે મિત્રતાના સંબંધથી કે રક્તસંબંધથી જોડાયલા હોય તેનો, અગર તો જે કોઇ રાજાના રાજ્યમાં પોતાના અનેક શક્તિમંત મિત્રો રહેતા હોય તેનો તેણે આશ્રય મેળવી લેવો જોઇએ.

જે બે સમર્થ રાજાઓ પરસ્પર સમાધાનવૃત્તિ રાખીને રહેલા હોય તે બે પૈકી જે કોઇ પોતાને પ્રિય હોય, અગર તો તે બે પૈકી જે કોઇ તેનો

પોતાને ચાહતો હોય તેનો જ આશ્રય દરેક રાજાએ કરવો; મૈત્રી કરવાને માટે આ જ માર્ગ સારામાં સારો ગણાય છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'ષડ્ગુણાત્મક નીતિ' સંજ્ઞક સાતમા અધિકરણમાનું, 'સંશ્રયવૃત્તિ' નામક બીજું પ્રકરણ પૂરું થાય છે.)

## પ્રકરણ ૩.

—:o:—

### સમાન, ઉતરતા અને ચઢીઆતા ગુણવાળા રાજાઓ; અને હીનગુણવાળા રાજાએ કરવાની સંધિના પ્રકારો.

જે કોઇ રાજા પોતાની વિજયશક્તિ વિકસાવવાની આકાંક્ષા ધરાવતો હોય તેણે, ષડ્ગુણાત્મક નીતિને ઉપયોગમાં લેવી.

સમાન અને ચઢીઆતી કોટીના રાજાઓ સાથે સંધિ કરવી; અને હીનકોટીના રાજા ઉપર ચઢાઈ કરવી.

જે કોઇ પોતાનાથી ચઢીઆતી કોટીના રાજા સાથે લડવાને બહાર પડે છે તેની દશા, હાથીની સાથે યુદ્ધ કરતા પત્તિ (પગે ચાલતા સૈનિક)ના જેવી થવાની.

*કાચી માટીનું વાસણ તેવા જ બીજા કોઇ વાસણ સામે અથડાતાં તે ઉભયનો નાશ જેમ થઇ આવે છે,* તેવી જ રીતે સમાન (તુલ્યશક્તિવાળા) બે રાજાઓ વચ્ચે વિગ્રહ ઉભો થઇ આવતાં તે ઉભયનો નાશ થયા વિના રહેતો નથી.

કાંકરો ( પથરો ) ઠીકરાના ઘડાને ફોડી નાખે છે તે પ્રમાણે ચઢીઆતી કોટીનો રાજા, ઉતરતી કોટીના (હીન) રાજાની ઉપર વિજય મેળવ્યા વિના રહેતો નથી જે.

ઉતરતી કોટીનો રાજા સધિ કરવાને ઇચ્છતો હોય અને તે ઇચ્છાનો સ્વીકાર જો ચઢીઆતી કોટીનો રાજા ન કરે, તો પછી તેવા હીન રાજાએ,

કાં તો પરાજિત રાજાની વૃત્તિ ધારણ કરવી, અગર તો હીન કોટીના રાજાએ જે પ્રકારનો પ્રયોગ, ચઢીઆતી કોટીના રાજા પરત્વે આદરવો જોઇએ તે તેણે આદરી દેવો.*

જો સમાન રાજા સંધિ કરવાની ઇચ્છા ન દેખાડે, તો પછી તેના પ્રતિપક્ષી રાજાને, તેને પોતાને તેવા સમાન રાજા તરફથી જે જે પ્રકારનાં દુઃખો ભોગવવાં પડેલાં હોય તે તે પ્રકારનાં દુઃખ તેણે તેવા ( પોતાના વિરોધી ) સમાન રાજાને પણ આપવાં; કારણ કે, હરકોઇ બે રાજાઓ જો શક્તિયુક્ત (તેજસ્વી) હશે, તો તે ઉભય વચ્ચે સંધાન થવાનું જ;+ અતપ્ત લોહના કટકાઓ એક બીજા સાથે સંધાતા નથી–( અર્થાત્, તપાવાયલ લોહના કટકાઓ જ એક બીજાની સાથે મળી રહે છે. ).

જો હીન કોટીનો રાજા બધી ય રીતે નમતો રહેતો હોય, તો તેની સાથે ( ચઢીઆતી કોટીના રાજાએ ) સંધિ કરવી; કારણ કે એવા હીન રાજાને પણ જો દુઃખ દઇને કુપિત કરવામાં આવશે, તો તે અરણ્યના અગ્નિ (દાવાનલ)ની પેઠે પ્રજ્વલિત થઇને પોતાના શત્રુ ઉપર ચઢી ગયા વિના રહેશે નહિ એટલું તો નહિ, પરંતુ (તેના) મંડળવાળાં રાજ્યો પણ તેની તરફ મીઠી નજર ( અનુગ્રહ ) બતાવ્યા વિના પણ નહિ રહે.

સંધિપાલન કરી રહેતા રાજાને જો એમ માલૂમ પડી આવે કે, પોતાના મિત્રરાજાની પ્રજા લોભી, નિર્ધન તેમ જ દુઃખિત થઈ ગયલ છે છતાં પણ તે, પોતાના સ્વામી તરફથી તેને પોતાને પાછી બોલાવી લેવામાં આવશે એવી બ્હીકથી (મારા) પોતાના ( સંધિપાલન કરતા રાજાના ) રાજ્યમાં આવીને નિવાસ નથી કરતી, તો પછી પોતે હીન કોટીનો હોય તોપણ તેણે પોતાના મિત્રરાજાની સામે લડાઇ જાહેર કરી દેવી.

પોતે બીજા જે કોઇ રાજા સામે લડાઇ માંડી હોય તે રાજાની પ્રજા લોભાવિષ્ટ, નિર્ધન તેમ જ દુઃખાર્ત છે છતાં તે વિગ્રહથી ઉત્પન્ન યતાં

---

* જુવો અધિ૦ ૧૨. + આ એક રાજકીય સત્ય છે.

-સંકટોને લીધે પણ તેનો (પોતાના સ્વામીનો) પક્ષ છોડીને (મારા) પોતાના (વિગ્રહ માંડનાર રાજાના) પક્ષમાં આવી મળતી નથી, એવું જે કોઇ રાજાને જણાય તેણે, પોતે ચઢીઆતી કોટીનો હોય તો પણ, પોતાના શત્રુ સાથે સંધિ કરી નાખવી, અગર તો વિગ્રહજનિત ઉદ્વેગ બને તેટલે અંશે દૂર કરી દેવો.

એક બીજા સામે યુદ્ધમા ઉતરેલા અને એક સરખી રીતે વ્યસન (સંકટ)માં સપડાયલા બે રાજાઓ પૈકી એકને જો એવું જણાય કે તેની પોતાની સ્થિતિ વધારે સંકટમય છે, અને પોતાનો શત્રુ સકંટમુક્ત થઇ શકીને વધારે વેગથી (વિજય અપાવે તેવી રીતે) યુદ્ધ કરી શકે તેમ છે, તો પછી તેણે (પોતાનાં સાધનો ગમે તેટલાં વિપુલ હોય તો પણ) -સંધિ કરી લેવી.

સંધિના કે વિગ્રહના ફળ રૂપે શત્રુને જેમ કશું નુકસાન થતું નથી કે પોતાને કોઇ લાભ મળતો નથી, એવું જો કોઇ રાજાને માલૂમ પડે, તો તેણે, પોતે ચઢીઆતી કોટીનો હોય તો પણ, તટસ્થતાનો નિર્વાહ કરી રાખવો.

પોતાના શત્રુનું વ્યસન અપ્રતિકાર્ય (ટાળી ન શકાય તેવું) છે, એવું જો કોઇ પણ રાજાને દેખાય, તો તેણે, પોતે હીન કોટીનો હોય તોપણ, પોતાના (તેવા) શત્રુ સામે પ્રયાણ કરી દેવું.

ટાળી ન સકાય તેવી આફ્તો જો પોતાના માથા ઉપર ઝઝૂમી રહે, તો -ચઢીઆતી કોટીના રાજાએ પણ અન્ય રાજાનો આશ્રય લેવો.

એક (રાજાની) સાથે સંધિ કરવાથી અને બીજા (રાજાની) સાથે વિગ્રહ કરવાથી જો કોઇ પણ રાજાનું કાર્ય સિદ્ધ થાય તેમ હોય, તો તેણે, પોતે ચઢીઆતી કોટીનો હોય તોપણ, એવડી (દ્વૈધીભાવવાળી) રાજનીતિનું અવલંબન કરવું.

આ પ્રમાણે, ષડ્ગુણાત્મક રાજનીતિનો ઉપયોગ શી રીતે કરવો તે સમજી લેવું. તથાપિ વિશેષ પ્રસંગમાં તેનો ઉપયોગ, નીચે પ્રમાણે કરવાનો છેઃ—

જો કોઇ અબળ રાજાની ઉપર કોઇ, સબળ રાજા, પોતાના માંડલિક રાજાઓને સાથે રાખીને ચઢાઇ કરે, તો તેવા પ્રસંગમાં, તેવા ( બળહીન ) રાજાએ તેવા (સબળરાજા)ને કોશ, સેના, પોતાનો પિંડ અગર પોતાની ભૂમિ આપી દઇને પણ નમનતાઇથી સંધિ કરી લેવી.

( સંધિ માટે યાચના કરતા) રાજાએ પોતાની સાથે અમુક સંખ્યામાં સૈનિકો રાખીને, અગર તો પોતાની સેનાના ઉત્તમાંશને પોતાની સાથે લઇને, ( વિજયી રાજાની પાસે ) હાજર થવું—એ સરતે જે સંધિ કરવામાં આવે તે ' આત્મામિષ ( માંસ રૂપે પોતાના પિંડને જ અર્પણ કરી દેવો તે) ' કહેવાય છે.

( બોલાવવામાં આવે ત્યારે ) સેનાપતિએ યુવરાજ સહ ( વિજયી રાજાની પાસે ) હાજર થવું—એવી સરતે જે સંધિ કરવામાં આવે, તો તે ' પુરૂષાન્તરસંધિ ( રાજાને બદલે અન્ય જનોને બાન તરીકે સોંપવા તે)' કહેવાય છે. આ પ્રકારની સંધિ કરવામાં રાજાને પોતાને શત્રુચરણમાં જઇ પડવાનું હોતું નથી તેથી તે ' આત્મરક્ષણ ' કરનારી પણ છે.

રાજાએ પોતે અગર અન્ય કોઇ પુરૂષે સેના સહિત, અમુક એક ઠરાવાયલ સ્થાન વિષે હાજર થવું— એ સરતે જે સંધિ કરવામાં આવે તે ' અદૃષ્ટપુરૂષ ( સેવા અર્થે નિશ્ચિત ન કરાયલ પુરૂષવાળી ) ' ગણાય છે; અને તે, રાજાની પોતાની અને તેની સેનાના મુખ્યોની રક્ષા પરત્વે હિતકારક પણ છે.

( પૂર્વોક્ત બધા પ્રકારની ) સંધિ પૈકીના પહેલા બે પ્રકારની સંધિ કરવામાં આવે, ત્યારે કોઇ મુખ્યવર્ગની સ્ત્રીને બાન ( બન્ધન ) તરીકે ( વિજયી રાજાને ) સોંપવી; અને જો છેલ્લા પ્રકારની સંધિ થાય, તો (તેનો લાભ લઇને ) શત્રુને પકડી લેવાને માટે ગુપ્ત પ્રયત્ન કરવો. પોતાની સેના સોંપી દેવાની સરતે કરાતી સંધિના પ્રકારો આ પ્રમાણે છે (એમ જાણવું).

રાજત્વનાં બીજાં બધાં અંગોને બચાવી લેવાને માટે ખજાનો આપીને

પણ જો સંધિ કરી લેવામા આવે તો તે સંધિ '**પારક્ય**' (કીમત આપીને ખરીદેલ)' ગણાય છે

એ જ પ્રમાણે, એક મનુષ્યના ખભા ઉપર ઉપડાવીને લઈ જઈ શકાય એટલુ ધન (શત્રુને) આપીને જે સંધિ મેળવી શકાય તે '**ઉપગ્રહ**' (ખડણી), કહેવાય છે આના પ્રકાર અનેક હોય છે દેશકાળની અડચણોને લીધે ઘણી વાર, આ પ્રમાણે ઠગવાયલી ખડણી ભરાતી નથી અને તે ચઢી પણ જાય છે

તથાપિ, કોઈ સંધિના પરિણામે કોઈ સ્ત્રીને માન તરીકે સોંપવી પડે તેના કરતા આ (ઉપગ્રહ) પ્રકારની સંધિનો ભાર સહ્ય હોઈ ભવિષ્યમા તેમાથી મુક્ત થઈ શકાશે પણ ખરૂ.

સંધિ કર્યા પછી જ્યારે સંધિ કરનાર પક્ષો પરસ્પર વિશ્વાસથી એકીભાવગત (એકરૂપ) થઈ જાય છે, ત્યારે તે સંધિને '**સુવર્ણ સંધિ** (સોનાની સુલેહ)'—એવી સંજ્ઞા અપાય છે

આનાથી (સુવર્ણસંધિથી) વિપરીત કોટીની સંધિને '**કપાલ**' કહેવામા આવે છે, કારણ કે એમા પુષ્કળ ધન આપવાનુ હોય છે

પહેલા બે પ્રકારની સંધિને અંગે (પરાજિત રાજાએ) કાચો માલ, હાથીઓ, ઘોડાઓ, અને લશ્કરની આપણી (વિજેતાને) કરવાની હોય છે, ત્રીજા પ્રકારની સંધિના પરિણામમા ધન આપવાનુ હોય છે, ચોથા પ્રકારની સંધિ થાય, તો પોતાના કર્મ અસિદ્ધ રહ્યાનું બ્હાનુ કાઢીને તેણે (પરાજિત રાજાએ) ખડણી ભરવાની વાત ઉડાવી દેવી ધન આપીને કરાતી સંધિના પ્રકાર આ પ્રમાણેના જાણવા

સંધિને પરિણામે અમુક ભૂમિ આપી દઈને પણ જો બાકીના પોતાના રાજ્યને તથા પોતાની પ્રજાને બચાવી લેવામા આવે, તો તે પ્રકારની સંધિ 'આદિષ્ટ' કહેવાય છે, અને તે (ભૂમિ આપી દેનાર રાજાને) લાભકારક પણ છે, કારણ કે એ પ્રમાણે જે ભૂમિ (વિજેતાને) અપાઈ જાય છે તે

ભૂમિ સાથે સંબંધ ધરાવતા ( તેને ઉપદ્રવ કરતા ) ચોર તથા ઇતર દુષ્ટ જનોના ધ્વંસ પણ તેથી થઇ આવશે.

રાજધાનીના નગરને બાદ રાખી, સારભૂત ગણાય તેવાં તમામ તત્ત્વો જેમાંથી હરી લેવાયાં હોય એવું બાકીનું આખું ય રાજ્ય જો ( વિજેતાને ) આપી દેવામાં આવે, તો જે સંધિ રૂએ તે અપાય તે સંધિ 'ઉચ્છિન્નસંધિ' સંજ્ઞાને પામશે; અને એ પ્રકારની (લાભ અપાવે નહિ તેવી ઉચ્છિન્ન-સંધિ ), શત્રુને મુશ્કેલીમાં ઉતારવાની ઇચ્છા રાખનાર (પરાજિતરાજા)ને લાભકારક (પણ) થઇ પડશે.

ભૂમિમાંથી જે કાંઇ પેદા થાય તે આપી દેવાની સરતે સંધિ કરીને જો રાજ્યને બચાવવામાં આવ્યું હોય, તો તે પ્રમાણે (ફળદાનલોભ દેખાડીને) કરાયલ સંધિ ' અપક્રય ' કોટીની ગણાય છે; અને ભૂમિમાંથી જે કાંઇ પેદા થાય તેના કરતાં અધિક આપવાની સરતે જે સંધિ કરાય તે 'પરિભૂષણ' રૂપ ગણાશે.

પ્રત્યેક રાજાએ પહેલા પ્રકારની સંધિને પસંદગી આપવી; પરંતુ છેલ્લા બે પ્રકારની, ફળદાન કરી દેવાની સરતોના સિદ્ધાન્ત ઉપર રચાયલી સંધિ તો, બળ આગળ નમતું જોખવાની જરૂર જણાય તો જ કરવાની છે.. ભૂમિભાગ આપીને કરવાની સંધિના પ્રકાર આટલા જાણવા.

પોતાનાં કાર્ય, દેશ તથા કાળઃ એ સર્વને લક્ષ્યમાં રાખીને પ્રત્યેક હીનકોટીના રાજાએ, ચઢીઆતી કોટીના (બળવાળા) રાજાને અધીન થતી વેળા, આ ત્રણ પ્રકારની સંધિ ( પૈકી જે પ્રકારની સંધિ ફાવે તે ) કરી લેવાની છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, ' ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ ' સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાંનું, 'સમાન, ઉતરતા અને ચઢી-આતા ગુણવાળા રાજાઓ; અને હીનગુણવાળા રાજાએ કરવાની સંધિના પ્રકારો:' એ વિષયને લગતું ત્રીજું પ્રકરણ પૂરું થાય છે.)

---

# પ્રકરણ ૪.

## વિગ્રહ જાહેર કર્યા પછીથી તટસ્થતા- સંધિ કર્યા પછીથી તટસ્થતા-વિગ્રહ જાહેર કર્યા પછી કરાતી કૂચ— સંધિ કર્યા પછી કરાતી કૂચ— સંયુકત રાજ્યોનાં લશ્કરોથી કરાતી કૂચ.

વિગ્રહ જાહેર કર્યા પછી અગર તો સંધિનું તહનામું થઇ ગયા પછી જે તટસ્થતા પાળવાની હોય છે, અગર તો લશ્કરને પ્રયાણ કરવાનું હોય છે તે સબંધમાં પૂર્વે વિવેચન કરાઇ ગયલું છે.

'તટસ્થતા ( આસન )'-આ શબ્દના અર્થમાં, 'સ્થાન' ( શાંતિમય સ્થિતિ ), ' આસન ( શત્રુતા બંધ પાડવી તે ),' અને 'ઉપેક્ષણ (દરકાર ન રાખવી તે )';--આ ત્રણે શબ્દોના અર્થનો સમાવેશ થાય છે.

તટસ્થતાના પ્રકાર ત્રણ છે, અને તે ત્રણે પ્રકાર વચ્ચે ભેદ આ પ્રમાણે રહેલા છેઃ-શાંતિને ભજી રહેવું, અમુક એક જ પ્રકારની નીતિનું પાલન કરવું તે ' સ્થાન ' કહેવાય છે; સ્વવૃદ્ધિ—આત્મોન્નતિ—ની પ્રાપ્તિ અર્થે શત્રુતાસૂચક કર્મો કરવાનું બંધ પાડવું તે 'આસન ' કહેવાય છે; અને શત્રુ સામે કોઇપણ પ્રકારનું પગલું ન ભરવું તે ' ઉપેક્ષણ ' કહેવાય છે.

જે ( કોઇ )બે રાજાઓ વિજયોત્સુક હોય છતાં એક બીજા સાથે સંધિ કરવાની ઇચ્છા ધરાવતા હોય, અને એક બીજા સામે પ્રયાણ કરવાને અશક્ત હોય તેમણે લડાઇ જાહેર કરીને, અગર તો સંધિ કરીને પછી ચૂપ બેસી જવું ( એ ઇષ્ટ ગણાશે ).

જો કોઇ રાજાને એમ લાગે કે, તે પોતે પોતાની સેનાની કે પોતાના મિત્રની કે જંગલી લોકોની મદદથી, પોતાના જેટલા જ બળવાળા (સમ), અગર તો પોતાથી ચઢીઆતા બળવાળા રાજાને નમાવી શકશે, તો તેણે પ્રથમ પોતાના રાજ્યમાંના અને રાજ્ય બહારના શત્રુઓ સામે પોતાની

રક્ષા કરનારાં કર્મો કરી લેવાં, અને પછી લડાઇ જાહેર કરીને ચૂપ બેસી જવું.

અગર જો તેને એમ દેખાય કે, પોતાના પ્રજાજનો ઉત્સાહયુક્ત, એકચિત્ત, સંમૃદ્ધિસંપન્ન, અને કોઇ પણ પ્રકારની ઉપાધિને વશ થયા વિના પોતપોતાનાં કર્મો કરતાં રહેવાને સમર્થ છે એટલુ જ નહિ, પરંતુ શત્રુના કર્મોને નષ્ટ કરવા જેટલી શક્તિ પણ ધરાવે છે, તો પછી ( તેવી પ્રજા ધરાવનાર)રાજાએ લડાઇ જાહેર કરીને ચૂપ બેસી જવું (એ ઉચિત ગણાશે).

( જો કોઇ રાજાને એમ દેખાય કે પોતાના શત્રુ ) રાજાની પ્રજા પીડિત છે, નિર્ધન બની ગયલી છે, લુબ્ધ બનેલી છે, અને તેની ઉપર લશ્કરથી ચોરોથી તથા જંગલી લોકોથી થતા રહેતા હુમલાઓને લીધે તે ત્રાસિત થયલી છે, તો પછી તેવી ( શત્રુ રાજાની ) પ્રજાને યુક્તિથી તેણે પોતાના પક્ષમા ભેળવી લેવી. અગર જો પોતાના રાજ્યમાં ખેતી અને વેપારની ખીલવટ થતી જાય અને પોતાના શત્રુના રાજ્યમા તે ઉભય બાબતો ક્ષીણ પડતી જાય; અગર તો દુકાળથી પીડાતી પોતાના શત્રુની પ્રજા પોતાના રાજ્યમા આવી વસે તેમ હોય, અગર જો પોતાના રાજ્યમા ખેતી તથા વેપાર ક્ષીણ પડતાં જતાં હોય, અને શત્રુરાજ્યમા તે વૃદ્ધિ પામતાં જતાં હોય છતા પણ, પોતાની પ્રજા પોતાને છોડીને શત્રુપક્ષમા ભળી નહિ જાય એવું જો તેને પોતાને લાગતું હોય; અગર વિગ્રહ જાહેર કરીને પોતે શત્રુપક્ષના ધાન્ય, ઢોર અને હિરણ્ય વગેરેને હરી લાવી શકે તેમ હોય; અગર જો તે પોતે, પોતાના રાજ્યમા ચાલતા વેપારને નુકસાન કરનાર, શત્રુપક્ષના માલને આયાત થતો અટકાવી શકે તેમ હોય; અગર તો કીંમતી માલ શત્રુના રાજ્યમા ન જતાં પોતાના રાજ્યમાં આવે એવો પ્રબંધ પોતે કરી શકે તેમ હોય; અગર પોતે વિગ્રહ જાહેર કરશે તો તેના પરિણામમા પોતાનો શત્રુ ( તેની પોતાની તરફ વિરોધ ધરાવનાર ) દૂષ્યજનો, શત્રુઓ ( અમિત્રો ), જંગલી લોકો અને અન્ય બંડખોર લોકોને દાબી નહિ શકે એટલું તો નહિ, પરંતુ એને પોતાને એ સર્વ સામે લડાઇમાં ઉતરી જવું પણ પડશે, એમ

જો ( કોઇ રાજાને ) જણાતું હોય; અગર તો, ફળદ્રુપ ભૂમિ મેળવી લેવાય. અગર તો પોતાના જેવો સંમૃદ્ધ મિત્ર મેળવી લેવાય, એવી તક પ્રાપ્ત થઇ આવે, તો તેની ઉપેક્ષા કોઇ પણ મિત્ર (રાજા) ન જ કરે, એ વાત ચોક્કસ. હોઇને પોતાનો કોઇ મિત્ર, વધારે નુકસાન ભોગવ્યા વિના, અલ્પકાળમાં. ઘણું ધન એકઠું કરી લઇને, પોતાના લશ્કરને આવી મળવાનો એ વાત જો તે પોતે સમજતો હોયઃ–તો આવા સર્વ પ્રસંગોમાં પરવૃદ્ધિપ્રતિઘાત કરવાના હેતુથી, તથા પોતાનો પ્રતાપ બતાવવાના હેતુથી, ( આ પ્રમાણે સમજનાર રાજાએ ) વિગ્રહ જાહેર કર્યા પછી ચૂપ મારીને બેસી જવું.

પરંતુ આ બાબતમાં આચાર્યોનું કહેવું આ પ્રમાણે છેઃ—" જો રાજા આમ ચૂપ મારીને બેસી રહે, તો તેનો શત્રુ કદાચિત્ તેને ગળી પણ જાય."

તથાપિ, આ પરત્વે (મારું)કૌટિલીયનું મત આ પ્રમાણે છેઃ–"એમ બને નહિ. ( વિગ્રહ જાહેર કર્યા પછી ચૂપ મારીને બેસી રહેવું ) એ નીતિનું ધ્યેય એટલુંજ છે કે, સંકટમાં ન સપડાયલ શત્રુને કૃશ ( સાધનવિહીન ) કરી દેવો. આવો રાજા, જોઇએ તેટલા પ્રમાણમાં પોતાની વૃદ્ધિ કરી લેશે કે તુર્ત તે ( પોતાના ) શત્રુનો ઉચ્છેદ કરવાનાં પગલાં ભરશે જ. શત્રુનો શત્રુ જે કોઇ હશે તે પોતાની સલામતી ખાતર આવા રાજાને સાહાય્ય પણ મોકલશે જ." આમ હોઇને જે કોઇની પાસે, જોઇએ તેટલું બળ હોય તેણે, વિગ્રહ જાહેર કરીને ચૂપ બેસી રહેવું ( એ ઇષ્ટ છે. ).

વિગ્રહ જાહેર કર્યા પછી ચૂપ બેસી રહેવાની નીતિનાં ફળ જો ઉપકારક ન દેખાય, તો પછી ( રાજાએ ) સંધિ કરીને શાંત બેસી જવું.

વિગ્રહ જાહેર કર્યા પછી શાંતિ પકડી બેસી જવાના પરિણામમાં જો (કોઇ રાજાને) પોતાના બળમાં વૃદ્ધિ થયલી દેખાય, તો પછી તેણે પોતાના શત્રુ ઉપર ચઢાઇ કરી જવાનાં પગલાં (પણ)ભરી દેવાં.

પોતાનો શત્રુ વ્યસનગ્રસ્ત થયલો છે; પોતાના શત્રુની પ્રજાનાં સંકટો કોઇ પણ ઉપાયે દૂર થઇ શકે તેમ નથી; પોતાના શત્રુની પ્રજા પીડિત, વિરક્ત અને ક્ષીણ પડી ગયલી હોઇને ઉત્સાહહીન અને અંદર અંદર લડી રહેલી છે તેથી પોતાના સ્વામીને છોડી દેવા અર્થે તેને સમજાવી શકાશે; અગ્નિ, પાણી, વ્યાધિ, મરકી અને દુકાળઃ એ સર્વથી થઇ આવતાં સંકટોથી. પોતાના શત્રુનો દેશ ઘેરાયલો હોઇ, તેના પરિણામમાં તેમાના સુવર્કોનો તથા તેની પોતાની રક્ષાશક્તિનો ક્ષય થવા લાગ્યો છેઃ—આવું આવું જો કોઇ પણ રાજાને દેખાય, તો તેણે વિગ્રહ જાહેર કરીને ચઢાઇ લઇ જવી (એ ઉચિત ગણાશે.).

જે કોઇ રાજાના રાજ્યના આગલા અને પાછલા ભાગમાં એક એક સમર્થ મિત્ર (રાજા)નું રાજ્ય આવી રહેલ હોય, અને એનાથી વિપરીત સ્થિતિ તેના પોતાના શત્રુની હોય, અને જો તેનો પોતાનો મિત્ર, પોતાના આગલા ભાગના શત્રુના હુમલાને અટકાવી શકે તેમ હોય, અને તેના પોતાના પાછલા ભાગમાનો મિત્રરાજા (આક્રન્દ), જો પાછલા ભાગથી હુમલો કરનાર શત્રુનો પરિગ્રહ કરી શકે તેમ હોય, તો તેવો રાજા વિગ્રહ જાહેર કરીને પોતાના આગલા ભાગના દુશ્મન ઉપર ચઢાઇ લઇ જાય તો ચાલી શકે.

પોતે એકલા હાથે અને અલ્પકાળમાં વિજયફળ મેળવી શકશે, એવું જો કોઇ રાજાને લાગે, તો પછી તેણે પોતાની પીઠે રહેલ શત્રુઓ સામે વિગ્રહ જાહેર કર્યા પછી (પોતાના મુખ આગળના શત્રુ ઉપર)ચઢાઇ લઇ જવી: આમ જો બની ન શકે, તો પછી તેણે (પોતાની પીઠે રહેલ શત્રુઓ સાથે) સંધિ કરીને જ (આગલા શત્રુઓ સામે) પ્રયાણ કરવું.

પોતાના શત્રુ સામે, એકલા હાથે રણમાં ઉતરવાનું, જો કોઇ રાજાને અશક્ય લાગે, અને ચઢાઇ લઇ જવાની વાત જો તેને જરૂરની જણાતી હોય, તો તેણે હીન, તુલ્ય અગર ચઢીઆતી કોટીના રાજાઓને પોતાની સાથે મેળવીને ચઢાઇ કરવાનું રાખવું.

(એ પ્રમાણે એકત્ર ચયલ રાજાઓનો)હેતુ, ચઢાઇ લઇ જવાની બાબતમાં જો એક જ હોય, તો પછી તે એકત્ર ચયલાઓએ લેવાના વિજયલાભના અંશો પણ નિશ્ચિત કરી નાખવા; પરંતુ ચઢાઇના હેતુ જુદા જુદા હોય, તો પછી વિજયલાભમાંથી તે બધાએ લેવાના અંશો નિર્દિષ્ટ કરી લેવાની જરૂર રહેતી નથી. જો કોઈ પણ રીતે (વિવિધ રાજાઓનો)સંઘ રચી ન શકાય, તો પછી (વિગ્રહ કરવાની ઇચ્છા રાખનાર) રાજાએ બીજા કોઇ રાજાને (વિજયલાભમાંથી) અમુક અંશ આપવાનું કહીને તેની પાસેથી લશ્કરી મદદ માગવી, અગર તો વિજયલાભમાંથી સરખો ભાગ લેવા દેવાની સરત કરીને તેવા (મદદગાર)રાજાને પોતાની સાથે (લડાઇ અર્થે) જોડાવાને બોલાવવો.

જો વિજયલાભ નિશ્ચિત હોય, તો તેવા ઉભય રાજાઓએ, તે લાભ કેટલા કેટલા પ્રમાણમાં લેવાનો છે, તે અગાઉથી નક્કી કરીને જ પ્રયાણ કરવાનું રાખવું; પણ જો વિજયલાભ અનિશ્ચિત પ્રકારનો હોય, તો પછી તેમાંથી લેવાનાં અંશો નિશ્ચિત કરવાની આવશ્યકતા રહેતી નથી જ.

સેનાબળના પ્રમાણમાં વિજયલાભનો અંશ લેવો, એ વિજયલાભની વહેંચણીનો પહેલો પ્રકાર છે. પ્રયાસના પ્રમાણમાં વિજયલાભનો અંશ લેવો, એ સારામાં સારો માર્ગ ગણાય. જેટલો લાભ પ્રાપ્ત થયો હોય તેના, અગર તો જેના તેના તરફથી રોકાયલ મુડી (પ્રક્ષેપ)ના પ્રમાણમાં ભાગોની વહેંચણી કરવી (એ ઉચિત ગણાશે.).

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ' એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાંનું, 'વિગ્રહ જાહેર કર્યા પછીથી તટસ્થતા, સંધિ કર્યા પછીથી તટસ્થતા ઇત્યાદિ' બાબત વિષે ચર્ચા કરતું ચોથું પ્રકરણ પૂરું થાય છે.)

---



## જેના ઉપર ચઢાઇ કરી શકાય તેમ હોયતેવા (યાતવ્ય) શત્રુ તથા પ્રબળ શત્રુ સામે પ્રયાણ કરવા બાબત વિચાર; ક્ષય, લોભ અને વિરાગનાં કારણો; તથા વિવિધ રાજાઓ તરફથી રચાતા સમવાય (સંઘ) સંબંધી વિચારણા.

જેના ઉપર ચઢાઇ કરી શકાય તેવો શત્રુ તથા બીજો કોઇ પ્રબળ શત્રુ: એમ એ બે જણ સંકટમાં સપડાયલ હોય, ત્યારે તે બેમાંથી કોના સામે પહેલું પ્રયાણ કરવું ?

પ્રબળ શત્રુ સામે પ્રથમ કૂચ કરવી, અને તેને હરાવી નાખ્યા પછી જે શત્રુ ઉપર હુમલો થઇ શકે તેમ હોય (યાતવ્ય) તેના ઉપર ચઢી જવું; કારણ કે જો પ્રબળ શત્રુ પરાજિત થઇ ગયલો હોય, તો પછી, જે શત્રુ યાતવ્ય હોય તે પોતે સ્વેચ્છાથી વિજયાકાંક્ષી (રાજા)ને સાહાય્ય આપવા બહાર પડવાનો જ; પરંતુ જે કોઇ પ્રબળ શત્રુ હશે તે કદિ પણ તે પ્રમાણે આગળ આવવાનો નહિ જ.

(૧) મોટી આફતમાં સંડોવાયલ યાતવ્ય શત્રુ, અને (૨) અલ્પ સંકટમાં સપડાયલ પ્રબળ શત્રુ:—એ બેમાંથી કોના સામે ચઢાઇ લઇ જવી ? આ પ્રશ્નનો ઉત્તર આપતાં આચાર્યો (નીતિશાસ્ત્રીઓ)નું કહેવું આ પ્રમાણે છે:—

"જો સરલતાથી વિજય મેળવવો હોય, તો મોટી આફતથી ઘેરાયાને લીધે યાતવ્ય બનેલ શત્રુ સામે પ્રથમ પ્રયાણ થવું જોઇએ."

પરંતુ આ (આચાર્યોનું) મત કૌટિલ્યને કબૂલ નથી. તેનો અભિપ્રાય (આ બાબતમાં) આ પ્રમાણે છે:—"ના; એમ ( આચાર્યો કહે છે તેમ ) નહિ. પ્રબળ શત્રુની મુશ્કેલીઓ થોડી હોય તોપણ તેની ઉપર જ્યારે ચઢાઇ કરવામાં આવે છે, ત્યારે તેઓ મોટી થઇ પડે છે; અને તેવી, એવા પ્રબળ

શત્રુની મુશ્કેલીઓ ઓછી હોય તોપણ વિજેતાએ તેની સામે જ પ્રયાણ કરવું (એ ઇષ્ટ છે). જેની ઉપર ચઢી જઇ શકાય એવો જે શત્રુ હોય તેના ઉપર જો ચઢાઇ લઇ જવામા આવે, તો તેનાં મોટાં સંકટો વધારે મોટા (નઠારાં) થઇ પડશે, એ વાત જો કે ખરી છે; તથાપિ થોડા સંકટોવાળા સબળ શત્રુને જો હાથ બતાવવામાં નથી આવતો, તો તે પોતાનાં સંકટોમાંથી મુક્ત થઇને, જે કોઇ યાતવ્ય શત્રુ હોય તેની સાથે અગર તો (તેવા) વિજયાકાંક્ષી રાજાની પીઠ ઉપરના બીજા કોઇ શત્રુ સાથે જોડાઇ જવાનો પ્રયત્ન કર્યા વિના નહિ જ રહે.''

જેમના ઉપર ચઢી શકાય એવા શત્રુઓ જો બે હોય, અને તે પૈકી એક જો મોટાં સંકટોમા સપડાયલ, તથાપિ ન્યાયવૃત્તિવાળો (સુશીલ) હોય, અને બીજો થોડાં સંકટોમાં પડેલ પણ કુશીલ હોય અને તેવાની પ્રજા તેના ભણી અનુરાગ દાખવતી ન હોય, તો પછી એ બે (પ્રકારના) શત્રુઓ પૈકી કોની ઉપર પ્રથમ ચઢાઇ કરવી ?

( પૂર્વોક્ત પ્રશ્નનો જવાબ એટલો જ છે કે ), જે (રાજા)ની પ્રજા વિરક્ત બની ગયલી હોય ( તેની ઉપર ચઢાઈ પ્રથમ કરવી ); કારણ કે, સુશીલ શત્રુ ગમે તેટલી મોટી આફતમાં પડેલ હશે તોપણ તેની પ્રજા તેને મદદ કરવાની; જ્યારે કુશીલ શત્રુનાં સંકટ અલ્પ હશે તોપણ તેની પ્રજા ઉપેક્ષા કર્યા વિના નહિ રહે. વિરક્ત (અરાજભક્ત) પ્રજા પોતાના **પ્રબળ રાજાને પણ ઉચ્છેદવાનો પ્રયાસ કરવાની જ.**

જે શત્રુની પ્રજા ક્ષીણ (નિરસત્ત્વ-નિર્ધન)અને લુબ્ધ બની ગયલી હોય તેની ઉપર ચઢાઈ કરવી; કે જે શત્રુની પ્રજા પીડિત થતી હોય તેની ઉપર હુમલો કરવો ?(આ પ્રશ્નના જવાબમાં આચાર્યોનું કહેવું આ પ્રમાણે છે)–

“ જે શત્રુની પ્રજા ક્ષીણ પડી ગયલી અને લુબ્ધ હોય તેની ઉપર ચઢાઇ થવી જોઇએ; કારણ કે ક્ષીણ પડી ગયલ અને લુબ્ધ પ્રજાને સહેલાઇથી પ્રપંચવડે, (બીજા) ચઢાઇ કરનારના પક્ષમાં આણી શકાય છે એટલું

તો નહિ, પરંતુ તેને સહેલાઇથી ઉશ્કેરી શકાય પણ છે. પરંતુ જે પ્રજા કેવળ પીડિત હોય છે તે પ્રજાને પ્રપંચથી બીજા પક્ષમાં આણી શકાતી નથી; કારણ કે રાજ્યના જે મુખ્ય પુરુષો તરફથી તેને પીડા કરાયલી હોય છે તે પુરુષોને સજા કરવામાં આવે છે, તો તેનો ક્રોધ શમી જવા પણ પામે છે."

પરંતુ ( આ બાબતમાં ) કૌટિલ્યનું કહેવું જુદી તરેહનું છે. તે કહે છેઃ—"ના, એમ નહિ. પ્રજા ક્ષીણ પડી ગયલ હોય કે લુબ્ધ થઈ ગઇ હોય તોપણ તે પોતાના રાજાને ચાહતી હોય છે, એટલે તે તેના પક્ષમાં ઉભી રહીને તેના વિરુદ્ધ રમાતા પ્રપંચ(ઉપજાપ)ને નિષ્ફળ કરી દે છે; કારણ કે રાજભક્તિ એક એવી બાબત છે કે, તેમાં સર્વ સદ્ગુણોના સત્ત્વનો સમાવેશ થાય છે. આમ હોઇને વિજયાકાંક્ષી રાજાએ પીડિત પ્રજાવાળા રાજા સામે જ પ્રયાણ કરવું, એ ઉચિત છે."

ક્યા શત્રુ ઉપર ચઢાઈ કરવી–પ્રબળ પણ કુચરિત શત્રુ ઉપર, કે દુર્બળ પણ સુચરિત શત્રુ ઉપર ?

(આ પ્રશ્નનો જવાબ એવો છે કે) કુચરિત પ્રબળ શત્રુ સામે પ્રયાણ કરવું (એ ઉચિત છે); કારણ કે એવા (કુચરિત) શત્રુ ઉપર હુમલો થશે ત્યારે તેની પ્રજા તેને મદદ આપશે નહિ એટલું તો નહિ, પરંતુ તેને પાડવાનો પ્રયત્ન તે કરશે, અગર તો તે વિજયોત્સુક (રાજા)ના પક્ષમાં ભળી પણ જશે. પણ જો સુચરિત શત્રુની ઉપર ચઢાઇ કરવામાં આવશે, તો તેવા શત્રુ ( રાજા )ની પ્રજા તેને ( સર્વથા ) મદદ આપશે, અગર તેને અર્થે તે પ્રાણાર્પણ પણ કરી દેશે.

જે રાજા તરફથી સજ્જનોનું અપમાન થતું હોય, અને દુર્જનોને ઉત્તેજન મળતું હોય; જે અસ્વાભાવિક અને અણુઘટતી રીતે હિંસા કરનારો હોય; જે કોઇ (રાજા) ઉચિત અને ધર્મવિષયક બાબતોની ઉપેક્ષા કરનારો, તેમ વળી અધર્મિષ્ઠ કર્મો કરનારો, તથા ધર્મ્યકર્મો ન કરનારો હોય; જે રાજા ન કરવાનું કરતો હોય અને કરવાનું ન કરતો હોય, અગર

દેવા જેવું હોય તે દેતો ન હોય, અને ન લેવા જેવુ હોય તે લેતો રહેતો હોય, જે કોઇ ( રાજા ) અપરાધીને સજા ન કરતો હોય, અને અલ્પાંશે અપરાધી હોય તેને સખ્ત સજા કરતો હોય; જે લોકોને પકડવા ન જોઇએ તેમને જે પકડતો હોય અને જેને પકડવા જોઇએ તેમને છૂટા રહેવા દેતો હોય; જે કોઇ અનર્થકારક કર્મો આરંભતો હોય અને લાભકારક કામોનો નાશ કરનાર હોય; ચોરો સામે જે પોતાની પ્રજાની રક્ષા ન કરતો હોય અને જે પ્રજાનુ ધન હરી લેતો હોય; જે કોઇ પુરુષાર્થદર્શક કામો છોડી દઇને, શુભ કર્મોને દૂષિત કરનારો હોય; પ્રજાગણુમાના પ્રધાન જનોને જે કોઇ રાજા પીડનારો હોય, તેમ વળી જે કોઇ માન્ય (જનો)નું અપમાન કરનારો હોય; જે કોઇ રાજા વૃદ્ધ જનોથી વિરોધ કરનારો, વાંકી ચાલચલગતવાળો, જૂઠો, અનિષ્ટ આવતો સામે ઉપાય ન યોજનારો,*અને હાથમા લીધેલ કર્મોની ઉપેક્ષા કરનારો હોય; અને જે કોઇ પોતાની પ્રજાની કાયા તથા મિલ્કતનો સુરક્ષિત નિર્વાહ કરી રાખવાની બાબતમા બેદરકાર રહેતો હોય; એવો જે કોઇ રાજા હોય તો પોતાની પ્રજાને ક્ષીણુ, લુબ્ધ અને અરાજભકત બનાવનારો ગણાય છે.

*પ્રજા જો ક્ષીણુ (નિર્ધન) થઇ જાય છે, તો તે લોભવશ થઇ જાય છે; અને જો તે લોભવશ (લુબ્ધ) બને છે, તો અરાજભક્તિ (વિરાગતા) પણુ તેનામા ઉદિત થવા પામે છે. એ પ્રમાણે એ જો વિરક્ત બને છે, તો (તેના પરિણામમા) તે શત્રુપક્ષમા ભળી જાય છે, અગર તો તે પોતાના ભર્તા (રાજા)ને મારી (પણુ) નાખે છે.

આમ હોઇને કોઇ પણુ રાજાએ પોતાની પ્રજાને નિર્ધન, લુબ્ધ કે અરાજભકત બની જવાના કારણો આપવાં નહિ. છતાં પણુ કદિ તેવા કારણો ઉપસ્થિત થઇ આવે, તો પછી તેમને નાબૂદ કરવા અર્થે તેણે (યોગ્ય) ઉપાયો (પણુ) યોજી દેવા.

* પ્રજાકોપ કે બળવો થવાના આ બધા સ્વાભાવિક કારણો ગણાય છે.

*(૧) ક્ષીણ થઇ ગયલી, (૨) લુબ્ધ બની ગયલી, અને (૩) વિરક્તઃ એ ત્રણ પ્રકારની પ્રજા પૈકી કયા પ્રકારની પ્રજા (પ્રકૃતિ)ને, સૌથી વધારે અનિષ્ટ કોટીની ગણવી ?

ઉત્તર—ક્ષીણ પડી ગયલ (નિર્ધન) પ્રજાજનોને (વધારે પડતા કરવેરાના ભારથી) પીડિત થવાનો તથા નષ્ટ થઇ જવાનો ભય હંમેશાં રહે છે, અને તેથી કરીને તેઓ, કાં તો પોતાની નિર્ધનતામાંથી મુક્ત થવાને, અગર તો દેશાંતરગમન કરવાને હંમેશા ઉત્સુક પણ રહે છે.

લુબ્ધ લોકોને લોભ લાગેલો હોઇ, તેઓ હંમેશા અસંતુષ્ટ જ રહેવાના, અને તેઓ શત્રુ તરફથી રચાતા પ્રપંચને અધીન પણ થવાના.

જે પ્રજાજનો વિરક્ત (રાજભક્તિહીન) બને છે, તો તેઓ (પોતાના રાજાના) શત્રુને મળી જઇને (પોતાના રાજા) સામા પણ થાય છે.

હિરણ્ય અને ધાન્યની તંગીને લીધે જો પ્રજાને ક્ષયાધીન થવાનું બની આવે છે, તો તેના પરિણામમાં તે આખા ય રાજ્યનું ધનોતપનોત વાળનારી (સર્વોપઘાતી) બની જાય છે, અને તેવા પ્રસંગમા તેનો પ્રતીકાર કરવાનું કામ મુશ્કેલ પણ થઇ પડે છે. કાર્યકુશળ પુરૂષોનો ક્ષય થતો હોય, તો તેને હિરણ્ય અને ધાન્યના સાધનો વડે અટકાવી શકાશે. લોભનું રૂપએકદેશિક હોય છે, અને તેનું અસ્તિત્વ થોડાક મુખ્ય અમલદારોમાં જ હોવાનું. આવા લોભતત્ત્વને દૂર કરી દેવાને કે તૃપ્ત કરી દેવાને અર્થે એવા અમલદારોને, શત્રુનું દ્રવ્ય હરી લાવવાની પરવાનગી આપી દેવી (એ ઇષ્ટ છે). મુખ્ય મુખ્ય જનોને વાંકા વાળી દેવાથી વિરાગ (અરાજભક્તિ)નો ઉચ્છેદ કરી શકાશે; અને પ્રજા નેતા વિનાની (નિષ્પ્રધાન) બની જશે એટલે તે સુભોગ્ય બની જવાની (શાસનવશ થવાની) એટલું તો નહિ, પરંતુ શત્રુઓ તરફથી યતી ખટપટમાં ભળવાની પણ નહિ.

આપત્તિ સહી ન શકવા જેવી અવસ્થા જે વખતે લોકોની થઇ ગઇ હોય તે વખતે જો તેમના નેતાઓનો પ્રગ્રહ કરવામાં આવે છે, તો તે

* જુઓ પાન ૪૪૨ ઉપરની નોંધ.

પરિણામમાં લોકો બધા વેરાનખેરાન થઇ જાય છે; અને તેમને જો અંકુશિત કરવામાં આવે છે, તો તેઓ આપત્તિને સહી લેવા જેટલી શક્તિવાળા પણ થાય છે.

સંધિવિગ્રહને લગતાં કારણો પરત્વે બરાબર વિચાર કરીને દરેક રાજાએ શક્તિસંપન્ન અને સુશીલતાવાળા રાજાઓની સાથે એકો કરવો, અને (પછી) પોતાના શત્રુ ઉપર ચઢાઇ લઇ જવી.

જે રાજા પોતાના મિત્રની પીઠ ઉપર રહેલ શત્રુને હરાવી કે કેદ પકડી શકે છે, અગર પોતાના મિત્રને તેની યાત્રા (ચઢાઇ)માં સાહાય્ય આપી શકે એટલું બળ ધરાવતો હોય છે તે રાજા 'શક્તિમાન્' ગણાય છે.

શુભાશુભ ફળની પરવા રાખ્યા વિના જે રાજા પોતાનું બોલેલું પાળી બતાવે છે તે 'સુશીલતાસંપન્ન' ગણાય છે.

ચઢીઆતી શક્તિવાળા કોઇ એક રાજાની સાથે, અગર તો તુલ્ય-શક્તિવાળા બે રાજાઓની સાથે એકો કરીને વિજયાકાંક્ષી રાજાએ પોતાના શત્રુ સામે પ્રયાણ કરવું કે કેમ ?

(આ પ્રશ્નના જવાબમાં કહી શકાય કે,) સમાન (તુલ્ય)શક્તિવાળા બે રાજાઓની સાથે એકો કરીને (શત્રુ ઉપર) ચઢાઇ કરવી, એ વધારે સારૂં છે; કારણ કે જો ચઢીઆતી શક્તિવાળા રાજાને પોતાની સાથે મેળ-વવામાં આવે છે, તો તેવી ચઢીઆતી શક્તિવાળા રાજાથી અવગૃહીત થઇને તે (મદદ મેળવનાર) રાજાને પ્રયાણ કરવું પડે છે. તથાપિ જો સમાન-શક્તિવાળા બે રાજાઓને પોતાની સાથે મેળવીને કોઈ રાજા પ્રયાણ કરે, તો જ્યાં સુધી એ પ્રમાણે બળેલા બે રાજાઓ પ્રપંચ રચીને એક થઇ ન જાય ત્યાં સુધી, પૂર્વોકત કોટીનું પરિણામ આવવાનું નહિ જ. વળી એવી એ તુલ્યશક્તિવાળા બેય રાજાઓને એકબીજાથી છૂટા પાડી દેવામાં મુસ્કેલી પણ નથી પડતી; અને જો એ બે પૈકી કોઇ દુષ્ટ હોય, તો બાકી રહેલ બીજા બે રાજાઓ એકત્ર થઇને તેનો પરાભવ કરી શકશે એટલું

તો નહિ, પરંતુ તેવા રાજાને તેઓ, કલહનાં ફળનો સ્વાદ પણ ચખાડી શકશે.

તુલ્યશક્તિવાળા એક રાજાની સાથે, અગર તો હીનશક્તિવાળા બે રાજાઓની સાથે એક્કો કરીને વિજયાકાંક્ષી રાજાએ પોતાના શત્રુ ઉપર ચઢાઇ કરવી, એ બેમાંથી ઇષ્ટ શું ગણાય ?

(ઉત્તરમાં કહી શકાય કે) હીનશક્તિવાળા બે રાજાઓને પોતાની સાથે મેળવીને (વિજયોત્સુક) રાજાએ ચઢાઇ લઇ જવી એ વધારે સારૂં છે; કારણ એમ કરવાથી એ વિજયાકાંક્ષી રાજા તે દરેકની મારફત જુદાં જુદાં કામો કરાવી શકશે એટલું જ નહિ. પરંતુ એ ઉભયને તે પોતાને વશ પણ રાખી શકશે; (અને વળી) કાર્યસિદ્ધિ થઇ ગયા પછી, એ હીન-કોટીનો રાજા પોતાના (નેતારૂપ) એ જ્યેષ્ઠ રાજાને સંતોષ આપીને શાંતિપૂર્વક ચાલ્યો પણ જવાનો.

સાધારણ રીતે કુચરિત ગણાતો મિત્રરાજા, તેને પોતાને સોંપવામાં આવેલ કર્મમાંથી કારગત થાય નહિ ત્યાં સુધી તેની સુશીલતાની પરીક્ષા કરવાને માટે, સત્રમાંથી સૂક્ષ્મકાળે બહાર આવી આવીને અવલોકન કર્યા કરવું, અગર તો તે પોતે સુશીલતાને પાળી રહે તેટલા ખાતર તેની પત્નીને જામીન તરીકે કબજામાં રાખી લેવી.

તુલ્યશક્તિવાળો મિત્રરાજા ખરેખરી મિત્રભાવનાથી પ્રેરાયલો હોય તોપણ, જો તે તેને પોતાને સોપાયલ કામમાં કૃતેહમંદ નીવડે, તો (તેને પોતાની સાથે મેળવનાર વિજયોત્સુક રાજાએ) તેને પણ ભયના મૂળ રૂપ ગણવો જોઇએ; કારણ કે પોતાને હાથે કાર્યસિદ્ધિ થઇ ગયા પછી એ તુલ્યશક્તિવાળો મિત્રરાજા પણ, ચઢીઆતી શક્તિવાળા વિજયી રાજા તરફની પોતાની વૃત્તિમાં ફરક પાડી દે એમ પણ, કદાચિત્. બની આવે.

ચઢીઆતા પ્રકારની શક્તિવાળા મિત્રરાજાનો કદિ પણ વિશ્વાસ ન કરવો; કારણ કે વૃદ્ધિ ( સંપત્તિ) માત્ર ચિત્તવિકારક ગણાય છે. શત્રુ

પાસેથી મેળવાયલ દ્રવ્યમાંથી થોડોક હિસ્સો લઇને અગર તો કાંઇ પણ ભાગ લીધા વિના, ચઢીઆતી શક્તિવાળો મિત્રરાજા તુષ્ટમુખે કદાચિત્ પાછો જતો દેખાશે ખરો; તથાપિ અલ્પકાળ પછી તે પાછો આવીને ( એક વાર વિજેતા બનેલ રાજાને ) દબાવી દેશે એટલું તો નહિ, પરંતુ તેની પાસેથી બમણું દ્રવ્ય હરી જશે, એ પણ નિઃસંદેહ.

પોતાનો ઉદ્દેશ સફલ થઈ જાય કે તુર્ત નેતા રૂપ બનેલ વિજેતાએ પોતાની સાથે ભળેલા પોતાના મિત્રરાજાઓ (સામવાયિકો)ને વીખેરી નાખવા એટલું જ નહિ, પરંતુ ( શત્રુ પાસેથી મેળવાયલ દ્રવ્ય પરત્વે) તેવા મિત્રરાજાઓ ઉપર પોતે જય મેળવવાનો પ્રયાસ ન કરતાં તેમને તેણે તેમના પોતાના ભાગ પૂરતું દ્રવ્ય આપી દઇને સંતુષ્ટ કરી દેવા, અને તેટલા પૂરતી પોતાની જાતને તેણે તેમના થકી જિતાડી (પણ) દેવી. આ પ્રમાણે કરવાથી જ દરેક રાજા પોતાના મંડળની કૃપા મેળવી શકશે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ ': એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાંનું, 'જેના ઉપર ચઢાઇ કરી શકાય તેમ હોય તેવા ( યાતવ્ય ) શત્રુ તથા પ્રબળ શત્રુ સામે પ્રયાણ કરવા બાબત વિચાર વગેરે " બાબત ચર્ચા કરતું પાંચમું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૬.

### -એકત્ર કરાયલ સેનાઓનું પ્રયાણ; નિશ્ચિત અગર અનિશ્ચિત સરતોવાળી સુલેહ; અને અપસૃત (જનો) સાથે સંધિ.

( પોતાના રાજ્યની પાસે આવેલ શત્રુરૂપી પ્રકૃતિના) બીજા અંગને પહોંચી વળવા માટે વિજયાકાંક્ષી રાજાએ આ પ્રમાણે કરવું:-તેણે પોતાના સામન્ત ( પાડોસમાંના શત્રુ )ને સંહિતપ્રયાણમાં જોડવો-( અર્થાત્ તેને પોતાની સાથે કૂચ કરવાનું કહેવું ), અને તે સાથે તેને આ પ્રમાણે તેણે

જણાવવું પણ પડે:–"તું પેલી દિશામાં પ્રયાણ કર, અને હું આ દિશામાં પ્રયાણ કરીશ; જે કાંઇ લાભ મળશે તે આપણે સરખા ભાગે વહેંચી લેશું."

લાભના ભાગ સરખા પાડવાનો કરાર કરાય ત્યારે તે 'સંધિ' કહેવાય છે; અને તેવો કરાર ન કરાય તો, તે 'વિક્રમ' (શત્રુનો પરાભવ) કહેવાયછે.

નિશ્ચિત કાર્ય કરી આપવાના વચન સહિત જે સંધિ કરાય તે 'પરિપણિત' કહેવાય છે, અને કોઇ પણ પ્રકારની બોલી કર્યાં વિના જે સંધિ કરાય તે 'અપરિપણિત' ની સંજ્ઞાને પામે છે.

"તું પેલી દિશામાં કૂચ કરજે, અને હું આ દિશામાં કૂચ કરીશઃ" આમ કહીને જે કરાર કરવામાં આવે તે, 'અમુક દેશ વિષે અમુક કાર્ય કરી આપવાનો કરાર ( પરિપણિતદેશ )' કહેવાશે.

"તારે આટલા સમય સુધી પ્રવૃત્તિ કરવી, અને હું આટલા સમય સુધી પ્રવૃત્તિ ( ચેષ્ટા ) કરીશઃ–" આવું વચન આપવામાં આવે, તો તેને, 'નિશ્ચિત કાળમાં કાર્યસિદ્ધિ કરવાનો કરાર ( પરિપણિતકાલ )' કહેવામાં આવે છે.

"તારે પેલું કામ પૂરું કરવાનો પ્રયત્ન કરવો, અને હું આ કામ પૂરું કરવાનો પ્રયત્ન કરીશઃ–" આવો જે કરાર કરવામાં આવે, તો તે 'નિશ્ચિત હેતુ પાર પાડવાનો કરાર (પરિપણિતાર્થ)" કહેવાશે.

"વચ્ચે વચ્ચે ડુંગરો, વનો, નદીઓ, દુર્ગો અને જંગલો જેમાં આવી રહેલ છે એવા, ધાન્ય–મનુષ્ય–ચરિયાણ સ્થાનો–ખાધાખોરાકી–બળતણ અને પાણી જેમાં બીલકુલ પ્રાપ્ત ન થાય એવા તેમ જ અતિ દૂર રહેલા, અન્ય દેશોથી વિખૂટા પડેલા, અને લશ્કરને કવાયત કરાવવા (સૈનાવ્યાયામ) અર્થે જેવી ભૂમિ જોઇએ તેવી ભૂમિ જેમાં પ્રાપ્ત થઇ ન શકે તેવા અજ્ઞાત દેશને ચારીને મારા શત્રુએ (મારા હાલના મિત્રે) પ્રયાણ કરવાનું છે; અને મારે પોતાને જે દેશ ઓળંગવાનો છે તે તેનાથી વિપરીત લક્ષણો ધરાવે છેઃ–" આવું જો કોઇ પણ વિજયાકાંક્ષી રાજાને જણાય, તો

તેણે, (તેવા શત્રુ સાથે) 'પરિપણિતદેશ'સંજ્ઞક (અમુક દેશ વિષે અમુક કાર્ય કરી આપવાની) સંધિ કરી લેવી.

"મારા શત્રુએ જે કાર્યસિદ્ધિ કરવાની છે તેમાં તેને ખાધાખોરાકીની તંગી વેઠવી પડશે તેમ જ ચોમાસું, ઊનાળો તથા શિયાળો: એ (ત્રણે) ઋતુઓને અંગે ઉદ્ભવતા વિવિધ વ્યાધિઓ ભોગવવાની સાથે, પોતે હાથમાં લીધેલ કામ પૂરું કરવાને માટે જેટલો કાળ જોઇએ તેટલા કાળના થોડા કે મોટા ભાગમા તેનું લશ્કર છૂટથી ફરીફરી (કવાયત કરી) શકવા જેટલી અનુકુળતા મેળવી શકશે નહિ, અને મારે જેટલા સમયમાં જે કામ કરવાનું છે તેટલો સમય મને બધી જ રીતે અનુકૂળ છે":—એમ જો કોઈ વિજયોત્સુક રાજાને જણાતું હોય, તો તેણે, 'પરિપણિતકાલ (સમયને પ્રધાનતત્ત્વ ગણનારી) સંધિ કરી લેવી જોઇએ.

"મારો શત્રુ જે કાર્ય સિદ્ધ કરવા ધારે છે તે નિત્ય નહિ પણ ક્ષુલ્લક કોટીનું હોઇ તેની પ્રજાને કુપિત કરી મુકે તેવું છે; (અગર તો) તે લાંબા કાળ પર્યંત ચાલે તેવું હોઇ તેને મોટા ખર્ચ (મહાક્ષયવ્યય)માં ઉતારી મુકે તેવું છે; (અગર તો) એ અનર્થ ઉત્પન્ન કરે તેવું, અનાચારવાળું, મધ્યમ કોટીનું તેમ જ ઉદાસીન રાજાઓને અપ્રિય થઇ પડે તેવું, તથા મિત્રતા માત્રને નષ્ટ કરી નાખે તેવા પ્રકારનું છે; અને હું પોતે જે કાર્ય સિદ્ધ કરવા ધારું છું તે એનાથી વિપરીત પ્રકારનું છે:"—આવું જે કોઇ વિજયોત્સુક રાજાને દેખાય તેણે, 'નિશ્ચિત કાર્ય સિદ્ધ કરવાના કરારવાળી (પરિપણિતાર્થ) સંધિ' કરી લેવી.

એ જ પ્રમાણે (વળી) દેશ તથા કાળને, કાળ તથા કાર્યને, દેશ તથા કાર્યને, અને દેશઃ કાળ અને કાર્યને અનુલક્ષીને સપ્તવિધ પરિપણિત (સંધિ) પણ કરી શકાય છે.

આવા પ્રકારની સંધિ કરતાં પહેલાં જ વિજ્ગીષુક રાજાએ પોતાના કામનું સ્વરૂપ નિશ્ચિત કરી લેવું, અને તે પછી તેણે પોતાના શત્રુને પૂર્ણ વળવાના પ્રયત્નો કરવા.

પોતાના સંકટગ્રસ્ત, ઉતાવળિયા સ્વભાવના, પ્રમાદી અને અદીર્ઘ દૃષ્ટિવાળા શત્રુનો ધ્વંસ કરવાની વૃત્તિ જો કોઇ રાજાને થઇ આવે, તો તેણે દેશ કાળ કે કર્મને લગતી કોઇ પણ સરત રાખ્યા વિના, પોતાના શત્રુ સાથે સંધિ કરવી, અને પછી જ્યારે એવી સંધિને બ્હાને (સંધિવિશ્વાસના પરિણામમાં) શત્રુનાં છિદ્રોથી પોતે વાકેફ બની જાય, ત્યારે તેણે તેની ઉપર પ્રહાર કરી દેવો. આમ થઈ શકે, ત્યારે(જે સંધિવિશ્વાસને લીધે એ પ્રમાણે કરી શકાયું હોય) તે સંધિ 'અપરિપણિત' પ્રકારની કહેવાશે. આના સંબંધમાં આ પ્રમાણે પણ કહેવામાં આવ્યું છે;—

"એક પાડોસી રાજા(સામન્ત)ને બીજા કોઇ પાડોસી રાજા (સામન્ત) સામે લડાઇમાં ઉતારીને ડાહ્યા રાજાએ, ત્રીજા કોઇ રાજા ઉપર ચઢાઇ લઇ જવી, અને એ પ્રમાણે પોતાના જેટલી જ શક્તિવાળા શત્રુ ઉપર વિજય મેળવીને તેણે તેનું રાજ્ય હરી લેવું."

વળી સંધિનાં બીજાં ચાર રૂપો પણ છે.– ૧ **અકૃતચિકીર્ષા** (નિશ્ચિત ઉદ્દેશ વિનાની સંધિ), (૨) **કૃતશ્લેષણ** (બંધનકારક સરતોવાળી સંધિ) (૩) **કૃતવિદૂષણ** (સંધિનું છેદન સૂચવનારી), અને (૪) **'અવશીર્ણક્રિયા'** (તોડાયલ સંધિની પુનસ્સ્થાપના).

યુદ્ધ ત્રણ પ્રકારના છે–(૧) પ્રકાશયુદ્ધ (પ્રગટ રીતે કરાતી લડાઇ), (૨) કૂટયુદ્ધ (જે લડાઇમાં કપટનો પ્રયોગ થતો હોય તે), અને (૩) તૂષ્ણીયુદ્ધ (મુંગા મોંએ બેલાતું યુદ્ધ લડવાની વાત લગાર પણ ન કરતાં ગુપ્ત રીતે શત્રુનો સંહાર કરી નખાવાય તે).

સામ, દાન વગેરેનો ઉપયોગ કરીને જો કોઇ સંધિ કરવામાં આવે, અને તે સંધિના કરારમાં સમાન, હીન અને ચઢીઆતી કોટીના રાજાઓના અધિકારોને જો યથાબળ નિશ્ચિત કરવામાં આવે, તો તે સંધિ 'અકૃતચિકીર્ષા (સ્વસંરક્ષણ સિવાયના અન્ય કોઇ ઉદ્દેશવાળી નહિ તેવી) સંધિ' કહેવાય છે.

જે પક્ષોએ મળીને સંધિ કરી હોય તે પક્ષોમા કલહની ઉત્પત્તિ થઇ ન આવે એવા હેતુથી જો એ બધા પક્ષો ( વિવિધ રાજાઓ ) પોતપોતાના દરબારમા એક બીજાના હિતસ્વી મિત્રોને રહેવા દઇને સંધિનું પરિપાલન કરી રાખે, અને કરેલી સરતો પ્રમાણે જ વર્તવાનું ચાલુ રાખી તેમનો નિર્વાહ કરી રાખે, તો તે પ્રકારનો જે સંધિ તે ' કૃતશ્લેષણ ( બંધનકારક સરતોવાળો ) સુલેહ ' કહેવાય છે.

દૂષ્યજનોની અને જાસુસોની મદદથી, સંધિ કરનાર રાજાનું કપટ જો સાબીત થઇ આવે અને તેના પરિણામમાં જો સંધિનો ભંગ કરવામાં આવે, તો તે ' કૃતવિદૂષણ (સંધિભંગ) ' ની સંજ્ઞાને પામે છે.

કોઈ નોકર (ભૃત્ય)ની સાથે, અગર તો કોઈ મિત્રની સાથે, અગર તો દોષ કરીને ભાગી છૂટેલા સાથે જો ફરીથી સમાધાન કરવામાં આવે, તો તે ' અવશીર્ણક્રિયા ' સંજ્ઞક સંધિ કહેવાય છે,

( ૧ ) કોઇ કારણથી જઇ પાછો આવે તે; ( ૨ ) નાસી જવાનું કે પાછા આવવાનું જેને કોઇ પણ કારણ મળ્યું ન હોય તે; ( ૩ ) નાસી જવાનું કારણ જેને હોય, પણ ફરી આવવાનું કારણ ન હોય તે; અને ( ૪ ) નાસી જવાનુ કારણ જેને બીલકુલ ન હોય, પણ ફરી આવવાનું કારણ જેને મળેલું હોય તેઃ—નાસી જઇને પાછા આવનારા પુરૂષો, આ પ્રમાણે, ચાર પ્રકારના હોય છે.

પોતાના સ્વામીના દોષને લીધે જે કોઇ નાસી ગયલ હોય, પણ ( પોતાના સ્વામીના ) ગુણ સંભારીને પાછો ફરતો હોય તેને, અગર તો જે કોઇ પોતાના સ્વામીના શત્રુથી આકર્ષાઇને જતો રહેલ હોય અને (પછીથી) શત્રુના દોષને ઓળખીને ફરીથી આવતો રહેલ હોય તેને સકારણ ગયલો આવેલો ( ગતાગતઃ ) ગણીને તેની સાથે સમાધાન કરી લેવું.

પોતાના જૂના કે નવા સ્વામીના ગુણની અવગણના કરીને જે કો પુરૂષ ચાલ્યો જાય કે પાછો આવે તે પુરૂષને 'ચળબુદ્ધિવાળો' ગણવો એટલું તો નહિ, પરંતુ તેને 'અસંધેય (સમાધાન માટે અપાત્ર)' પણ ગણવો

જે કોઇ પોતાના સ્વામીના દોષને લીધે નાસી જાય, અને સ્વદોષને કારણે પાછો આવતો રહે તેને, ' કારણથી નાસી ગયલો, પણ કારણ વગર પાછો આવેલો (પુરૂષ ' ગણુવો; અને (તેને ફરીથી સંઘરતાં પૂર્વે ) તેના સંબંધમાં પૂરેપૂરો વિચાર કરવો ( એ ઇષ્ટ છે ).

જે કોઇ શત્રુથી પ્રેરાઇને પાછો આવેલ હોય તે; અગર તો કુશીલવાળા મનુષ્યનો સ્વભાવ હોય છે તે પ્રમાણે જે કોઇ પોતાના સ્વામીને હાનિ કરવાના ઇરાદા (અપકર્તુકામ) થી પાછો આવેલ હોય તે; અગર તો પોતાનો જૂનો સ્વામી, તેના પોતાના શત્રુ રૂપ પણ પોતાના નવા સ્વામીનો ઉચ્છેદ કરવાને પ્રયાસ કરી રહેલો છે, એવું જાણીને અને તેના પરિણામમાં પોતાને ભયમાં જઇ પડવાનો વારો આવશે એવી આશંકા ખાઇને ( જે કોઇ પાછો આવે ) તે; અગર તો પોતાનો નવો સ્વામી, પોતાના જૂના સ્વામીને નષ્ટ કરવાનો પ્રયત્ન કરી રહેલ છે તે વાત ક્રૂરતા રૂપ છે ( એમ સમજીને જે કોઇ પાછો આવેલ હોય ) તે: આ પ્રત્યેક પ્રકારના (પાછા આવનારના) સંબંધમાં તપાસ કરવો; અને ( જો તપાસના પરિણામમાં ) એવું માલૂમ પડે કે, એ પ્રમાણે પાછો આવનાર મનુષ્ય કલ્યાણબુદ્ધિવાળો છે, તો પછી તેને સન્માનપૂર્વક પાછો સંઘરી લેવો; ( પણ ) જો તેની બુદ્ધિ અન્ય પ્રકારની ( અકલ્યાણાત્મક ) દેખાય, તો પછી તો તેને દૂરથી જ નમસ્કાર કરી દેવા ( અર્થાત્ છેટે જ રાખી દેવો ).

જો કોઇ સ્વદોષને લીધે નાસી ગયલો હોય, અને તે પોતાના નવા સ્વામીના દોષને લીધે પાછો આવતો રહેલો હોય, તો તેને ' અકારણે નાસી ગયલ, પરંતુ સકારણ પાછો આવેલો ' ગણી લેવો; ( તથાપિ ) આવા પુરૂષની પરીક્ષા કરી લેવી.

" આ નાસી જઇને પાછો આવેલ મનુષ્ય અને મારા શત્રુનાં છિદ્રો વિષે પૂરેપૂરી માહિતી આપે છે, અને તેથી તેને અહીં વસવા દેવો એ ઉચિત છે; તેનાં પોતાનાં માણસો મારા મિત્રો સાથે મૈત્રી ધરાવે છે અને મારા શત્રુઓ સાથે લડનારાં છે એટલું તો નહિ, પરંતુ લુબ્ધ અને નિષ્ઠુર

મનુષ્યોને અગર તો શત્રુઓના સંધને જોઇને તેઓ સહેલાઇથી ઉશ્કેરાઇ જાય તેવા પણ છે:"—એવું જો કોઇ રાજાના મનમાં આવે, તો પછી તેણે. તેવા, પાછા આવનાર ભગેડુને દુષ્ટ કોટીનો ગણી લેવો.

જે કોઇ પોતાના કામોમાથી લાભ મેળવી શક્યો ન હોય, જે કોઇની શક્તિ નષ્ટ થઇ ગયલી હોય, જે કોઇ પોતાની વિદ્યાને બજાર માલ ( પણ્ય ) તરીકે વેચતો હોય, જે કોઇ ઘણો આશાતુર હોય, જે કોઇ વિવિધ દેશો જોવાની ઇચ્છા ધરાવનાર હોય, જે મિત્રતા વિષે વિશ્વાસ રાખનારો ન હોય, અગર તો જે કોઇના શત્રુઓ બળવાળા હોય, તે દરેકનો ત્યાગ કરી દેવો, એવું આચાર્યોનું કહેવું થાય છે.

પરંતુ (મારો) કૌટિલનો અભિપ્રાય એવો છે કે, એ પ્રમાણે કરવું એ એક પ્રકારની ભીરુતા હોઇ, ધંધા (વૃત્તિ)ને એબ આપનારૂં તેમ જ સહન-શક્તિનો અભાવ બતાવનારૂં ગણાશે. જે કોઇ રાજા પરત્વે અપકારવૃત્તિ-વાળો હોય તેનો ત્યાગ કરી દેવો, અને જે કોઇ શખ્સ (પોતાના) રાજાના શત્રુ પરત્વે અપકાર કરનારો હોય તેને મેળવી લેવો, અને જે કોઇ પોતાના રાજા તથા (તેના) શત્રુ—એમ એ ઉભયના હિતને હાનિ કરનારો (અપકારી) હોય તેને 'તર્કયિતવ્ય ( સર્વ પ્રકારની પરીક્ષાને પાત્ર )' ગણી (પણ) લેવો.

જે કોઇ રાજા સાથે સંધિ કદિ પણ કરવી ન જોઇએ તેવા કોઇ રાજા સાથે સંધિ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થઇ આવે, તો જે દિશામાં તેવો ( અસંધેય ) રાજા પોતાનો પ્રભાવ બતાડી શકે તેમ હોય તે દિશા વિષે, ( સંધિ કરનાર રાજાએ ) પોતાની રક્ષા અર્થે ( આવશ્યક ) ઉપાયો યોજી દેવા.

જે સંધિનો ભંગ થયો હોય તે સંધિની પુનસ્થાપના કરતી વેળા ( પોતાના રાજ્યમાંથી ) નાસી ગયલ મનુષ્યને, અગર તો શત્રુ તરફ જેના મનનું વલણ હોય તેવા મનુષ્યને રાજાએ એટલા અંતર ઉપર રાખી દેવો કે, તેનું મરણ થાય ત્યાં સુધી તેનો લાભ પોતાના રાજ્યને મળતો રહે; અગર તો એવા મનુષ્યને શત્રુ સામે કામે લગાડી દેવો; અથવા તો શત્રુ

સામે જંગલ પ્રદેશોની રક્ષા કરવાને નિમિત્તે તેને લશ્કરમાં નાયક (દંડધારી) પદે નિયોજી દેવો; અગર તો તેને (રાજ્યના) સીમાપ્રદેશ વિષે કોઇ સ્થાને ધકેલી મુકવો;

અથવા તો, નવી કે જૂની જણસોનો વેપાર પરદેશમાં ગુપ્ત રીતે કરવાના કામમાં તેને પ્રવૃત્ત કરવો અને શત્રુ સાથે મળી ગયાનું આળ તેના ઉપર ઓઢાડી દેવું;

અગર તો, ભવિષ્યકાળમાં શાંતિનું પાલન થઇ રહે એ હેતુથી, જે નાસી ગયેલ મનુષ્ય વધ્ય હોય તેનો વધ તુર્ત કરાવી નાખવો.

જેવી રીતે સર્પની સંગતિ સતત રાખવાથી ભય હંમેશાં માથા ઉપર ઝઝૂમી રહે છે, તેવી જ રીતે શત્રુના સંબંધથી; પ્રથમથી દુષ્ટતાસંપન્ન થતો રહેલ મનુષ્ય હંમેશા ભયમૂળ બની રહેવાનો જ; અને જેવી રીતે પ્લક્ષના બીજ ઉપર પોતાનો જીવનનિર્વાહ કરી રહેનાર કપોતપક્ષી, શાલ્મલિના છોડવાને ભયાવહ થઇ રહે છે, તેવી રીતે તેવો (દ્રોહોપજીવી) મનુષ્ય ભય આપનારો થઇ રહેવાનો પણ ખરો.

દિવસે અને અમુક સ્થળે જો લડાઇ લડાતી હોય તો તે 'ખુલ્લી લડાઇ (પ્રકાશયુદ્ધ)' કહેવાય છે; એક દિશામા દેખાડતો ભય, બીજી દિશાએથી થતો હલ્લો, ઉદાસીન અગર સંકટગ્રસ્ત દશામા (પકડાઇ જવા પામેલ) શત્રુનો ઘાત, સેનાના એક ભાગને લાલચ આપવી અને તેના બીજા ભાગનો કરાતો નાશ : એ બધાં કૂટયુદ્ધ (છલાત્મક લડાઇ)નાં લક્ષણો છે, અને શત્રુની સેનાના મુખ્યોને લોભ દેખાડીને ફોડી નાખવા, એને 'તૂષ્ણીયુદ્ધ (બેઠી લડાઇ)'નું લક્ષણ જાણવું.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ': એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાનું, 'એકત્ર કરાયલ સૈનાઓનું પ્રયાણ; નિશ્ચિત અગર અનિશ્ચિત સરતોવાળી સુલેહ; અને અપસૃત (જનો) સાથે સંધિ'—એ નામક છઠ્ઠું પ્રકરણ પૂરું થાય છે.)

## પ્રકરણ ૭.



### દ્વૈધીભાવવાળી નીતિથી કરાતી સંધિ તથા લડાઇ.

વિજય મેળવવાની આકાંક્ષા ધરાવનાર રાજાએ પોતાના પાડોસી શત્રુ (દ્વિતીય પ્રકૃતિ)નો પરાભવ આ પ્રમાણે કરવો:—

આવા વિજયાકાંક્ષી રાજાએ કોઈ સામન્ત (પાડોસી) રાજા સાથે એકો કરીને અન્ય કોઇ સામન્ત (પાડોસી) રાજા ઉપર ચઢાઇ લઇ જવી; અગર જો તેને એમ લાગે કે, "(મારો કોઇ શત્રુરાજા) મારા ઉપર પાછળથી છાપો નહિ મારે, અગર તો જે શત્રુ સામે હું પ્રયાણ કરૂં છું તે શત્રુ સાથે (તેવો મારો કોઇ અન્ય શત્રુ) ઐક્ય રચી શકશે નહિ, અને જો રચી શકશે તો મારે વધારે પ્રબળ શત્રુગણ સાથે લડવું પડશે; અગર (મારો મિત્રરાજા) મને (મારા રાજ્યની) મહેસુલ ઉઘરાવી લેવાના, તેમ જ આવશ્યક સામગ્રી મેળવવાના કામમાં અનુકૂળતા કરી આપી, મારા રાજ્યમાં રહીને, મને ઘણી જ મુશ્કેલીમાં મુકતા મારા શત્રુઓનું મર્દન કરી દેશે એટલું જ નહિ, પરંતુ તે, દુર્ગોમાં ભરાઇ બેસતા આટવિકો તથા તેમના અનુયંગીઓને સજા કરશે, અગર તો હું જે શત્રુ સામે જાઉં છું તે શત્રુને તે કઢંગી દશામાં લાવી દેશે, અગર તો જે પ્રકારની સંધિ કરવાનું તેને કહેવામાં આવે છે તે સંધિ સ્વીકારવાની તેને ફરજ પાડી દેશે, અને વળી તે પોતાની ઇચ્છા પ્રમાણે લાભાંશ મેળવીને તે મારા અન્ય શત્રુઓને મારામાં વિશ્વાસ રાખતા કરી (પણ) દેશે," તો પછી તેવા વિજ્યોત્સુક રાજાએ એક સામે વિગ્રહ જાહેર કરવો, બીજાની સાથે સંધિ કરવી, અને પોતાના પાડોસી રાજાઓને દ્રવ્ય આપીને તેમની પાસેથી સેના મેળવવાનો, અગર તો (પોતાની) સેના (તેમને આપીને (તેમની કનેથી) દ્રવ્ય મેળવવાનો તેણે પ્રયત્ન (પણ) કરવો.

જ્યારે ચઢીઆતા, તુલ્ય, અગર તો ઉતરતા પ્રકારના બળવાળા રાજાઓ વિજયોત્સુક રાજા સાથે સંધિ કરે, અને જેટલા પ્રમાણમાં તેમને તે તરફથી લશ્કર પૂરૂં પાડવામાં આવ્યું હોય તેટલા પ્રમાણમાં તેઓ તે

વધારે, સરખો કે ઓછો લાભાંશ આપવાનું કબૂલ કરે, ત્યારે તે પ્રમા અપાયલ કબૂલિયતને 'સમસંધિ' કહેવામા આવે છે; આનાથી વિપરી લક્ષણવાળી સંધિને 'વિષમસંધિ'ની સંજ્ઞા અપાય છે; અને પ્રમાણ લાભાંશ વધારે પડતો હોય, તો તે 'અતિસંધિ (છલ)' કહેવાય છે.

જો ચઢીઆતી કોટીના બળવાળો રાજા વ્યસનગ્રસ્ત થઇ ગયો હોય અગર તો તે જો તદ્દન ઉપાયહીન અગર તો નિર્ધન બની ગયલો હોય, તો તેનાથી ઉતરતા પ્રકારનું બળ ધરાવનાર તેનો શત્રુ (રાજા) પણ તેને, પોતાના લશ્કરની મદદ આપી શકશે એટલું તો નહિ, પરંતુ જેટલા પ્રમાણમા તેણે તેને લશ્કર પૂરું પાડેલું હશે તેટલા પ્રમાણમાં તે પોતે લાભાંશ મેળવવાને માટે માગણી પણ કરી શકશે. આ પ્રકારની સરતો આગળ ધરીને (શત્રુ તરફથી) જે રાજાની સાથે સંધિ કરવાનો પ્રયાસ થયો હોય તે રાજા જો બદલો લેવા જેટલું સામર્થ્ય ધરાવતો હોય, તો તેણે વિગ્રહ જાહેર કરી દેવો; અને તેથી ઉલટી સ્થિતિમાં તે જો હોય, તો તેણે તેને પોતાને (હીનબળવાળા રાજા તરફથી) અપાયલ, સંધિની સરતોનો સ્વીકાર (પણ) કરી લેવો.

પોતાની શક્તિ તથા પોતાનો પ્રતાપ ક્ષીણ (હીન) થઇ ગયલ હોય, તો તેના પૂરણાર્થે જો કાંઇ દ્રવ્ય (અર્થ) મેળવી શકવાનો સંભવ રહેલો હોય, તે મેળવવાને માટે ચઢાઇ કરવાની ઇચ્છા જો કોઇ હીન કોટીના રાજાને થઇ આવે, તો તેણે પોતાના લશ્કરી મથક તથા તેની પાછળના ભાગને સુરક્ષિત રાખવા સારૂ (મૂલપાર્ષ્ણિત્રાણાર્થ), કોઇ ચઢીઆતી કોટીના રાજાની પાસેથી સેનાની મદદ મેળવવી, અને તેવી રીતે મેળવાતી મદદના બદલામાં તેને જો મદદના પ્રમાણમાં વધારે લાભાંશ દેવો પડે, તો તે પણ તેને તેણે દેવો. આવી (મદદ મેળવવાને માટે) દરખાસ્ત કરનાર રાજા જો સદ્બુદ્ધિ-કલ્યાણબુદ્ધિ)વાળો હોય, તો જે રાજા પાસે તેવી દરખાસ્ત મુકાઇ હોય તેણે તેનો સ્વીકાર કરવો; પરંતુ જો દરખાસ્ત કરનાર રાજાની બુદ્ધિ અન્યથા જણાય, તો તેણે તેની સામે લડાઇ જાહેર કરી દેવી.

લડાઇ કર્યા વિના શત્રુને કેદ કરવાના ઇરાદાથી, અગર તો કોઇ પ્રકારનો સંભાવ્ય લાભ મેળવી લેવાના હેતુથી પોતાના લશ્કરને અલ્પાંશે પણ પ્રમાણ કરાવવાની ઇચ્છા જો કોઇ હીનકોટીના રાજાને કે દુર્ગમિત્રોની મદદ ધરાવતા રાજાને થઇ આવે, તો તેણે પોતાથી ચઢીઆતી કોટીના પણ વ્યસનગ્રસ્ત કોઇ ત્રીજા રાજાની પાસેથી લશ્કરી મદદ માગવી, અને એ રીતે પોતાને તેના તરફથી જેટલા પ્રમાણમાં મદદ મળે તેના બદલામાં તેના (મદદગાર પણ વ્યસનગ્રસ્ત ) રાજાને પ્રમાણપુરઃસર જેટલો લાભાંશ આપવો જોઇએ તેના કરતાં ઓછો લાભાંશ તેણે તેને દેવો. જે રાજાની પાસે આ પ્રમાણે માગણી કરાઇ હોય તે રાજા જો અપકારસમર્થ ( બદલો લેવાને સમર્થ ) હોય, તો તેણે તેવી માગણી કરનાર ( હીન રાજા ) સામે ડાઇ જાહેર કરી દેવી; નહીતર તેણે તેવી માગણીનો સ્વીકાર કરી લેવો.

પોતાના કોઇ શત્રુએ અકાર્ય કર્મ કરવાનું શરૂ કરી દીધું હોય, ત્યારે તેને અને તેટલા પ્રમાણમાં માણસોની તેમ જ નાણાંની બાબતમાં હાનિ (ક્ષયવ્યયાધીન ) કરી દેવાનો ઇરાદો જો કોઇ ચઢીઆતી કોટીના, પણ નિષ્કંટક ( અરંઘ્રવ્યસન ) રાજાને થઇ આવે, અગર તો પોતાની દૂષ્ય સેનાને પ્રવાસે કાઢવાની ભાવના તેને થઇ આવે, અગર જો કોઇ શત્રુની સેનાને તે સામે વિરોધ ધરાવતી (અન્ય કોઇ) સેનાના હાથમાં સપડાવી દેવાની ઇચ્છા તેને થઇ આવે, અગર તો પોતાના, કોઇ પીડનીય અને ઉચ્છેદનીય શત્રુ સામે કોઇ હીનબળવાળા રાજાને ઉભો કરીને તેવા પોતાના શત્રુને વ્યથિત કરવાની કામના તેને જો થઇ આવી હોય, અગર તો શાંતિ જળવાઇ રહે એટલાં સારૂ ખાસ સંધિ કરી લેવાની ઇચ્છા જો પોતાને થઇ આવી હોય, અગર તો (તેવી ચઢીઆતી કોટીનો રાજા) પોતે ( કેવળ ) કલ્યાણબુદ્ધિવાળો હોય, તો ( તેવા પ્રત્યેક પ્રસંગમાં, તેણે પોતે પોતાની સેનાની મદદ જો કોઇ અન્ય રાજાને આપી હોય તેના બદલામાં તેણે પોતે જે લાભાંશ, તેવા મદદ લેનાર રાજા પાસેથી લેવો જોઇએ તેના કરતાં) ઓછો લાભાંશ તેણે લેવો એટલું તો નહિ, પરંતુ તે બીજો રાજા

જો કલ્યાણબુદ્ધિવાળો હોય, તો તેણે તેવા રાજાની સાથે મૈત્રી કરી લેવાનો પ્રયત્ન પણ કરવો; પરંતુ જો આથી વિપરીત પ્રકારની વાત દેખાય, તો તેણે તેવા ( પોતાના તેવા મિત્રશત્રુ ) સામે લડાઇ જાહેર કરી દેવી.

પોતાના બરોબરિયા રાજાને કોઇ પણ રાજાએ મદદ કરવી હોય કે છેતરવો હોય, તો તેણે આ પ્રમાણે કરવું:—

પોતાને ( અન્ય કોઇ રાજા તરફથી ) જે પ્રમાણમાં સેનાબળ પૂરું પાડવામાં આવે તે પ્રમાણમાં ( તેવા પરરાજાને ) લાભાંશ આપવાની સરત કરીને જો કોઇ રાજા, પોતાના શત્રુની સામે થવા અર્થે, અગર તો પોતાના રાજ્યના અગ્ર-મધ્ય કે ઉત્તર—ભાગની રક્ષા થઇ રહે એટલા સારુ, અગર તો પોતાના કોઇ મિત્રને મદદ કરવાના હેતુથી, અગર તો પોતાના રાજ્યમાંના જંગલી પ્રદેશોને સુરક્ષિત રાખવાના ઇરાદાથી, પોતાના જેટલી જ શક્તિ ધરાવનાર (તેવા કોઇ અન્ય ) રાજાની મદદ લેવા ધારે અને તેવો તે (પરરાજા) તેવી મદદ કરી શકે તેમ હોય, તો પછી તેવા પરરાજાએ, તેવો મદદની માગણી કરનાર રાજા જો કલ્યાણબુદ્ધિવાળો હોય તો, તેના તરફથી મુકાતી સરતોનો સ્વીકાર કરી લેવો; પરંતુ જો (તેવી મદદ માગનાર રાજા) વિપરીત બુદ્ધિવાળો દેખાય, તો તેણે તેની સામે યુદ્ધ જાહેર કરી દેવું.

પોતાની પ્રકૃતિનાં અંગોનું બળ ઘટી જવાથી, અગર તો પોતાને અનેક શત્રુઓ હોવાને કારણે જે કોઇ રાજા વ્યસનગ્રસ્ત થઇ ગયો હોય, અને તેની મદદ જો કોઇ તેનો બરોબરિયો રાજા કે જે અન્ય દિશામાંથી લશ્કરની મદદ મેળવી શકે તેમ હોય તે માગે, અને તેના બદલામાં તે મદદ માગનાર રાજા, પોતાને મદદરૂપે પૂરા પાડવામાં આવતા સેનાબળના પ્રમાણમાં ઓછો લાભાંશ આપવાની વાત કરે, તો પછી ( જેની પાસેથી મદદ મગાઇ હોય તે રાજા જો સમર્થ હોય, તો તેણે તેવી મદદ માગનાર રાજાની સામે ) યુદ્ધ જાહેર કરી દેવું, અગર તો તેના તરફથી મુકાતી સરતો તેણે સ્વીકારી લેવી.

જે કોઇ રાજા વ્યસનગ્રસ્ત (આફતમાં સપડાયલો) હોય, જેનાં કાર્યોની સફળતાનો આધાર તેના પોતાના સામન્ત (પાડોસી) રાજાઓની ઉપર રહેલો હોય, અને જેને હજુ પોતાને અર્થે સેના ઉભી કરવાની હોય, તેવો કોઇ રાજા મદદ મેળવવાને માટે પોતાના કોઇ સમબળ રાજાની પાસે લશ્કરની યાચના કરે અને તેના બદલામાં તે પોતે, પોતાને અપાતી મદદના પ્રમાણમાં, તેવા મદદ કરનાર રાજાને વધારે પડતો લાભાંશ દેવાનું કબૂલ કરે, તો તેવી (મદદ માટે) યાચના કરનાર રાજાની માગણીનો, તેનો શુભ હેતુ તપાસીને તેવા (મદદ આપનાર) રાજાએ સ્વીકાર કરવોઃ પરંતુ જો તેવી માગણી કરનાર રાજાનો હેતુ અન્યથા દેખાય, તો પછી (જે રાજાની પાસેથી મદદ મગાઇ હોય) તેણે (તેવા મદદ માગનાર રાજા સામે) લડાઇ જાહેર કરી દેવી.

જે કોઇ રાજા પોતાના રાજત્વનાં અંગો નિર્બળ બની ગયાથી સંકટગ્રસ્ત થઈ ગયો હોય તેનો પરાભવ કરી નાખવાના ઇરાદાથી. અગર તો તેનાં, અતિશય લાભકારક કર્મોને નષ્ટ કરી દેવાની ઇચ્છાથી; અગર તો તેના પોતાના સ્થાનમાં કે તેની પોતાની યાત્રા દરમ્યાન તેની ઉપર પ્રહાર કરવાના હેતુથી જો કોઇ (અન્ય) રાજા પોતાના જેટલા જ, અગર તો પોતાથી ઉતરતી કે ચઢીઆતી કોટીના બળવાળા રાજા તરફથી પોતાને વારંવાર ઘણું ય (ધન) મળતું રહેતું હોય છતાં પણ તેની પાસેથી, વધારે ને વધારે પ્રમાણમાં લાભ લેવાની માગણી કર્યાં કરે, તો તેવા પ્રસંગમાં જે રાજાની પાસે આ પ્રમાણે વારંવાર માગણીઓ થતી રહેતી હોય તે રાજા, જો તેવા માગણી કરનાર રાજાની સેનાની મદદથી, પોતાના કોઇ શત્રુના અગર શત્રુના મિત્રના અજય્ય દુર્ગનો ધ્વંસ કરી નાખવાની ઇચ્છા રાખતો હોય, અગર તો જો તેની ઇચ્છા પોતાના શત્રુના જંગલ પ્રદેશોને અસાર (ઉજ્જડ) કરી નાખવાની હોય, અગર તો તેની ઇચ્છા જો પોતાને મદદ કરનાર રાજાના લશ્કરને, પ્રકૃષ્ટ માર્ગો તથા ઋતુઓ હોય છતાં પણ, રગદોળી નાખવાની જ હોય, અગર તો પોતાના મિત્રની સેનાવડે જો

પોતાની સેનાને વધારે બલિષ્ઠ બનાવીને તે દ્વારા તેવા મિત્રનું મર્દન કરવાની, અગર તો તેની સેનાને પોતાના પક્ષમાં લઇ લેવાની ઇચ્છા જો તેને થઇ આવી હોય, તો પછી જે રાજાની પાસે (એ પ્રમાણે) વારંવાર માગણીઓ થયાં કરતી હોય તે રાજાએ, તેવા માગણી કરનાર રાજાની યાચનાઓનો સ્વીકાર કરી લેવો.

પોતાથી ચઢીઆતી અગર ઉતરતી કોટીના અન્ય કોઇ રાજાને યાતવ્ય (જેની ઉપર ચઢાઇ કરી શકાય તેવો) ગણીને જે કોઇ રાજા તેને પોતાના કાબુમાં રાખવા માગતો હોય, અને તેવા (યાતવ્ય રાજા)ની મદદ લઇને પોતાના અન્ય કોઇ શત્રુનો ઉચ્છેદ કરી નાખ્યા બાદ, જો તે તેવા (યા૦ રાજા)નો ધ્વંસ કરી નાખવાની કામનાવાળો હોય, અગર તો પોતે કાંઇ ખંડણી (ત્યાગ) રૂપે તેવા (યાતવ્ય)ને આપેલું હોય તે પુનઃ પ્રાપ્ત કર લેવાની ઇચ્છા તેને જો થઈ આવી હોય, તો પછી તેણે, પોતાને પૂરા પાડવામાં આવેલ લશ્કરના ખર્ચ કરતાં વધારે (દ્રવ્ય )આપવાનું કહીને તેવા (યાતવ્ય રાજા) સાથે સંધિ કરી લેવી. જે રાજાની પાસે આવી દરખાસ્ત મુકવામાં આવે તે રાજા પોતે જો પ્રતિક્રિયા કરવા જેટલો સમર્થ હોય, તો તેણે (તેવી દરખાસ્ત કરનાર સામે) યુદ્ધ જાહેર કરી દેવું; અને જો તેથી વિપરીત દશા પોતાની હોય તો તેણે તેવી માગણીનો સ્વીકાર કરી લેવો; અગર તો યાતવ્ય શત્રુ સાથે મૈત્રી નભાવી રાખીને તેણે ચૂપ થઇને બેસી જવું; અગર તો સંધિ અર્થે માગણી કરનાર રાજાને તેણે, દ્રોહીઓ, અમિત્રો અને આટવિકોથી રચાયલી સેના પોતાના તરફથી પૂરી પાડી દેવી.

બળના વિષયમાં ચઢીઆતો ગણાય એવો કોઇ રાજા, પોતાના રાજ્યત્વનાં અંગો ઢીલાં પડી જવાના પરિણામમાં સંકટગ્રસ્ત થઇ જાય, અને તેવાને જો, પોતાનાથી ઉતરતી કોટીના રાજા પાસેથી લશ્કરી મદદ માગવાનો તેમ જ તે પ્રમાણે મળતી મદદના પ્રમાણમાં, તેવા મદદ કરનાર રાજાને લાભાંશ આપવાનો પ્રસંગ ઉપસ્થિત થઇ આવે, તો જે રાજાની પાસેથી મદદ મગાઇ હોય તે રાજા જો પ્રતિક્રિયા કરવા જેટલો સમર્થ હોય, તો

તેણે સામી લડાઇ જાહેર કરી દેવી, અને તે પ્રમાણે જો તે પૂરતો સમર્થ ન હોય, તો તેણે માગણીનો સ્વીકાર કરી લેવો.

જો કોઈ ચઢીઆતા બળવાળો રાજા હોય તે, પોતાનાથી ઉતરતા બળવાળા રાજાની મદદ માગીને, પોતાને મળતી મદદના બદલામાં ઓછો લાભાંશ ( તેવી મદદ આપનાર રાજાને ) આપવાનું પણ કહે. આમ થાય ત્યારે જે રાજાની પાસેથી મદદ મગાઇ હોય તે રાજા જો, જોઇએ તેટલા પ્રમાણમાં સામર્થ્યયુક્ત હોય, તો તેણે (તેવી મદદ યાચનાર રાજાની સામે) સંગ્રામોચિત પગલા ભરી દેવાં; અને જો તે, તે પ્રમાણે સામર્થ્યયુક્ત ન હોય, તો પછી તેણે માગણીનો સ્વીકાર કરી લેવો.

જે રાજાની પાસે, સંધિ અર્થે યાચના કરવામાં આવે, અને જે રાજા સંધિને અર્થે યાચના કરે તે બન્નેએ, જે હેતુથી સંધિ કરવાની માગણી થતી હોય તે હેતુ પરત્વે ( આવશ્યક ) વિચારણા કરવી, અને એવી વિચારણાના પરિણામમાં જે માર્ગ શ્રેયસ્કર લાગે તે માર્ગ ઉપર તેમણે વિચરવાનું રાખવું.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ': એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાંનું 'દ્વૈધીભાવવાળી નીતિથી કરાતી સંધિ તથા લડાઇ': એ નામક સાતમું પ્રકરણ પૂરું થાય છે. )

## પ્રકરણ ૮.

—:*:—

### જે શત્રુ ઉપર ચઢાઇ થઇ શકે તેના શત્રુ ( યાતવ્ય )ની વૃત્તિ; અને અનુગ્રહ(મદદ)પાત્ર મિત્રો.

જે કોઇ શત્રુની ઉપર ચઢાઇ કરી શકાય તેમ હોય તે શત્રુની ઉપર ચઢાઇ થઇ આવવાનો ભય ઉત્પન્ન થઇ આવતાં તે શત્રુ, જો પોતાની સામે એકત્ર થઇને આવતા બે રાજાઓ પૈકી એક જે સરત કરીને બીજાની મદદ લીધી હોય તે સરત પોતે કરવા-પાળવા-ને તૈયાર થઇ જાય, અગર

તો એ પ્રમાણે એકત્ર થયલ રાજાઓને એક બીજાથી છૂટા પાડી દેવાની તેને ઇચ્છા થઈ આવે, તો તેણે, તેવા એકત્ર થયલ બે રાજાઓ પૈકી એકની સાથે સંધિ કરવી, અને જેની સાથે એ પ્રમાણે સંધિ કરવાની હોય તેને, તેવા સમવાય (એકસંપી)માંથી જે લાભ મળી શકે તેમ હોય તેના કરતાં બમણો લાભ પોતાના તરફથી આપવાની તેને દરખાસ્ત પણ તેણે કરવી. આ પ્રમાણે સંધિનો કરાર થઇ જાય એટલે, જે રાજાને લાભ આપવાનું કહેવામાં આવ્યું હોય તે રાજાને માણસો તથા નાણાંની કેટલી હાનિ થાત, પ્રવાસના પરિણામમાં કેટલી કેટલી મુશીબતો તેને ભોગવવી પડત, કેવાં કેવાં પાપકર્મો તેણે કરવાં પડત, અને બીજી કેટલી કેટલી હરકતો તથા અંગત અડચણો તેણે ભોગવવી પડતઃ એ સર્વ બાબતોને તેણે ( લાભ આપનાર રાજાએ ) તેની આગળ વર્ણવી બતાવવી; અને આ બધી વાતની તેને ખાત્રી થઇ જાય એટલે પછી, જેટલું દ્રવ્ય આપવાનું વચન અપાયું હોય તેટલું દ્રવ્ય તેને તેણે આપી દેવું. અગર તો ( જેને દ્રવ્ય આપવાનું વચન અપાયલું હોય ) તે રાજાને અન્ય રાજાઓની સાથે વેર બંધાવી દઇને તેવા ( દ્રવ્ય આપવાનું વચન આપનાર ) રાજાએ, પોતાથી કરાયલ કરારનો ભંગ કરી દેવો.

જે કોઇ રાજાએ અપરિપકવ વિચારથી જે કર્મો (દુરારબ્ધ કર્મ) કરવા માંડયાં હોય તે કર્મોને અંગે તેને ક્ષયવ્યયને અધીન કરી દેવાની, અગર તો તેવા કોઇ રાજાએ જે કર્મો કરવા માંડયાં હોય તે સુ-આરબ્ધ હોઇ બહુ લાભ આપે તેવાં હોય, તો તેવો લાભ તે લઇ ન શકે એવા પ્રકારના પ્રયાસ કરવાની ઇચ્છા જો કોઇ બીજા રાજાને થઇ આવે; અગર જો કોઇ એક રાજા બીજા કોઇ રાજાનો તેના પોતાના સ્થાન વિષે અગર તો તેના પ્રવાસ દરમ્યાન વિઘાત કરવાની ઇચ્છા ધરાવતો હોય; અગર જો બીજા કોઇ રાજાના યાતવ્ય શત્રુની સાથે મળી જઇને તેવા બીજા રાજા પાસેથી જોરતલ્બી લેવાની ઇચ્છા જો કોઇ એક રાજાને થઇ આવી હોય; અગર જો કોઇ એક રાજા પોતે અર્થકૃચ્છ્ર ( દરિદ્ર ) બની ગયો હોય અને તે જો પોતાના

મિત્ર વિષે વિશ્વાસ રાખી શકતો ન હોય, તો પછી તેણે, અલ્પકાળને માટે, અલ્પલાભ મેળવીને સંતુષ્ટ રહેવું.

પોતાના કોઇ મિત્રને મદદ કરવાની, કે પોતાના કોઇ શત્રુને નષ્ટ કરી દેવાની જરૂર જો કોઇ પણ રાજાને જણાય, અગર તો પોતાને બહુ અર્થ-લાભ થશે એવું તેને લાગે, અથવા તો જેની ઉપર પોતે તાજેતરમાં ઉપકાર કરેલો હોય તેને ભવિષ્યમાં પોતાના ઉપયોગમાં લેવાની વૃત્તિ જો પોતાને થઇ આવી હોય, તો પછી તેણે, પોતાને ભવિષ્યમાં મળનાર અલ્પલાભની ખાતર, મોટો લાભ આપનારી વર્તમાન માગણીને જતી કરી દેવી.

જે કોઇ બીજો રાજા, નાજદ્રોહીઓ (દૂષ્યો)ના કે શત્રુઓના અગર તો પોતાના મૂળ ખોદી નાખે એવા પ્રકારનું ચઢીઆતી કોટીનું બળ ધરાવનાર રાજાના પંજામા સપડાયલો હોય તેને મદદ કરવાનું મન જો કોઇ એક રાજાને થઇ આવે, અને તેના પરિણામમાં તેવો બીજો રાજા ભવિષ્યમાં પોતાને એવી ને એવી મદદ કરે એવો દાખલો બેસાડી દેવાનો ઇરાદો તેનો હોય, તો (તેવા બીજા રાજા પાસેથી) તેણે (મદદ કરનાર રાજાએ) તત્કાલ કે ભવિષ્યમાં બીલકુલ લાભ મેળવવો નહિ-(અર્થાત કશો પણ બદલો ન લેવો).

શત્રુની પ્રજાને ત્રાસ આપવાની, કે એક મિત્ર તથા એક શત્રુ વચ્ચે ચયલ સંધિમાં ફાટ પડાવવાની ઇચ્છા જો કોઇ રાજાને થઇ આવે, અગર તો પોતાની ઉપર બીજો કોઇ રાજા ચઢી આવનાર છે એવો જો કોઇ પણ રાજાને વહેમ પડી જાય, અને આવાં કારણો પૈકી કોઇને લીધે, પોતાના મિત્ર સાથે કરાયલ સંધિ તોડી નાખવાનું મન તેને થઇ આવે, તો પછી તેવા રાજાએ, પોતાને ભવિષ્યમાં તેવા બીજા રાજા પાસેથી જે લાભ મેળ-વાનો હોય તે લાભ મેળવવાનો કાલ પ્રાપ્ત થયો ન હોય તો પણ, તેવા લાભ કરતાં વધારે રકમ (લાભ) તત્કાલ મેળવવાની માગણી કરી દેવી. આવો પ્રસંગ ઉપસ્થિત થઇ આવે, ત્યારે (જેની પાસેથી અધિક લાભ મગાયો હોય તે) બીજો રાજા, વર્તમાન કે ભવિષ્ય કાલને માટે ક્રમ રચ-

વાની માગણી (પણ) કરી શકે. અગાઉ કહેવાઇ ગયલી બાબતોનો ખુલાસો આ ક્રમે જ સમજી લેવાનો છે.

પોતપોતાના મિત્રો શક્ય, પ્રશસ્ય કે લાભોત્પાદક કર્મો પોતપોતાના માથા ઉપર લઇ શકે તેમ છે કે નહિ, અને તેઓ જે કામો કરવાનું પોતાના માથા ઉપર રાખે તે કામ કરવામાં તેઓ સ્થિરવૃત્તિ રાખી શકે તેવા છે કે નહિ, તેમ વળી તેમની રૈયત તેમના વિષે અનુરક્ત છે કે નહિઃ એ (બધી) બાબતો વિષે, પોતપોતાના મિત્રોને મદદ કરનાર વિજયાકાંક્ષી રાજાએ તથા તેના શત્રુ (રાજાએ) પોતપોતાથી વિચાર કરી લેવાનો છે.

પોતાથી ઉપડે એટલું કામ જે કોઇ કરવા માંડે તે 'શક્યારંભી' કહેવાય છે; જે કોઈ નિર્દોષ કર્મ કરવાનુ પોતાને માથે લે તે 'કલ્યારંભી (પ્રશસ્ય કર્મો કરનાર)' કહેવાય છે; જે કોઇ મોટો નફો અપાવનાર (કલ્યાણોદય) કામ ઉપાડે તે 'ભવ્યારંભી( મોટાં કામ કરનાર )' ગણાય છે; ઉપાડાયલ કામ સમાપ્ત ન થાય ત્યાંસુધી, જે કોઇ લેશ પણ વિરામ નથી લેતો તે 'સ્થિરકર્મ' (આગ્રહપૂર્વક કામ કરનાર)' કહેવાશે; અને જે કોઇ રાજા પ્રજાપ્રિય હશે તે (તેની રાજભક્ત પ્રજાના) સસહાયત્વ (સહકાર)ને લીધે, પણ અલ્પ અનુગ્રહ વડે પોતાના કાર્યની સિદ્ધિ કરી શકશે. શત્રુ અને વિજયાકાંક્ષી રાજાઃ એ ઉભય પૈકી જે કોઇ પોતાના આવા મિત્રોને પ્રસન્ન રાખી શકશે તેને તેના મિત્રો ઘણા જ ઉપકારક થઇ પડશે. આવા મિત્રોથી વિરૂદ્ધ કોટીના મિત્રો ભણી કદિ પણ અનુગ્રહ બનાવવો નહિ.

વિજયાકાક્ષી રાજા અને તેનો શત્રુઃ—એ ઉભય કોઇ એક ત્રીજા (રાજા)ના મિત્રો હોય, તોપણ તે એમાંથી જે કોઇ પોતાના ખરા મિત્રને કે વધારે ખરા મિત્રને મદદગાર થશે તે પોતા પૈકી બીજાને પહોંચી વળવાને સમર્થ પણ થવાનો; કારણ કે ખરા મિત્રને મદદ કરનાર (રાજા) પોતે, તેથી કરીને, પોતાના સામર્થ્યમા વધારો (આત્મવૃદ્ધિ) કરી શકે છે, ત્યારે પેલો બીજો (જે પોતાના ખરા મિત્રને મદદ નથી કરતો તે) (એક તરફથી) ક્ષયવ્યયને તેમ જ પ્રવાસજનિત સંકટોને અધીન બની રહીને

પોતાના શત્રુને, વધારે ને વધારે ઉપકારક પણ થતો જાય છે, અને (વળી) તેનો તેવો શત્રુ, તે પ્રમાણે પોતાના ઉપર થતી રહેતી ઉપકારવૃત્તિના બદલામા તેવા ઉપકારક રાજાને ધિક્કારતો પણ હોય છે.

વિજ્યોત્સુક રાજા અને તેનો શત્રુ:—એ ઉભય કોઇ એક ત્રીજા, પણ મધ્યમ રાજાના મિત્રો હોય, છતાં પણ તે બેમાંથી જે કોઇ પોતાની સાથે ખરી મિત્રતા અગર વધારે ખરી મિત્રતા ધરાવનાર મધ્યમ રાજાને મદદગાર થાય, તો તે, પોતા પૈકી બીજાને પહોંચી વળવાને સમર્થ પણ થાય છે ખરો: કારણ કે જે કોઇ પોતાના સાચા મિત્રને સાહાય્ય આપે છે તે પોતે (તેટલા પૂરતો) આત્મવૃદ્ધ (સમૃદ્ધ) પણ બને છે, અને જે કોઇ (તે પ્રમાણે) પોતાના સારા મિત્રને મદદ નથી આપતો તેને મનુષ્યની તેમ જ દ્રવ્યની હાનિ (ક્ષયવ્યય) થઇ આવે છે એટલું જ નહિ, પરંતુ પ્રવાસજનિત દુઃખોનો અનુભવ પણ તેને કરવો પડે છે. વળી (આ પ્રમાણે) જે મધ્યમ રાજાને સાહાય્ય અપાયલ હોય તે જો સદ્ગુણસંપન્ન ન હોય, તો પછી તેવા વિજયાકાંક્ષી રાજાનો પરાભવ તેનો શત્રુ પણ કરે છે; કારણ કે અનુપકારક કર્મો કરવામાં પોતાની શક્તિનો દુર્વ્યય કરનાર તેમ જ પ્રતિ-ઉપકાર કરવાની વૃત્તિ ન ધરાવતાં કેવળ મદદ લેવામાં કુશળ એવો મધ્યમ રાજા (ખરા પ્રસંગમાં) પડખેથી ખસી ગયા (અપસરણ કર્યા) વિના રહેતો પણ નથી.

આવું ને આવું ઉદાસીન (તટસ્થ) રાજાના વર્તન સંબંધમાં પણ સમજી લેવું.

મધ્યમ અને ઉદાસીન રાજા પૈકી જે કોઇ શૂર, શસ્ત્રનિપુણ, દુઃખસહ (ધીર) અને અનુરાગી હોય તેની મદદે જે કોઇ (રાજા) પોતાની સેનાનો અમુક ભાગ (બલાંશ) મોકલી આપશે તેને પોતાને છેતરાવાનો સમય આવશે. એટલું તો નહિ, પરંતુ તેનો જે કોઇ શત્રુ હશે તે, પૂર્વોક્ત લક્ષણોથી વિરુદ્ધ કોટીનાં લક્ષણોવાળા (રાજા)ને મદદ કરીને તેવા (મદદગાર) રાજાનો પરાભવ પણ કરી શકશે.

જે કોઇ પોતાના મિત્રને, ભવિષ્યમાં પોતાની સેનાની મદદ આપવાનો હોય તેવા કોઇ મિત્રની મદદથી જે કોઇ રાજા પોતાનો ગમે તે અર્થ સાધી લે, ત્યારે તેની જો ઇચ્છા થાય તો પોતાની વિવિધ પ્રકારની–મૌલ (કાયમની), ભાડુતી ( અમુક કાળ માટે ઉભી કરાયલી ), શ્રેણી રૂપમાં નભી રહેલી, પોતાના મિત્રની અને જંગલી મનુષ્યોથી બનેલી–સેનાઓમાંથી જે કોઇ સેના, વિવિધ પ્રકારના દેશ તથા કાળનું અનુભવજ્ઞાન ધરાવતી હોય તેને અગર તો તેની પોતાની જે કોઇ સેના, શત્રુસેના પરત્વે અગર જંગલી લોકો પરત્વે માહિતગારી ધરાવનાર હોય તેને તેણે, દેશકાળનું અંતર ઘણું જ રહે તેવી રીતે મોકલી આપવી.

“વિજય મેળવ્યા પછી મારો મિત્ર મારી સેનાને કોઇ પણ એક શત્રુના રાજ્યમા દોરી જશે અગર તો જંગલી પ્રદેશોમાં ભટકાવશે, અગર તો પ્રતિકૂળ ઋતુઓમાં તેને રખડાવીને, મને તે નિરૂપયોગી થઈ પડે તેવી તેને કરી મુકશે”–એવું જો કોઇ રાજાને લાગે, તો તેણે, ‘ મારે મારી સેનાને બીજા કોઇ કામમાં વાપરવાની છે ’ એવું બ્હાનું કાઢીને, પોતાના મિત્રરાજાને અન્ય કોઇ પ્રકારે મદદ કરવી હોય તો કરવી; તથાપિ ‘પોતાની સેના મોકલ્યા વિના છુટકો નથી’ એવું જો તેને જણાય, તો પછી જે લશ્કર, ક્રિયાકાળના ગુણોથી હેવાઇ ગયલું હોય તેને તેણે (મદદમાં) મોકલી આપવું, અને એ મિત્ર રાજા તેને પોતાનુ કામ પૂરૂં થાય ત્યા સુધી પોતાની પાસે રાખે તેમ જ ભયમાંથી તેને ઉગારી રાખે, એવી સરત પણ તેણે ( તેવા મિત્રરાજા સાથે ) કરી લેવી. મિત્રરાજાનું કામ સમાપ્ત થાય ત્યારે તેવા ( મદદગાર ) રાજાએ, કોઇ પણ નિમિત્તે, પોતાની સેનાને પુનઃ પ્રાપ્ત કરી લેવાનો પ્રયાસ કરવો; અગર તો રાજદ્રોહીઓ ( દૂષ્ય ), શત્રુઓ અને જંગલી લોકો જે સેનામાં સૈનિક રૂપે જોડાયલા હોય તેવી સેનાને તેણે પોતાના મિત્રરાજાની મદદમાં મોકલવી; અગર તો પોતાના મિત્રરાજાના યાતવ્ય (ચઢાઇ જેના ઉપર કરી શકાય તેવા) શત્રુરાજાની સાથે સંધિ કરીને તેણે પોતાના તેવા મિત્ર ( રાજાને ) છેતરી નાખવો.

એક સરખા બળવાળા, એક બીજાથી ઉતરતા બળવાળા કે એક બીજાથી ચઢીઆતા બળવાળા રાજાઓ, જે બધો લાભ મળનાર હોય તે, બધો લાભ, એક સરખા પ્રમાણમાં માંહોમાંહે વહેંચી લેવાનો કરાર કરે, તો તે કરારને 'સંધિ' કહેવામાં આવે છે; (પરંતુ) જો તેવા લાભના સરખા હિસ્સા પાડવામાં ન આવે, તો (તેવી વિષમ વહેંચણીને) 'વિક્રમ' સંજ્ઞા અપાશે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશઃ' એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાંનું 'જે શત્રુ ઉપર ચઢાઇ થઇ શકે તેવા (યાતવ્ય)ની વૃત્તિ; અને અનુગ્રહ (મદદ)પાત્ર મિત્રોઃ' એ નામક આઠમું પ્રકરણ પૂરું થાય છે.)

## પ્રકરણ ૯

### મિત્રસંધિ અને હિરણ્યસંધિ.

સંહિતપ્રયાણ (એકત્ર થયલ મિત્રરાજાઓ ચઢાઇ લઇ જાય તે)ના પરિણામમાં મિત્ર, હિરણ્ય અને ભૂમિ; એ ત્રણ પ્રકારના જે લાભ પ્રાપ્ત થઇ આવે છે તે પૈકી પહેલાના કરતાં બીજો ચઢીઆતા પ્રકારનો, અને બીજાથી ત્રીજો ચઢીઆતો લાભ ગણાશે; કારણ કે ભૂમિરૂપી સાધન હશે તો મિત્ર અને હિરણ્યની પ્રાપ્તિ કરી શકાશે; અને મિત્રો તથા હિરણ્ય–એ બે તો એવી બાબતો છે કે, એકની મદદથી બીજાની પ્રાપ્તિ થઇ આવવાની જ.

"ચાલો, આપણે મિત્રલાભ કરીએ" વગેરે વચનોની મદદથી જે કરાર કરાય તે 'સમસંધિ' કહેવાશે; એકને મિત્રલાભ થાય અને બીજો શત્રુને પેદા કરે ત્યારે તે 'વિષમસંધિ' કહેવાશે; અને એકને જો બીજાના કરતાં વધારે લાભ થઇ આવે, તો તે 'અતિસંધિ' (દગાથ)' સંજ્ઞાને પામશે.

સમસંધિ કરીને જે કોઇ સુચરિત મિત્રને મેળવી શકે છે, અગર તો જે કોઇ પોતાના જૂના મિત્રને સંકટમુક્ત કરી શકે છે તે બીજાને પહોંચી વળી શકે છે પણ ખરો; કારણ કે આપત્કાલે અપાતી મદદના પરિણામમાં મિત્રતા વધારે સ્થિરતા પામ્યા વિના રહેતી નથી.

એક મિત્ર જૂનો (નિત્ય) પરંતુ અવશ્ય (અનમ્ર સ્વભાવવાળો) હોય અને બીજો મિત્ર નવોસવો (અનિત્ય) પરંતુ વશ્ય (મળતીઆ સ્વભાવવાળો) હોય, અને એ ઉભયને તેમની પોતપોતાની આપત્તિમાં મદદ કરીને જો મિત્ર તરીકે પ્રાપ્ત કરાયલા હોય, તો એ ઉભયમાંથી કોને ચઢીઆતી કોટીનો ગણવો? આ પ્રશ્નનો ખુલાસો (પૂર્વકાલીન)આચાર્યો આ પ્રમાણે કરે છેઃ—

"જૂનો પણ અવશ્ય પ્રકૃતિવાળો મિત્ર ચઢીઆતી કોટીનો ગણાશે; કારણ કે એવો મિત્ર કદાપિ મદદગાર નહિ થાય, તોપણ અપકારી (હાનિ કરનારો) થવાનો તો નહિ જ."

પરંતુ આ બાબતમા મારૂં (કૌટિલનું) મત આ પ્રમાણે છેઃ—"અનિત્ય (નવોસવો) પરંતુ વશ્ય સ્વભાવવાળો મિત્ર હોય તો વધારે સારૂં; કારણ કે જ્યાં સુધી તેની ઉપર ઉપકાર થતા રહેશે ત્યાં સુધી તે મિત્ર થઇ રહેવાનો જ; અને મૈત્રીનું મૂળ ઉપકારકતા જ છે."

એક મિત્ર મહાભોગવાળો પણ અનિત્ય હોય, અને બીજો મિત્ર અલ્પભોગવાળો પણ નિત્ય હોય, અને તે ઉભય, વળી, વશ્ય પ્રકૃતિના હોય, તો એ બેમાંથી કોને વધારે સારો માનવો? આ પ્રશ્નના જવાબમાં (નીતિવિશારદ) આચાર્યો (એકંદરે) આ પ્રમાણે કહે છેઃ—

"અનિત્ય પરંતુ મહાભોગવાળો મિત્ર વધારે સારો ગણાય; કારણ કે એવો મહાભોગવાળો મિત્ર અલ્પકાળમા મોટો ઉપકારક (મદદગાર) થઇ શકે છે એટલું જ નહિ, પરંતુ મોટા ખર્ચના પ્રસંગને પણ તે પહોંચી વળી શકે છે પણ ખરો."

પરંતુ મારું ( કૌટિલનું ) મત આમ થાય છે—' એમ નહિ; અલ્પ-ભોગવાળો પણ જૂનો ( નિત્ય ) મિત્ર જે કોઇ હોય તેને વધારે સારો (ઉપકારક) ગણવો; કારણ કે મહાભોગવાળો પણ અનિત્ય સ્વભાવવાળો મિત્ર જે કાઇ મદદ આપશે તે મદદના પરિણામમા તેને પોતાને જો કોઇ પ્રકારની મોટી હાનિ થઇ આવશે તો તે પાછો હઠયા વિના રહેશે નહિ, અગર તો તે એવા ને એવા પ્રકારની મદદના બદલામા કાંઇક મેળવવાની આશા પણ રાખશે. પરંતુ જે કોઇ અલ્પભોગવાળો (અલ્પસાધનસમૃદ્ધ) પરંતુ નિત્ય સ્વભાવવાળો મિત્ર હશે તે પોતાની પ્રકૃતિમાં રહેલ સાતત્ય (શાશ્વતતા)-ને લીધે, લાંબે કાળે પણ મોટો ઉપકારક થઇ રહેવાનો જ."

એક મિત્ર મહાન્ હોય પરંતુ તેને ઉત્સાહમાં આણતાં મુશ્કેલી વેઠવી પડતી હોય, અને બીજો મિત્ર અલ્પ હોય તથાપિ તેને સહેલાઇથી ઉત્સાહિત કરી શકાતો હોય, તો એ બેમાંથી કોને વધારે સારો ગણવો ? આ બાબતમાં પૂર્વાચાર્યોનું કહેવું આ પ્રમાણે છેઃ—

" જે મિત્રને ઉત્સાહિત કરવામાં પરસેવો ઉતારવો પડે તે મિત્ર જો મહાન્ હોય તો તે પ્રતાપકર ( બીજા ઉપર પ્રભાવ પાડનારો ) નીવડે છે, અને તે જ્યારે ઉભો ( સમુત્થ ) થાય છે ત્યારે તે કાર્યોની સિદ્ધિ કરી પણ શકે છે."

પરંતુ હું (કૌટિલ્ય) આ બાબતમાં આમ કહું છુ—" એમ નહિ. જે મિત્રને સહેલાઇથી પ્રોત્સાહિત કરી શકાય તે મિત્ર અલ્પ હોય તોપણ તે વધારે ઉપકારક ગણાશે; કારણ કે એવો મિત્ર તુર્ત તૈયાર થઇ જાય તેવો હોવાથી કાર્યકાલને વ્યતીત થઇ જવા દેશે નહિ એટલું જ નહિ, પરંતુ તે પોતે ( શક્તિવિષયપરત્વે ) દુર્બલ હશે તેથી કરીને તેનો ઉપયોગ, વિજયોત્સુક રાજા પોતાની ઇચ્છા મુજબ કરી પણ શકશે. પરંતુ જે કોઇ બીજો મિત્રરાજા પ્રકૃષ્ટભૌમ (ઉત્તમ પ્રકારનું રાજ્યબળ ધરાવનાર) હશે તેનો યથેચ્છ ઉપયોગ કરી શકાશે નહિ. "

વિક્ષિપ્ત ( વીખેરાઇ નખાયલ ) સૈન્ય સારૂં કે અવશ્ય પણ કાયમનું સૈન્ય સારૂં ? પૂર્વકાળના આચાર્યોનો, આ બાબતમા અભિપ્રાય આ પ્રમાણે છેઃ—" વિક્ષિપ્ત સેના વશ્ય કોટીની હોય તો તેને અલ્પકાળમાં એકત્ર કરી શકાશે."

તથાપિ મારૂં (કૌટિલનું) મત આ બાબતમાં આ પ્રમાણે જુદું છેઃ– " સૈન્ય અવશ્ય હોય તો પણ તે શ્રેયસ્કર છે; કારણ કે સામાદિ ઉપાયો વડે તેને વશ્ય કરી શકાય છે. પરંતુ વીખેરાઇ નંખાયવી સેનાના સૈનિકો પોતપોતાને ધંધે વળગી ગયલા હોય છે તેથી કરીને તે સર્વને, યથેષ્ટ કાલમાં એકઠા કરી શકાતા નથી. "

કયો મિત્ર વધારે સારો—બહુપ્રજાવાળો કે બહુહિરણ્યવાળો ? આચાર્યો આ પ્રશ્નનું ઉત્તર આ પ્રમાણે આપે છેઃ—"બહુ પ્રજાવાળો મિત્ર અધિક ઉપકારક છે; કારણ કે તેવો મિત્ર પ્રતાપકર નીવડે છે, અને તે જો પ્રવૃત થાય છે તો કાર્ય સિદ્ધિ પણ કરી શકે છે."

પરંતુ આ મતથી હું ( કૌટિલ જુદો પડી ) આ પ્રમાણે કહું છુંઃ– " હિરણ્યભોગ ( બહુ સધન ) મિત્ર શ્રેયસ્કર થઇ પડશે, કારણ કે હિરણ્યનો સંગ્રહ હંમેશાં ઇષ્ટ જ ગણાય છે, અને સૈન્ય નિત્ય ઉપયોગનું ગણાતું નથી. વળી સોનું હોય તો સૈન્યાદિ ઇષ્ટ વિષયોની પ્રાપ્તિ પણ થઇ શકે છે."

પુષ્કળ સોનું ધરાવનાર મિત્ર શ્રેયસ્કર ગણાશે, કે જે મિત્ર વિશાળ ભૂમિ ધરાવતો હોય તે શ્રેયસ્કર ગણાશે ? આચાર્યો કહે છે કે, જે મિત્ર સુવર્ણસંપન્ન હશે તે જો ડાહ્યો હશે, તો તે સર્વ પ્રકારના ખર્ચ (વ્યય)ને પહોચી વળ.નાર ( પ્રતીકારકર ) નીવડવાનો.

પરંતુ હું ( કૌટિલ ) કહું છું કે, જો ભૂમિ હશે તો મિત્રો અને સોનુંઃ એ ઉભયને પ્રાપ્ત કરી શકાશે; અને તેથી કરીને જે કોઇ મિત્ર ( ભૂમિસપન્ન ) હોય તેને શ્રેયસ્કર ગણવો.

જો કોઇ વિજયાકાંક્ષી રાજા અને તેનો શત્રુઃ એ ઉભય પુરૂષભોગ (પ્રજાગણુની સંખ્યા)ની બાબતમા તુલ્યસ્થિતિવાળા હોય, તોપણુ વિક્રમ ( શૌર્ય ), ક્લેશસહત્વ ( સંકટ સહન કરવાની શક્તિ ), અનુરાગ, અને ગમે તે પ્રકારની સેનાના રૂપમાં ઘટાવાઈ જવાની શક્તિઃ એ સર્વ ગુણો ધરાવવાની બાબતમા તે ઉભય ( રાજાઓ )ની પ્રજાઓ એક બીજાથી જુદી પડતી પણ હોઇ શકે.

હિરણ્યની બાબતમા મિત્રરાજાઓ કદાપિ એક સરખી સ્થિતિના હોય; તથાપિ પ્રાર્થિતાર્થતા ( પ્રાર્થનાનો સ્વીકાર કરવા )ની બાબતમા, ઉદાર ચિત્તે સંગીન મદદ આપવાની બાબતમાંતેમ જ ગમે તે સમયે અને હમેશા પક્ષ લઇને મદદમા આવી ઉભવાની બાબતમા તેઓ એક બીજાથી જુદા પડે તેવા પણુ હોઇ શકે. આ વિષય પરત્વે આ પ્રમાણે કહેવાય છે.—

(૧) જે કોઇ પૂર્વકાલનો ( જૂનો ), વશ્ય, સહેલાઇથી પ્રોત્સાહિત થઇ શકે તેવો, બાપદાદાના સમયથી સંબંધ ધરાવનારો, મહાન્, અને એકવૃત્તિવાળો હોય તે ખરેખરો (સંપન્ન) મિત્ર ગણાશે; (કારણ કે)આ ૭ પ્રકારના ગુણો, સારા મિત્રમાં હોવા જ જોઇએ

(૨) જે કોઇ નિસ્સ્વાર્થ બુદ્ધિથી અને કેવળ મૈત્રી કરી રાખવાની ખાતર જ મિત્રતાનો નિર્વાહ કરી રાખનાર હોય તેમ જ જે કોઇ પૂર્વોપચિતસંબંધ (વંશપરંપરાગત સંબંધ) ને સુરક્ષિત રાખનારો હોય તેને ' નિત્યમિત્ર ' ગણવામા આવે છે.

(૩) જે મિત્રની સમૃદ્ધિનો વિવિધ રીતે ઉપભોગ કરી શકાય તે મિત્ર ' વશ્ય 'કોટીનો ગણાશે. આવી કોટીના મિત્રોના ત્રણ વર્ગ પડી શકેઃ ( ક ) જે કોઇનો લાભ એક જ જણુથી લઇ શકાતો હોય તે; ( ખ ) જે કોઇનો લાભ બે જણુ (શત્રુ તેમ જ વિજયાકાંક્ષી)થી લઈ શકાતો હોય તે; અને ( ગ ) જે કોઇનો લાભ જેને તેને મળી શકતો હોય તે (સર્વતોભોગિ).

(૪) જે કોઇ મિત્ર પોતે મદદ મેળવનારો હોય કે મદદ આપનારો હોય તે જો પોતાના શત્રુઓને પીડા આપી રહેતો હોય તેમ જ તે જો અનેક દુર્ગો તથા જંગલી લોકોથી રચાયલ વિપુલ સેના ધરાવનારો હોય, તો તેવા મિત્રને 'અવશ્ય' કોટીનો પણ 'નિત્ય' મિત્ર ગણવો.

(૫) પોતાની ઉપર (અન્ય દિશામાંથી) ચઢાઇ આવવાથી અગર તો પોતે વ્યસનગ્રસ્ત થઇ બેસે એટલે જે કોઇ, આત્મકલ્યાણ સાધી લેવાના હેતુથી મૈત્રીસંબંધ બાંધે તે 'અનિત્ય' અને 'વશ્ય' કોટીનો મિત્ર ગણાશે.

(૬) કેવળ એક જ ઉદ્દેશથી જે કોઇ મિત્રતા બાંધે અને જે કોઇ ઉપકારી, અવિકારી અને મિત્રભાવવાળો હોય તે મિત્ર વિપત્કાલે કદિ પણ દગાખોર નીવડશે નહિ.

(૭) જે કોઇમાં મિત્રભાવ જામેલો હોય તેને ખરેખરો ( ધ્રુવ ) મિત્ર ગણવો; જે કોઇ શત્રુના પક્ષમાં પણ ભળી જાય તેવો હોય તેને 'ચલ (દગાખોર)' મિત્ર ગણવો; અને જે કોઇ, બે પક્ષ (વિજયાકાંક્ષી રાજા તથા તેના શત્રુ)માંથી કોઇની તરફ ઉદાસીન રહી શકતો ન હોય તેને બન્ને પક્ષનો મિત્ર માની લેવો.

(૮) જે કોઇ વિજયાતુર રાજા પ્રતિ શત્રુભાવ રાખનારો હોય, અગર તો જે કોઇ એવા વિજયાતુર રાજાના શત્રુ તરફ એટલા જ પ્રમાણમાં મિત્રભાવ ધરાવનારો હોય અને તે કોઇ કદિ ઉપકારક થતો હોય કે થવાને સામર્થ્ય ધરાવનારો હોય, તેવાને તો હાનિકારક મિત્ર જ જાણવો.

(૯) જે કોઇ શત્રુના મિત્રને કે શત્રુના રક્ષ્ય (રક્ષિત રાજા)ને, કે શત્રુથી સન્માનાતા ( પૂજ્ય ) ઇસમને કે શત્રુના સંબંધીને મદદ કરનારો હોય તેને (શત્રુ તથા વિજયાતુર રાજા: એ ઉભયનો) 'સાધારણ' મિત્ર માનવો.

(૧૦) જે કોઈ પ્રકૃષ્ટ ( સાધનસામગ્રીવાળી ) ભૂમિનો સ્વામી હોય, સંતુષ્ટ અને સબળ હોય, પરંતુ આલસ્યનો ઉપાસક હોય તે, પોતાના મિત્રને સંકટથી અવમાનિત થતો દેખીને પણ ઉદાસીનતા ધારણ કરી રહેવાનો.

( ૧૧ ) જે કોઇ (રાજા) પોતાના દૌર્બલ્યને લીધે, વિજયાતુર રાજા તથા તેના શત્રુ: એ ઉભયની વૃદ્ધિને અનુસરી રહીને, એ ઉભય પૈકી કોઇની સાથે શત્રુતા બાંધતો નથી હોતો તેને ' ઉભયભાવિ ( બન્ને પક્ષ તરફ ભાવ રાખનાર ) મિત્ર' રૂપે ગણવાનો છે.

( ૧૨ ) કોઇ પણ કારણથી અગર તો કોઇ પણ કારણ વિના દુઃખી થતા પોતાના મિત્રની ઉપેક્ષા કરનારો જે કોઇ હોય, અગર તો જે કોઈ સકારણ અગર અકારણ મદદ લેવાની ઇચ્છા રાખતો હોય તે હાથે કરીને ભયમાં જઇ પડનારો હોય છે.

લાભ અલ્પ હોય, પણ ત્વરિત મળે તેમ હોય કે લાભ મોટો હોય, પણ લાંબા કાળે મળે તેમ હોય: એ બેમાંથી કયો લાભ સારો ગણવો ? આ બાબતમાં પૂર્વાચાર્યોનું મત એવું છે કે, જે અલ્પલાભ ત્વરિત (ક્ષિપ્ર) મળે તેમ હોય તેને શ્રેષ્ઠ ગણવો; કારણ કે તેવો ( અલ્પ પણ ત્વરિત મળનારો લાભ ) કાર્યદેશકાલસંપાદક ( તાત્કાલિક ઉપયોગનો ) થઇ પડે છે.

પરંતુ હું ( કૌટિલ ), આથી ઉલટો અભિપ્રાય એવો આપું છું કે, જે લાભ મોટો હોય તે એક બીજની પેઠે સતત ઉપકારક થઇ પડે છે, અને તેથી તે વધારે પસંદ કરવા લાયક ગણાશે; ત્વરિત મળી જતો અલ્પલાભ, આનાથી ઉલટું પરિણામ લાવશે.

આ પ્રમાણે, જે કોઇ રાજા સ્વાર્થસિદ્ધિ કરવાને આતુર હોય તેણે કાયમના ( ધ્રુવ ) લાભ પરત્વે, અગર તો કાયમના લાભના અંશ પરત્વે ગુણદૃષ્ટિથી વિચાર કરીને પોતાના મિત્રોને ભેળા રાખવા અને (પછી) તેણે ( વિજયાર્થે ) પ્રયાણ કરવું.

( આ પ્રમાણે, કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ '-એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાંનું ' મિત્રસંધિ અને હિરણ્યસંધિ '-એ નામનું નવમું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૧૦.

—:૦:—

### ભૂમિસંધિ.

' ચાલો આપણે ભૂમિલાભ કરીએ ' એવું કહીને જે કરાર કરવામાં આવે તે ' ભૂમિ મેળવવાને અર્થે કરાતી સંધિ ( ભૂમિસંધિ ) ' કહેવાય છે.

આ પ્રમાણે જે બે રાજાઓ વચ્ચે સંધિ થાય તે બે પૈકી જે કોઇ, ઉભા પાકવાળી અને અર્થસંપન્ન ભૂમિની પ્રાપ્તિ કરી શકે છે તે, ( પોતા પૈકી ) બીજાને પહોંચી વળી શકે છે પણ ખરો.

અર્થસંપન્ન ભૂમિ મેળવવાનું કામ, એકસરખા પ્રમાણમાં કરવાનું હોઇને જે કોઇ ( રાજા ), કોઇ બળવન્ત શત્રુ ઉપર આક્રમણ કરીને એવી ભૂમિની પ્રાપ્તિ કરી લે છે તે ( પોતા પૈકી ) બીજાની ઉપર સરસાઇ પણ ભોગવે છે; કારણ કે તે જેમ એક તરફથી ભૂમિની પ્રાપ્તિ કરી લે છે, તેમ બીજી તરફથી તે પોતાના પ્રતાપમાં વૃદ્ધિ પણ કરી દે છે. દુર્બલ શત્રુનો પરાભવ કરીને ભૂમિની પ્રાપ્તિ કરી લેવી, એ જો કે એક સુંદર વાત છે ખરી; તથાપિ એવા એ જ દુર્બલ ભૂમિલાભ થવાના પરિણામમાં, જે સામન્ત ( પાડોસી રાજા ) ઠેઠ સુધી મિત્રભાવ રાખી રહેલો હોય છે તે અમિત્રના રૂપમાં ફેરવાઇ પણ જાય.

શત્રુઓ એકસરખા બળવાળા હોય, ત્યારે જે કોઇ (રાજા ), સુરક્ષિત થઇ બેઠેલા ( સ્થિત ) શત્રુને હરાવીને તેની ભૂમિ પડાવી લે છે તે રાજા બીજા ( શત્રુ ) ને પહોંચી વળે છે પણ ખરો; કારણ કે ( શત્રુ પાસેથી ) જે કોઇ રાજા દુર્ગ પડાવી લે છે તે રાજા તે દુર્ગનો ઉપયોગ સ્વભૂમિની

રક્ષા કરવામાં કરી શકે છે એટલું તો નહિ, પરંતુ તેની મદદથી તે અરણ્ય-વાસી લોકોનો પ્રતિષેધ પણ કરી શકે છે.

ચલશત્રુ પાસેથી ભૂમિલાભ કરવાના સંબંધમાં (એમ કહી શકાય કે) જે ભૂમિ (તેવા ચલશત્રુ પાસેથી) મેળવાયલી હોય તે ભૂમિ સમર્થ પાડોસી રાજાને લગતી છે કે દુર્બલ પાડોસી રાજાને લગતી છેઃ એ વાતની દૃષ્ટિએ, એવી (પ્રાપ્ત કરાયલ) ભૂમિના લાભાલાભમાં ફરક પડવાનો; કારણ કે એ પ્રમાણે મેળવાયલ ભૂમિ જો દુર્બલ સામન્તના પાડોસમાં આવી હશે, તો તેનો નિર્વાહ સહેલાઇથી થઇ શકશે; પરંતુ જો તે કોઈ સમર્થ રાજાના રાજ્યને લગોલગ આવી હશે, તો તેનો નિર્વાહ કરી રાખવામાં ધન અને મનુષ્યનો વ્યય કરવો પડશે, અને તેટલે અંશે તે ‘ નીચ-ભૂમિ ’ રૂપ નીવડી રહેશે.

હમેશના (નિત્ય) શત્રુના પાડોસમા આવેલ અર્થસંપન્ન ભૂમિ મેળવવી એ સારૂં, કે અનિત્ય શત્રુના પાડોસમા આવેલ મંદગુણી ભૂમિ મેળવવી એ સારૂં ? પૂર્વકાળના આચાર્યોનું મત, આ બાબતમાં, આવું છેઃ—“ નિત્ય શત્રુના પાડોસમાં આવેલ અર્થસંપન્ન ભૂમિ પ્રાપ્ત થાય, તો તે શ્રેયસ્કર છે; કારણ કે અર્થસંપન્ન ભૂમિ, કોશ અને સેનાની સંપાદક છે, અને એ (કોશ અને સેના)ની મદદથી શત્રુને હરાવી શકાય પણ છે. ”

પરંતુ હું (કૌટિલ), આ મતથી જુદો પડીને જણાવું છું કેઃ—એમ નહિ, અર્થસંપન્ન ભૂમિની પ્રાપ્તિ થવાથી અનેક શત્રુઓ પેદા થઇ આવે છે, અને જો કોઇ નિત્ય શત્રુને ગમે તેટલી મદદ કરવામાં આવી હશે કે બીલ-કુલ મદદ આપવામા નહિ આવી હોય, તોપણ તે સર્વકાળમાં શત્રુ રૂપે જ રહેવાનો; પરંતુ જે કોઇ અનિત્ય શત્રુ હશે તે કા તો ભય (અપકાર)થી અગર તો કૃપા (ઉપકાર)થી શાન્ત પડવાનો. ચોરની ટોળાઓને, મ્લેચ્છોને અને અરણ્યવાસીઓને આશ્રય આપનાર દુર્ગો જે ભૂમિમાં હશે તે, નિત્ય શત્રુવાળી ભૂમિ ગણાશે, અને તેનાથી વિપરીત કોટીની ભૂમિ જે કોઇ હશે તે અનિત્ય શત્રુવાળી ગણાશે.

દૂર નહિ એવી અલ્પ ભૂમિ ઠીક, કે અતિ દૂર આવેલ હોય એવી મોટી (ઘણી) ભૂમિ ઠીક ?—(આ પ્રશ્નના ઉત્તરમાં એટલુંજ કે) દૂર ન હોય એવી અલ્પભૂમિ શ્રેયસ્કર ગણાશે; કારણ કે તેને મેળવવાનું, પાલવવાનું અને તેનું રક્ષણ કરવાનું કામ સુખેથી થઇ શકશે; પરંતુ ભૂમિ જો દૂર હશે, તો (આ પૈકી) કોઇ પણ કામ સરલતાથી થઇ શકશે નહિ.

આ બે પ્રકારની ભૂમિમાંથી કયી ભૂમિ સારી ગણાય—જે ભૂમિની રક્ષા એની મેળે થઇ રહે તે, કે જે ભૂમિની રક્ષા કરવામાં સૈન્યનો ઉપયોગ કરવો પડે તે? (આનો ખુલાસો એટલો જ કે) જે ભૂમિની રક્ષા એની મળે થઇ રહે તે (આત્મધારણા ભૂમિ) શ્રેયસ્કર ગણાશે; કારણ કે તેનો નિર્વાહ તેના પોતાના કોશ અને સૈન્ય વડે જ થઇ શકશે. પરંતુ જે ભૂમિ દંડધારણા હોય (જેની રક્ષા કરવા માટે બહારથી સૈન્ય લાવવું પડે તેમ હોય) તેને તો એક લશ્કરી છાવણી રૂપ જ ગણવી: (અર્થાત્, તે ભાર રૂપ જ ગણાશે.)

મંદબુદ્ધિવાળા (બાલિશ) રાજા પાસેથી ભૂમિ મેળવવી એ સારૂં, કે ડાહ્યા (પ્રાજ્ઞ) રાજા પાસેથી ભૂમિ મળે તે સારૂં? (આ પ્રશ્નનું ઉત્તર એટલું જ કે) બાલિશ પ્રકૃતિવાળા રાજા પાસેથી ભૂમિ મેળવવી એ વધારે સારૂં ગણાશે; કારણ કે (એવા રાજા પાસેથી) ભૂમિની પ્રાપ્તિ સહેલાઇથી થઈ શકશે અને તેનું પાલન પણ નિર્વિઘ્ને થઇ શકશે એટલું તો નહિ, પરંતુ એવી ભૂમિ પાછી દેવાનો પ્રસંગ પણ નહિ આવે. પરંતુ જો કોઇ પ્રજાપ્રિય, ડાહ્યા રાજાની ભૂમિ મેળવવાની ઇચ્છા (કોઇ રાજાને) થઇ આવશે, તો પૂર્વનિર્દિષ્ટ વાતથી ઉલટું જ બનવાનું.

શત્રુઓ બે હોય, અને તે પૈકી એકને પીડા કરી શકાય તેમ હોય અને બીજાનો ઉચ્છેદ થઇ શકે તેમ હોય, તો આ બીજા પાસેથી ભૂમિલાભ મેળવવો એ વધારે સારૂં ગણાશે; કારણ કે આ બીજા ઉપર જો હુમલો લઇ જવામાં આવશે, તો તે અલ્પઆશ્રયવાળો અગર તો બીલકુલ આશ્રય રહિત હોઇને, પોતાના કોશ અને સૈન્ય સાથે છપાંચ ગણવાંને મંડી પડશે, અને તેને તેના પ્રજા છોડી પણ દેશે. પરંતુ જે કોઇ પડેલી કોટીનો (પીડ-

નીય) રાજા હશે તેને તેના પોતાના દુર્ગોની તેમ જ મિત્રોની મદદ હશે તેથી કરીને તે તે પ્રમાણે કરશે (નાશી જશે) નહિ.

બે દુર્ગસ્થિત રાજાઓ પૈકી એક રાજાના દુર્ગો સપાટ ભૂમિ વિષે આવેલા હોય અને બીજાના દુર્ગો નદીમધ્યે આવેલા હોય, તો સપાટ ભૂમિમાં જેના દુર્ગો હોય તેવા રાજાની પાસેથી ભૂમિલાભ સહેલાઇથી થઇ શકશે; કારણ કે જે દુર્ગ સપાટ ભૂમિમાં આવેલ (સ્થલીય) હશે તેની ઉપર સહેલાઇથી હલ્લો કરી શકાશે, તેનો ધ્વંસ પણ સહેલાઇથી થઇ શકશે, અગર તો શત્રુ સહિત તેને હસ્તગત પણ સહેલાઇથી કરી શકાશે. પરંતુ જે દુર્ગ નદીથી વીંટળાયલો હશે (તેને લેવામાં તો) બેવડો શ્રમ ઉઠાવવો પડશે, અને પાણી તથા અન્ય, જીવનનિર્વાહ કરાવી શકે તેવાં સાધનો તે શત્રુને પૂરાં પણ પાડશે.

બે રાજાઓ પૈકી જે કોઇ રાજા પર્વતદુર્ગ ધરાવતો હોય તેના કરતાં જે કોઇ રાજા નદીદુર્ગ ધરાવતો હોય તેની પાસેથી ભૂમિલાભ મેળવવો એ વધારે સારું છે; કારણ કે નદીમાં હાથીઓને હારબંધ ઉભા રાખીને, તે હાથીમાળા રૂપી સેતુબંધની મદદથી અગર તો લાકડાના સેતુબંધની મદદથી, અગર તો હોડીઓના પુલની મદદથી નદીદુર્ગની ઉપર સહેલાઇથી હલ્લો કરી શકાશે; તેમ નદીઓ હંમેશાં ઉંડી પણ નથી હોતી તેથી કરીને તેના પાણીને અન્ય માર્ગે વાળી (અપસ્ત્રાવી) શકાશે પણ ખરું. પરંતુ દુર્ગ જો પર્વત ઉપર આવેલ હશે, તો તે આત્મરક્ષક લક્ષણવાળો હોઇને તેને સહેલાઇથી ઘેરો ઘાલી લઇ શકાશે નહિ, કે તેની ઉપર સહેલાઇથી ચઢી શકાશે પણ નહિ. વળી (આવા પર્વતદુર્ગમાં) જે લશ્કર રહેલ હશે તેના અમુક ભાગને કદાપિ નષ્ટ કરી શકાશે, તો પણ તેનો બાકીનો ભાગ નુકસાન પામ્યા વગર છટકી જઇ શકશે પણ ખરો. વિશેષત: આવા પર્વતદુર્ગ ઉપરથી, શત્રુઓ ઉપર શિલાઓ (પથ્થરો) અને વૃક્ષોનો વરસાદ પણ વરસાવી શકાશે.

જે કોઇ સપાટ ભૂમિ ઉપર રહીને લડતો હોય, અગર તો જે કોઇ નીચાણવાળા પ્રદેશ(ખાઇખાંડા)માં રહીને લડતો હોય, એ બેમાંથી કોની પાસેથી લેવાતો

ભૂમિલાભ ઉપકારક થઇ પડશે? (આનો જવાબ એટલો જ કે) નીચાણ-વાળા પ્રદેશોમાં રહીને લડનાર પાસેથી સહેલાઇથી ભૂમિ મેળવી શકાશે; કારણ કે (આવા પ્રદેશોમાં રહીને લડનારાને) પ્રતિકૂળ દેશકાળને અધીન. થઇને લડવું પડે છે. તથાપિ જે કોઇ સપાટ ભૂમિ વિષે રહીને લડનાર હોય છે તે ગમે તે સ્થળમાં અને ગમે તે કાલે લડવાની શક્તિ ધરાવે પણ ખરો.

બે શત્રુઓ પૈકી જે કોઇ ખાઇઓ (ખનકચર)માં રહીને લડતો હોય અને જે બીજો આકાશમાં રહીને (વ્યોમયાનાદિની મદદથી) લડનારો હોય, તે એમાંથી પહેલા પ્રકારના શત્રુ પાસેથી ભૂમિલાભ સહેલાઇથી થઈ શકશે; કારણ કે ચરોમાં રહીને તેમ જ હાથમાં હથિયારો ધારણ કરીને લડનાર, ચરો(ખાત)માં રહીને તેમ જ હાથમાં હથિયાર ઝાલીને લડે છે તે જ તેનો ઉપકાર છે; જ્યારે આકાશમાં રહીને લડનારાઓ તો એકલાં શસ્ત્રોનો જ ઉપયોગ કરનાર હોવાના (અને તેથી તેમની ઉપર હલ્લો થઇ શકવાનો નહિ.).

જે કોઇ રાજા અર્થશાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર હશે તે પોતાના આવા પ્રકારના અને અન્ય પ્રકારના શત્રુઓ કનેથી પૃથ્વી મેળવીને, પોતાના મિત્રો તથા શત્રુઓ કરતાં અધિક કીર્તિને પ્રાપ્ત (પણ) થવાનો જ.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ'-એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાનું, 'ભૂમિસંધિ' નામનું દશમું પ્રકરણ પૂરું થાય છે.)

---

* અર્વાચીન કાળમાં, ગત યુરોપીય મહાવિગ્રહને અંગે ચરોમાં સૈનિકોને ગોઠવીને લડાઇ (Trench-warfare) લડાયલી તેમ આકાશમાં રહીને પણ યુદ્ધો થયલાં, એ વાત અત્ર સ્મરણમાં લાવવા યોગ્ય છે. પ્રાચીન યુદ્ધવિશારદો આ પ્રકારની યુદ્ધ-પદ્ધતિઓથી અજ્ઞાત ન હતા, એમ પણ આ ઉપરથી સમજાશે. વળી અખિલ ભરત-ખંડમાં દ્રષ્ટિએ પડતા ભૂતકાલીન દુર્ગોની રચના, આ 'દુર્ગવિધાનશાસ્ત્ર' પ્રમાણે થતી રહેતી, એમ પણ સમજાશે.

## પ્રકરણ ૧૧.



### અનવસિત (જેનો અંત આણી ન શકાય તેવી) સંધિ.

"ચાલો આપણે નિર્જન (શૂન્ય) સ્થાનો વસાવીએ" એવું કહીનેજે કરાર કરવામાં આવે તે, 'જેનો અંત આણી ન શકાય તેવી (અનવસિત) સંધિ' કહેવાય છે.

એ પ્રમાણે, એક બીજા સાથે સંધિથી બંધાયલા બે પક્ષોમાંથી જે કોઇ અર્થોત્પાદક ભૂમિને વહેલી વસાવી દઇને તેમાંથી જે લાભ મેળવવો જોઇએ તે મેળવી શકે તે બીજા પક્ષને પહોંચી વળવાને સમર્થ (પણ) થાય છે.

સંસ્થાન વસાવવાને માટે કેવા પ્રકારની ભૂમિ સારી ગણાય-સપાટ પ્રદેશ (સ્થળ) કે ઉદકમય પ્રદેશ ? (આનો જવાબ આટલો જ કે) અતિ-વિસ્તારવાળી ભૂમિ હોય તેના કરતાં પાણીવાળો અલ્પપ્રદેશ વધારે ઉપકારક થઇ પડશે; કારણ કે અલ્પપ્રદેશ પણ જો પાણીવાળો હશે, તો તેમાં (ખેતરો વિષે) મોલ તથા ફળો સંતત થતાં રહેવાનાં.

જે સ્થળો (સપાટ ભૂમિ)મા પૂર્વાપર કાળમાં ધાન્ય પાકી શકે અને જેમા ખેતી કરવાને અર્થે અલ્પ શ્રમ અને અલ્પ વરસાદથી ચાલી શકે તે સ્થળો, તેમનાથી વિપરીત ગુણવાળાં સ્થળોના કરતાં ચઢીઆતા પ્રકારનાં ગણાશે.

પાણીવાળા પ્રદેશો પૈકી જે પ્રદેશોમાં ધાન્ય પાકી શકે તેમ હોય તે પ્રદેશો, ધાન્ય સિવાય અન્ય પ્રકારનો પાક આપનાર પ્રદેશોના કરતાં વધારે સારા ગણાશે.

બે ઔદક (પાણીવાળા) પ્રદેશો પૈકી એક જો અલ્પ (નાનો) પણ ધાન્યોત્પાદક હોય, અને બીજો મોટો છતાં ધાન્યેતર પાક આપે તેવો હોય, તો આ બે પૈકી બીજા પ્રકારનો (મોટો) પ્રદેશ શ્રેયસ્કર ગણાશે; કારણ કે તેમાં તજ્જનાનાં ઝાડો તથા બીજી ઔષધિઓ ઉગાડવાનો અવકાશ રહેશે એટલું તો નહિ, પરંતુ પુષ્કળ દુર્ગો તથા (અન્ય) રક્ષા કરનારાં સ્થાનો

બંધાવવાને માટે તેમાં ( આવશ્યક ) જગ્યા પણ મળી શકશે. ભૂમિગુણો કૃત્રિમકોટીના હોય છે. (ભૂમિ સ્વતઃ સારી કે નઠારી નથી હોતી; પરંતુ તેને જેવી બનાવવી હોય તેવી બનાવી શકાય છે.)

બે ભૂમિભાગો પૈકી જે કોઇ ધાન્યોત્પાદક હોય અને બીજો જે કોઇ ખાણોથી ભરપૂર ( ખનિસંમૃદ્ધ ) હોય તે બેમાથી બીજો (ખાણવાળો પ્રદેશ) જોકે કોશ ભરનારો હોય છે, તથાપિ .પહેલા પ્રકારના (ધાન્યોત્પાદક) પ્રદેશને લીધે કોશ અને કોઠાર એ ઉભય ભરાતા રહેવાના; અને વળી દુર્ગાદિ બંધાવવાના કામમા ધાન્યની જરૂર પડવાની જ. આમ છતાં પણ જે ભૂમિમા ખાણો આવેલી હોય અને જેમાંથી રત્નો મળી આવતા હોય તે ભૂમિને વધારે ઉપકારક ગણવી; કારણ કે રત્નો હશે તો જ જમીનની ખરીદી મોટા પ્રમાણમાં થઇ શકશે.

' પૂર્વકાળના આચાર્યોનું કહેવું એવું છે કેઃ—એક દ્રવ્ય(ઇમારતી કાષ્ઠનું)વન હોય અને એક હસ્તિવન હોય, તો એ બેમાંથી દ્રવ્યવન વધારે શ્રેયસ્કર થશે; કારણ કે તેની મદદથી સર્વ પ્રકારનાં કર્મોનો આરંભ થઇ શકશે અને સંગ્રહસ્થાન (નિધાન) રચવાના કામમા તે અતિશય ઉપયોગી પણ થઇ પડશે; જ્યારે હસ્તિવન એવા કશા ઉપયોગમાં આવવાનું નહિ.

પરંતુ મારું (કૌટિલનું) મત, આ બાબતમા આ પ્રમાણે છેઃ—અનેક ભૂમિમાં અનેક (દ્રવ્યવન) ઉભાં કરી શકાશે, પણ હસ્તિવનને હયાતીમાં લાવી શકાશે નહિ. વળી શત્રુની સેનાનો વધ કરવામાં હાથીઓ ઉપર જ આધાર રાખવો પડશે.

જળમાર્ગ અને ભૂમિમાર્ગઃ-એ બે પૈકી જળમાર્ગોને નિત્ય ગણી શકાય નહિ; જ્યારે ભૂમિમાર્ગનો ઉપયોગ હંમેશાં કરી શકાય છે.

જે ભૂમિમાં લોકો પૃથક્ પૃથક્ ( ભિન્ન ભિન્ન ) રહેતા હોય તે સારી, કે જે ભૂમિમાં મનુષ્યો શ્રેણીબદ્ધ રહેતા હોય તે સારી ? (આ પ્રશ્નનું ઉત્તર એટલું જ કે ) પહેલા પ્રકારની ભૂમિ શ્રેયસ્કર થઇ પડશે; કારણ કે તેમાં વસનારા લોકો ( એક બીજાથી ભિન્ન હોઇને ) ભોગ્ય ( અંકુશમાં

રહે તેવા) થવાના. અને શત્રુઓ તરફથી થતાં કાવતરાં તેમની વિષે નિષ્ફળ પણ જાય; જ્યારે બીજા પ્રકારની (શ્રેણીબદ્ધ મનુષ્યોવાળી) ભૂમિમાં રહેતા લોકોને આપત્તિ અસહ્ય થઇ પડશે, અને તેઓ કોપે ભરાઇને મહાદોષ પણ કરી શકશે.

ચારે વર્ણના લોકોને ( કોઇ પણ સ્થાનમા ) વસાવવા તેના કરતાં સામાન્યતઃ અવરવર્ણ ( શૂદ્ર લોકો )ને વસાવવા એ વધારે સારૂં છે; કારણ, કે તેઓ અનેક રીતે ઉપયોગી હોઇ ઘણી સંખ્યામાં હોય છે, તેમ તેઓ કાયમ રહેણાક કરીને વસે છે પણ ખરા.

ખેડાયલ અને અણખેડાયલ ભૂમિઓ પૈકી જે કોઇ અણખેડાયલ (પડતર) રૂપે હોય તેને વિવિધ કૃષિકર્મો પરત્વે ઉપયોગમાં લઇ શકાય; અને તે જો ફળદ્રુપ હોય, ગૌચર રૂપે વપરાવાને માટે યોગ્ય (ગોરક્ષવતી) હોય, બજારૂ માલ ( પણ્ય ) બનાવવામાં તેમ જ ધીરધારના વિષયમાં ઉપયોગી થાય તેવી હોય, અને ધનાઢ્ય વેપારીઓને આકર્ષનારી હોય, તો પછી (ખેડાયલ જમીનના કરતા પણ ) તે વધારે પસંદગીને પામશે.

કયી ભૂમિ વધારે સારી ગણાય—જે ભૂમિમા દુર્ગો આવેલ હોય તે, કે જે ભૂમિમાં મનુષ્યોની વસતિ ગાઢ હોય તે ? ( આના ખુલાસામાં કહી શકાય છે કે ) જે ભૂમિમા મનુષ્યોની વસતિ ગાઢ હોય તે વધારે શ્રેયસ્કર ગણાશે; કારણ કે જે રાજ્યમાં મનુષ્યની વસતિ વધતી ( પુરૂષવૃદ્ધિ થતી ) જાય તેને જ, 'રાજ્ય' સંજ્ઞા આપી શકાય છે. વાંઝણી ગાયના જેવું અપુરૂષ ( પ્રજાહીન ) રાજ્ય શો લાભ આપી શકશે ? ( અર્થાત્ વાંઝણી ગાય ખાય પણ દૂધ ન આપે તેની પેઠે સ્વલ્પપ્રજાવાળું અગર તો નિર્જન ભૂમિવાળું રાજ્ય લાભકારક નીવડવાનું નહિ જ. )+

જે એક રાજાએ બીજા રાજાને સંસ્થાન વસાવવા નિમિત્તે ભૂમિનું વેચાણ કરેલું હોય, અને તે ભૂમિમાં વસવાટ કરાવવાનો પ્રયત્ન કરવામાં

---

+ અર્વાચીન રાજ્યોનું ધ્યેય પણ આવું જ છે, અને તે સફલ કરવાને માટે તેમના તરફથી થતા અનેકવિધ પ્રયાસો પણ પ્રસિદ્ધ છે જ.

જે તે બીજા ( ખરીદનાર ) રાજાએ મહાક્ષયવ્યય કરેલો હોય તેની પાસેથી જો પહેલો (વેચનાર) રાજા, વેચાણ અપાયલ ભૂમિ પાછી મેળવવાની ઇચ્છા રાખે, તો પછી તે પ્રમાણે વેચવાને તૈયાર થતા રાજાએ, જે કોઇ (ખરીદનાર) રાજા દુર્બલ, અરાજબીજ, ઉત્સાહહીન, પક્ષ વિનાનો, અન્યાયવૃત્તિવાળો, અનિષ્ટ આચરણ કરનારો, દૈવને પ્રમાણ ગણનારો (કપાળે હાથ દઇને બેસનારો), અને ફાવે તેવા કામ કરનારો (યત્કિંચ્ચકારી) હોય તેવાને (ભૂમિ વેચાતી) આપવાનો કરાર કરવો. જે જમીન વસાવવામાં મહાક્ષયવ્યય કરવો પડે તે જમીન વસાવવાને જો કોઇ દુર્બલ અને અરાજબીજ ( ખરેખરા રાજાથી ઉત્પન્ન થયલ ન હોય તે ) મનુષ્ય પ્રયત્ન કરશે, તો તેના માણસો તથા દ્રવ્ય સહિત તેનો પોતાનો નાશ પણ થઇ જવાનો જ. અરાજબીજ પુરૂષ ગમે તેટલો બલિષ્ઠ હશે, તો પણ તેના આશ્રયે રહેવાથી પોતાનો ક્ષય થઇ જશે એવી બ્હીક, તેના પોતાનાં અસગંધી (અસમગુણવાળાં) માણસોને લાગશે જ, અને તેથી કરીને તેઓ તેવા પુરૂષનો ત્યાગ પણ કરી દેશે. તેવા પુરૂષની પાસે સૈન્ય હશે, તો પણ તે પોતે ઉત્સાહરહિત હશે તેથી તેનો તે પોતે ઉપયોગ કરી નહિ શકે એટલું તો નહિ, પરંતુ પોતાના સ્વામીને થઇ આવતા ક્ષયવ્યયના પરિણામમાં તેવા ( નિરૂત્સાહી પુરૂષ )ની સેનાનો નાશ પણ થવાનો. જે કોઇ પુરૂષની પાસે દ્રવ્ય હોય, પરંતુ તે જો તેનો ઉપયોગ કરીને કોઇની પ્રતિ કૃપા બતાવી નથી શકતો, તો પછી તેવા પુરૂષને કોઇ પણ દિશામાંથી કાંઇ પણ મદદ મળી શકતી નથી. વળી અન્યાયવૃત્તિવાળા પુરૂષે વસાવેલ સંસ્થાનમાંથી તેને પોતાને હાંકી કાઢવાનું કામ સહેલું ગણાય,છે, એટલે પછી તેવો અન્યાયવત્તિવાળો પુરૂષ નિર્જન ભૂમિપ્રદેશ વસાવવાને અને તેને સુરક્ષિત રાખવાને સમર્થ થશે, એવું કોઇ પણ કહી શકશે નહિ. વળી જે કોઇ, સંસ્થાન વસાવનાર દુરાચારી (વ્યસની ) હોય તેના સંબંધમાં પણ આવું ને આવું સમજી લેવું. જે કોઇ કેવળ ભાગ્ય ઉપર આધાર રાખીને પુરૂષાર્થ વિષે લેશ પણ શ્રદ્ધા ધરાવતો નથી તે, કોઇ પણ કર્મ

આરંભતો નથી, અને ( કદાપિ તે કોઇ પણ કામ આરંભે છે તો ) તેવા આરંભેલ કર્મમાંથી કશો પણ લાભ મેળવ્યા વિના તે નષ્ટ પણ થઇ જાય છે; અને વળી જે કોઇ કેવળ યતિકિંચનકારી ( ન કરવાનું કામ કરનારો) હોય છે તે કશું પણ કામ કરી (ફળ ઉપજાવી) શકતો નથી, અને તે ( પૂર્વસૂચિત બધા પ્રકારના, સંસ્થાન વસાવનારાઓમાં ) સૌથી વધારે પાપિષ્ઠ પણ ગણાશે.

( આ બાબતમાં ) પૂર્વકાળના આચાર્યોનું કહેવું એમ છે કેઃ–કોઇ સંસ્થાન વસાવનાર પુરૂષ યતિકિંચનકારી હશે તે કોઇક વાર, પોતાને સંસ્થાન વસાવવાનું કામ સોંપનાર વિજયાતુર રાજાનાં છિદ્રો ઉઘાડાં પાડી પણ દે. ( પરંતુ આ અભિપ્રાયમાં ઉમેરો કરી હું ( કૌટિલ ) કહું છું કેઃ–જેમ તેવો પુરૂષ ( પોતાના સ્વામીનાં ) છિદ્રોને ઉઘાડાં પાડી દેનાર હોઇ શકે, તેમ તેનો પોતાનો વિનાશ, વિજયાતુર રાજાને હાથે સહેલાઇથી થઇ પણ શકશે.

પૂર્વોક્ત પ્રકારના, સંસ્થાન વસાવનાર પુરુષો, જો કોઇ-પણ વિજયાતુર રાજાને મળી આવે નહિ, તો પછી તેણે તેવા નિર્જન ભૂભાગોને વસાવવા અર્થે, હવે પછીના 'પીઠ ઉપર રહેલ શત્રુ'–એ નામના તેરમા પ્રકરણમાં જે રીતિ બતાવવામાં આવનાર છે તે રીતિને અનુસરીને ( પોતાના તાબાના ) નિર્જન પ્રદેશો વસાવવાની યોજના કરવી. આ બાબતને 'અભિહિત સંધિ' કહેવામાં આવે છે.

જો કોઇ એક રાજાનો ફળદ્રુપ પ્રદેશ બીજા રાજાને બહુ જ ગમી ગયો હોય, તે રાજાને જો તેવો બીજો રાજા, તે પ્રદેશ પોતાને વેચાતો આપવાની ફરજ પાડે, તો પછી ( જે રાજાને તેવી ફરજ પડતી હોય ) તે રાજાએ, તેના ફરજ પાડનાર ( બલિષ્ઠ ) રાજાની સાથે સંધિ કરીને તેવી ગુણવતી ભૂમિ તેને વેચાતી આપી દેવી. આ પ્રમાણે જો કરવામાં આવે, તો તે, 'અનિભૃતસંધિ'ની સંજ્ઞાને પામશે ( અમુપ્તસંધિ કહેવાશે. ).

જો કોઇ, અમુક શક્તિવાળો રાજા, એટલી ને એટલી જ શક્તિવાળા બીજા કોઇ રાજા પાસેથી, પૂર્વોક્ત રીતિએ ભૂમિ મેળવવાની માગણી કરે, તો પછી—" ફરીથી હું એ ભૂમિ પ્રાપ્ત કરી શકીશ કે કેમ, અગર તો હું તેને મારા તાબામાં રાખી શકીશ કે કેમ; મારો શત્રુ મારી ભૂમિ કબ્જે કરશે તેના પરિણામમાં મારો તે શત્રુ મને વશ્ય થઇ ચૂકશે કે કેમ; અગર ભૂમિનું વેચાણ કરવાથી, મને મારા ઇષ્ટ કાર્યમા મદદ રૂપ થઇ રહે તેવા મિત્રો અને તેવું દ્રવ્ય મળી આવશે કે કેમ:–" આવી આવી બાબતો પરત્વે વિચાર કરીને, યોગ્ય લાગે તો, તેણે (બીજા રાજાએ) તેને (માગણી કરનાર રાજાને) તે પ્રમાણે મગાયલી ભૂમિ વેચાતી આપી દેવી.

જે કોઇ, હીનકોટીનો રાજા ભૂમિની ખરીદી કરનાર હોય તેને પણ આ વાત લાગુ પડે છે. જે કોઇ, રાજનીતિજ્ઞ રાજા મિત્ર-હિરણ્ય અને સજન કે નિર્જન ભૂમિ, આ પ્રમાણે મેળવેછે તે પોતાની સાથે સંધિથી જોડાયલા અન્ય રાજાઓ ( સામવાયિકો )ને પહોંચી વળી શકે છે પણ ખરો.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ;' એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાંનું ' અનવસિત (જેનો અંત આણી ન શકાય તેવી) સંધિ' એ નામનું અગિયારમું પ્રકરણ પૂરું થાય છે )

---

## પ્રકરણ ૧૨.

### કર્મસંધિ.

" આપણે સાથે મળીને એક કિલ્લો બાંધશું "—એમ કહીને જે કરાર કરવામાં આવે તે 'કર્મસંધિ (કોઇ પણ કામ ઉઠાવવાને માટે કરાયલ સંધિ)' કહેવાય છે.

(એ પ્રમાણે સંધિબદ્ધ થયલ) બે રાજાઓ પૈકી જે કોઇ અલ્પ શ્રમથી અને અલ્પ ધનવ્યય કરીને, સારામાં સારા ગણાય તેવા સ્થળમાં અછિદ્ર દુર્ગ બંધાવી શકશે તે (પોતા પૈકી) બીજાને પહોચી વળી શકશે પણ ખરો.

દુર્ગોમા સ્થળદુર્ગ કરતા નદીદુર્ગ, અને નદીદુર્ગ કરતાં પર્વતદુર્ગ ચઢીઆતી કોટીનો ગણાશે. જે સેતુબંધો (જળાશયો)મા અન્ય ઠેકાણેથી પાણી અણાઇને ભરાતું હોય તેના કરતા જે સેતુબંધોમાં કુદરતી રીતે પાણી આવતું હોય તેવા (સહોદક) સેતુબંધો વધારે શ્રેયસ્કર થવાના; અને એ સહોદક સેતુબંધો પૈકી (પણ) જે કોઇ, વિસ્તારવાળા પ્રદેશને પાણી પૂરું પાડી શકે એવો હોય તેને સર્વથી ઉત્તમ કોટીનો ગણવો.

દ્રવ્યવનો અનેક રચાય; પરંતુ જે કોઈ (રાજા) અતિ મૂલ્યવાળી ચીજો પૂરી પાડે એવું, અનેક જંગલોના રૂપમા પરિણમે એવું, અને જેની કોર ઉપર નદી આવી રહેલ હોય તેવું વન રચી શકશે, તે (પોતા પૈકી) બીજા (રાજા)ને પણ પૂરો પડી શકશે; કારણ કે જે વનમાં નદી હોય છે તે વન સ્વાવલંબી બનીને આપત્કાલે આશ્રય આપનારું પણ થઈ પડે.

મૃગયાવન રચાતાં હોય તેમાં જે કોઇ રાજા, પોતાના શત્રુ(રાજા)ના, જંગલી પ્રાણીઓથી ભરેલા વનને લગોલગ, બહુશર (ક્રૂર) પશુઓ જેમાં હોય તેવું વન રચાવે, અને તેમ કરીને તે પોતાના શત્રુને કલેશ આપે તેમ જ તેને પોતાના રાજ્યના સીમાભાગ ઉપર આવેલ હસ્તિવન સુધી વધારી મુકે, તે (પોતા પૈકી) બીજા (રાજા)ને ટપી પણ જવાનો.

પૂર્વકાળના આચાર્યોનું મત એવું છે કેઃ—બે દેશો પૈકી એકમાં અલ્પશૂર પુરૂષોની સંખ્યા મોટી હોય, અને બીજામાં બહુશૂર પુરૂષોની સંખ્યા નાની હોય, તો (એ બેમાથી) બહુશૂર પરંતુ અલ્પસંખ્ય પુરૂષોવાળો દેશ શ્રેયસ્કર ગણાશે; કારણ કે થોડાક પણ શૂર પુરૂષો, ઘણા અશૂર પુરૂષોનો ઘાણ વાળી શકે છે, અને તેના પરિણામમાં તેવા અશૂર પુરૂષોના સ્વામીના અખિલ સૈન્યનો નાશ પણ થઇ જાય છે.

પરંતુ હું ( કૌટિલ ) એવું મત ધરાવતો નથી. ( મારૂં કહેવું આ પ્રમાણે છે):–દુર્બલ (અશ્રર) પુરૂષો ઘણા મોટા પ્રમાણમાં હોય તો તે વધારે સારૂં છે; કારણ કે એવા પુરૂષો ઘણા હોય, તો તેમનો, લશ્કરની છાવણીને લગતાં બીજાં કામમાં ઉપયોગ કરી શકાશે એટલુંજ નહિ, પરંતુ રણાંગણ વિષે યુદ્ધપ્રવૃત્ત સૈનિકોને તેઓ ઉપકારક થઇ પડશે, અને તેમની મોટી સંખ્યા દેખીને શત્રુ ભડકી ઉઠશે પણ ખરો. વળી તાલીમ આપીને ( વિનયકર્મવડે ) તેવા બ્હીકણ પુરૂષોને પાણી ચઢાવી શકાશે પણ ખરૂં.

ખાણોને લગતા વિષય પરત્વે કહી શકાય કે, જે કોઇ ખાણમાંથી કીંમતી માલ મળે તેમ હોય તેવી કોઇ પણ ખાણને, જે કોઇ રાજા અલ્પ વ્યય કરીને ખોદાવી શકશે અને જેની વિષે સહેલાઇથી જઇ શકાય તેવી યોજના કરી શકશે તે રાજા ( પોતા પૈકી ) બીજા (રાજા)ને પુગી જાશે પણ ખરો.

કોઇ એક ખાણ નાની પણ મહાસાર ( મોટી કીંમતની ચીજો આપનારી ) હોય, અને બીજી ખાણ મોટી તથાપિ અલ્પસાર (હલકી કીંમતની ઘણી ચીજો આપનારી) હોય, તો એ બેમાંથી કોને વધારે ઉપકારક ગણવી ?

આ બાબતમાં પૂર્વકાલીન આચાર્યોનું કહેવું આ પ્રમાણે છેઃ–પહેલા પ્રકારની (નાની) ખાણને ઇષ્ટ ગણવી; કારણ કે હીરા, મણિ, મોતી, પ્રવાલ, સોનું તથા રૂપું વગેરે એવી વસ્તુઓ છે કે, તેમનાથી અન્ય હલકી ચીજોનો જથ્થો ગમે તેટલો મોટો હશે તોપણ તેમનો ગ્રાસ થઇ જવાનો જ.

પરંતુ (હું) કૌટિલ કહું છું કેઃ–'એમ થવાનું નહિ; કારણ કે અલ્પસાર હલકી કીંમતની ચીજો) મોટા જથામા જો જૂની અને વિશાળ ખાણોમાંથી મેળવી શકાતી રહેશે, તો તેની મદદથી મહાસાર (મોટી કીંમતની ચીજો)ની ખરીદી થઇ પણ શકશે.

આ પ્રમાણે વણિક્પથોને લગતી ચર્ચા સમાપ્ત થાય છે.

"જળમાર્ગ અને ભૂમિમાર્ગ: એ (બે પ્રકારના) વણિક્પથોમાંથી જળ-માર્ગને વધારે ઉપકારક માનવો; કારણ કે તેએક તરફથી જેમ ઓછો ખર્ચ કરાવે તેવો છે, તેમ બીજી તરફથી તે મોટો લાભ (પણ્યોદય) કરાવે તેવો પણ છે–" આમ પૂર્વકાળના આચાર્યોનું માનવું છે. પરંતુ આ સંબંધમાં (મારૂં) કૌટિલનું મત એવું છે કે:–જળમાર્ગ જવાના કામમાં વિઘ્ન કરે તેવો (સંરૂદ્ધગતિ), અસાર્વકાલિક (બધા કાળમાં કામ ન આવે તેવો), ઘડીકમા ભયગ્રસ્ત કરી નાખે તેવો, અને જેની વિષે રક્ષા કરવાની જરૂર પડે-તો રક્ષા કરી ન શકાય તેવો ( નિષ્પ્રતિકાર ) છે; જ્યારે ભૂમિમાર્ગ પરત્વે એવા કોઇ પણ પ્રકારના ભયની કલ્પના કરી શકાતી નથી.

એક જળમાર્ગ, કાંઠે કાંઠે થઇને જવાય તેવો (કૂલપથ) હોય, અને બીજો સમુદ્રમધ્યમાં થઇને જતો (સંયાનપથ) હોય, તો એ બેમાંથી પહેલો જે કાંઠે કાંઠે થઇને જવાનો માર્ગ (કૂલપથ) હોય તે, બીજા સંયાનપથના કરતાં વધારે સારો ગણાશે; કારણ કે કૂલપથ અનેક પણ્યપત્તનોને સ્પર્શ કરી શકે તેવો હોય છે. નદીપથને પણ એ જ પ્રમાણે, વધારે ઉપકારક માનવો; કારણ કે તે સળંગ હોઇને તે વિષે નડતાં સંકટોને સહી શકાય (દૂર કરી શકાય) પણ ખરાં.

પૂર્વકાળના આચાર્યોના મત પ્રમાણે તો, જે કોઇ ભૂમિમાર્ગ દક્ષિણમાં લઇ જતો (દક્ષિણાપથ) હોય તેના કરતાં હિમાલય તરફ (ઉત્તરમાં) લઇ જતો ભૂમિમાર્ગ શ્રેયસ્કર છે. પરંતુ (મારૂં) કૌટિલનું માનવું, આ બાબત-માં એવું છે કે:—એમ નહિ; કારણ કે કાંબળા, ચામડાં અને ઘોડાઓ સિવાયની શંખ, વજ્ર (હીરા), મણિ, મોતી અને સુવર્ણ વગેરે જે ચીજો પુષ્કળ પ્રમાણમાં દક્ષિણમાથી મળી શકે છે તે ચીજો ઉત્તરપ્રદેશોમાંથી મળી શકતી નથી.

દક્ષિણ દિશામાં જતો જે ભૂમિમાર્ગ અનેક ખાણોવાળા પ્રદેશોમાં થઇને જતો હોય, જેનો ઉપયોગ પ્રસિદ્ધ રીતે લોકોથી કરાતો હોય, અને

જેના ઉપર પ્રવાસ કરતાં અલ્પધનવ્યય થાય તથા અલ્પ મુશ્કેલી અનુભવાય તેમ હોય, અગર તો જે રસ્તે જવાથી વિવિધ પ્રકારનો માલ મોટા જથામાં મેળવી શકાય તેમ હોય તેને સૌથી પહેલી પસંદગી આપવી.

હવે આપણે, પૂર્વ દિશામાં તથા પશ્ચિમ દિશામાં જતા વેપારના માર્ગો ( વણિકૃપથો ) પરત્વે વર્ણન કરશું:—

એ માર્ગો પૈકી જે કોઈ '**ચક્રપથ** ( જેની ઉપર ગાડીગાડાં ચાલી શકે તેવો )' હોય તે, અન્ય જે કોઇ '**પાદપથ** ( જેની ઉપર માત્ર પગ વડે જ પ્રવાસ કરી શકાય તેવો )' હોય તેના કરતાં વધારે ઉપકારક ગણાશે; કારણ કે તેવા માર્ગની મદદથી, કર્મારંભ મોટા પ્રમાણમાં થઇ શકશે.

પ્રદેશ ગમે તેવો હોય કે ઋતુ (કાળ) ગમે તે હોય, તો પણ જે માર્ગો ઉપર ગધેડાં કે ઊંટોથી ચાલી શકાય તેમને પણ શ્રેયસ્કાર ગણવા.

વળી આ ઉપરથી આપણે '**અંસપથ** (જે માર્ગ ઉપર મનુષ્યો પોતાના ખભા ઉપર માલ ઉપાડીને જઈ શકે છે તે)'ના ગુણાગુણ પણ સમજી લેવા.

જે કર્મારંભ કરવાથી શત્રુને ફાયદો થઇ આવે તે કામ જો કોઇ પણ વિજયાતુર રાજા ઉપાડે, તો તે, એક પ્રકારનો ક્ષય જ ગણાશે; અને જો તે, એથી વિપરીત કોટીનું કામ ઉપાડે તો તેને લાભ (વૃદ્ધિ) રૂપે જ ગણવું. પોતાને તેમ જ પોતાના શત્રુને એકસરખો લાભ (કોઇ પણ કર્મના પરિણામમાં) થાય તેમ છે, એવું જો કોઇ પણ રાજાને દેખાય, તો તેણે, 'પોતે અવિકાર્ય દશામાં છે,' એમ પણ સમજી લેવાનું છે.

* એ જ પ્રમાણે જે કામ કરવામાં વ્યય અધિક પ્રમાણમાં થતો હોય અને ફળ અલ્પ પ્રમાણમાં મળતું હોય, તો તે કામને નુકસાન ( ક્ષય ) રૂપ જ માની લેવું; અને એનાથી વિપરીત કોટીના ( એટલે કે, જે કામમાં ખર્ચ

---

* પ્રાચીન ભરતખંડના ધનશાસ્ત્રની રચના કરવા અર્થે આ અને આવા બીજા અનેક ચિહ્ન તો આ કૌટિલીય અર્થશાસ્ત્રમાંથી મળી શકે તેમ છે. સ્વદેશીય ધન-શાસ્ત્રને આધારે જ પ્રાચીન હિંદુઓએ પોતાના સમાજજીવનની ઘટના કરેલી હતી."

ઓછા પ્રમાણમાં થતો હોય અને જેનું ફળ વધારે પ્રમાણમાં મળતું હોય તેવા )કામને વૃદ્ધિ ( લાભ ) રૂપ જ ગણવાનું છે. પરંતુ જો કોઇ કર્મ પરત્વે થનો ખર્ચ ( ધનવ્યય ) અને તેમાથી મળતો લાભ ( આય ): એ ઉભય એકસરખા પ્રમાણમા હોય, તો પછી વિજયાતુર રાજાએ પોતાની સ્થિતિને અવિકાર્ય સમજી લેવી ( અર્થાત્, પોતે જેમ વૃદ્ધિ કરી શકતો નથી તેમ ક્ષયાધીન પણ બનતો નથી એમ તેણે સમજી લેવું. ).

આમ હોઇને, જે દુર્ગો બાધાવવામા અને અન્ય કામો કરાવવામાં પોતાને ધનવ્યય અલ્પ કરવો પડે, અને જેના પરિણામમા પોતાનો અધિક ઉદય થઇ આવે, તેવા દુર્ગો અને તેવાં કર્મો પ્રત્યેક વિજયોત્સુક રાજાએ કરાવવાના છે.

કર્મસંધિને આ પ્રકારના લક્ષણોવાળી જાણવી.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ:' એ સંજ્ઞાથી ઓળખાતા, સાતમા અધિકરણમાંનું 'કર્મસંધિ' નામક બારમું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૧૩.

### પૃષ્ઠભાગે રહેતા શત્રુ પરત્વે કરવાની ચિંતા.

પોતપોતાના શત્રુઓ જે કાળે બીજાની ઉપર ચઢાઇ લઇ ગયા હોય તે કાળે, જો કોઇ વિજયાતુર રાજા અને તેનો શત્રુ: એ ઉભય પોતપાતાના શત્રુની સેનાના પૃષ્ઠભાગને હાથ કરી લેવાના ઇરાદાથી એકસાથે પ્રયાણ કરશે, તો તે બેમાંથી જે એક, અન્ય શક્તિસંપન્ન ( રાજા )ની સેનાના પૃષ્ઠભાગને પોતાના કબ્જામા લઇ શકશે તેને અધિક લાભ મળશે ( પણ ખરો ); કારણ કે પોતાના મુખ( પુરો )ભાગ વિષે રહેલ જે શત્રુ ઉપર તે બીજા શક્તિસંપન્ન રાજાએ ચઢાઇ કરી હશે તેને નષ્ટ કરી દીધા પછી જ

તે બીજો રાજા, પોતાના પૂઠભાગ ઉપર આવેલ શત્રુનો ધ્વંસ કરવાને સમર્થ બનવાનો; તથાપિ જે કોઇ રાજા હીનશક્તિ હોય અને જેણે ઘણો લાભ મેળવી લીધો ન હોય તેણે તે પ્રમાણે કરવાનું નથી.

તુલ્યશક્તિવાળા બે રાજાઓ પૈકી જે કોઇ, કર્મારંભ અધિક પ્રમાણમાં કરી રહેલ અન્ય કોઇ રાજાની સેનાના પૂઠભાગને હાથ કરી શકે છે તે, તેવા અન્ય રાજાનો પરાભવ પણ કરી શકે છે; કારણ કે જે રાજાએ કર્મારંભ અધિક પ્રમાણમાં કરેલ હોય તે રાજા જ્યાં સુધી પોતાના પુરોભાગ ઉપર રહેલ શત્રુને નષ્ટ કરી શકે નહિ, ત્યાં સુધી તે પોતાના પૂઠભાગ ઉપર આવેલ શત્રુનો ધ્વંસ કરી શકતો પણ નથી. આમ હોઇને જે કોઇ રાજા અલ્પશક્તિવાળો હોય અને જેની પ્રવૃત્તિ ચક્રાંતર્ગત રાજ્યો તરફથી અવરૂદ્ધ થઇ રહેલી હોય તેણે એ પ્રકારની પ્રવૃત્તિ કરવાની નથી.

જે બે રાજાઓ કર્મારંભ (તૈયારીની બાબત) પરત્વે એકસરખા હોય તે પૈકી જે એક, સર્વસાધન (સર્વસંદોહ) સહિત પ્રયાણ કરી ચૂકયો હોય તેના પૂઠભાગને જો બીજો કોઇ (રાજા) હાથ કરી શકશે, તો તે પ્રમાણે હાથ કરનાર રાજાને અધિક લાભ મળી આવવાનો જ; કારણ કે જે કોઇ રાજા શૂન્યમૂલ (એટલે કે જે રાજાનાં મૂળ ખોદાઇ ગયલ) હોય છે તે રાજાનો પરાભવ સહેલાઇથી થઇ શકે છે. પરંતુ જે કોઇ રાજા પોતાના પૂઠભાગને સુરક્ષિત કર્યા પછી જ પોતાની સેનાને પ્રયાણ કરાવે છે તે રાજાનો પરાભવ સહેલાઇથી થઇ શકતો નથી.

જે બે રાજાઓનું સેનાબળ તુલ્ય હોય તે બે પૈકી જે કોઇ પોતાના કોઈ એક ચલશત્રુ સામે ગયો હોય, ત્યારે જો બાકી રહેલ બીજો રાજા, તે પ્રમાણે પોતાના શત્રુ સામે ગયલા રાજાની સેનાના પૂઠભાગને કબ્જે કરી લે, તો તેવા (બીજા) રાજાને અધિક લાભ થઇ આવશે; કારણ કે જે કોઇ રાજા પોતાના ચલ (ભમતા ફરતા) શત્રુ સામે ગયો હોય છે તે પોતાના તેવા ચલશત્રુ ઉપર સહેલાઇથી વિજય મેળવી લીધા પછી જ, પોતાના પૂઠભાગ ઉપર રહેલ શત્રુનો પરાભવ કરવાને સમર્થ થશે. પરંતુ જે કોઇ રાજા

પોતાના સ્થિત ( સ્થિર અને સુરક્ષિત) શત્રુ સામે ગયો હોય તે, તે પ્રમાણે કરી શકશે નહિ; કારણ કે તેવો જે રાજા પોતાના સ્થિર શત્રુ સામે ગયો હશે તે રાજાને પોતાની સામે હલ્લો થતાં પોતાના શત્રુના દુર્ગો સામે (તરફ) પાછું હઠવું પડશે, અને તેના પરિણામમાં તેને, પોતાનાં પૂઠભાગે રહેલ શત્રુ તથા મુખભાગે રહેલ દુર્ગસંપન્ન શત્રુની વચમાં ભરાઇ–ફસાઇ–પડવાનો પ્રસંગ પ્રાપ્ત પણ થઈ આવશે.

પૂર્વે વર્ણવાઇ ગયલ શત્રુઓ પરત્વે પણ, આ મુજબ જ સમજી લેવું.

બે તુલ્યશક્તિવાળા રાજાઓ એક બીજાના શત્રુ હોય, તો તે બેમાંથી જે કોઇ એક, અન્ય ધાર્મિક રાજા ઉપર ચઢાઈ કરેલી હોય તેવા રાજાના પૂઠભાગ ઉપર જો બીજો શત્રુ (રાજા) હુમલો કરશે, તો તે પ્રમાણે હુમલો કરનાર (અભિયોગી)ને ફાયદો મળવાનો; કારણ કે જે કોઇ રાજા અન્ય ધાર્મિક રાજા ઉપર ચઢાઇ લઇ ગયો હશે તેનો, તેની પોતાની પ્રજા દ્વેષ કર્યા વિના નહિ રહે. પરંતુ જે કોઇ રાજાએ અન્ય કોઇ અધાર્મિક રાજા સામે પ્રયાણ કર્યું હશે તે બધાની પ્રીતિને મેળવવાનો.

જે કોઇ ઉડાઉ (મૂલહર) રાજા હોય અગર જે કોઇ તાદાત્વિક (રોજનું રોજ કમાઇ ખર્ચનાર ) રાજા હોય, અથવા તો જે કોઇ કંજુસ રાજા હોય તેની ઉપર ચઢાઇ લઇ જનાર રાજાના પાછલા ભાગ ઉપર હુમલો થાય છે ત્યારે તેનું પરિણામ કેવું આવશે, તે આ ઉપરથી સમજી લેવું.

જે રાજાઓ પોતપોતાના મિત્રો સામે પ્રયાણ કરે તેમના સંબંધમાં પણ આવું ને આવું બનવાનું.

જે બે (પરસ્પર) શત્રુરાજાઓ હોય તેમાંથી એક જો પોતાના મિત્ર ઉપર ચઢી ગયો હોય અને બીજો પોતાના શત્રુ સામે ગયો હોય, તો જે એક રાજા, તેવા પોતાના શત્રુ ઉપર ચઢી જનાર રાજાના પૂઠભાગને જિતી લેશે તે રાજાને લાભપ્રાપ્તિ થઇ આવવાની; કારણ કે જે એક રાજાએ પોતાના મિત્ર ઉપર ચઢાઇ કરી હશે તે રાજા પોતાના મિત્ર સાથે સુખેથી

સંધિ કરી લીધા પછી, પોતાના પૃઠભાગ ઉપરના શત્રુ સામે પ્રયાણ કરી શકશે. વળી શત્રુ સાથે સંધિ કરવી તેના કરતાં મિત્ર સાથે સંધિ કરવાનું કામ વધારે સહેલું પણ થઇ પડશે.

એક પોતાના મિત્રને નષ્ટ કરવાના અને બીજો પોતાના શત્રુને નષ્ટ કરવાના કામમાં પડેલ હોય, એવા બે રાજાઓમાંથી જે કોઇ પોતાના મિત્રને નષ્ટ કરવાના કામમાં પડેલ હોય તેના પૃઠભાગે જે કોઇ રાજા હુમલો કરશે તેને (તેમાંથી) લાભની પ્રાપ્તિ થઇ આવશે; કારણ કે જે કોઈ રાજા, પોતાના શત્રુનો વિનાશ કરવાના કામમાં પડેલ હશે તેની મદદે તેના મિત્રો પણ ચઢ્યા હશે, અને તેથી તે પોતાના પૃઠભાગ ઉપર રહેલ શત્રુનો પરાભવ પણ કરી શકશે. પરંતુ જે કોઈ રાજા પોતાના મિત્ર ઉપર હુમલો લઈ ગયો હશે તે પોતાના પક્ષને નષ્ટ કરનારો બન્યો હશે તેથી તેને કોઇ પણ તરફથી મદદ મળવાની નહિ જ, અને તેના પરિણામમાં તે પોતાના પૃઠભાગ ઉપર ચઢી આવેલ શત્રુનો પરાભવ કરી શકશે પણ નહિ.

જે કાંઇ પ્રાપ્ત કરવાને માટે પોતે પાત્ર થયા ન હોય તે લેવાને માટે જે કોઇ વિજયાતુર રાજા અને તેનો શત્રુ: એ બે જો કોઇ એક અમિત્ર (રાજા)-ના સૈન્યના પાછલા ભાગ ઉપર હુમલો કરશે, તો જે કોઇ રાજાના શત્રુએ ઘણા લાભો ગુમાવેલા હશે અને ઘણો ક્ષયવ્યય ભોગવ્યો હશે તે રાજાને વધારે ફાયદો થઇ આવશે; અને જો કોઇ વિજયાતુર રાજા અને તેનો શત્રુ: એ ઉભય, પોતે જે કામ પ્રાપ્ત કરવાને પાત્ર થયા હોય તે લેવાને અર્થે, કોઇ એક (ત્રીજા) અમિત્ર રાજાની સેનાના પૃઠભાગ ઉપર હુમલો કરશે, તો તે પૈકી જેના શત્રુનાં લાભ તથા સૈન્ય નષ્ટ થયલાં હશે તેને, અધિક પ્રમાણમાં ફાયદો પણ મળશે.

જે શત્રુ ઉપર ચઢાઇ લઇ જઇ શકાય તેમ હોય તે શત્રુ જો અપકાર-સમર્થ (બદલો લઇ શકે તેવો) હોય, અને ચઢાઇ લઇ જનાર રાજાના પૃઠભાગે રહેલ તેનો શત્રુ, પોતાના સૈન્યમાં તેમ જ સાધનોમાં વૃદ્ધિ કરવાની

શક્તિ ધરાવે તેઓ હોઇને, તેવા ચઢાઈ લાવનાર રાજાના એકાદ પડખા ઉપર સુરક્ષિત સ્થિતિ ધરાવી રહેલો હોય, તો તેવા પુઠભાગ ઉપર રહેલ શત્રુને વધારે લાભ મળી શકશે; કારણ કે અભિયોગી રાજાના એક પડખા ઉપર રહેલ (પાર્શ્વસ્થાયી) શત્રુ, યાતવ્ય (જેના ઉપર ચઢાઇ કરી શકાય તેવા) શત્રુનો મિત્ર થઇ રહેશે એટલું તો નહિ, પરંતુ અભિયોગી રાજાના મૂલસ્થાન ઉપર હુમલો કરવાને સમર્થ પણ તે થઇ જશે. પરંતુ જે કોઇ શત્રુ અભિયોગી રાજાના પૂઠભાગ ઉપર રહેલ હશે તે તો કેવળ પૂઠભાગને જ બાધ કરી શકશે.

પાષ્ણિગ્રાહ ( શત્રુના પૂઠભાગને ઉપદ્રવ કરનાર ) રાજાઓ ત્રણ પ્રકારના છેઃ-(૧) શત્રુની ચેષ્ટાનો નિરોધ કરનારા; (૨) શત્રુના પાછલા ભાગમાં રહેતા રાજાઓ; અને (૩) શત્રુના પડખા ઉપર આવેલ રાજાઓ.

એક વિજયાતુર રાજા અને તેના શત્રુની વચમાં જે કોઇ રાજા (મધ્યસ્થ) આવી રહેલ હોય તે ' અન્તર્ધિ ' કહેવાય છે. જો આવા ' અન્તર્ધિ ' રાજા પાસે દુર્ગો, જંગલી લોકો અને મદદગાર થઈ રહે તેવાં અન્ય સાધનો હોય છે, તો તે, સમર્થ રાજાના માર્ગમાં, એક પ્રકારના અવરોધકનું કામ પણ સારે છે.

જો વિજયાતુર રાજા અને તેના શત્રુને, કોઇ મધ્યસ્થ ( મધ્યમ ) રાજાને પકડવાની ઇચ્છા થઇ આવે અને તેવી ઇચ્છાને અનુસરીને તેઓ તેવા મધ્યમ રાજાના પૂઠભાગેથી તેની ઉપર ચઢાઇ કરી દે, તો પછી તે બેમાંથી જે કોઇ રાજા પોતાને જે કાંઈ આપવાનું વચન મળેલું હોય તે કઢાવી લેવાના પ્રયાસમાં જો તેવા મધ્યમ કોટીના રાજાને તેના પોતાના મિત્રથી વિમુક્ત કરી નાખીને, તેના કોઇ શત્રુને તેના મિત્રને સ્થાને ગોઠવી આપે, તો તેને વધારે પ્રમાણમાં લાભ થઇ આવશે; કારણ કે ત્યજી દેવાયલ મિત્રતાને સજીવન કરવાની ફરજ કોઇ મિત્રને પાડવામાં આવે, તો તેના પરિણામમાં તે મિત્ર જેટલો ઉપકારક થાય તેના કરતા, જે શત્રુને સંધિ કરવાની ફરજ પડી ચૂકી હોય તે શત્રુ વધારે પ્રમાણમાં ઉપકારક થઇ પડશે.

ઉદાસીન રાજાને સપડાવવાની બાબતમાં પણ આવું ને આવું જ સમજી લેવું.

પૃષ્ઠભાગમાથી અગર મુખભાગમાથી હુમલો થતો હોય, તો એ ઉભયમાથી જે કોઇ પરત્વે મંત્રયુદ્ધ (કપટાત્મક લડાઇ) કરવાનો અવકાશ મળી આવે તેને વધારે પસંદગી આપવી.

પૂર્વકાળના (નીતિવિશારદ) આચાર્યો કહે છે કેઃ—ખુલ્લી લડાઈ (વ્યાયામયુદ્ધ)મા (માણસોનો) ક્ષય અને (ધનનો) વ્યય પુષ્કળ થાય છે, અને તેથી કરીને જે રાજાએ વિજયપ્રાપ્તિ કરેલ હોય છે તે રાજા, એક દૃષ્ટિએ પરાજિત જેવો દેખાશે;×

તથાપિ મારું (કૌટિલ્યનું) કહેવું, આ બાબતમાં, આ પ્રમાણે છેઃ— "ના, એમ નહિ, ક્ષયવ્યય ગમે તેટલા પ્રમાણમા થાય, તોપણ શત્રુનો વિનાશ તો થવો જ જોઇએ."

જેમને ક્ષયવ્યય સરખા પ્રમાણમાં થતો હોય એવા બે રાજાઓમાથી જે કોઇ પ્રથમ પોતાના મુખભાગ ઉપર રહેલ શત્રુને વિનષ્ટ કરી નાખ્યા પછી પોતાના પૃષ્ઠભાગ ઉપર રહેલ શત્રુ ઉપર ચઢી જાય છે તેને વધારે પ્રમાણમા લાભ થઇ આવે છે. જો વિજયાતુર રાજા અને તેનો શત્રુઃ એ ઉભય પોતપોતાના પુરોભાગ ઉપર રહેલ શત્રુઓનો ધ્વંસ કરી નાખવાના કામમા પૃથક્પૃથક્ પડી ગયલા હોય, તો એ બેમાથી જે કોઇ પોતાના પુરોભાગ ઉપર રહેલ, પરંતુ ઉંડી શક્તિ ધરાવી રહેનાર અને મહાશક્તિવાળા શત્રુનો નાશ પ્રથમ કરી શકશે તેને લાભ પણ અધિક પ્રમાણમા થઇ આવશે.

---

×છેલ્લા યુરોપીય મહાવિગ્રહનું પરિણામ આવું જ આવેલ છે. ૧ આ નીતિસૂત્રનો આશ્રય અર્વાચીન યુરોપીય મહારાજ્યોએ, છેલ્લા મહાયુદ્ધમા પણ કરેલો છે

અન્ય શત્રુઓનો તથા અટવીબલ ( જંગલી લોકો )નો ઘાત કેવી રીતે કરવો તે પણ, આ ઉપરથી સમજી લેવું. પૂઠભાગ અને મુખભાગ વિષે રહેતો શત્રુ તથા યાતવ્ય ( જે શત્રુ ઉપર ચઢાઇ લઇ જવાતી હોય તે ) શત્રુઃ એ બે સંયુક્ત હોય, ત્યારે વિજયાતુર રાજાએ, નીચે બતાવ્યા પ્રમાણે વર્તન રાખવું:–

વિજયાતુર રાજાના મુખભાગ વિષે રહેલ શત્રુને, (તેના) પૂઠભાગ વિષે રહેલ શત્રુએ, વિજયાતુર રાજાના મિત્ર ઉપર હુમલો કરવાને લોભાવવો; ત્યાર પછી તેવા પૂઠભાગ ઉપર રહેલ શત્રુના શત્રુ( આક્રંન્દ)ને, તે પૂઠભાગ ઉપરના શત્રુના મિત્રની સામે ઉપસ્થિત કરી મુકીને, અગર તો એ ઉભય વચ્ચે લડાઇ સળગાવી મુકીને તેવા વિજયાતુર રાજાએ (પોતાના) પૂઠભાગ વિષે રહેલ શત્રુની યોજનાઓને નિષ્ફળ કરી દેવી. વળી એ જ પ્રમાણે એણે ( વિજયાતુર રાજાએ ), આક્રન્દ ( રાજા )ના તેમ જ પૂઠભાગ વિષે રહેલ ( પોતાના ) શત્રુના મિત્રો વચ્ચે શત્રુતાને પણ જન્મ આપી દેવરાવવો,

વળી તેણે, પોતાના મુખભાગ વિષે રહેલ શત્રુના મિત્રને તેના પોતાના મિત્રની સાથે લડાઇમા ઉતરાવી દેવો, અને પછી તેના મિત્રના મિત્રની મદદ લઇને તેણે, પોતાના શત્રુના મિત્રના મિત્રે જે હુમલો કરવાની તૈયારી કરી હોય તેને નિષ્ફળ (પણ) કરી દેવી.

તેણે ( તેવા વિજયાતુર રાજાએ ) પોતાના મિત્ર પાસેથી મદદ મેળવીને, પોતાના પૂઠભાગે ચઢી આવનાર શત્રુને ખાળી રાખવો, અને પોતાના મિત્રના મિત્ર તરફથી જે મદદ મળે તે વડે તેણે, પોતાના પૂઠભાગ ઉપર રહેલ શત્રુને, પોતાના પૂઠભાગ ઉપર રહેલ મિત્ર ( આક્રન્દ )ની ઉપર ચઢી જતા અટકાવી પણ દેવો.

આ પ્રમાણે વિજયાતુર રાજાએ, પોતાના મિત્રોની મદદથી, પોતાના મુખભાગ તરફ તથા પૂઠભાગ તરફ આવેલ તમામ રાજ્યોનું 'મંડળ' રચીને

તે આખાને તેણે પોતાના અધિકાર નીચે લાવી મુકવું. તેણે તે મંડળમાંના પ્રત્યેક રાજ્ય વિષે દૂતો (એલચીઓ)ને તથા જાસુસો (ગૂઢ પુરુષો)ને નિવાસ કરવા અર્થે મોકલી આપવા; અને પોતાના શત્રુઓના સામર્થ્યને હણવાનું ચાલુ રાખીને તેણે, પોતાના મિત્રો પ્રતિ મિત્રભાવે વર્તવાનું ચાલુ રાખવું, અને પોતાના જે હેતુઓ હોય તે પરત્વે ગુપ્તતાનું પાલન (પણ) કરી રાખવું.

જે રાજા પોતાના હેતુઓને ગુપ્ત રાખી નથી શકતો તે રાજાના કાર્યો કદાપિ અલ્પકાળ પર્યંત સફળ થતા દેખાશે;.તો પણ (અંતે), ભરદરિયે ભાગેલા વહાણની પેઠે તેવો રાજા વિનષ્ટ થઇ જશે, એ વાતને નિઃસંશય જાણવી.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ:' એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાનું 'પૂઠભાગે રહેતા શત્રુ પરત્વે કરવાની ચિંતા'—એ નામક તેરમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૧૪.

### નષ્ટ થઇ ગયલી શકિત પાછી મેળવવા બાબત.

પોતાના એકત્રિત (સામવાયિક) શત્રુઓ તરફથી જ્યારે કોઇ પણ વિજયોત્સુક રાજા ઉપર ચઢાઇ લાવવામાં આવે, ત્યારે પોતાને ઇષ્ટ લાગે તો તેણે તેમના અગ્રેસર (પ્રધાન)ને, આ પ્રમાણે કહેવું:—"હું તારી સાથે સંધિ કરવા તૈયાર છું; આ રહ્યું સુવર્ણ, અને આ રહ્યો હું તારો મિત્ર; તુંને બમણો લાભ થવાનો; તારા જે શત્રુઓ તારા ભણી, હમણાં જે પ્રકારનો મિત્રભાવ દેખાડી રહેલા છે તેમના સુખમાં, તારે આત્મક્ષય કરીને વૃદ્ધિ કરવી ન જોઇએ; કારણ કે તે તારા શત્રુઓ વૃદ્ધિને પામશે, તો અંતે તેઓ તારો પોતાનો પરાભવ કરવાના જ."

અગર તો તેવા વિજયોત્સુક રાજાએ તેવા શત્રુસમવાયના અગ્રેસરને આ પ્રમાણે ભેદવચન કહેવાઃ—" આ પ્રમાણે સંધીભૂત થયલ રાજાઓની સંહિત (એકઠી થયલ) સેના, મારા જેવા નિર્દોષ (અનપકારી) પુરૂષ ઉપરઃ જેવી રીતે હાલ ચઢી આવેલ છે, તેવી જ રીતે તું પોતે સ્વસ્થ હોઇશ કે સંકટગ્રસ્ત હોઇશ તોપણ તેઓ પોતાના સંહિતબળ સાથે તારી ઉપર ચઢાઇ કર્યા વિના રહેશે નહિ; કારણ કે બળ એક એવી બાબત છે કે તેના પરિણામમાં ચિત્ત વકરી ગયા વિના રહેતું નથી. આમ હોઇને તું તેમના એક્કાને તોડી નાખ."

આના પરિણામમાં (શત્રુઓએ રચેલ) એકસપી જો તૂટી જાય, તો પછી, તે શત્રુઓ પૈકી જેઓ નિર્બળ હોય તેમની સામે તેણે (વિજયોત્સુક રાજાએ) તેવા શત્રુમુખ્ય (રાજા)ને ઉશ્કેરી મુકવો; અથવા તો જે બધા દુર્બલ (શત્રુરાજાઓ). હોય તેમને લાલચ દેખાડીને, તેઓ બધા એક થઇને તેવા અગ્રેસર (શત્રુરાજા)ની ઉપર ચઢાઇ લઇ જાય એવી ગોઠવણ તેણે (વિજયોત્સુક રાજાએ) કરી દેવી; અગર તો જે કોઈ માર્ગે તેવો (વિજયોત્સુક) રાજા પોતાનું શ્રેય સાધી શકે તેમ હોય તે માર્ગને ગ્રહીને તેણે, તેવા અગ્રેસર (શત્રુરાજા)ને, અન્ય રાજાઓની અપ્રીતિનેઃ પાત્ર બનાવી દેવો, અને તેમ કરીને તેણે તેમના પ્રયત્નોને ફલહીન કરી દેવા; અગર તો તેવા શત્રુ રાજાઓના અગ્રેસર (રાજા)ને મોટા મોટા લાભની આશા આપીને, કોઇ પણ પ્રકારના પ્રપંચ (ઉપજાપ)ની મદદથી તેણે (વિજયોત્સુક રાજાએ) તેની (અગ્રેસર રાજાની) સાથે સુલેહ કરી લેવી.

[ આમ એ અગ્રેસર (શત્રુરાજા) પ્રપંચમાં ફસાઇ જાય ] એટલે જે પુરૂષોને અન્ને રાજ્યોમાંથી પગાર મળતો હોય તેમણે, તેવા અગ્રેસર (રાજા)એ મેળવેલ મોટા મોટા લાભને ઉઘાડા પાડી દેવા એટલું તો નહિ, પરંતુ તેમણે તેવા સંધીભૂત રાજાઓને, દાઢમાંથી બોલીને, " તમે બધાએ ઠીક એક્કા કરેલો છે, " એમ સંભળાવી (પણ) દેવું.

જો એ સમવાય ( એક્કા ) પૈકીના કોઇ દુષ્ટવૃત્તિવાળા હોય, તો તેમના પોતાના હાથે, તેમણે પોતે કરેલ સંધિનો ભંગ કરાવી દેવો; અને પછી બે રાજ્યો પાસેથી પગાર મેળવનાર ( ઉભયવેતન ) પુરૂષોએ, તે પ્રમાણે રચાયલો સમવાય આખો તૂટી પડે એટલા માટે, આ પ્રમાણે બોલવું.—" અમે જે વાત દર્શાવી આપેલી તેને અનુરૂપ જ આ બીના બની છે. "

( આ પ્રમાણે ) શત્રુઓ એક બીજા તરફથી જુદા પડી જાય એટલે પછી, એ શત્રુ રાજાઓમાંથી કોઇ એકને મિત્ર બનાવીને વિજયાતુર રાજાએ પોતે જે ચેષ્ટા કરવાનું ધાર્યું હોય તે ચેષ્ટા તેણે કરવી.

( શત્રુરાજાઓથી જે ) સમવાય રચાયલો હોય તેમાં કોઇ પ્રધાન ( અગ્રેસર ) ન હોય, તો પછી, જે કોઇ ( શત્રુરાજા )ની પ્રેરણાથી એક્કો રચાયલો હોય તેને, વિજયાતુર રાજાએ પોતાના પક્ષમાં મેળવી લેવો: અગર તો જે કોઇ શત્રુરાજા સ્થિરચિત્તવાળો, અગર તો પોતાની પ્રજાને વહાલો હોય, અગર તો જે કોઇ લોભ કે ભયને લીધે સંઘમાં સંડોવાઇ ગયલો હોય, અગર તો જે કોઇ ( શત્રુરાજા ), કોઇ પણ પ્રકારના અન્યપ્રતિસંબંધથી તેવા વિજયાતુર રાજા સાથે મિત્રભાવે સંકળાયલો હોય, અગર તો જે કોઇ મિત્ર હોય કે ચલશત્રુ હોય, તેને, બતાવવામાં આવેલ ક્રમ પ્રમાણે ( એકના અભાવે બીજાને એમ ) વિજયાતુર રાજાએ પોતાના પક્ષમાં મેળવી લેવાનો છે.

પૂર્વસૂચિત (સંહિત થયલ) રાજાઓમાંથી જે કોઇએ બાકીના તમામને પ્રોત્સાહિત કરેલ હોય તેની આગળ, વિજયાતુર રાજાએ નમતું જોખી દેવું; જે કોઇ નિશ્ચિત ચિત્તવાળો (સ્થિરકર્મ) હોય તેને સાન્ત્વનકર્મથી અને પ્રણિપાત (વીનવણી)વડે ઢીલો પાડી દેવો; જે કોઇ પ્રજાપ્રિય હોય તે તેવા (વિજયાતુર) રાજાએ પોતાની કન્યા પરણાવવી, અગર તો તેવા રાજાના યૌવનનો ઉપયોગ (પોતાની સ્ત્રી વિષે પુત્ર ઉત્પન્ન કરાવવામાં)તેણે કરવો. વળી એવા સંધીભૂત રાજાઓ પૈકી જે કોઇ લુબ્ધ (લાલચુ) હોય

તેને (બીજાના કરતાં) બમણો લાભ તેણે (વિજયાતુરે) આપવો; અગર તો એમાંનો જે કોઇ (પોતાની સામે રચાયલા સમવાયથી) ડરતો હોય તેને તેણે, દ્રવ્યની તેમ જ લશ્કરની મદદ આપી દેવી; જે કોઇ સ્વતોભીત (સ્વભાવથી ભડકતો રહે તેવો) હોય તેને તેણે વિશ્વાસ આપવો; જે કોઇની મૈત્રી રાજ્ય-પ્રતિસંબંધના આધારે રહેલી હોય તેની સાથે વધારે ગાઢી એકતા કરી લેવી; જે કોઇ મિત્ર જેવો હોય તેને પ્રિય લાગે પણ પોતાને ઉપકારક થઈ પડે તેવું તેણે કાઇક પણ કર્મ કરવું, અગર તો તેવા સામે જો શત્રુતા હોય તો તેનો ત્યાગ કરી દેવો; જે કોઇ ચલશત્રુ હોય તેને મદદગાર બનવું, અને તેની સામે જો શત્રુતા હોય તો તે મુકી દેવી; તેમ વળી પૂર્વે વર્ણવાઇ ગયલ રાજાઓ પૈકી હરકોઇને, તેવા વિજયાતુર રાજાએ, હવે તે ઉપાય કરીને કે સામ, દાન, ભેદ, અને દંડઃ એ પૈકી કોઇનો, 'આપત્તિ'વિષયક પ્રકરણમાં વર્ણવવામાં આવેલ છે તે પ્રમાણે ઉપયોગ કરીને સાધી લેવાનો (પણ) છે.

જે કોઇ રાજા વ્યસનગ્રસ્ત થયલો હોય અને જેને પોતાના શત્રુ તરફથી ચઢાઇ આવવાની ભીતિ રહેતી હોય તેણે પોતાના (તેવા) શત્રુને કોશ તથા સૈન્ય પૂરાં પાડવાનું વચન આપીને, સુનિશ્ચિત દેશ, કાળ અને કાર્યને અનુસરતી સંધિ તેની સાથે કરી લેવી. વળી જો પોતાથી સંધિભંગ-રૂપ દોષ કરાઇ ગયો હોય, તો તેવા ( વ્યસનગ્રસ્ત ) રાજાએ તેવી પોતાની ભૂલ સુધારી પણ લેવી. જો એવા (વ્યસનગ્રસ્ત) રાજાને મદદ આપનાર બીજા રાજાઓ ન હોય, તો તેણે પોતાના સંબંધીઓ તથા મિત્રોને મદદમાં બોલાવી લેવા; અગર તો તેણે પોતે, કોઇથી લઇ ન શકાય તેવો દુર્ગ બંધાવી લેવો; કારણ કે જે કોઇ રાજા પોતાના દુર્ગો વડે તથા મિત્રો વડે સુરક્ષિત થ બેઠેલો હોય છે તે પોતાના તેમ જ પારકા જનોથી પૂજાય છે પણ ખરો.

જે કોઇ રાજા મંત્રશક્તિહીન હોય તેણે પ્રાજ્ઞ (વિચારકુશળ) પુરૂષો પોતાની આસપાસ એકઠા કરવા, અને વિદ્યાવૃદ્ધ પુરૂષોનો સંગ રાખવે અને તેમ કરીને તેણે પોતાનું શ્રેય યથાર્થ રીતે પ્રાપ્ત કરી લેવું.

જે કોઇ રાજા પ્રભવહીન (કોશ અને સેના વિનાનો) હોય તેણે પોતાના રાજત્વનાં અંગોને (પ્રકૃતિયોગક્ષેમ) સાધી લેવાને યત્ન કરવો; કારણ કે કોશ અને સેનાને પુષ્ટ કરનાર કોઇ હોય તો તે 'જનપદ' જ છે; અને તે જ સર્વકર્મારંભોનું મૂળ છે. વળી આપત્કાળમાં દુર્ગજ તેનું પોતાનું આશ્રયસ્થાન થઇ પડશે.

*પાણી પૂરું પાડી શકે એવા સાર્વજનિક બાંધકામો (સેતુબંધો) સસ્યમાત્ર (ધાન્યાદિ)ને ઉત્પન્ન કરાવનાર છે. જે ખેતરોને સેતુબંધોનો લાભ મળી શકે તેમ હોય છે તે ખેતરોને પાણી મળતું રહે છે, અને તેથી કરીને તેમને જાણે કે સારા વરસાદનો લાભ મળતો હોય (એવું થઇ આવે છે.)

* શત્રુને પહોંચી વળવામાં વણિક્પદ્ધતિની ઉપયોગિતા સમાયલી છે; કારણ કે એવા ધોરી માર્ગોની મદદથી સૈન્યો તેમ જ ગૂઢપુરૂષોને (એક ઠેકાણેથી બીજે ઠેકાણે) મોકલી શકાય છે. તેમ વળી શસ્ત્રો, આવરણો, રથો અને વાહનોની ખરીદી જો કરવી હોય છે, તો તે તેવા માર્ગો દ્વારા (સરલતાથી) કરી શકાય છે પણ ખરી એટલું તો નહિ, પરંતુ (પ્રવાસીઓને) જવા આવવામા પણ તેઓ ઉપકારક થઇ પડે છે.

યુદ્ધોપકારક સાધનોનું મૂળ ખાણો છે.

દ્રવ્યવનો (ઇમારતી લાકડાં પૂરાં પાડનાર જંગલો ) હશે તો તેમની મદદથી (તેમાંથી મળતાં લાકડાંથી) દુર્ગો, યાનો (બેસવાની ગાડીઓ) તથા રથો પણ બાંધી શકાશે.

હસ્તિવનોમાથી હાથીઓ મળી આવશે.

ગાયો, ઘોડાઓ અને રથો ખેંચવાને માટે ઊંટોની વૃદ્ધિ થતી રહે તેટલા માટે ચરિયાણ સ્થાનો (ચરાઓ)ની પણ જરૂર રહે છે.

---

* ચંદ્રગુપ્ત મૌર્યના રાજ્યકાળમાં આ બધી વાતોને ક્રિયામાં ઉતારવામાં આવેલી, અને તેનો પુરાવો આપણને મેગેસ્થેનીઝના લેખમાથી મળી આવે છે પણ ખરો.

જે કોઇ રાજા પાસે, આ પૈકી જે કોઇ સાધન ન હોય તેણે તેવું સાધન પોતાના કોઇ બંધુ કે મિત્ર પાસેથી મેળવી લેવું. જો કોઈ રાજા પાસે લશ્કર ન હોય, તો બની શકે તે પ્રમાણમાં, યુદ્ધપ્રેમી જાતિઓમાંથી, ચોરગણોમાંથી, જંગલી લોકોમાંથી, મ્લેચ્છોમાંથી અને જે ગૂઢપુરુષો શત્રુઓને ઉપદ્રવ કરી શકે તેવા હોય તેમનામાંથી જે બધા બહાદુર (પ્રવીર) પુરુષો હોય તેમને તેણે પોતાના ભાણી ખેંચી લેવા.

પોતાના શત્રુઓ અગર મિત્રો તરફથી રહેતા ભયમાંથી બચવાના હેતુથી તેવા (વિજયોત્સુક) રાજાએ પોતાનાથી વધારે સામર્થ્યવાળા રાજાની આગળ, દુર્બલ રાજાના જેવી નીતિનું પ્રદર્શન કરવું (એ તેને માટે ઇષ્ટ પણ ગણાશે.).

આ પ્રમાણે સ્વપક્ષથી, મંત્રબળથી, કોશથી અને સેનાથી સાધનસંપન્ન બનીને (દરેક) રાજાએ પોતાની જાતને શત્રુઓના ફાંસલામાંથી ઉદ્ધારી લેવી.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ'* એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાંનું 'નષ્ટ થઇ ગયલી શક્તિ પાછી મેળવવા (હીનશક્તિપૂરણ) બાબત'ને લગતું ચૌદમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૧૫.

### સબળ અને કુપિત (વિગૃહ્ય) શત્રુ સાથે સંધિ કરાવે તેવા ઉપાયો: અને પરાજિત રાજાએ રાખવાની વૃત્તિ.

જો કોઇ દુર્બલ રાજા ઉપર સબળ રાજા તરફથી ચઢાઇ લેવાઇ આવે, તો તેવા દુર્બલ રાજાએ, પોતાના શત્રુથી ચઢીઆતા ગણાતા, પરંતુ જેના ઉપર પોતાના શત્રુની મંત્રશક્તિની કાંઇ પણ અસર ન થાય તેવા

રાજાનો આશ્રય માગવો. જે રાજાઓ મંત્રશક્તિના વિષયમાં તુલ્યબળ હોય તેમની સંપત્તિ અને તેમનો વૃદ્ધિસંયોગઃ એ ઉભય પરત્વે પણ ફરક ગણવાનો છે.

જો ચઢીઆતી કોટીના રાજાનો આશ્રય મળી ન શકે, તો પછી દુર્બલ રાજાએ પોતાના જેટલા જ બળવાળા, પરંતુ પોતાના શત્રુના બળ જેટલું જ બળ બતાવી શકે એવા (એક કરતા વધારે) જે રાજાઓ હોય અને જેમને પોતાના શત્રુની મંત્રપ્રભાવશક્તિ અસર ન કરી શકે તેમ હોય તેવા રાજાઓની સાથે એક્કો કરીને બેસવું. તથાપિ જે રાજાઓ એક-સરખી મંત્રપ્રભાવશક્તિવાળા હોય તે બધામાં પણ જેઓ વિપુલ પ્રમાણમાં કર્મારંભ (તૈયારી) કરી શકે તેવા હોય તેમને તેણે વિશિષ્ટ કોટીના ગણવાના છે.

જો પોતાને પોતાના જેટલા જ બળવાળા રાજાઓ મળી આવે નહિ, તો પછી જે હીનબળ (ઉતરતા પ્રકારનું સામર્થ્ય ધરાવનાર) રાજાઓ શુદ્ધવૃત્તિવાળા અને ઉત્સાહયુક્ત હોય, શત્રુની સામે થઇ શકે તેવા હોય, અને જેમને શત્રુ પોતાના ધન, સૈન્ય કે પ્રપંચની મદદથી ફેરવી નાખી શકે નહિ તેમની સાથે તેવા દુર્બલ રાજાએ એક્કો રચવો; (તથાપિ)જે રાજાઓ ઉત્સાહ અને શક્તિની બાબતમાં એકસરખા હોય તેમાં પણ જેઓ યુદ્ધપ્રસંગે સ્વભૂમિલાભ આપી શકે તેમ હોય તેમને વિશેષ પ્રકારના તેણે ગણવાના છે. જે રાજાઓ, વળી એકસરખા પ્રમાણમા લાભ-કારક થઇ રહે તેવી યુદ્ધભૂમિ ધરાવતા દેખાય તેમા પણ જેઓ, વિગ્રહાર્થે કાલલાભ કરાવી શકે તેવા હોય તેમને તેણે વિશિષ્ટતા આપવાની છે. જે રાજાઓ એકસરખી રીતે અનુકૂળ ગણાય તેવી યુદ્ધભૂમિ ધરાવતા હોય અને જેઓ એકસરખા પ્રમાણમાં યુદ્ધ અર્થે કાલલાભ કરાવી શકે તેવા (નિત્યસજ્જ) હોય, તેવા રાજાઓમાં પણ જેઓ યુદ્ધોપયોગી હથિયારો અને બખ્તરો ધરાવનારા હોય તેમને તેણે અધિક ઉત્કૃષ્ટ કોટીના ગણી લેવા.

પૂર્વોક્ત પ્રકારની કોઇ પણ મદદ ન મળી આવે તો, જે દુર્ગમાં ધાન્ય, ઘાસ, બળતણ અને પાણી લાવવાના કામને, શત્રુ પોતાની મોટી સેનાની મદદથી પણ અવરૂદ્ધ કરી ન શકે, અને જેની બહાર રહેવાથી શત્રુને ક્ષયવ્યય વધારે પ્રમાણમાં થઇ આવે તેમ હોય તેવા દુર્ગમાં તેવા દુર્બલ રાજાએ ભરાઇ બેસવું. જો એવો દુર્બલ રાજા અનેક દુર્ગો ધરાવતો હોય, તો પછી તેણે, જે દુર્ગમાં ખાધાખોરાકી વગેરેનો સારો સંગ્રહ સહેલાઇથી કરી શકાય તેમ હોય તે દુર્ગને વિશિષ્ટતા આપી દેવી. (આ બાબતમાં મારૂં) કૌટિલનું મત એવું છે કેઃ—જે દુર્ગમાં મનુષ્યો તથા અન્ય સામગ્રી ભરી રાખી હોય તે દુર્ગમા તેવા દુર્બલ રાજાએ ભરાઇ બેસવું જોઇએ એટલું તો નહિ, પરંતુ એવા કિલ્લામાં ભરાઈ બેસવાનાં બીજાં કારણો પણ, આ પ્રમાણે, છેઃ—

"શત્રુના પૃષ્ઠભાગે રહેલ તેના (શત્રુના) મિત્રની કે મધ્યમ રાજાની, અગર તો કોઇ ઉદાસીન (તટસ્થ) રાજાની મદદથી હું તેની (શત્રુ)સામે થઇશ; કોઇ સામંત રાજાની કે જંગલી લોકોની, કે તેના (શત્રુના) કોઇ કુલજનની, કે કોઇ કેદ કરી રખાયલ રાજકુમારની મદદ મેળવીને કાં તો હું તેને (શત્રુને) કેદ પકડીશ અગર તો તેના રાજ્યને હરી લઇશ; તેની સાથે રહેલ મારા પક્ષના મનુષ્યોની મદદથી હું તેના દુર્ગમાં, રાષ્ટ્રમાં કે તેની છાવણીમાં કોપ (બંડ) થઇ આવે તેવું કરી મુકીશ; જ્યારે તે નજીક આવ્યો હશે ત્યારે શસ્ત્રપ્રયોગ કરીને, કે અગ્નિ લગડાવીને, અગર તો ઝેર અપાવીને કે મને ગમશે તે ગુપ્ત ઉપાય કરીને હું તેનો ઘાત કરી નાખીશ; જે કર્મો કરવાનું તેણે પોતે શરૂ કરી દીધેલુ હશે, અગર તો મારા જાસુસોએ કરેલ સૂચના ઉપરથી જે બધાં કામો તેણે ઉપાડેલા હશે તે બધાં કામો પરત્વે હું તેને ભારે ક્ષયવ્યયને અધીન કરી દઇશ; તેના મિત્રો તથા તેની સેનાઓ ઉભય જ્યારે ક્ષયવ્યયને અધીન થઈ જશે, ત્યારે હું તેમનામાં કલહ ઉભો કરાવી દઇશ; ખાધાખોરાકી તથા અન્ય સરંજામને તેની છાવણી વિષે જતા અટકાવીને હું તેની છાવણીને મારા કબ્જામાં લઇશ; અગર તો

હું તેનું શરણ લઇને તેનામાં છિદ્રોને ઉત્પન્ન કરી દઇશ, અને પછી મારાં તમામ સાધનોનો ઉપયોગ કરીને તેનો પરાભવ કરી નાંખીશ, અગર તો તેના ઉત્સાહને પ્રતિહત કરીને, મને ઇષ્ટ લાગશે તેવી સરતોવાળી સંધિ હું કરી લઇશ; તેની પ્રવૃત્તિમાં હું વિઘ્નો નાખીશ ત્યારે ચારે દિશામાંથી તેના ઉપર સંકટો આવી પડવાનાં; જ્યારે તે પોતે નિરૂપાય થઇ ગયો હશે, ત્યારે હું મારી નિત્યસેનાની અગર તો તેના શત્રુની સેનાની, અગર તો જંગલી જાતિઓની મદદથી તેનો વધ કરી નાખીશ; હું મારા પોતાના દુર્ગમાં સ્થિત થઇને મારા પોતાના વિશાળ દેશના યોગક્ષેમની રક્ષા કરીશ; આવા મારા દુર્ગમાં મારી તથા મારા મિત્રોની સેનાઓને એકઠી કરીને હું રાખીશ. તો તે અજય્ય પણ નીવડશે; ખીણોમાં, ખ ડાઓમાં તેમ જ રાત્રિ દરમ્યાન લડવાની તાલીમ મારા લશ્કરને મળેલી છે તેથી કરીને, મારો શત્રુ જ્યારે કોઇ તાત્કાલિક કર્મ કરવામાં પ્રવૃત્ત થયો હશે તે વખતે તેના કામમાં તે અનેક વિઘ્નો ઉભાં કરી દેશે; જો તે વિરુદ્ધ દેશકાળમાં આવશે તો તે ક્ષયવ્યયને અધીન થયા વિના નહિ જ રહે; આ દેશ અનેક દુર્ગોવાળો તેમ જ જંગલી જાતિઓથી ભરેલો છે તેથી તે ( મારો શત્રુ ) મહાક્ષયવ્યય ભોગવ્યા વિના તેમાં પગ મુકી શકે તેમ નથી, પોતાની તેમ જ પોતાના મિત્રોની સેનાને વ્યાયામ લેવાને માટે અનુકૂળ ભૂમિઓ તેને મળી શકશે નહિ, તેમ તે બધી વ્યાધિગ્રસ્ત પણ થઇ ગયલ હશે તેથી તે અહીં આવી શકશે તો પણ તે કેવળ આપત્તિમાં આવી પડવાનો; અગર જો તે કદાપિ આવી શકશે તો પછી તે પાછો જઇ શકશે તો નહિ જ:" (આવા આવા વિચારો પૈકી જે કોઇ વિચાર પોતાને યોગ્ય જણાય તેના બળે તેવા દુર્બલ રાજાએ દુર્ગમાં ભરાઇ બેસવું. ).

આ બધી બાબતોમાંથી જો કોઇ પણ બાબત બની શકે તેમ ન હોય તો પછી અગર તો જો શત્રુની સેના અતિશય સમર્થ હોય તો પછી, એવા દુર્બલ રાજાએ પોતાનો દુર્ગ છોડીને પલાયન કરી જવું ( એ જ બહેતર ગણાશે. ).

પૂર્વકાલીન આચાર્યોનો અભિપ્રાય આ પ્રમાણે છેઃ—" જેવી રીતે પતંગ અગ્નિ વિષે ઝંપલાવી પડે છે તેવી જ રીતે રાજાએ પોતાના શત્રુ સામે ધસી જવું જોઇએ. જે કોઇ પોતાની જીંદગી પરત્વે બેદરકાર બની ગયલો ( ત્યક્તાત્મા ) હોય છે તેને, એક નહિ તો બીજી (વિજય કે મરણ રૂપી) સિદ્ધિ પ્રાપ્ત થવાની જ."

પરંતુ ( હું ) કૌટિલ આ બાબતમા આ પ્રમાણે કહું છુંઃ—" એ પ્રમાણે કોઇ પણ રાજાએ કરવાનું નથી. એણે જે કાંઇ કરવાનું છે તે એ કે, તેણે, પોતાની અને પોતાના શત્રુની વચ્ચે સંધિ કરાવી શકે તેવા સંયોગોને લક્ષ્યમાં લેવા, અને પછી સંધિ કરી લેવી. જો એવા અનુકૂળ સંયોગોનો અભાવ દેખાય, તો પછી તેણે કાં તો ભય દેખાડીને સંધિ કરવાની ફરજ (શત્રુને) પાડવી, અગર તો કોઇ મિત્રનો આશ્રય મેળવી લેવો; અગર તો જે કોઇ સંધિ કરવાને તૈયાર હોય તેની પાસે તેણે પોતાના દૂતોને મોકલી આપવા; અગર તો પોતાના શત્રુ તરફથી જે દૂતો આવ્યા હોય તેમનું સન્માન કરીને તેમને તેણે આ પ્રમાણે વિદિત કરવું;-'આ રહ્યું રાજાનું પણ્યાગાર; આ રહ્યો રાણીવાસ; અને આ રહ્યું કુમારભવન. રાણી તથા કુમારોની સંમતિથી હું તથા મારું રાજ્યઃ એ ઉભય તુંને અધીન થઇએ છીએ ( તો તું ફાવે તેમ કર)'."

આ પ્રમાણે પોતાના શત્રુના રક્ષણ નીચે પોતાની જાતને મુકી દઇને, જેમ એક સેવક પોતાના સ્વામી તરફ વર્તે છે તેમ તેણે (દુર્બલ રાજાએ) પોતે પોતાના રક્ષક ( રાજા)ના સમયાચારી ( પ્રસંગાનુરૂપ વર્તન રાખનાર) રૂપ થઇ રહેવું. પોતાનો ભર્તા (રક્ષક રાજા) અનુજ્ઞા આપે તો જ તેવા (સેવકરૂપ) રાજાએ દુર્ગો વગેરે કર્મો કરાવવાં, ચીજવસતનો સંગ્રહ કરવો, વિવાહાદિ પ્રસંગો ઉકેલવા, પુત્રને અભિષેક કરવો, તેમ જ વેપારમાં પડવું અગર તો હાથીઓ પકડવા, કે સત્રો રચાવવાં કે વિહારો ગોઠવવા કે શત્રુ ઉપર ચઢાઇ લઇ જવી. વળી પોતાનું રક્ષણ કરનાર રાજાની પરવાનગી વિના તેણે પોતાના રાજ્યમાં વસતા લોકો સાથે કોઇ પણ પ્રકારનો કરાર કરવો

નહિ, તેમ પોતાના રાજ્યમાંથી જે લોકો નીસરી જાય તેવા હોય તેમને તેણે સજા પણ ન કરવી. પોતાના રાજ્યમાં રહેતા પૌરજનોતથા આભ્યજનો જો દુષ્ટ હોય (નીવડે,), તો તેણે પોતાના સ્વામી રૂપ રાજા પાસે, ન્યાય-વૃત્તિવાળા લોકોથી વસાયલી અન્ય ભૂમિ મેળવવા અર્થે, યાચના કરવી; અગર તો જે પ્રકારના ગુપ્ત ઉપાયથી દૂષ્ય ( અરાજસકત ) લોકો રૂપી શળને દૂર કરવામાં આવે છે તે પ્રકારના ઉપાય વડે તેણે તેવા દુષ્ટ લોકોનું કાસળ કાઢી નાખવુ. પોતાનો મિત્ર કદાપિ પોતાને ઉચિત ( અનુકૂળ ) ભૂમિ દેવાનું કહે તો પણ તેણે તેની તેવી દેણગીનો સ્વીકાર કરવો નહિ. પોતાના ભર્તાને ખબર ન પડે તેવી રીતે તેણે ( તેવા દુર્બલ રાજાએ ) તેના ( ભર્તાના ) મંત્રીને, કે પુરોહિતને, કે સેનાપતિને કે યુવરાજને મળવાનું ચાલુ રાખવું; અને પોતાથી બને તેટલે દરજ્જે તેણે પોતાના ભર્તાને મદદ પણ આપવી. જ્યારે જ્યારે દેવપૂજન તથા સ્વસ્તિવાચન કરવામાં આવે, ત્યારે ત્યારે તેણે પોતાના ભર્તાને આશિષો આપતાં રહેવું એટલું તો નહિ, પરંતુ પ્રત્યેક પ્રસંગમાં તેણે પોતાના ભર્તાને પોતાની જાત અર્પણ પણ કરી દેવી.

જે કોઈ રાજા પરાજિત કોટીનો હોય તેણે, આ પ્રમાણે જે કોઇ રાજા બીજાઓની સાથે સંયુક્ત થઇ સબળ થયલો હોય તેની સેવા કરવાનું ચાલુ રાખવું એટલું જ નહિ, પરંતુ શંકિત જનોના સંસર્ગથી દૂર વસીને પોતાના ભર્તા (રાજા)ની ભણી, ઉપર જણાવાઇ ગયું છે તે મુજબનું તેણે વર્તન પણ રાખવાનું છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ': એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાંનું 'સબળ અને કુપિત (વિગૃહ્ય ) શત્રુ સાથે સંધિ કરાવે તેવા ઉપાયો; અને પરાજિત રાજાએ રાખવાની વૃત્તિ:' એ વિષયને લગતું પંદરમું પ્રકરણ પૂરું થાય છે. )

---

# પ્રકરણ ૧૬.



## પરાજિત ( દંડોપનત ) રાજાની વૃત્તિ.

પોતાના ભર્તા (રૂપ રાજા)ને નાણાં સંબંધી મુશ્કેલી (હિરણ્યોદ્વેગ)-મા મુકી દેવાની વૃત્તિ જો કોઇ ( ખંડિયા ) પરંતુ વિજયોત્સુક, સબળ રાજાને થઇ આવે, તો તેણે પોતાના ભર્તા કનેથી પરવાનગી મેળવીને, પોતાના લશ્કરને જે દેશની ભૂમિ અને ઋતુ અનુકૂળ થઇ પડે તેમ હોય અને જે દેશમા શત્રુદુર્ગો તેમ જ બીજાં રક્ષા કરનાર બાધકામો ધરાવતો ન હોય તે દેશ ઉપર ચઢાઇ લઇ જવી એટલું તો નહિ, પરંતુ એ પ્રમાણે કરતી વેળા, પોતાના પૂઠભાગ ઉપર કોઇ પણ શત્રુ ન હોય એ બાબત પણ તેણે લક્ષ્યમાં રાખવાની છે. તથાપિ જો તેના પોતાના પૂઠભાગે તેને પોતાના શત્રુનું અસ્તિત્વ જણાઇ આવે, તો પછી તેણે પોતાના પૂઠભાગને સુરક્ષિત રાખવાને અર્થે (આવશ્યક) ગોઠવણ કરીને જ પ્રયાણ કરવાનું રાખવું.

સામ (સમજાવટ)થી અને દાન ( ભેટસોગાત )થી તેણે દુર્બલ રાજાઓને નમાવી દેવા, અને જે રાજાઓ બળવાળા હોય તેમને તેણે ભેદનીતિથી અને દંડનીતિથી નમ્ર બનાવી દેવાના છે. વળી અમુક એક ઉપાયથી અગર તે ઉપાય સફળ ન થાય તો બીજા ઉપાયથી, અગર તો બધા ય પ્રકારના ઉપાયનો એકસામટો ઉપયોગ કરીને તેણે પોતાના નજીકના તેમ જ દૂરસ્થ શત્રુઓને વશ કરી લેવાનું પણ રાખવું.

ગામડાંઓની, અરણ્યોપજીવીની, ઢોરનાં ધણોની, તેમ જ વેપારના કામમાં આવતા રસ્તાઓની રક્ષા કરવાનું, તેમ જ જે મનુષ્યોને દેશપાર કરવામાં આવેલ હોય અગર તો જે લોકો નાસી છૂટેલા હોય અગર તો જેમણે અલ્પ દોષો કરેલા હોય તેવા [illegible] પોતાના મૂળ સ્થાનમાં સ્થાપી દેવાનું વચન આપીને [illegible] ઉપયોગ કરવો. ( અર્થાત્ તેણે તેવા [illegible] પક્ષમાં મેળવી લેવા. )

ભૂમિ, દ્રવ્ય, કન્યા, અભયઃ વગેરે આપીને તેણે દાનનીતિનું પ્રદર્શન કરવું.

કોઇ સામન્ત ( પાડોસી ) રાજાને, કે આટવિકને, કે જેના તેના ( શત્રુના )કુળના કોઇ ઇસમને, કે કોઇ અવરુદ્ધ (કેદ કરાયલા)રાજકુમારને દ્રવ્ય, સૈન્ય, કે ભૂમિ આપવાનું વચન આપીને તેણે તેને ઉશ્કેરવો, અને તેમ કરીને **ભેદનીતિ**ને ઉપયોગમાં લેવી.

ઉઘાડી લડાઇથી કે કપટાત્મક યુદ્ધથી, અગર તો પ્રપંચ ( તૂષ્ણીં )-યુદ્ધથી કે દુર્ગલાભ કરાવે તેવી યુક્તિઓ રચવાથી શત્રુની સેનામાં જે સંભ્રમ પેદા થાય તેનો લાભ લઇને તેણે શત્રુને પકડી લેવો, અને એ રીતે તેણે **દંડનીતિ**ને અમલમાં મુકી દેવી.

×જે રાજાઓ ઉત્સાહવાળા અને પોતાની સેનાને ઉપકારક થઇ શકે તેવા હોય તેમને તેણે ફરીથી ગાદીનશીન કરી દેવા;એ જ પ્રમાણે જે રાજાઓ પાસે સારો ખજાનો અને સેના હોય અને તે કારણે જેઓ અર્થસાહાય્ય આપી શકે તેમ હોય તેમને પણ તેણે ફરીથી રાજ્યોની પ્રાપ્તિ કરાવી દેવી; અને વળી જે રાજાઓ પ્રજ્ઞાવાળા અને તેટલા માટે પોતાને ભૂમિ આપી શકે તેવા હોય તેમને પણ તેણે ફરીથી ગાદીએ બેસાડી દેવાનું રાખવું.

પોતાના મિત્રોમાંથી જે કોઇ પણ્યપત્તન (વેપારીશહેરો)માંથી, ગામડાંઓમાંથી અને ખાણોમાંથી મેળવેલાં રત્નો વડે, અગર તો દ્રવ્યવન અને હસ્તિવનમાંથી કે વ્રજમાંથી પ્રાપ્ત થયલ યાનવાહન કે ભાર ખેંચનારાં પશુઓ વડે મદદ કરવાને બહાર પડે-તેને 'ચિત્રભોગ (વિવિધ ઉપભોગ કરાવનાર)' મિત્ર ગણવો; જે કોઇ પોતાના ધન અને સૈન્ય વડે મદદગાર થાય તેને 'મહાભોગ' મિત્ર માનવો; જે કોઇ પોતાને સૈન્ય, ધન અને જમીન પૂરી પાડનાર હોય તેને ' સર્વભોગ ( સર્વપ્રકારના ભોગ આપનાર )' મિત્ર જાણવો. પોતાની એક બાજુ ઉપર રહેલ શત્રુથી જે કોઇ પોતાનું રક્ષણ કરી રહે તેવો હોય તેને 'એકતોભોગિ (એક દિશામાંથી સુખ આપનાર)'

× હિંદુ રાજનીતિની આ એક વિશિષ્ટતા છે.

મિત્ર સમજવો; જે કોઈ તેના પોતાના શત્રુને તેમ જ તેના પોતાના શત્રુના મિત્રોને ઉપકારક થતો હોય તેને 'ઉભયતોભોગિ (ઉભય પક્ષને લાભ કરનારો)' મિત્ર ગણવો; અને જે કોઈ તેને તેના પોતાના શત્રુ સામે, શત્રુના મિત્ર સામે, તેના પોતાના સામન્ત સામે, અને અટવીજનો સામે મદદ કરનારો હોય તેને 'સર્વતોભોગિ (બધી ય રીતે લાભ આપનારો)' મિત્ર માની લેવો.

જો કોઈ રાજાના પૂઠભાગે, ભૂમિદાન કરવાથી જેને પ્રસન્ન કરી શકાય તેવો કોઈ શત્રુ, આટવિક કે મહાશત્રુ (મુખ્ય શત્રુ) આવી રહેલ હોય, તો તેવા શત્રુને તેણે કોઈ નિર્ગુણ (પડતર ભૂમિ) આપીને સાધી લેવો; જો કોઈ દુર્ગસ્થ શત્રુ હોય, તો તેના રાજ્યને સંબદ્ધ ન થાય તેવી ભૂમિ તેને તેણે આપવી; જો શત્રુ આટવિક કોટીનો હોય તો તેને, જીવનનિર્વાહ કરવાના કામમાં ઉપયોગી થઈ ન પડે તેવી ભૂમિનું દાન તેણે કરી દેવું; જો શત્રુકુળનો પુરૂષ હોય, તો તેની પાસેથી પાછી મેળવી શકાય તેવી જમીન તેને આપવી; જે કોઈને શત્રુએ ઉપરુદ્ધ કરેલ હોય તેવાને તેણે, શત્રુ પાસેથી ખૂંચવાયલી ભૂમિનું દાન કરવું; જો શત્રુ શ્રેણી રૂપમાં હોય, તો જે ભૂમિને શત્રુ તરફથી હંમેશાં ઉપદ્રવ થયાં કરતો હોય તે ભૂમિ તેને આપી દેવી; જો અનેક સંગ્રામપ્રિય લોકના સંઘોએ એકઠો રચેલો હોય, તો તેવા સંઘોને કોઈ સમર્થ રાજાના રાજ્યના સામીપ્યમાં ભૂમિ આપવાનું રાખવું; જે કોઈ શ્રેણીને યુદ્ધમાં જિતી શકાય નહિ તે શ્રેણીને પોતાને પણ, પૂર્વોક્ત [illegible] રહે. જો કોઈ ઉત્સાહવાળો રાજા શત્રુ થયો હોય

હોય તેને, મહાક્ષયવ્યય કરવાથી જ વસાવી શકાય તેવી ભૂમિનુ દાન કરવું; જે કોઇ ત્યકત રાજકુમાર હોય તેને, જે ભૂમિ લેશ પણ આશ્રય આપી ન શકે તેવી હોય તે ભૂમિ તેણે આપવી; અને જે કોઇ પોતાનો ભર્તા ( આશ્રયદાતા ) હોય તેને તેણે, શત્રુ પણ જેમાં વસવાટ ન કરી શકે તેવી ( પરેણુાનધિવાસ્ય ) ભૂમિ આપી દેવાનું રાખવું.

( વિજય મેળવવાની અપેક્ષા રાખનાર રાજાએ ) મહોપકારક અને નિર્વિકાર વૃત્તિવાળા ( અન્ય કોઇ રાજા)ને અનુવર્તી રહેવું જોઇએ; જે કોઇ રાજા પોતાની વિરૂદ્ધ થઈ બેઠો હોય તેને તેણે ( વિજયાતુર રાજાએ ) ગુપ્ત ઉપાયોથી પોતાના પક્ષમા મેળવી લેવો; જે કોઇ રાજા પોતાને ઉપકારક થઇ પડતો હોય તેની ઉપર તેણે પોતે ઉપકાર કરવો એટલું જ નહિ, પરંતુ બને તેટલાં માનઅકરામ પણ તેણે તેને આપવાં; જે કોઇ વ્યસનગ્રસ્ત હોય તેના તરફ તેવા (વિજયાતુર) રાજાએ અનુગ્રહ બતાવવો; પોતાની મરજીથી મુલાકાતે આવનારને તેણે મળવાનું રાખી તેવાને સંતોષ આપવો એટલુંજ નહિ, પરંતુ તેવા દર્શનાભિલાષીઓ ભણી તેણે તિરસ્કાર ભર્યાં કે ભયોત્પાદક, નિંદક, કે કઠિન વચનો કાઢવાં પણ નહિ; જેમને પોતે ભયમાંથી બચાવવાનું વચન આપ્યું હોય તેમની રક્ષા તેવાએ પિતાની પેઠે કરવી; અપરાધીઓના અપરાધને પ્રકાશમાં મુકયા પછી જ તેમને તેણે સજા કરવાનું ધોરણ રાખવું; અને પોતાના ભર્ત્તાને કોઇ પણ પ્રકારનો વહેમ, પોતાના સંબંધમાં ઉભો ન થાય એટલા સારૂ તેવા સેવક (પણ વિજયાતુર) રાજાએ, પોતાને ઉદ્વેગ કરાવનાર જે જનો હોય તેમને ગુપ્ત રીતે દંડ દેવાની (સજા કરવાની) નીતિને અનુસરી રહેવું (પણ જોઇએ).

જે રાજાને પોતે મારી નાખ્યો હોય તે રાજાનાં ભૂમિ–દ્રવ્ય–પુત્રો અને સ્ત્રીઓને માટે તેણે બીલકુલ લોભ ન રાખવો, અને એવા હણાઇ ગયલ રાજાના સગાઓને તેણે ફરીથી તેમની પોતાની જાગીરો સોંપી (પણ) દેવી. પોતાની સાથે કર્મપ્રવૃત્ત થયલ કોઈ રાજાનું મરણ થઇ ગયું હોય, તો–

તેવા મરી ગયલ રાજાની ગાદીએ તેણે (વિજેતા રાજાએ) તેના (મરનારના) યુવરાજને સ્થાપી દેવો. પરાજિત થયલ રાજાઓ તરફ જો આ પ્રમાણે વર્તન રાખવામાં આવશે, તો તેઓ તમામ, વિજેતા રાજાના પુત્રપૌત્રોને અનુસરી રહેવાના જ.

જે કોઇ રાજા, પોતાથી હણાયલા કે કેદ પકડાયલા રાજાઓનાં ભૂમિ, દ્રવ્ય, પુત્રો તથા સ્ત્રીઓને પોતાનાં કરી લેવાની ઇચ્છા કરશે તે પોતાના આખા ય મંડળમાં ક્ષોભ ઉભો કરી દેશે એટલું તો નહિ, પરંતુ હથિ કરીને તે તેને પોતાનું વિરોધી પણ બનાવી દેશે. વળી એવા લુબ્ધ વિજેતાએ પોતાના રાજ્યમાં રાખેલ અમાત્યો પણ કુપિત થઇ જઇને, તેવા (લુબ્ધ રાજા)નું રાજ્ય તથા તેના પ્રાણ હરી લેવાના હેતુથી મંડલીભૂત રાજ્યોનો આશ્રય લેઈ બેસશે પણ ખરા.

આમ હોઇને, 'સામનીતિ'નું અનુપાલન કરીને જે કોઇ વિજેતા, પોતાથી જિતાયલા રાજાઓને પોતપોતાની ભૂમિમાં રહેવા દેશે તેને પોતાને તથા તેના પુત્રપૌત્રોને, તેવા પરાજિત રાજાઓ નિમકહલાલ પણ રહેવાના (એમ કહી શકાય છે.)

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ': એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાંનું 'પરાજિત રાજાની વૃત્તિ'વિષયક સોળમું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૧૭.

### સંધિકર્મ અને સંધિમોક્ષ.

**શમ, સંધિ અને સમાધિઃ એ ત્રણે શબ્દોમાં એક જ અર્થ રહેલો છે.**

જે કારણથી રાજાઓમાં એક બીજા વિષે વિશ્વાસનો ઉદય થઇ આવે છે તેને 'શમ, સંધિ કે સમાધિ' કહેવામાં આવે છે.

પૂર્વકાલીન આચાર્યોના કહેવા પ્રમાણે, સત્ય કે શપથ (સોગન)ના આધારે જે સંધિનો નિર્વાહ થઇ રહે તેને 'ચલસંધિ ( અનિત્ય સંધિ )' ગણવી; પરંતુ જે સંધિનું પાલન કરાવી રાખવાને માટે જામીનગીરી આપવી પડે કે કોઇ મનુષ્યને ઓળમાં સોંપવાની જરૂર પડે તે સંધિને 'અચળસંધિ (સ્થાવર)' સમજવાની છે.

પરંતુ હું (કૌટિલ્ય) આ બાબતમાં, આ પ્રમાણે કહું છું—"સત્ય કે કે શપથના આધારે ટકી રહે તે સંધિને આ લોક તેમ જ પરલોકની દૃષ્ટિએ 'અચળ' કોટીની ગણી શકાય. આ લોકની દૃષ્ટિએ તો જે સંધિનું પાલન જામીનગીરી કે ઓળમાં કરાયલ સોંપણી ( પ્રતિગ્રહ )થી કરાવાય છે તે સંધિને જ ઉપકારક ગણવાની છે."

પૂર્વકાળના રાજાઓ–" આપણે સર્વે એક ( સંહિત ) છીએ"–એવું વચન આપીને સત્યના આધારે સંધિ કરતા હતા. વળી સત્યના આધારે કરાતી સંધિનું અતિક્રમણ થશે એવો તેમને ભય લાગતો, ત્યારે અગ્નિ, જળ, સીતા (કૃષિ), પ્રાકારલોષ્ટ ( કિલ્લાની દીવાલમાની ઇંટ ), હસ્તિ-સ્કંધ, ઘોડાની પૂઠ, રથનો અગ્રભાગ, શસ્ત્ર, રત્ન, બીજ, સુગંધી પદાર્થો, સુવર્ણ કે હિરણ્યઃ એ બધાં પૈકી કોઇના નામથી સોગન ખાઇને તેઓ સંધિ કરતા એટલું તો નહિ, પરંતુ 'એ સોગન જે કોઈ તોડે તેને, એ સર્વે છોડીનેચાલ્યાં જાય અને નષ્ટ પણ કરી દે': એવું તેઓ બોલીને જાહેર પણ કરતા હતા.

શપથભંગ થવાથી જે પરિણામ ભોગવવાનો વારો આવે તે ન આવે તેટલા સારૂ મહાતપસ્વીઓની તેમ જ અગ્રગણ્ય મહાજનોની જામીન-ગીરીના આધારે જે સંધિ કરાય તે 'જામીનગીરીવાળી (પ્રતિભૂ) સંધિ' કહેવાય છે. આવી સંધિ થતાં શત્રુનો અવગ્રહ કરવાને સમર્થ હોય એવા પુરુષને, જામીનરૂપે જે કોઇ પોતાના કબ્જામાં લે છે તેને અધિક પ્રમાણમાં લાભ મળે છે; અને જે કોઇ, એનાથી વિપરીત કરે છે તેને છેવટે ઠગાવાનો [illegible] છે.

જે સંધિ, છોકરાંઓને ઓળમાં મુકીને કરવામાં આવે છે, અને જે સંધિના પાલનાર્થ કોઇ એક રાજકુમારી કે રાજકુમારને પોતાને બાન રૂપે (ઓળમાં) સોંપાઇ જવાની જરૂર પડે છે તે ઉભય પ્રકારની સંધિઓ પૈકી જેમા રાજકુમારીની સોંપણી કરવામાં આવે છે તે (તેવી રાજકુમારીને ઓળમાં સોંપનાર રાજાને) વધારે ઉપકારક થઇ પડશે; કારણ કે જે કોઇ રાજા (એ પ્રમાણે) રાજકુમારીને ઓળમા રાખે છે તેને અનેક પ્રકારના કલેશને અધીન થવું પડે છે. પરંતુ (રાજકુમારીને બદલે) જો રાજકુમાર ઓળમાં મુકાય છે, તો તે કલેશમૂળ બનતો નથી.

જો કોઇ રાજા પોતાના બે પુત્રો પૈકી જે એક જાત્ય (બધી ય રીતે કુલીન), શૂરો, ડાહ્યો, શસ્ત્રવિદ્યામા નિપુણ અગર તો એક ને એક જ હોય તેને ઓળમાં (સામા પક્ષને) સોંપી દે, તો તેણે પોતે (તેમ કરવામાં) ભૂલ કરી છે એમ ગણાશે; પરંતુ જો કોઇ (રાજા) એવા ગુણોથી વિપરીત ગુણવાળા પોતાના કોઇ કુમારને એ પ્રમાણે સોંપશે, તો તેને તેવી સોંપણી ઉપકારક (પણ) થઇ પડશે. જાત્ય પુત્રને ઓળમાં સોંપી ન દેતાં જો કોઇ રાજા અજાત્ય (અકુલીન) પુત્રની સોંપણી કરશે, તો તે તેનું કર્મ વધારે શ્રેયસ્કર ગણાશે; કારણ કે જે કોઇ અજાત્ય પુત્ર હોય છે તે લુપ્તદાયાદ (વારસામાંથી બાતલ) હોય છે એટલું તો નહિ, પરંતુ તેવા પુત્રને પ્રજોત્પત્તિ કરવાનો અધિકાર પણ હોતો નથી. ડાહ્યા દીકરાને ઓળમાં સોંપી દેવો તેના કરતાં અપ્રાજ્ઞ (જડબુદ્ધિવાળા) પુત્રને સોંપી દેવો એ વધારે સારૂં ગણાશે; કારણ કે આવા અપ્રાજ્ઞ પુત્રમાં મંત્રશક્તિનો અભાવ હોઇ તે (પોતાના પિતાને) ઉપકારક થઇ શકતો નથી. શૂર પુત્રના કરતાં અશૂર પુત્રની સોંપણી વધારે ઇષ્ટ ગણાશે; કારણ કે એવા અશૂર પુત્રમાં ઉત્સાહશક્તિનો લોપ થયલો હોય છે. જે કોઇ પુત્ર શસ્ત્રશાસ્ત્રનિપુણ હોય તેના કરતાં તેવા જ્ઞાનવિનાના પુત્રને જો ઓળમાં આપવામાં આવશે, તો તે પ્રમાણે કરાયલ કર્મ વધારે આવકારદાયક ગણાશે; કારણ કે એવો શસ્ત્રજ્ઞાનરહિત જે પુત્ર હશે તે શત્રુનો સંહાર કરવાના કામમાં નકામો જ નીવડવાનો. જે કોઈ રાજાને માત્ર

એક જ પુત્ર હોય અને તેને તે ખોળામાં સોપી દે તેના કરતાં, જો કોઇ રાજાને અનેક પુત્રો હોય અને તેમાંથી એકને તે સોપી દે તે વધારે સારૂં ગણાશે; કારણ કે અનેક પુત્રો હોવા જોઇએ, એ વાત જરૂરી ગણાતી નથી.

જો કોઇ રાજાને એક પુત્ર જાત્ય હોય અને બીજો પુત્ર પ્રાજ્ઞ હોય, તો જે કોઇ પુત્ર જાત્ય પણ પ્રાજ્ઞ ન હોય તેના વિષે પ્રજામાત્રનો અનુરાગ રહેવાનો; પ્રાજ્ઞ પુત્ર જો અજાત્ય હશે તો પણ તેને મંત્રની બાબતમાં અધિકારસંપન્ન (યોગ્યતાવાળો) ગણવામા આવશે. પરંતુ મંત્રાધિકાર એક એવી બાબત છે કે, જે કોઇ રાજકુમાર જાત્ય હશે તે વૃદ્ધ જનોને પોતાની પાસે રાખશે, અને તેથી કરીને તે ડાહ્યા ગણાતા, પરંતુ અજાત્ય રાજકુમારના કરતાં વધારે ઉપકારક થઇ પડશે.

જો રાજાનો એક પુત્ર પ્રાજ્ઞ હશે અને બીજો પુત્ર શૌર્યસંપન્ન હશે, તો જે રાજકુમાર (ડાહ્યો) પણ ભીરૂ હશે તે મતિસામર્થ્યવડે કરવાનાં કામો કરવાનો ગુણ ધરાવશે, અને જે રાજકુમાર ડાહ્યો નહિ પણ શૌર્યસંપન્ન હશે તે યુદ્ધોચિત વૃત્તિવાળો લેખાશે. જેવી રીતે કોઇ એક શિકારી પુરૂષ હાથી (જેવા પ્રાણી)ને પણ પહોચી વળી શકે છે, તેવી જ રીતે જે કોઇ ડાહ્યો રાજકુમાર હશે તે, યુદ્ધોચિત વૃત્તિ પરત્વે, શૌર્યસંપન્ન રાજકુમારને પહોચી વળવાનો પણ ખરો.

એક કુમાર શૌર્યવાળો હોય અને બીજો કુમાર શસ્ત્રશાસ્ત્રનિપુણ હોય, તો એ બેમાથી જે કોઇ શૌર્યયુક્ત તથાપિ અકૃતાસ્ત્ર ( શસ્ત્રનો ઉપયોગ કરવાનું ન જાણનારો) હોય તેને યુદ્ધ માટે આવશ્યક ગણાતી શકિતવાળો માનવો; અને જે રાજકુમાર કૃતાસ્ત્ર પરંતુ અશૂર હોય તેને લક્ષલંબાધિકાર (ધારેલા નિશાન પાડવાની શકિતવાળો) ગણી લેવો. તથાપિ જે રાજકુમાર શૌર્યસંપન્ન હોય તથાપિ તેનામાં જો ધારેલાં નિશાન પાડવાની શકિત કદાપિ ન હોય, તોપણ તેને પોતાની નીતિને દઢતાથી વળગી રહેવાની બાબતમા તેમ જ સંકલ્પબળના વિષયમા, યુદ્ધોચિત તાલીમ પામેલા કુમારથી ચઢીઆતી કોટીનો માની લેવો ( એ વધારે સારૂં ગણાશે).

એક રાજાને અનેક પુત્રો હોય અને બીજા કોઇ રાજાને કેવળ એક પુત્ર હોય, તો તેવા બે રાજાઓ પૈકી પહેલો પોતાના એક પુત્રને ઓળમાં આપીને બાકી રહેલ પુત્રોથી સંતુષ્ટ બનીને રહી શકશે એટલું તો નહિ, પરંતુ તે (ગમે તે કાળે) સંધિનો ભંગ કરવા ધારશે, તો તે પ્રમાણે તે કરી પણ શકશે; પરંતુ એક જ પુત્રવાળા રાજાથી એ પ્રમાણે બની શકશે નહિ.

જેટલા પુત્રો હોય તેટલા તમામને ઓળમાં સોંપી દઇને જો કોઇ રાજાએ સંધિ કરી હોય, તો પછી તેવા રાજાએ વધારાના પુત્રો ઉત્પન્ન કરી લેવા જોઇએ. પુત્રોત્પત્તિ કરવાની બાબતમાં જે રાજાઓ એકસરખી રીતે સફળ થાય તેવા હોય તે પૈકી જે કોઇ શકિતસંપન્ન પુત્રોને ઉત્પન્ન કરી શકે તેવો હશે તે (હીનશકિતવાળા પુત્રોને ઉત્પન્ન કરનાર) અન્ય રાજાના કરતાં વધારે આત્મોપકારક થઈ શકશે પણ ખરો. સમર્થ પુત્રો ઉત્પન્ન કરવાની શકિત કોઇ બે રાજાઓમાં સરખા પ્રમાણમાં રહેલી હોય, તો એવા બે રાજાઓમાંથી જે કોઇ, કાલદૃષ્ટિએ વહેલી પુત્રપ્રાપ્તિ કરી શકશે તે અન્યના કરતાં વધારે ભાગ્યશાળી ગણાશે.

જો કોઇ રાજાને ફકત એકજ પણ બહાદૂર પુત્ર હોય, અને વધારે પુત્રો ઉત્પન્ન કરવાને તે શકિતવાળો ન હોય, તો પછી તેણે પોતે પોતાના પિંડને ઓળમાં અર્પણ કરી દેવો; પણ પોતાના એક ને એક પુત્રને તેણે સોંપી દેવો નહિ જ.

જે કોઇ રાજાનું ઐશ્વર્ય પ્રવૃદ્ધ થતું જતું હોય તેણે, પોતાને ઇષ્ટ લાગે તો સમાધિમોક્ષ (સંધિભંગ) કરી નાખવો. (ઓળમાં રખાયલ) રાજકુમારની તહેનાતમાં રહેતા, પરંતુ (દેખાવમાં શત્રુ નીચે રહીને કામ કરતા સુતારો, કારીગરો તેમ જ અન્ય ગૂઢપુરુષો (વેષધારીઓ), ખોદી રખાયલ સુરંગ (ભોંયરા)ની વાટેથી, રાત્રિના સમયમાં, રાજકુમારને છોડાવીને લઇ જઇ શકશે પણ ખરા. શત્રુની આસપાસ અગાઉથી ગોઠવી રખાયલ નટો, નર્તકો, વાદકો, ગાયકો, વાગ્જીવીઓ, કુશીલવો, પ્લવકો

અને સૌહિકોઃ એ સર્વે, તેની ( શત્રુ રાજાની) સેવામાં ચાલુ રહીને, પરોક્ષ રીતે ગજકુમારને ઉપયોગી પણ થઇ શકશે. રાજમહાલયમાં ગમે તે સમયે પ્રવેશ કરવાની, તેમાં રોકાઇ રહેવાની, તેમાથી બહાર નીસરવાની છૂટ પણ તેમને બધી યે રીતે રહેલી હોવી જોઇએ. આવી આવી ગોઠવણ કરાઇ શકાઇ હોય, તો પછી તક મળે ત્યારે. રાત્રિના સમયે, (ઓળમાં સોપાયલા) કુમારે (પૂર્વોક્ત કોટીના) કોઇપણ વેષધારીનો વેષ ધારણ કરીને (પોતાના બંધનસ્થાનમાથી) પોબારાં પણ ગણી જવા.

રૂપાજીવા ( વેશ્યા )ના તથા પરણેલી સ્ત્રીઓ ( ભાર્યા )ના રૂપમાં રહેતી અન્ય સ્ત્રીઓએ કરવાનાં કામો પરત્વે પણ, પૂર્વકથિત હકીકત ઉપરથી ખ્યાલ કરી લેવાનો છે. તૂરીઓ, વાસણો કે બીજી જે કોઇ વસ્તુઓ આવી સ્ત્રીઓ પાસે હોય તેમને પોતાની સાથે રાખીને (પણ) (તેવો ઓળમાં રખાયલ) રાજકુમાર સટકી જવા ધારશે તો (સુખેથી) તે સટકી શકશે પણ ખરો.

અગર તો કુમારને તેનો રસોઇઓ, કંદોઇ, નહવડાવનાર ( સ્નાપક ), સંવાહક, આસ્તરક ( પથારી તૈયાર કરનાર ), કલ્પક ( શણગારનાર ), પ્રસાધક ( વસ્ત્રપરિધાન કરાવનાર ) અને પાણી પાનાર ઇસમ દ્રવ્ય, વસ્ત્ર, વાસણકુસણ, શય્યાને લગતી વસ્તુઓ અને આસન વગેરે પૈકી કોઇ પણ ચીજની મદદથી સંતાડીને ભગવી જાય તેની ગોઠવણ પણ થઇ શકે; અથવા તો, ઘોર અંધકાર વ્યાપી રહેલ હોય તે સમયે તે ( રાજકુમાર ) કોઇ એક નોકરનો વેષ ધારણ કરીને નાસી છૂટે એમ પણ કરવું.

અગર તો, કોઇ એક સુરંગમાથી દેખાતા હોય તેવા ( સુરંગામુખ ), અગર તો પોતાને કોઇ રાત્રિના સમયે દેખાડી રાખવામાં આવેલ હોય તેવા તોયાશય ( જળાશય )મા બેસીને વરુણદેવની ઉપાસના કરવાનો તેણે ઢોંગ મચાવવો; અને વળી વૈદેહકના વેષમા રહીને પકવાન્ન તથા ફલાદિ વેચતા રહેલ જાસુસો ( પોતા તરફથી વેચાતી ચીજોમાં ઝેર મેળવી દઇને ) તે ચીજોને ( તે કુમાર ઉપર રખાયલા ) ચોકીદારોમાં વહેંચી દે (

તેમ કરીને તેમને મારી નાખ્યા કુમારને, નાસી છૂટવાની જોગવાઈ કરી આપે એવી ગોઠવણ પણ કરવી. ).

અથવા તો, દેવતાઓને ઉપહાર ધરવાને કે શ્રાદ્ધકર્મને બ્હાને કે કો યજ્ઞકાર્યને અંગે આરક્ષકો ( ચોકીદારો )ને મદનરસમિશ્રિત પકવાન્ન ખવ ડાવી દઈને ( એવા ઓળમાં રહેલ ) કુમારે નાસી છૂટવું; અગર તો એવ (પોતાની ઉપર રખાયલા) ચોકીદારોને તેણે રૂશ્વત આપીને ફોડવા; અગ તો નાગરક, કુશીલવ કે ચિકિત્સકના વેષમાં રહેતા જાસુસોએ, સમૃદ્ધિયુક્ત ઘરને આગ લગાડી દેવી; અગર તો વૈદેહકના વેષમાં રહેનાર ચોકીદારોએ જાસુસોએ પણ્યસંસ્થાઓને આગ લગાડવી; અગર તો, કોઇ તરફથ પોતાનો પીછો લેવાશે એમ જો તેને ( રાજકુમારને ) ભય લાગતો હોય, તે પછી તે પોતે જે ઘરમાં રહેતો હોય તે ઘરમાં કોઇ અન્ય, મનુષ્યશરીર ગોઠવી દઇને તેણે તેને સળગાવી મુકવું, અને પછી તે ઘરના કોઇ બંધ ( સંધિ )ને તોડીફોડીને, કે કોઇ બારીબારી કે સુરંગના માર્ગે તેણ રપ્પુચક્કર થઇ જવું; આમ પણ ન બની શકે, તો પછી તેણે કાચ, કુંભ અને અન્ય પ્રકારની ચીજો ઉપાડનારનો વેષ કાઢીને રાત્રિકાળે રવાના થઇ જવું; અગર તો મુંડિત કે જટિલ તપસ્વીઓના આશ્રમનો આશ્રય કરી તેણે તેવા કોઇ તપસ્વીના રૂપમાં, રાત્રિએ, પોતાનો રસ્તો માપી લેવો; અગ તો કોઇ એક વિશિષ્ટ પ્રકારના વ્યાધિથી પીડાતા ઇસમનો કે અરણ્યચરને વેષ ધરીને તેણે નીકળી પડવું; અગર તો જાસુસોએ તેને પ્રેતરૂપમાં ઉઠાવી ને નીકળી પડવું; અગર તો તેણે વિધવાસ્ત્રીનો વેષ ધારણ કરવો, અને વહે જવાતું પ્રેત (શબ) પોતાના પતિનું હોય તેવી રીતે તેણે તેની પાછળ પાછળ નીસરી પડવું; જો ( એ પ્રમાણે નાસી છૂટતા) રાજકુમારનો પીછે પકડવામાં આવે, તો અરણ્યચરના વેષમાં રહેલા ગૂઢ પુરુષોએ, તેવા પાછળ પડેલા પુરુષોને બીજી કોઈ દિશામાં વાળી દેવા, અને રાજકુમારે પોતે તે તેમનાથી જુદી જ દિશામાં પ્રયાણ કરી દેવું.

અગર તો, તેણે ગાડામાં લલાઇસંતાઇને આડાવાટે નાસી છૂટવું. ...

પાછળ પડેલા પુરુષો પાસે આવી પહોંચે, તો પછી તેણે તેમને કોઇ સત્ર ( છાપો મરાય તેવા સ્થાન ) વિષે પસડીને (લોભાવીને) લઇ જવા; જો કોઇ *તેવું સ્થાન (સત્ર) પોતાની દૃષ્ટિએ ન ચઢે, તો પછી પોતે જે માર્ગે નાસતો હોય તે માર્ગની બન્ને બાજુઓ ઉપર કોઇ કોઇ ઠેકાણે હિરણ્ય કે વિષયુક્ત ખાદ્ય પદાર્થો મુકતાં મુકતા તેણે આગળ ને આગળ ધસતાં રહેવું, અને પછી ( પોતાના નાસવાનો ) માર્ગ બદલી પણ નાખવો.

( પરંતુ ) પોતે જો પકડાઇ જાય, તો તેણે (રાજકુમારે), પોતાની પાછળ પડેલાઓનાં મન સામનીતિથી કે અન્ય ઉપાયથી મનાવી લેવાને પ્રયાસ કરવો; અગર તો એમને તેણે વિષવિદ્ધ ખોરાક+ ખવરાવી દેવો; અને (વળી) વરુણદેવને પ્રસન્ન કરવાના હેતુથી કરાયલ યજ્ઞ વિષે અન્ય કોઇ .(માનુષ) શરીર ઓઢવી દઈને, કે જે કોઇ જગ્યાએ અગ્નિદાહ થયો હોય તે વિષે અન્ય કોઇ (માનુષ) શરીર મુકાવી દઇને એવા (નાસી છૂટેલા રાજકુ-મારના પિતાએ ) પોતાના પુત્રનો વધ કરી નાખ્યાનું આળ પોતાના શત્રુ ઉપર ચઢાવી દેવું, અને તે પછી તેની ઉપર તેણે ચઢાઇ પણ લઇ જવી.

અગર તો, સંતાડી રખાયલ કોઇ શસ્ત્ર બહાર કાઢીને તેણે (રાજકુમારે) પોતાની ઉપર રખાયલ ચોકીદારો ઉપર તૂટી પડવું, અને (તેના પરિણા-મમાં જે સંભ્રમ ઉપસ્થિત થઇ આવે તેનો લાભ લઇને ) તેણે અગાઉથી સંતાઈ રહેલ પોતાના ગૂઢ પુરુષો સહ ત્યાંથી એકદમ પલાયન કરી જવું.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશઃ' સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાંનું 'સંધિકર્મ' અને સંધિમોક્ષઃ' એ નામનું સત્તરમું પ્રકરણ પૂરું થાય છે. )

---

+ કૌટિલ્ય તરફથી બતાવતા આવા ઉપાયો ઉપરથી એમ [illegible] પોતે તેવા ઉપાયોને પસંદ કરનારો હતો. [illegible] આવા ઉપાયો [illegible] પડે, અને તે ક્ષમ્ય પણ ગણાય.

# પ્રકરણ ૧૮.

## મધ્યમ રાજાનાં, ઉદાસીન રાજાનાં તથા મંડલીભૂત રાજાઓનાં ચરિતો.

મધ્યમ રાજાના સંબંધમાં તેના પોતાના રાજ્યથી ત્રીજું અને પાંચમું રાજ્ય, તેની પોતાની વિષે મિત્રભાવ રાખનારૂં ગણાય છે; અને જે રાજ્ય બીજું, ચોથું અને છઠ્ઠું હોય તે 'અમિત્ર' કોટીનું ગણાશે. જો મધ્યમ રાજા આ ઉભય કોટીના રાજ્યો તરફ અનુગ્રહ બતાવી રહે, તો પછી વિજ્યોત્સુક રાજાએ તેવા મધ્યમ રાજાની પ્રતિ મિત્રભાવ રાખવો; અને જો તે પ્રમાણે તે અનુગ્રહ બતાવી ન રહે, તો પછી વિજયોત્સુક રાજાએ તેવાં અન્ય રાજ્યો પ્રતિ મિત્રતા દાખવી દેવી.

વિજયોત્સુક રાજાનો મિત્ર થવાની ઇચ્છા જે કોઈ રાજા ધરાવતો હોય તે રાજાની મિત્રતા મેળવવાની ઇચ્છા જો મધ્યમ રાજાને થઇ આવે, તો પછી તેણે પોતાના તેમ જ પોતાના મિત્રના મિત્રોને, મધ્યમ રાજાની સામે પ્રવૃત્ત કરી દેવા, અને પછી એ મધ્યમ રાજાને તેના મિત્રોથી છૂટો પાડી દઇને વિજયોત્સુક રાજાએ પોતાના મિત્રને સંભાળી લેવો; અગર તો–"આ મધ્યમ રાજા અતિપ્રવૃદ્ધ (અત્યભિમાની) બની ગયલો છે, અને તે આપણા બધાનો વિનાશ કરવાને ઉદ્યમ કરી રહેલો છે; માટે ચાલો, આપણે બધા એકઠા થઇને તેને હણી નાખીએ"–એવું કહીને તેવા વિજયોત્સુક રાજાએ પોતાના મંડળ (માંડલિક રાજાઓ)ને તેવા મધ્યમ રાજાની સામે ઉશ્કેરી (પ્રોત્સાહિત કરી) મુકવું.

જો એ માંડલિક રાજાઓ તેને પોતાને ઉપકારક થાય તેમ હોય, તો પછી તેણે (વિજયોત્સુક રાજાએ) તેવા મધ્યમ રાજાનો પરાભવ કરીને પોતાનો પ્રકર્ષ સાધી લેવો; અને જો તે માંડલિક રાજાઓ વિપરીત કોટીના દેખાય, તો પછી તેવા વિજયાતુર રાજાએ પોતાના મિત્રને દ્રવ્ય

તથા સૈન્ય વડે મદદ કરીને, **સામદાનની નીતિથી,** એવા મધ્યમ રાજાનો દ્વેષ કરનાર રાજાઓમાંથી, અગર તો જે રાજાઓ પરસ્પરાશ્રય વડે ટકી રહેતા હોય તેવા રાજાઓમાંથી, અગર તો પોતાના પક્ષમાં મેળવી લેવાયલ કોઇ રાજાને જે રાજાઓ અનુસરી રહે તેવા હોય તે રાજાઓમાંથી જે કોઇ રાજા **મુખ્ય** હોય કે પોતાના પાડોસમાં જ આવી રહેલ હોય તેવા રાજાને પોતાના પક્ષમાં ભેળવી લેવો. આમ એવા વિજયાતુર રાજાએ, બીજા રાજાને પોતાના પક્ષમાં ભેળવી લઇને પોતાની શક્તિને બેવડી કરી લેવી, અને ત્રીજાને મેળવીને તેને ત્રણ ગણી પણ કરી લેવી; અને એ પ્રમાણે પોતાની શકિતમાં વૃદ્ધિ થઇ આવે એટલે પછી તેણે ( તેવા ) મધ્યમ રાજાનો પરાભવ કરી નાખવો.

જો પૂર્વસૂચિત પ્રયાસ પરત્વે **દેશકાળની અનુકુળતાનો** અભાવ દેખાય, તો પછી તેણે ( વિજયાતુર રાજાએ ), એ મધ્યમ રાજાના શત્રુઓ પૈકી કોઇ એકની સાથે મિત્રતા બાંધી લેવી, અગર તો કોઇ દૂષ્યજનોને તેવા મધ્યમ રાજાની સામે તેણે પ્રોત્સાહિત કરી દેવા. જો એવા એ વિજયાતુર રાજાના કોઇ મિત્રનો પરાભવ કરવાની ઇચ્છા, તેવા મધ્યમ રાજાને થઇ આવી હોય, તો તેવા વિજયાતુર રાજાએ તેવી ઇચ્છાનો અવરોધ કરવો અને પોતાના મિત્રને (આ પ્રમાણે) કહેવું:—" તું જ્યાં સુધી અશકત હોઇશ ત્યાં સુધી હું તારી રક્ષા કરીશ;" અને પછી જ્યાં સુધી એ એનો મિત્ર કર્શિત ( સામર્થ્યહીન ) હોય ત્યાં સુધી તેણે તેનું રક્ષણ પણ કરવું. જો મધ્યમ રાજા, તેવા વિજયાતુર રાજાના મિત્રને નિર્મૂલ કરી દેવાની ઇચ્છા રાખતો હોય, તો પછી એવા વિજયાતુર રાજાએ પોતાના તેવા સંકટગ્રસ્ત મિત્રને ઉપકારક થવું, અગર તો તેવા પોતાના મિત્રને, મધ્યમ રાજા તરફથી દેખાડાતા ભયમાંથી ખેસવી નાખીને તેવા વિજયાતુર રાજાએ, તેવા પોતાના મિત્રને નવી ભૂમિ આપીને ( દાનથી ) અનુગૃહીત કરવો, અને તેમ કરીને તેણે તેને અન્ય કોઈ રાજાનો આશ્રય લેવા ન દેતાં પોતાના હાથમાં રાખી મુકવો ( પોતાના કાબુમાં રાખી લેવો ).

મધ્યમ રાજાના હાથે પરાભવ પામી શકે કે તેનાથી અભિયુક્ત થાય તેવા મિત્રો જો વિજ્યોત્સુક રાજા ધરાવતો હોય, અને તે મિત્રો પૈકી જો કોઇ, એવા મધ્યમ રાજાને ઉપકારક થવાને તૈયાર થાય, તો પછી તેવા વિજ્યોત્સુક રાજાએ, કોઇ ત્રીજા રાજા સાથે સંધિ કરી લેવી; અને જો મધ્યમ રાજાના મિત્રો, વિજ્યોત્સુક રાજાને હાથે પરાજિત થાય અગર તો તેનાથી અભિયુકત થઇ શકે તેવી કોટીના હોય, અને તે પૈકી કોઇ સામેથી લડવાને બહાર પડે તેવા, બચાવ કરી શકે તેવા, અને વિજ્યોત્સુક રાજા વિષે મિત્રભાવ રાખવાને સમર્થ થાય તેવા હોય, તો તેવાની સાથે તેવા વિજ્યોત્સુક રાજાએ સંધિ કરી લેવી. આ પ્રમાણે જો વિજ્યોત્સુક રાજા પોતાનું વર્તન રાખશે, તો તે સ્વાર્થ સાધી શકશે એટલું તો નહિ, પરંતુ મધ્યમ રાજાને પણ તે પ્રિય થઇ પડવાનો.

જે કોઇ રાજા, વિજ્યોત્સુક રાજાનો મિત્ર થવાની ઇચ્છા ધરાવતો હોય તેને પોતાનો મિત્ર બનાવી લેવાની ઇચ્છા જો કોઈ મધ્યમ રાજાને થઇ આવે, તો પછી તેવા વિજ્યોત્સુક રાજાએ ત્રીજા કોઇ રાજાની સાથે સંધિ કરી લેવી, અગર તો–"તારી સાથે મૈત્રી રાખવાની ઇચ્છા ધરાવનાર (મારા જેવા) મિત્રનો ત્યાગ કરવો, એ તારા જેવાને ઘટતું નથી–" એવું કહીને તેણે પોતાના તેવા મિત્રને, મધ્યમ રાજાના પક્ષમાં જતો અટકાવી દેવો; અગર જો તેવા વિજ્યોત્સુક રાજાને એમ લાગે કે, જે મિત્ર પોતાના પક્ષને ત્યજીને (મધ્યમ રાજાના પક્ષમાં) જવા ધારે છે તે મિત્ર ઉપર મંડલીભૂત રાજ્યોનો ક્રોધ થઇ આવવાનો જ, તો પછી તેવા (વિજ્યોત્સુક રાજા)એ શાંતિ ધારીને બેસી રહેવું. વિજ્યોત્સુક રાજાના શત્રુને પોતાનો મિત્ર બનાવી લેવાની ઇચ્છા જો કોઇ મધ્યમ રાજાને થઇ આવે, તો પછી (તેવા મધ્યમ રાજાને માલૂમ ન થાય તેવી) પરોક્ષ રીતે, વિજ્યોત્સુક રાજાએ પોતાના શત્રુને ધન તથા સૈન્યની મદદ આપીને ઉપકાર નીચે દાબી પણ દેવો.

જો કોઇ ઉદાસીન (તટસ્થ) રાજાને પોતાના પક્ષમાં મેળવી લેવાની

ઇચ્છા કોઇ મધ્યમ રાજાને થઇ આવે, તો પછી વિજયાકાંક્ષી રાજાએ એ ઉભય વચ્ચે કલહ કરાવી દેવો એટલું તો નહિ, પરંતુ એ મધ્યમ અને ઉદાસીન રાજાઓ પૈકી જે કોઇ મંડલીભૂત રાજ્યોની પ્રીતિ ધરાવી રહેલ હોય તેનો આશ્રય ( પણ ) તેણે મેળવી લેવો.

**મધ્યમ રાજાનાં** ચરિત ઉપરથી **ઉદાસીન રાજાનાં** ચરિતો પણ સમજી લેવાં.

જો કોઇ મધ્યમ રાજાની સાથે એકો કરવાની ઇચ્છા, કોઇ ઉદાસીન રાજાને થઇ આવે, તો પછી, કોઇ શત્રુને પહોંચી વળવાની કે કોઇ મિત્રને મદદ કરવાની કે અન્ય કોઇ ઉદાસીન રાજાના સૈન્યની મદદ મેળવવાની જે ઇચ્છા તેવા ( પેલા મધ્યમ રાજાની સાથે જોડાનાર ) ઉદાસીન રાજાને થઇ આવી હોય તે તેની ઇચ્છા સફળ બની રહે એવા પ્રકારનો પ્રયાસ તેવા વિજયોત્સુક રાજાએ કરવો; અને એ પ્રમાણે પોતે બલયુકત બની જાય એટલે પછી તેણે પોતાના શત્રુને કચરી નાખવો એટલું તો નહિ, પરંતુ અમિત્રના જેવો ભાવ બતાવનાર મિત્રોને પણ તેણે મદદ કરી દેવી.

જે રાજા અનાત્મવાન ( કુશીલ ) હોય અને તેથી કરીને નિત્ય અપકારી હોય તે; પુરોભાગે રહેલ શત્રુની સાથે મળી ગયલ, પૂઠભાગ ઉપરનો શત્રુ; પરાજ્ય પામી શકે તેવો વ્યસનગ્રસ્ત શત્રુ; અને જે કોઇ શત્રુ વિજયાતુર રાજા ઉપર ચઢાઇ લઇ જવા અર્થે તેના સંકટો પરત્વે બારીક નજર રાખી રહેતો હોય તે: આ બધા, વિજયોત્સુક રાજા ભણી અરિભાવ રાખનારા ગણાય છે.

જે કોઇ રાજા, એક જ પ્રકારના ઉદ્દેશથી વિજયાતુર રાજાની સાથે પ્રયાણ કરે તે; જે કોઇ રાજા અન્ય પ્રકારના હેતુથી તેની ( વિજયાતુર રાજાની ) સાથે પ્રયાણ કરે તે; જે કોઇ રાજા, વિજયોત્સુક રાજાની સાથે ઐક્યં રચીને સાધારણ (ઉભય)શત્રુ સામે પ્રયાણ કરે તે; જે કોઇ રાજા સાન કર પછી પ્રયાણ કરે તે; જે કોઇ પોતાના અર્થે જ પ્રયાણ

કરનાર હોય તે; જે કોઇ રાજા, બીજા રાજાઓને પ્રોત્સાહિત થયલા જોઇને પ્રોત્સાહિત થતો હોય તે; જે કોઈ પોતાની સેના અને પોતાનો કોશ વેચવાને કે પોતાને વારતે સેના કે કોશ ખરીદવાને તૈયાર હોય તે; અને જે કોઇ રાજા દ્વૈધીભાવવાળો (પરસ્પરવિરૂદ્ધ ગણાય તેવી બે પ્રકારની નીતિ ધરાવનાર) હોય તેઃ આ બધા પ્રકારના રાજાઓને વિજ્યોત્સુક રાજા પ્રતિ **મિત્રભાવ** રાખનારા જાણવા.

કોઇ શક્તિસંપન્ન રાજા તરફથી હુમલો થઇ આવવાનો ભય જે કોઈ સામંત રાજાને લાગતો હોય તે; જે કોઇ રાજાનું રાજ્ય, વિજયાતુર રાજાના અને તેના શત્રુના રાજ્યના વચલા ભાગમા આવેલું હોય તે; શક્તિસંપન્ન રાજાના પૂઠભાગ ઉપર સ્થિત થયલ શત્રુ; જે કોઇ રાજાએ સ્વેચ્છાથી વિજયાતુર રાજાનું શરણ લીધેલું હોય તે; જે કોઇ રાજા વિજયાતુર રાજાના પ્રતાપથી તેની આગળ નમી પડયો હોય તે; અને જે કોઇ રાજાને, વિજયાતુર રાજાએ હરાવીને તાબે કરી લીધેલો હોય તે–આ બધા પ્રકારના **સામન્ત** (પાડોસી) રાજાઓ વિજયાતુર રાજાની ભણી **ભૃત્યભાવ** ધરાવનારા ગણાશે. વળી, જે રાજાઓ ( દેશદષ્ટિએ ) વિજયાતુર રાજાના પહેલા શત્રુઓ ગણાય તે રાજાઓના રાજ્યોના અનુસંધાનમાં, જે બીજા રાજાઓનાં રાજ્ય આવેલાં હોય તેમને પણ આવી જ કોટીના ગણી લેવા

વિજયાતુર રાજા જે હેતુથી પોતાના શત્રુ સામે લડતો હોય તેજ હેતુથી પૂર્વોક્ત રાજાઓમાથી જે કોઇ મિત્રરાજા, તેવા શત્રુ સામે લડવાને બહાર આવે અને શત્રુને ખાળી રાખે, તેને તેવા વિજયાતુર રાજાએ યથાશક્તિ મદદ પણ કરવી.

શત્રુનો પરાભવ કરી દીધા પછી અને પોતાનો પ્રતાપ વધી ગયા પછી જો કોઇ મિત્રરાજા 'અવશ્ય' સ્વભાવનો બની જાય, તો પછી વિજયાતુર રાજાએ તેવા પોતાના મિત્રરાજા સામે, તેના પાડોસી રાજાને અને તેવા પાડોસી રાજા પછીના રાજાને વિરોધ કરાવી દેવો.

અગર તો, ( તેવા પ્રસંગમાં ) એવા વિજયાતુર રાજાએ પોતાના તેવ ( અવશ્ય ) મિત્રના કુળમાં જન્મેલ કોઇ પુરૂષને કે કેદમાં રખાયલ કોઇ રાજકુમારને ઉભો કરીને તેની પાસે તેવા (મિત્ર) ની ભૂમિને કબ્જે કરાવ લેવી; અગર તો પોતાના તેવા મિત્રને વધારે મદદ મેળવવાની ઇચ્છા થઇ આવતાં તે હંમેશને માટે 'વશ્ય' બનીને રહે, એવા પ્રકારનો કોઇ ઉપાય તેણે રચી કાઢવો.

વિજયાતુર રાજાએ પોતાના અમિત્રને કદિ પણ ઉપકારક ન થવું; તેમ જે કોઇ મિત્ર અતિકર્શિત (ઘસાઇ ગયલો) હોય તેને પણ તેણે મદદ આપવી નહિ. **અર્થશાસ્ત્ર** જાણનાર વિજયોત્સુક રાજાએ, પોતાનો મિત્ર ન તો પ્રતાપમા વધી જાય કે ન તો તે હીનકોટીનો બની જાય–એવા પ્રકારનુ વર્તન તેની તરફ રાખવું જોઇએ.

અર્થપ્રાપ્તિ કરવાની ઇચ્છાથી જો કોઇ ચલ (ચંચળ–અસ્થિર–વૃત્તિવાળો ) મિત્રરાજા, કોઇ વિજયોત્સુક રાજાની સાથે સંધિ કરે, તો એવો એ ચલમિત્ર ફરીથી નાસી ( ચળી) ન જાય એટલા ખાતર, તેવા વિજયોત્સુક રાજાએ, તેનાથી કરાતા અવગમનનું કારણ દૂર કરી દેવું ( અને તેમ કરીને તેને અચલ બનાવી દેવો.).

જો કોઇ મિત્રરાજા, વિજયાતુર રાજાનો તથા તેના શત્રુનો એકસરખી રીતે પક્ષ કરે તેવો હોય, તો પછી વિજયાતુર રાજાએ તેવા શઠ મિત્રરાજાને પ્રથમ શત્રુથી નોખો પાડી દેવો, અને પછી તેનો નાશ કરીને તેણે પોતાના શત્રુને પણ નષ્ટ કરી નાખવો.

જો કોઇ મિત્રરાજા તટસ્થતાનું પાલન કરી રહે, તો પછી વિજયોત્સુક રાજાએ, તેવા મિત્રરાજાના જે નજીકના શત્રુઓ હોય તેમને તેની સામે ઉશ્કેરી મુકવા; અને તેના પરિણામમાં લડીલડીને તે જ્યારે થાકીને ટેં બની જાય, ત્યારે તેવા વિજયોત્સુક રાજાએ તેને મદદ આપીને ઉપકારવશ (પણ) કરી લેવો.

પોતાની દુર્બલતાને કારણે જો કોઇ મિત્રરાજા, વિજ્યાતુર રાજા તેમ જ તેના શત્રુ—એ ઉભયનો આશ્રય મેળવવાને તૈયાર થાય, તો વિજયાતુર રાજાએ તેને લશ્કરની મદદ આપવી, અને તેમ કરીને તેને તેણે, અન્ય દિશામાં નજર કરતાં અટકાવી (પણ) દેવો.

અગર તો, તેવા ( પૂર્વોક્ત કોટીના ) મિત્રને તેની પોતાની ભૂમિમાંથ ખસેડી નાખીને તથા તેને સજા કરવાને કે તેના તરફ કૃપા કરવાને અર્થે કોઇ ગોઠવણ, અગાઉથી કરી રાખીને તેણે તેને અન્ય ભૂમિમાં વસાવ (પણ) દેવો.

અગર તો, એવો મિત્ર સમર્થ થઇ ગયો હોય, તો તેને તેણે નુકસા નીમાં મુકી દેવો, અથવા તો તે જો ( પોતાના જેવા ) વિજ્યોત્સુક રાજા તેના પોતાના આપત્કાલમાં મદદ કરી રહે નહિ અને માત્ર તેના ખોળામ સવિશ્વાસ સૂઇ રહેવાનું જ પસંદ કરનાર બની રહે તેવો હોય, તો પછી તેને ઉચ્છેદ પણ તેણે કરી નાખવો.

જ્યારે કોઇ પણ શત્રુરાજા પોતાના કોઇ (પણ વિજ્યોત્સુક રાજાન મિત્ર રૂપ ) શત્રુ સામે લઇદઇને વિરોધ મચાવી મુકે, ત્યારે તેવા (વિજ્યો ત્સુક રાજાના મિત્રરૂપ) શત્રુએ ગુપ્તતાપૂર્વક સંકટો ઉભાં કરીને પ (પોતાની સામે વિરોધ મચાવનાર) શત્રુરાજાનો પરાભવ કરી દેવો.

કોઇ અમિત્રને વ્યસનગ્રસ્ત થયેલો જોઇને જો કોઇ મિત્ર તેની મા એકવાર ઉઠે અને પછી પાછો શાંત થઇને તે બેસી જાય, તો પછી તેવ મિત્રનાં સંકટોને એક વાર દૂર કરી દીધા પછી તેવા અમિત્રે તેવા મિત્રન પણ જિતી લેવો ( એ શ્રેયસ્કર ગણાશે ).

જે કોઇ (રાજા) અર્થશાસ્ત્રનો જ્ઞાતા હોય તેણે વૃદ્ધિકારક, ક્ષયકાર સ્થિતિ (સ્થાન )પાલક તેમ જ કર્શક (ઘસાવી નાખનાર) અને ઉચ્છેદ સંયોગોને તથા સર્વ પ્રકારના ઉપાયોને સ્પષ્ટ રીતે સમજી લેવા, અને તેમ અનુસરીને તેણે પોતાનું વર્તન રાખવું.

આ પ્રમાણે, **પરસ્પરાશ્રય કરી રહેલ** છ ગુણોવાળી રાજનીતિનું જ્ઞાન જે કોઇ (રાજા)ને હોય છે તે રાજા, પોતાની બુદ્ધિ રૂપી સાંકળ વડે અન્ય રાજાઓને બાંધી રાખીને તેમને પોતાની ઇચ્છા મુજબ નચાવી શકે છે પણ ખરો.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'ષડ્ગુણાત્મક નીતિનો ઉદ્દેશ': એ સંજ્ઞાવાળા સાતમા અધિકરણમાનું ' મધ્યમ રાજાનાં, ઉદાસીન રાજાનાં તથા મંડલીભૂત રાજાઓના ચરિતો '—એ નામનું અઢારમું પ્રકરણ પૂરૂં થાય છે. )



**—:સાતમું અધિકરણ પણ સમાપ્ત:—**

# આઠમું અધિકરણ-વિવિધ વ્યસનો.

## પ્રકરણ ૧

### રાજત્વ ( પ્રકૃતિ )ને લગતાં વ્યસનો.

વ્યસનો (સંકટો) એકસામટાં ઉપસ્થિત થઇ આવે, ત્યારે "આક્રમણ ( અભિયોગ-ચઢાઇ ) કરનાર થવું સારૂં કે આત્મરક્ષક બની રહેવું, એ સારૂં": એ બાબત પરત્વે જે વિચાર કરવામાં આવે છે તે **'વ્યસનચિંતા'** કહેવાય છે. પ્રકૃતિવ્યસન ( રાજ્ય ઉપર આવી પડતાં સંકટો ) બે વર્ગનાં હોય છેઃ-(૧) દૈવ, અને (૨) માનુષ; અને તેમની ઉત્પત્તિ **અનય** (નીતિહીનતા) અને **અપનય** (કુનીતિ) ને લીધે થઇ આવે છે. ' (સદ્) ગુણનો અભાવ, કે (સદ્) ગુણથી વિપરીત કોટીનો ( પ્રતિલોમ ) ગુણ, દોષનો અતિશય, અને વારે વારે થઇ આવતાં દુઃખો ( પ્રસંગપીડા ): એ સર્વ અર્થો, **'વ્યસન'** શબ્દના થાય છે; અગર તો ' જે કોઇ કારણે (મનુષ્યથી) -સુખહીન થઇ જવાય તેને, **'વ્યસન'** સંજ્ઞા આપી શકાય છે.

આ વિષયમાં પૂર્વકાલીન આચાર્યોનું મત આ પ્રમાણે છેઃ-" વ્યસનો અનેક વર્ગનાં છે—રાજાને લગતાં; અમાત્યને લગતાં; જનપદને લગતાં; દુર્ગને લગતાં; કોશને લગતાં; સેનાને લગતાં તથા મિત્રને લગતાં. આ બધા પ્રકારનાં વ્યસનો પૈકી જે પહેલા પ્રકારનું હોય તે, તેના પછીના પ્રકારના વ્યસન કરતાં વધારે ગંભીર ( ભયાવહ ) કોટીનું ગણાય છે. "

પરંતુ એ મતને નકારતાં **ભારદ્વાજ** પોતાનો અભિપ્રાય આ પ્રમાણે આપે છેઃ-" **સ્વામીવ્યસન અને અમાત્યવ્યસનઃ** એ બેમાં અમાત્યવ્યસનને ગરીય ( વધારે ભયકારક ) ગણવું. મંત્ર કરવો; મંત્રનાં ફળની પ્રાપ્તિ કરવી; કર્મોની સિદ્ધિ; આવક ને જાવક (આયવ્યય)ને લગતું કામ; સેનામાં ભરતી કરવી ( દંડપ્રણયન ); શત્રુ તથા અરણ્યચરોનો

પ્રતિષેધ કરવો; રાજ્યરક્ષણ; વ્યસનો સામે પ્રતીકાર રચવા; કુમારરક્ષણ; અને કુમારોને કરવાનો અભિષેક: એ સર્વે, અમાત્યનાં કર્તવ્યો ગણાય છે. અમાત્યો ન હોય તો તેવા કામોનો પણ અભાવ હોય છે, અને તેના પરિણામમાં, પક્ષહીન ચપલ પક્ષીની પેઠે, રાજાની ચેષ્ટા (પ્રવૃત્તિ માત્રનો) નાશ પણ થઇ આવે છે. આવા વ્યસનો ઉપસ્થિત થઇ આવતાં શત્રુ તરફથી રચાતા પ્રપંચો (પરોપજાપ)ને લાગ પણ મળી આવે છે. અમાત્યવ્યસનને યોગે રાજાની પોતાની જીંદગી પણ ભયમાં આવી પડે છે: કારણ કે અમાત્યના આધારે જ રાજાની જીંદગી સુરક્ષિત રહી શકે છે.''

તથાપિ આ મતનુ ખંડન, હું (**કૌટિલ**) આ પ્રમાણે કરૂં છું:— " મંત્રીઓ, પુરોહિતો અને અધ્યક્ષો વગેરે ભૃત્યવર્ગની નીમણૂંક રાજાથી પોતાથી કરવામા આવે છે એટલું તો નહિ, પરંતુ પોતાની પ્રજાને તથા પોતાના રાજ્યને નડતા વ્યસનોનો પ્રતીકાર કરનાર તથા પ્રકર્ષસાધક ઉપાયો રચનાર પણ તે પોતે જ હોય છે. જો રાજાનાં અમાત્યો વ્યસનગ્રસ્ત થાય છે, તો તે બીજા પુરુષોને અમાત્યપદે સ્થાપી (પણ) શકે છે. પૂજ્ય જનોનું પૂજન કરવાને અને દુષ્ટ જનોને દંડ દેવાને તે હંમેશાં તૈયાર જ રહે છે. જો રાજા પોતે સારી સ્થિતિમા (સંપન્ન) હોય છે, તો તે પોતાની સંપત્તિના બળે પોતાની પ્રજાનાં મન હરી શકે છે. **જેવા પ્રકારનું શીલ રાજા ધરાવતો હશે તેવા પ્રકારનું શીલ તેની પ્રજા પણ ધરાવશે;** અને વળી રાજાના આધારે પ્રજાનો ઉત્કર્ષ કે અપકર્ષ (પણ) થવાનો. અર્થાત્) રાજાને તો કુટસ્થાનીય (પ્રજામાત્રના સાર) રૂપ જ ગણવાનો છે.''

પરંતુ **વિશાલાક્ષનું** કહેવું (આ બાબતમાં) આ પ્રમાણે છે:- ' **અમાત્યસંકટ અને પ્રજાસંકટ:** એ બેમાથી પ્રજાસંકટને ચઢીઆતી કોટીનું ગણવું. કારણકે નાણું, સેના, કાચા પદાર્થો, વેઠ, વાહન અને અન્ય સંગૃહીત થવા જેવી ચીજોની પ્રાપ્તિ જનપદમાંથી કરી શકાશે. રાજા અને

અમાત્યોને બાદ કરીને કહીએ તો,.જનપદના અભાવે આ બધી બાબતોનો પણ અભાવ જ રહેવાનો."

તથાપિ હું (કૌટિલ), આ મતથી ઉલટું મત આ પ્રમાણે ધરાવું છું.–" લોકો તરફથી કરાતાં કામોની સિદ્ધિ, રાજ્યમાના અને રાજ્યબાહ્ય શત્રુઓથી સધાતા યોગક્ષેમ, સંકટો સામે રચાતા ઉપાયો, શૂન્યભૂમિઓમાં કરાતી વસાયત, અને જંગલ પ્રદેશોની સુધારણા, લશ્કરમા કરાતી સિપાહીઓની ભરતી, મહેસુલની ઉઘરાત અને કૃપાદાન: આ સર્વ પ્રકારની બાબતોને લગતાં કર્મોના મૂળ રૂપ અમાત્યોને જ ગણવા જોઇએ."

પણ **પરાશરના** મતાવલંબીઓ આ પ્રમાણે કહે છેઃ– "**જનપદવ્યસન અને દુર્ગવ્યસનઃ** એ બે પ્રકારના સંકટોમાંથી દુર્ગને લગતા સંકટને વધારે જોખમકારક જાણવું; કારણ કે કોશ અને સૈન્ય, દુર્ગના આધારે જ સલામત રહી શકે છે. વળી લોકમાત્રને આશ્રય મળે છે તો તે કેવળ દુર્ગથી જ; અને એટલા માટે પૌરજનોથી તથા ગ્રામ્યજનોથી વધારે શક્તિસંપન્ન દુર્ગોને જ ગણવા. વળી વિપત્કાલમા રાજાની રક્ષા પણ તેમનાથી જ થવાની. લોકો તો જેમ રાજાને ઉપકારક થાય છે તેમ શત્રુને પણ ઉપકારક થઇ રહે છે."

તથાપિ હું–કૌટિલ–આ પારાશરમતને મળતો થતો નથી અને આ પ્રમાણે કહું છુંઃ–" જનપદને લીધે જ દુર્ગ, કોશ અને સેનાની ઉત્પત્તિ થઇ આવે છે. વળી સાર્વજનિક ઉપયોગનાં બાંધકામો, વેપાર, ખેતી, ઢોર, વગેરેને લગતાં કામો તથા શૌર્ય–સ્થિરતા–દક્ષતા અને (સાધનોની) બહોળાશઃ એ સર્વનું મૂળ પણ જનપદ જ છે. જે ભૂમિમા લોકો વસતા હોય છે તે ભૂમિમાના પર્વતો અને દ્વીપો (કુદરતી કિલ્લાઓની ગરજ સારે છે), અને જ્યા સપાટ પ્રદેશ હોય ત્યાં જ દુર્ગોની જરૂર જણાય છે. જે ભૂમિમા કેવળ કૃષિકારો જ રહેતા હોય તે ભૂમિમાં દુર્ગોનો અભાવ હોય તો મુશ્કેલીઓ ઉભી થઇ આવે, એ વાત ખરી; તથાપિ જે જનપદમાં

લડવૈયા લોકોનો વાસ હોય ને ભૂમિમાં જે બધી મુસ્કેલીઓ ઉભી થઇ આવે તે બધી ( ઘણે ભાગે ) 'જનપદ-વ્યસન ' રૂપ હોઇ શકે."

**પિશુનનો** અભિપ્રાય એવો છે કે:-" દુર્ગ ન હોવાના કારણે જે સંકટ થઇ આવે છે તેના કરતાં, કોશના અભાવે થઇ આવતું સંકટ વધારે નુકસાન કરનારું છે; કારણકે દુર્ગોનું સસ્કરણ અને રક્ષણ કોશ વિના થઇ શકતું નથી. જો ધન હશે તો તેની મદદથી પ્રપંચ રચીને પણ શત્રુના દુર્ગને જિતી શકાશે; જો ધન હશે તો તેની મદદથી પ્રજાગણુને, મિત્રોને અને શત્રુઓને પણ કબ્જે રાખી શકાશે; અને તેની મદદથી વળી, દેશાંતર કરનાર લોકોને ઉત્તેજિત કરીને બધા પ્રકારનો સેનાવ્યવહાર કરી શકાવાનો પણ ખરો. વિપત્કાલે કોશને જો એક ઠેકાણેથી બીજા ઠેકાણે ખેસવી નાખવો હશે, તો તેમ કરી શકાશે; પરંતુ દુર્ગને કદિ પણ ખસેડી શકાશે નહિ. "

પરંતુ આ અભિપ્રાય મને ( કૌટિલને ) માન્ય નથી. મારું મત એવું છે કેઃ—" દુર્ગ હશે તો તેમાં કોશ તથા સૈન્યને સલામત રાખી શકાશે, અને એના ( દુર્ગની ) મદદથી જ તૂષ્ણીંયુદ્ધ ( બેઠી લડાઇ )લડી શકાશે, પોતાના પક્ષમાં ભળેલાનો નિગ્રહ થઇ શકશે, સેનાને લગતા બધા વ્યવહારો કરી શકાશે, તેમ જ મિત્રરાજાઓને સન્માનપૂર્વક બોલાવીને શત્રુઓ તથા જંગલી લોકોને હાંકી કાઢવાનું કામ પણ બની શકશે. દુર્ગનો અભાવ હોય, તો પછી કોશને શત્રુનો જ ગણી લેવો. જેની પાસે દુર્ગ હોય છે તેનો ઉચ્છેદ કદિ પણ થતો નથી. "

"**કોશવ્યસન અને સેનાવ્યસનઃ** એ બેમાંથી સેનાવ્યસન (અશક્ત સૈન્યથી ઉપસ્થિત થતા સંકટ)ને હાનિકારક માનવું: "એવું કૌણપદન્તનું કહેવું છે; કારણ કે, ( શક્તિસંપન્ન ) સેના હશે, તો મિત્રામિત્રનો નિગ્રહ થઇ શકશે, શત્રુની સેનાને ઉશ્કેરી શકાશે, અને પોતાની સેનાનો પ્રતિગ્રહ પણ કરી શકાશે. જો સૈન્ય નહિ હોય, તો પછી કોશનો વિનાશ થઇ જવાનો એ પણ નક્કી. પરંતુ કદિ કોશનો અભાવ હશે, તો તે પ્રકારના અભાવને કાચા માલથી, ભૂમિથી તથા શત્રુભૂમિને પડાવી લઇને પણ દૂર કરવાનું બની શકશે. "

[પરંતુ મારું ( કૌટિલ્યનું ) મંતવ્ય, આ બાબતમાં આ પ્રમાણે છેઃ—] "સૈન્ય કદાપિ શત્રુને મળી પણ જાય, અગર રાજાનો પોતાનો વધ પણ કરી નાખે, અને તેમ કરી અનેક પ્રકારનાં વ્યસનોને તે ઉત્પન્ન પણ કરી દે. પરંતુ જો કોશ હશે તો તે વડે સર્વ પ્રકારનાં ધર્મકર્મો કરી શકાશે, તેમ જ બધા પ્રકારના ભોગ પણ ભોગવી શકાશે. દેશકાળ અને કાર્યમા ફેરફાર થતા, કોશ કે સેનાઃ એ બે, એક બીજાથી ચઢીઆતી શક્તિયુક્ત પણ બને; કારણ કે ( કોઇ કોઇ વાર ) સેના રૂપી સાધન વડે કોશ મેળવી શકાય છે તેમ તેની રક્ષા પણ થઇ શકે છે. તથાપિ કોશ—એ એક એવું સાધન છે કે તેની મદદથી કોશ અને સેના—એ ઉભયની પ્રાપ્તિ કરી શકાશે. ( અર્થાત્ ) દ્રવ્યમાં પ્રયોજકત્વ રહેલું છે, અને તેથી કરીને, કોશ પરત્વે જે કોઇ વ્યસન ઉપસ્થિત થઇ આવે તેને હંમેશાં વધારે પ્રમાણમાં ભયંકર ગણવું ( એ જ ઇષ્ટ છે ).

વાતવ્યાધિનો અભિપ્રાય આ પ્રમાણે છેઃ—"સેનાવ્યસન અને મિત્રવ્યસનઃ એ બેમાથી મિત્રવ્યસનને વધારે જોખમકારક ગણવું જોઇએ. જે કોઇ મિત્ર હશે તેનું પોષણ કદાપિ કરવામાં આવતું નહિ હોય અને તે કદાપિ દૂરસ્થિત હશે, તો પણ તે ઉપકારક થવાનો જ. તેવો મિત્ર, પૂઠભાગે રહેલ શત્રુને તેમ જ તેવા શત્રુના મિત્રોને હાંકી કાઢશે એટલું તો નહિ, પરંતુ તે પુરોભાગ ઉપરના શત્રુઓને તથા જંગલી જાતિઓને હાંકી કાઢવાના કામમાં ઉપયોગી પણ થઇ પડશે. વળી વ્યસનાવસ્થ અનુભવી રહેલ પોતાના મિત્રને તે પોતાના કોશથી, અને પોતાની સેનાથ અને ભૂમિથી મદદ પણ કરવાનો જ."

તથાપિ આ મતને નકારીને હું—કૌટિલ—આ પ્રમાણે કહું છું:—" જે કોઇ (રાજા) સમર્થ સેનાવાળો હશે તેનો મિત્ર મિત્રભાવનો નિર્વાહ કરી રાખશે એટલું તો નહિ, પરંતુ તેવા રાજાનો જે કોઇ શત્રુ હશે તે પણ તેને મિત્ર બની રહેવાનો. જો કોઇ કાર્યની સિદ્ધિ એકસરખી રીતે સેનાર કે મિત્રથી થઇ શકે તેમ હોય, તો પછી, દેશકાળની દૃષ્ટિએ યુદ્ધ પરત્વે

લાભ મળી શકે તેમ હોય અને તેમાથી જે કાંઇ લાભ મળે તેમ હોય તેને અનુસરીને, કાં તો સેનાની અગર તો મિત્રની પસંદગી કરી લેવી, અને તેને ઉપયોગમાં લેવાનું રાખવું. આકસ્મિક અભિયાન (ચઢાઇ)ના વખતમાં અને શત્રુ, જંગલી જાતિ કે સ્થાનિક બંડખોરો (આભ્યંતર કોપ પ્રકટાવનારા) તરફથી જે બધી મુશ્કેલીઓ ઉભી કરવામાં આવે તે મુશ્કેલીઓને લગતા પ્રસંગોમાં કોઇ પણ મિત્રમાં વિશ્વાસ ન રાખવો. જો અનેક સંકટો એકસામટાં આવી પડે અગર તો કોઈ શત્રુ વૃદ્ધિ પામી ( પ્રબળ થઇ ) ગયલો દેખાય, તો જે કોઇ મિત્રને જ્યા સુધી અર્થયુક્ત રાખી શકાશે ત્યાં સુધી તે મિત્ર મિત્રભાવનો નિર્વાહ કરી (પણ) રહેશે. ''

પ્રકૃતિ (રાજત્વ)નાં અવયવો પૈકી કોઇ એક અવયવ જ્યારે વ્યસનગ્રસ્ત બની જાય, ત્યારે તેનું બીજું જે કોઇ અવયવ બહુભાવવાળું, અનુરાગયુક્ત અને સાર રૂપ (બળપૂર્ણ) હોય તેને કાર્યસિદ્ધિ કરવાના કામે ઉપયોગમા લેવાનું છે.

જો પ્રકૃતિનાં કોઇ બે અવયવો એકસરખા પ્રમાણુમાં સંકટગ્રસ્ત બની જાય, તો પછી ગુણદૃષ્ટિએ એ બેમાંથી જે કોઇ ક્ષયકર હોય તેને બીજા વૃદ્ધિકરથી જુદું પાડી દેવું; તથાપિ તેમ કરવામાં પ્રકૃતિનાં બીજાં બધાં ( શેષ રૂપ ) અવયવો પરત્વે વર્ધન કરવાની જરૂર ન હોય, તો જ એ પ્રમાણે કરવાનું છે

કોઇ એક જ અવયવને લગતા સંકટોને લીધે બાકી બધા અવયવોનો નાશ થઇ જવાનો સભવ રહેતો હોય, તો પછી તેવાં સંકટો કોઇ પ્રધાન અવયવને લગતા હોય કે અન્ય અવયવને લગતાં હોય તો પણ તેમને ખરેખરા અનર્થકર ગણી લેવાના છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' વિવિધ વ્યસનો 'સંચક આઠમા અધિકરણમાનું 'રાજત્વ ( પ્રકૃતિ )ને લગતાં વ્યસનો'-એ નામનું પહેલું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૨.

—:*:—

### રાજા અને રાજ્યને લગતાં વ્યસનો.

રાજા અને રાજ્યઃ એ બે મળીને 'પ્રકૃતિ' થાય છે. (અર્થાત્ એ બે પ્રકૃતિ [રાજત્વ]ના મુખ્ય અંગો છે.)

રાજાને નડતાં સંકટો કાં તો **આભ્યંતર** કે **બાહ્ય** કોટીના હોય છે. બાહ્ય સંકટ (કોપ)ના કરતાં આભ્યંતર (પોતાના રાજ્યમાં થઇ આવતો) કોપ, સર્પ ભય કરતા પણ વધારે ભયંકર છે. બીજાં બધાં આભ્યંતર સંકટોના કરતાં, અમાત્યો વિષે થઇ આવતો કોપ, અન્ય પ્રકારના આભ્યંતર કોપના કરતાં પણ વધારે ભયંકર નીવડવાનો. આમ હોઇને રાજાએ, કોશશકિત અને સેનાશકિતને તેના પોતાના અંકુશ નીચે જ રાખવી. કોઇ એક રાજ્ય વિષે બે રાજાઓનો અમલ હોય, અને એક રાજ્ય ઉપર પરદેશીય રાજાનો અમલ હોય; તો એ બે (દૈરાજ્ય અને વૈરાજ્ય) માંથી પહેલા પ્રકારનું (બે રાજાઓથી શાસિત થતું) રાજ્ય નષ્ટ થઇ જવાનું; કારણ કે (એવા રાજ્ય ઉપર અમલ ચલાવતા) બે રાજાઓ વચ્ચે દ્વેષ, પક્ષપાત અને સ્પર્ધા થઇ આવ્યા વિના રહેશે નહિ. તેમ વળી જે કોઇ **જીવતા રાજાનો દેશ પડાવી લઇને તે ઉપર જો કોઈ વિદેશીય રાજા પોતાનો અમલ સ્થાપી દેશે, તો તેવો વિદેશીય રાજા, તે પ્રમાણે પોતાથી પડાવાઇ લેવાયલ દેશને પોતાનો ગણતો નહિ હોય તેથી કરીને તે તેને ક્ષીણ પાડી દેશે, તેની લક્ષ્મીને હરી જશે અને તેને એક બજારૂ ચીજ (પણ્ય) રૂપે ગણ્યા વિના રહેશે નહિ એટલું તો નહિ, પરંતુ એવા એ વૈરાજ્ય (વિદેશીય અમલ) પ્રતિ (એવા એ પરાધીન થયલ દેશની) પ્રજા વિરકત (પ્રીતિભાવ વિનાની) બની જશે, ત્યારે તે પરદેશીય રાજકર્તા, તેના પોતાથી જિતી લેવાયલ (અન્ય રાજાના) દેશને છોડીને ચાલ્યો જશે પણ ખરો.**

અંધ બુદ્ધિવાળો રાજા સારો કે જેની બુદ્ધિ ચલિત રહેતી હોય તે સારો? આ પ્રશ્ન પરત્વે પૂર્વકાળના આચાર્યો આ પ્રમાણે ખુલાસો કરે છેઃ– ' જે કોઇ રાજા અંધબુદ્ધિવાળો (નીતિશાસ્ત્રનું જ્ઞાન ન ધરાવનારો) હશે તે પોતાના કર્મો વિવેકપુરઃ સર કરી શકશે નહિ, દુરાગ્રહી રહેશે, અને તેને, અન્યજનો જેમ હાંકશે તેમ તે હંકાશે પણ ખરો; અને તે અન્યાયથી પોતાના રાજ્યનો ઘાત પણ કરી નાખશે. પરંતુ જો કોઇ રાજા ચંચળ બુદ્ધિવાળો ( સ્ખલન કરે તેવા ચિત્તવાળો ) હશે, તો જ્યારે જ્યારે, રાજનીતિશાસ્ત્રમાં બોધાયલ માર્ગથી તે પોતે ચલિત થશે, ત્યારે ત્યારે તેને સમજાવીસમજાવીને ઠેકાણે આણી શકાશે પણ ખરો."

પરંતુ હું–કૌટિલ–આ પ્રમાણે મત ધરાવું છું:–" જે કોઇ રાજા અંધ હશે તેને જે પ્રકારના નીતિમાર્ગે વિચરતો રાખવો હશે તે માર્ગ ઉપર, તેના સહાયકો તે પ્રમાણે રાખી ( પણ ) શકશે. પરંતુ જે રાજા ચલિતબુદ્ધિવાળો હશે તે જો નીતિશાસ્ત્રવિરુદ્ધ વર્તીને ન કરવાનાં કામો કરતો રહેશે, તો તે પોતાને એકલાને નહિ, પરંતુ આખા રાજ્યને બોળી દેવાનો, એ પણ નિ.સંદેહ."

ક્યા રાજાને વધારે સારો ગણવો:–જે રાજા વ્યાધિગ્રસ્ત હોય તેને કે કોઈ નવા રાજાને? આ બાબતમા પૂર્વકાલીન આચાર્યોનું કહેવું આ પ્રમાણે થાય છેઃ–" જે કોઇ રાજા વ્યાધિગ્રસ્ત ( માંદલો ) હોય છે તેના રાજ્યને, તેના પોતાના અમાત્યોને હાથે (તેમનાથી ખેલાતી ખટપટને કારણે) બોળાવાનો વારો આવે છે, અગર તો રાજ્યકારણે તે પોતાનો જીવ ખોઇ બેસે છે પણ ખરો; પરંતુ જે કોઇ રાજા નવોસવો હશે તે સ્વધર્મપાલનથી, ( લોકોને ) કર ભરવામાંથી મુક્ત કરીને તેમ જ બીજાઓને દાનોપહાર વડે રાજી રાખીને પોતાની પ્રજાનાં દીલને જિતી (પણ) શકશે"

પરંતુ આ અભિપ્રાય સામે હું–કૌટિલ–આ પ્રમાણે કહું છું:– " જે કોઇ માંદલો રાજા હશે તે હંમેશાં જે પ્રમાણે આચરતો હશે તે પ્રમાણે આચરવાનું ચાલુ રાખી શકશે. પરંતુ જે કોઇ નવો રાજા હશે તે, પોતાના

બળથી મેળવાયલા રાજ્યને પોતાની માલીકીનું ગણવા માંડશે એટલે તે યથેષ્ટ રીતે વર્તવાનું શરૂ (પણ) કરી દેશે. સમવાય રચીને જો બીજા રાજાઓ તેવા નવા રાજાને દબાવશે, તો તે, પોતાથી મેળવાયલા તેવા નવા રાજ્યને પીડાવા દેશે પણ ખરો; અગર જો એવા નવા રાજાનો અમલ બરાબર સુદૃઢ થયલો નહિ હોય, તો તેનો મહેલાઇથી ઉચ્છેદ પણ થઇ જવાનો. તથાપિ વ્યાધિગ્રસ્ત રાજાઓ જુદી જુદી કોટીના આ પ્રમાણે હોય શકે:—(૧) કોઇ રાજા **પાપરોગી** (પાપબુદ્ધિ રૂપી રોગવાળો) હોય, તો (૨) અન્ય કોઇ રાજા **અપરોગી** (શારીરિક રોગવાળો) પણ હોય. એ જ પ્રમાણે નવો રાજા, **કુલીન** (અભિજાત) અને **અકુલીન** (અનભિજાત): એ બેમાંથી એક કોટિનો પણ હોય શકે."

એક રાજા દુર્બલ પણ કુલીન હોય, અને બીજો રાજા બળવાળો પણ અકુલીન હોય, તો એ બેમાથી કોને પસંદ કરવો ?

આ પ્રશ્નનું ઉત્તર, પૂર્વકાળના આચાર્યો આ પ્રમાણે આપે છે:—"પોતાના ઉપર દુર્બલ રાજા હોવામાં જે કોઇ પ્રજા પોતાનું હિત સમજતી હશે તે, અન્ય કોઇ દુર્બલ પણ કુલીન રાજાને ખટપટ કરવા દઇને પોતાની ઉપર રાજા થઇ બેસવાની તક તેને કદિ પણ નહિ આપે; પરંતુ જે પ્રજા પોતે બળની અપેક્ષા રાખનારી હશે તે, હરકોઇ બળવાળા પણ અકુલીન રાજાથી રચાતા પ્રપંચને સહેલાઇથી આધીન બની જઇને, તેવા રાજાને પોતાની ઉપર રાજા થઇ બેસવા દેશે પણ ખરી."

પરતુ હું—કૌટિલ—આ મતનો નથી. મારો અભિપ્રાય આ પ્રમાણે છે:—"કુલીન રાજા દુર્બલ હશે તો પણ તેની પ્રજા તેને વળગી રહેશે; કારણ કે ઐશ્વર્યવાળી પ્રજા, કુલીન રાજાને અનુસરી રહેવાનું પસંદ કરનારી હોય છે. વળી, '**સદ્ગુણી મનુષ્ય સદ્ગુણી મનુષ્ય તરફ વળે છે**'– એ સૂત્ર પ્રમાણે, એવી એ ઐશ્વર્યવાળી પ્રજા, અન્ય કોઇ સબળ પણ અનભિજાત પુરૂષના ઉપજાપો (પ્રપંચો)ને નિષ્ફળ પણ કરી દેશે (ખરી.)".

**મૂઠીભર દાણા નષ્ટ થઇ જાય તેના કરતાં આખા પાકનો નાશ વધારે ખરાબ ગણાશે; કારણ કે આખો ય પાક નષ્ટ થામતાં પ્રયાસ ( મહેનતમજૂરી ) માત્ર નષ્ટ થયલ ગણાશે; અને અતિવૃષ્ટિના કરતાં અવૃષ્ટિને વધારે ભયંકર ( પણ ) ગણવી.**

બે બે વ્યસનોની સરખામણી કરીને તે પ્રત્યેકના બલાબલની જે પરંપરા વર્ણવવામાં આવેલ છે તે લક્ષમાં રાખીને **યાન** ( ચઢાઇ લઇ જવાનું કામ ) કે **સ્થાન** ( સ્વરક્ષા કરી રહેવાનું કામ ) : એ બેમાંથી જે કાંઇ કરવાનું ઉચિત લાગે **તે** ( કામ રાજાએ ) કરવનું છે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના ' વિવિધ વ્યસનો 'સંજ્ઞક આઠમા અધિકરણમાંનું ' રાજા અને રાજ્યને લગતા વ્યસનો ' : એ નામનું બીજું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૩.

### મનુષ્યનાં સંકટો.

**અવિદ્યા અને અવિનય:** એ ઉભય, મનુષ્યને થઇ આવતાં સંકટોનાં મૂળ છે. જે કોઇ માણસ અવિનીત ( અણુકેળવાયલ-અણુદોરાયલ ) હશે તે વ્યસનજનિત દોષ ( હાનિ )ને દેખી શકશે નહિ. આપણે અહીં એ સંબંધમા વિચાર કરશું:—

**કોપજનિત** વ્યસનો ત્રણ પ્રકારનાં છે, અને **કામજનિત** વ્યસનો ચાર પ્રકારના છે. આ બે (મુખ્ય) વર્ગ પૈકી જે કોપ (ક્રોધ)જનિત વ્યસનો હોય છે તેમને વધારે ખરાબ ગણવાં; કારણ કે કોપમા બધી ય જગ્યાએ ફરી વળવાની શક્તિ રહેલી છે. જે રાજાઓ સ્વભાવે ક્રોધી હતા તેઓ બધા, પ્રાયશઃ પોતાની પ્રજાના કોપાગ્નિમા ' ભસ્મીભૂત થઇ ગયલા', એવુ આપણે સાંભળીએ પણ છીએ. વળી જે રાજાઓ કામવશ થયલા તે

રાજાઓને પોતાની કામાસક્તિના પરિણામમાં અતિરોગને અધીન થઇ જઇને ક્ષીણ પડી જવું પડેલું, અને તેના પરિણામમાં તેમનો નાશ પણ થયલો ( એ વાત પણ તેટલી જ પ્રસિદ્ધ છે. ).

આ વિષય પરત્વે ભારદ્વાજનું મત આ પ્રમાણે છે:— ' એમ નહિ. કોપ–એ સત્પુરૂષનો આચાર છે; વીરોચિત વર્તન તેના વડે જ થઇ શકે છે. તિરસ્કારપાત્ર ગણાતા મનુષ્યોનો નાશ તેને લીધે કરી શકાશે; અને મનુષ્યોને તે ભીતિવશ પણ કરી દે છે. પાપનો પ્રતિષેધ કરવામાં કોપની જરૂર હંમેશા પડવાની જ. પરંતુ લાભસિદ્ધિ, સમાધાન (શાંતિ), ત્યાગ–શીલતા અને સંપ્રિયભાવ (સર્વને વહાલું થવાની વૃત્તિ): એ સર્વ કામથી જ થઇ આવવાનાં. પોતે જે કોઇ કર્મ કરેલ હોય તેનાં ફળોનો ઉપભોગ લેવાની વૃત્તિ જે કોઇને થઇ આવે તેણે હંમેશાં કામયુક્ત જ રહેવું જોઇએ. "

પરંતુ મારૂં—કૌટિલ્યનું–માનવું, આ બાબતમાં આ પ્રકારનું છે:— "નહિ. શત્રુ વિષે દ્વેષ્યતા ઉત્પન્ન કરનાર અને તેના તરફથી સંકટો આણ–નાર જો કોઇ પણ હોય તો તે કોપ છે, અને તે દુઃખ સાથે હંમેશનો સંબંધ ધરાવે છે પણ ખરો. કામથી અપમાન અને દ્રવ્યનાશ થઇ આવે છે, અને જે કોઇ મનુષ્ય તે વિષે આસક્તિ રાખનારો હોય છે તેને તે ચોરોનો, જૂગારીઓનો, શિકારીઓનો, ગાયકો તથા વાદકોનો તેમ જ અન્ય અનિષ્ટ જનોનો સંગી પણ બનાવી દે છે. આ બધાં વ્યસનો પૈકી શત્રુતા રૂપી જે સંકટ તેને તિરસ્કારરૂપી સંકટના કરતાં વધારે ચઢીઆતા પ્રકારનું ગણવું; કારણ કે જે માણસ તિરસ્કૃત (પરિભૂત) થયલો હોયછે તેને તેના શત્રુઓ કેવળ કેદ કરીને બેસી રહે છે; જ્યારે જે માણસની તરફ શત્રુતા ( દ્વેષ ) થઇ આવેલ હોય છે તેનો તો તેના શત્રુઓ ઉચ્છેદ પણ કરી નાખે છે. દ્રવ્યનો નાશ થવાથી જે પ્રકારનું સંકટ ઉદ્ભવે છે તેના કરતાં શત્રુ તરફથી જે પ્રકારનું સંકટ ઉદ્ભવે છે તેને વધારે ભયકારક માનવું; કારણ કે દ્રવ્ય–

નાશથી જ્યારે નાણા સંબંધી મુશ્કેલી ઉભી થઇ આવે છે, ત્યારે શત્રુ તરફથી થઇ આવતા સંકટના પરિણામમા જીંદગીને જોખમ લાગવાનું. અનિષ્ટ માણસનો સંગ કરવાથી ( અનર્થ-સંયોગથી ) જે સંકટ થઇ આવે છે તેના કરતાં વ્યસની મનુષ્યનો સંગ રાખવાથી જે દુઃખ આવી પડે છે તે મોટા પ્રકારનું હોય છે; કારણ કે અનિષ્ટ માણસના સંગને જ્યારે ગમે તે ક્ષણે છોડી શકાશે, ત્યારે વ્યસનથી પેદા થઇ આવેલ દુઃખ તો દીર્ઘકાલ પર્યન્ત રહેવાનું જ. આમ હોઇને કોપને વધારે નઠારી કોટીનો ગુણ ગણવો પડશે. ''

વાણીનો દુરૂપયોગ, ધનનો દુરૂપયોગ અને સજા (દંડ)નો દુરૂપયોગઃ— આ ત્રણમાંથી વધારે ખરાબ કોને ગણવો ?

આના જવાબમાં **વિશાલાક્ષ** આ પ્રમાણે કહે છેઃ—'' ધનનો દુરૂપયોગ થાય તેના કરતાં વાણીનો દુરૂપયોગ કરવામાં આવે, તો તે વધારે અનિષ્ટકર થશે; કારણ કે કઠિન વચન કહેવામાં આવશે તો **તેજસ્વી** મનુષ્ય તેનો બદલો લીધા વિના નહિ રહે. વળી કઠિન વચન ( જેના તરફ કાઢવામા આવે છે તેના ) હૃદયને શલ્યની પેઠે વીંધી નાખે છે, ક્રોધ ચઢાવી દે છે અને ઇન્દ્રિયોને સંતપ્તકરી મુકે છે પણ ખરૂં. ''

પરંતુ મારૂં ( કૌટિલ્યનું ) મત આ બાબતમાં આ પ્રમાણે છેઃ— '' કઠિન વચન કહેવાયા ( વાક્‌પારુષ્ય )થી થઈ આવતા કોપને અર્થપૂજા (ધનદાન) વડે ઠારી દઇ શકાશે; પરંતુ એ જ અર્થનો જો દુરૂપયોગ કરવામાં આવે છે, તો જીવનનિર્વાહ કરવાની શક્તિનો લોપ પણ થઇ આવે છે. ધન દેવું, ( બીજા પાસેથી ) ધન કઢાવવું, ધનનો વિનાશ અને ધનનો પરિત્યાગઃ એ સર્વનો સમાવેશ, ' અર્થદૂષણ ( ધનનો દુરૂપયોગ ) ': એ શબ્દમાં થઇ જાય છે. ''

**પરાશરમતના** નીતિવિશારદોનું કહેવું એમ છે કેઃ—'' દંડપારુષ્ય ( સજા કરવાની શક્તિનો દુરૂપયોગ થાય તે ) કરતાં અર્થદૂષણ ( ધનનો

દુરૂપયોગ ) વધારે અનિષ્ટકર ગણાશે; કારણ કે, ધર્મ અને કામની સિદ્ધિ અર્થ વડે જ થઇ શકે છે, અને વળી લોક માત્રને પ્રતિબદ્ધ રાખનાર ( દુનિયાં માત્ર ચાલે છે તેનું કારણ ) પણ 'અર્થ' જ છે. આમ હોઇને તેનો દુરૂપયોગ અધિક અશુભકર નીવડશે."

તથાપિ હું-કૌટિલ-આ પ્રમાણે કહું છુઃ—"મોટા પ્રમાણમાં અર્થ મેળવવાના બદલામા કોઇ પણ મનુષ્ય પોતાના શરીરનો વિનાશ થવા દેવાની ઇચ્છા રાખતો નથી; પરંતુ જે કોઇ દંડપારૂષ્યનો દોષ કરે છે તેને તો તેના શત્રુઓ તરફથી તેવી જ અને તેટલી જ સજા થઇ આવે છે."

આ પ્રમાણે કોપજન્ય ત્રણ પ્રકારનાં સંકટોને લગતી વાત પૂરી થાયછે

**કામજનિત સંકટો** ચાર પ્રકારનાં છેઃ-"(૧) મૃગયા, (૨) દ્યૂત, (૩) સ્ત્રી, અને (૪) પાન. " આમાં જે મૃગયા અને દ્યૂતઃ તે બેમાં મૃગયાથી થઇ આવતાં સંકટો ચઢી જાય તેવા છે; કારણ કે એ મૃગયાથી ચોર, શત્રુ અને હાથીઓથી સપડાવાનું તથા અગ્નિમાં પડી જવાનું બની આવે છે, ભયવશ થવું પડે છે, અને બે મુખ્ય બાબતો વચ્ચે રહેલો ભેદ જાણવાની શક્તિનો લોપ થઇ આવે છે એટલું જ નહિ, પરંતુ ક્ષુધા, તૃષા તથા બીજા પ્રાણહર સંકટો ભોગવવાના પ્રસંગો ઉપસ્થિત થઇ આવવાના પણ ખરા જ્યારે દ્યૂતમાં ( એ પ્રમાણે સંકટો ન આવતાં ) રમનાર જો નિપુણ હશે તો તે, જયત્સેન અને દુર્યોધનની પેઠે જય મેળવવાનો જ."

પરંતુ હું-કૌટિલ-એવા મતનો નથી. એ બાબતમા મારૂં માનવું આ પ્રમાણે છેઃ-"નલ અને યુધિષ્ઠિરનો ઇતિહાસ કહી આપે છે તેમ, બે પક્ષમાંથી એક પક્ષ તો હારવાનો જ; અને વળી જે દ્રવ્યને દ્યૂતક્રીડાથી જિતેલું હશે તે માંસના એક ટુકડા રૂપ હોઇને શત્રુતાને પણ જન્મ આપશે. વળી દ્યૂત રમવાથી સન્માર્ગે મેળવાયલ દ્રવ્યનું યથાર્થ મૂલ્ય આંકવાની શક્તિનો લોપ થશે, અર્થની પ્રાપ્તિ અસન્માર્ગે થવાની, ભોગવાયા વિના અર્થનો નાશ થવાનો, કુદરતી હાજતો દબાવવાની ( મૂત્રપુરીષધારણ ), અ

યથાકાળ ખાવાપીવાનું નહિ બને તેથી કરીને વિવિધ વ્યાધિઓ પણ થઇ આવવાના; જ્યારે (એથી ઉલટી રીતે) મૃગયા ખેલવાના પરિણામમાં કસરત મળવાની, શ્લેષ્મ-પિત્ત-મેદ અને સ્વેદનો નાશ થવાનો, ચળ અને સ્થિર વિષયોને તાકતાં આવડવાનું, અને પશુઓને કુપિત કરતાં તેઓ દૃષ્ટિ-પથમા આવશે કે નહિ તે બાબત જ્ઞાનલાભ થવાનો એટલું તો નહિ, પરંતુ રહી રહીને (પ્રસંગ પ્રમાણે) જે કોઇ હીલચાલ (યાન) કરવી પડે તેનો પણ અભ્યાસ થઇ આવશે."

(પરંતુ દ્યૂતવ્યસન અને સ્ત્રીવ્યસનઃ એ બેની તુલના કરતા) કૌણપદન્ત આ પ્રમાણે કહે છેઃ—"સ્ત્રી વિષે આસક્તિ હોય તેના પરિણામમાં જે મંફરો ઉત્પન્ન થઇ આવે છે તેના કરતા, દ્યૂતના વ્યાસંગથી થઇ આવતાં વ્યસનો વધારે અશુભકર ગણાશે; કારણ કે જે મનુષ્યો દ્યૂત રમનારા છે તેઓ સંતત, રાત્રિ વિષે દીવો માંડીને પણ, અને (તેઓ પૈકી કોઇની) માતા મરણ પામી હશે તોપણ, જુગટું ખેલ્યા વિના રહેવાના નહિ જ. જુગારી સંકટમાં સપડાયલો હોય તે વખતે જો તેને કાંઇ પણ પૂછવામાં આવશે, તો તેનું મગજ ફાટી પણ જવાનું. આથી ઉલટી રીતે, જે કોઇ (પુરૂષ) સ્ત્રીઓનો વ્યાસંગી બન્યો હશે તેની સાથે, તે જ્યારે સ્નાન કરતો હશે કે વસ્ત્રાદિ પહેરતો હશે કે ભોજન લેતો હશે તે વખતે, ધર્મ તેમ જ અર્થને લગતી ચર્ચા કરી શકાશે પણ ખરી. વળી કોઇ પણ સ્ત્રીને રાજ-હિતને લગતી કોઇ બાબતમા નિયોજવી હશે, તો તેને ગુપ્ત દંડ દઇને તેવા કામમાં ઉતારી શકાશે એટલું તો નહિ, પરંતુ તે પોતે કોઇ પણ પ્રકારના વ્યાધિથી ગ્રસ્ત થયલી છે એવું બ્હાનું બતાવીને તેને જો ઉકેલી નાખવી હશે કે કાઢી મુકવી હશે, તો તેમ પણ કરી શકાશે."

તથાપિ હું—કૌટિલ્ય—આ બાબતમા જુદો પડી આ પ્રમાણે અભિપ્રાય આપું છુંઃ—"દ્યૂત તરફથી, કોઇની દૃષ્ટિ ફેરવાવવી હશે તો તે પ્રમાણે બની શકશે; પરંતુ સ્ત્રી તરફથી તેની દૃષ્ટિને ફેરવી શકાશે નહિ. જે પુરૂષ ની દૃષ્ટિ સ્ત્રી તરફ જ આકૃષ્ટ થઇ રહેલી હોય છે તે પુરૂષ અન્ય કાંઇ દેખી

શકતો નથી, જે કાર્યો કરવાના હોય તે કરવામા વિલંબ કરી કરીને તે અર્થ અને ધર્મ–એ ઉભયનો લોપ કરે છે, શાસનકર્મ (કારભારું) બરાબર કરી શકતો નથી, અને (વળી) સુરાપાન કરવાની ખૂરી ટેવ પણ તેને પડી જાય છે.''

વાતવ્યાધિના કહેવા પ્રમાણે, ''સ્ત્રી–વ્યસન અને પાન–વ્યસનઃ એ બેમા સ્ત્રી-વ્યસનને વધારે ખૂરું સમજવું. અન્તઃપુરને લગતા પ્રકરણમાં વર્ણવવામા આવેલ છે તે પ્રમાણે, સ્ત્રીઓમાં અનેક પ્રકારની બાલિશતા હોય છે; જ્યારે પાનના પરિણામે શબ્દાદિનો તેમ જ ઇન્દ્રિયાર્થાદિનો ઉપભોગ કરવાનું, અન્ય જનોને પ્રસન્ન કરવાનું, પરિજનોને સન્માન આપવાનું તથા કર્મશ્રમ દૂર કરવાને માટે તજવીજ કરવાનું બની આવે છે પણ ખરું.''

પરંતુ આ વાતનો નિષેધ કરતા હું—કૌટિલ–આ પ્રમાણે કહું છું:– ''સ્ત્રીઓનો વ્યાસંગ રાખવાથી સંતાનોની ઉત્પત્તિ થઇ આવે છે, આત્મરક્ષા થઇ શકે છે, અંતઃપુરમાંની દારાઓને વારાફરતી બદલી શકાય છે, તેમ વળી બહારની પરંતુ અગમ્ય (વ્યાસંગને પાત્ર નહિ તેવી) સ્ત્રીઓને કારણે જે પરિણામો આવવાનો સંભવ રહે છે તેનો અભાવ પણ રહે છે. પરંતુ જો સુરાપાન કરવાના હેવા પડ્યા હશે, (તો પૂર્વસૂચિત પરિણામો પૈકી છેલ્લા) બે પરિણામો તો આવવાના જ. અર્થનાશ (સંજ્ઞાનાશ), અનુન્મત્ત અવસ્થામાં ઉન્મત્તતા, અપ્રેત–અવસ્થામા પ્રેતાવસ્થા, નગ્નાવસ્થા (કૌપીન-દર્શન), વેદજ્ઞાનનો નાશ, પ્રાણવિનાશ, મિત્ર અને ધનનો નાશ, સત્પુરુષોથી વિયોગ, દુઃખનો અનુભવ, અને ધનવ્યય કરીને ગાવાબજાવવામા મશગુલ પણું: એ બધા લાભ (અનર્થો) સુરાપાનથી થવાના!''

દ્યૂત અને સુરાપાનઃ એ બેમાં દ્યૂતથી એક અગર બીજા પક્ષનો જય કે પરાજય થવાનો. નિશ્ચેતન (મૂંગાં) પ્રાણીઓમાં પણ તે (દ્યૂત) પક્ષોને જન્મ આપનાર હોઇ તેમને કોપાધીન કરી મુકશે. દ્યૂતને લીધે જ સઘોમાં કે સંઘલક્ષણવાળાં રાજકુલોમાં ફાટ પડીને પક્ષોની ઉત્પત્તિ થઈ આવે છે, અને પરિણામમાં તેઓ નષ્ટ પણ થઇ જાય છે. વ્યસનોમાં જે કાઇ

પાપિષ્ઠમા પાપિષ્ઠ હોય તેનું ગ્રહણ કરવામા આવે છે, તો તેના પરિણા-મમા તંત્ર-દૌર્બલ્ય ( શાસન કરવામા અશક્તિ )નો ઉદય પણ થઇ આવવાનો જ.

કામ (સ્પૃહા)ને લીધે જ, જે કાઇ પાપિષ્ઠ હોય છે તેનું ગ્રહણ કરાય છે; અને સજ્જનોને દુઃખ દેવું તેનું નામ ' ક્રોપ ' છે. આ ઉભય અનેક પ્રકારના દોષના ઉત્પાદક હોઇને તે બન્નેને વધારેમા વધારે અનિષ્ટ કરનારા ગણી લેવા.

આમ હોઇને જે કોઇ આત્મવાન્ ( પોતાનુ હિત સમજવા જેટલી શક્તિ ધરાવનાર ) હોય તેણે વૃદ્ધજનોની સેવા કરવી, અને પછી **જિતેન્દ્રિય** બનીને તેણે, મૂળહર (જીવલેણ રૂપ) અને વ્યસનના ઉત્પાદક જે કામ અને ક્રોધ–એ ઉભયને નવ ગજના નમસ્કાર જ કરી દેવા.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના ' વિવિધ વ્યસનો ' સંજ્ઞા-વાળા આઠમા અધિકરણમાંનું, ' મનુષ્યનાં સંકટો '--એ નામનું ત્રીજું પ્રકરણ પૂરૂં થાય છે. )

---

## પ્રકરણ ૪.

### પીડા કરનારાં (પીડનવર્ગનાં), અવરોધ કરનારાં (સ્તંભવર્ગનાં), અને કોશને લગતાં ( કોશસંગવર્ગનાં ) વ્યસનો.

અગ્નિનો પ્રકોપ, પાણીનો પ્રકોપ, રોગચાળો (વ્યાધિ), દુર્ભિક્ષ ( દુકાળ ), અને મરકી ( મરક ): એ સર્વે દૈવ (અમાનુષી) પીડાઓ ગણાય છે.

આ સંબંધમા આચાર્યોનું કહેવું આ પ્રમાણે છે—" આગ અને પાણી–એ એના પ્રકોપમાથી અગ્નિથી થઇ આવતી પીડાનો પ્રતીકાર થઇ શકતો નથી. અગ્નિ સિવાય બીજાં બધાંથી થઇ આવતાં સંકટોનું નિવા-

રણુ થઇ શકે છે; અને પાણી ( ઉદક )થી થઇ આવતાં સંકટોને ઉતરી પણુ શકાશે. '

પરંતુ મારૂ—કૌટિલ્ય–નું મત એવું છે કે, અગ્નિથી બળશે તો કોઇ આખું ગામ કે ગામનો અર્ધભાગ બળશે; પરંતુ પાણીની રેલ આવશે તો સેંકડો ગામો તણાઇ જવાના.

વળી પૂર્વકાલના આચાર્યો આ પ્રમાણે દર્શાવે છે—"રોગચાળો અને દૂકાળ--એ બેમાથી રોગચાળો ચાલે છે, તો તેના પરિણામમાં લોકો વ્યાધિગ્રસ્ત થઇને મરવા મંડે છે તેમ જ નોકરો નાસભાગ કરી મુકે છે, ને તેના પરિણામમા કામનો ઉપરોધ થઇ આવતા પ્રવૃત્તિમાત્ર બંધ પડી જાય છે; જ્યારે (એથી ઉલટી રીતે) દૂકાળને લીધે કામ બંધ પડતાં નથી એટલું તો નહિ, પરંતુ હિરણ્ય, પશુ તથા કરની પ્રાપ્તિ કરાવનારો તે થઇ પડે છે પણુ ખરો."

પરંતુ આ બાબતમાં મારા–કૌટિલ્યનો--અભિપ્રાય એવો છે કે: "રોગચાળો, દેશના અમુક ભાગમા ફેલાય છે અને તેનો પ્રતીકાર પણ થઈ શકે છે; પરંતુ દૂકાળની પીડા તો આખા ય દેશને થવાની, અને તેને લીધે પ્રાણીમાત્રને ખાવાના સાસા (પણ) પડવાના."

મરકી ચાલે ત્યારે શું શું થઇ આવે તેની કલ્પના, આ ઉપરથી કરી લેવાની છે.

પુનઃ, પૂર્વાચાર્યોનું કહેવું આ પ્રમાણે થાય છે—"ક્ષુદ્ર મનુષ્યોનો ક્ષય અને મુખ્ય મનુષ્યોનો ક્ષય–આ બે પ્રકારના ક્ષયમાંથી પહેલા પ્રકારનો ક્ષય જો થશે, તો કર્માનુષ્ઠાનનો ઉપરોધ થઇ આવશે."

( પરંતુ હું–કૌટિલ્ય–આવું મત ધરાવતો નથી ). મારૂં કહેવું આ પ્રમાણે છેઃ—"ક્ષુદ્ર લોકો સંખ્યામા પુષ્કળ હોય છે તેથી કરીને તેમની જો ઉણપ જણાશે તો તે પૂરી શકાશે પણ ખરી; આમ હોઇને ક્ષુદ્ર જનોના હિત ખાતર મુખ્ય જનોનો ક્ષય થવા ન દેવો ( એ ઇષ્ટ છે );

હજારમા એક મુખ્ય મનુષ્ય હોય કે ન પણ હોય; એવો મુખ્ય મનુષ્ય જે કોઇ હશે તે જ અધિક સત્ત્વયુક્ત અને પ્રજ્ઞાયુક્ત હશે, અને તેવાના આધારે જ ક્ષુદ્ર જનો પોતાનો નિર્વાહ કરી શકશે."

પૂર્વકાળના આચાર્યો, વળી, આ પ્રમાણે કહે છેઃ—"સ્વચક્ર (પોતાના મિત્ર રાજાઓનો સંઘ) અને પરચક્ર (પોતાના શત્રુઓનો સંઘ): એ બેમાથી સ્વચક્ર તરફથી ઉપસ્થિત થઈ આવતાં વ્યસનો બેવડા અપકારક અને પીડાકારક છે, અને તેમને વારી શકાતા પણ નથી; જ્યારે પરચક્ર સામે તો લડી શકાશે, અગર તો કોઇ મિત્રને આડખીલી રૂપે ઉભો કરી દઇને તેને ખાળી રાખી પણ શકાશે. અથવા તેની સાથે સંધિ કરી શકાશે પણ ખરી."

પરંતુ આ બાબતમા મારો–કૌટિલ્ય–નો અભિપ્રાય, આ પ્રમાણે (જુદા પ્રકારનો) છેઃ–"પોતાના ચક્ર તરફથી થઇ આવતી પીડાઓને જો દૂર કરવી હોય, તો તાબાના લોકો (પ્રકૃતિપુરૂષ)મા જે પુરૂષો અગ્રગણ્ય (મુખ્ય) હોય તેમને પકડી લેવાથી કે તેમનો ઘાત કરી નાખવાથી તેવી પીડાઓનો નાશ થઇ જવાનો. વળી આખા ય દેશને પીડા ન કરતા માત્ર એક જ ભાગને તે પીડાકારક થાય એવા પ્રકારનું તે સ્વચક્રજનિત વ્યસન પણ હોય. આથી ઉલટી રીતે, જો કોઇ વ્યસન પરચક્રજનિત હોય તો તે તો લોપ, ઉપઘાત, દાહ, વિધ્વંસ અને લૂટફાટ વગેરે માર્ગે આખા ય દેશને પીડાકારક થઇ પડે છે."

પૂર્વકાલીન આચાર્યોનું કહેવું એવું છે કેઃ—"લોકોમાં વિવાદ (પ્રકૃતિ-વિવાદ) થઇ આવે અને રાજ્યોમાં વિવાદ જન્મ પામે, તો એ બેમાથી પ્રકૃતિવિવાદના પરિણામમા લોકોમાં ફાટફૂટ થવાની, અને એમ થતાં શત્રુ સહેલાઇથી ચઢાઇ લઇ આવી પણ શકશે; અને જો રાજાઓમાં વિવાદ થઇ આવશે, તો લોકોને બેવડાબેવડા પગાર મળવાના અને તેમને કરની માફી પણ મળવાની."

પરંતુ આ મત વિરૂદ્ધ હું–કૌટિલ્ય–આ પ્રમાણે કહુંછું:–"પ્રજા-ગણમના મુખ્ય મુખ્ય જનોને પકડવાથી, અમર તો તકરારનું મૂળ દૂર કરી દેવાથી પ્રકૃતિવિવાદનો અંત આણી શકાશે; અને વળી માંહોમાંહે લડનારા લોકોના પરસ્પર સંઘર્ષને લીધે દેશને લાભ પણ થઇ આવશે. તથાપિ રાજાઓ જો પરસ્પર લડી મરશે, તો તેમની પ્રજા પીડિત થઇ નષ્ટ થઇ જશે એટલું તો નહિ, પરંતુ સ્વસ્થતાની પુનઃ સ્થાપના કરવામાં તેમને એવડો પરિશ્રમ ઉઠાવવો પણ પડશે. "

પૂર્વાચાર્યોનું મત એવું છે કે–**વિહારશીલ દેશ અને વિહાર-શીલ રાજા : એ બે પૈકી વિહારશીલ દેશ કર્મફળને નષ્ટ કરનારો** ગણાશે જ; પરંતુ રાજા જો વિહારશીલ હશે, તો કારીગરોને, શિલ્પી-ઓને, ભાટચારણોને, ગાયકોને, ભાડભવાયાને અને વેપારીઓને તે ઉપકારક થવાનો."

પરંતુ હું–કૌટિલ્ય–પૂર્વોક્ત મતને મળતો નથી થતો. મારૂં મંતવ્ય, આ બાબતમાં આ પ્રમાણે છેઃ–"કર્મશ્રમ ટાળવાને અર્થે જે કોઇ દેશ વિહારશીલ બને છે તેને અર્થહાનિ અલ્પ પ્રમાણમાં જો કે થાય છે, તથાપિ તે પુનઃ કર્મપરાયણ બની (પણ) શકે છે; ( અને તેમ થઇને પોતાને થયલ નુકસાનનો બદલો તે મેળવી લે છે); પરંતુ જે કોઇ રાજા પોતે વિહારશીલ બની જાય છે તે પોતાના હજુરિયા (વલ્લભ જનો ) તરફ પક્ષપાત બતાવ-નારો બની જાય છે, જેની તેની મિલ્કત પડાવી લે છે અગર જેની તેની પાસે યાચના કર્યાં કરે છે, અને કારખાનાંઓમા ચાલતાં કામોમાં પણ ખલેલ પહોચાડીને તે અનેક રીતે પ્રજાપીડક (પણ) બની રહે છે. "

પૂર્વકાળના ( નીતિજ્ઞ ) આચાર્યો, વળી કહે છે કે—એક ભાર્યા સુભગા હોય અને એક રાજકુમાર હોય, તો તે બેમાંથી સુભગા ( માનીતી રાણી) વિલાસોપભોગ વડે સંકટ ઉત્પન્ન કરનારી ગણાશે; જ્યાર રાજકુમાર, પોતાના પ્રિય જનોની મદદથી જેની તેની મિલ્કત પડાવી લઇને કે જેની

તેની પાસે યાચનાઓ કરીકરીને તેમ જ પણ્યાગારમાં થતાં રહેતાં કાર્યોમાં ખલેલ પહોંચાડીને (અનેક પ્રકારે) પીડા આપનારો થઇ શકશે પણ ખરો.

પરંતુ હું–કૌટિલ–આ મતને ગ્રાહ્ય ન ગણતાં આ પ્રમાણે જણાવું છું:–" અમાત્ય અને પુરોહિતની મદદથી, રાજકુમાર તરફથી થતા પીડનને અટકાવી શકાશે ખરૂં; તથાપિ અનિષ્ટ જનોનો સંગ રાખનારી, હઠીલા સ્વભાવવાળી, પણ માનીતી રાણી તરફથી જે પીડાઓ અપાશે તેમનો પ્રતીકાર થઈ શકશે નહિ."

પુનઃ, પૂર્વાચાર્યોનું એક મત એવું છે કે,—શ્રેણી (રપુરૂષોવીની ઝિાત)-સંસ્થા અને કોઇ એક મુખ્ય કોટીનો પુરુષઃ એ બે પૈકી જો કોઇ શ્રેણીસંસ્થા વ્યસનોત્પાદક થશે, તો તેનો પ્રતીકાર થઇ શકશે નહિ; કારણ કે સંસ્થામાં મનુષ્યોનું બાહુલ્ય (બહુપણું) હોય છે અને તેથી તેઓ તે, ચોરી અને લૂંટફાટ ચલાવ્યાં કરીને પીડોત્પાદક થઇ શકે છે. પરંતુ મુખ્ય પુરૂષ પોતે એકલો હોઇને તે, બહુ તો, હરકોઇ કાર્યનો અવગ્રહ કે આઘાત કરનારો થઇ શકશે. (અર્થાત્ એવા એકલદોકલ પુરૂષથી એકલા હાથે, વધારે પ્રમાણમાં પીડાને જન્મ આપી શકશે નહિ.)

પણ, આ મતને હું–કૌટિલ–માન્ય રાખી શકતો નથી; કારણ કે શ્રેણીજનિત સંકટોની અસર, શ્રેણીની પોતાની ઉપર તથા રાજાની ઉપર એકસરખી રીતે થતી હોઇને તેવાં સંકટો સહેલાઇથી દૂર થઇ શકે તેવાં હોય છે. વળી એવી જે કોઇ શ્રેણી સંકટોત્પાદક હોય તેના નેતાને જો પકડીને કેદ કરી લેવામાં આવશે, તો તેના પરિણામમાં તેવીનેતા હીન બની ગયલ શ્રેણીથી ઉત્પન્ન કરાયલાં સંકટોનો અંત પણ આવી જવાનો. તથાપિ (સંકટ ઉત્પન્ન કરે તેવા) કોઇ મુખ્યને જો મદદગારો મળી આવેલા હશે, તો તેના મદદગારોની મદદથી તે અન્ય જનોને, તેમની પોતાની જીંદગી તથા મિલ્કત પરત્વે પીડી શકશે પણ ખરો.

**સન્નિધાતા** અને **સમાહર્તાઃ** એ ઉભય અમલદારો તરફથી થતા પીડનના સંબંધમાં પૂર્વકાળના આચાર્યોનું કહેવું આ પ્રમાણે છેઃ–"કાર્યને

વણુસાડી મુકીને તથા વારંવાર ધનદંડની સજા (જેને તેને) કરીકરીને સન્નિધાતા પીડક થઇ શકે (પરંતુ સમાહર્તા એ પ્રમાણે પીડક થઇ શકતો નથી); તથાપિ તે પોતે (સમાહર્તા) પ્રદિષ્ટફલોપભોગી (પોતાના ખાતા મારફત ઉઘરાવાતી મહેસુલને પોતાના ઉપભોગમાં લેનારો) થઇ શકે છે (અને તેટલા પ્રમાણમાં તે વ્યસનોત્પાદક પણ થાય છે.)."

તથાપિ મારૂં-કૌટિલનું-મત આ વિષય પરત્વે આ પ્રકારનું છેઃ— "સન્નિધાતાનું કામ તો ફક્ત, જે કાંઇ કોશમાં દાખલ કરવાને વાસ્તે અન્ય જનો તરફથી અપાય તેને તેમા દાખલ કરી દેવાનું હોય છે; જ્યારે સમાહર્તા અર્થને પ્રથમ પોતાનો કરી લે છે અને પછીથી તેને તે રાજાનો બનાવે છે—(અર્થાત્ ખજાનાને સંભાળી રાખનારના કરતાં ખજાનાને તર કરવાના ઉપાયો યોજનાર અમલદાર વધારે પ્રમાણમાં પીડોત્પાદક થઇ શકે); અગર તો તે રાજાની ગણાતી ઉપજને નષ્ટ કરી દઇને, અન્ય જનોની મિલ્કત પડાવી લેવા અર્થે, પોતાની મરજીમાં આવે તે પ્રમાણે ગપલાં ભરેછે પણ ખરો."

વળી પૂર્વાચાર્યોનું એક મત આવું પણ છેઃ—"અંતપાલ અને વૈદેહકઃ એ બેમાંથી અંતપાલ, ચોરોને (રાજ્યમાં) પ્રવેશ કરવા દઇને તેમ જ વધારે પડતા પ્રમાણમાં કરવેરાની ઉઘરાત કરીને વાણિજ્યનો ઘાત કરનારો થઇ શકશે; પરંતુ જે કોઇ વૈદેહક (વેપારી) હશે તે, લાભકારક રીતે વેચાણ-ખરીદી કરશે, અને તેમ કરીને તે રાજ્યની દોલતમાં વધારો પણ કરશે."

પરંતુ મારૂં-કૌટિલનું-કહેવું, આ બાબતમાં આ પ્રમાણે છેઃ—"રાજ્યમાં આયાત થતા માલ પરત્વે અનુગ્રહ બતાવીને અંતપાલ વાણિજ્યવૃદ્ધિ કરી શકશે; પરંતુ જે લોકો વેપારીઓ હશે તેઓ બધા મળી જઇને માલના મૂલ્યને ચઢાવી કે ઉતારી શકશે એટલું તો નહિ, પરંતુ તેઓ, 'એક પણના સો પણ' અને 'એક કુંભના સો કુંભ' કરીને સોએ સો ટકા લાભ લેવાનો • સ્પન (પણ) કરવાના."

આ બેમાંથી વધારે સારૂં શું-અભિજાત (મોટા) લોકો ભૂમિ દબાવી રાખે તે, કે પશુઓના ચરવાને અર્થે ભૂમિ રોકી રખાય તે ?

આ પ્રશ્નનું નિરાકરણ, પૂર્વકાળના આચાર્યો આ પ્રમાણે કરે છેઃ— "અભિજાત (કુલીન) જનોથી રોકાયલ (ઉપરૂદ્ધ) ભૂમિ મહાફલ આપનારી હોય છે એટલું તો નહિ, પરંતુ સૈન્યમા ભરતી કરવાને માટે માણસો જોઇએ તે તે પૂરા પાડનારી પણ હોય છે. આમ હોઇને, એવી ભૂમિનો માલીક જ્યા સુધી વ્યસનોત્પાદક થાય નહિ ત્યાસુધી તેની પાસેથી તેવી ભૂમિ છીનવી લેવી ન જોઇએ. પરંતુ જે ભૂમિ, પશુઓને ચરવા અર્થે રખાયલી હોય છે તે કૃષિયોગ્ય ( ખેડવા લાયક ) હોઇને તેને પશુપાળોથી ઉપરૂદ્ધ થવા ન દેવી એ વધારે ઇષ્ટ ગણાશે; કારણ કે ભૂમિનો ઉપયોગ ચરા રૂપે થાય તેના કરતા ક્ષેત્ર (ખેતર) રૂપે થાય, એ વધારે પસંદ કરવા જેવું છે. "

પરંતુ હું-કૌટિલ્ય-આ બાબતમા મારો અભિપ્રાય આ પ્રમાણે દર્શાવું છું:—"કુલીન જનોથી રખાઇ લેવાયલ ભૂમિ જો કે અત્યંત મહોપકારક ગણાય છે, તથાપિ તેવા કુલીન જનોને વ્યસનોત્પાદક થવાની તક મળી આવે નહિ એટલા માટે, તેવી (તેમનાથી રોકાયલ) ભૂમિને તેમની કનેથી છોડાવી લેવી એ વધારે સારૂં ગણાશે. વળી જો ચરિયાણ ભૂમિ રહેવા દેવાથી ખેતીવાડીને નુકસાન પહોચતું ન હોય, તો પછી, તેવી ચરિયાણ ભૂમિ અર્થનો તેમ જ પશુઓનો લાભ આપનારી હોઇને તે ( પશુપાળો કનેથી ) છીનવાઇ લેવાને પાત્ર ગણાશે પણ નહિ. "

પૂર્વાચાર્યોનું કહેવું એમ છે કે—' વાટપાડુઓ ( પ્રતિરોધકો ) અને આટવિકો (જંગલી લોકો): આ બેમાંથી જેઓ વાટપાડુઓ હોય છે તેઓ રાત્રિના સમયે સ્ત્રીઓને ઉઠાવી જનારા, મનુષ્યો ઉપર આક્રમણ કરનારા, અને સેંકડો અને હજારો 'પણ' દ્રવ્યને હરી જનારા હોય છે; ત્યારે આટવિકો પોતાના કોઇ એક નેતાના તાબામાં રહેનારા હોઇને

આસપાસના જંગલોમાં ભટક્યા કરે છે, અને અહીંતહીં થોડું થોડું નુકસાન કરતા તેઓ દષ્ટિએ પણ ચઢે છે.

પરંતુ હું—કૌટિલ—આ બાબતમાં આ પ્રમાણે મત ધરાવું છું:—" જે લોકો પ્રતિરોધકો ( વાટપાડુઓ ) હશે તેઓ ફક્ત બેભાન ( પ્રમત્ત ) લોકોના માલનું અપહરણ કરી શકશે. વળી આ લોકો એવા હોય છે કે તેમને સુખેથી ઓળખી શકાશે, અને તેથી તેમને પકડી લેવાનું કામ પણ સહેલું થવાનું. પરંતુ જે લોકો આટવિક કોટીના હોય છે તેઓ પોતે દુર્ગો ધરાવનાર હોય છે; તેમની સંખ્યા મોટી હોય છે; અને તેઓ વળી બહાદૂર અને પ્રકાશમાં લડવાની શક્તિવાળા હોઇને રાજાઓની પેઠે દેશોને સર કરનારા તથા નષ્ટ કરનારા પણ હોય."

મૃગવનો અને હસ્તિવનો પૈકી મૃગવનો ઘણાં હોઇને ઘણું માંસ અને ઘણાં ચામડાં અપાવનારાં થઇ રહેશે, અને તેમના વિષે તૃણવૃદ્ધિ મંદ મંદ થતી હોઇને તેઓ સુનિગ્ય પણ બની રહેવાનાં. પરંતુ હસ્તિવનોનાં લક્ષણ, એ ( મૃગવન ) થી વિરૂદ્ધ પ્રકારનાં જાણવાં; કારણ કે હાથીઓને જો કે પકડીને કેળવી શકાય છે ખરા, તથાપિ તેમનામાં દેશવિનાશ કરવાની શક્તિ રહેલી છે, એમ આપણે જોઇ શકીએ છીએ.

પોતાના રાજ્યમાંથી અને પારકાના રાજ્યમાંથી જે લાભો મળે તે બેમાંથી પોતાના રાજ્યમાંથી મળી આવતાં ધાન્ય, પશુ, હિરણ્ય અને કાચો માલ, પોતાની પ્રજાને વિપત્કાલે જીવનનિર્વાહક થઇ પડશે; પરંતુ પરદેશમાંથી આયાત કરાતો સદરહુ પ્રકારનો લાભ ઉપકારક થઇ પડશે નહિ.

આ પ્રમાણે વિવિધ પ્રકારની પીડાઓને લગતી વાત પૂરી થાય છે.

(રાજ્યમાંના) કોઇ મુખ્ય તરફથી જ્યારે અવરોધ (સ્તંભ) થઇ આવે ત્યારે તે '**આભ્યંતર સ્તંભ**' કહેવાય છે; અને જો કોઇ શત્રુથી કે જંગલી જાતિની પ્રજાથી અવરોધ થાય, તો તે '**બાહ્યસ્તંભ**' કહેવાશે.

અવરોધ ( સ્તંભ )ના પ્રકાર ઉપર પ્રમાણે સમજી લેવા.

આર્થિક મંદતા, મુખ્યજનો તરફ બતાવાતા અનુગ્રહના પરિણામમાં છોડી દેવાતા કરને લીધે થઇ આવતો ધનનો તોટો, વીંખાઇપીંખાઇ જની આમદાની, ઉઘરાવી લીધેલ જમીનમહેસુલને લગતો ખોટો હિસાબ, અને કોઇ સામન્ત રાજાના કે આટવિકના હવાલામાં છોડી દેવાયલ ઉપજ—એ સર્વે આર્થિક વ્યસનોને, પૂર્વસુચિત બે પ્રકારના સ્તંભનાં તથા પૂર્વોક્ત કોટીની પીડાઓનાં પરિણામો જાણવા.

આ પ્રમાણે કોશવિષયક વ્યસનોને લગતું વર્ણન પૂરું થાય છે.

પોતાના દેશની આર્થિક દશા ઉત્કૃષ્ટ થતી રહે એટલા માટે તેણે (દરેક રાજાએ) વિવિધ પ્રકારની પીડાઓને ઉત્પન્ન થતી અટકાવવી; તેમની ઉત્પત્તિ થઇ આવે તો તેમનું નિવારણ કરી દેવું; અને કોઇ પણ પ્રકારનો અવરોધ કે કોઇ પણ પ્રકારનું આર્થિક સંકટ નડતર રૂપે ઉપસ્થિત ન થઇ આવે તે માટે તેણે પ્રયત્ન પણ કરવો.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિવિધ વ્યસનો'સંબંધક આઠમા અધિકરણમાંનું, 'પીડા કરનારાં (પીડનવર્ગનાં), અવરોધ કરનારાં (સ્તંભ વર્ગના), અને કોશને લગતાં (કોશસંગવર્ગનાં) વ્યસનો'નામક ચોથું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૫.

### સેનાને લગતાં તથા મિત્રને લગતાં વ્યસનો.

જે અપમાન પામેલી હોય તે; જે ખીજવાયલી (વિમાનિત) હોય તે; જેને પગાર ન અપાયો (અભૃત) હોય તે; જેમાં રોગચાળો વર્તતો હોય તે; જે નવી અણાયલી હોય તે; જે દીર્ઘપ્રવાસે ગયલી હોય તે; જે અતિ થાકી ગયલ (પરિશ્રાંત) હોય તે; જે કોઇ હીણ પડી ગઇ હોય તે; જે કોઇ પાછી પડેલી હોય તે; જેનો અગ્રભાગ નષ્ટ થઇ ગયો હોય તે; જે કોઇને હવાપાણી સદતાં ન હોય તે; જે કોઇ

પ્રતિકૂળ ભૂમિ વિષે જઇ પડેલ હોય તે; જે કોઇ હતાશ થઇ ગયલ હોય તે; જે કોઇ નાસી છૂટેલી હોય તે; જેમાંના પુરૂષો વઢુઘેલા હોય તે; જે કોઇમા દગાખોર જનો હોય તે; જે કોઇને મુખ્ય (મૂળ) ભાગ કુપિત થઇ ગયલો હોય તે; જે વિષે કલહ પ્રવર્તી રહેલ હોય તે; જે કોઇ પરરાજ્યમાંથી આવેલ હોય તે; જે કોઇએ અનેક રાજ્યોની નોકરી કરી હોય તે; જે કોઇને વિશિષ્ટ કોટીના વ્યાયામ અને વ્યૂહની દષ્ટિએ તાલીમ અપાયલી હોય તે; જે કોઇને, અમુક ભૂમિમાં અમુક રીતે વર્તવાની તાલીમ અપાયલી હોય તે; જે કોઇને ઉપરોધ થયલો હોય તે; જે કોઈ ઘેરાઇ ગઇ હોય તે; જેને ધાન્યાદિ ખાધાખોરાકી પહોંચી શકતી ન હોય તે; જેનાથી તેનાં પોતાનાં માણસો તથા સાધનસામગ્રી છિન્ન થઇ ગયલ હોય તે; જેને તેની પોતાની ભૂમિમાં જ રખાતી હોય તે; જે કોઈને મિત્રરાજાના આશ્રય હેઠે મુકવામાં આવેલ હોય તે; જે વિષે દૂષ્ય ( શત્રુતા ધરાવનાર ) જનો પ્રવિષ્ટ થઇ બેઠેલા હોય તે; પૃષ્ઠભાગ ઉપરના શત્રુથી જે કોઇ ભયભીત રહેતી હોય તે; જે કોઇ પોતાના આરંભસ્થાન સાથે પોતાનો વ્યવહાર રાખી શકતી ન હોય તે (શૂન્યમૂલ); જેનો સ્વામી મરાઇ ગયલ હોય તે; જે કોઇનો નેતા નષ્ટ થઇ ગયો હોય તે; અને જે કોઇ અંધ (અવિનીત—તાલીમ વિનાની) હોય તે: **આ બધા પ્રકારની સેનાઓને વ્યસનોનાં મૂળ રૂપ સમજી લેવી.**

આ બધી સેનાઓ પૈકી જે સેના ' અમાનિત ( અણમાણીતી ) ' હોય અને બીજી જે કોઇ 'વિમાનિત' હોય તે બેમાંથી પહેલી જે અમાનિત હોય તેને ફરીથી માનયુક્ત કરીને લડાઇમાં ઉતારી શકાશે; પરંતુ જે કોઇ સેના વિમાનિત હોય તેનો ઉપયોગ લડાઇમાં કરવો નહિ.

જેનો પગાર ચૂકવાયો ન હોય તેવી સેના અને જેમાં રોગચાળો ચાલતો હોય તેવી (વ્યાધિત) સેના: એ બેમાંથી જે સેનાનો પગાર ચૂકવાયો હોય તે સેનાને તેનો પગાર ચૂકવી આપીને લડવાને કામે લઇ જ

શકાય; પરંતુ જે સેના વ્યાધિત હોય તેને તો લઇ જવી નહિ જ; કારણ કે તેનામાં કર્મશક્તિનો અભાવ હોય છે.

જે કોઇ, નવી આવેલી સેના હોય અને બીજી જે કોઇ સેના દીર્ઘ-પ્રવાસ કરીને પાછી આવેલ હોય તે બેમાંથી પહેલા પ્રકારની સેના, બીજી કોઇ નવાગત સેના સાથે ભળી ગયા વિના, પોતાને જે દેશ પ્રાપ્ત કરવો હોય તે કરી લે એટલે પછી તેને યુદ્ધમા ઉતારી શકાશે; પરંતુ બીજા પ્રકારની જે સેના દીર્ઘપ્રવાસ કરીને આવી હોય તેને રણાંગણમાં લઇ જવી નહિ; કારણ કે તે કંટાળી ગયલી હશે.

એક થાકી ગયલી અને બીજી ક્ષીણ પડી ગયલી સેના હોય, તો એ બેમાંથી જે કોઇ સેના થાકી ગયલી હોય તે સ્નાનભોજન કરીને તથા ઉંઘ લઇને તાજી બની જાય એટલે પછી તેને લડાઇમા ઉતારવી; પરંતુ ક્ષીણ પડી ગયલ સેનાને યુદ્ધાર્થ મોકલવી નહિ.

એક સેના પાછી પડેલ ( પ્રતિહત ) હોય, અને બીજી એક સેનાનો અગ્રભાગ નષ્ટ થઇ ગયલો હોય, તો આ બેમાંથી પહેલા પ્રકારની સેનામાં નવા સૈનિકો ઉમેરીને તેને લડાઇના મેદાનમાં લઇ જવી; પરંતુ પોતાના અગ્રભાગ ઉપર હુમલો થતાં જે સેનાના વીર પુરુષો ઘણા પ્રમાણમાં ખપી ગયા હોય તેને લડાઇમા મોકલવી નહિ.

એક સેનાને, હવાપાણીની ખરાબ અસર થયલી હોય અને બીજી એક સેનાને પ્રતિકૂળ ભૂમિમાં જઇ પડવાનું બની આવ્યું હોય, તો એ બેમાંથી પહેલી–પ્રતિકૂળ હવાપાણીને લીધે હેરાન થયલી–સેનાને, ઋતુને બંધબેસતાં થાય તેવા વસ્ત્રો તથા શસ્ત્રો આપ્યા પછી તેને યુદ્ધમાં લઇ જઇ શકાશે; પરંતુ ભૂમિની પ્રતિકૂળતાને લીધે જે કોઇ સેના યથેષ્ટ વ્યાયામ પામી ન શકે તેને યુદ્ધમા ઉતારવી નહિ.

એક સેના હતાશ હોય અને એક સેના ભગેડુ હોય, તો એ બેમાંથી પહેલી જે હતાશ હોય તેની આશા પૂરી કરી આપીને તેનો લડાઇના કામે ઉપયોગ થઇ શકે; પરંતુ જે સેના ભગેડુઓથી બનેલી હોય તેનો લડાઇમાં

ઉપયોગ કરવો નહિ ( કારણ કે, તેમાંના સૈનિકો ગમે તે સમયે ભાગી પણ જાય. ).

વહુઘેલા સૈનિકો અને શત્રુના આશ્રય હેઠે રહેલા સૈનિકો: આ બે પ્રકારના સૈનિકો પૈકી પહેલા પ્રકારના સૈનિકોને, તેમની ભાર્યાઓથી વિયુક્ત કરીને લડાઇ વિષે લઇ જઇ શકાય; પરંતુ જે સૈનિકો શત્રુના આશ્રય હેઠે રહેલા હોય છે તેઓ, એક રીતે અંદરના શત્રુ રૂપ હોઇને લડાઇના કામમાં ઉપયોગી ગણાશે નહિ

એક સેના કુપિત હોય અને એક સેનામાં ફાટફૂટ ( ભિન્નગર્ભ )હોય, તો એ બેમાથી જે કોઇ સેનાનો અમુક ભાગ કુપિત થયલો હોય તેને, સામાદિ ઉપાયો વડે શાંત કરીને યુદ્ધમાં ઉતારી શકાશે; પરંતુ જે સેના ભિન્નગર્ભ હોય અને જેમાંના સૈનિકો એક બીજાથી વિમુખ બની ગયલ હોય તેનો ઉપયોગ યુદ્ધમાં થઇ શકશે નહિ.

જે એક લશ્કર પરરાજ્યમાંથી આવેલ હોય અને બીજા જે એકેઅનેક રાજ્યોની નોકરી કરેલી હોય તે બે પૈકી જે લશ્કરે પરરાજ્યની નોકરી, ઉશ્કેરણી કે પ્રપંચના પરિણામે છોડી દીધેલ ન હોય તે લશ્કરને, જાસુસો અને મિત્રોની આગેવાની હેઠળ લડવાને મોકલી શકાશે; પરંતુ જે લશ્કરે અનેક રાજ્યોની નોકરી કરેલી અને છોડી દીધેલી હોય તે લશ્કરનો ઉપયોગ યુદ્ધ વિષે કરવાનો નથી.

અમુક પ્રકારના વ્યાયામની તેમ જ અમુક પ્રકારના ઉપનિવેશ (છાવણી)-ની દૃષ્ટિએ એક સેનાને તાલીમ અપાયલી હોય, અને બીજી એક સેનાને અમુક ભૂમિમાં અમુક રીતે વ્યાયામ લેવાની તાલીમ અપાયલી હોય, તો એ બે પૈકી જે કોઇને વિશિષ્ટ પ્રકારની છાવણી અને હીલચાલ પરત્વે ખાસ જ્ઞાન અપાયલું હોય તેનો લડાઇમાં ઉપયોગ થઇ શકે; પરંતુ જે કોઇ સેનાને, અમુક એક જ પ્રકારની ભૂમિમાં ઉપકારક થઇ રહે તેવા પ્રકારની છાવણી અને હીલચાલ વિષે જ જ્ઞાન અપાયલું હોય તેને ( ગમે તે ) લડાઇમાં લઇ જવી નહિ.

એક ખળાયલી ( ઉપરૂદ્ધ ) સેના હોય, અને બીજી એક ઘેરાઇ ગયેલી ( પરિક્ષિપ્ત ) સેના હોય, તો એ બેમાંથી જે કોઇ એક દિશાએ અવરૂદ્ધ થયલ હોય તેને દોરી જઇને, અવરોધક (શત્રુ)ની સામે અન્ય દિશામાં યુદ્ધપ્રવૃત્ત કરી શકાશે; પરંતુ જે સેના બધી દિશાઓએથી પ્રતિરૂદ્ધ થયલી હશે તેનો ઉપયોગ લડાઇના કામે થઇ શકશે નહિ.

જેને ધાન્યાદિ (ખોરાકી) પહોંચી શકતાં ન હોય એવી એક સેના હોય અને બીજી એક એવી સેના હોય કે જે પોતાનાં માણસો તથા સાધનોથી વિચ્છિન્ન થઇ ગઇ હોય, તો એ બેમાંથી જે કોઇને ધાન્યાદિ પહોંચી શકતાં ન હોય તેને અન્ય દિશાએથી ધાન્યાદિ પહોંચતાં કરીને અગર તો તેને જંગમ તથા સ્થાવર ખાદ્ય પદાર્થો ( માંસાહાર અને શાકાહાર વગેરે ) પૂરાં પાડીને લડાઇમાં ઉતારવાનું શક્ય ગણાશે; પરંતુ જે સેનાને ( જરૂર પૂરતાં) માણસો તથા સાધનસામગ્રી પહોંચાડી ન શકાય તેને યુદ્ધોપયોગી ગણી શકાશે નહિ.

એક સેનાને તેની પોતાની જ ભૂમિમાં રાખી હોય, અને બીજી એક સેનાને મિત્રરાજાના રાજ્યમાં તેના આશ્રયે રાખેલી હોય, તો એ બેમાંથી જે એકને પોતાના જ રાજ્યમાં રાખેલ હશે તેને આપત્કાલે વેરી નાખવાનું કામ સહેલાઇથી થઇ શકશે; પરંતુ જે કોઇ સેના મિત્રરાજાના આશ્રયે રખાયલ હશે તેને, દેશકાળના અંતરાયને લઇને વીખેરી શકાશે નહિ.

દૂષ્ય જનોવાળું એક લશ્કર હોય, અને બીજું એક લશ્કર, તેના પોતાના પૃઠભાગ ઉપર રહેલ શત્રુથી ભયત્રસ્ત થઇ રહેલું હોય, તો પછી એ બેમાંથી જે લશ્કરમાં દૂષ્ય જનો ભળેલા હોય તેવા લશ્કરને, કોઇ એક વિશ્વાસપાત્ર સરદારના હાથ નીચે રહીને લડવાને માટે મોકલવું હોય તો મોકલી શકાશે; પરંતુ જે લશ્કર, પીઠ ઉપર રહેલ શત્રુથી ભયગ્રસ્ત થઇ રહેલ હોય તેને લડાઇમાં મોકલવું નહિ.

એક સેના એવી હોય કે જે પોતાના સૂત્રસ્થાન સાથે વ્યવહાર રાખી ન શકે, અને બીજી એક એવી સેના હોય કે જે અંધ ( નેતા વિનાની )

હોય, તો તે બે પૈકી જે સેનાનો વ્યવહાર, તેના પોતાના મૂળસ્થાન સાથે રહી શકયો ન હોય તે સેનાને, પોતાના મૂળસ્થાન સાથે વ્યવહાર રાખી શકતી કરી દઈને તથા તેને નગરજનો અને ગ્રામજનો તરફથી આશ્રય અપાવીને લડાઇમા ઉતારવાનું બની શકશે; પરંતુ રાજા કે સેનાપતિ જેવો નેતા જે કોઇ સેનાને ન હોય તેવી અંધ સેના, કોઇ પણ રીતે યુદ્ધોપયોગી થઇ શકશે નહિ.

જે સૈનિકોનો સરદાર નષ્ટ થઇ ગયો હોય અગર તો જે સૈનિકો કેળવાયલા ન હોય તે સૈનિકો પૈકી જેમનો સરદાર નષ્ટ થઈ ગયો હોય તેમને, અન્ય કોઇ સરદારના હાથ નીચે યુદ્ધમાં મોકલી શકાય; પરંતુ જે સૈનિકો કેળવાયલ ન હોય તે તો કશા ય ખપમા આવવાના નહિ.

સૈન્યને સંકટગ્રસ્ત થવા ન દેવું હોય તો તેનામાં જે દોષ હોય તે દૂર કરી દેવો, નવાં નવાં માણસોને તેમા ભરતાં રહેવું, શત્રુ છાપો મારી શકે તેવા સ્થાનોથી તેને દૂર દૂર રાખવું, અને તેમાં જે બધા અમલદારો હોય તેઓ બધામાં સંપ રહે તેવી તજવીજ ( પણ ) રાખવી.

સંકટકાળમાં તેણે (રાજાએ) સતત ઉત્સાહમાં રહીને શત્રુથી, પોતાની સેનાની રક્ષા કરતાં રહેવું, અને શત્રુ જ્યારે સંકટગ્રસ્ત થયલો દેખાય ત્યારે તેણે તેની (શત્રુની) સેના ઉપર પ્રહાર પણ કરી દેવો.

પોતાની પ્રજા સંકટગ્રસ્ત થઇ જશે એવું તેને જ્યારે જ્યારે જણાય, ત્યારે ત્યારે તેણે, તેવા સંકટનું મૂળ ખોદી નાખવાને અગાઉથી જ અને આલસ્ય રાખ્યા વિના (આવશ્યક) ઉપાયો કામે લગાડી દેવા.

જે કોઇ મિત્ર સ્વેચ્છાએ, કે બીજાઓની સાથે એકો કરીને, કે અવર કોઇ રાજાની પ્રેરણાથી પોતાના જ મિત્ર ઉપર ચઢાઇ લઇ ગયો હોય તે; મિત્રભાવ નભાવી ન શકાયાને લીધે જે કોઇ મિત્ર પરિત્યકત થઇ ગયો હોય તે; જે કોઇ મિત્રને બીજા કોઇએ ફોડી લીધો હોય અને તેના પરિણામમાં યુદ્ધમાંથી જે પાછો હઠી ગયો હોય તે; એકની સાથે સંધિ

કરીને બીજાની સામે લડવા જવું એવી નીતિનું અવલંબન કરીને જે મિત્ર બીજો જે કોઇ રાજા પોતે એકલો અગર તો બીજા રાજાઓને સાથે રાખીને એક મિત્રરાજા ઉપર ચઢાઇ લઇ જતો હોય તેની સાથે મિત્રતાસંબંધ બાંધી લે તે; ભય, અવમાન કે આલસ્યના કારણે જે કોઇ મિત્ર, પોતાના વ્યસનમાંથી મોક્ષ મેળવી શકયો ન હોય તે; જે કોઇ મિત્ર સ્વભૂમિ વિષે જ પૂરાઇ જવા પામ્યો હોય, અગર તો જે કોઇ ભયભીત થઇને નાસી ગયો હોય તે; પોતાને વધારે પડતું દેવાનો સમય આવવાથી, અગર તો પોતાને જેટલુ મળવું જોઇએ તેટલું ન મળ્યાથી, અગર તો પોતાને જેટલું મળવું જોઇએ તેટલું મળી ગયું હોય છતાં તૃપ્તિ ન થવાના કારણે જે કોઇ મિત્ર અપ્રસન્ન રહેતો હોય તે; જે કોઈ મિત્રે સ્વેચ્છાએ વધારે પ્રમાણમાં આપેલ હોય, અગર તો (પોતાના મિત્રને ) વધારે પ્રમાણમા તે આપી શકે એટલા માટે જે કોઈ મિત્રને બીજાએ આપેલું હોય તે; જે કોઇ મિત્ર દબાણમાં રખાતો હોય તે, અગર તો જેણે મૈત્રીસંબંધ તોડીને બીજા સાથે મૈત્રી બાંધી દીધેલ હોય તે; મૈત્રીનો નિર્વાહ કરી રાખવા જેટલી શક્તિ ન હોવાના કારણે જે કોઇ મિત્ર ઉપેક્ષિત થયલો હોય તે; અને પોતાના મિત્રની વીનવણીઓને કાન ન દેતાં જે કોઇ મિત્રે શત્રુનું રૂપ ધારણ કરેલું હોય તે—આવા આવા જે મિત્રો હોય તેમને ભાગ્યે જ સાધી શકાશે; અને કદાપિ તેમને સાધી શકાશે તો તેઓ (ગમે તે સમયે ) વિરકત પણ થવાના.

જે કોઇ મિત્ર, મિત્રસંબંધના ગર્ભમાં રહેલ જવાબદારીનું ભાન ધરાવતો હોય તે; અગર તો જે કોઇ મિત્ર માનને પાત્ર થયલો હોય તે; અગર તો જે કોઇ મિત્ર મોહને લીધે નિરાશ થઇ ગયલો હોય તે; અગર તો જે કોઇ મિત્ર ઉત્સાહિત કરાયલો હોય છતાં ( તેને પોતાને સોંપાયલ ) કર્મ કરવાને અશકત નીવડેલો હોય તે; અગર તો જે કોઈ મિત્ર, બીજા કોઇથી ભય પામીને પીઠ ફેરવી બેઠો હોય તે; અગર તો બીજા કોઇ મિત્રને નષ્ટ થતો જોઇને જે મિત્ર ભયગ્રસ્ત થઇ ગયો હોય તે; અથવા તો

શત્રુઓને સંઘીભૂત થતા દેખીને જે મિત્રને ભય વ્યાપી જતો હોય તે; અગર તો જે કોઇના મિત્રભાવને દૂષ્ય જનો ભેદી શકયા હોય તે—આવા જે મિત્રો હોય તેને સાધ્ય ગણી લેવા; અને તેઓને જો સાધી શકાશે, તો તેઓ મિત્ર રૂપે (પડખે) ઉભા પણ રહેશે.

આમ હોઇને, મિત્રતાઘાતક થાય તેવાં કારણોને કોઇ પણ રાજાએ જન્મ આપવો નહિ; અને કદાપિ તેવાં કારણો ઉપસ્થિત થઇ આવે, તો પછી તેણે, તેવાં કારણોને નષ્ટ કરી નાખે તેવા પ્રકારના ગુણો પ્રકટ કરીને તેમનું પ્રશમન (પણ) કરી નાખવું.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિવિધ વ્યસનો'સંજ્ઞક આઠમા અધિકરણમાંનું 'સેનાને લગતાં અને મિત્રને લગતાં વ્યસનો'—એ વિષયને લગતું પાંચમું પ્રકરણ પૂરૂં થાય છે. )

---

—આઠમું અધિકરણ પણ સમાપ્ત—

# નવમું અધિકરણ—વિજયાતુર રાજાનું કાર્ય.



## પ્રકરણ ૧.



### શક્તિ, દેશ, કાલ તથા બલાબલનું જ્ઞાન; અને યાત્રાકાલ.

વિજયાતુર રાજાએ પોતાના તેમ જ પોતાના શત્રુના બલાબલનું (તુલનાત્મક) જ્ઞાન ધરાવવું જોઈએ; અને શક્તિ, દેશ, કાલ, યાત્રાકાલ (ચઢાઈ લઈ જવાનો સમય), પોતાની સેનામાં નવા સૈનિકો ભરવા હોય તો તે પ્રમાણે જે સમયમાં કરી શકાય તે સમય (સમુત્થાનકાલ), પરિણામ (પશ્ચાત્કોપ), ક્ષય અને વ્યય, તથા લાભ અને હાનિઃ એ સર્વ પરત્વે પાકો વિચાર કરીને તેણે, પોતાની વિશિષ્ટ (સંપૂર્ણ રીતે સજ્જ ચયલ) સેના સહિત પ્રયાણ કરવું, અને તેમ નહિ તો પછી બેસી રહેવું (એ જ ઉચિત ગણાશે).

આ બાબતમાં પૂર્વકાળના (નીતિવિશારદ) આચાર્યોનું કહેવું આ પ્રમાણે છે—" ઉત્સાહ અને પ્રભાવ-એ બેમાં ઉત્સાહને શ્રેયસ્કર ગણવાનો છે. જે કોઈ રાજા પોતે શૂર, બળવાળો, કોઈપણ પ્રકારના રોગ વિનાનો અને શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ કરવામાં નિપુણ હશે તે, પોતાની ગૌણ (દ્વિતીય) શક્તિ રૂપ સેનાની મદદથી, હરકોઈ પ્રભાવશાળી રાજાનો પરાભવ પણ કરી શકશે. આવા રાજાનું સૈન્ય કદાપિ અલ્પ (નાનું) હશે તોપણ તે, પોતાની તેજસ્વિતાને લીધે, પોતાના કાર્યને સિદ્ધ કરી શકશે. પરંતુ જે કોઈ રાજા નિરુત્સાહ હશે તે કદાપિ પ્રભાવવાન્ અને સબળ સૈન્ય ધરાવનાર હશે, તોપણ તે નષ્ટ થઈ જવાનો."

તથાપિ મારૂં-કૌટિલ્યનું-મત, આ બાબતમાં આ પ્રમાણે છે— "એમ નહિ. જે કોઈ રાજા પ્રભાવસંપન્ન હશે તે પોતાના પ્રભાવના બળથી, કેવળ ઉત્સાહને આધારે રહેતા રાજાને પહોંચી વળી શકશે. એવો

(પ્રભાવસંપન્ન) રાજા, અન્ય કોઇ ઉત્સાહી રાજાને તેમ જ પ્રવીર પુરુષોને પોતાની મદદે બોલાવીને કે તેમને પકડી લાવીને કે તેમને ફોડીને પોતાના પક્ષમા ભેળવી લઇ શકશે એટલું જ નહિ, પરંતુ એ સર્વના પરિણામમાં તે પોતાના પ્રભાવશીલ હયદળ, હસ્તિદળ તથા રથસૈન્યને પોતાની સાથે લઇને, ગમે તે દિશામાં અપ્રતિહત ગતિ પણ કરી શકશે, સ્ત્રી, બાલ, પંગુ કે અંધઃ એ સર્વ કોટીના પણ પ્રભાવસંપન્ન રાજાઓએ ઉત્સાહવન્ત પુરુષોને કા તો જિતી લઇને અગર તો લાલચ આપીને (તેમની મદદથી પૂર્વકાળમાં) પૃથિવીનું રાજ્ય મેળવેલું (પણ ખરું.)."

વળી આચાર્યો આ પ્રમાણે પણ કહે છેઃ–" પ્રભાવ અને મંત્ર—આ બેમાં પ્રભાવને વધારે લાભકારક ગણવો; કારણ કે કોઇ પણ મંત્રશક્તિ-સંપન્ન રાજા જો પ્રભાવયુક્ત નહિ હોય, તો તે વાંઝણી બુદ્ધિવાળો ગણાશે. આવા રાજાનું મંત્રકર્મ જોકે નિશ્ચિત હોય છે, તથાપિ તેનામાં પ્રભાવનો અભાવ હોય છે તેથી કરીને તે, અવૃષ્ટિકાળે પોતાના રસનું ઉદ્‌વમન કરનાર ધાન્યાંકુરોની પેઠે પોતાના રાજ્યને ખોઇ પણ બેસે છે."

પરંતુ હું–કૌટિલ–આ મત ધરાવતો નથી. મારું મત આ પ્રમાણે છેઃ—"(પ્રભાવથી) મંત્રશક્તિને ચઢીઆતા પ્રકારની ગણવી, એ સારું છે. જે કોઇ પ્રજ્ઞાચક્ષુ અને નીતિશાસ્ત્રનો જ્ઞાતા હશે તે, અલ્પ પ્રયત્ને, મંત્રશક્તિનો ઉપયોગ કરીને, સામદાનાદિ ઉપાયોની મદદથી તથા રાસાયનિક સાધનો અને ચારોની ઉપકારકતા વડે, જે બીજા રાજાઓ ઉત્સાહયુક્ત અને પ્રભાવસંપન્ન હશે તેમને પણ પૂરો પડી શકશે. આમ હોઇને **ઉત્સાહ: પ્રભાવ: અને મંત્રશક્તિ**–એ ત્રણે, શત્રુને પહોંચી વળવાનાં સાધન તરીકે, ઉત્તરોત્તર ચઢીઆતી કોટીના ગુણ રૂપ ગણાય છે."

'દેશ'નો અર્થ 'પૃથિવી' થાય છે; અને એમાં હિમાલયથી તે છેક સમુદ્ર સુધીના વચલા ભાગમાં વિસ્તરી રહેલ દેશનો જે ઉત્તર ભાગ છે અને જેનું કદ (પરિમાણ) એક હજાર યોજન જેટલું છે તેને, કોઇ જેવા તેવા

મહારાજાના રાજ્યરૂપ (ક્ષુદ્રકોટીનો) ગણવાનો નથી * આ દેશમાં અનેક અરણ્યો, અનેક ગામડાંઓ, પાણીના ધોધો, સમ (સપાટ) ભૂમિઓ તથા વિવિધ વિષમ ભૂમિઓ પણ આવી રહેલ છે. (આમ હોઇને) એ દેશના સમ્રાટે, પોતાના બળમાં વધારો કર્યા કરે એવાં પ્રકારનાં કર્મો, એ બધા[1] પ્રકારની ભૂમિઓ વિષે કરવાનો આરંભ કરી દેવો. જે ભૂમિ પોતાના સૈન્યને, વ્યાયામ લેવાના કામમાં ઉપકારક થઇ રહે તેવી અને શત્રુના સૈન્યને અપકારક થઇ પડે તેવી હોય તેને તેણે 'ઉત્તમ' કોટીની ગણવી; જે ભૂમિ, એનાથી વિપરીત ગુણવાળી હોય તેને તેણે 'અધમ' કોટીની માનવી; અને જે ભૂમિમાં પૂર્વનિર્દિષ્ટ બન્ને પ્રકારના ગુણો દેખાય તેને '**મધ્યમ**' પ્રકારની તેણે સમજી લેવાની છે.

શિયાળો, ઊનાળો અને ચોમાસું–એ કાળનાં સ્વરૂપો છે. રાત્રિ, દિવસ, પક્ષ, માસ, ઋતુ, અયન, સંવત્સર (વર્ષ) અને યુગ (પાંચ પાંચ વર્ષનો દરેક ગાળો): એ બધા, કાળના વિશિષ્ટ અંશો (વિભાગો) છે. આ બધા કાલવિભાગોને અનુલક્ષીને તેણે (રાજાએ) આત્મબળમાં વૃદ્ધિ કરે તેવાં કામો આદરી દેવાં. લશ્કરી તાલીમ લેવડાવવાના કામમાં જે કાળ પોતાના સૈન્યને અનુકૂળ (ઋતુ), અને શત્રુના સૈન્યને પ્રતિકૂળ (અનૃતુ) થઇ પડે તેને '**ઉત્તમ કાલ**' જાણવો; તેનાથી વિપરીત ગુણવાળાને '**અધમ**' ગણવો; અને જે વિષે, પૂર્વોક્ત કોટીના બન્ને ગુણો રહેલા હોય તેને તેણે '**મધ્યમ**' માનવાનો છે.

"**શક્તિ, દેશ અને કાલઃ** એ ત્રણમાં શક્તિને શ્રેયસ્કર ગણવી," એવું પૂર્વકાળના આચાર્યોનું કહેવું થાય છે; "કારણ કે જે કોઇ રાજા

* આ દેશનો મહાસમર્થ મહારાજા, ચંદ્રગુપ્ત મૌર્ય હતો; અને તેના મહારાજ્યને બધી ય રીતે ઐશ્વર્યયુકત બનાવવા તથા જોવાને કૌટિલ પોતે ઉત્સુક પણ રહેલો.

[1] ચંદ્રગુપ્ત મૌર્યે, આ બધી સૂચનાઓ પ્રમાણે કર્મો પણ કરેલાં. જુઓ શ્રી સયાજી સાહિત્યમાળામાં પ્રકટ થયલ "ચંદ્રગુપ્ત મૌર્ય"

શક્તિસંપન્ન હશે તે, દેશની અમમતાથી, તેમ જ શીત, ઉષ્ણ તથા વરસાદ-વાળા કાલથી ઉદ્‌ભવતા સંકટોનો પ્રતીકાર કરી પણ શકશે."

તથાપિ કેટલાક આચાર્યોનો અભિપ્રાય આ પ્રમાણે છેઃ—"એ ત્રણેમાં **દેશને** વધારે ઉપકારક માનવો; કારણ કે પોતાના સ્થાનક વિષે રહેતો (સ્થલગત) કૂતરો, એક મગર (નક્ર) જેવા પ્રાણીને પણ ઘસડી જાય છે, અને નિમ્નગત (નીચા ભૂભાગમાં રહેલ) મગર એક કૂતરાને માંડમાંડ ખેંચી પણ શકે"

વળી બીજા કેટલાક આમ પણ કહે છેઃ—"**કાલને** જ શ્રેષ્ઠ માનવો; કારણ કે દિવસના ભાગમા એક કાગડો, ઘૂવડ (કૌશિક) જેવા પ્રાણીને મારી શકશે; જ્યારે રાત્રિ હશે તો એ જ ઘૂવડ કાગડાનો નાશ કરી શકવાનું."

પરંતુ હું—કૌટિલ—આ પ્રમાણે કહું છુંઃ—"એમ ન માનવું. શક્તિ, દેશ અને કાલઃ એ ત્રણે, એક બીજાને ઉપકારક થઇ પડે તેમ છે. જે કોઇ રાજાએ, **એ ત્રણે તત્ત્વો** સિદ્ધ કરેલ હોય તેણે, પોતાના સૈન્યનો ત્રીજો કે ચોથો ભાગ, પોતાના પૃષ્ઠભાગ ઉપર રહેલ શત્રુની **તેમ જ** જંગલી જાતિઓની શત્રુતાવાળી પ્રવૃત્તિઓની સામે, પોતાના મૂળસ્થાનની રક્ષા કરવાને માટે પ્રથમ ઇલાયદો કાઢી લેવો, અને પછી પોતાના કાર્યને સિદ્ધ કરવાના કામમાં સાધક થઇ પડે તેટલી સેના તથા તેટલો ખજાનો પોતાની સાથે રાખીને તેણે, પોતાના શત્રુના દેશમાંના ચોમાસુ તથા શિયાળુ પાકને નષ્ટ કરી દેવાના હેતુથી, પોતાના જે કોઇ શત્રુનો ધાન્યસંગ્રહ જૂનો અને કસ વગરનો થઇ ગયો હોય અને જેણે ફરી નવા ધાન્યનો સંગ્રહ કરેલો ન હોય તેટલું જ નહિ, પરંતુ જે પોતાના દુર્ગોને સમરાવી શક્યો પણ ન હોય તેવા શત્રુની સામે **માર્ગશીર્ષ** (ડીસેંબર) માસમા પ્રયાણ પણ કરી દેવું. જો એવા કોઇ (વિજયોત્સુક) રાજાની ઇચ્છા, પોતાના શત્રુના શિયાળુ તથા ઊનાળુ પાકને નષ્ટ કરી નાખવાની હોય, તો તેણે **ચૈત્ર** માસમાં પોતાની સેનાને વિજયયાત્રાએ મોકલવી. પોતાના શત્રુના દેશમાંના ઊનાળુ તથા ચોમાસુ આખતર (વર્ષાકાલ આરંભાતાં જે વાવણી થઇ હોય તેનાથી તુર્તમાં થઇ આવતા) પાકને નષ્ટ કરી દેવાની ઇચ્છા જો કોઇ

રાજાને થઇ આવે, તો જે શત્રુરાજાનાં ઘાસ, દાણો તથા સરપણ ( કાષ્ઠ-બળતણ ) ક્ષીણ થઇ ગયલાં હોય અને જેણે પોતાના દુર્ગોને સમરાવી લીધા પણ ન હોય તેવા કોઈ શત્રુના સામે જ્યેષ્ઠ માસમાં તેણે પોતાના લશ્કર સહિત ઉપડી જવું. અગર તો, પોતે જે કોઈ દેશ ઉપર ચઢી જવા ધારતો હોય તે દેશ અતિ ઉષ્ણ હોય અને જે વિષે ધાન્ય, ઇન્ધન અને પાણી જોઇએ તેટલા પ્રમાણમાં મળી શકે નહિ તેમ (અલ્પ) હોય, તો પછી તેણે તેવા દેશ ઉપર **હેમંત** ( જેમા ઝાકળ પડતી હોય તે ) ઋતુમા ચઢાઇ લઇ જવી; અગર તો જે દેશમાં સૂર્ય અંધીથી છવાયલો રહેતો હોય અને જેમા ઉંડી ઉંડી ખીણો તથા તૃણવૃક્ષની ગહન ( લટ ) ઝાડીઓ પુષ્કળ આવેલી હોય તે દેશ ઉપર તેણે ગ્રીષ્મ ઋતુમાં ચઢી જવું, અગર તો જે કોઇ દેશ પોતાના સૈન્યના વ્યાયામકર્મને અનુકૂળ અને પોતાના શત્રુને તે જ કામ પરત્વે પ્રતિકૂળ થઇ પડે તેવો હોય તે ઉપર તેણે વર્ષાઋતુ દરમ્યાન પણ ચઢાઇ લઇ જવી. **માર્ગશીર્ષ** ( ડીસેમ્બર ) અને **પૌષ** ( જાન્યુઆરી ) : આ બે માસના ગાળામાં તેણે દીર્ઘપ્રવાસ કરવો; **ચૈત્ર** અને **વૈશાખ**ના ગાળામાં તેણે મધ્યમ કોટીનો પ્રવાસ કરવો; અને **જ્યેષ્ઠ** અને **આષાઢ** માસ દરમ્યાન તો તેણે અલ્પકાળ જ પ્રવાસ કરવાનું રાખવું. વળી જે કોઇ રાજા પોતે વ્યસનગ્રસ્ત થયલો હોય તેણે તો શાંતિ પકડીને જ બેસી રહેવાનું છે.

'વિગ્રહ જાહેર કર્યા પછી કરવાની કૃત્ય': એ વિષયને લગતા પ્રકરણમાં વ્યસનગ્રસ્ત શત્રુ ઉપર કરવાની ચઢાઇ વિષે વ્યાખ્યાન થઇ ગયલું છે ( એટલે અહીં પુનરુક્તિ કરવાની જરૂર રહેતી નથી ).

પૂર્વકાળના આચાર્યોના મત પ્રમાણે, વ્યસનગ્રસ્ત શત્રુ ઉપર ચઢાઇ લઇ જવાનું કામ કદિ પણ ચૂકવું નહિ.

પરંતુ **મારૂં–કૌટિલ–નું** કહેવું, આ બાબતમા આ પ્રમાણે છે:— "શત્રુના સંકટોનું માપ પૂરેપૂરું કાઢી શકાતું નથી તેથી કરીને, જે કોઇ રાજા યથોચિત સાધનસંપન્ન હોય તેણે જ તેવા સંકટગ્રસ્ત શત્રુની ઉપર ચઢી

જવું (નહીતર તેને પોતાને છેતરાવાનો પ્રસંગ આવી જશે). અગર તો પોતે ચઢી જઇને પોતાના શત્રુનો પરાભવ કે વિનાશ કરી શકે તેમ છે એવું જ્યારે કોઇ રાજાને લાગી આવે, ત્યારે જ તેણે પોતાના લશ્કરને કૂચ કરાવવી "

અતિ ઉષ્ણકાલ ન હોય તો (વિજયાકાંક્ષી) રાજાએ પ્રાયશઃ હસ્તિબળ સહિત પ્રયાણ કરવું. ગરમીની મોસમમાં અતિશય ઘામ થવાને કારણે હાથીઓને કોઢનો રોગ થઇ આવે છે; અને જો તેમને નહવડાવવા કે પાવા જેટલું પાણી મળી શકતું નથી, તો પછી તેઓ મદગતિવાળા અને વિકળાળ પણ બની જાય છે. આમ હોઇને જે દેશમાં પુષ્કળ પાણી હોય તે ઉપર જો ચઢાઇ લઈ જવાની હોય, અગર તો ચોમાસાની ઋતુમા જો પ્રયાણ કરવાનું હોય, તો પછી બહુ ભાગે હાથીદળ સાથે પ્રયાણ કરવામા કશો પણ બાધ ન ગણવો. પરંતુ જે કોઇ વિપરીત લક્ષણવાળો દેશ હોય (જે દેશમાં ઓછું કે ડહોળું પાણી હોય) તે દેશ ઉપર ચઢાઇ લઇ જવાના પ્રસંગે (વિજ્યાતુર રાજાએ) પોતાની સાથે પ્રાયશઃ ખચ્ચરો,* ઊંટ અને ઘોડાનાં સાધનવાળી સેનાઓ (ખરબળ, ઉષ્ટ્રબળ અને અશ્વબળ) રાખીને જ પ્રયાણ કરવાનું રાખવું.

મરૂદેશ (રેતીના રણવાળા દેશ) ઉપર ચઢાઇ લઇ જવાના પ્રસંગે (વિજ્યાતુર રાજા) પોતાની સાથે ચતુરંગી સેના (હસ્તિબલ, અશ્વબલ, રથબલ અને પાયદળ) રાખીને, વર્ષાઋતુમાં પ્રયાણ કરી શકશે. વળી જે કોઇ પ્રકારની-સમ, વિષમ, ખીણોવાળી અને સપાટ-ભૂમિ ઉપર થઇને પોતાને કૂચ કરી જવાનું હોય તે ભૂમિના લક્ષણ વિચારીને તેણે (ચઢાઇ લઇ જનાર રાજાએ) લાંબી કે ટુંકી મુસાફરી કરવાનો ક્રમ પણ વિચારી લેવો જોઇએ.

જે કાર્યની સિદ્ધિ કરવાની હોય તે જો ક્ષુદ્રકોટીનું (નાનું) હોય, તો પછી સર્વ પ્રકારના શત્રુઓ સામે અલ્પકાળ પ્રવૃત્ત રહેવું પડે, તેવી

* આ વાત વૈદકીય દૃષ્ટિએ તપાસવા જેવી છે.

ચઢાઇ લઈ જવી; અને જે સાધ્ય (કાર્ય) મોટું હોય, તો પછી દીર્ઘકાલ લે તેવી યાત્રા પણ કરી શકાય. વર્ષાકાલ દરમ્યાન પરભૂમિમા છાવણી નાખી રહેવું.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'વિજયાતુર રાજાનું કર્તવ્ય': એ સંજ્ઞાવાળા નવમા અધિકરણમાનું, 'શક્તિ, દેશ, કાલ તથા બલાબલનુ જ્ઞાન; અને યાત્રાકાલ'–એ વિષયને લગતું, પહેલું પ્રકરણ પૂરૂ થાય છે.)

## પ્રકરણ ૨.

### સૈન્યમાં ભરતી કરવાનો સમય; સાધનોના પ્રકાર; અને પ્રતિબળ રચવાને લગતું કામ.

**મૌલ** (હંમેશા નભાવી રખાતી) સેના, **ભૃતક** (કામચલાઉ-પગારની) સેના, **શ્રેણી** (સંગ્રામપ્રિય લોકોની જ્ઞાતિ) રૂપે રહેલ સેના, **મિત્રરાજાની કે કોઈ શત્રુની સેના**, અને **અટવીબલ** (જંગલી જાતિના લોકોથી રચાયલ સેના): આ સર્વે સૈન્યોમા ભરતી કરવાનો સમય જુદો જુદો હોય છે

પોતાના મૂલ (રાષ્ટ્ર)ની રક્ષા કરવા અર્થે જેટલું મૌલ સૈન્ય જોઈએ તેના કરતા તે વધારે પ્રમાણમા પોતાની પાસે છે, એવું જો કોઇ પણ રાજાને જણાય, અગર તો પોતાના મૌલ સૈન્યમા જોઇએ તેના કરતા વધારે સૈનિકો છે અને તે પૈકી કેટલાક અસંતુષ્ટ છે એવું જો તેને લાગે; અગર તો પોતાનો કોઇ શત્રુ તેને પોતાને અનુરક્ત થઇ રહેલું હોય એવુ અગર તો સબળ (સાર) પણ મૌલ સૈન્ય ધરાવી રહેલ છે, એવું જો કોઇ રાજાના ધારવામા આવી જાય, અને તે ઉપરથી તેવા પોતાના શત્રુ સામે પોતે કુશલતાપૂર્વક લડી લેવું જોઇએ એવું, જો તેને લાગી આવે; અગર જો તેને એમ જણાય કે, માર્ગો અને કાલ અનુકૂળ છે છતા પણ

મૌલ સેના સિવાયની અન્ય કોઇ સેનાથી, ( યાત્રાને અંગે ) ઉદ્દભવતો ક્ષયવ્યય સહી શકાશે નહિ; અગર જો કોઇ રાજાને એમ લાગે કે, પોતાના ભૃતાદિ સૈનિકો જો કે પોતાની વિષે અનુરાગ ધરાવી રહેલ છે, તથાપિ તેઓ શત્રુ તરફથી ખેલાતા પ્રપંચને વશ બની જાય તેવી કોટીના હોઇને તેમનામાં વિશ્વાસ રાખી શકાય તેમ નથી, અગર પોતાની, બીજા બધા પ્રકારની સેનાઓ, જોઇએ તેટલી શક્તિ ધરાવનારી નથી, એવું જો કોઇ રાજાને પ્રતીત થઇ આવે; તો પછી ( આવા કોઇ પણ પ્રસંગે ) તેવા રાજાએ પોતાની મૌલ સેનાનો, યથેષ્ટ રીતે ઉપયોગ કરવાનું રાખવું (અને તેમાં જોઇએ તેવા નવા સૈનિકોની ભરતી પણ કરી લેવી. )ઃ

પોતે ઉભી કરેલ કામચલાઉ સેના (ભૃતબલ), પોતાની મૌલ સેના કરતાં મોટી છે;પોતાના શત્રુની મૌલ સેના નાની અને વિરક્ત હોય તેણે પોતે ઉભું કરેલ ભાડુતી સૈન્ય (ભૃતબળ) શક્તિહીન અને કાર્યસિદ્ધિ ન કરાવે તેવું ( ફલ્ગુ ) છે; મંત્રબળથી જેટલા પ્રમાણુમાં લડવું પડશે તેના કરતાં ઓછા પ્રમાણુમાં ખરેખરી (ભૂજબળની) લડાઈ લડવાનું બને તેમ છે; અગર તો જેટલો દેશ ઓળંધવાનો છે અને તેમ કરવામાં જેટલો કાળ ગાળવો પડે તેમ છે, તે વધારે પડતો ક્ષયવ્યય કરાવે તેમ નથી; અગર પોતાની સેના અલ્પતંદ્રાવાળી, શત્રુપ્રપંચથી મુક્ત રહેનારી અને વિશ્વાસપાત્ર છે; અગર તો પોતે જે શત્રુનો પરાજય કરવા ધારે છે તે શત્રુનું બળ અલ્પ છેઃ—આ બધી વાતો પૈકી કોઇ પણ વાત, જો કોઇપણ રાજાના ધ્યાનમાં બેસી જાય, તો પછી તેણે પોતાની ભૃતસેના (કામચલાઉ ભાડુતી લશ્કર) સાથે પ્રયાણ કરવું (ચઢાઇ લઇ જાવી).

પોતાની પાસે જે મોટું શ્રેણીબલ ( સૈનિક ધર્મ બજાવનાર પુરૂષોની ગ્રાતિરૂપી લશ્કર ) છે તે પોતાના દેશની રક્ષા કરવાના તથા પોતાના શત્રુ ઉપર ચઢાઇ લઇ જવાનાં કામમાં વિશ્વસનીય છે, એવું જો કોઇ રાજાને લાગે; અગર તો પોતે અલ્પકાળને માટે જ પ્રવાસે જવાનો છે એવું જો કોઇ (રાજા) ધારતો હોય; અગર તો પોતે જે કોઇ શત્રુ સાથે લડનાર છે

તે શત્રુનું ઘણુંખરું બળ શ્રેણીઓના રૂપમા હોઇ તે ખરેખરી લડાઇ લડવાને બદલે મંત્રયુદ્ધ કરવાની ઇચ્છા ધરાવી રહેલ છે, એવું જો કોઇ (વિજયાતુર) રાજાને જણાતું હોય; તો પછી તેણે, શ્રેણીબલ જમાવવાનો કાળ પોતાને માટે આવી પહોંચેલો છે, એમ સમજી લેવું.

"મારા મિત્રરાજાનું બળ ઘણું છે, એટલે તે મને મારા મૂળ (સ્વદેશ)-ની રક્ષા કરવાના, તેમ જ પ્રવાસ (ચઢાઇ)ને લગતા કામમા ઉપયોગી થઇ પડે તેમ છે; મારે જે પ્રવાસ કરવાનો છે તે ટુંકો છે, અને મંત્રયુદ્ધને બદલે ખરેખરી લડાઇ ( વ્યાયામયુદ્ધ ) મારે વધારે પ્રમાણમાં કરવું પડે તેમ છે; જાંગલ સ્થાનો, નગરો અને મેદાનો વિષે મારા મિત્રબળને રાખીને તેમ જ તેને મારા શત્રુના મિત્ર સામે લડવાના કામમા રોકીને હું પોતે મારી સેનાને, મારી સાથે રાખીને મારા શત્રુ સામે લડવાને લઈ જઇ શકીશ પણ ખરો; મારે જે કાર્ય કરવાનું છે તે કાર્ય મારો મિત્ર તેનું પોતાનું ગણે તેવો છે, મારા મિત્રના બળના આધારે જ મારા કાર્યની સિદ્ધિ થાય તેમ છે; મારાથી ઉપકૃત થવાને પાત્ર એવો એક મિત્ર મારા સાન્નિધ્યમા રહેલો છે, અગર તો મારા મિત્ર પાસે જે વધારાનું બળ છે તેનો હું ઉપયોગ કરી શકું તેમ છું"—આવું જે કોઇ રાજાને જણાય તેણે પોતાના મિત્રના બળને પોતાના ઉપયોગમા લેવું.

"કોઇ એક નગર, સ્થાન કે અટવીના નિમિત્તે હું મારા શત્રુની સેનાને તેના અન્ય કોઇ શત્રુની સેના સામે લડાવી શકીશ, અને જેવી રીતે કૂતરા કૂતરા વચ્ચેની લડાઇથી કોઇ ચંડાલને લાભ થઇ આવે છે તેવી રીતે હું પોતે તેવી લડાઇના પરિણામમા મારું કલ્યાણ કાર્ય સિદ્ધ કરી લઇશ; લડાઇના પરિણામમાં મારા શત્રુના મિત્રોના તેમ જ જંગલી જાતના લોકોની કંટકતાને હું નષ્ટ કરી દઇશ; મારી પાસે જ ઉપસ્થિત થઇ રહેલા શત્રુને અન્ય કોઇ દિશામા પ્રયાણ કરાવી દઇને, મારા રાજ્યના તે મારા શત્રુએ જે આંતર કોપ ઉભો કરી દીધેલો છે તેને દબાવી દઇશ, અગર તો શત્રુ શત્રુ વચ્ચે અગર તો અવર રાજાઓ વચ્ચે યુદ્ધ થવાનો સમય ભરાઇ ગયો છે—"

આવું જે કોઇ રાજાને જણાય તેણે તેવા કાલને 'અમિત્રબળકાલ'-(શત્રુસેનાને પ્રયાણ કરવાનો સમય) ગણી લેવો.

અટવીબલને યુદ્ધમા ઉતારવાના કાલ પરત્વે પણ, આ ઉપરથી સમજી લેવાનું છે. જો કોઇ રાજાને એમ લાગે કે, જે માર્ગ ઉપર થઇને તેનેઃ પોતાનો શત્રુ આવે છે તે માર્ગે જંગલી જાતિના લોકોનું બળ આવી રહેલું. છે; અગર તો જે કોઇ રાજાને એમ લાગે કે, જે રસ્તે પોતાનો શત્રુ તેના લશ્કર સહિત આવે તેમ છે તે રસ્તો તેને અનુકૂળ થાય તેમ નથી; અગર જો કોઇ રાજાને એમ જણાય કે, શત્રુની સેનામાં પ્રાયશઃ જંગલી લોકો ઘણા પ્રમાણમાં છે; અગર તો જેમ એક બિલ્વફળને બીજા બિલ્વફળની મદદથી ભાગી શકાય છે તેમ શત્રુના નાના સૈન્યને નષ્ટ કરી નાખવું એ જરૂરનું છે, એવું કોઇ રાજાને જો લાગી આવે; તો પછી તેણે અટવીબલ–(જંગલી લોકોની સેના)ને પોતાના ઉપયોગમા લેવાનુ રાખવું.

જે સૈન્ય અતિ મોટું (અનેકસ્થ), અનેક જાતિના મનુષ્યોથી રચાયલું, અને તેને આજ્ઞા અપાઇ હોય કે ન અપાઇ હોય તોપણ જે ખોરાકી અને પગારની દરકાર રાખ્યા વિના, ઉત્સાહપૂર્વક ઉત્તિષ્ઠ થઇ જાય તેવું હોય તે; અવૃષ્ટિકાલમાં જે કોઇ પોતાના (નિર્વાહ) અર્થે પોતાના તરફથી ઉપાયો ગોતી કાઢી અમલમાં મુકે તેવું હોય તે; જે સૈન્યને વીખેરી શકાય અને જેને શત્રુઓ જિતી ન શકે તે; અને જે સૈન્યમાંના તમામ માણસો એક જ દેશના, એક જ જાતિના, અને એક જ પ્રકારની તાલીમ પામેલા હોય તે– આ પ્રકારના સૈન્યોને મહાફલોત્પાદક ગણી લેવાં.

બળમાં ભરતી કરવાને અર્થે આ બધા 'અનુકૂળ પ્રસંગો ( કાલ )' ગણાય છે.

આ બધા પ્રકારના સૈન્યો પૈકી જે કોઇ અટવીસૈન્ય હોય તેને પગાર ન આપતાં કાચો માલ અગર લૂંટમાથી ભાગ આપવો

પોતાના શત્રુની સેનાનો પ્રયાણકાલ ભગ્ન થઇ ગયલો દેખાય, એટલે ( જે રાજા ઉપર શત્રુ ચઢી આવવાને તૈયાર થયો હોય તે ) રાજાએ તેવા શત્રુના

માર્ગમાં વિઘ્નો નાખવાને મંડી પડવું, અગર તો તેને દૂર હાંકી કાઢવો, અગર તે તેની બધી પ્રવૃત્તિઓને નિષ્ફળ કરી દેવી, અગર તો તેને ખોટાંખોટાં વચનો આપીને ચઢી આવવાના કામમાં ઢીલો પાડી દેવો, અને પછી, જ્યારે તેનો પ્રયાણકાળ વ્યતીત થઇ જાય ત્યારે તેને તેણે સતો (પણ) વેચી નાખવો. પ્રત્યેક રાજાએ પોતાની સમૃદ્ધિમાં વધારો કરતાં રહેવું એટલું તો નહિ, પરંતુ પોતાનો શત્રુ તેના પોતાના બળમાં વૃદ્ધિ કરવા અર્થે જે બધા પ્રયાસો કરી રહેલ હોય તે તમામને પણ તેણે નષ્ટ કરવાનું કામ ચાલુ રાખવું.

પૂર્વે ગણાવાઈ ગયલ વિવિધ પ્રકારની સેનાઓ પૈકી પહેલીને બીજીના કરતાં ચઢીઆતી, અને બીજીને ત્રીજીના કરતાં ચઢીઆતી–એમ અનુક્રમે ગણી લેવાની છે.

ભૃતસૈન્યના કરતાં મૌલ સૈન્ય ચઢીઆતી કોટીનું છે; કારણ કે મૌલ સૈન્ય તેના પોતાના સ્વામીના આશ્રયે રહેલું હોઇને હંમેશાં તાલીમ પામતું રહે છે, પણખરૂં.

જે ભૃતસૈન્ય હંમેશા નજીક જ રહેતું હોય, ક્ષિપ્રોત્થાયિ (કહેણ ભેળું તૈયાર બની જાય તેવું) હોય, અને વશ્ય હોય તેને, શ્રેણીરૂપમાં રહેતા સૈન્યના કરતાં વધારે ઉપકારક ગણવું.

જે શ્રેણીસેના સ્વદેશીય હોય અને જે રાજાના જેવા જ આશયવાળી હોય, અને જેનામાં સંઘર્ષ, આમર્ષ અને સિદ્ધિ તથા લાભને લગતી ભાવનાઓ પણ રાજાના જેવી જ હોય તેને મિત્રસેના કરતાં વધારે ઉપકારક માનવી એટલું તો નહિ, પરંતુ દેશકાળની દૃષ્ટિથી જે કોઇ શ્રેણીસેના દૂર પડેલી હોય છતાં જો તેનામાં રાજાના જેવો જ ભાવ રહેલો હોય, તો તેવી સેનાને પણ મિત્રસેના કરતા વધાર શ્રેયસ્કર ગણવાની છે.

જે કોઇ શત્રુસેનાનો અધિષ્ઠાતા આર્ય (પુરુષ) હોય તેને, અટવી-સેનાના કરતા વધાર સારી ગણવાની છે. આ (આર્યાધિષ્ઠિત શત્રુસેના તથા અટવીસેનાઃ એ) બન્ને લૂંટફાટ કરવાને આતુર હોય છે જ. જો તેમને

લૂંટ ચલાવવાનો યોગ મળતો નથી અને તેઓ જો વ્યસનગ્રસ્ત બની જાય છે, તો તેઓ, ખૂણેખાંચરે ભરાતા ફરતા સર્પની પેઠે ભયકારક પણ થઇ પડે છે.

પૂર્વકાળના આચાર્યો, વળી, આ પ્રમાણે પણ કહે છેઃ—"(૧) બ્રાહ્મણસૈન્ય, (૨) ક્ષત્રિયસૈન્ય, (૩) વૈશ્યસૈન્ય, અગર તો (૪) શૂદ્રસૈન્યઃ એ પૈકી દરેકને, તેની પોતાની તેજસ્વિતાને કારણે, તેના પછીનાના કરતા ચઢીઆતી કોટીનું ગણવાનું છે.

પરંતુ હું-કૌટિલ—આ મતનો નથી. મારૂં મત આ પ્રમાણે છેઃ—"જે સેનામા બ્રાહ્મણો હશે તે સેનાને પ્રણિપાત કરીને શત્રુ પોતાના પક્ષમાં લઇ શકશે, અને તેથી કરીને શસ્ત્રાસ્ત્રવિદ્યામાં પ્રવીણ એવા ક્ષત્રિયોથી રચાયલ સેનાને વધારે ઉપકારક ગણવી એ વધારે સારૂં ગણાશે; અને વળી બહુસંખ્યામાં વૈશ્યો અને શૂદ્રો જે સેનામાં હોય તેને પણ વધારે ઉપકારક માની લેવી."

"શત્રુનું સૈન્ય એવું છે," અને "મારૂં સૈન્ય આવું છે:" એ પ્રમાણે વિચાર કરીને જ દરેક રાજાએ પોતાની સેનામાં ભરતી કરવી જોઇએ.

હા ઓ, યંત્રો શકટ, ગર્ભ (ગોળાઓ), કુન્ત (ભાલાં), પ્રાશ, ખર્વટક, વેણુ અને શલ્ય વગેરે સાધનોથી જે સેના યુક્ત થયલ હશે તે સેના હસ્તિબળની સામે લડવાને સમર્થ ગણાશે.

પાષાણ, લગુડ (મુદ્‌ગર), આવરણ, અંકુશ અને કચગ્રહણીઃ વગેરે જે સેના પાસે પુષ્કળ જથામા હશે તે રથબળ સામે લડવાને સમર્થ ગણાશે.

એ જ પ્રકારની સેના, વળી અશ્વબળ સામે પણ થઇ શકશે

બખ્તર ધારણ કરનાર પુરૂષો હાથીઓ સાથે યુદ્ધ કરી શકશે; અગર તો અશ્વો, એવા કવચધારી મનુષ્યો સામે લડી શકશે (પણ ખરા).

કવચધારી પુરૂષો રથો (આત્મરક્ષાર્થે) આવરણ ધરનાર પુરૂષો અને પત્તિઓ (પાયદળ) એ સર્વ ચતુરંગી સેના સામે લડવાને શક્તિયુક્ત ગણાશે

આ પ્રમાણે પોતાના સૈન્યના ચારે અંગોના બળ પરત્વે વિચાર કરીને, દરેક રાજાએ, પોતાના શત્રુની સેનાને ફતેહમંદીથી પહોચી વળવાને માટે પોતાના સૈન્યમા (આવશ્યક પ્રમાણમાં) ભરતી કરતાં રહેવાનો રિવાજ રાખવો.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિજયાતુર રાજાનુ કર્તવ્ય:' એ સંજ્ઞાવાળા નવમા અધિકરણમાનું ' સૈન્યમાં ભરતી કરવાનો સમય; સાધનોના પ્રકાર અને પ્રતિબળ રચવાનુ કામ:' એ વિષયને લગતું બીજું પ્રકરણ પૂરૂં થાય છે. )

---

## પ્રકરણ ૩.

### પશ્ચાત્કોપ વિષે ચિંતવન; અને રાજ્યને બહારથી અને અંદરથી નડતાં વ્યસનો.

પશ્ચાત્કોપ (રાજ્યના પૂઠભાગેથી નડતા સંકટો) અને રાજ્યને પોતાના પુખભાગ તરફથી થતા મોટા મોટા લાભ-એ બેમાથી પશ્ચાત્કોપ વધારે ભયકારક ગણાશે; કારણ કે પૂઠભાગ વિષે અલ્પ પ્રમાણમાં કોપ થઇ આવે છે, તો દૂષ્ય લોકો, શત્રુઓ અને જંગલી જાતિઓ એમાં ચારે બાજુએથી વૃદ્ધિ પણ કરી મુકે છે. રાજ્યના આગલા ભાગમાથી જો મોટા મોટા લાભ મળી આવે તેમ હોય છે, તો પછી પોતાના રાજ્યમાં પણ કોપ થઇ આવે છે.

જો કોઇ બીજા રાજાની મદદથી એક કોઇ રાજા આવી (પૂઠભાગે અલ્પ કોપ થયલો હોય અને આગલા ભાગમાં મહાલાભ રહેલો હોય એવી) સામા આવી પડે, તો પછી પૂઠભાગ ઉપર રહલ શત્રુને, નોકરચાકરો અને મિત્ર પરત્વે ક્ષયવ્યય થવા પામે એવા પ્રકારનો પ્રયાસ તેવા રાજાએ કરવો જોઇએ એટલું તો નહિ, પરંતુ ( પોતાના રાજ્યના ) આગલા ભાગમાં જે લાભ રહેલો હોય તે મેળવી લાવવાને તેણે પોતાના સેનાપતિને અગર તો યુવરાજને સેના આપીને કામે પણ લગાડી દેવો (એ તેને માટે શ્રેયસ્કર ગણાશે ).

અગર, રાજા પોતે જો પોતાના પૃષ્ઠભાગ ઉપર રહેલ કોપનો પ્રતીકાર કરી નાખવા જેટલી શક્તિ ધરાવતો હોય, તો પછી તેણે પોતે, પોતાના મુખભાગ ઉપર રહેલ લાભની પ્રાપ્તિ કરવાને અર્થે પ્રયાણ કરવું. જો તેને પોતાના રાજ્યમાં કોપ ઉપસ્થિત થઇ આવવાની બ્હીક રહેતી હોય, તો પછી તેણે શંકિત મુખ્યોને પોતાની સાથે લઇને જવાનું રાખવું. જો તેને પોતાના રાજ્ય બહારના ભાગમાંથી વ્યસન થઇ આવવાની ભીતિ રહેતી હોય, તો પછી તેવા પોતાના શંકાસ્પદ શત્રુઓનાં વહુછોકરાંઓને પોતાની રાજધાનીમાં ઓળ રૂપે તેણે રાખી લેવાં, અને પછી શૂન્ય પ્રદેશોના અધ્યક્ષના તાબામાં રખાતા સૈન્યને અનેક ભાગોમાં વહેંચી નાખીને અને તેવા સેનાભાગોને જુદા જુદા સ્વામીઓના તાબામાં મુકી દઇને તેણે પ્રયાણ કરવું; અગર તો પ્રયાણ કરવાની વાતને પડતી મુકી દેવી; કારણ કે પૂર્વે કહેવાઇ ગયું છે તે પ્રમાણે, બાહ્ય કોપ કરતાં આભ્યંતર કોપ વધારે ભયકારક ગણાય છે.

મંત્રી, પુરોહિત, સેનાપતિ અને યુવરાજઃ એ પૈકી કોઇનો જે કોપ તે 'આભ્યંતર કોપ' કહેવાય છે. પોતાનામાં જે કોઇ દોષ હોય તેનો ત્યાગ કરી દઇને, અગર તો કોઈ શત્રુ તરફથી રહેતા ભયનું (જે કોઇ કુપિત હોય) તેને ભાન કરાવીને રાજાએ, આવો જે કોઇ આભ્યંતર શત્રુ બન્યો હોય તેને સાધી લેવો. પુરોહિતે જો મહાપરાધ કર્યો હોય, તો પછી કાં તો તેને કેદ કરી લેવો અગર તો દેશપાર કરી દેવો, અને તેમ કરીને તેણે (રાજાએ) પોતાના હેતુની સિદ્ધિ કરી લેવી. જો યુવરાજ મહાપરાધી નીવડે, અને એ યુવરાજ ઉપરાંત પોતાને જો અન્ય ગુણવાન્ કુમાર હોય, તો પછી તેવા (યુવરાજના પિતા) રાજાએ તેવા યુવરાજને કાં તો કેદમાં નાખી દેવો, અગર તો તેને મરાવી નાખવો.

વળી, મંત્રી અને સેનાપતિની બાબતમાં શું કરવું તે પણ તેણે, આ ઉપરથી સમજી લેવાનું છે.

જો રાજાનો પુત્ર, ભાઇ કે રાજકુળમાં જન્મેલ કોઇ પુરુષ (રાજા કનેથી) રાજ્ય છીનવી લેવાનો પ્રયત્ન કરતો હોય, તો તેને આશા આપીને

તેનું મન મનાવી લેવું. જો આ પ્રમાણે તેવા રાજ્યલોભીનું મન મનાવી શકાય નહિ, તો પછી, તેવા પુરૂષે જે કાંઇનો કબ્જો મેળવી લીધેલો હોય તે કાંઇનો ઉપભોગ તેને લેવા દેઇને તેને સામાદિ ઉપાયો વડે સાધી લેવો, અગર તો તેની સાથે સંધિ કરી લેવી, અગર તો કોઇ શત્રુ મારફત, ખટપટથી તેને ભય ઉત્પન્ન કરી દેવો, અગર શત્રુ પાસેથી અગર તો એવા કોઇ શત્રુતા ધરાવનાર પુરૂષ પાસેથી તેને ભૂમિ અપાવીને પ્રસન્ન કરી દેવો; અગર તો તેને શત્રુભાવવાળુ સૈન્ય સાથે આપીને, તેવા સૈન્યને હાથે તેને પોતાને સજા થવાનો વારો આવી જાય એવા હેતુથી કોઇ કાર્યની સિદ્ધિ કરવા અર્થે મોકલી આપવો; અગર તો મુખભાગ ઉપર રહેલ જે કોઇ રાજાની કે જંગલી લોકોની અપ્રસન્નતા તેના ઉપર ઉતરી પડેલ હોય તેને (રાજાએ) પોતાના પક્ષમાં મેળવી લઇને તેની સામે શત્રુતા ઉભી કરાવી દેવી; અગર તો કોઇ અવરૂદ્ધ (કેદમાં રખાયલ) રાજકુમારને સુરક્ષિત રાખવા અર્થે કે, શત્રુનાં ગામડાંઓ પડાવી લેવાને અર્થે જે પ્રકારની નીતિ અખ્ત્યાર કરવામાં આવે છે તે નીતિનો તેણે (રાજાએ) આશ્રય કરી લેવો.

મુખ્ય (મહા) અમાત્ય સિવાયના બીજા અમાત્યો વિષે કોપનો ઉદય થઇ આવે, તો તે '**અમાત્યવિષયક આભ્યંતર કોપ**' કહેવાશે: અને આવું જો થઈ આવે, તો તેને દાબી દેવા અર્થે પણ પ્રસંગોચિત ઉપાયોનું અવલંબન તેણે કરવાનું છે.

રાષ્ટ્રમુખ્ય, અન્તપાલ, આટવિક અને જિતાયલ (દંડોપનીત) રાજાએ બધા તરફથી પ્રદર્શિત થતા અન્યતમ કોપને '**બાહ્યકોપ**' ગણી લેવો; અને જો તેવો કોપ થઇ આવે તો એમને માંહોમાંહે લડાવી (પણ) મુકવા. આ પૈકી જે કોઇ દુર્ગરક્ષિત થઇને બેઠો હોય તેને, કોઇ સામન્ત રાજાની કે અરણ્યચરોના મુખ્યની, કે રાજકુળના કોઇ પુરૂષની, કે કોઇ અવરૂદ્ધ રાજકુમારની મારફત પકડાવીને કેદ કરી લેવો; અગર તો તેને અન્ય કોઇ શત્રુ સાથે મળી જતા અટકાવવાને અર્થે તેની પાસે કોઇ સત્રી (જાસુસ)–

ને મોકલીને તેના મુખે તેને આ પ્રમાણે કહેવડાવવું—"તું તારા પોતાના ભર્તા (સ્વામીરાજા)ની ઉપર કૂદી પડે એવા હેતુથી પેલો જે શત્રુ છે તે તુંને તેનું પોતાનું હથિયાર બનાવે છે. એવા એ શત્રુનો હેતુ પાર પડશે એટલે કાં તો તે તુંને (બીજા) શત્રુઓ સામે અગર તો જંગલી જાતિઓ સામે, લશ્કર સહિત પ્રયાણ કરાવશે, અગર તો તુંને સંકટગ્રસ્ત કરી નાખે તેવા પ્રવાસે મોકલી આપશે; અગર તો તું પોતે તારી સ્ત્રી તથા તારા પુત્રોથી અલગ રહે એવા હેતુથી તે તુંને કોઇ અંતસ્થ ભૂમિ વિષે વાસ કરાવી દેશે; પછી જ્યારે તું તદ્દન નિર્વીર્ય બની જઇશ ત્યાર તે (પેલો) શત્રુ તુંને તારા પોતાના ભર્તાને વેચાતો આપી દેશે, અગર તો તે તારી સાથે સંધિ કરીને તારા પોતાના ભર્તાને પણ રાજી કરવાનો પ્રયાસ કરશે; અને એટલા માટે તારા ભર્તાનો જે કોઇ ઉત્તમ મિત્ર હોય તેની પાસે તારે જવું, એ તારા માટે ઉત્તમ માર્ગ છે." (આ પ્રમાણે જાસુસ તેને કહે અને) તે તેનું કહેલું સાંભળીને તે પ્રમાણે વર્તવાનું કબૂલ કરે, તો પછી તેને તેણે સન્માનિત કરી દેવો. પરંતુ જો તે તેવા જાસુસની સલાહ માને નહિ, તો પછી તેવો જાસુસ તેને, આ પ્રમાણે, સ્પષ્ટ શબ્દોમાં કહે તેવી ગોઠવણ કરવી—"તુંને શત્રુથી અલગ પડાવવાના હેતુથી મને ખાસ મોકલવામાં આવેલ છે." (આટલું થઇ રહ્યા પછી) તેવા સત્રીએ તેવા શત્રુનો વધ કરાવવાને અર્થે માણસોને પ્રવૃત્ત કરી દેવા; અગર તો ગૂઢ પુરૂષો મારફત તેનું ખૂન કરાવી નાખવું; અગર તો પોતે પ્રવીર સૈનિકો હોવાનો ઢોંગ કરતા હોય એવા કેટલાક પુરૂષોને તેના સાથમાં ભેળવી દઇને સત્રીએ (તેવા પુરૂષની મારફત તેનો વધ કરાવી નાખવો અને) કાર્યની સિદ્ધિ કરી લેવી. આ પ્રમાણે પ્રત્યેક રાજાએ પોતાના શત્રુને કોપાવિષ્ટ કરી દેવો જોઇએ અને પોતાની સામે ઉદિત ચપલ કોપમાંથી પોતાના પિંડને બચાવી લેવો પણ જોઇએ.

જે કોઈ પુરૂષ કોપાત્પાદક કે કોપશામક કર્મ કરવાની શક્તિ ધરાવનાર હોય તે પુરૂષના સંબંધમાં ઉપજાપ (પ્રપંચ)નો ઉપયોગ થવો જોઇએ;—અને જે કોઇ પુરૂષ સત્યસન્ધ (સત્ય નિષ્ઠાવાળો), કર્મ કરવાની શક્તિ-

વાળો, પોતાના મિત્રને મળતા ફળના પ્રસંગમાં અનુગ્રહ બતાવનારો અને તેવા મિત્રનો વિનિપાત થયો હોય તે પ્રસંગે, તેની રક્ષા કરનારો હોય, તેના સંબંધમાં પ્રતિજાપનો ઉપયોગ ઇષ્ટ થઇ પડશે. વળી, જે તે પુરૂષ કલ્યાણ-બુદ્ધિવાળો છે કે શઠ છે—એ બાબત પણ વિચારી લેવાવી જોઇએ.

"જો તે પોતાના ભર્તાનો વધ કર્યા પછી મારી પાસે આવશે, તો મને આ પ્રમાણે બે લાભ મળવાના:—( ૧ ) શત્રુ નષ્ટ થઇ જશે, અને ( ૨ ) શત્રુની ભૂમિ મને પ્રાપ્ત થઈ આવશે; અગર એમ ન થતાં, મારો શત્રુ જો એને મારી નાખશે, તો તેના પરિણામમાં તેવા હણાઇ ગયલ બંધુનો પક્ષ કરનારાઓ તથા બીજા જે મનુષ્યો એટલા ને એટલા દોષિત છે તેઓ એની જ્ઞાતિનો ભંગ કરી દેશે; અગર તો જે કોઇ અન્ય પુરૂષ, એટલો ને એટલો અપરાધી હશે તેના સંબંધમાં મારો શત્રુ, કોઇ પણ પ્રકારનો વહેમ રાખી નહિ શકે, ત્યારે મારા પોતાના શત્રુની આજ્ઞાને અનુવર્તી રહેનાર આ કે એ મુખ્ય (અમલદાર)નો વધ હું કરાવી દઇશ"—આ પ્રમાણે જે કોઇ શઠ પરદેશી હશે તે, અંદરના ( સ્થાનિક ) મનુષ્યો સાથે ભળીને, ખટપટ (ઉપજાપ) રચી કાઢે પણ ખરો.

જે કોઇ સ્થાનિક (રાજ્યમાંનો) શઠ હશે તે બાહ્ય (જનો)ને મળીને આ પ્રમાણે પ્રપંચ રચશેઃ—" કાં તો હું આ રાજાનો ખજાનો લૂંટીશ, અગર તો તેના સૈન્યને હું નષ્ટ કરી દઇશ; આ (અમુક) પુરૂષને સાધીને હું મારા ભર્તાનો વધ કરાવીશ; જો મારો ભર્તા મારી વાતનો સ્વીકાર કરશે, તો હું તેને કોઇ એક બાહ્ય શત્રુ સામે અગર તો કોઇ જંગલી પ્રજા સામે લડવાને અર્થે પ્રયાણ કરાવી દઇશ; એના ચક્ર (માંડલિક રાજાઓ)ને ચૂંથી નાખો; તે પ્રતિ તેમનામાં શત્રુભાવ ઉભો કરી દો; આમ થશે એટલે હું તેને મારા કબ્જામાં લઈ શકીશ અને તેને મારામાં મેળવી લઇશ પણ ખરો; અગર તો હું તેની પાસેથી તેનું રાજ્ય પડાવી લઇશ; અગર તો હું તેને શૃંખલાબદ્ધ કરીને તેવા મારા ભર્તાની ભૂમિને તેમ જ તેના રાજ્ય બહારની ભૂમિને મારા કબ્જામાં આણી મુકીશ; અગર તો મારા ભર્તાના શત્રુને

ચઢાવીને હું તેને તેના પોતાના સૈન્ય સાથે પ્રયાણ કરાવી, તે વિશ્વાસ રાખીને રહ્યો હશે તે સમયે તેનો ઘાત કરાવી દઈશ; અગર તો જ્યારે એ શત્રુની રાજધાની નેનિકો વિનાની થઈ જશે ત્યારે હું તેને મારા કબ્જામા આણી મુકીશ."

જો કોઈ કલ્યાણબુદ્ધિવાળો પુરૂષ કોઈ પણ બાબતનો સહોપભોગ લેવાને અર્થે ( બીજા કોઈ સાથે ) ઉપજાપમા ઉતરે, તો પછી તેવાની સાથે સધિ કરી લેવી. પરંતુ જો કોઈ શઠ તરફથી ઉપજાપ ( પ્રપંચ ) રચાય, તો પછી તેને તેના પોતાના માર્ગે વિચરવા દઈને તેને છેતરી પણ નાખવો. ( અર્થાત્ ) આ પ્રમાણે, જે કોઈ ઉપાય વડે કાર્યસિદ્ધિ કરવાનું યોગ્ય લાગે તે ઉપાય પરત્વે (રાજાએ) વિચાર કરવાનો છે.

શત્રુઓને શત્રુઓથી, પોતાના માણસોને પોતાના જ ( અન્ય ) માણસોથી, પોતાના માણસોને શત્રુઓથી, અને પોતાના માણસોથી શત્રુઓને હંમેશા, એક બીજાથી સંભાળી ( અલગ અલગ ) રાખવા; અને જે કોઈ ડાહ્યો પુરૂષ હોય તેણે તો હંમેશા પોતાની જાતનું, પોતાના માણસો તેમ જ પોતાના શત્રુઓ—એ ઉભયથી રક્ષણ પણ કરવું ( જોઈએ. ).

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'વિજયાતુર રાજાનું કર્તવ્ય'—એ સંજ્ઞાવાળા નવમા અધિકરણમાંનું 'પશ્ચાત્કોપ વિષે ચિંતન; અને રાજ્યને બહારથી અને અંદરથી નડતાં વ્યસનો'—એ વિષયને લગતું ત્રીજું પ્રકરણ પૂરું થાય છે. )

## પ્રકરણ ૪.

**(મનુષ્યનો) ક્ષય; (ધનનો) વ્યય, અને લાભઃ એ વિષે ચિંતવન.**

વિનયસંપન્ન પુરૂષોની સંખ્યા ઘટે ત્યારે તે 'ક્ષય' કહેવાય છે.

હિરણ્યનો તથા ધાન્યનો ઘટાડો થાય, ત્યારે તે 'વ્યય' કહેવાય છે.

જો આ બે (ક્ષયવ્યય) કરતાં અપેક્ષિત લાભનું પ્રમાણ અધિક દેખાય, તો પછી (રાજાએ પોતાના શત્રુ સામે) પ્રયાણ કરવું.

જે કાંઇ આવે તેમ હોય તે (આદેય); જે કાંઈ પાછું અપાવાનું હોય તે (પ્રત્યાદેય); જે કાંઈ બધાને પ્રિય કરે તેવું હોય તે (પ્રસાદક); જે કાંઇ કોપોત્પાદક હોય તે (કોપક); જે કાંઇ અલ્પ કાળમાં સાધ્ય થાય તેવું હોય તે (હ્રસ્વકાલ); જે કાંઈ, મનુષ્યનો ક્ષય અલ્પપ્રમાણમાં કરાવે તેવું હોય તે (તનુક્ષય); જે કાંઇ, અર્થનો નાશ અલ્પ પ્રમાણમાં કરાવે તે (અલ્પવ્યય); જે કાંઈ મહાન હોય તે; જે કાંઇ વૃદ્ધિ કરાવે તેવું હોય તે (વૃદ્ધ્યુદય); જે કાંઈ નિર્દોષ હોય તે (કલ્ય); જે કાંઇ ન્યાય્ય (ધર્મ્ય) હોય તે; અને જે કાંઇ પહેલવહેલું પ્રાપ્ત થઈ આવે તે (પુરોગ)—આ સર્વેને **અપેક્ષિત લાભનાં** વિવિધ લક્ષણો જાણવા.

જે કોઇ લાભ સહેલાઇથી મળી શકે તેવો (સુપ્રાપ્ય), અને અન્યને પાછો આપી દેવા જેવો ન હોઇ કેવળ સંભાળી રખાવાને પાત્ર (અનુપાલ્ય) હોય તે '**આદેય**' કહેવાય છે; અને જે લાભ આથી વિપરીત કોટીનો હોય તે '**પ્રત્યાદેય**' કહેવાય છે. જે કોઇ મનુષ્ય, 'પ્રત્યાદેય' પ્રકારનો લાભ મેળવવાને તૈયાર થાય છે અગર તો તેનો ઉપભોગ લે છે તે વિનાશને (પણ) પામે છે.

"જે કાંઇ પાછું દેવું પડે તેવું મેળવીને હું મારા શત્રુનાં કોશ-સેના અને બીજાં રક્ષાવિધાનોને ક્ષીણ કરી શકીશ; ખાણો, ઇમારતી લાકડાંનાં વનો, હસ્તિવનો, સેતુબંધો અને મારા શત્રુએ રચાવેલ માર્ગોનાં સારભૂત તત્ત્વોને ચૂસી નાખી શકીશ; તેની પ્રજાને હું નિર્ધન કરી શકીશ, અગર

તો તેને અન્ય ભૂમિ વિષે નિવાસ કરવાને માટે ગમન કરાવી શકીશ, અગર તો હું તેને મારા શત્રુની સામે (તેમના પોતાના સ્વામીની સામે) ખટપટમાં ઉતરાવી શકીશ; શત્રુની તેવી પ્રજા આવી અવસ્થાને પ્રાપ્ત થશે એટલે મારો શત્રુ (સજા કરીને) તેને કોપાવિષ્ટ કરી દેશે; અગર તો હું મારા શત્રુને, (મારા) અન્ય શત્રુ સાથે લડાવી મુકીશ; મારો શત્રુ હતાશ થઇ જશે એટલે તે પોતાના કોઇ સગાની પાસે જઇ બેસશે; અગર તો હું મારા શત્રુની ભૂમિનો ઉદ્ધાર કરી તે તેને પાછી સોંપી દઇશ એટલે તે મારો કાયમનો મિત્ર થઇ રહેશે"–આવું આવું વિચારનાર રાજા, તેની પોતાની ઇચ્છા થાય તો, 'પ્રત્યાદેય લાભ' પણ મેળવી શકે.

આ પ્રમાણે, આદેય અને પ્રત્યાદેય લાભોને લગતી વાત પૂરી થાય છે.

અધર્મબુદ્ધિવાળા રાજા પાસેથી જે લાભ, ધર્મબુદ્ધિવાળા રાજાને પ્રાપ્ત થાય છે તે લાભ, તેવા ધર્મબુદ્ધિવાળા રાજાની અને તેના શત્રુ રાજાની પ્રજાઃ એ ઉભયને 'પ્રસાદક (પ્રસન્ન કરનારો)' થઇ પડે છે; અને એથી વિપરીત કોટીનો લાભ 'પ્રકોપ'નો ઉત્પાદક થાય છે.

મંત્રીઓના ઉપદેશના પરિણામમાં જે લાભની પ્રાપ્તિ કરાય છે તે લાભ કોપનો ઉત્પાદક થવાનો; કારણ કે, "આ રાજાને હાથે આપણો ક્ષયવ્યય થવા પામ્યો છે"–એવું, જે લોકો કનેથી લાભ મેળવાયલો હશે તે લોકોના મનમાં આવે પણ ખરૂં. દુષ્ટ મંત્રીઓના અભિપ્રાયને અનાદર કરીને જે કાંઇ લાભ મેળવાશે તે પણ કોપોત્પાદક થઇ પડશે; કારણ કે, "પોતાનો અર્થ સિદ્ધ થઇ ગયો છે એટલે હવે તે (રાજા) આપણો વિનાશ કરાવી દેશે"–એવું પણ તેઓ (લોકો) ધારવા લાગશે. પરંતુ જે કોઇ લાભ, એથી વિપરીત રીતે મેળવાયલ હશે તે 'પ્રસાદક' કોટીનો ગણાશે.

આ પ્રમાણે પ્રસાદક અને કોપક લાભોને લગતી વાત સમાપ્ત થાય છે.

ડગલું ભર્યાની સાથે જ જે કોઇ લાભની પ્રાપ્તિ થઇ જાય તે **હ્રસ્વકાલ** ( જે લાભ મેળવવામાં અલ્પકાળ લાગ્યો હોય તે)' કહેવાય છે.

જે લાભ મંત્રસાધ્ય ( મંત્રબળથી મેળવાયલ ) હોય તે '**તનુક્ષય** ( થોડા માણસોને ભોગે મેળવાયલ ) ' ગણાશે.

ભક્તમાત્ર ( કાર્ય સાધવાને અર્થે રખાયલા નોકરોને પૂરાં પાડવામાં આવતાં ધાન્યાદિ)નો વ્યય કરીને જે લાભ મેળવાય તેને '**અલ્પવ્યય** ( થોડા ખર્ચે મેળવાયલ)' માનવો.

જે લાભ પ્રાપ્ત થતાવેંત જ ઉપકારક થઇ પડે તે '**મહાન્**' કોટીનો ગણાશે.

જે કોઇ લાભ અર્થોત્પાદક થઇ પડશે તે '**વૃદ્ધ્યુદય** (વૃદ્ધિ કરનારો)' કહેવાશે.

કોઇ પણ પ્રકારનો બાધ અનુભવ્યા વિના જે કોઇ લાભ મેળવાશે તે **કલ્ય** ( નિર્દોષ ) ' કોટીનો ગણાશે.

જે કોઇ લાભ પ્રશસ્ત માર્ગે મેળવાશે તે '**ધર્મ્ય** ( ન્યાયયુકત ) ' સંજ્ઞાને પામશે.

પોતાની સાથે ભળેલા મિત્રરાજાઓ તરફથી કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ અનુભવ્યા વિના જે કોઇ રાજા જે કોઇ લાભ મેળવી લેશે તે રાજાનો તેવો લાભ '**પુરોગ**' સંજ્ઞાથી ઓળખાશે.

એકસરખા પ્રકારનો લાભ બે જુદા જુદા સ્થાનમાંથી મળે તેમ હોય, તો લાભ લેનારે ( રાજાએ ), જે તે સ્થાનમાથી પ્રાપ્ત થનાર લાભ પરત્વે દેશકાલનો, ( તેને મેળવવા જતાં વાપરવાની ) શક્તિનો તેમ જ (તે અર્થે કરવા પડતા ) ઉપાયોનો, ( તેનાથી ઉત્પન્ન થઇ આવનાર ) સંતોષ–અસંતોષનો, ( તેને અંગે થઇ આવતા ) જપાજપ ( પ્રપંચ અને પ્રપંચાભાવ ) નો, તેના પાસે કે દૂર હોવાપણાનો, તેનાં તાત્કાલિક અને ભાવિ પરિણામોનો, તેની સંતત સારાસારતાનો, તેમ જ તેની

વિપુલતા અને ઉપયોગિતાનો તુલનાત્મક દષ્ટિએ વિચાર કર્યા પછી, એ બે પૈકી જે કોઇ બહુગુણયુક્ત જણાય તે લાભને તેણે મેળવી લેવાનો છે.

કામ, કોપ, ભીરુતા, કારુણ્ય, લજ્જા ( હ્રી, ), અનાર્યને ઉચિત એવો ભાવ, માનવૃત્તિ, સાનુકંપિત્વ, પરલોક માટે અપેક્ષા, ધાર્મિકતા, છલ (અત્યાદિતત્વ), દૈન્ય, અસૂયા, હસ્તગત બાબતની ઉપેક્ષા, ઉદારતા, વિશ્વાસનો અભાવ, ભયગ્રસ્તતા, શિયાળો-ઉનાળો તથા ચોમાસું સહન કરવા પરત્વે અશક્તિ, અને મંગલ તિથિનક્ષત્રાદિમા શ્રદ્ધાઃ એ બધાં લાભના માર્ગમાં વિઘ્નો રૂપ ગણાય છે

જે કોઇ બાલિશ મનુષ્ય ( જ્યોતિષીશાસ્ત્ર ઉપર વધારે પડતી શ્રદ્ધા રાખી ) પોતાના ગ્રહો જોવડાવ્યા ( નક્ષત્રો પરત્વે અતિપૃચ્છા કર્યા ) કરે છે તેની પાસેથી લક્ષ્મી ( અર્થ ) નાસી જવાની; કારણ અર્થ (લક્ષ્મી) જ અર્થનું નક્ષત્ર છે; તારકો ( ગ્રહો ) શું કરવાના છે ?

સમર્થ પુરૂષો, શતયત્નો કરીને પણ અર્થપ્રાપ્તિ કરવાના જ; અને ગજગજથી જેમ પ્રબદ્ધ થઇ જાય છે તેમ ધનની પ્રબદ્ધતા (પણ) ધનથી જ થઇ આવવાની.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિજયાતુર રાજાનું કર્તવ્ય'-એ સંજ્ઞાવાળા નવમા અધિકરણમાંનું '( મનુષ્યનો ) ક્ષય, ( ધનનો ) વ્યય, અને લાભ-એ વિષે ચિંતવન-' એ વિષયને લગતી ચર્ચા કરતું ચોથું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૫.

—:*:—

### બાહ્ય અને આભ્યંતર આપત્તિઓ.

સંધિ વગેરે કાર્યો જેવી રીતે કરાવાં જોઇએ તેવી રીતે ન કરાય, તો તે 'અપનય ( કુનીતિ )' કહેવાશે

આવા અપનયને લીધે, આ પ્રમાણે અનેક પ્રકારની આપત્તિઓ ઉત્પન્ન થઇ આવવાનો સંભવ રહે છે:—( ૧ ) જેની ઉત્પત્તિ બાહ્ય હોય, પણ જેનું પોષણ રાજ્યની અંદર થતું હોય તે; ( ૨ ) જેની ઉત્પત્તિ રાજ્યમાં થાય અને જેનુ પોષણ બહારથી થતું હોય તે; ( ૩ ) જેની ઉત્પત્તિ ( રાજ્ય ) બહાર થયલી હોય અને જેનું પોષણ પણ બહારથી થતું હોય તે; અને (૪) જેની ઉત્પત્તિ આભ્યંતર હોય અને જેનું પોષણ પણ આભ્યંતર કર્મોથી થતું હોય તે.

જો કોઇ રાજ્ય પરત્વે તે રાજ્યબહારના લોકો, તે રાજ્યમાના લોકોની સાથે મળીને ખટપટ રચે, અગર તો રાજ્યમાના લોકો રાજ્યબહારના લોકો સાથે મળીને કોઇ ખટપટ ઉભી કરે, તો તેવા આભ્યંતર અને બાહ્ય લોકો તરફથી રચાયલ ખટપટની સિદ્ધિ વધારે પ્રમાણમાં ( વિશેષવતી ) થવાની. ખટપટને જન્મ આપનાર લોકો (ઉપજપિતારઃ)ના કરતા, એ ખટપટમા ઉપકારક થનાર ( પ્રતિજપિતારઃ) લોકોને વધારે લાભ થવાનો સંભવ રહે છે; કારણ કે ખટપટ (ઉપજાપ)ને જન્મ આપનાર લોકોનો પરાભવ થઇ જતાં બીજા લોકો બીજી કોઇ ખટપટ ઉભી કરવામાં ભાગ્યે જ સફળ થઇ શકશે. બહારના લોકો ખટપટ કરીને સ્થાનિક લોકોને પોતાના પક્ષમા મેળવી લેવામા ભાગ્યે જ સફળતા મેળવી શકવાના; તેમ વળી સ્થાનિક (આભ્યંતર) લોકો બહારના લોકોને લોભાવી શકવાના પણ નહિ. ' પોતાના તમામ પ્રયત્નો નિષ્ફળ જાય છે એટલું જ નહિ, પરંતુ તે બધા, બીજી તરફથી ( જે રાજા સામે તેઓ ખટપટ કરતા હોય છે તે ) રાજાનો ઉત્કર્ષ કરનારા નીવડે છે,' એવું તેવા બાહ્ય ( પરદેશીય ) લોકોને જણાયા વિના પણ નહિ રહે.

જો સ્વદેશીય લોકો, પરદેશીય લોકોને તેમનાથી રચાતા પ્રપંચમા મદદગાર થતા હોય, તો તેવા સ્વદેશીય લોકોને **સામદાનનીતિ**થી દબાવી દેવાનું રાખવું.

ઉંચે પદે ચઢાવીને કે માન વધારીને કોઈ પુરૂષને પ્રસન્ન કરવો તે: **'સામનીતિ'** કહેવાશે; અને કોઇ તરફ દેખાડાતી કૃપા, કે કોઇનો, તેના પોતાથી ભરાવાના કરવેરામાંથી કરવામા આવતો મોક્ષ (પરિહાર), અગર તો રાજ્ય તરફથી કરાવાતાં કર્મો પરત્વે કરાતી કોઈની નીમણુંક: એ સર્વ 'દાન'ના પ્રકારો ગણાશે.

જો પરદેશીય લોકો ખટપટ કરતા હોય, તો રાજાએ, 'ભેદ ( કલહ કરાવવા)'ની અને 'દંડની (દબાવી દેનારી)' નીતિનો ઉપયોગ કરવો. "દૂષ્ય-જનોના વેષમાં રહેલા તેના પોતાના જાસુસોની મદદથી, આ પુરૂષ તમને છળવા ઇચ્છેછે માટે ચેતજો—" આ પ્રમાણે મિત્રો જેવા દેખાતા જાસુસો પરદેશીય ( ખટપટીઆ ) લોકોને કહેતા રહે, તેવી ગોઠવણ (રાજાએ) કરવી. દૂષ્ય ( રાજાના દ્વેષી ) જનોના રૂપમાં રહેતા જાસુસો, દૂષ્ય જનોમાં ભળી જઇને તેમને પરદેશીય ( બાહ્ય ) દૂષ્ય જનોથી, અગર તો પરદેશીય લોકોને સ્થાનિક દૂષ્યજનોથી છૂટા પાડે ( તેવી તજવીજ પણ કરવી. ). 'તીક્ષ્ણ' કોટીના જાસુસોને ઇચ્છા થઇ આવે તો તેમણે દૂષ્યજનો સાથે: મૈત્રીસંબંધથી જોડાવું, અને પછી તેમને તેમણે શસ્ત્ર કે વિષની મદદથી પૂરા કરી દેવા; અગર તો ખટપટ કરનારા પરદેશીય જનોને તેમણે (જાસુ-સોએ) પોતાની પાસે બોલાવવા, અને પછી તેમનો તેમણે ઘાત કરી નાખવો.

જો પરદેશીય લોકો બીજા પરદેશીય લોકો સાથે ખટપટમાં પડે, અગર તો રાજ્યમાંના લોકો એ જ (પોતાના) રાજ્યમાંના લોકો સાથે મળીને ખટ-પટ રચે, અને એ બધી ખટપટ એ બધા એકમતે અને એક હેતુની સિદ્ધિ-અર્થે જ કરી રહેલા હોય, તો એવી ખટપટ વધારે ભયકારક નીવડવાની પણ ખરી. જો દોષમાત્રને નિર્મૂળ કરી દેવામાં આવશે તો પછી દૂષ્ય જનોનું અસ્તિત્વ પણ નહિ જ હોય; પરંતુ દોષશુદ્ધિ કરવાને બદલે જો કેવળ દૂષ્યશુદ્ધિ કરવામાં આવશે, તો અસ્તિત્વ ધરાવી રહેતા દોષને લીધે અન્ય જનોને દૂષ્ય (દૂષિત) બનવાનો અવકાશ પણ રહેશે. આમ હોઇને, પરદેશીય લોકો ખટપટ રચી રહેલા હોય, ત્યારે (જે રાજા સામે તે ખટપટ થઈ રહેલ

હોય તે) રાજાએ, તેવા લોકોના સંબંધમાં ભેદનીતિ અને દંડનીતિને કામે લગાડી દેવી. મિત્રરૂપમાં રહેતા જાસુસોને મોકલી આપીને તેણે (રાજાએ) તેવા પરદેશીય ખટપટીઆઓને આ પ્રમાણે કહેવરાવવું:–" આ તમારા રાજાને વધારે કોશસંપન્ન થવાની ઇચ્છા થઇ આવી છે, અને તેથી સ્વાભાવિક રીતે તે તમારા ઉપર ક્રોધે ભરાયલો છે માટે ચેતજો." આટલું થઇ જાય, એટલે પછી 'તીક્ષ્ણ' કોટીના જાસુસો, (એવા પરદેશીય કાવતરાંબાજોને) જે કોઇ મદદગાર હોય તેના નોકરોમાં તથા સૈનિકોમાં ભળી જાય તેમ કરવું, અને પછી તેવા જાસુસોએ તેમને શસ્ત્ર, રસ અને અન્ય સાધનો વડે સ્વધામ પહોંચાડી દેવા એટલું તો નહિ, પરંતુ બીજા જાસુસો હોય તેમણે તેવા મદદગારને ઉઘાડો પાડી પણ દેવો.

જો સ્થાનિક લોકો ( પોતાના જેવા જ ) સ્થાનિક લોકો સાથે મળીને પ્રપંચ રચતા જણાય, તો તેવા પ્રપંચને નષ્ટ કરી દેવાના હેતુથી રાજાએ પ્રસંગાનુરૂપ ઉપાયોની યોજના કરવી. જે લોકો તુષ્ટ હોય તેમના વિષે સામનીતિનો ઉપયોગ કરવો, અને જેઓ અતુષ્ટ હોય તેના સંબંધમાં વિપરીત ગોઠવણ કરવી. પોતાનો કોઇ પ્રિયજન તેના પોતાના ચારિત્ર્યની શુદ્ધિનો નિર્વાહ દઢતાપૂર્વક કરી શકેલો છે તેથી પોતે તુષ્ટ થયો છે, એવું બ્હાનું બતાવીને, અગર તો તેના સુખદુઃખ વિષે પોતે ચિંતા રાખે છે એવો ઢોગ કરીને તેણે ભેટસોગાત આપવાનું રાખવું. મિત્રવેષમાં રહેતા કોઇ જાસુસને ( તેવા પ્રપંચમાં પડેલ ) સ્થાનિક પુરુષોની પાસે મોકલી આપી તેના મુખે તેમને આ પ્રમાણે કહેવડાવવું પણ ખરું:–" તમારો રાજા તમારા પોતાના ચિત્તમાં રહેલી વાત જાણી લેવાને પ્રયત્નશીલ થઇ રહેલો છે; તમારે તેની પાસે સત્ય હકીકત કહી દેવી. " અગર તો, " તમારા સામે આ માણસ આવી બાતમી રાજાને પૂરી પાડે છે"—એવું તેવા સ્થાનિક માણસોને જણાવીને તે જાસુસ તેમનામાં કલહ ઉભો કરી દઇ તેમને એકબીજાથી છૂટા પાડી દે તેમ તેણે ( રાજાએ ) ગોઠવણ (પણ) કરવી. વળી ( જરૂર જણાય તો ) દંડનીતિનો ઉપયોગ, " સજા કરવા સંબંધી " પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે તેણે કરવો પણ ખરો.

આ ચારે પ્રકારની આપત્તિઓમાંથી 'આભ્યંતર' કોટીની આપત્તિનું નિવારણ પ્રથમ જ કરી નાખવું; કારણ કે આભ્યંતરકોપથી આભ્યંતર કોપ, સર્પભયની પેઠે વધારે વધારે હાનિકારક થઇ પડે છે, એવું આપણે પહેલેથી જ જાણી લીધેલું છે

લોકો, આ ચારે પ્રકારની આપત્તિઓના ઉત્પાદક બળવાળા હોય કે ન હોય, તો પણ તે પૈકી દરેકને, અનુક્રમે. તેના પોતાના પછી સૂચવાયલ આપત્તિના કરતા ઓછી ભયકારક મણવી; અને તેમનો ઉદ્ભવ જો બળવાળા લોકોથી થઇ આવેલ ન હોય ( એટલે કે, તેમની ઉત્પત્તિ ક્ષુદ્ર જનથી થઇ આવેલ હોય ), તો તેનું નિવારણ કરવાને અર્થે સાદા ઉપાયોને કામે લગાડવા.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના "વિજયાતુર રાજાનું કર્તવ્ય": એ સંજ્ઞાવાળા નવમા અધિકરણમાનું, 'બાહ્ય અને આભ્યંતર આપત્તિઓ': એ વિષયને લગતું પાંચમું પ્રકરણ પૂરૂં થાય છે. )

---

## *પ્રકરણ ૬.

## દૂષ્ય ( રાજદ્વેષી ) લોકો તથા શત્રુઓ સાથે મળી રહેતા પુરૂષો.

( ૧ ) દૂષ્ય જનોથી દૂર રહેનારા, અને ( ૨ ) શત્રુઓથી દૂર રહેનાર: એમ બે પ્રકારના, શુદ્ધ મનુષ્યો હોય છે.

પૌરજનો તેમ જ ગ્રામ્યજનોને, દૂષ્યજનોથી અળગા રાખવાના હેતુથી રાજાએ, દંડ સિવાયના બીજા બધા નીતિવિષયક ઉપાયોને ઉપયોગમાં લેવા. +મહાજનને સજા કરવાનું કામ અશક્ય ગણાય છે; અને તે

---

* આ પ્રકરણ સૂક્ષ્મદૃષ્ટિથી વિચારવા પાત્ર છે.

+ બળસ પન્ન મહાજનથી પ્રાચીન હિંદુ રાજા ડરતો રહેતો, અને તેથી તે સર્વથા મર્યાદામાં રહેતો હતો. વળી આ મહાજનસંસ્થા છેક હમણાં સુધી બળવાળ પણ હતી. તેની વર્તમાન નિર્બળતાનાં કારણો અને પરિણામો પણ સુજ્ઞાત જ છે

છતાં પણ જો તેને સજા કરવામાં આવે છે, તો તે અર્થસાધક થઇ પડતું નથી એટલું તો નહિ, પરંતુ તેના પરિણામમાં કદાચિત્ અનર્થોની ઉત્પત્તિ થઇ આવે છે પણ ખરી. તથાપિ, "સજા કરવા સંબંધી" પ્રકરણમાં કહેવાયલ છે તે પ્રમાણે, દૂષ્ય જનોના અગ્રેસરો સામે ઉપાયો યોજવાની તેને (રાજાને) છૂટ છે, એમ તેણે સમજી લેવાનું છે.

પોતાના માણસોને શત્રુથી વિયુક્ત કરી દેવા હોય, તો પોતાના શત્રુના જે લોકો પ્રધાન પ્રતિનિધિઓ હોય, અગર તો જેમની મારફત શત્રુનાં કાર્યો સધાવાનાં હોય તેમના પ્રયત્નોને ઉંધા વાળવાને રાજાએ સામાદિ ઉપાયોને કામે લગાડી દેવા.

કાર્યસાધક થઇ પડે તેવા (પ્રધાન) પુરૂષો મેળવી લેવાનું કામ, રાજાના આધારે ફલીભૂત થશે; યત્નોની સિદ્ધિ મંત્રીઓના આધારે થશે; અને એટલા માટે કાર્યસાધક થઈ પડે તેવા પુરૂષો મારફત સિદ્ધ કરાવતાં કામોનો આધાર રાજા તથા તેના મંત્રીઓ—એ ઉભય ઉપર જ રહેવાનો.

દૂષ્યજનો અને અદૂષ્યજનો—એ ઉભય એક બીજા સાથે મળી ગયા હોય છતાં જે કાર્યસિદ્ધિ થવા પામે તે 'મિશ્ર' કોટીની સિદ્ધિ ગણાશે. લોકો જો આ પ્રમાણે મિશ્રિત થઇ ગયા હોય, તો અદૂષ્યજનોની મદદથી સિદ્ધિ મેળવવાનું રાખવું; કારણ કે આલંબન (ટેકો)નો અભાવ હોય, તો જે કોઇને આલંબનની જરૂર જ હોય તે ટકી શકતું પણ નથી. મિત્રો અને શત્રુઓ વચ્ચે એકીભાવ થવાથી જ જો કાર્યસિદ્ધિ થઇ આવે તેમ હોય, તો તે પ્રમાણે મેળવાતી સિદ્ધિને 'પરમિશ્રા (શત્રુથી દૂષિત થયલી)' ગણી લેવી. સિદ્ધિ જો આમ શત્રુથી દૂષિત થયલી દેખાય, તો પછી તેવી સિદ્ધિને, કોઇ મિત્ર મારફત પ્રાપ્ત કરવાનો યત્ન કરવો; કારણ કે સિદ્ધિની પ્રાપ્તિ, મિત્ર દ્વારા સહેલાઇથી થઇ શકશે, પણ શત્રુ દ્વારા થઇ શકશે નહિ જ.

જો કોઇ મિત્ર(રાજા) સંધિ સ્વીકારવાને તૈયાર ન હોય, તો પછી તેના સામે ભેદનીતિનો આશ્રય લેવો. જાસુસોની મારફત તેવા મિત્રને શત્રુપક્ષમાંથી નોખો પડાવીને (સંધિ ઇચ્છના) રાજાએ, ત્યાર બાદ, તેને

પોતાના પક્ષનો કરી લેવો, અગર તો મિત્રરાજાઓએ જે સંઘ રચેલો હોય તેમાં જે કોઇ છેલ્લો ( અંતસ્સ્થાયી ) હોય તેને તેણે પોતાના પક્ષમાં મેળવી લેવાનો પ્રયત્ન કરવો; કારણ કે એવો કોઇ અંતસ્સ્થાયી રાજા પોતાના મૂળ સંઘમાંથી જો ખસી જશે, તો તેના પરિણામમાં, જે રાજાઓ મધ્યસ્થાનમાં હશે તેઓ બધા એકબીજાથી છૂટા પણ પડી જશે. અગર તો જે કોઇ મિત્રરાજા મધ્યસ્થાયી હોય તેને પોતાના પક્ષમાં મેળવી લેવાનો પ્રયત્ન તેવા ( લાભ મેળવવાની ઇચ્છા રાખનાર ) રાજાએ કરવો; કારણ કે સંઘીભૂત રાજાઓ પૈકી જે કોઇ રાજા મધ્યસ્થાનમાં રહેલો હોય તે રાજા જો ખસી જશે, તો પછી અન્તભાગ ઉપર રહેલા ( અન્તસ્સ્થાયી ) મિત્રરાજાઓ પોતાના સંઘનો નિર્વાહ કરી શકશે નહિ. (અર્થાત્) એવા (મિત્રરાજાઓ)–નો અન્યોન્યાશ્રય તૂટી પડે તેવા પ્રકારનાં પગલાં, (સિદ્ધિ મેળવવાની ઇચ્છા રાખતા રાજાએ) ભરવાનાં છે.

જે કોઇ રાજા ધાર્મિક ( ન્યાયી ) હોય અને તેને જો ઘાત પાડવાનો હોય, તો પછી તેનાં જાતિ–કુળ–જ્ઞાન અને શીલ: એ સર્વ વિષે સ્તુતિગાન કરવાનું રાખવું, અને તેના પૂર્વજોએ જે સંબંધ, ( પોતાની–સંધિ કરવા ઇચ્છતા રાજાની–સાથે ) નભાવી રાખેલો હોય તે તેને ( તેણે ) ચીંધી બતાવવો, અગર તો (સંધિથી થતા) ઉપકારો તથા અપકારકતાના અભાવને લગતી વાત તેને તેણે કહી સંભળાવવી (પણ ખરી).

અગર તો જે કોઇ રાજા કલ્યાણબુદ્ધિવાળો હોય, અગર તો જે કોઇ રાજાનો ઉત્સાહ નષ્ટ થઇ ગયલો હોય, અગર તો વારંવાર વિગ્રહમાં પડવાનું થયાથી જે કોઈ રાજાની ઉપાયસમૃદ્ધિ ખંડિત થઇ ગયલી હોય, અગર તો જે કોઇ રાજા ક્ષયવ્યયને અધીન બની ગયલો હોય, અગર તો પ્રવાસમાં રહેવાથી જે કોઇ રાજા ઉપતપ્ત થઇ ગયલો હોય, અગર તો જે કોઇ રાજા શુદ્ધ બુદ્ધિથી અન્ય કોઇને પોતાનો મિત્ર બનાવવાને ઇચ્છતો હોય, અગર તો જે કોઇને અન્ય કોઇ તરફથી ભય લાગતો હોય, અગર તો જે કોઇ રાજા, બીજી બધી બાબતોના કરતા મિત્રભાવને માટે વધારે

કૈકદિત રહેતો હોય તેવા રાજાને, **સામનીતિથી** ( સંધિ ઇચ્છતા રાજાએ ) પોતાના પક્ષમા ખેંચી લેવાનું રાખવું.

અગર તો જે કોઈ રાજા લુબ્ધ હોય, અગર તો જે રાજાને, પોતાના માણસોનો ક્ષય થઇ ગયાથી ક્ષીણ બની જવાનો પ્રસંગ આવી ગયો હોય, તેવા રાજાને, પોતાના પક્ષમાં મેળવી લેવાની ઇચ્છા રાખનાર રાજાએ, પોતાના હેતુને સિદ્ધ કરવા અર્થે, તેવા લુબ્ધ અને ક્ષીણ બની ગયલ રાજાની આસપાસ તપસ્વીઓને અને મુખ્યોને અગાઉથી ગોઠવી દેવા, અને પછી તેમની મારફત તેને તેણે **દાનનીતિથી** મનાવી લેવો.

દાનકર્મના પ્રકાર પાંચ છે:—( ૧ ) જે કાંઇ દેવાનું ( દેય ) હોય તેનો ત્યાગ ( વિસર્ગ ); ( ૨ ) જે કાંઇ દેવાનું હોય તે દેવાનું ચાલુ રાખવું તે; ( ૩ ) જે કાંઇ ( કોઇ કનેથી ) મેળવાયલું હોય તે (તે કોઇને) પાછું આપી દેવું તે ( પ્રતિદાન ), ( ૪ ) પોતાનું દ્રવ્ય આપી દેવું તે ( સ્વદ્રવ્યદાન ); અને ( ૫ ) પારકાની મિલ્કત પડાવી લેવા અર્થે તેની ઉપર જે ચઢાઇ કરી ધન મેળવાય તે ચઢાઈમાં અપાતી મદદ.

જો કોઇ બે રાજાઓ પરસ્પર દ્વેષ કે વૈર હોવાની કે પોતપોતાની ભૂમિનું હરણ થઇ જવા સંબંધી શંકા ધરાવનારા હોય, તો તે ઉભય વચ્ચે કલહનાં બીજ રોપી દેવા. વળી એ બેમાં જે કોઇ બીરૂ હોય તેને તેના વિનાશનું દર્શન કરાવીને આ પ્રમાણે પણ કહેવું:—“ તારી સાથે સંધિ કર્યા પછી આ રાજા તારા સામે જ કર્મો કરવાને મંડી પડશે; આ બીજા રાજાનો જે મિત્ર છે તેને, ખુલ્લી રીતે સંધિ કરવાની પરવાનગી અપાયલી છે. ”

જો બજારમાલ ( પણ્ય ), અગર તો જે માલમાથી કારખાનાઓમાં બનાવટો બનાવી શકાય તેવો માલ પોતાના દેશમાથી કે અન્ય દેશમાંથી શત્રુના દેશમાં જતો હોય તો—“ જે રાજા ઉપર શત્રુ ચઢાઇ લઇ જવાનો છે તે રાજાના દેશમાંથી આ માલ મેળવાયલો છે—” એવી અફવા જાસુસો મારફત ફેલાવી દેવી. પછી, એ પ્રમાણે, પુષ્કળ માલ એકઠો થઈ

જાય ત્યારે ( તેવા માલના ધણીએ ) શત્રુને, આ પ્રમાણે સંદેશ મોકલી આપવો:—" આ બધો માલ અને આ બધી બનાવટો મેં તમને મોકલાવેલ છે; તો હવે તમે એ પ્રમાણે એક થયલ રાજાઓ સામે કાં તો લડો, અગર તો તેમને છોડી દો; આમ કરશો એટલે પછી બાકી રહેલ ખંડણી ( પણશેષ ) તમને આપી દેવામાં આવશે." આમ થાય એટલે જાસુસોએ ફરી બીજા રાજાઓને, આ પ્રમાણે સંદેશ પહોંચાડવો:—" આ બધો માલ તમારા શત્રુ તરફથી તેને પ્રાપ્ત થયલો છે."

પોતાના શત્રુના દેશના માલ તરીકે પ્રખ્યાત થયલ પરંતુ અન્ય દેશમાં અવિજ્ઞાત હોય એવો કેટલોક માલ વિજયાતુર રાજાએ એકઠો કરવો, અને પછી તેના પોતાના, વૈદેહકના વેષમાં રહેતા જાસુસો એ માલનું વેચાણ બીજા મુખ્ય શત્રુઓને કરે, અને તે સાથે–'તે માલ પેલા (જેના રાજ્યમાં તે માલ બનેલો હોય તે રાજ્યવાળા) શત્રુ રાજા તરફથી ( વિજયાતુર રાજાને) આપવામાં આવેલ છે—' એવું તેને તેઓ જણાવતા પણ રહે, એવી ગોઠવણ પણ તેણે ( વિજયાતુર રાજાએ ) કરી દેવી.

અગર તો ( શત્રુની પ્રજામાં ) જે લોકો મહાપરાધી હોય તેમને ધન અને માનથી પ્રસન્ન કરી દઇને વિજયાતુર રાજાએ તેવા લોકોને, શસ્ત્ર: રસ' અને અગ્નિથી સજ્જ થયલ સ્થિતિમાં, ( પોતાના ) શત્રુમાં ભળીને રહેતા કરી દેવા; પછી શત્રુના કોઇ એક અમાત્યનો ઘાત કરાવી દેવો; અને પછી, —' એ અમાત્યને ( કોઇ અમુક માણસે ) રાત્રિમાં મારી નાખેલ છે:–'એમ તેનાં સ્ત્રીપુત્રોને ફોસલાવીને તેમને મુખે કહેવડાવી પણ દેવું. આમ થશે એટલે શત્રુરાજાનો કોઇ અમાત્ય, ( એ પ્રમાણે મરાઇ ગયલ અમાત્યના કુટુંબ પૈકી ) દરેકને ( એ અમાત્યના ખૂનની બાબતમાં ) પૂછપૂછ કરશે. એ બધાં કુટુંબજનોને જે બધું પઢાવવામાં આવેલ હોય તે બધું તેઓ જો તે પ્રસંગે કહી બતાવે, તો પછી તેમને કેદ કરવાં નહિ; પરંતુ જો તેઓ તે પ્રમાણે ન કહે, તો પછી તેમને કેદ કરી લેવાં. પછી જે કોઇ શખ્સ, (શત્રુ)રાજાના વિશ્વાસમાં હોય તે શખ્સની પાસે તે (શત્રુરાજા)ને

આ પ્રમાણે કહેવરાવવું:—" તમારે ફલાણા ફલાણા અમાત્યથી તમારો પિંડનું રક્ષણ કરવાનું છે." આટલું થઇ જાય એટલે પછી, જે કોઇ પુરુષ બન્ને રાજ્યો ( વિજયાતુર રાજા અને તેના શત્રુ ) પાસેથી પગાર મેળવતો ( ઉભયવેતન ) હોય તેણે, ( શત્રુ ) રાજાનો ઘાત કરાવી નાખવાને અર્થે તેવાં શંકિત અમાત્યને ખબર પણ આપી દેવા.

અગર તો,–" આ રાજાનું રાજ્ય પડાવી લો; આપણા વચ્ચે કરાયલ સંધિ કાયમ રહેશે"–એમ, જે રાજાઓ ઉત્સાહવાળા અને શક્તિવાળા હોય તેમને કહેવડાવવું. પછી એ રાજાઓ તરફથી જે પ્રયત્ન થવાનો હોય તેને લગતા ખબર તેવા ( જેનું રાજ્ય પડાવાઇ લેવાનું હોય તે ) રાજાને જાસુસો મારફત પહોંચડાવી દેવા એટલું તો નહિ, પરંતુ એ રાજાઓ પૈકી એક કોઈની સેનાને તથા સાધનસામગ્રીને નષ્ટ કરાવી દેવી પણ ખરી. ( વળી ) બીજા જાસુસોને તે બધા રાજાઓના મિત્ર બનાવી દેવા, અને પછી તે બધા રાજાઓને,–' તેવો અમુક ( જેનું રાજ્ય પડાવાઇ લેવાનું હોય તે ) રાજા ઘાતવ્ય છે–' એવું તેઓ સમજાવે, એવી પણ તજવીજ તેણે ( વિજયાતુર રાજાએ ) કરી દેવી.

શત્રુરાજાનો કોઇ એક પ્રવીર પુરુષ, હસ્તી કે હય મરી જાય, અગર તો એ પૈકી કોઇને ગૂઢ પુરુષો મારફત મારી નંખાવાય કે હરાઇ લેવાય, એટલે પછી બીજા સત્રિઓ ( જાસુસો ), એ શત્રુરાજા પાસે જઇને આ પ્રમાણે કહે તેમ કરવું;—" તારા પોતાના માણસો માહોમાહે લડયા તેના પરિણામમાં એ ઉપહત થયલ છે." પછી જે કોઇ મનુષ્યને આ પ્રકારનો ઘાત કરવાને માટે નિયોજેલો હોય તેને આ પ્રમાણે કહેવું:—"જા, ફરીથી એવું ને એવું કરી આવ, એટલે પછી બાકી રખાયલ જે રકમ (પણશેષ) તુને આપવાની છે તે આપી દેવામાં આવશે;" અને પછી જે કોઇ પુરુષ એ રાજાો પાસેથી વેતન મેળવતો હોય તેની પાસેથી તે રકમ તેવા ( ઘાત કરનાર) પુરુષને અપાવી દેવી. આ પ્રમાણે (શત્રુ)રાજાના પક્ષમાં ફાટ પડી.

જાય એટલે પછી બીજા કેટલાકને ( વિજયાતુર રાજાએ ) પોતાના પક્ષમાં ભેળવી (પણ) લેવા.

( શત્રુ )નો જે કોઇ સેનાપતિ હોય, કુમાર હોય અને તેની સેનાના જે બીજા અમલદારો ( દંડચારીઓ ) હોય તેમના સંબંધમા પણ, પૂર્વનિર્દિષ્ટ વિધિએ ( વિજયાતુર રાજાએ ) કામ લેવાનું છે.

આવી જ રીતે, રાજ્યોએ મળીને રચેલ સંઘમાં પણ કલહના બીજ રોપી દેવાં. આ પ્રમાણે જે કલહ કરાવાય છે તેને ' ભેદકર્મ ' કહેવામાં આવે છે.

જે કોઇ શત્રુ દુર્ગમાં ભરાઇ બેઠો હોય, અગર તો વ્યસનગ્રસ્ત થયલો હોય, અગર તો હીનકોટીનો (કુશીલ) હોય તેને ગૂઢપુરૂષો, તીક્ષ્ણ કોટીના જાસુસની મદદ લીધા વિના, શસ્ત્રથી કે ઝેર આપીને કે અગ્નિના પ્રયોગથી મારી નાખે એવી ગોઠવણ પણ કરી શકાય. એ પ્રકારનું કર્મ કરવા માટે અનુકૂળતા મળી આવે ત્યારે એ કામ કોઇ ગૂઢપુરૂષ કરી નાખે એમ કરવું; અગર તો કોઇ, તીક્ષ્ણ કોટીનો જાસુસ, શસ્ત્રરસાગ્નિ પૈકી કોઇની મદદથી એ કામ **પોતે એકલો** કરી નાખે, એવી તજવીજ કરી દેવી; કારણ કે બીજા પ્રકારના જાસુસોને, તેમના પોતાના કામમાં ઉપયોગી થઇ પડે તેવી મદદની જરૂર રહે છે ત્યારે તીક્ષ્ણ કોટીના જાસુસને એવી કોઇ મદદની જરૂર રહેતી નથી.

આ પ્રમાણે ચારે પ્રકારની **ઉપાયનીતિ**નું વર્ણન સમાપ્ત થાય છે

આ પૈકી અનુક્રમમાં જે **ઉપાય** પહેલો બતાવેલ હોય તે તેના પછીના બધા ય ઉપાયોના કરતાં લઘિષ્ઠ ( ઉતરતી કોટીનો ) ગણાશે. સામનીતિ–(સાન્ત્વન)નો ગુણ એક છે; દાનનીતિ બે ગુણવાળી છે, કારણ કે તે પહેલાં સામનીતિની અજમાયશ થઇ ગયલી હોય છે; સામનીતિ તથા દાનનીતિની અજમાયશ થઇ ગયા પછી ભેદનીતિ ( કલહ કરાવવાની નીતિ )નો ઉપયોગ કરાય છે, અને તેથી તે ત્રણ ગુણવાળી ગણાશે; અને દંડનીતિનો ઉપયોગ થાય તે પહેલાં સામ; દાન અને ભેદ–એ ત્રણે પ્રકારની નીતિની અજમાયશ

થઇ જાય છે, એટલે તેને ચાર ગુણુવાળી સમજી લેવી. (અર્થાત્ નીતિશાસ્ત્રનું રહસ્ય (ગૌરવ) સમજનાર રાજાએ પહેલો ઉપાય નિષ્ફળ જાય ત્યારે બીજાનો, અને બીજો નિષ્ફળ જાય ત્યારે ત્રીજાનો, અને ત્રીજો નિષ્ફળ નીવડે ત્યારે ચોથાનો, યથાપ્રસંગ ઉપયોગ કરવાનો છે.)

સ્થાનિક (સ્વભૂમિષ્ઠ) શત્રુઓ પરત્વે પણ આ ઉપાયો જ અજમાવવા, અને તે સાથે આટલું પણુ વિશેષમાં કરવું:—કારખાના (પણ્યાગારો)ને જાણીતા હોય તેવા દૂત–મુખ્યોને જે કોઈ સ્થાનિક શત્રુ હોય તેની પાસે મોકલીને તેમની મારફત તેને આ પ્રમાણે કહેવરાવવું:–"અમુક અમુક સરતોવાળી સંધિ કરી લેવાની છે, અગર તો અમુક અમુકની હિંસા કરવાની છે; તો એ કામ તમે પાર ઉતારી આપો તો ઠીક પડે." (આ પ્રમાણે તેવા સ્થાનિક શત્રુને જાસુસો કહે અને) જો તે શત્રુ તેવું કોઇ કામ કરી આપવાને કબૂલ થાય, તો પછી તે જાસુસોએ પોતાના કાર્યમાં મેળવેલ સિદ્ધિના (શુભ) ખબર પોતાના સ્વામીને પહોંચાડી દેવા. એ પછી જે પુરુષો એ રાજ્યો પાસેથી પગાર લેતા હોય તેઓ,–" આ મનુષ્ય (સ્થાનિક શત્રુ) તમારો દુષ્ટ રાજા છે"–એવા ખબર, એ સ્થાનિક શત્રુથી કરાતા કર્મ સાથે સંબંધ ધરાવતા લોકોને અગર શત્રુઓને પહોચાડી દે તેવી ગોઠવણુ કરી દેવી. જો એક ઇસમને બીજા ઇસમ તરફથી ભય રહેતો હોય, અગર જો એક માણુસ, બીજા માણુસ તરફ દ્વેષ–વૈર–ધરાવતો હોય, તો પછી એવા એ બે વચ્ચે પડેલી તડને વધારી દેવાના હેતુથી ગૂઢપુરુષોએ, એ ઉભય પૈકી એકની પાસે જઇને તેના કાનમાં આ પ્રમાણે ઝેર રેડવું–" પેલો બીજો તારા શત્રુને સાધી લેવા માટે યત્ન કરી રહેલો છે, અને તે હવે અલ્પકાળમાં તુંને છેતરી (પણ)નાખશે; માટે તું રાજાની સાથે ઝટ સંધિ કરી લઇને તે તારા શત્રુને દબાવી દેવાને યત્ન કરી લે તો સારૂં." (વળી પ્રસંગ જોઇને) જે શખ્સો કોઇ પણુ રીતે એકબીજા સાથે સંબદ્ધ થયલ ન હોય તેવા શખ્સો વચ્ચે, જાસુસો મૈત્રીસંબંધ કે વિવાહસંબંધ ઉભો કરી દે, અને પછી તેમને એકબીજાથી અળગા પાડી દે એવી પણુ યુક્તિ (રાજાએ) રચવી

જોઇએ; અગર તો કોઇ સામન્તને, આટવિકને, શત્રુકુળના કોઇ નબીરાને કે કોઇ અવરૂદ્ધ રાજકુમારને પોતાના પડખામા લઇને તેની મારફત તેણે ( વિજયાતુર રાજાએ )પોતાના રાજ્યમાંના પોતાના (સ્વભૂમિષ્ઠ)શત્રુઓને. પોતાના રાજ્ય બહારના કોઇ પણ સ્થળે પૂરા કરાવી દેવા; અગર તો કોઇ વણજાર કે જંગલી લોકોની મારફત તેવા સ્વભૂમિષ્ઠ શત્રુને, તેની પોતાની સેના સહિત નષ્ટ કરાવી દેવો; અગર તો જે લોકો એવા સ્થાનિક શત્રુના મળતિયા હોવાનો ઢોંગ મચાવી રહેલા હોય અને જેઓ એની પોતાની જાતિના પણ હોય તેઓ જ લાગ જોઇને તેનો ઘાટ ઘડી નાખે એવી ગોઠવણું કરી દેવી; અગર તો અગ્નિ, ઝેર કે શસ્ત્રની મદદથી ગૂઢપુરુષો તેવા સ્થાનિક શત્રુને ઉકેલી નાખે એવો ઘેત ( વિજયાતુર રાજાએ ) રચી (પણ) કાઢવો.

સ્વભૂમિષ્ઠ શત્રુઓ વધી પડયા હોય, તો તેમને વિષયુક્ત પદાર્થોનું પાન કરાવીને ઉકેલી નંખાવવા; અને જો કોઇ શત્રુ શઠ (ઝટ સપડાય નહિ તેવો ) હોય તો ગૂઢપુરુષો મારફત તેને મરાવી નાખવો, અગર તો તેને વિશ્વાસ આપીને વિષયુક્ત માંસ ખવડાવી દેવું ( અને તેમ કરીને પણ તેને નષ્ટ કરી નાખવો. ).

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'વિજયાતુર રાજાનું કર્તવ્યઃ' એ સંજ્ઞાવાળા નવમા અધિકરણમાનુ " દૂષ્ય ( રાજદ્વેષી ) લોકો તથા શત્રુઓ સાથે મળી રહેતા પુરુષો"—એ નામનું છઠ્ઠું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૭.

---

### અર્થ અને અનર્થને લગતા સંશયો; અને એ પરત્વે, એક નહિ તો બીજા ઉપાયથી મેળવાતી સિદ્ધિ.

(રાજા વિષે થઇ આવતા ) કામાદિ (વિકારો)ના ઉત્સેક (અતિશય)થી તેની પોતાની પ્રજામાં કોપની ઉત્પત્તિ થઇ આવે છે,

અને (તેનાથી આચરાતા) અપનયના પરિણામમાં (તેના પોતાના) શત્રુઓની ઉત્પત્તિ પણ થઇ આવવાની. આમ હોઇને આ ઉભય પ્રકારની વૃત્તિને 'આસુર' કોટીની ગણવામાં આવે છે.

સ્વજન વિષે જે વિકાર થઇ આવે છે તે 'કોપ' કહેવાય છે. વળી (૧) આપદર્થ (સંકટોત્પાદક લાભ), (૨) અનર્થ (ભયોત્પાદક લાભ), અને (૩) અનર્થસંશય (જે લાભ વિષે સંશય રહે તે)– આ ત્રણે પ્રકારના લાભો (અર્થો), શત્રુને (તેની પોતાની) વૃદ્ધિ કરવામાં ઉપકારક (પણ) થઇ પડશે

જે લાભ મેળવાયાથી, ઉલટી શત્રુની સંપત્તિ વૃદ્ધિને પામે, અગર તો પ્રાપ્ત કરાયલ જે લાભ, શત્રુને પાછો આપી દેવો પડે, અગર તો જે લાભની પ્રાપ્તિ થયાથી ક્ષયવ્યયને અધીન થઇ જવું પડે, તે લાભ, 'આપદર્થ' (સંકટોત્પાદક લાભ) ગણાશે; જેમકે–જેનો ઉપભોગ, સામન્ત રાજાઓના સાથમા રહીને જ લેવાય અને જેની પ્રાપ્તિ સામન્ત રાજાઓના વ્યસનને લીધે જ થઇ આવી હોય તે લાભ; અગર તો જે લાભ પોતાના બળવાન્ શત્રુ તરફથી મગાઇ રહેલ (શત્રુપ્રાર્થ્ય) હોય તે; અગર તો (રાજાએ) પોતે જેને પોતાના મુખભાગ ઉપરથી મેળવેલ હોય અને જેના પરિણામમાં તેને પોતાને પોતાના પૃઠભાગેથી સંકટ સહેવાનું આવે તેમ હોય તે લાભ; (પોતાના) એક મિત્રનો ઉચ્છેદ કરી નાખીને કે (કોઇ રાજા સાથે) કરાયલ સંધિનું ઉલ્લંઘન કરીને કે પોતાના મંડળ (ચક્રસ્થરાજાઓ)ની ઇચ્છા વિરૂદ્ધ (જે કોઇ રાજાએ) જે કોઇ લાભ મેળવેલો હોય તેઃ આ સર્વ પ્રકારના લાભો 'આપદર્થ' કોટીના (ગણાય) છે.

જે લાભ (અર્થપ્રાપ્તિ)થી (જે કોઇ રાજાને) પોતાની જ પ્રજા તરફથી ભય ઉત્પન્ન થઇ આવે તે (લાભ નહિ ગણાતા) 'અનર્થ', સંજ્ઞાને પામી જશે.

"આ અનર્થ છે કે નહિ ? આ અર્થ છે કે અનર્થ છે ? આ અનર્થ છે કે અર્થ ? શત્રુને ઉત્સાહિત કરવામાં લાભ છે કે મિત્રને ઉત્સાહિત કરવામા લાભ છે ? શત્રુની સેનાને ધન અને માનથી તુષ્ટ કરવામાં આવે તો તેમ કરવું તે અનર્થ છે કે નહિ ?"–એવા એવા સંશયો જ્યારે ઉપસ્થિત થઇ આવે, તો જે સંશયો લાભવિષયક (અર્થસંશય) હોય તેમને પસંદગી આપવી.

અનર્થના ( આ પ્રમાણે ) ૭ પ્રકારો છેઃ–( ૧ ) અર્થોત્પાદક અર્થ; ( ૨ ) અનુત્પાદક અર્થ; ( ૩ ) અનર્થોત્પાદક અર્થ; ( ૪ ) અર્થોત્પાદક અનર્થ; ( ૫ ) અનુત્પાદક ( અલાભકારક ) અનર્થ; અને ( ૬ અનર્થોત્પાદક અનર્થ.

શત્રુને તેના આગલા ભાગમાં નુકસાન કરવાથી જો તેના પાછલા ભાગમાં તેને નુકસાન થવા પામે, તો તે, 'અર્થોત્પાદક અર્થ' ગણાશે.

કોઇ ઉદાસીન ( તટસ્થ ) રાજાને સૈન્યની મદદ આપીને જે લાભ મેળવાય તે, 'અનુત્પાદક (અલાભકારક ) અર્થ' સંજ્ઞાને પામશે.

શત્રુના અન્તર્બલનો ઉચ્છેદ થાય, તો તેને, 'અનર્થોત્પાદક અર્થ' માનવો.

કોઇ એક શત્રુના સામન્ત રાજાને નાણાની તથા સેનાની મદદ આપવી તે, 'અર્થોત્પાદક અનર્થ' ગણાય છે.

કોઇ, શક્તિહીન રાજાને ( તેના પોતાના શત્રુ સામે ) ચઢાવી મુકી ( ઉત્સાહિત કરી )ને તેના પક્ષમાંથી ખસી ( નિવૃત્ત થઇ ) જવું તે 'અનુત્પાદક ( અલાભકારક ) અનર્થ' છે.

ચઢીઆતા બળવાળા કોઇ એક રાજાને કુપિત કરી દીધા પછી પોતું ( કોઇ રાજાએ ) નિશ્ચેષ્ટ થઇને બેસી રહેવું ( નિવૃત્તિ રાખીને રહેવું) એ 'અનર્થોત્પાદક અનર્થ' થઇ પડશે.

(આ સર્વ પૈકી) અનુક્રમે પહેલો બીજાના કરતાં વધારે શ્રેયસ્કર હોઇને પહેલાને અનુસરી રહેવું, એ વધારે લાભકારક ગણાશે.

કાર્યપ્રવૃત્ત થવાના વિધિને લગતી વાત આ પ્રમાણે પૂરી થાય છે.

અર્થોત્પત્તિ કરાવવાની બાબતમાં અનુકૂળ ગણાય તેવા સંયોગો ચારે બાજુએથી આવી મળે, ત્યારે તેવી પરિસ્થિતિ, '**ચારે બાજુથી પ્રાપ્ત થતા અર્થ**' રૂપ ગણાય છે.

ચારે બાજુએથી થઇ આવતા અર્થલાભને, પૂઠભાગ ઉપર રહેલ શત્રુ તરફથી વિગૃહીત કરવામા (અટકાવવામાં) આવે, તો તે, '**અર્થ પરત્વે ઉભી થયલ આપદ્**' રૂપ ગણાશે.

પૂર્વનિર્દિષ્ટ બન્ને બાબતો પરત્વે સિદ્ધિ મેળવવી હશે, તો તે કોઇ એક મિત્રના પૂઠભાગે રહેલ શત્રુના શત્રુની મદદથી મેળવી શકાશે પણુ ખરી.

જો બધી બાજુએથી શત્રુઓ તરફથી ભય રહેતો હોય, તો તે '**અનર્થાપદ્** ( સંકટપ્રદ અનર્થ ) સંજ્ઞાથી ઓળખાશે. આ પ્રકારના ભયને દૂર કરી દેવાને જો કોઇ મિત્ર આવી ચઢે, તો પછી તે પ્રકારનો અનર્થ **સંશયાપદ્**ના રૂપમાં પરિણમી જશે. આ બન્ને પ્રસંગોમાં, કોઈ એક ચલ-શત્રુની તેમ જ પૂઠભાગે રહેલ શત્રુના શત્રુની મદદ મેળવીને સિદ્ધિની પ્રાપ્તિ કરી (પણ) શકાશે.

કોઇ પણ દિશામાંથી અર્થલાભ કરી ન શકાય એવી રીતે જ્યારે, શત્રુઓ તરફથી બધા ય માર્ગો અવરુદ્ધ થઇ જવા પામે, ત્યારે તે પ્રમાણે થઇ આવેલ અવસ્થાને '**અર્થાપદ્**' કહેવામાં આવે છે. આ તેમ જ આસપાસનાં તમામ સ્થાનોમાંથી અર્થલાભ કરવાના પ્રસંગમા, દરેક રાજાએ લાભગુણયુકત અર્થ મેળવવાને માટે પ્રમાણ કરવું જોઇએ જ. ( બે દિશામાંથી ) લાભ મેળવવાની આશા એકસરખા પ્રમાણુમાં હોય, તો પછી ( એ બેમાથી ) જે કોઇ લાભ મહત્ત્વનો, પાસેનો, અચૂક અને ઊન (અલ્પ) ઉપાયોથી મેળવી શકાય તેવો હોય તે મેળવવાને (વિજ્યાતુરે) પોતાની સેના સહિત પ્રયાણ કરવું જોઇએ.

અહીંથી અને તહીંથી ( બન્ને બાજુએથી ) અનર્થ થઇ આવવાનો

ભય રહેતો હોય, તો પછી તેવી સ્થિતિને, ' **ઉભયતઃઅનર્થાપદ્** ' રૂપ ગણી લેવી.

આ તેમ જ સર્વત્રઃ અનર્થકારક પ્રસંગમાં, મિત્રોની મદદ મેળવીને સિદ્ધિ પ્રાપ્ત કરી લેવી એ ઇષ્ટ ગણાશે. ( પરંતુ ) જો મિત્રોનો અભાવ હોય, તો પછી કોઇ મિત્રરાજાને અલ્પ પ્રયાસ વડે પોતાના પક્ષમાં મેળવી લઇને (દરેક વિજયાતુર) રાજાએ કોઇ એક દિશાને પસંદ કરવી અને તે વિષે રહેલ અનર્થને ટાળી દેવાનો પ્રયત્ન કરવો; વળી પોતાનાથી ચઢીઆતા બળવાળા, કોઇ મિત્રરાજાની મદદ મેળવીને તેણે પોતાની એ બાજુ ઉપર રહેલ અનર્થોને પણ દૂર કરી દેવાનું ગખવું, અને ( બની શકે તો )પોતાના સર્વસ્વમાત્ર (મૂલ)નો ઉપયોગ કરીને તેણે, પોતાની બધી બાજુઓને અનર્થોથી મુકત કરી દેવાને પગલા પણ ભરવાં. જો, આ પૈકી કાંઇ પણ પોતે ( હરકોઇ રાજા ) કરી શકે તેમ ન હોય, તો પછી તેણે પોતાનું તમામ સર્વસ્વ છોડીને ભાગી છૂટવું (એ જ તેને માટે બહેતર ગણાશે); કારણ કે ( એ જ પ્રમાણે નાસી જઇને પણ ) જો એ પોતે જીવતો રહી શકશે, તો **સુયાત્રા** અને **ઉદયન**ની બાબતમાં બનેલ છે તે પ્રમાણે તે કદાચિત્ પોતાના પ્રભુત્વને ફરીથી પ્રાપ્ત કરી શકશે પણ ખરો.

જો (કોઇ રાજાને) એક દિશામાંથી લાભ મળવાની આશા રહેતી હોય, અને બીજી બાજુએથી તેના પોતાના રાજ્ય ઉપર ચઢાઇ આવવાનો ભય તેને જણાતો હોય, તો એવા પ્રકારના સંયોગને, '**અર્થ–અનર્થ–સંકટ**'-ની સંજ્ઞા અપાય છે. આવા પ્રસંગમાં જે કોઇ અર્થ અનર્થસાધક બની રહે ( હુમલા સામે પોતાનું રક્ષણ કરે ) તેવો હોય તે તેણે પ્રથમ મેળવી લેવો, અગર પછી પોતાના રાજ્ય ઉપર આવનાર ચઢાઇને તેણે નિવારી દેવી.

' **અર્થાનર્થાપદ્** ( અર્થ અને અનર્થ યુકત સંકટ ) ' જે પ્રસંગ-માં બધી ય દિશાએ દેખાય તે પ્રસંગને લગતી ચર્ચા, આ પ્રમાણે સમાપ્ત થાય છે.

એક બાજુએથી અનર્થ થઇ આવવાનો ભય રહેતો હોય, અને બીજી બાજુએથી અર્થપ્રાપ્તિ થવાની વાત પરત્વે સંશય રહેતો હોય, તો એવા પ્રકારનો યોગ, '**ઉભયત: અનર્થાર્થ–સંશય** ( એક હાથે અનર્થ અને બીજા હાથ ઉપર અર્થલાભ પરત્વે શંકા )'—એ નામથી ઓળખાશે. આવા પ્રસંગમાં દરેક રાજાએ પ્રથમ અનર્થને દૂર કરી દેવો; અને એ પ્રમાણે એ દૂર થઇ જાય એટલે પછી સંદિગ્ધ કોટીની અર્થસિદ્ધિ કરવાનો પ્રયાસ તેણે આદરી દેવો. '**ઉભયત: અનર્થાર્થ–સંશય**'—એ વિષયને લગતી ચર્ચા, આ પ્રમાણે પૂરી થાય છે.

એક દિશામાં અર્થલાભ દેખાતો હોય અને બીજી દિશામાંથી અનર્થ થઇ આવવાનો વહેમ રહેતો હોય તો એ પ્રકારનો યોગ, '**ઉભયત: અનર્થ-અર્થ-સંશય**'—એ સંજ્ઞાથી ઓળખાશે. આમ બધી ય બાજુએ દેખાતા, અનર્થ અને અર્થને લગતા સંશયને ઉદ્દેશીને કરાયલી ચર્ચા ( અહીં ) પૂરી થાય છે. આવા સંયોગમાં પ્રત્યેક રાજાએ, પોતાના રાજત્વનાં જે અંગોને અનર્થ થઈ આવવાનો સંશય પોતાને થઈ આવેલ હોય તે અંગો પૈકી, ક્રમમાં જે કોઇ પહેલું હોય તે પરત્વે રહેલ અનર્થસંશય દૂર કરવાને પ્રથમ પ્રયાસ કરવો, અને તે પછી અનુક્રમે જે તે અંગ પરત્વે તે પ્રમાણે કરવાનું રાખવું; કારણ કે સૈન્યને અનર્થસંશયગ્રસ્ત અવસ્થામાં રહેવા દેવું તેના કરતાં એવી દશામાં કોઈ એક મિત્રને રહેવા દેવો એ વધારે શ્રેયસ્કર થઇ પડશે. વળી કદાપિ સૈન્યને પણ જો એવા અનર્થવિષયક સંશયમાં રહેવા દેવું પડે, તો તેમ પણ કરવામાં હરકત નથી; પરંતુ કોશને તો કદિ પણ અનર્થસંશયવાળી દશાને અધીન થવા દેવો નહિ જ. જો પોતાના રાજત્વનાં તમામ અંગોને અનર્થમુક્ત કરી ન શકાય તેમ હોય, તો પછી રાજાએ તે પૈકી થોડાંકને પણ મુક્ત કરવાનો યત્ન કરવો જોઇએ જ. એ રાજત્વનાં અવયવો પૈકી જે અવયવ પુરૂષવર્ગ ( પુરૂષપ્રકૃતિ )ને લગતું છે તેમાંના જે પુરૂષો અનુરક્ત તેમ જ તીક્ષ્ણ તથા લુબ્ધ સ્વભાવના પુરૂષોનો સંસર્ગ કરનારા ન હોય તેમને તેણે

પહેલે તડાકે અનર્થમુકત કરી દેવા, અને જે અવયવો અચેતન (૬૦૫) કોટીનાં હોય તે પૈકી જે કોઇ સૌથી વધારે સારયુકત અને ઉપકારક હોય તેને પણ તેણે ત્વરાથી અનર્થમુકત કરી દેવું. વળી જે અવયવો સહેલાઇથી અનર્થમુકત થઇ શકે તેવાં હોય તેમને તેણે સંધિ કરીને કે ઉદાસીનના પાણીને અગર તો દ્વૈધીભાવ ધારણ (એક સાથે સંધિ અને બીજા સાથે લડાઇ) કરીને નિષ્કંટક કરી દેવાં; અને જે અવયવોને અનર્થમુકત કરવામા મોટો પ્રયત્ન કરવો પડે તેમને માટે અન્ય ઉપાયોને કામે (પણ) લગાડી દેવા.

**ક્ષય, સ્થાન** (સ્થિતિ) **અને વૃદ્ધિ:** એ પૈકી દરેક પહેલી બાબતના કરતાં (તે પછીની) બીજી બાબત પરત્વે પ્રત્યેક રાજાએ વધારે આકાંક્ષા ધરાવવી; અગર જો તેને એમ લાગે કે, ક્ષયાદિ જે ક્રમમાં બતાવવામાં આવેલ છે તે ક્રમને અનુસરી રહેવાથી પોતાની સંપત્તિમાં વધારો થઇ આવશે, તો પછી તેણે, પૂર્વનિર્દિષ્ટ ક્રમથી અવળા ક્રમે તે પ્રત્યેક પરત્વે આકાંક્ષા ધરાવવી. આ પ્રમાણે અવસ્થા(દેશ)ને લગતી ચર્ચા પૂરી થાય છે. વળી યાત્રાના મધ્યમા કે અંતમાં જે કોઇ અર્થ–અનર્થવિષયક સંશયવાળી અવસ્થા થઇ આવે છે તેને લગતો ખુલાસો પણ, આ ઉપરથી મેળવી લેવાનો છે (એમ જાણવું).

**અર્થસંશય અને અનર્થસંશય:** એ ઉભય, યાત્રાઓ સાથે નિરંતર સંબંધ ધરાવી રહેલ હોય છે, અને તેથીકરીને અર્થપ્રાપ્તિ કરી લેવી, એ વધારે શ્રેયસ્કર ગણાશે; કારણ કે એ પ્રમાણે કરી લેવાતી અર્થપ્રાપ્તિથી, પૃષ્ઠભાગ ઉપર રહેલ શત્રુનો તેમ જ તેના મિત્રોનો નાશ કરવાનું, (યાત્રાને અંગે) જે કાંઇ ક્ષયવ્યય થયલ હશે તેનો ખાડો પૂરો કરી લેવાનું, પ્રવાસમાં ગાળાતા સમય દરમ્યાન જે કાંઇ સાધનસામગ્રી જોઇએ તેઉભી કરી લેવાનું; જે કાંઇ પાછું આપી દેવાનું હોય તેમાં જે ઊણપ હોય હોય તે દૂર કરી દેવાનું, અને પોતાના રાજ્યની રક્ષા કરવાનું કામ (દરેક રાજાને માટે) સહેલું થઇ પડવાનું (એ પણ નિસ્સંદેહ છે.). વળી જો સ્વભૂમિમાં અનર્થ અને સંશય

ઉપસ્થિત થઇ આવશે, તો તેમનું અસ્તિત્વ વિશેષતઃ અસહ્ય થઇ પડવાનું પણ ખરૂં.

આ પ્રમાણે, યાત્રાના મધ્ય ભાગમા થઇ આવતા અનર્થસંશયને લગતી વાત પૂરી થાય છે.

પરંતુ યાત્રાના અંતમાં, શત્રુઓ સંકટો ઉભા ન કરી શકે એટલા માટે, અનર્થસંશયયુક્ત દશામાં મુકાઇ જવાને બદલે, જે કોઇ શત્રુ કર્શનીય કે ઉચ્છેદનીય હોય તેને કૃષ્ટ કરી નાખીને કે નષ્ટ કરી દઇને પણ અર્થલાભ કરી લેવો, એ વધારે સારૂં છે. પરંતુ જે કોઈ રાજા પોતે, સંધિસ્થિત રાજ્યોના નેતાને પદે ન હોય તેણે તો, યાત્રાના મધ્યમાં કે અંતમાં અર્થસંશય અગર તો અનર્થ:— એ બે પૈકી જે કોઇ ગુણવાળી અવસ્થામાં પોતે હોય તેને વધાવી લેવી, ( એ તેને માટે ઇષ્ટ ગણાશે ); કારણ કે યાત્રા ચાલુ રાખવી, એ કાંઈ તેને માટે ફરજીઆત હોતું નથી.

**લાભ (અર્થ)વર્ગમાં** ત્રણ બાબતો છેઃ-(૧) **અર્થ**, (૨) **ધર્મ**, અને (૩) **કામ.** આ ત્રણ પૈકી, ક્રમદષ્ટિએ જે પ્રથમ છે તે તેના પછીના કરતાં વધારે પ્રાપ્તવ્ય ગણાશે.

**અનર્થવર્ગમાં** ત્રણ બાબતો છેઃ-(૧) **અનર્થ**, (૨) **અધર્મ**, અને (૩) **શોક.** આ ત્રણ પૈકી દરેક પહેલાની ઉત્પત્તિ સામે પ્રથમ પ્રતીકાર રચવો, એ વધારે શ્રેયસ્કર થઇ પડશે.

**એકદર સંશયવર્ગ**, આ ત્રણ વિભાગોથી બનેલો છેઃ-(૧) **અર્થ કે અનર્થ**; (૨) **ધર્મ કે અધર્મ**; (૩) **કામ. કે શોક.** આ ત્રણ વિભાગો પૈકી દરેક વિભાગનો પૂર્વપક્ષ શ્રેયસ્સાધક હોઇને તેના ઉત્તરપક્ષનો ત્યાગ કરી દેવો એ વધારે સારૂં ગણાશે. આ પ્રમાણે કાલ-( પ્રસંગ )ને લગતી વાત (અહીં) પૂરી થાય છે એટલું તો નહિ, પરંતુ **આપદ્** ( આફત )ને લગતી ચર્ચાનો પણ (અહીં) અંત આવે છે.

આપદ્ અને આપત્કાલઃ એ ઉભય વિષે સિદ્ધિ શી રીતે મેળવવી, એ સબંધમાં હવે આપણે વિચાર કરશુ:—પુત્રો, ભાઇઓ અગર બંધુઓ

તરફથી અનર્થો થઇ આવે તેમ હોય, તો તેમને સામદાનથી સાધી લેવા; જો નગરજનો, ગ્રામ્યજનો, કે સેનામુખ્યો તરફથી અનર્થો થઇ આવે એમ હોય, તો તેમને દાન તથા ભેદના ઉપાયોથી વશ કરી લેવા; અને જો કોઇ સામન્ત રાજા કે જંગલી જાતિના લોકો તરફથી અનર્થોત્પત્તિ થઇ આવશે એમ જણાય, તો પછી તેમને ભેદ અને દંડના ઉપાયો વડે દબાવી દેવાનું પણ રાખવું.

આ પ્રમાણે આ ચતુર્વિધ ઉપાયોને, તે પૈકી પહેલો નિષ્ફળ જતાં બીજાને–એવા અનુક્રમે કામે લગાડી દેવા; અને જો બીજા કોઇ પ્રકારનાં સંકટો ઉપસ્થિત થઇ આવે, તો પછી, પૂર્વનિર્દિષ્ટ ક્રમથી ઉલટા ક્રમમાં પણ તે સર્વ ઉપાયોનો સામટો ઉપયોગ કરીને (દરેક રાજાએ) પોતાના કાર્ય પરત્વે સિદ્ધિની પ્રાપ્તિ કરી લેવી.

અનેક ઉપાયોનો એકસામટો ઉપયોગ કરીને (મિશ્ર ઉપાયથી) મિત્રો તેમ જ શત્રુઓ કાર્યસિદ્ધિ કરી શકશે; કારણ કે આ બધા ઉપાયો પરસ્પરસાધક ગણાય છે. શત્રુનો, કોઇ શંકિત શીલવાળો અમાત્ય હોય, તો તેના પરત્વે 'સામ' રૂપી ઉપાય વાપરવાથી કાર્યસિદ્ધિ કરી શકાશે, એટલે તેવા પ્રસંગમાં અન્ય કોઇ ઉપાય પ્રયોજવાની જરૂર રહેશે નહિ. અમાત્ય જો દૂષ્ય (દગાખોર) હોય, તો તેના પરત્વે 'દાન'નો ઉપયોગ કરવો; જો અનેક રાજાઓએ એકો રચેલો હોય, તો તેવાં રાજાઓ વચ્ચે (ભેદનીતિનો પ્રયોગ કરીને) કલહને જન્મ અપાવી દેવો; અને જે કોઇ શત્રુ શક્તિસંપન્ન હોય તેના પરત્વે તો 'દંડ'નો જ ઉપયોગ કરવાનું રાખવું.

જો નાનાં મોટાં સંકટો એકસાથે (એક સામટા) ઉપસ્થિત થઇ આવે, તો (તેના શમનાર્થે) જે કોઇ એક ઉપાય ઉપકારક થઇ પડે તેવો (નિયોગ) હોય તેને ઉપયોગમાં લેવો; અગર તો તે પરત્વે અન્ય ઉપાયોનો વિકલ્પે (એકના અભાવે બીજાનો) ઉપયોગ કરવો; અથવા તો તમામ પ્રકારના ઉપાયો (ઉપાય–સમુચ્ચય)ને પ્રયુક્ત કરવાનું રાખવું.

"આ એક જ ઉપાય છે, બીજો નથી "—એમ માનવું તે 'નિયોગ' કહેવાય છે; "આ ઉપાય વડે કે અન્ય ઉપાય વડે:" એમ સમજવું તે 'વિકલ્પ' ગણાશે; અને "આ અને અન્ય ઉપાયો વડે–" એમ કહેવું તે 'સમુચ્ચય' સંજ્ઞાને પામે છે. આ પૈકી કોઇ એક ઉપાયનો ઉપયોગ થતાં તેમ જ કોઇ ત્રણ ત્રણ ઉપાયોને એક સાથે ઉપયોગમા લેતાં ચાર પ્રકારના 'યોગ' ઉત્પન્ન થઇ આવશે; હરકોઇ બે ઉપાયોના જોડકા રચાતાં, ૭ પ્રકારના 'યોગ' થઇ આવશે; અને જો ચારે પ્રકારના ઉપાયોને એકસહ ઉપયોગમા લેવાશે, તો એક જ 'યોગ' ઉત્પન્ન થઇ આવવાનો. આ પ્રમાણે ઉપાયો એકંદર પંદર પ્રકારના છે; અને ઉલટા ક્રમમા પ્રયુકત થતા ઉપાયોની પણ એટલી જ સંખ્યા માની લેવી.

આ બધા ઉપાયો પૈકી કોઇ એક જ ઉપાયની મદદથી જો કોઇ રાજા પોતાના કાર્યને સિદ્ધ કરી શકે, તો તે રાજા 'એકસિદ્ધિ–યુકત' ગણાશે; જો કોઇ રાજા બે ઉપાયો વડે પોતાનો હેતુ સફલ કરી શકશે, તો તેવો રાજા 'દ્વિસિદ્ધિ–યુકત' ગણાશે; જો તે ત્રણ ઉપાયોને, એકસહ કામે લગાડીને પોતાનું કાર્ય સાધી શકશે, તો તે 'ત્રિસિદ્ધિવાળો' મનાશે; અને જો કોઇ રાજા ચારે ઉપાયોને પ્રયોજીને પોતાના કાર્યને સિદ્ધ કરી લેશે, તો તેવો રાજા 'ચારે સિદ્ધિ (ચતુસ્સિદ્ધિ) વાળો' છે, એમ પણ જાણવું.

અર્થનું મૂલ ધર્મ છે, અને અર્થ વડે કામફલ (ભોગ) ભોગવી શકાય તેમ છે; અને તેથી કરીને ધર્મ, અર્થ અને કામ–એ ત્રણેનો ઉત્કર્ષ કરી શકે તેવા પ્રકારના અર્થની જે પ્રાપ્તિ કરાય છે તે 'સર્વાર્થસિદ્ધિ' સંજ્ઞાથી ઓળખાય છે. આ પ્રમાણે સિદ્ધિના પ્રકારો સમજી લેવા.

અગ્નિકોપ, રેલ, રોગચાળો (વ્યાધિ), મરકી (પ્રમાર), તાવ (વિદ્રવ), દૂકાળ (દુર્ભિક્ષ) અને આસુરી સૃષ્ટિ (ભૂતપિશાચાદિ) તરફથી થઇ આવતા ઉપદ્રવો એ સર્વે દૈવી આપત્તિ ગણાય છે; અને તેમનું નિવારણ, દેવો તથા બ્રાહ્મણોને પ્રણિપાત કરવાથી (મંતોષવાથી) થઇ શકશે.

આસુરી સંકટોનો અભાવ હોય, કે તેમનું પ્રમાણ વધી પડેલું હોય, કે

તેઓ સાધારણ રીતે જેટલા પ્રમાણમાં હોય છે તેટલા જ પ્રમાણમા હોય, તોપણ તે સર્વ પરત્વે સિદ્ધિ મેળવવાને અર્થે ( તેમનું નિવારણ કરી દેવાને માટે ) અથર્વવેદમા જે બધા વિધિઓ બતાવેલ છે તથા સિદ્ધ પુરૂષોએ જે બધાં કર્મ કરી બતાવેલ છે, તે સર્વનો આશ્રય લેવાવો જ જોઇએ.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'વિજયાતુર રાજાનું કર્તવ્ય'—એ સંજ્ઞાવાળા નવમા અધિકરણમાંનું, 'અર્થ અને અનર્થને લગતા સંશયો; અને એ પરત્વે, એક નહિ તો બીજા ઉપાયથી મેળવાતી સિદ્ધિ'—એ નામનું સાતમું પ્રકરણ પૂરું થાય છે. )



—:નવમું અધિકરણ પણ સમાપ્ત:—

# દશમું અધિકરણ—સાંગ્રામિક બાબતો

## પ્રકરણ ૧.

### છાવણીની રચના.

વાસ્તુશાસ્ત્ર પ્રમાણે ઉત્તમ ગણાય તેવી ભૂમિ પસંદ કરીને તે વિષે, નાયક, વર્ધકિ ( સુતાર ) અને મૌહૂર્તિક ( જોષી ): એ ત્રણે (એકમતિએ) છાવણી રચવાને માટે કોઇ એક ગોળાકાર, દીર્ઘાકાર કે ચોરસ આકારવાળું સ્થળ માપી કાઢવું, અને તેના નવ વિભાગ પાડીને તેને ચાર દરવાજા અને ૭ માર્ગોવાળું પણ કરાવવું.

આ પ્રમાણે, મપાયલ ભૂમિનો જે મધ્ય ભાગ હોય તેનાથી ઉત્તર દેશામાં, નવ વિભાગો પૈકી એકમાં, ૧૦૦ ધનુષ્ જેટલી લંબાઇવાળું અને તેનાથી અર્ધ પહોળાઇવાળું એક રાજગૃહ બંધાવીને, તેને ભયમુક્ત રાખવાના હેતુથી, તેની આસપાસ ખાઇઓ, કોટકાગરાઓ, કોઠાઓ તથા (રક્ષકોને રક્ષાકર્મમાં ઉપયોગી થઇ પડે તેવા) અટ્ટાલકો ( મીનારાઓ )-ની રચના પણ તેમણે કરાવી દેવી. વળી આ રાજગૃહથી આથમણી ભૂમિમાં તેમણે એક, રાજાનું અંતઃપુર પણ બંધાવવું, અને તેના અંતભાગમા અન્તર્વંશિક સૈન્ય ( અન્તઃપુર નિમિત્તે રખાયલ સેના )ના નિવાસ અર્થે પણ ગોઠવણ કરી આપવી. તેના આગલા ભાગમાં દેવસ્થાન બંધાવવુ, અને તેની જમણી બાજુએ કોશ, હિસાબ વગેરે બાબતોને લગતા કામ કરનાર ખાતાંઓ ( કરણો )ની કચેરીઓને સ્થાન આપવું, અને તેના ડાબા હાથે, રાજાથી પોતાથી જે હાથી, ઘોડા કે રથો ઉપયોગમાં લેવાતા હોય તેમને રાખવાનાં સ્થાનો મુકરર કરી આપવાં. એ પછી ચાર શકટ-

મેધી, સ્તંભો તથા ભીંતોની રચના કરાવીને તે બધાની વચ્ચે સો સો ધનુષ્ જેટલું અંતર રાખી. ( તે પ્રમાણે પડતા વિભાગોમાંથી ) પહેલા વિભાગમાં મંત્રી તથા પુરોહિતને મુકામ આપવો, અને તેના દક્ષિણ ભાગમાં કોઠાર તથા રાંધણિયા ( રસોડા )ની ગોઠવણ કરવી એટલું જ નહિ, પણ તેના વામ ભાગમા કુપ્યાગાર ( કાચા માલનો સંગ્રહ ) તથા આયુધાગારની સ્થાપના પણ કરી દેવી. પછી બીજા વિભાગમા કાયમી સેના ( મૂલભૃત )-ના નિવાસ અર્થે મકાનો તથા અશ્વશાળા અને રથશાળાની રચના તેમણે કરાવી આપવી એ પછી, શિકારીઓ અને શ્વપાલકો. પોતપોતાની તૂરીઓ તથા પોતપોતાના અગ્નિ સહિત રહી શકે એવી તરેહનાં સ્થાનકો તેમને માટે બંધાવી આપવા એટલું જ નહિ, પરંતુ ગૂઢ પુરુષોનાં તેમ જ રક્ષકોના નિવાસસ્થાનોને પણ તેમણે ત્યા જ સ્થાપી દેવાના છે. વળી, શત્રુઓ આક્રમણ કરી ન શકે એટલા માટે તેમણે ઉંડા ઉંડા ખાડાઓ (કૂપ), ધસી પડે તેવા પોલા પોલા ટેકરાઓ (કૂટાવપાત) તથા કાંટાવાળા જાળાઓની રચના પણ તે વિષે કરાવી દેવાની છે. આ ઉપરાત, રાજાની રક્ષા કરવાના હેતુથી રખાયલ ( રક્ષકોની ) અઢારે ટુકડીઓ પોતપોતાના વારા પ્રમાણે ચોકી કરવાનું ચાલુ રાખે એવો બંદોબસ્ત રાખીને, ગૂઢ પુરુષોની હીલચાલ જાણી લેવાને અર્થે દૈનિક કાર્યક્રમ પણ ઉપજાવી કાઢવાનો છે. વિવાદ, સુરાપાન, સામાજિક ઉત્સવો તથા દ્યૂતક્રીડા–એ સર્વ પરત્વે (છાવણીમાં) બધી કરી દેવી, અને રજાચિઠ્ઠી (મુદ્રાક્ષરણ)ને લગતા નિયમનું ( બરાબર ) પાલન થાય તેવો પાકો બંદોબસ્ત પણ તેમણે કરી દેવો. વળી, ( છાવણીના અંતભાગ ઉપર રખાતો અમલદાર ) અંતપાળ, સેનાનીના વર્તન ઉપર તેમ જ વિનયભંગ કરતા સૈનિકો ઉપર દેખરેખ રાખીને રહે, એવી ગોઠવણ પણ ત્યાં થઇ જવી જોઇએ.

. પોતાનાં માણસો, સુતારો તથા વેઠીઆઓને પોતાના સાથમા રાખીને પ્રશાસ્તાએ (સ્વારીકામદારે), (સૈન્ય) જે માર્ગે જવાનું હોય તે માર્ગ ઉપર, કાળજી ધરાવીને આગળને આગળ કૂચ કરવાનું ચાલુ રાખવું, અને

( જ્યાં જ્યાં છાવણી પડવાની હોય ત્યાં ત્યાં ખપ પૂરતા ) કૂવાઓ પણ (સૈન્યને પાણીની તંગી ન વેઠવી પડે એટલા સારૂ) ખોદાવી રાખવા.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના ' સાંગ્રામિક બાબતો '–એ સંજ્ઞાવાળા દશમા અધિકરણમાંનું, ' છાવણી (સ્કન્ધાવાર) ની રચના '–એ નામનું પહેલું પ્રકરણ પૂરું થાય છે. )

---

## પ્રકરણ ૨.

### સ્કંધાવાર–પ્રયાણ (છાવણીથી કરાતી કૂચ); વ્યસનકાળે તથા હુલ્લો થઇ આવે તે વખતે કરવાની બળ-રક્ષા.

સૈન્ય જે માર્ગે પ્રયાણ કરવાનું હોય તે માર્ગ ઉપર આવેલ જે ગામડાંઓ અને અરણ્યો ઘાસ, બળતણ અને પાણી પૂરાં પાડી શકે તેવાં હોય તેની પરિસંખ્યા કરીને સૈન્યને લાંબી કે ટુંકી મજલ, ઠરાવાયલા ક્રમ પ્રમાણે કરાવવાનું રાખવું. સંકટ પ્રસંગ આવી પડે તો તેને પહોંચી વળાય એટલા માટે ખાધાખોરાકી તથા ઉપકરણોનો સંગ્રહ બમણો ભેગો રાખવો: ખાધાખોરાકી લઇ જવા માટે જો ઉપાયદાં સાધનો ન હોય, તો પછી તે ઉપાડી જવાનું કામ સૈનિકોને જ સોંપી દેવું, અગર તો તેને, કોઈ સુરક્ષિત (અંતર) સ્થાનમાં એકઠી કરીને ભરી રાખવી.

( પ્રયાણ દરમ્યાન ) અગ્રભાગે નાયકે ( નેતાએ ) રહેવું; મધ્યમાં રાજાએ તથા તેની રાણીઓએ રહેવું; બાજુઓ ઉપર અશ્વો તથા અંગરક્ષકો (બાહુત્સારો)ને રાખવા; ચક્રાકારે પ્રયાણ કરતી છાવણીના અંતઃભાગ ઉપર હાથીઓને તેમ જ ( ખપ પડે ત્યારે ઉપયોગમાં લઇ શકાય તેવી ) વધારાની સેના (પ્રસારવૃદ્ધિ)ને સ્થાન આપવું; વનોનો આશ્રય કરી પોતાનો જીવનનિર્વાહ કરવાના હેવા જેમને પડેલા હોય તેવા સૈનિકોના સૈન્યને ચારે બાજુ ઉપર (ફરતું) ગોઠવી દેવું; અને છાવણીના જે બીજા બધા અનુષંગીઓ હોય તેમણે, સાધનસામગ્રી લાવનાર પહોંચાડનાર

લોકોએ, મિત્રસેનાએ તથા એવી મિત્રસેનાના અનુપંગીઓએ પોતપોતાને ફાવતો આવે તે માર્ગ ગ્રહણ કરીને પ્રયાણ કરવાનું રાખવું. જે કોઇ સૈન્ય સ્વભૂમિષ્ઠ (પોતાને અનુકૂલ થાય તેવા સ્થાનમાં રહેલ) હોય તે સૈન્ય, અભૂમિષ્ઠ (પોતાને પ્રતિકૂલ હોય એવા સ્થાનમા રહેલ) સૈન્યથી યુદ્ધમાં ચઢીઆતું નીવડશે જ.

અધમ કોટીની સેના એક યોજન જેટલી કૂચ (દરરોજ) કરી શકશે; મધ્યમ કોટીની સેના દોઢ યોજન જેટલો પ્રવાસ કરી શકશે: અને જે સેના ઉત્તમ હશે તે બે યોજન જેટલી મુસાફરી કરવાને સમર્થ ગણાશે. આમ હોઇને (જે તે પ્રકારની સેનાના) પ્રયાણ પરત્વે માપ કાઢવાનું કામ સહેલું થઇ પડે તેમ છે. સેનાપતિએ પોતે (પ્રયાણ કરતા લશ્કરના) પાછલા ભાગમા રહેવું, અને જ્યારે છાવણી પડે (લશ્કર મુકામ કરે) ત્યારે તેણે પોતાનો મુકામ (છાવણીના) અગ્રભાગમાં ગોઠવી દેવો.

અભ્યાઘાત (સામેથી અવરોધ) થઈ આવે ત્યારે તેણે પોતાના અગ્રભાગને **મકરાકારમાં**, પૃષ્ઠભાગને **શકટાકારમાં**, અને પોતાની પાંખોને **વજ્રાકારમાં**, તેમ જ પોતાના આખા શરીરને સંકોડીને **સર્વતોભદ્રવ્યૂહ**—ના રૂપમાં ગોઠવી દઇને પ્રયાણ કરવાનું ચાલુ રાખવું. એક જ મનુષ્યથી જેના ઉપર ચાલી શકાય એવા કોઇ માર્ગે પ્રયાણ કરવાનું બની આવે, તો પછી સેનાએ **સૂચ્યાકારમાં** ગોઠવાઇ જઇને કૂચ કરવી. એક રાજા સાથે સંધિ થઇ જાય અને બીજા રાજા સામે લડાઇ જગાવવાનો પ્રસંગ ઉપસ્થિત થઈ આવે, તો પછી જેકોઇ મિત્રરાજાઓ, શત્રુઓ—જેવાકે, પૃષ્ઠભાગ ઉપર રહેલ શત્રુ, એવા શત્રુનો મિત્ર, મધ્યમ રાજા કે તટસ્થ રાજા-સામે, (લડાઇમા પડતા રાજાને) પોતાને મદદ મોકલાવી રહેલા હોય તેમની રક્ષા કરવાને તેવા દ્વૈધીભાવવાળા રાજાએ (યોગ્ય) પગલાં ભરી દેવાં. જે માર્ગે સંકટ પડવાનો સંભવ હોય તે માર્ગને તપાસાવીને નિષ્કંટક કરી દેવરાવવો એટલું તો નહિ, પરંતુ કોશ, સૈન્ય, મિત્રરાજાની સેના, શત્રુસેના તેમ જ અટવીબળ,

અને વૃષ્ટિકાળ કે અન્ય ઋતુઓ—એ સર્વની પણ પ્રતીક્ષા કરી લેવાવી જોઇએ.

જો (શત્રુના) દુર્ગો રક્ષા કરવાના કામમાં નિરુપયોગી થઇ પડે તેવા થઇ જતા જણાતા હોય, અગર તો જો તેમાંની સાધનસામગ્રીનો સંગ્રહ ખૂટતો જતો દેખાતો હોય, અગર તો શત્રુએ ભાડે રાખેલ સૈન્ય કે તેના મિત્રનું સૈન્ય કંટાળી જવાની અણી ઉપર છે એવું જે જણાય; અગર તો પ્રપંચીઓ શીઘ્રપ્રયાણ કરવાની વાતથી વિરુદ્ધ જેવા દેખાય; અગર જો એવું લાગે કે શત્રુ પોતાની સાથે (ચઢાઇ લઇ જનાર રાજા સાથે) સંધિ કરે તેવો સંભવ છે, તો પછી ધીમે ધીમે પ્રયાણ કરવાનું રાખવું. પરંતુ આ બધા સંયોગોથી અન્યથા માલુમ પડી આવતું હોય, તો પછી ત્વરાએ કૂચ કરવાનું રાખવું (એ ઇષ્ટ થઇ પડશે.).

( પ્રયાણ દરમ્યાન ) પાણીથી ભરેલ પ્રદેશો ઓળંઘવાનો પ્રસંગ આવે, તો હાથીઓની મદદથી, અગર તો સ્તંભમાલા રચાવીને તે ઉપર પાથરી દેવાયલ પાટિયાંઓની મદદથી, અગર તો ( કામ ચલાઉ ) સેતુઓ (પૂલ) રચાવી તેમની ઉપર થઇને, અગર તો વહાણો, હોડીઓ, કાષ્ઠ કે વાંસના તરાપાઓની મદદથી, તેમ જ તુંબડાં, ચામડાના કરંડિયા, મપકો, ગંડિકા અને વેણિકા જેવાં સાધનોથી, એવાં ઉદકસ્થાનોને તરી ઉતરવાનું રાખવું.

જે સ્થળેથી નદી ઉતરી શકાય તેમ હોય, તે સ્થળ વિષે શત્રુ તરફથી જો વિઘ્ન ઉભું કરાયલ હોય, તો પછી ( ચઢાઇ લઇ જતા રાજાએ )પોતાના હાથીઘોડાઓ સહિત અન્ય કોઇ સ્થળેથી, રાત્રિ દરમ્યાન, નદી ઉતરીને તેના સામા કાંઠા ઉપર પહોંચી જવું, અને તેમ કરીને શત્રુ ઉપર ( અણચિંતવ્યો ) છાપો પણ મારી દેવો.

કોઇ નિર્જળ અને લાંબા રણમાં થઇને, અગર તો ઘાસ—બળતણ અને પાણી જેમાંથી મળી ન શકે તેવી ભૂમિને વટાવીને, અગર તો કોઇ દુર્ગમ

માર્ગે થઇને, જો કોઇ રાજાને પોતાના સૈન્યને દોરી જવાનું બની આવે; અગર તો શત્રુ તરફથી થતા રહેતા હુમલાઓને લીધે તેના લશ્કરને ત્રાસ પડતો હોય; અગર તો પ્રવાસના પરિણામે તેની સેનાને ભૂખતરસ વેઠવી પડતી હોય; અગર તો કાદવકીચડવાળી, પાણીથી ભરાયલા ખાડાખાબો-ચિયાવાળી કે નદીઓ અને ઘોધવાળી ડુંગરાળ ભૂમિને તેના પોતાના સૈન્યે ચઢવી ઉતરવી પડે તેમ હોય; અગર તો કોઇ સેના જો સાંકડા અને મુશ્કેલીવાળા ભાગમા ભરાઇ પડેલી હોય; અગર તો જો કોઇની સેના મુકામ કરીને પડી હોય કે પ્રવાસ કરતી હોય કે ખાવાપીવાના કામમાં રોકાયલી હોય; અગર તો જે વખતે સૈન્ય, દીર્ઘપ્રવાસના પરિણામમા કંટાળો પામી ગયું હોય; અગર તો જે કાળે તે નિદ્રાવસ્થ હોય કે કોઇ વ્યાધિ–મરકી કે દુર્ભિક્ષથી પીડિત થઇ ગેહેલું હોય; જે સમયે પોતાના પાયદળ, હયદળ અને હસ્તિદળનો મોટો ભાગ વ્યાધિગ્રસ્ત થઇ ગયલ હોય; અગર તો જે કાળે (પોતાની) સેના જોઇએ તેટલા પ્રમાણમા શક્તિસંપન્ન ન હોય અગર તો જે કાળે તે વ્યસનગ્રસ્ત હોય, તો આવા સર્વ પ્રસંગોમાં (રાજાએ) પોતાની સેનાનું રક્ષણ કરવાનું છે. (પરંતુ) શત્રુસૈન્ય જો આવા કોઇ અસહ્ય સંયોગને વશ બની ગયલું દેખાય, તો તેનો ધ્વંસ પણ તેણે કરી નાખવો.

એક એક મનુષ્ય જ એક જ વખતે (એક બીજાની પાછળ પાછળ) જો કોઇ માર્ગ ઉપર ચાલી શકે તેમ હોય તે માર્ગ ઉપર થઇને જો શત્રુસેના પ્રયાણ કરી રહેલી દેખાય, તો (ચઢી જતા સૈન્યના) સેનાનીએ ખાધાખોરાકી (આહાર), ગ્રાસ (ઘાસચારો), પથારીપાગરણ તેમ જ અગ્નિ-નિધાનો, ધ્વજો અને હથિયારોઃ એ સર્વનો જથો જોઇને તે ઉપરથી (તેવી શત્રુસેનાના) બળ પરત્વે કયાસ કરી લેવો એટલું તો નહિ, પરંતુ પોતાનું બળ કેટલું છે તે વાત અન્ય કોઇ (શત્રુ) જાણી ન શકે તે માટે તેણે ઉપાયો પણ યોજી દેવા.

(ચઢાઇ લઇ જતા રાજાએ) પોતાના પૂઠભાગે રહેતી પોતાની ભૂમિ

વિષે, સર્વસાધનસંપન્ન પર્વતદુર્ગને કે નદીદુર્ગને તૈયાર રાખીને જ યુદ્ધમાં ઉતરવાનું કે ચઢાઇ લઇ જવાનું (પ્રયાણ કરવાનું) રાખવું (એ તેને માટે શ્રેયસ્કર થઇ પડશે.).

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'સાંગ્રામિક બાબતો'ને લગતા દશમા અધિકરણમાંનું 'સ્કંધાવારપ્રયાણ (છાવણીથી કરાતી કૂચ), વ્યસન કાળે તથા હલ્લો થઇ આવે તે વખતે કરવાની બલરક્ષા'—એ વિષયને લગતું બીજું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૩.

—:o:—

### કૂટયુદ્ધના પ્રકારો; સ્વસૈન્યને પ્રોત્સાહન; અને સ્વબળ તથા શત્રુબલનો ભેદો.

જે કોઇ રાજા બલવિશિષ્ટ હોય, જેના પ્રપંચો સફળ થયલા હોય, અને જે કોઇએ ભયનિવારક ઉપાયો યોજી દીધેલા હોય, અને જે પોતે જે ભૂમિ વિષે સ્થિત હોય તે ભૂમિ જો તેને પોતાને અનુકૂળ હોય, તો પછી તેવા રાજાથી ખુલ્લી લડાઇ (પ્રકાશયુદ્ધ) ખેલી શકાશે; પરંતુ જો, પૂર્વનિર્દિષ્ટ બાબતોનો અભાવ હોય, તો પછી તેણે 'કૂટયુદ્ધ (દગલબાજીવાળી લડાઇ)' ખેલવાનું રાખવું.

પોતાના શત્રુની સેના જે કાળે વ્યસનગ્રસ્ત હોય કે પ્રચંડ હુમલાને અધીન બની ગયલી હોય તે કાળે તેણે (ચઢાઇ લઇ ગયલા રાજાએ) તેના ઉપર પ્રહાર કરી દેવાનો છે; અગર તો જે કોઇ રાજા સ્વભૂમિષ્ઠ હોય તેણે પોતાના અભૂમિષ્ઠ (પ્રતિકૂળ ભૂમિ વિષે રહેલ) શત્રુરાજાને પોતાનો હાથ બતાવી દેવો. અગર જે કોઇ રાજા પોતાના રાજત્વનાં તમામ અંગોને પોતાના કાબુમાં રાખી શકેલો હોય તેણે, પોતાના શત્રુ ભણી દ્વેષ ધરાવનાર લોકોની કે તેના શત્રુઓની કે તેના ભણી શત્રુભાવ રાખનારી જંગલી જાતિઓની મદદ મેળવીને તેમની મારફત,—'તે ઘેરે

(ચઢાઇ કરવાની ઈચ્છા ધરાવનાર રાજા ) પરાભવ પામી ચૂકેલો છે'—એવી અસર, સ્વભૂમિઃ શત્રુરાજાના મન ઉપર ઉભી કરી દેવી, અને તેમ કરીને તેણે શત્રુને સ્વભૂમિષ્ઠનાવાળી અવસ્થામાંથી ચલિત કરાવી દેવો; અને પછી, એ પ્રમાણે અભૂમિષ્ઠ શત્રુના સૈન્યને તેણે ફટકો લગાવી દેવો પણ ખરો. જો શત્રુસેના ગાઢ સ્થિતિમાં ( સંહત ) હોય, તો પછી તેવા કોઇ ( ચઢી જતા ) રાજાએ પોતાના હાથીઓની મદદ લઇને તેવી શત્રુસેનાને ભેદી (વીખેરી) નાખવી. ચઢી આવેલ રાજા હારી બેઠેલો છે એવી ખોટી સમજના પરિણામમાં શત્રુ જો સ્વભૂમિ છોડીને વિપરીત ગુણવાળી કે પ્રતિકૂળ ભૂમિ વિષે જઈ ઉભે, તો પછી વિજયાકાંક્ષી રાજાએ પાછું ફરવું અને શત્રુની ભિન્નાભિન્ન સેનાનો સંહાર કરી દેવો. શત્રુસેનાના પુરોભાગ (મુખડા)ને ફટકો માર્યા પછી, એ શત્રુસેના પીઠ બતાવીને જ્યારે નાસવા માડે ત્યારે તેવા વિજયાતુર રાજાએ પોતાના હયબળ તથા હસ્તિબળનો ઉપયોગ કરીને, તે પ્રમાણે નાસી છૂટતા શત્રુને હણવાનું કાર્ય પણ કરવાનું છે. જો ( શત્રુસેનાના ) પુરોભાગ ઉપર હુમલો થઇ ન શકે તેમ હોય, તો પછી તેના પૃષ્ઠભાગ ઉપર હુમલો કરવો; જો પૃષ્ઠભાગ ઉપર હુમલો કરવાનું શક્ય ન જણાય, તો પછી તેણે પોતાના શત્રુની સેનાની ઉપર, તેના પુરોભાગેથી હુમલો લઇ જવો; અને જો (શત્રુ-સૈન્યની ) એક પાખ ઉપર હુમલો થઇ ન શકે, તો પછી તેની બીજી પાંખને (તેવા ચઢી જનાર ) રાજાએ ફટકો લગાવવાને ચૂકવું પણ નહિ.

અગર તો જે શત્રુની સેનામાં દૂષ્ય લોકો, શત્રુઓ અને જંગલી લોકો ભળેલા હોય તેને તેવા લોકો સાથે લડાઇ સળગે એવી તજવીજ વિજયાતુર રાજાએ કરવી, અને પછી એ પ્રમાણે શત્રુને નિર્વેદ થઇ આવેલો દેખાય, ત્યારે તેણે તેના ઉપર પ્રહાર કરી દેવો. અગર તો દૂષ્ય લોકોથી રચાયલ જે એક સૈન્ય શત્રુ પાસે હોય તેની મારફત તેવા વિજયાતુર રાજાએ, પોતાનો પરાભવ થયો ન હોય તો પણ, પોતાનો પરાભવ થઇ ગયો છે—એવી વાત શત્રુના ચિત્ત ઉપર ઠસાવરાવવી, અને પછી જ્યારે શત્રુ

સવિશ્વાસ સૂતેલો હોય, ત્યારે તેવા વિજ્યાતુર રાજાએ આત્મશ્રદ્ધાવાન્ થઇને તેના ઉપર એકાએક છાપો મારીને તેને હણી (પણ) નાખવો. અગર તો વિજયાકાંક્ષી રાજાના સાર્થવ્રજ (વેપારીઓ), તેની છાવણી અને તેના ભારવાહકો વગેરે નષ્ટ થઇ ગયલ છે–એવી ભ્રમણાને લીધે શત્રુ જ્યારે પ્રમત્ત (બેભાન) થઇ જાય, ત્યારે અપ્રમત્ત એવા વિજયોત્સુકે તેવા પ્રમત્ત શત્રુનું છાબડું બેસાડી દેવું. અગર તો પોતાની સમર્થ સેનાને, અસમર્થ કોટીની બતાવીને, તેવી પોતાની અસમર્થ સેનાની સામે લડવાને બહાર પડતા શત્રુવીરોનો કચ્ચડઘાણ વાળી નાખવાની યુક્તિ વિજ્યાતુર રાજાએ રચી કાઢવી. અગર તો શત્રુનાં ઢોર પકડી લઇને, કે અન્ય પશુઓનો વધ કરી નાખીને વિજ્યાતુર રાજાએ શત્રુના વીરપુરુષોને આકર્ષવા અને પછી તેમનો ઘાત કરી નાખવો. અગર તો શત્રુનાં માણસોને રાત્રિકાલે ત્રાસ આપી-આપીને તેમની ઉંઘ તેણે ખોવડાવી દેવી, અને પછી જ્યારે દિવસના ભાગમાં તેઓ નિદ્રાકલાન્ત અને તપ્ત બની ગયલા હોય, ત્યારે તેણે પોતે ઠંડે ચિત્તે તેમના પ્રાણ હરી લેવા. અગર તો પોતાના હસ્તિ-બળને સુતરાઉ કપડાં તથા ચામડાનાં વસ્ત્રો પહેરાવીને તેણે શત્રુ સાથે રાત્રિ-યુદ્ધ ખેલવાને મંડી પડવું. અગર તો, ચઢતા પ્રહરમાં વિવિધ પ્રકારની તૈયારી કરવાનું કામ કરવાથી શત્રુના માણસો થાકીપાકી ગયાં હોય, તો પછી દહાડો ઢળતો થાય એટલે તેવા વિજ્યાતુર રાજાએ પોતાના શત્રુ ઉપર પ્રહાર કરી દેવો; અગર તો શત્રુસેના જે કાળે સૂર્યાભિમુખ બની રહે તે કાળે તેણે તે આખી ય સેનાને પોતાના ઝપાટામાં લઇ લેવી.

રણ, સંકટજનક સ્થાન, કાદવવાળી જગ્યાઓ, ડુંગરો, ખીણો, વિષમ વહાણો કે હોડીઓ, ગાયો, શકટવ્યૂહ, નીહાર (અંધી), અને રાત્રિઃ એ બધાંને 'સત્રો (શત્રુને ઠગનારાં સ્થાનો)' જાણવાં.

કૂટયુદ્ધ કરવું હોય, તો પ્રહરણકાલે (હુમલો કરવામા આવે તે ઘડીએ) જ શરૂ કરી દેવું.

પ્રકાશયુદ્ધ કે સંગ્રામ કરવાની ઇચ્છા થઇ આવે, તો ધર્મિષ્ઠ રાજાએ પોતાના સૈન્યને એકઠું કરીને તેને, લડવા માટે ઠરાવાયલ દેશકાળ પરત્વે ચોક્કસ માહિતી આપી દેવી એટલું તો નહિ, પરંતુ તેણે પોતાના તમામ સૈનિકોને આ પ્રમાણે કહી સંભળાવવું પણ ખરૂં:–"**તમારી પેઠે હું પણ ( આ રાજ્યનો ) પગારદાર નોકર છું; આપણે બધાએ ભેળા રહીને આ રાજ્યનો ઉપભોગ લેવાનો છે; હું જે શત્રુને મારવા માગું છું તે શત્રુને તમારે પણ (મારી સાથે રહીને) મારવાનો છે.**"

( રાજા આ પ્રમાણે કહી રહે એટલે પછી ) તેના મંત્રીએ તથા પુરોહિતે પણ તે તે સેનાને પ્રોત્સાહિત કરવાને આ પ્રમાણે બોલવું:—

" ' દાનદક્ષિણા અપાઇને સમાપ્ત થતા યજ્ઞના પરિણામમાં, એ યજ્ઞ કરનારની જે ગતિ થાય છે તે જ ગતિને શૂરપુરૂષો પ્રાપ્ત થવાના–' એવું વેદમાં કહેવાયલું છે." વળી આ વિષયને લગતા આ બે શ્લોકો પણ તેમણે કહી સંભળાવવા :—

"સ્વર્ગ મેળવવાની ઇચ્છા ધરાવનાર વિપ્રો પોતાનાં યજ્ઞોપકરણો સહિત, જે સ્થાનની પ્રાપ્તિ અનેક યજ્ઞો કરીકરાવીને કે તપ તપીતપીને કરી શકે છે તે સ્થાનથી પર એવું જે સ્થાન તેની પ્રાપ્તિ, સુયુદ્ધમાં પોતાના પ્રાણનો પરિત્યાગ કરનારા શૂરપુરૂષોને એક જ ક્ષણમાં થવાની."

" જે સેવકની કાયા, પોતાના ભર્તા તરફથી અપાતા પિંડથી પોષાતી હોય તે સેવક, તેવી રીતે થતા પોતાના પોષણના બદલામાં જો તેવા પોતાના ભર્તાનો પક્ષ કરીને યુદ્ધમાં ઉતરે નહિ, તો પછી, સલિલપૂર્ણ અને દર્ભાચ્છાદિત કરાઇને જે નવ શરાવ પવિત્ર ( સુસંસ્કૃત ) બનેલું હોય તે ( નવું પાત્ર ) તેવા સેવકને પ્રાપ્ત પણ નહિ થાય, અને તેથી કરીને તે ( કૃતઘ્ન ) સેવક નરકમાં પણ પડવાનો જ."

રાજાની સેનાની વ્યૂહશક્તિ, તેની સર્વજ્ઞતા, તેનામાં રહેલ દેવસંયોગ કરવાની શક્તિ વગેરે (બાબતો) ચીંધી બતાવીને કાર્તાન્તિકો (જોષીઓ)-એ તેમ જ રાજાના અન્ય અનુયાયીઓએ તેના સૈન્યમાં હર્ષની વૃદ્ધિ

કરી દેવી એટલું તો નહિ, પરંતુ શત્રુને ઉદ્વેગ થઇ આવે એમ પણ કરવાનું તેમણે રાખવું. યુદ્ધને આગલે દિવસે રાજાએ પોતે ઉપવાસ કરીને પોતાના રથ વિષે જવું અને ત્યાં સશસ્ત્ર સૂવાનું રાખવું. વળી અથર્વવેદમાંના મંત્રો ઉચ્ચારીને તેણે અગ્નિદેવને આહૂતિઓ પણ આપવી, અને વિજેતાઓના તેમ જ રણાંગણમાં દેહોત્સર્ગ કરીને પણ સ્વર્ગ મેળવનારાઓના કલ્યાણાર્થ તેણે આશીર્વચનો પણ બોલાવવાં. વળી તેણે પોતાના પિંડને બ્રાહ્મણના ચરણમાં ધરી દેવો; અને શૂર, નિપુણ, કુલીન અને અનુરાગી હોવાથી સુકીર્તિને પામેલા હોય એવા, તથા જેમને ઇનામઅકરામ અપાયાને કારણે જેઓ અપ્રમન્ન રહેલા ન હોય તેવા મનુષ્યોને તેણે (રાજાએ) પોતાની સેનાના મધ્યમાં સ્થાન આપી (પણ) દેવું. સેનાના જે ભાગમાં પોતાનો પિતા, પોતાના પુત્રો તથા ભાઇઓ તેમ જ * ધ્વજ વિનાના તથા ઉઘાડા માથાવાળા * પરંતુ શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ કરવામાં નિપુણ હોય એવા સૈનિકો રહેલા હોય તે ભાગમા જ રાજાએ પોતે રહેવાનું છે. જો અશ્વબળ વધારે પ્રમાણમાં હોય, તો રાજાએ કાં તો હાથી ઉપર અગર તો રથમાં બેસવાનું રાખવું; અગર તો સેનામાં જે પ્રકારના પ્રાણીની સંખ્યા વધારે હોય અને તે પ્રકારનું પ્રાણી સારી રીતે કેળવાયલું હોય. તે પ્રકારના પ્રાણી ઉપર તેણે આરોહણ કરવું; અને જે કોઇ અન્ય પુરૂષ વેષધારી રાજા બની રહેલો હોય તેણે સેના પરત્વે વ્યૂહ રચવાનું કામ પોતાના માથા ઉપર ઉપાડી લેવું (રાજાનો ભાવ ભજવીને શત્રુને છેતરવાનું કામ કરવું).

સૂતજાતિના અને માગધ જાતિના મનુષ્યોએ,–' શૂરને સ્વર્ગ મળશે અને ભીરૂને નરક મળશે:'–એવું બોલીબોલીને સૈનિકોનાં જાતિ–સંઘ–કુલ–કર્મ વગેરેને લગતાં વર્ણનો કરી કરીને તેમને વખાણ્યાં કરવા. પોતે અભિચાર-કર્મ (જાદુ) કરેલ હોય તેનાં મંગલ ફલોને વર્ણવતાં રહેવાનું કામ પુરોહિતના

* આવા સંયોગમાં રાજાને પોતાના શત્રુ તરફથી ઓછો ભય રહે છે. આ પ્રકારની ( શત્રુ તાકીને મારી ન શકે એવી ) તરકીબ આફ્રિકામાં થયલ ઉલ્લા બોઅર–વિગ્રહ'માં અંગ્રેજી સૈન્યને અખ્ત્યાર કરવી પડેલી.

અનુયાયીઓએ કરવું. વળી જાસૂસો ( સત્રીઓ )એ, સૂતારોએ તથા મૌહૂર્તિકો(મુહૂર્ત જોનારાઓ)એ પણ પોતપોતાના કર્મની સિદ્ધિ, અને શત્રુના કર્મની અસિદ્ધિ પરત્વે બોલબોલ પણ કર્યા કરવું.

સેનાને ધન અને માનની નવાજેશ કરીને સેનાપતિએ તેની સમક્ષ આ પ્રમાણે ભાષણ કરવું:—

" જે કોઇ (શત્રુ) રાજાનો વધ કરશે તેને એક લાખ ' પણ ' આપવામાં આવશે; જે કોઇ (શત્રુના) સેનાપતિનો તથા રાજકુમારનો વધ કરશે તેને ( તે પ્રત્યેક કાર્ય બદલ ) પચાશ હજાર ' પણ ' મળશે; જે કોઈ, પ્રવીર પુરુષોના મુખ્યને મારશે તેને દશ હજાર ' પણ ' મળવાના; જે કોઇ એક હાથીને મારી નાખશે કે એક રથને નષ્ટ કરી દેશે તેને પાંચ હજાર ' પણ ' બક્ષીસ આપવામાં આવશે; એક ઘોડાના મારનારને એક હજાર ' પણ, ' અને પાયદળના નેતા (પત્તિમુખ્ય)નો જે કોઇ વધ કરશે તેને સો ' પણ ' ઇનામમાં અપાશે; જે કોઇ માથું લાવીને આપશે તેને માથા દીઠ વીશ ' પણ ' આપવામાં આવશે; અને જે કોઇ જે કાંઈ પકડીઉપાડી લાવનાર હશે તેને તેના પગારથી બમણી રકમનું ઇનામ અપાશે. જે બધી ટુકડીઓ (વર્ગ)માં દશદશ સૈનિકો રાખવામાં આવેલ છે તે તમામના મુખ્યોને (પણ) આ વાતના ખબર પહોંચાડી દેવા. "

* ( વાઢકાપ કરવાનાં ) શસ્ત્રો, યંત્રો, અગદ (તાત્કાલિક ઉપયોગનાં ઔષધો ), સ્નેહ (તેલ મલમ), અને વસ્ત્ર (પાટા) : એ બધાંને પોતાની સાથે રાખીને ચિકિત્સકો(વૈદ્યો)એ, તેમ જ સ્ત્રીઓ (સેવિકાઓ)એ અન્નપાનાદિ લઇને, લડાઇમાં ઉતરેલા સૈનિકોના પૂઠભાગે રહેવું, અને લડવાના કામમાં તેમને તેમણે પ્રોત્સાહિત પણ કરવા.

સૈન્યને, દક્ષિણ દિશા સિવાયની ગમે તે દિશામાં તેનું મુખ આવે તેવી રીતે કોઇ અનુકૂળ સ્થાનમાં ગોઠવવું; તેના પૂઠભાગે સૂર્ય રહે તેવી તેની રચના કરવી; અને તે જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાંથી ખસારો

* આ બાબત પણ, હિંદુ સંસ્કૃતિની એક વિશિષ્ટતા રૂપ ગણાશે.

કરવાને સમર્થ રહે એવી પણ યોજના રાખવી. જો પ્રતિકૂળ ભૂમિ વિષે વ્યૂહ ગોઠવવામાં આવેલ હોય, તો ઘોડાઓને દોડતા કરી દેવા. પ્રતિકૂળ (પર) ભૂમિમાં ગોઠવાયલ સૈન્યનો જો અવરોધ થવા પામશે અગર જો (શત્રુકર્મથી) તેને તેવી ભૂમિમાંથી નાસી જવા જેવું થઇ આવશે, તો તેવા લશ્કરનો કાંતો ઉભેઉભે અગર તો નાસતેનાસતે પરાજય (પણ) થઇ આવશે; પરંતુ એ પ્રમાણે જો બન્યું ન હોય, તો તે પોતાના સ્થાનમાં સ્થિત રહીને અથવા તો નાસતાંનાસતાં પણ શત્રુનો પરાભવ કરી શકવાનું પણ ખરૂં. પુરોભાગમાં, પડખા ઉપર કે પુઠભાગમાં જે બધી ભૂમિ આવી રહેલ હોય તે પૈકી કયી કયી સમ છે, વિષમ છે અગર તો સમાસમ છે તેનો તપાસ કરી લેવો. ભૂમિ સમ (એકસરખી સપાટીવાળી) હોય, તો તે વિષે કાં તો દંડાકાર વ્યૂહની અગર તો મંડલાકાર વ્યૂહની રચના કરવી; અને જો ભૂમિ વિષમ પ્રકારની હોય, તો પછી સેનાને કાંતો બહુ સંકડાવી (સંહત કરી) દઇને ગાઢ બનાવી દેવી, અગર તો તેને પૃથક્ પૃથક્ ભાગોમાં વહેંચી નાખીને ગોઠવી દેવાનું (પણ) રાખવું.

(શત્રુનું) વિશિષ્ટ બળ ખંડિત થઇ જાય એટલે પછી વિજેતા (રાજા)એ સંધિને માટે કહેણ મોકલી દેવું. જો ઉભય રાજાઓનું સેનાબળ સરખું હોય, તો સંધિ માટે જેવી યાચના થાય કે તુર્ત તેનો સ્વીકાર કરી લેવો; અને જો શત્રુસેના હીનબળ હોય, તો પછી વિજેતાએ તેનો ધ્વંસ કરી નાખવાને પ્રયત્ન (પણ) કરવો; પરંતુ શત્રુબળ હીનકોટીનું હોય છતાં જો તે સ્વભૂમિષ્ઠ અને પોતાના જીવની દરકાર ન રાખનારૂં (મરણિયું બનેલ) હોય, તો પછી તેવા સૈન્યનો નાશ કરવાને (વિજેતા) રાજાએ પ્રયત્ન કરવાનો નથી.

જો કોઇ ભાંગી પડેલું પરંતુ મરણિયું બની ગયલ લશ્કર હુમલો કરવાને પુનઃ તૈયાર થાય છે, તો પછી તેનો વેગ અધાર્ય (અટકાવી ન શકાય તેવો) પણ થઇ પડશે. આમ હોઇને જે સેના ભાંગી પડેલી હોય તેની ઉપર વધારે પડતું દબાણ (કોઇ પણ વિજેતાએ) કરવું નહિ (એ જ ઇષ્ટ છે).

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, ' સાંગ્રામિક બાબતો '—એ સંજ્ઞાવાળા દશમા અધિકરણમાનું, ' કૂટયુદ્ધના પ્રકારો; સ્વસૈન્યને પ્રોત્સાહન; અને સ્વબળ તથા શત્રુબળનો ભેટો'—એ નામનું ત્રીજું પ્રકરણ પૂરું થાય છે.)

---

## *પ્રકરણ ૪.

### યુદ્ધભૂમિ; (અને) પત્તિ (પાયદળ), અશ્વદળ, રથદળ તથા હસ્તિદળનાં કાર્યો.

પાયદળ, અશ્વદળ, રથદળ અને હાથીદળ—એ બધાં યુદ્ધપ્રવૃત્ત હોય કે છાવણીમા હોય, તો પણ તેઓ જો સ્વભૂમિષ્ઠ હશે તો તે ઇષ્ટ ગણાશે.

રણમાં, વનમાં, ખીણોમા કે સપાટ પ્રદેશમાં રહીને પણ લડી શકે એવા પ્રકારની તાલીમ પામેલા સૈનિકો; ખાઇઓ તથા આકાશ (ઉચ્ચ પ્રદેશો)મા રહીને રાત્રિએ કે દિવસે લડી શકે તેવા સૈનિકો; અને નદી, પર્વત, અનૂપ ભૂમિઓ કે સરોવરોવાળા દેશોમાં ઉત્પન્ન ચયલ હાથીઓ, તેમ જ ઘોડાઓ—આ સર્વ જો પોતપોતાને અનુકૂળ થઇ પડે તેવી ભૂમિમાં હશે તો, તેઓ (ખરેખર) ઉપયોગનાં થઇ પડશે.

જે ભૂમિ સમ, સારી રીતે સ્થિર, ( ગાડાગાડીનાં) પૈડાથી તથા પશુઓની ખરીઓથી જેમા ખાડાટેકરા થઇ આવ્યા નહિ હોય તે; જે અક્ષઆંહ ( ધરીને અવરોધ કરનારી ) નહિ હોય તે; જે વિષે વૃક્ષો, છોડવાઓ, વેલાઓ અને ઝાડોના ઠુંઠાઓનું અસ્તિત્વ નહિ હોય તે; અને જે કોઇ ખાડાખડબા, રાફડાઓ, રેતી અને કાંકરાઓથી મુકત હશે તે—આવા જે કોઇ પ્રકારની ભૂમિ હશે તે રથોપયોગી ગણાશે.

હાથીઓ, ઘોડાઓ અને મનુષ્યો લડાઇમાં ગયલ હોય કે છાવણીમાં રહેલ હોય તોપણ તેમના પરત્વે સમવિષમ ભૂમિ આહતકારક નીવડવાની નહિ.

જે ભૂમિ કાંકરિયાળ (અશ્મ), ઝાડપાનવાળી તેમ જ કોઇ ઠેકાય

---

* આ અને આ પછીનાં પ્રકરણો પ્રાચીન હિંદના યુદ્ધસામર્થ્યનો ખ્યાલ આપશે.

તેવાં ખાધરાંઓવાળી પરંતુ પ્રાયશઃ નિષ્કંટક કોટીની હશે તે ભૂમિ અશ્વને માટે હિતાવહ ગણાશે.

જે ભૂમિમાં મોટા મોટા પત્થરો, સૂકાઇ ગયલ અને લીલાં મહાવૃક્ષો અને રાફડાઓ હોય તે ભૂમિને પદાતિ ( પાયદળ )ને અનુકૂળ ગણી લેવી.

જે ભૂમિમાં, જેના ઉપર ચઢી શકાય તેવા ટેકરાઓ હોય અને તેથી જે વિષમ (અસમ) બનેલી હોય, જે ભૂમિ, તેના વિષે રહેલ કોતરોને લઇને વિષમ કોટીની હોય, જે ભૂમિમાંનાં વૃક્ષોને પાડી શકાય તેમ હોય, અને જેમાંના છોડવાઓને ઉખેડી નાખી શકાય તેમ હોય, અને જેમાં કાંટા નહોતાં જે માટીથી ભરપૂર હોય, તે ભૂમિને હાથીના કામની ગણી શકાશે.

જે ભૂમિમાં કાંટા હોય જ નહિ, અને જે અતિ વિષમ ન હોતાં બહુ વિશાળ હોય તે ભૂમિ પાયદળને માટે ઉત્તમ કોટીની ગણાશે.

જે ભૂમિ એ ય રીતે વિસ્તૃત હોય, કાદવ વિનાની હોય તેમ જ ઉદક અને ખંજન વિનાની હોય અને પગમા ભોંકાઇ જાય તેવી કાંકરીઓ જે વિષે હોય નહિ, તે ભૂમિને અશ્વોની બાબતમાં ઉત્તમ પ્રકારની માનવી.

ધૂળ, કાંપકાદવ, પાણી, ઘાસ અને બરૂઓ જે ભૂમિમાં હોય અને 'શ્વદંષ્ટ્ર (કૂતરા)' નામથી ઓળખાતા કંટકોથી જે ભૂમિ મુક્ત હોય, તેમ જ જે ભૂમિમાં મહાવૃક્ષોની શાખાઓથી આઘાત થતો ન હોય તે ભૂમિને, હાથીઓને માટે અનુકૂળ ગણવાની છે.

જે ભૂમિ વિષે તોયાશયો હોય, જેમાં ખાઇખોબાચીઆં ન હોય, કે જે ભૂમિ ક્યારડી ન હોય, અને જે ભૂમિમા વ્યાવર્તન (ફરવા) કરવાનું શક્ય હોય, તે ભૂમિને રથોપયોગી ગણી શકાશે.

સેનાનાં બધાં અંગોને અનુકૂળ ગણાય તેવાં તમામ પ્રકારનાં સ્થાનોને લગતી વાત, ઉપર કહેવાઇ ગયલી છે; અને વળી અહી, સર્વ પ્રકારની ભૂમિ વિષે જે કાંઇ કહેવાનું હતું તે પણ પૂરું થાય છે.

ભૂમિવાસ (છાવણી) વિષે તથા વનવાસ વિષે કરાતો સૈન્ય પરત્વે નિચયઃ નદીઓ ઓળંઘાતી હોય કે વિષમ વાત વાતો હોય તે સમયે

(પશુઓ તેમ જ અન્ય બાબતોને બાંધવામાં આવેલ) રશ્મિ (દોરડાં)ઓને પકડી રાખવાનું કામ; આવી પહોંચતા નવા નવા સૈન્યને તેમ જ તેને લગતા સરંજામને સુરક્ષિત રાખવાનું કે નષ્ટ કરી નાખવાનું કામ; સેના વિષે વિશુદ્ધિ (શિસ્ત)ની કરાતી સ્થાપના; સૈન્યની ઓળ (હાર) લંબાવતાં જવાનું કામ; લશ્કરની પાંખોની રક્ષાને લગતાં કર્મો; શત્રુબળને ચીએરી નાખવાનું કાર્ય; તેને (શત્રુબળને) કચરી ભૂકો કરી નાખવાનું કામ; રક્ષાકર્મ; ગ્રહણ; મોક્ષણ; સેનાને એક દિશામાંથી અન્ય દિશામાં ગોઠવી દેવાનુ કામ (માર્ગાનુસાર-વિનિમય);કોશ તથા રાજકુમારોને ઉપાડી જવાનું કામ (અભિહરણ); શત્રુના પૂઠભાગ ઉપર હુમલો કરવાનું કામ; બ્હીકણ મનુષ્યોનો પીછો લેવાનું કામ;નાસી છૂટતા શત્રુની પાછળ પડવાનું કામ; અને સમાજકર્મ (સંહિત કામ):—આ બધાં 'અશ્વકર્મો' કહેવાય છે.

પુરોયાન (અગ્રભાગે ચાલવું તે); માર્ગો રચવાનું, (સૈન્ય) વાસ કરી શકે એટલા માટે ભૂમિ (છાવણી) તૈયાર કરવાનું તથા પાણી પૂરું પાડી શકે તેટલા માટે સમવડો કરવાનું કામ; પાંખોની રક્ષા; તોયાશયોમાં ઉતરવાની વેળાએ તથા તેમાંથી બહાર નીસરતી વેળાએ સ્થિર ઉભવાનું, તરવાનું તથા પાણીમાં પગ મુકવાનું કામ; વિષમ સ્થાનોમાં પરાણે પ્રવેશવાનું કામ; આગ લગાડવા તથા ઓલવવાનું કામ (અગ્નિદાન-શમનકર્મ); સેનાનાં ચારે અંગો પૈકી એક ઉપર મેળવાતો (એકાંગ) વિજય; છિન્નભિન્ન થઈ ગયલ સૈન્યને ભેગું કરી લેવાનું કામ; અભિન્ન (ગાઢ) સેનાને ભેદવાનું કામ; વ્યસનોમાંથી કરાતો બચાવ; (શત્રુસેનાનો) કચ્ચરઘાણ વાળવાનું કાર્ય; (શત્રુસેનાને) ભડકાવીને ત્રાસ દેવાનું કામ; ઔદાર્ય (મોટું મન બતાવવાનું કામ); ગ્રહણ; મોક્ષણ (છોડી દેવાનું કામ); સાલ (કોટ), દરવાજા અને અટ્ટાલકો (કોઠાઓ)નું ભંજન; અને કોશવાહન (ખજાનાને ઉઠાવી જવાનું કામ):—' આ સર્વે ' હસ્તિકર્મ (હાથીઓ દ્વારા કરવાનાં (કામ)' ગણાય છે.

સ્વબળરક્ષા; (શત્રુની) ચતુરંગી સેના તરફથી કરાતા હુમલાનો પ્રતિ-

ષેધ; સંગ્રામ મચેલ હોય તે પ્રસંગે (અનુકૂળ અને પ્રતિકૂળ ભૂમિને) દાય કરવાનું, તથા છોડી દેવાનું કામ (ગ્રહણમોક્ષણ); વીખરાઇ ગયલ (ભિન્ન) સેનાને એકત્ર કરવાનું કામ (સંધાન); શત્રુબળની અભિન્નતાને ભેદવાનું કામ; (શત્રુબળને) ત્રાસ આપવાનું કામ; ઔદાર્યપ્રદર્શન; અને ભયોત્પાદક ઘોષો કરવાનું કામઃ—આ બધાં 'રથકર્મ' ગણાય છે.

સર્વકાલે સર્વસ્થાનો વિષે સશસ્ત્ર જવાનું કામ અને વ્યાયામઃ એ (ઉભય) 'પદાતિકર્મ (પાયદળે કરવાનાં કામ)' ગણાશે.

શિબિર (ડેરાતંબુ ઉભા કરીને રચાતી કામચલાઉ છાવણી), માર્ગો, સેતુઓ, કૂપો, નદી ઉતરવાના સ્થાનો (તીર્થ)—એ સર્વની તપાસણી કરવાનું કામ; યંત્રો, આયુધો, આવરણો, ઉપકરણો તથા ખાધાખોરાકી (ગ્રાસ)—એ સર્વને વહી જવાનું કામ; લડાઈમાં ઘવાતા (પ્રતિવિદ્ધ) મનુષ્યોને, તેમના બખ્તરો તથા હથિયારો સહિત ઉઠાવી લઇ જવાનું કામ—આ સર્વને 'વિષ્ટિકર્મ (સ્વયંસેવકોના કામ)' ગણવામાં આવે છે.[1]

જે રાજાની પાસે ઓછા ઘોડાઓ હોય તેણે ઘોડાઓ સાથે આખલાઓને ઉપયોગમાં લઇને પોતાની ખોટ પૂરી કરી લેવી. એ જ પ્રમાણે જો, હાથીઓની સંખ્યા તેની પાસે નાની હોય, તો પછી તેણે પોતાની સેનાના ગર્ભભાગમાં ગધેડાં કે ખચ્ચરો (ખર), ઊંટ અને ગાડાંઓને ગોઠવી દેવાં.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'સાંગ્રામિક બાબતો' ને લગતા દશમા અધિકરણમાંનું 'યુદ્ધભૂમિ અને પાયદળ, અશ્વદળ, રથદળ અને 'હસ્તિદળનાં કાર્યો'ને લગતું ચોથું પ્રકરણ પૂરું થાય છે.)

---

* Ambulance-core  ૧. 'વિષ્ટિકર્મ (વેઠ)'ના સિદ્ધાંતમા સ્વાર્થ તેમ જ પરમાર્થનાં તત્ત્વો રહેલાં છે. તે કર્મ કરનારાઓને તદ્દન મફત મજુરી કે કામ કરવાનું હોતું નથી; પરંતુ તેમને પૂરેપૂરું વેતન (મજુરી ન અપાતાં પેટપૂરતું વેતન આપવામાં આવે છે. રાજ્યને થતા અતિશય ધનવ્યયને પહોંચી વળવાના તેમ જ સાર્વજનિક (દેશ)હિત સાધવાના હેતુથી આ સિદ્ધાંતને અર્થશાસ્ત્રમાં સ્થાન અપાયું છે.

## પ્રકરણ ૫.

### સેનાના અગ્રભાગેથી તેના પક્ષ, કક્ષ તથા મુખ પરત્વે કરવાના વ્યૂહવિભાગ; સમર્થ અને અસમર્થ સૈન્યો વચ્ચે ભેદ; અને પાયબળ, અશ્વબળ, રથબળ તેમ જ હસ્તિબળની મદદથી કરાતાં યુદ્ધો.

જે ભૂમિ વિષે લડાઇ લડવાની હોય તે ભૂમિથી પાંચસો ધનુષ્ જેટલા અંતરે પોતાની છાવણી ગોઠવીને રાજાએ યુદ્ધ કરવાને જવું જોઇએ. પોતાની સેના પૈકી જે સારભૂત (ચૂનંદું) સૈન્ય હોય તેને તારવી કાઢવું, અને પછી તેને (શત્રુ જોઇ ન શકે) એવી કોઇ અનુકૂળ ભૂમિમાં સ્થાપી દઇને સેનાપતિએ તથા નાયકે બાકી રહેલ સેનાને ગોઠવી દેવી. પગ ઉપર રહીને લડનાર બે સૈનિકો વચ્ચે એકએક 'શમ' (ચૌદ આંગળ) જેટલું અંતર રહે એવી રીતે પાયદળની ગોઠવણ કરવી; કોઈ પણ બે ઘોડા વચ્ચે ત્રણ 'શમ' જેટલું અંતર રાખવું; કોઇ પણ બે રથો વચ્ચે ચાર 'શમ' જેટલું, અને કોઇ પણ બે હાથીઓ વચ્ચે, (કોઇ પણ બે રથો વચ્ચે રહેતા અંતરના કરતાં) બમણું કે ત્રમણું અંતર તેમણે રાખવાનું છે. આ પ્રમાણે, દરેક જણ સુખથી અને અબાધિત રીતે (મોકળાશથી) લડી શકે એવા પ્રકારની રચના કર્યા પછી જ યુદ્ધનો આરંભ કરવો જોઇએ. પાંચ અરત્નિ (૧૨૦ આગળ) બરાબર ૧ 'ધનુષ્' થાય છે. ધન્વીઓ (બાણકમાન ધારણ કરનારા સૈનિકો)ની હારો પૈકી કોઇ પણ બે હાર વચ્ચે પાંચ ધનુષ્ જેટલું અંતર હોવું જોઇએ; અશ્વબળની હારો એક બીજાથી ત્રણ ધનુષ્ જેટલી છેટી રહેવી જોઇએ; અને રથો તથા હાથીઓની પંક્તિઓને એક બીજાથી પાચ પાંચ ધનુષ્ના અંતરે ગોઠવી દેવી;

પાખો, બગલો અને ઉરોદેશઃ એ ત્રણે સેનાવિભાગો વચ્ચે પાંચ પાંચ શમ જેટલી ખાલી જગ્યા (અનીકસંધિ રાખવી જોઇએ). એક એક અશ્વસૈનિકની સામે ત્રણ ત્રણ પુરુષોએ યુદ્ધ કરવું; એક રથ કે હાથીની સામે

પંદર પુરૂષોને કે પાંચ ઘોડાઓને યુદ્ધમાં ઉતારવા; ને દર ઘોડા કે હાથી કે રથ દીઠ પંદર પંદર નોકરો ( પાદયોગ ) ની ગોઠવણ પણ રાખવી.

દરેક યૂથમાં ત્રણ ત્રણ રથો હોય એવાં ત્રણ યૂથોને ઉરોભાગમાં ગોઠવવાં અને એટલાં જ રથાનીકો ( રથોનાં યૂથ )ને બે બગલો તથા બે પાંખો ઉપર સ્થાપી દેવાં. આમ પીસતાલીશ રથો, બસો પચીશ અશ્વારોહીઓ, છસો ને પંચોતેર સૈનિકો અને એટલા ને એટલા ઘોડા, રથ અને હાથીઓને માટે નોકરોઃ-આ બધાં મળીને એક **રથવ્યૂહ**ની રચના થયલી ગણાશે. (ત્રણ ત્રણ રથોનું એક યૂથ એવા ત્રણ રથયૂથવાળા) આ રથવ્યૂહમાં, બેબે રથોનો ઉમેરો કરવાનું ચાલુ રાખીને, તેમની સંખ્યા એકવીશની પણ કરી શકાય. આ પ્રમાણે રથોની સંખ્યામાં વૃદ્ધિ કરવાથી જે એકી સંખ્યાવાળો રથવ્યૂહ થઇ આવે તેમાંથી જુદાજુદા પ્રકારના (બીજા) દશ વ્યૂહો પણ રચી શકાય છે. આમ હોઇને વધારાની સેનાની વહેંચણી પૂર્વોક્ત પદ્ધતિએ જો કરી નાખવાની હશે તો તે પ્રમાણે પણ થઈ શકશે. આ ઉપરાંત બીજા જે રથો હોય તેમના બે ભાગને પાંખો તથા બગલોમાં ઉમેરી શકાય, અને જે શેષ રહે તેમને અગ્રભાગે મુકી પણ શકાશે. આ રીતે જોતાં ( પક્ષો તથા કક્ષોમાં રથોની જેટલી સંખ્યા ઉમેરાયલી હોય) તેનાથી એક તૃતીયાંશ જેટલી ઓછી સંખ્યા, વધારાના જે રથો હોય તેમની થવી જોઇએ. વધારાના હાથી તથા ઘોડાની વહેંચણી કેવી રીતે કરવી, તે બાબત આ ઉપરથી સમજી લેવાની છે. કોઇ પણ રીતે, લડાઇના કામમા અસ્તવ્યસ્તતા (અવ્યવસ્થા) થઇ ન આવે, એવી રીતે ઘોડાઓ, રથો તથા હાથીઓને જેટલી સંખ્યામા ઉમેરવા હોય તેટલી સંખ્યામા ઉમેરવામાં બાધ ગણવો નહિ

જોઇએ તેના કરતા મોટી સેના હોય, તો તેમા '**વધારાની સેના** (**આવાપ**) છે' એમ ગણાશે. પાયદળ જોઇએ તેટલું ન હોય, તો તે પ્રકારની ખોટ '**પ્રત્યાવાપ**' સંજ્ઞાને પામશે. સેનાના ચારે અંગોમાંથી જો કોઇ અંગ વૃદ્ધ થઇ ગયલું હોય, તો તે અંગના તે વધારાને '**અન્વાવાપ**' રૂપ ગણી લેવો. દૂષ્ય જનો વધારે પ્રમાણમાં હોય, તો તેવો તેમનો

વધારો 'આત્યાવાપ' ગણવાનો. શત્રુની સેનામાં જેટલી વધારાની સેના હોય કે શત્રુની સેનામાં જેટલી તૂટ હોય તેના કરતાં, ચારથી આઠગણા પ્રમાણ સુધી પોતાની સેનામાં વધારો કરતાં રહેવાનો પ્રયત્ન દરેક રાજાએ યથાશક્તિ કર્યાં કરવો. ( એ તેને માટે શ્રેયસ્કર થઈ પડશે. ).

રથવ્યૂહ પરત્વે કરાયલ વાત ઉપરથી, હસ્તિવ્યૂહ પરત્વે કરવાનાં કાર્યો સમજી લેવા.

હાથીઓ, ઘોડાઓ તથા રથોયો 'મિશ્રવ્યૂહ' પણ રચી શકાશે. આવા વ્યૂહમાં ચક્રાન્તે હાથીઓને સ્થાપી દઈ, બગલભાગો વિષે ઘોડાઓ તથા મુખ્ય મુખ્ય રથોની સ્થાપના કરી દેવી. જે વ્યૂહના ઉરોભાગમાં હાથીઓ, બગલભાગમાં રથો અને પક્ષભાગમાં ઘોડાઓની યોજના કરાયલી હશે તે વ્યૂહ, શત્રુસેનાના મધ્યભાગને ભેદી શકશે પણ ખરો; પરંતુ આથી વિપરીત કોટીનો વ્યૂહ હશે, તો પછી તે શત્રુસેનાના અન્તભાગને જ ભેદી શકશે. વળી હસ્તિવ્યૂહ પણ રચી શકાય. આ વ્યૂહ રચવો હોય, તો ઉરોભાગમાં, યુદ્ધોપયોગી તાલીમ પામેલ હોય એવા હાથીઓને રાખવા; જે હાથીઓ બેસવાના કામમાં આવી શકે તેવા હોય તેમને વ્યૂહની બગલોમાં ગોઠવવા; અને જે હાથીઓ વ્યાલકોટીના હોય તેમને પાંખો વિષે સ્થાન આપી દેવું. અશ્વવ્યૂહ રચવામાં આવે, તો વ્યૂહના ઉરોભાગમાં બખ્તરવાળા ઘોડાઓને રાખવા; અને જે ઘોડાઓ વર્મહીન ( બખ્તર વિનાના ) હોય તેમને બગલો તથા પાંખોમાં સ્થાન આપી દેવું. × પત્તિવ્યૂહમાં, આવરણયુક્ત પુરુષોને પુરોભાગમાં ગોઠવવા, ધનુર્ધરોને પૂઠભાગે રાખવા, અને બખ્તર વિનાના સૈનિકોને પાંખોમાં સ્થાન આપી દેવું. અગર તો ઘોડાઓને પાંખોમાં અને હાથીઓને બગલોમાં રાખીને રથોને પુરોભાગ સોંપી દેવો; અને વળી, શત્રુ માગે સફલ યુદ્ધ કરી

* પ્રસાર પામેલ શરીરના આકાર ઉપરથી સૈન્યનાં અવયવો ( ઉરોભાગ, પાંખ, બગલ વગેરે ) ની કલ્પના કરવામાં આવેલ છે.

શકાય એટલા માટે બીજો જે જે ફેરફાર ( પ્રસંગ પ્રમાણે ) કરવાનું યોગ્ય લાગે તે તે ફેરફાર કરવાનું પણ ધ્યાનમાં રાખવું.

સમર્થ પત્તિઓ તથા કુળ, જાતિ, સત્ત્વ, વ્યવસ્થા, પ્રાણબળ, વૃદ્ધાવસ્થામા પણ દોડવાની શક્તિ, તેજસ્વિતા, નૈપુણ્ય, સ્થિરતા, ઉદગ્રતા (મનનું મોકળાપણું ), વિધેયત્વ ( વશ્યતા ), અને સારી સારી આદતો–આ સર્વ ગુણો ધરાવનાર હાથીઓ તથા ઘોડાઓ, જે કોઇ સેનામાં હોય તેને ઉત્તમ કોટીની જાણવી.

આવા સારબળના ત્રીજા ભાગને પુરોભાગમાં ગોઠવી દેવો, અને જે બે ભાગ તેના બાકી રહેલા હોય તેમને અનુક્રમે પાંખોમાં તથા બગલોમા સ્થાપી દેવા. સેનાના (વિવિધ) અંગોની સારાસારતાને અનુસરીને જે વ્યૂહ ગોઠવાય છે તે '**અનુલોમ**' કોટીનો ગણાય છે; અને જે વ્યૂહમાં એક ભાગ સારબળની સાથે, બે ભાગ ફલ્ગુબળના મિશ્રિત થયલા હોય છે તે '**પ્રતિલોમ**' કોટી ' નો ગણાશે.

જો નિઃસત્ત્વ (ફલ્ગુ) સેના અન્તમા ગોઠવાયલ હશે, તો તેને, શત્રુના વેગથી અભિહૂલિત થવાનો પ્રસંગ પણ કદાચિત્ મળી આવશે. દરેકે પોતાના સારબળને અગ્રભાગમાં ગોઠવવાનું રાખવું, અને પોતાની પાંખોને પણ તેટલા જ પ્રમાણમાં મજબૂત બનાવી દેવી. જે વ્યૂહ વિષે સારબળનો ત્રીજો ભાગ પૃષ્ઠભાગે રખાયલો હોય, અને નિર્બળ સૈન્યને મધ્યભાગે સ્થાપવામાં આવેલ હોય તે વ્યૂહ, (શત્રુ તરફથી આવતા આઘાત સામે) ટકી શકશે પણ ખરો. આવો વ્યૂહ જે કોઇ રચે તેણે, પોતાની સેનાના એક કે બે વિભાગો પોતાની સાથે લઇને, શત્રુના અગ્રભાગ, પક્ષભાગ અને કક્ષભાગ ઉપર પ્રહાર કરી દેવો, અને (પછી બની શકે તો) પોતાના બાકી રહેલ સૈન્યની મદદથી તેણે તેવા પોતાના (જર્જરિત થયલ) શત્રુને પકડી લેવો પણ ખરો.

ઘોડાઓ અને હાથીઓની અલ્પતાને કારણે શત્રુ દુર્બલ હોય અને પોતાના દુષ્ટ અમાત્યોથી રમાતા પ્રપંચોને લીધે પોતાની સેના દૂષિત થયલી

હોય, તો પછી વિજયાતુર રાજાએ પોતાના સારમળને પોતાની સાથે લઇને તેવા(દુર્બળ) શત્રુ ઉપર પ્રહાર કરવામા ચૂકવું નહિ. પરંતુ જો શત્રુબળ સારિષ્ઠ હોય, તો તેવા વિજયાતુર રાજાએ, તેવા શત્રુબળની સારિષ્ઠતાના કરતાં વધારે સારિષ્ઠતાવાળી સેનાને ઉપયોગમા લઇને તેને (પોતાના શત્રુને) પાર કરી દેવો. કદાપિ પોતાની સેનાનુ કોઇ અંગ અશક્ત દેખાય, તો (રાજાએ) તેવા અંગ પરત્વે, સંખ્યાબળનો ઉમેરો કરી દેવો. જે બાજુએ શત્રુ નિર્બળ દેખાતો હોય, અગર તો જે દિશામાંથી ભયોત્પત્તિ થઇ આવવાની શંકા રહેતી હોય, તે દિશા તરફ તેણે પોતાના સૈન્યની રચના કરવાની છે.

સામે દોડવુ; ગોળાકારમાં દોડવું; વધારે પડતું દોડી જવું; પીઠ ફેરવીને દોડવું; શત્રુ અટક્યો હોય ત્યારે તેને પંજવણી કરવી; સૈન્યને એકસ્થ કરવું (બલયોગ); વાંકી (મૂત્રિકા)ગતિ, મંડળ (વર્તુલાકાર)ગતિ, અને બીજી પ્રકીર્ણ ગતિઓ કરવી તે; પૂઠભાગ ઉપર રહેલ સૈન્યને ખસેડી નાખવું તે; અગ્ર, પક્ષ અને કક્ષ તરફથી હારનો પીછો લેવો તે; ભગ્નસેનાની રક્ષા; અને શત્રુસેના ભગ્ન થઇ ગયલ હોય ત્યારે તેની ઉપર તૂટી પડવું તેઃ—આ બધા પ્રકારે, **અશ્વબળની મદદથી** યુદ્ધ કરી શકાય છે.

પૂર્વનિર્દિષ્ટ ક્રિયાઓમાથી 'પ્રકીર્ણ' પ્રકારની ક્રિયાઓ બાદ કરતા બાકીની બધી ક્રિયાઓ; સેનાનાં ચારે અંગોનો એકસામટો અગર તે પૈકી એકએકનો ધ્વંસ કરવો તે; પાખો, બગલો તથા અગ્રભાગ ઉપર હલ્લો કરીને (શત્રુ) સેનાને કચડી મારવી અને તેમ કરીને (શત્રુની) સેનાને વીખેરી નાખવી તે; અને (શત્રુની) સેના નિદ્રાવસ્થામા હોય ત્યારે તે ઉપર ચઢી જવું તેઃ—આ સર્વને **હસ્તિયુદ્ધના પ્રકારો** જાણવા.

પૂર્વોક્ત બધા ય પ્રકારોમાથી, શત્રુ અટકી ઉભો હોય તે વખતે તેને કરાતી પજવણીને બાદ કરતા, બાકીની તમામ ક્રિયાઓ; સામે દોડવું તે; પીઠ ફેરવીને દોડવું તે; અને પોતે જે ભૂમિ વિષે સ્થિત હોય તે ભૂમિ ઉપરથી લડવાનું ચાલુ રાખવું તેઃ—આ બધા **રથયુદ્ધ કરવાના પ્રકારો** ગણાશે.

શત્રુનો સંહાર કરવામાં દેશકાળની દરકાર ન રાખવી તે, તથા શત્રુ ધારતો ન હોય તે વખતે તેની ઉપર છાપો મારી દેવો તેઃ-આ **પત્તિયુદ્ધનાં** લક્ષણો ગણાય.

પોતાની સેનાનાં ચારે અંગોને એકસરખા પ્રમાણમાં સામર્થ્યયુક્ત રાખીને ( રાજાએ ) પોતાની સેનાને સમવિષમ વ્યૂહોમાં ગોઠવવાનું કામ આ પ્રમાણે કરવાનું છે.

બસો ધનુષ્ જેટલા અંતરે જઇને રાજાએ પોતાની, યુદ્ધમાં ઉતારાયલી ન હોય તેવી ( પણ જરૂર પડે ત્યારે વાપરવાની ) સેના વિષે પોતાનું સ્થાન લેવું. જે રાજાની પાસે એવી અનામત સેના ન હોય તેણે કદિ પણ લડાઇમાં ઉતરવું નહિ; કારણ કે જો પ્રતિગ્રહ (અનામત બળ) નું અસ્તિત્વ નથી હોતું, તો પછી છિન્નભિન્ન ( વેરાઇ ગયલી ) સેનાને ફરીથી એકઠી કરી શકાતી પણ નથી.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના "સાંગ્રામિક બાબતો"--એ સંજ્ઞાવાળા દશમાં અધિકરણમાંનું, 'સેનાના અગ્રભાગેથી તેના પક્ષ, કક્ષ તથા મુખ પરત્વે કરવાના વ્યૂહવિભાગ; સમર્થ અને અસમર્થ સૈન્યો વચ્ચે ભેદ; અને પાયદળ, અશ્વબળ, રથબળ તેમ જ હસ્તિબળની મદદથી કરાતા યુદ્ધોઃ' એ વિષયને લગતી ચર્ચા કરનારૂં પાંચમું પ્રકરણ પૂરૂં થાય છે.)

## પ્રકરણ ૬.

### દંડાકાર, સર્પાકાર, અને મંડલાકાર વ્યૂહ; અસંહત વ્યૂહ; અને ( શત્રુ સામે રચાતો ) પ્રતિવ્યૂહ.

( ગોઠવાયલ સેનાના ) પક્ષભાગો તથા પુરોભાગ ( શત્રુ સામે ) મરડાઇને જઇ શકે તેવી ગોઠવણ થયલી હોય, તો તે 'ભોગવ્યૂહ.(સર્પાકાર-રચના ) કહેવાશે. બે પાખો, બે બગલો, પુરોભાગ અને અનામત, (પ્રતિગ્રહ) સૈન્યઃ એ સર્વ મળીને એક બીજો વ્યૂહ (પણ) થાય છે† એમ

† પ્રાચીન હિંદુસ્તાનમાં યુદ્ધકળા પરત્વે પણ વિવિધ મતો પ્રવર્તતા હતા.

બૃહસ્પતિના મતના યુદ્ધ-વિશારદોનું કહેવું પણ છે. દંડાકારવ્યૂહ; સર્પાકારવ્યૂહ; મંડલાકારવ્યૂહ; અને અસંહતવ્યૂહ ( જેમાં સેનાનાં અંગો પૃથક્પૃથક્ રહેલ હોય તે ) : આ બધા, પૂર્વસૂચિત પાંખો, બગલો ને ઉરોભાગવાળા વ્યૂહદ્વયના પ્રકારો છે (એમ જાણવું.).

સૈન્ય પોતે છાતી કાઢીને ઉભેલ છે એવું ( તિર્યગ્વૃત્તિવાળું ) દેખાય, ત્યારે તે પ્રમાણે થયલી તેની રચના 'દંડવ્યૂહ' કહેવાય છે.

એકની પાછળ એક જઇ શકે એવી હારમાં જ્યારે સેનાને ગોઠવવામાં આવે, ત્યારે તે 'ભોગવ્યૂહ' કહેવાશે.

સેના, સર્વદિશાભિમુખ ગોઠવાય ત્યારે તે પ્રમાણે થયલ રચનાને 'મંડલવ્યૂહ' કહેવામાં આવે છે.

સેનાનો પ્રત્યેક ભાગ પોતાની મેળે લડી શકે, એવી રીતે તેના ભાગ પાડવામાં આવ્યા હોય, ત્યારે તે 'અસંહતવ્યૂહ' સંજ્ઞાને પામે છે.

જે કોઇ સેનાની પાંખો, બગલો અને તેનો પુરોભાગ—એ ત્રણે, એક-સરખાં બળયુક્ત બની રહે તે વ્યૂહ (ગોઠવણી) 'દંડાકાર' ગણાશે.

આ જ વ્યૂહની બગલોને જો આગળ પડતી બનાવવામાં આવે, તો તે 'પ્રદર (શત્રુવ્યૂહભંજક)'ના નામે ઓળખાશે.

એ જ દંડવ્યૂહમાં જો પાંખો અને બગલો પ્રતિક્રાન્ત ( પાછી ખેંચી લેવાયલી) હશે, તો તે, 'દૃઢક' નામને પામી જશે; અને જો તેની પાંખોને લંબાવાયલી હશે તો તે 'અસહ્ય' સંજ્ઞાને પાત્ર ગણાશે.

પાંખોની રચના કર્યા પછી જો ઉરોભાગને આગળ પડતો (ઉપસેલ) બનાવવામાં આવે, તો તેને 'શ્યેનવ્યૂહ' ગણવામાં આવશે.

જો આ ચારે પ્રકારના વ્યૂહોને, તેમના અસલ આકારમાં ન રાખતાં ઉલટાવી નાખવામાં આવે, તો પછી તેઓ, અનુક્રમે, 'ચાપ, ચાપકુક્ષિ, પ્રતિષ્ઠ અને સુપ્રતિષ્ઠ': એવી સંજ્ઞાને પામી જશે.

જો સૈન્યની પાંખોને, એક ચાપના આકારમાં ગોઠવાય તે 'સંજય-વ્યૂહ' કહેવાશે; અને એ જ સંજયવ્યૂહમાં સેનાનો ઉરોભાગ જો પ્રક્ષિપ્ત

ચયલો હોય તો તે '**વિજય**' કહેવાશે. જે સૈન્યની પાખોને તથા બગલોને દંડાકાર બનાવવામા આવી હોય તે સૈન્યની તેવી ગોઠવણી '**સ્થૂલકર્ણ**' કહેવાય, અને એ જ પ્રકારની રચનામા તેના ઉરોભાગને જો, વિજયવ્યૂહ'-માં રચાતા ઉરોભાગ કરતાં બમણો બળયુક્ત બનાવવામા આવે, તો તે, પ્રમાણે કરાયલ વ્યૂહ '**વિશાલવિજય**' સંજ્ઞાને પામી જશે. જે વ્યૂહમાં (સેનાની)પાંખોને આગળ નીસરતી પ્રસારવામા આવી હોય તેને **ચમૂમુખ,**' અને એનાથી વિપરીત કોટીનાને '**ઝષાસ્થ** ( મત્સ્યમુખ )'–એવી સંજ્ઞા અપાય છે.

સેના દંડવ્યૂહમા ગોઠવાયલ હોય, તથાપિ જો તેના કોઇ એક અંગને બીજા કોઈ અંગના પીઠભાગે રાખવામાં આવે, તો તે '**સૂચીવ્યૂહ**' ગણાવાનો. આ સૂચીવ્યૂહ વિષે જો બે હારમા સેના ગોઠવાય, તો તે '**વલય**' કહેવાશે; અને પંક્તિઓ જો ચાર હોય તો તે '**દુર્જય**' સંજ્ઞાને પામશે. **આ પ્રમાણે '**દંડાકારવ્યૂહના**' પ્રકારો સમજી લેવા.**

૫

જો સેનાનું વ્યૂહન ભોગ (સર્પ)ના આકારમા થયું હોય અને જો તેની પાખો, બગલો તથા તેનો પુરોભાગ–એ ત્રણે એક બીજાથી અસમ હોય, તો તે વ્યૂહ '**સર્પસારી** ( સર્પના જેવી ગતિ કરનારો )' અગર તો '**ગોમૂત્રિકા**' (આયતું મૂત્ર જે આકારે વહે છે તે રીતનો)' કહેવાશે. જો આ વ્યૂહમા પુરોભાગ વિષે બે પંક્તિઓ રખાયલી હશે અને તેની પાખોને જો દંડવ્યૂહમાં રખાતી પાંખોની પેઠે રચવામા આવેલ હશે, તો તે '**શકટ-વ્યૂહ**' નામે ઓળખાશે; અને આથી ઉલટી રીતે તે રચાયલ હશે, તો તે '**મકરવ્યૂહ**' સંજ્ઞાને પામી જશે; અને વળી જો શકટવ્યૂહ વિષે હાથી, ઘોડા અને રથોને ગોઠવવામા આવેલ હશે, તો તે '**વારિપતન્તક**' નામે ઓળખાશે પણ ખરો. આ બધાને ભોગવ્યૂહના, પ્રકારે સમજી લેવા.

**મંડલવ્યૂહ** વિષે, પાખો–બગલો અને ઉરોભાગ–એ પ્રમાણે સેનાના સ્પષ્ટ વિભાગો હોતા નથી ત્યારે તે'**સર્વતોમુખ**' કે **સર્વતોભદ્ર**'

નામથી ઓળખાય છે. આ ઉપરાત 'અપ્રાનીક' અને 'દુર્જય': એ બેને પણ તેના જ પ્રકારો જાણવા.

જે વ્યૂહમા સેનાની પાંખો, બગલો તથા તેનો ઉરોભાગ—એ ત્રણેને એક બીજાથી અલગઅલગ રાખવામા આવેલ હોય તે, તેવા તેમના અલગપણાને લીધે 'અસંહતવ્યૂહ' સંજ્ઞાને પામે છે. જો સેનાના પાંચ વિભાગો (અનીકો)ને એકબીજાથી અલગઅલગ ગોઠવવામાં આવે, તો તે 'વજ્રવ્યૂહ' કહેવાશે, અગર તો 'ગોધાવ્યૂહ' નામે ઓળખાશે. જો ચાર વિભાગોને અસંહત રાખવામા આવે, તો તે 'ઉદ્યાનક' કે 'કાકપદી' સંજ્ઞાને પામે છે; અને જો ત્રણ વિભાગોને પૃથક્ પૃથક્ રાખવામાં આવશે, તો તેને અર્ધચંદ્રિક' કે 'કર્કટકશૃંગી' વ્યૂહ કહેવામાં આવશે. અસંહત વ્યૂહના પ્રકારો, આ પ્રમાણે સમજી લેવા.

જે વ્યૂહમાં રથોને પુરોભાગમાં, હાથીઓને પાંખ ઉપર, અને ઘોડાઓને પૃષ્ઠભાગમાં રખાયલ હોય તે 'અરિષ્ટ' નામે ઓળખાશે.

પાયદળની પાછળ અશ્વબળ, અશ્વબળની પાછળ રથબળ, અને રથબળની પાછળ હસ્તિબળ ગોઠવાયલ હોય, તો તે વ્યૂહ 'અચલ' સંજ્ઞાથી ઓળખાશે.

હાથી, ઘોડા, રથ અને પાયદળ: એ ચારે જો એકબીજાની પાછળ પાછળ રખાય, તો તે પ્રકારના વ્યૂહને 'અપ્રતિહત' ગણવામા આવશે.

આ બધા વ્યૂહો પૈકી જો પ્રદરવ્યૂહ ઉપર, વિજયાતુર રાજાએ હુમલો કરવો હોય, તો તેણે 'દઢકવ્યૂહ'નો ઉપયોગ કરવો; 'દઢકવ્યૂહ' તોડવાને 'અસહ્યવ્યૂહ'નો આશ્રય લેવો; 'શ્યેનવ્યૂહ' ઉપર હલ્લો કરવામાં 'ચાપવ્યૂહ'નો, અને 'પ્રતિષ્ઠ'ને ભાંગવામાં 'સુપ્રતિષ્ઠ'નો તેણે ઉપયોગ કરવાનો છે. સંજયવ્યૂહ સામે 'વિજયવ્યૂહ', 'સ્થૂલકર્ણ' સામે 'વિશાલવિજય', અને 'વારિપતન્તક' સામે 'સર્વતોભદ્ર'; એ પ્રમાણે એક સામે બીજાનો ઉપયોગ, વિજયાતુર રાજાએ કરવો. વળી

બધા ય પ્રકારના વ્યૂહો ઉપર હુમલો કરવામા તે, ' દુર્જયવ્યૂહ 'ને કામે લગાડી પણ શકશે.

પાયદળ, અશ્વબળ, રથબળ, અને હસ્તિબળઃ'એ ચાર પૈકી પહેલાને હરાવવામાં બીજાનો અને બીજાને હરાવવામાં ત્રીજાનો-એ પ્રમાણે તેણે, ઉપયોગ કરવાનું રાખવું એટલું જ નહિ પરંતુ ( શત્રુસેનાનું ) જે કોઇ હીનઅંગ હોય તેનો પરાભવ કરવાને ( વિજયાતુર રાજાએ ) પોતાના અધિક અંગને કામે લગાડી પણ દેવું.

સેનાના પ્રત્યેક અંગમાંથી દશદશની હુકડી પાડી, તે દરેક ટુકડી ઉપર એક એક ' પદિક ' નામથી ઓળખાતો 'પતિ' નીમવો; અને એવા દશ પદિકોની ઉપર એક 'સેનાપતિ' ની નીમણૂંક કરવી; અને એવા દશ સેનાપતિઓની ઉપર એક 'નાયક' પણ હોવો જોઇએ.

સેનાનાં વિવિધ અંગોને ઓળખવાને માટે તેમને, તૂરી-ઘોષ-પતાકા અને ધ્વજની સંજ્ઞાઓ (પણ) આપી દેવી.

સેનાનાં વિવિધ અંગોનો વ્યૂહ રચવામા, એ બધાનો સંઘાત રચવામાં, છાવણી ગોઠવવામા, કૂચ કરવામાં, પાછા ફરવામા, પ્રહાર કરવામા અને સમવ્યૂહની યોજના કરવામાં ફતેહમંદ નીવડવાનો આધાર, દેશકાળ ( ની અનુકૂળતા કે પ્રતિકૂળતા ) ઉપર રહેલો છે.

શત્રુને ઉદ્વેગ ઉત્પન્ન કરવા સારૂ વિજયાતુર રાજાએ આ પ્રમાણે ઉપાયો યોજવાઃ-સેનાનું પ્રદર્શન કરવું; ગુપ્ત પ્રયોગો આરંભવા; શત્રુ કોઇ બીજા કામમાં રોકાયલો હોય ત્યારે તેને પ્રહાર કરવાના હેતુથી 'તીક્ષ્ણ' કોટીના જાસુસોનો ઉપયોગ કરવો; માયાકર્મ કરાવવાં; વિજયાતુર રાજાને દેવોની મદદ છે, એવી વાતો ચલાવવી; શકટો તથા હાથીના અલંકારો બતાવ્યાં કરવાં; દૂષ્ય લોકોને ઉશ્કેરવાનું રાખવું; ગોયૂથો ભેળા કરવાં; ( શત્રુની છાવણીને ) આગ લગાડી દેવી; શત્રુસેનાની પાંખો તથા તેના પૃષ્ઠભાગને નષ્ટ કરવાં; નોકરના વેષમાં રહેતા પુરૂષો મારફત, કલહ ઉત્પન્ન કરાવવો; અગર તો, તેનો પોતાનો દુર્ગ ખાલી મુકાયલો છે કે હરાઇ ગયલો

છે, અગર તો, તેનો ફલાણો સગો કે શત્રુ કે આટવિક વિરોધ કરી રહેલો છે—એવી એવી વાતો શત્રુના કાને પહોંચાડવી.

**ધનુર્ધર તરફથી ફેંકાતું શર કોઇ એક મનુષ્યને વાગે કે ન પણ વાગે; પરંતુ પ્રાજ્ઞ પુરૂષોની મતિ રૂપી શર જો ફેંકાશે, તો તે ગર્ભમાં રહેલ મનુષ્યને પણ હણવાનું ( એ નક્કી ).**

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના 'સાંગ્રામિક બાબતો'—એ સંજ્ઞાવાળા દશમા અધિકરણમાનું, 'દંડાકાર, સર્પાકાર અને મંડલાકાર વ્યૂહ, અસંહતવ્યૂહ; અને ( શત્રુ સામે રચાતો ) પ્રતિવ્યૂહ:' એ નામનું છઠ્ઠું પ્રકરણ પૂરૂં થાય છે. )

---

**—:સાંગ્રામિક બાબતોને લગતું દશમું અધિકરણ પણ સમાપ્ત:—**

# અગીઆરમું અધિકરણ—સંઘવૃત્ત.

## પ્રકરણ ૧.

### કલહનાં કારણો, અને ગુપ્ત સજા.

કોઇ એક સેનાલાભ થાય કે મિત્રલાભ થાય તેના કરતાં જો સંઘલાભ થઇ આવે, તો તે શ્રેષ્ઠ લાભ ગણાશે. જે સંઘો દુશ્મનથી જિતાય તેવા ન હોય અને જેમનું વલણ પોતાની તરફ દેખાતું હોય તેમને સામદાનના ઉપાયોની મદદથી વિજયાતુર રાજાએ સાધી લેવા. અને તેમની તરફથી કરાતી નોકરીનો ભોક્તા પોતે થાય એમ પણ તેણે કરી લેવું. જે સંઘો તેને પોતાને પ્રતિકૂળ હોય તેવા સંઘો વિષે તેણે કલહ સળગાવી દેવા, અને તેમને સજા કરીને તેણે દાબી પણ દેવા.

કામ્બોજ અને સુરાષ્ટ્ર અને અન્ય દેશોમાં નિવાસ કરતા ક્ષત્રિયોના સંઘો ખેતી, વેપાર અને શસ્ત્રોના આધારે પોતનું પોષણ કરી રહેલા છે.

**લિચ્છિવિક, વૃજિક, મલ્લક, મદ્રક, કુકુર, કુરૂ અને પાંચાલ** વગેરે સંઘો પોતપોતાના જીવનનો નિર્વાહ, માત્ર 'રાજશબ્દ'ના આધારે જ કરી રહેલા છે

સત્રિવર્ગના જાસુસોએ આ બધા સંઘોમાં ભળી જઇને તેઓ સર્વ વિષે રહેલ પરસ્પર દ્વેષ, વૈર અને કલહ કરાવે તેવાં માળખાં શોધી કાઢવા, અને પછી કલહના બીજ તેમનામાં રોપી દઇને ન પંકી કોઇને,—" આ તુંને હલકો પાડે છે "—એમ તેમણે કહી દેવું. અથવા તો જાસુસોએ—આચાર્યોએ, જ્યારે કોઇ વિદ્યા, કળા કે દ્યૂત કે વિહારને લગતી બાબત વિષે વાદવિવાદ ચાલતો હોય, ત્યારે, પરસ્પર દ્વેષ ધરાવી રહેલ હોય એવા સંઘોની પાસે જઇ ચઢીને તેમનામાં, આ કેમાં વટ આવતા

કલહના જેવો કલહ કરાવી દેવો. પાનગૃહોમાં તથા નાટકશાળાઓ વિષે, ઉતરતી કોટીના મુખ્યો(પ્રતિલોમ)ની પ્રશંસા કરીકરીને, 'તીક્ષ્ણ' કોટીના જાસુસોએ સઘોના મુખ્યોમા કલહ ઉભો કરાવી દેવો; અગર તો જે રાજકુમારો 'હીનજાત' હોય તેમને 'શ્રેષ્ઠજાત' તરીકે વર્ણવીવર્ણવીને તેમના મનમા તેમણે લોભ (ઉત્સાહ)ને જન્મ આપી દેવો; જે વિશિષ્ટ કોટીના મનુષ્યો હોય તેમને તેમણે, હીનકોટીના મનુષ્યો સાથે રોટીવ્યવહાર તથા બેટીવ્યવહાર બાંધતાં અટકાવવા, અગર તો હીન મનુષ્યોને તેમણે, વિશિષ્ટ મનુષ્યોથી ભાણાવ્યવહાર તથા વિવાહસંબંધ કરતા કરી દેવા; અગર તો કુલ, જાતિ અને સ્થાનના કારણે બીજા મનુષ્યોને સમાજમાં પ્રતિષ્ઠાવાળા ગણવાનો રિવાજ હોય છતાં, વ્યવહાર પરત્વે હીન મનુષ્યોને અગ્રતા આપવાને માટે થતી વિચારણાને લગતી વાતને પ્રસિદ્ધિમા મુકી દેવી; અગર તો કોઇ વિવાદના વિષય રૂપ થઇ પડેલ દ્રવ્ય, પશુ અગર મનુષ્યનો રાત્રિ દરમ્યાન ઘાત કરી નાખીને 'તીક્ષ્ણ' કોટીના ચારોએ તેમનામાં કલહ ઉત્પન્ન કરી દેવો. આવા બધા કલહોમાં વિજયાતુર રાજાએ પોતા તરફથી હીનપક્ષને ધન તથા સૈન્યની મદદ આપીને તેવા હીનપક્ષને તેના પોતાના પ્રતિપક્ષનો વધ કરી નાખવાના કામમાં યોજી દેવો. એઓ એક બીજાથી ભિન્ન થઇ રહે ત્યારે તે ઉભયને તેમના પોતાના દેશમાંથી તેણે કાઢી મુકવા, અગર તો એમને એકઠા કરીને તેમને તેણે, તેમના પોતાના દેશમાંથી કોઇ, બેડાણ ભૂમિ વિષે, '**પંચકુલી**' કે '**દશકુલી**'ના નામથી રહેતા કરી દેવાની તજવીજ (પણ) કરી નાખવી, કારણ કે તેઓ જો એકસ્થ થઇ રહેશે, તો તેઓ શસ્ત્રગ્રહણ કરવાની બાબતમા સમર્થ પણ બનવાના. એવા મનુષ્યો જો **સમવાયો** રચે, તો તેમનો, ઠરાવાએલ ધોરણે ધનદંડ પણ કરવો. જે કોઇ રાજપુત્ર ઉંચા કુળનો, પણ અવરુદ્ધ કે અવક્ષિપ્ત થઇ ગયલો હોય તેને તેણે રાજપુત્રપદે સ્થાપી દેવો; અને પછી કાર્તાન્તકાદિ (જોષીઓ)ના વેષમાં રહેતા ચારોએ, એવા એ રાજપુત્રના રાજલક્ષણો તરફ સઘોનું ધ્યાન

બેચવું એટલું તો નહિ, પરંતુ એ સંઘોના મુખ્યો પૈકી જેઓ ધર્મિષ્ઠ હોય તેમને તેઓ–" આ પુત્ર રાજાનો છે તેમ તે તમારું સાનળે તેવો છે અને તેથી તમારે તે ભણી તમારો ધર્મ બજાવવો જોઇએ"–આ પ્રમાણે કહે તેવી પણ ગોઠવણ તેણે કરી દેવી આ પ્રમાણે જે સંઘોના મુખ્યો સધાઇ જાય તેમને, વિજયાતુર રાજાએ ધન તથા માણસોની મદદ પહોંચાડવી, અને તેમ કરીને તેમની મારફત અન્ય મનુષ્યોને, પોતાના પક્ષમાં ભેળવવાને સાધી લેવા પણ ખરા. બળ બતાવવાનો સમય પ્રાપ્ત થાય ત્યારે ( વિક્રમકાલે ), દારૂ ગાળનારાના વેષમાં રહેતા ચારો(શૌણ્ડિકવ્યંજનો)એ, પુત્રલાભ કે સ્ત્રીલાભના બ્હાનાથી અમુક તો કોઇ મનુષ્યના મરણ નિમિત્તે, મદનરસ જેમાં મેળવેલ હોય એવા નદના સેંકડો કુંભોનું દાન કરવું. ચૈત્યદ્વાર કે દેવગૃહદ્વાર આગળ રખાયલ રક્ષાસ્થાનો આગળ જઇને ચારો, તેમના પોતા તરફથી કરાયલ કરાર ( સમયકર્મ ), પોતાના હતુઓ તથા તેમને પોતાને મળેલ ઇનામઅકરામ અને શત્રુ તરફથી પ્રાપ્ત થએલ આવેલ, પણ સમુદ્ર ( મુદ્રાંકિત ) નાણાંની કોથળીઓ–એ સર્વને પ્રકાશમાં મુકી દેતા હોય, એવી પણ યોજના કરવી; અને પછી સંઘો જ્યારે એ ચારો પાસે આવે, ત્યારે "—અમે તો અમારા શરીર શત્રુને વેચલ છે"—એમ તેમણે તે સંઘોને જણાવી દેવું એટલું જ નહિ, પરંતુ યુદ્ધમાં ઉતરવાને માટે તેમણે તેમને હાકલ પણ પાડી દેવી. અગર તો એ સંઘોના પશુઓ તથા સોનાની વસ્તુઓ પડાવી લઇને, તે પૈકી જે કાંઇ સૌથી વધારે પ્રખ્યાત હોય તે, તે સંઘોના મુખ્યને તેમણે આપી દેવું; અને જો પાછળથી એ સંઘો એ વસ્તુની માગણી કરવાને આવે, તો તેમને જણાવી દેવું કે, એ વસ્તુ તો એમના મુખ્યને આપી દેવામાં આવી છે પણ ખરી.

[1] છાવણીઓ (સ્કન્ધાવાર)માં તેમ જ જંગલી જાતિઓના લોકોમાં કલહોત્પત્તિ કરી દેવા અર્થે જે બધી યુક્તિઓ થઇ શકે છે તેમનું લગતું વર્ણન, આ પ્રમાણે અહીં સમાપ્ત થાય છે.

અગર તો, કોઇ એક સંઘમુખ્યના આત્મસંભાવનાયુક્ત પુત્ર કને "

એક જાસુસને મોકલી આપીને તેની મારફત તેને આ પ્રમાણે કહેવડાવવું:- "ફલાણા રાજાનો તું પુત્ર છે, ત્થાપિ શત્રુભયને લીધે તુને અહીં (અજ્ઞાત દશામાં) મુકી દેવામા આવેલ છે." આ પ્રમાણે કહેવાય થી જ્યારે તેવો કોઇ મુખ્યપુત્ર (તે વાત સાચી માનીને) છળજાળમાં સપડાઇ પડે, ત્યારે પછી જે કોઇ રાજા વિજયાકાંક્ષી હોય તેણે તેવા મુખ્યપુત્રને ધન તથા મનુષ્યોની મદદ પહોંચાડી દેવી, અને તેમ કરીને તેને સ ઘ સામે લડાઇમા ઉતારી દેવો; અને પછી જ્યારે તેવા વિજયાતુર રાજાને એમ જણાય કે, પેતાનો હેતુ સફળ થઇ ગયો છે, ત્યારે તણે તેવા મુખ્યપુત્રને દેશપાર કરી દેવાનું પણ રાખવું.

રઢી રાખનારા (બન્ધકિપોષકો), પ્લવકો, નટનર્તકો તથા સૌભિકો-એ સર્વના વેષમા રહેતા જાસુસો પોતાની સાથે પરમરૂપવાળી તથા યૌવન-સંપન્ન સ્ત્રીઓને લઇને સંઘમુખ્યાની પાસે જાય અને તેમનામા કામો-ન્માદ ઉત્પન્ન કરી દે, એવી પણ યુક્તિ ૨ચી શકાય. પછી એ સ્ત્રીઓ પૈકી જે કોઇ સ્ત્રી વિષે એવા સઘમુખ્યોને મોહ થઇ આવે તે સ્ત્રી, તેવા જાતકામ (સંઘમુખ્યો પૈકી એક)ને છોડીને બીજા કોઇ (સંઘમુખ્ય) પાસે જઇ રહે, એમ કરવું; અગર તો કોઇ એક સઘમુખ્ય એવી એ સ્ત્રીને પરાણે ઉઠાવી ગયો છે, એવું તેમણે (જાસુસોએ) બીજાઓ (જાતકામ સંઘમુખ્યો)ને કહેવું; અને તેમ કરીને તેમણે તેમને આહોમાંહે લડાવી મુકવા. આમ એમનામાં કલહ જ્યારે ફાટી નીકળે, ત્યારે પછી 'તીક્ષ્ણ' વર્ગના જાસુસોએ તેવા કલહનો લાભ લઇને પોતાનું કામ પૂરૂ પણ કરી લેવું-(સંઘમુખ્યનો વધ કરી નાખવો). અને "—આ કામુક આ પ્રમાણે મરાઇ ગયો છે—" એવી વાત તેમણે ફેલાવી પણ દેવી.

અગર તો, જે કોઇ સ્ત્રીએ પોતાના રમણને હતાશ કરેલો હોય, તથાપિ જેને તેવા રમણ તરફની ક્ષમા દાખવાતી હોય તેવી સ્ત્રી, તેના કોઇ સંઘ-મુખ્ય પાસે જઇને તેને આ પ્રમાણે કહી દેખાવી શકે પણ ખરી — હું, તો તમારી ઉપર વારી ગયલી છું, પણ પેલો સઘમુખ્ય મને ત્રાસ

આપી રહેલો છે; એટલે જ્યાં સુધી તે જીવતો છે ત્યાં સુધી હું નમારી થઇ શકું તેમ નથી." આ પ્રમાણે એક મુખ્યને બીજા મુખ્ય સામે ઉશ્કેરીને તેવા બી જનો ઘાત પણ કરાવી શકાય.

(વળી) કોઈ એક સ્ત્રીનું, રાત્રિ દરમ્યાન તેની પોતાની ઇચ્છા વિરૂદ્ધ હરણ થઇ જાય, અને તેવી સ્ત્રી પછીથી 'તીક્ષ્ણ' વર્ગના ગૂઢપુરુષોની મદદથી અગર તો સ્વય વિષના સાધનદ્વારા, એવા પોતાના અપહર્તા (સઘમુખ્ય)નો ઘાત કોઇ એક ઉપવન વિષે કે ક્રીડાગૃહમા કરી નાખે (એમ કરવુ) એટલું તો નહિ, પરંતુ–' ફલાણા મનુષ્યે મારા ફલાણા પ્રિયનો ઘાત કરી નાખ્યો છે "–એવી વાત તેવી સ્ત્રી ફેલાવે એવી તરકીબ પણ રચવી. વળી, જે કોઇ પુરૂષ જે કોઇ સ્ત્રી વિષે લુબ્ધ બનેલો દેખાતો હોય, તેવા પુરૂષ પાસે જઇને કોઇ એક, સિદ્ધ પુરૂષના વેષમા ફરતો સત્રી તેને આ પ્રમાણે કહી શકે પણ ખરો:–" તું જે સ્ત્રી વિષે આસક્ત છે તે સ્ત્રીને મેળવવાને તું સમર્થ બને એવી ઔષધિ મારી પાસે છે (તે જો તારે જોઇતી હોય તો હું તુંને આપું.)." (આમ એ જાસુસ એને કહે અને તે પુરૂષ જો તેવી ઔષધિ ઉપયોગમા લેવાને લોભાય તો) પછી તે જાસુસે તેના કમુકને વિષમિશ્રિત દવા ચોપડવી, અને તેમ કર્યા પછી ત્યાંથી પોબાર થઇ જવું; અને એમ થાય એટલે બીજા જાસુસો મારફત–" એ કામ કોઇ ચતુરનું છે "–એવી વાત ઉડાવી (પણ) દેવી.

અગર તો, જાસુસણો રૂપે રખાયલ વિધવાઓ કે અન્ય સ્ત્રીઓ, રાજા પાસે રહેલ કોઈ એક 'નિક્ષેપ'ને પોતાના કબ્જામાં લેવાને માહામાહે લડી પડીને સઘમુખ્યોને કામોન્મત્ત કરી મુકે, એવી યુક્તિ રચવી (અને એ પ્રમાણે રચાયલ જાળમા તેવા પુરૂષો સપડાય ત્યાર તેવી સ્ત્રીઓ તેમનુ કાસળ કાઢી નાખે એમ પણ કરવું.).

અથવા તો, પોતાનું શીલ વેચીને પોતાનું પોષણ કરનારી,(કૌશિક) સ્ત્રીઓ કે નાચનારીઓ (નર્તકી) કે ગાનારીઓ (ગાયના), કોઇ ગૂઢ ગૃહ વિષે પોતાના પ્રિયપુરૂષોને મળવાનો ખેલ રચે, અને એ પ્રકારનુ લાલાવાયેલા

પુરૂષો એવી કોઇ સ્ત્રીથી સમાગમ પામવાને રાત્રિ વિષે એવા (ગૂઢ) ઘરમાં આવે, એટલે પછી (ત્યાં તૈયાર રખાયલ) 'તીક્ષ્ણ' કોટીના ગૂઢપુરૂષો તેવા (કામાંધ બનેલ) પુરૂષોને ત્યા ને ત્યાં હણી નાખે, અગર તો ત્યાંથી ઉઠાવીને ચાલ્યા જાય, એવી યુક્તિ પણ કરી શકાય

" આ ગામમા (મરી ગયલ અમુક પુરૂષનું) એક ગરીબ કુટુંબ વસે છે; (પણ) તેની સ્ત્રી રાજાને લાયક છે તેથી તેને હાથ કરવી જોઇએ "— આમ કોઇ એક સત્રી, કોઇ એક સ્ત્રી-લોલુપ સંઘમુખ્ય કને જઇને કહે એવી ગોઠવણ કરવી, અને (એ પ્રમાણે એવો કોઇ સઘમુખ્ય એવી સ્ત્રીને પોતાના કબ્જામાં લઇ બેસે) તે વાતને પંદર દિવસ થઇ જાય, એટલે પછી તપસ્વીના વેષમાં રહેતા કોઇ એક જાસુસને (એવા પરસ્ત્રીહારક સંઘમુખ્યના) સંઘમાં મોકલી આપવો એટલુ જ નહિ, પરંતુ એ જાસુસ એવા દુષ્ટ મુખ્ય ઉપર—" આ પુરૂષે મારી મુખ્ય ભાર્યાને કે મારી સાળીને કે મારી બ્હેનને કે મારી પુત્રીને બલાત્કારપૂર્વક પોતાના કબ્જામા લીધેલી છે"— એવા શબ્દોમાં આળ ચઢાવી દે એવી યોજના પણ કરી દેવી. (આ પ્રમાણે આળ મુકાયાથી) જો સંઘ, એવા પોતાના (દૂષિત ગણાવાયલા) મુખ્યને સજા કરવાને પ્રવૃત્ત થાય, તો પછી વિજયાકાંક્ષી રાજાએ, તેવા સંઘનો પક્ષ લેવો અને તેને તેવા દુષ્ટ પુરૂષોની સામે ઉશ્કેરી મુકવો. (વળી) 'તીક્ષ્ણ' કોટીના જાસુસોએ, તપસ્વી કોટીના જાસુસને હમેશાં રાત્રિના સમયે બહાર ફરવાને મોકલી આપવો પણ ખરો; અને—" આ મનુષ્ય બ્રહ્મઘાતક છે, અને તે બ્રાહ્મણીનો જાર પણ છે'—એવી એવી વાતો ચલાવીને તેમણે (તેવા સંઘમુખ્યોને) દૂષિત ઠરાવવાના પ્રયાસો કરવાનું પણ ચાલુ રાખવું.

(વળી) કોઇ એક, જોષીના રૂપમાં રહેતો જાસુસ કોઇ એક સંઘમુખ્ય પાસે જઇને તેની આગળ અન્ય કોઇને પરણવા અર્થે તૈયાર થયલ કન્યાના રૂપનાં વખાણ, આ પ્રમાણે કરે તેવી તજવીજ પણ કરવી:—" ફલાણા મનુષ્યની કન્યા રાજપત્ની થવાને લાયક છે, અને તે રાજા થવાને પાત્ર ગણાય તેવા પુત્રને જન્મ આપશે, એવું તેના જન્માક્ષર ઉપરથી જણાય

પણ છે; તો તારી પાસે જેટલું ધન હોય તે ધન ખર્ચીને અગર તો બલાત્કારે પણ તે કન્યાને તું મેળવી લે." (આમ એ જોષીના રૂપમાં રહેતો જાસુસ કોઇ સંઘમુખ્યને ઉશ્કેરે) છતાં તે કન્યાને તે જો મેળવી શકે નહિ, તો પછી જાસુસોએ ઉભય પક્ષોને પાણી ચઢાવી દેવું (કે જેના પરિણામમાં તેઓ માંહોમાંહે લડી મરે). કદાપિ એક પક્ષ, એ પ્રમાણે, એવી કન્યાને પ્રાપ્ત કરી લેશે, તો પછી તે ઉભય પક્ષો વચ્ચે કલહ પણ થવાનો જ.

"પેલા (બીજા) યૌવનમત્ત સંઘમુખ્યે તારી ભાર્યાને પટાવી લઇ આવવાનું કામ મને સોંપેલું છે, અને હું તેનાથી બ્હીઉં છું એટલે હું તેના તરફથી આ પત્ર તથા આભરણો લઇને અહીં આવેલી છું; તારી ભાર્યા નિર્દોષ છે; તારે તેની (સંઘમુખ્યની) સામે છાનાં પગલાં ભરવા જોઇએ, અને (તેમાં તુંને ફત્તેહ મળે એ જોવાને) હું ઘણી જ આતુર પણ છું-" આમ, કોઇ એક ભિક્ષુકીના વેષમાં રહેતી જાસુસણ, કોઇ એક, પોતાની ભાર્યાને ચહાતા સંઘમુખ્ય કને જઇને કહે, એવી યુક્તિ પણ કરી શકાય.

આ પ્રમાણે, આ અને આવા બીજા જે બધા કલહો એની મેળે ઉત્પન્ન થઇ આવે કે, અન્ય કોઇની પ્રેરણાથી ઉત્પન્ન થઇ જાય, તે બધા કલહોમાં વિજયની ઇચ્છા રાખનાર રાજાએ, હીનપક્ષને ધન તથા મનુષ્યની મદદ આપવી, અને તેમ કરીને તેણે તેના હીનપક્ષને દુષ્ટ જનોની સામે લડાઇમાં ઉતારી દેવો; અગર તો તેવા દુષ્ટ લોકોને, દેશના બીજા ભાગમાં વસવાને તેણે મોકલાવી આપવા.

આ રીતે એણે, સંઘમાત્ર વિષે, પોતાનું એકલાનું રાજત્વ સ્થાપી દેવું: તેમ વળી એવા એકરાજ નીચે રહેતા સંઘોએ પણ, વિવિધ પ્રકારના પ્રપંચોથી પોતપોતાની રક્ષા કરવામાં ચૂકવું પણ નહિ.

(વળી) સંઘમુખ્યોએ પણ પોતપોતાના સંઘ પરત્વે ન્યાયવૃત્તિનું (હંમેશાં) પાલન કરી રાખવું; પોતપોતાના જે વિકારો હોય તેમને તેમણે અંકુશમાં રાખવા; અને પોતપોતાના અનુયાયીઓનાં ચિત્ત પોતપોતાની

તરફ વળી રહે એવા પ્રકારનુ વર્તન રાખીને તેમણે સર્વપ્રિય થવાનો માર્ગ અખ્યાતરે કે વો પણ ખરો.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના 'સંઘવૃત્ત' નામક અગીઆરમા અધિકરણમાનું, 'કલહનાં કારણો, અને ગુપ્ત સજા': એ નામનું પહેલું (અને એક જ) પ્રકરણ પૂરું થાય છે.)

—:અગીઆરમું અધિકરણ પણ સમાપ્ત:—

---

# બારમું અધિકરણ—બલિષ્ઠ શત્રુ.

## પ્રકરણ ૧.

### દૂતકર્મ.

જો કોઇ દુર્બલ રાજા ઉપર, કોઇ સબલ રાજા ચઢી આવે, તો પછી દુર્બલ રાજાએ પોતાના પુત્રો સહિત, તેવા સબળ રાજાની આગળ નમી પડીને "વેતસધર્મ (જોસબંધ વહેતા પાણીમાં ઉગેલ છોડવાઓ નમી પડવાનો અને ફરીથી ટટ્ટાર થવાનો જે ગુણ ધરાવે છે તે ગુણ)"નું અવલંબન કરી લેવું.

"બળિયાને નમવું એ ઇન્દ્રને નમન કર્યા બરાબર છે": એમ ભારદ્વાજનું કહેવું થાય છે. પરંતુ વિશાલાક્ષનું મત આ પ્રમાણે છે:–"પરાક્રમ વડે સંકટોનો નાશ થઇ શકે છે; તેથી કરીને પ્રત્યેક દુર્બલ રાજાએ, પોતાના બધા ય બળનો ઉપયોગ કરીને (છેવટ સુધી) લડવું, એ ઇષ્ટ છે; ક્ષત્રિયનો સ્વધર્મ પણ એ (યુદ્ધ)જ છે; અને યુદ્ધમાં જય કે પરાજય થાય તેની તેણે દરકાર કરવાની નથી."

તથાપિ હું–કૌટિલીય–આ બાબતમાં, આ પ્રમાણે કહું છું:—"એમ નહિં. નદીતીર ઉપર રહેતા કરચલાની પેઠે જે કોઇ (રાજા) બધાને નમતો રહે છે તેને હંમેશાં નિરાશામાં જ પોતાનું જીવન ગાળવું પડે છે; અને જે કોઈની સેના નાની હોય તે જો લડાઇમાં ઉતરે છે, તો તેના હાલ, હોડી રૂપી સાધન મેળવ્યા વિના સમુદ્ર તરવાની ઇચ્છા રાખતા માણસના જેવા જ થવાના. આમ હોઇને દુર્બળ રાજાએ, કાં તો કોઇ સબળ રાજાનો આશ્રય મેળવી લેવો, અગર તો કોઇ દુર્જય કિલ્લામાં ભરાઇને બેસી જવું (એ તેને માટે શ્રેયસ્કર થઇ પડશે.)."

(૧) ધર્મવિજયી, (૨) અસુરવિજયી, અને (૩) લોભવિજયીઃ એમ ત્રણ પ્રકારના અભિયોક્તા (ચઢાઇ કરનાર) રાજાઓ હોય છે

એ ત્રણ પ્રકાર પૈકી જે રાજા ' ધર્મવિજયી ' હોય તેની આગળ તેનો શત્રુ જો નમી પડે છે, તો તે તેટલાથી તુષ્ટ થઇ જાય છે. આમ હોઇને દુર્બલ રાજાએ તેવા (ધર્મવિજયી)નું છત્ર સ્વીકારી લેવું ( એ તેને માટે ઇષ્ટ ગણાશે.).

પોતાથી પરાજિત થયલ (શત્રુ)રાજાનાં ભૂમિ, દ્રવ્ય, પુત્રો, સ્ત્રીઓ, તથા પ્રાણ—એ સર્વનું હરણ કરી લીધાથી જ ' અસુરવિજયી (અસુરના જેવી વૃત્તિ ધરાવનાર )' રાજાને સંતોષ વળવાનો. આમ હોઇને, આવા (અસુરવિજયી) રાજાને ભૂમિ તથા દ્રવ્ય આપીને પોતે તેનાથી દૂર રહેવું, એ દુર્બળ રાજાને માટે શ્રેયસ્કર થઇ પડશે.

જે કોઇ ' લોભવિજયી ' કોટીનો રાજા હશે તે પોતે પોતાના શત્રુઓથી બ્હીતો હશે, અને તેથી કરીને તે ( અન્યનાં ) ભૂમિદ્રવ્યાદિ પડાવી લઇને તેમાં જ સંતોષ માનવાનો. આમ હોઇને, દુર્બળ રાજાએ તેવા લોભી પરંતુ વિજયી રાજાને દ્રવ્ય આપીને સંતુષ્ટ કરી દેવો ( એ એને માટે ઉપકારક ગણાશે. ).

પૂર્વોકત ત્રણે પ્રકારના રાજાઓ પૈકી જો કોઇ એક પ્રકારનો રાજા અન્ય કોઇ દુર્બળ રાજાની સામે ઉઠે, તો તેવા પ્રસંગમાં તેવા દુર્બળ રાજાએ તેવા રાજાની સાથે કાં તો (૧) સંધિ કરી લેવી, અગર તો ( ૨ ) મંત્રયુદ્ધ માંડી દેવું, અગર તો (૩) રણાંગણ વિષે કૂટયુદ્ધ કરીને ( તેને પહોંચી વળવાનો પ્રયાસ કરવો. ). આવા દુર્બળ રાજાએ શત્રુપક્ષમાં સામદાનથી ફાટફૂટ ઉભી કરી દેવી, અને ભેદનીતિ તથા દંડનીતિનો ઉપયોગ કરીને તેણે પોતાના પક્ષને સાધી રાખવો. પોતાથી રખાયલ ગૂઢપુરુષો શત્રુના કિલ્લા, રાષ્ટ્ર કે સ્કન્ધાવાર ઉપર, શસ્ત્ર કે વિષ કે અગ્નિની મદદથી છાપો મારીને તેને લઇ લે, એવી ગોઠવણ પણ તેવા દુર્બળ રાજાએ કરવી. વળી શત્રુના પૃષ્ઠભાગને પણ તેણે ચારે બાજુએથી ત્રાસ આપતાં રહેવું, અને

જંગલી જાતિના લોકોની મદદથી તેણે પોતાના શત્રુના રાજ્યને ખેદાનમેદાન કરી નાખવાનો પ્રયાસ પણ કરવો. અગર તો પોતાના શત્રુના કુળના કોઇ એક પુરૂષને અથવા તો કોઇ 'અવરૂદ્ધ' રાજકુમારને ઉભો કરીને તેણે ( દુર્બળ રાજાએ ) પોતાના શત્રુના રાજ્યને (તેની કનેથી) છીનવાવી (પણ) લેવું. આમ, પોતાના શત્રુને કરી શકાય તેટલી હાનિ થઇ જાય એટલે પછી તેણે ( તેવા દુર્બલ રાજાએ ) પોતાના તરફથી, તેવા અભિયોક્તા (રાજા) પાસે એક દૂતને મોકલી આપીને તેની પાસેથી સંધિની યાચના કરવી, અગર તો તેવા ( વિજયી ) રાજાને રોષે ભરાવા ન દેતાં તેણે પોતે તેની સાથે સંધિ કરી લેવી. આમ છતાં પણ જો શત્રુ કૂચ કરી આવવાની વાતને પડતી મુકે નહિ, તો પછી તેણે પોતાના દ્રવ્ય તથા સૈન્યનો ચોથો ભાગ તેને આપી દેવાનું કહેણુ મોકલવું; પરંતુ એ કહેણુ મોકલ્યા પછી એક દિવસ અને એક રાત્રિ વ્યતીત થઇ ગયા પછી જ તેણે તેની સોંપણી કરવાની છે.

દંડસંધિ ( શત્રુ પાસેથી તેની સેનાનો અમુક ભાગ પ્રાપ્ત ) કરવાની ઇચ્છા જો કોઇ ( વિજયી ) રાજાને થઇ આવે, તો પછી જે રાજા દુર્બલ હોય તેણે, પોતાના જે હાથીઘોડાઓ અવશ્ય ( અદમ્ય ) કોટીના હોય કે ગરયુક્ત હોય તે તેને આપી દેવા. જો એવા વિજયી રાજાને પુરૂષસંધિ ( શત્રુસૈન્યમાંથી અમુક સૈનિકો પ્રાપ્ત ) કરવાની ઇચ્છા થઇ આવે, તો પછી દુર્બલ રાજાએ પોતાની સેનામાં જે લોકો દૂષ્ય, શત્રુભાવવાળા અને જંગલી કોટીના હોય તેમને, કોઇ એક વિશ્વસનીય અધિષ્ઠાતાની દેખરેખ નીચે, તેવા ( વિજયી શત્રુ )રાજાની પાસે મોકલી આપવા. આમ કરવાથી (એક કાંકરે બે પક્ષી મરાશે)–શત્રુનો નાશ થશે, અને તેની પોતાની ( તેવા દુર્બળ રાજાની) સેનાનો જે અનિષ્ટ ભાગ હશે તેનો પણ નાશ થઇ જશે.અગર તો પોતાના સૈન્યમાં જે લોકો અવમાનિત થવાથી અસંતુષ્ટ બનેલા હોય.તેમને સંતોષીને તેણે ( તેવા દુર્બલ રાજાએ )પોતાના 'તીક્ષ્ણ' કોટીના જાસુસોથી રચાયલા સેનાભાગને તેવા ( શત્રુરાજા )ને સોંપી દેવો; અગર તો

પોતાનો શત્રુ જે સમયે વ્યસનગ્રસ્ત થાય તે સમયે તેને હેરાન કરી શકે એવી પોતાની જે મૌલ અને અનુરક્ત સેના હોય તે સેના તેણે પોતાના શત્રુને આપી દેવી. જો શત્રુની ઇચ્છા 'કોશસંધિ' કરવાની (અમુક પ્રમાણમાં દ્રવ્ય મેળવીને સંધિ કરવાની) થાય, તો પછી જે રત્નોને કોઇ ખરીદતું ન હોય તે રત્નો, અગર તો વિગ્રહપ્રસંગમાં જે કોઇ કાચો માલ અનુપયોગી થઇ પડે તેવો હોય તે તેણે તેવા શત્રુને આપી દેવાનું રાખવું. જો શત્રુની ઇચ્છા 'ભૂમિસંધિ (ભૂમિ મેળવીને સલાહ)' કરવાની થતી હોય, તો પછી જે ભૂમિને પોતે પુનઃ પ્રાપ્ત કરી શકે તેમ હોય, અગર તો જે ભૂમિ પરત્વે પોતાના શત્રુ તરફથી હંમેશાં ભય રહેતો હોય, અગર તો જે ભૂમિમાં રક્ષાસ્થાનોનો અભાવ હોય, અગર તો જે ભૂમિ વસાવવામાં મહાક્ષયવ્યય કરવો પડે તેમ હોય એવી ભૂમિ દુર્બલ રાજાએ તેવા (વિજયી) રાજાને આપીને તેને સંતોષી દેવો; અગર તો તેણે પોતાની રાજધાની સિવાયનું આખું ય રાજ્ય તેવા વિજયી રાજાને આપી દેવું.

પોતાના તરફથી પોતાના શત્રુને જે કાંઇ અપાયું હોય તે, તેવા પોતાના શત્રુ પાસેથી અન્ય કોઇ શત્રુ બલાત્કારે પણ છીનવી લઇ શકે એવી કોટીનું હોય, એવી તજવીજ, તેવા (દેનાર દુર્બલ) રાજાએ રાખવી જોઇએ એટલું તો નહિ, પરંતુ તેણે પોતાના ધનની રક્ષા કરવાના કરતાં પોતાના દેહની રક્ષા ખાસ કરીને પણ કરવી; કારણ કે અનિત્ય ધન પ્રતિ દયા બતાવવી એ કેવળ નિરર્થક ગણાય છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, 'બલિષ્ઠ શત્રુ' સંજ્ઞક બારમા અધિકરણમાંનું, 'દૂતકર્મ' નામક પહેલું પ્રકરણ પૂરૂં થાય છે.)

---

## પ્રકરણ ૨.

—:*:—

### મંત્રયુદ્ધ.

જો શત્રુ સંધિપાલન ન કરે, તો પછી તેને આ પ્રમાણે કહેવરાવવું:—

" છ પ્રકારના શત્રુઓને વશ થવાથી ફલાણા ફલાણા રાજાઓ નષ્ટ થયલા છે; આવા અવિચારશીલ (અનાત્મવંત) રાજાઓ જે માર્ગે ચાલેલા તે માર્ગે ચાલવાનું રાખવું એ તારે માટે હિતાવહ નથી; ધર્મ તથા અર્થ પરત્વે તારે દરકાર રાખવી જોઇએ; જે લોકો તુંને સાહસ, અધર્મ અને અર્થની દરકાર ન રાખવાની સલાહ આપી રહેલા છે તે તારા મિત્રો નથી પરંતુ અમિત્રો છે; શર અને પોતાના પ્રાણની દરકાર ન રાખનાર સામે લડાઇમાં ઉતરવું એ એક પ્રકારનું 'સાહસ' જ છે; (વિના કારણ) ઉભય પક્ષ પરત્વે જનક્ષય થાય તેમ કરવું એ એક પ્રકારનો 'અધર્મ' છે; અને નજરે દેખાય તેવો (દૃષ્ટ) અર્થલાભ થતો હોય તે તથા અદૃષ્ટ એવો મિત્ર મળતો હોય તે–એ ઉભયનો ત્યાગ કરવાને તૈયાર થવું, એ એક પ્રકારનો 'અર્થાતિક્રમ' (પણ) ગણાશે; પેલા જે રાજાએ (તારી મદદથી) પુષ્કળ ધન મેળવેલ છે તે ઘણા મિત્રોવાળો હોઇને તે મિત્રોને તે જ (તારી મદદથી મેળવાયલ) ધનનો ઉપયોગ કરીને તારા સામે ખડા કરી દેશે, એટલે એ બધા તારા ઉપર, ચારે દિશામાંથી તૂટી પડશે પણ ખરા; વળી એવા એ રાજાને એના પોતાના મધ્યમ રાજાઓનાં તેમ જ તટસ્થ રાજાઓનાં મંડળોએ ત્યજી દીધેલો પણ નથી, અને તું પોતે તેમનાથી પરિત્યક્ત થયલો છે, એટલે એ બધા તારા ઉપર તૂટી પડવાને માટે અનુકૂળ અવસર મળી આવવાની રાહ જોઇને જ બેઠેલા છે; ફરીથી ક્ષયવ્યય ભોગવવાની ઇચ્છા તુંને થઇ આવી હોય. તો સુખેથી તારે તેમ કરવું; પેલા (રાજા) સાથે તારી જે દોસ્તી છે તે તું તોડી નાખ; આટલું તું કરીશ એટલે પછી તું અને હું ઉભય એક થઇને, એવા એ ઉન્મૂલ બનેલ તારા એ મિત્રનો ઉચ્છેદ કરી નાખશું; તારા જેવો પુરૂષ, મિત્રોના રૂપમાં રહેતા

શત્રુઓનુ કહેલું સાભળે, (પોતાના) ખરા મિત્રને ઉદ્વેગ કર્યા કરે, પોતાના જ શત્રુઓને જય અપાવવાના કામમા સામીલ થઇ રહે, અને પોતાના પ્રાણ તથા અર્થલાભને જોખમમા (હાથે કરીને) લાવી મુકે: એ બધું કોઇ પણ રીતે યોગ્ય ગણાશે નહિ જ."

આ પ્રમાણે શત્રુને સલાહ અપાઈ હોય છતાં જો તે, પોતાથી ગૃહીત કરાયલ માર્ગને છોડે નહિ, તો પછી "[1] સંઘવૃત્ત" તથા "[2]શત્રુને સપડાવવા માટે કરાતા ગુપ્ત પ્રયોગો": એ બે પ્રકરણોમાં જે ઉપાયો બતાવવામા આવેલ છે તે ઉપાયો રચીને દુર્બલ રાજાએ (પોતાના) શત્રુની પ્રજામાં કલહોત્પત્તિ કરી દેવી એટલું તો નહિ, પરંતુ (ઠીક લાગે તો) 'તીક્ષ્ણ' કોટીના જાસુસોનો, તેમ જ ઝેરનો ઉપયોગ કરવામાં તેણે કચાશ પણ ન રાખવી. "[3]આત્મરક્ષા" નામક પ્રકરણ વિષે જે બધી બાબતોને '**રક્ષ્ય**' ગણવામાં આવેલ છે તે બધી બાબતોની રક્ષા થઇ રહે તેટલા માટે (શત્રુના દરબારમા) 'તીક્ષ્ણ' કોટીના જાસુસોને તથા રસદોને પણ તેણે (તેવા દુર્બલ રાજાએ) ગોઠવી દેવા. વળી ભડવાઓ (બંધકિપોષકો), પરમરૂપયૌવનસંપન્ન રંડીઓને સંઘમુખ્યો સમક્ષ લઇ જઇને તેમનામાં કામોન્માદ ઉત્પન્ન કરી દે, એવી યોજના પણ (તેણે) કરવી એટલું જ નહિ, પરંતુ એ 'તીક્ષ્ણ' કોટીના જાસુસો, સંઘમુખ્યો પૈકી જે એક બે જણ કામાતુર બની જાય તેમનામાં કલહવૃત્તિને જન્મ આપી દે એવી યુકિત પણ તેણે રચી કાઢવી; અને એ પ્રમાણે જ્યારે એવા સંઘમુખ્યોમા કલહ ફાટી નીસરે, ત્યારે એવા એ કલહગ્રસ્ત પક્ષો પૈકી જે કોઇ પક્ષનો પરાજય થયો હોય તે પક્ષને તે જાસુસો–'તારે અન્યત્ર જઇને વસવું જોઇએ; અગર તો, અમારો ભર્તા જે ચઢાઇ કરવા ધારે છે તે ચઢાઇમાં તારે સાહાય્ય આપવું જોઇએ'—આ પ્રમાણે સમજાવે, એવી તજવીજ પણ તેણે કરવી.

અગર તો, પરસ્ત્રીના ચિત્તને આકર્ષવાની શકિત આપે એવી ઔષધિ

---

૧ અધિ૦ ૧૦, પ્રક૦ ૧; ૨ અધિ૦ ૧૩, પ્રક૦ ૨; ૩ અધિ૦ ૧, પ્રક૦ ૨૧.

પોતાની પાસે છે એવો ઢોંગ મનાવીને, તપસ્વીના વેષમાં રહેતા ગૂઢ પુરુષો, તેવા કામોન્મત્ત મુખ્યોને ઝેર આપી દે, એવી યોજના પણ તે ( દુર્બલ રાજા ) કરી શકશે.

વળી (શત્રુની) સુભગા મહારાણીની તહેનાતમાં રહેતી કોઇ એક દાસીનો પ્રેમ મેળવવાને પોતે પ્રયાસ કરતો હોય એવો ઢોંગ, કોઇ એક વૈદેહકના રૂપમાં રહેતા જાસુસે મચાવવો અને તેણે તેની દાસી ઉપર અર્થવૃષ્ટિ કર્યા કરવી, અને પછી તેણે તેને ત્યજી પણ દેવી. પછી એ વૈદેહક (વેપારી)ની નોકરીમાં રહેના કોઇ એક જાસુસે, પેલી ( મહારાણીની ) દાસીની નોકરીમાં દાખલ થઈ રહેલા જાસુસદ્વારા કોઈ એક દવા તે દાસીને પહોંચાડાવવી અને (તે સાથે) તેને આ પ્રમાણે કહેવડાવવું :— " આ દવા જો પેલા વેપારી-, (વૈદેહક)ના શરીરને લગાડવામાં આવશે તો તે તુંને ફરીથી ચહાવાને મંડી પડશે." (આ પ્રમાણે એ દાસી કરશે ત્યારે) તેને જો તેમાં ફતેહ મળશે, તો તે વાત તે પોતાની મહારાણીને કરીને, તે દવા તેના રાજાના (પોતાના પતિના) શરીરને ચોપડવા અર્થે તે તેને ( મહારાણીને ) પ્રેરશે પણ ખરી. ( આમ એક બે વાર ખરેખરી દવાનો પ્રયોગ થઇ જાય એટલે ) પછી તે દવાને ઠેકાણે ( તેવા જાસુસે ) વિષને ગોઠવી દેવું (અને તેમ કરીને રાજાનો ઘાત તેની પોતાની મહારાણીના હાથે જ કરાવી દેવો. ).

" તમે પોતે રાજલક્ષણ સંપન્ન છો:" એવી ભાવના ( શત્રુના) મહામાત્રના મનમાં ઉભી કરવાને, કોઇ એક જોષીના વેષમાં રખાયલ જાસુસ મારફત પ્રયાસ કરવો. ( બીજી બાજુથી ) કોઇ ભિક્ષુકીના વેષમાં રખાયલ જાસુસણે—" તમે રાજપત્ની થાઓ તેમ છો, તેમ તમારા પેટથી રાજા થાય તેવો પુત્ર (પણ) જન્મશે"—આ પ્રમાણે તેવા મહામાત્રની પત્ની પાસે જઈને કહે, એવી ગોઠવણ પણ કરવી. અગર તો, કોઇ જાસુસણને (શત્રુના) મહામાત્રની ભાર્યા બનાવી દેવી, અને પછી—" રાજા મારી પાછળ પડેલો છે; અને આ રહ્યા, કોઇ પરિવ્રાજિકાથી આણાયલ પત્રાભરણ "—આ

પ્રમાણે, તે ભાર્યા પોતાના સ્વામી (મહામાત્ર)ના જ્ઞાન બહાર એમ પણ કરી શકાય.

(વળી) કેટલાક જાસુસોને (રાજાના) રસોઇઆઓનો વેષ ધારણ કરાવવો, અને પછી પોતે જાણે કે, રાજાની આજ્ઞા પ્રમાણે વર્તતા હોય તેવો ઢોંગ મચાવીને તેઓ, રણોપયોગી પરંતુ લોભનીય અર્થ લઇને મહામાત્રની પાસે જાય તેમ કરવું. પછી, વૈદેહકના રૂપમાં રહેતો કોઇ જાસુસ એ પ્રકારનો અર્થ, હરકોઇ રીતે, વચમાંથી પડાવી લે અને કાર્યસિદ્ધિના ખબર તેને (મહામાત્રને) આપે, એવી તજવીજ કરવી આ પ્રમાણે એક, બે કે ત્રણે પ્રકારના ઉપાયો વડે શત્રુના દરેકેદરેક મહામાત્રને લલચાવીને યાત્રાએ મોકલાવી દેવો, અને તેમ કરીને બધાને પોતપોતાના સ્વામીઓથી અલગ પણ પાડી દેવા.

" 'રાજા એવા ભયમાં જઈ પડેલો છે કે, તે જીવતો પાછો આવી શકશે નહિ. ધનસંગ્રહ તમારે ન કરવો, તેમ શત્રુઓને પેદા પણ ન કરવા. જો તમે એ પ્રમાણે નહિ વર્તો, તો તમને બધાને ઠાર કરવામાં આવશે': આ પ્રમાણે યોધોને તથા અધિકરણસ્થો (ખાતાંના અધ્યક્ષો)ને જણાવી દેવાની આજ્ઞા અમને અન્તપાલે (અન્ત પ્રદેશના અધ્યક્ષે) આપેલી છે–" એમ અન્તપાલની નોકરીમાં રખાયલા જાસુસો, શત્રુદુર્ગમાં વસતા નગરજનો તથા ગ્રામ્યજનો કને જઇને કહે તથા પોતાનો સ્વામી તેમનો મિત્ર છે એવું બતાવે, એવી ગોઠવણ પણ કરી શકાય. આ પ્રમાણે થતાં જો બધા લોકો એકઠા થઇ જાય, તો પછી, 'તીક્ષ્ણ' કોટીના જે જાસુસો હોય તેમણે તે પ્રમાણે એકઠા થયલા લોકોને દુર્ગબહાર લઇ જવા, અને પછી—"અન્તપાલનું કહેલું જે લોકો નહિ માને તેના પણ આ હાલ થવાના"—એમ કહીને તેમના જે નેતાઓ હોય તેમનો તેમણે વધ કરી નાખવો; અને એ અન્તપાલના તાબાંમાં જે ભૂમિ હોય તે ભૂમિ વિષે લોહીવાળાં હથિયારો, વિત્ત તથા બાંધણાં (દોરડાં) વગેરે નાખી દઇને તેમણે (તીક્ષ્ણ પુરુષોએ ત્યાંથી) રવાના (પણ) થઇ જવું. વળી (આ પ્રમાણે બની જાય એટલે) પછી—

"શૂન્યપાળે લોકોને મારી નાખ્યા છે અને લૂંટી પણ લીધા છે"—એવી બૂમ, બીજા જાસુસો ત્યાં પહોંચી જઈને ઉડાવી દે, એવી યોજના કરી રાખવી. વળી શત્રુના સમાહર્તા અને તેના પ્રજાજનો વચ્ચે પણ કલહ થઈ આવે એવી પણ યુક્તિ રચી શકાશે. કોઈ ગામના મધ્યભાગમાં ઉભીને, રાત્રિના સમયે, 'તીક્ષ્ણ' કોટીના જાસુસો, સમાહર્તાના નોકરોને આ પ્રમાણે કહે પણ ખરા–" જે લોકો જનપદ વિષે અધર્મ કરશે તેમના આવા હાલ કરવામાં આવશે." (આ પ્રમાણે) સમાહર્તાના કે શૂન્યપાલના દોષ જાહેર પેઠે પ્રસિદ્ધિમાં આવી જાય, એટલે પછી જાસુસે એ લોકોને ઉશ્કેરીને, એ પૈકી કોઈનો વધ કરાવી દેવો, અને તેની જગ્યા ઉપર તેવા (મરાઈ ગયેલ) પુરુષના કુળના કોઈ ઇસમની, અગર તો કોઈ અવિરુદ્ધ શખ્સની સ્થાપના થઈ જાય એવી ગોઠવણ પણ તેમણે કરી દેવી.

શત્રુ તરફથી ભય ઉપસ્થિત થઈ આવેલ છે–એવો ગપગોળો ચલાવીને જાસુસોએ અન્તઃપુરને, પુરદ્વારોને તથા દ્રવ્યાગાર અને ધાન્યાગારને બાળી મુકવાં એટલું તો નહિ, પરંતુ તેમની રક્ષા કરવાને માટે જે બધા ચોકિયાતો રખાયલા હોય તેમને પણ તેમણે હણી નાખવા.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના "અબલિયડ શત્રુ" સંજ્ઞક બારમા અધિકરણમાનું, 'મંત્રયુદ્ધ' વિષયક બીજું પ્રકરણ પૂરૂં થાય છે.)

---

## પ્રકરણ ૩.

### સેનામુખ્યનો વધ; અને માંડલિક રાજાઓને અપાતું પ્રોત્સાહન.

"પત્તિમુખ્ય, અશ્વમુખ્ય, રથમુખ્ય અને હસ્તિમુખ્ય-એ બધા ઉપર રાજા ક્રોધે ભરાયો છે–" એવું, (શત્રુ) રાજાની કેટલાક વલ્લભોની નોકરીમાં રહેતા જાસુસો, તેમના પોતાનામાં મિત્રભાવ રહેલ છે એવો ડોળ કરીને, પોતાના મિત્રો જેવા બીજા માણસો આગળ કહે તેમ કરવું એ પછી

જ્યારે એવા મુખ્યો પોતપોતાના માણસોને એકઠા કરી લે, ત્યારે 'તીક્ષ્ણ' કોટીના જાસુસોએ પ્રથમ પોતાનાં શરીરને, રાત્રિચારોથી સુરક્ષિત કરી લેવાં, અને પછી પોતાને (શત્રુ)રાજા તરફથી જાણે કે આના મળેલી છે એવું બતાવીને તેમણે, એ બધા મુખ્યોને કોઇ એક ઘરમા (હરકોઇ બ્હાને) એકઠા કરવા, અને પછી જ્યારે તેઓ તે ઘરમાથી પાછા જવાને તૈયાર થાય ત્યારે તેમણે તેમનો વધ કરી નાખવો. (આ વેળા) જે બીજા જાસુસો પાડોસમાં રહેતા હોય તેમણે,—' એ બધાનો વધ (શત્રુ)રાજાની આજ્ઞાથી કરવામાં આવ્યો છે '—એવી વાત ફેલાવી દેવી પણ ખરી. વળી જે લોકોને દેશમાથી હાંકી કાઢનામાં આવેલ હોય તેવા લોકોને જાસુસો, આ પ્રમાણે કહી પણ શકેઃ-" અમે કહેતા હતા તેવું જ આ બન્યું છે; જે કોઇને જીવવાની મરજી હોય તેણે તો અહીથી નાસી છૂટવું જોઇએ જ."

" '-જે વસ્તુની માગણી ન થવી જોઇએ તે વસ્તુની માગણી ફલાણા ફલાણા મનુષ્યે મારી પાસે કરી, પણ મેં તે સ્વીકારી નથી, અને તે માણસ વળી શત્રુમાં ભળેલો પણ છે; એટલે તેનો વધ કરી નાખવાને માટે તારે, પ્રયત્ન કરવો'-એમ (શત્રુ) રાજા (પોતાના) અન્યપાલને કહેતો હતોઃ" એવું, (શત્રુ) રાજા પાસેથી જે કાંઇ મેળવવાને જે લોકોએ માગણી કરેલી હોય, પરંતુ એવી માગણી જેમની સ્વીકારાઇ ન હોય તેવા લોકોને જાસુસો કહે (એવી યુક્તિ પણ રચી શકાય). આ પ્રમાણે પોતાના તરફથી કહેવાઇ રહે, એટલે પછી જાસુસો પોતાનું કર્તવ્યકર્મ કરવાને મંડી પણ પડે.

" '-અમુક અમુક માણસોએ મારી પાસે (અમુક વસ્તુ મેળવવાના ઇરાદાથી) અમુક માગણી કરેલી, અને મેં, તેવા લોકોના મનમાં મારા પરત્વે વિશ્વાસ થઇ આવે એટલા માટે તેમની યાચના સ્વીકારેલી પણ છે; પરંતુ એ લોકો મારા શત્રુને મળી ગયલા છે; તેથી તારે તેમનો વધ કરી નાખવાને પ્રયત્ન કરવો'—આ પ્રમાણે રાજા (શત્રુ) (પોતાના) અન્યપાળને કહેતો હતોઃ" એવી વાત જાસુસો મારફત, જે લોકોની યાચનાઓનો સ્વી

(શત્રુ) તરફથી સ્વીકાર થયો હોય તેમને કહેવડાવવી; અને પછી એ જાસુસોએ પોતાની રીતિ મુજબ પોતાનું કામ ઉકેલી નાખવું.,

"'-ફલાણા ફલાણા મનુષ્યો પોતપોતાના અર્થ પરત્વે મારી પાસે માગણી કરી શકે તેમ છે, છતાં તેઓ માગણી કરતા નથી, તો તેનું કારણ શું હોઇ શકે? કારણ એટલુંજ કે, તેમણે જે અપરાધ કરેલો છે તે મારા જાણવામાં છે, એમ તેઓને વહેમ છે. આમ હોઇને તેમને ઠેકાણે પાડી દેવા માટે તારે પ્રયત્ન કરવો'—આમ રાજા (શત્રુ)એ (પોતાના) શૂન્યપાલને કહેલુ છે (એ અમે જાણીએ છીએ)":—એમ, રાજા પાસે યાચના કરી શકે તેમ હોય છતા જે લોકોએ યાચના કરેલી ન હોય તેમને જાસુસો કહી સંભળાવે (એવી ગોઠવણ પણ કરી શકાય); અને (એ ગોઠવણ પ્રમાણે બની જાય એટલે) પછી તે જાસુસો પોતાનું કર્તવ્યકર્મ કરી નાખે (એવી તજવીજ પણ થઇ શકે.).

આ પ્રમાણે પક્ષકાર્યને લગતી વાત પૂરી થાય છે.

(શત્રુ)રાજાના નોકર તરીકે જે જાસુસને ગોઠવી દેવામાં આવેલ હોય તે જાસુસ મારફત તે રાજાને આ પ્રમાણે કહેવરાવવું—"તારા શત્રુના નોકરો, તારા ફલાણા ફલાણા મહામાત્રોની મુલાકાત લીધા કરે છે." આ પ્રમાણે કહેવાયાથી એ (શત્રુ) રાજાના મનમા કાંઇક ચોળો પેસે, એટલે પછી એ જાસુસે—'પેલા માણસ તે આ'—એવું ચીધી બતાવીને, જે દૂષ્ય લોકો હોય તેમને તેણે, (શત્રુના) 'શાસનહર' તરીકે (શત્રુરાજાને) ઓળખાવી દેવા.

(શત્રુરાજાની) સેનાના મુખ્યો હોય તેઓ પોતાના રાજાનો પક્ષ છોડી દે, તેમ વળી તેઓ પોતાના જ સૈનિકોની સામે લડવ ને તૈયાર થાય એટલા માટે, તેવાઓને ભૂમિ કે હિરણ્યની લાચ આપવી. જો સેનામુખ્યનો કોઇ પુત્ર પાડોસમાં કે પાસે આવલ કોઇ દુર્ગમા રહેતો હોય, તો તેની પાસે જઇને કોઇ જાસુસ આ પ્રમાણે કહી શકે પણ ખરો—'તું પોતે (સેનાપતિનો) આત્મસંપન્ન પુત્ર છે, છતાં તારી ઉપેક્ષા કરવામા આવે છે.

તું શા માટે આમ ઉદાસીન થઇ બેઠો છે? બળ વાપરીને પણ તારે તારૂં સ્થાન પ્રાપ્ત કરી લેવું જોઇએ. જો તું તે પ્રમાણે નહિ કરે, તો યુવરાજ તારો ઘાત કરી નાખશે." અગર તો (સેનામુખ્યના કે રાજાના) કુળના કોઇ એક શખ્સને કે કેદમાં રખાયલ કોઇ એક ઇસમને સુવર્ણવડે લલચાવીને, આ પ્રમાણે તેને કહેવડાવવું—"શત્રુના અન્તર્બલને અગર તો તેના રાજ્યના અન્તભાગ ઉપર રખાયલ તેની સેનાના કોઇ એક અંશને તું નષ્ટ કરી નાખ."

અગર તો જંગલવાસી લોકોને ધન કે માન આપીને ઉપકૃત કરવા, અને તેમ કરીને તેમને, શત્રુના દેશને વેરાન કરી નાખવાને ઉશ્કેરી મુકવા, અગર તો શત્રુના પૃષ્ઠભાગ ઉપર રહેલ કોઇ શત્રુને આ પ્રમાણે કહેવરાવવું:- "તમારા બધા વચ્ચે હું એક સેતુરૂપ બની રહેલો છું. જો હું પોતે ભાગી પડીશ, તો પેલો રાજા, રેલના પાણીની માફક તમને બધાને બુડાઠી પણ દેવાનો. તો ચાલ, આપણે બધા ભેળા થઇ એવા એ ચઢી આવતા શત્રુનો માર્ગ રોકી દઇએ." એ જ પ્રમાણે દરેક છૂટા છૂટા રાજ્યને અગર તો રાજ્યસંઘને પણ આ પ્રમાણે સંદેશ પાઠવી શકાયઃ-"ફલાણો રાજા પ્રથમ મને પાઠ ભણાવી દેવા ધારે છે, અને તે પછી તમારા પરત્વે તેને જે કાઇ કરવાનું છે તે તે કરશે; એટલા માટે ચેતીને રહેજો. મારા જેવો વિશ્વાસપાત્ર મનુષ્ય તમને કદિ પણ મળવાનો નથી."

નજીકમાં નજીક રહેલ ભયમાંથી મુક્ત થઇ જવાને માટે રાજાએ વારંવાર કોઇ મધ્યમ કે ઉદાસીન રાજાને (પ્રિય લાગે તેવી) ભેટો મોકલ્યાં કરવી; અને તેમ નહિ તો, પછી તેણે પોતાનું સર્વસ્વ શત્રુના હવાલામાં મુકી દેવું.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, "બલિષ્ઠ શત્રુ" સંજ્ઞક બારમા અધિકરણમાંનું, "સેનામુખ્યનો વધઃ અને માંડલિક રાજાઓને અપાતું પ્રોત્સાહન"—એ નામનું ત્રીજું પ્રકરણ પૂરૂં થાય છે.)

---

# પ્રકરણ ૪

## શસ્ત્રયુક્ત, અગ્નિયુક્ત અને રસયુક્ત જાસુસો; અને વિવિધ પ્રકારના કોઠાર, સંગ્રહાદિનો નાશ.

વિજયાકાંક્ષી રાજાના, જે જાસુસો (તેના) શત્રુના દુર્ગો વિષે, વેપારીઓનાં વેષમાં જઇ વસેલા હોય તેમણે, અગર તો એવા રાજાના જે જાસુસો ખેડૂતો બનીને શત્રુ( રાજા )ના ગામડાંઓમાં જઇ વસેલા હોય તેમણે, અગર તો જે બધા જાસુસો શત્રુ( રાજા )ના જનપદના અન્તભાગોમાં ગોવાળિયા કે તપસ્વીઓના વેષમા રહેતા હોય તેમણે, પાસેના અન્ય કોઇ શત્રુ ( રાજા )ને કે આટવિકમુખ્યને કે શત્રુકુળના કોઇ મનુષ્યને અથવા તો કેદમાં રખાયલ કોઇ કુમારને–" આ દેશ પડાવી લેવાય તેવો ( દાયઁ ) છે "–એમ, વેપારીઓની મારફત સંદેશ મોકલી આપવો ( આ પ્રમાણે મોકલાયલ સંદેશ ઉપરથી જો કોઇ તરફથી ગૂઢપુરુષોને મોકલવામાં આવે, તો તે પ્રમાણે મોકલાયલ ) એ ગૂઢપુરુષોને ધનમાનથી સંતુષ્ટ કરીને તેવા ( વિજયાકાંક્ષી રાજાના) જાસુસોએ, શત્રુનાં જે છિદ્રો હોય તે બધાં બતાવી દેવાં એટલું જ નહિ, પરંતુ એ પ્રમાણે આવેલા એ ગૂઢપુરુષોની મદદથી એ જાસુસોએ, એવાં એ છિદ્રોનો લાભ લઇને, એવા એ ( છિદ્રવાળા ) શત્રુ ઉપર પ્રહાર પણ કરી દેવો.

અગર તો, શત્રુની છાવણીમાં કોઇ એક અભિત્યક્ત રાજકુમારને ગોઠવી દઇને કોઇ એક જાસુસ કલાલના વેષમાં શત્રુના નોકરીમા દાખલ થાય તેવી યુક્તિ રચવી, અને પછી એ જાસુસ, મદનરસયુક્ત મદ્યકુંભોની વહેંચણી કરે એવો પ્રબંધ રચી કાઢવો. અગર તો એ જાસુસ, પહેલે દિવસે મંદ મદ્ય કે માદક મદ્યની વહેંચણી કરે, અને પછીના દિવસે વિષયુક્ત મદ્ય આપે એવી ઘટના પણ કરી શકાય; અગર તો શત્રુની સેનાના જે મુખ્યો હોય તેમને એકવાર શુદ્ધ મદ્ય અપાવી પછી જ્યારે તેઓ પ્રમત્ત

અવસ્થામાં જાય પડે, ત્યારે તેમને રસયુક્ત મદ્યનું પાન તે કરાવી દે : એવી ગોઠવણ પણ થઇ શકશે.

વળી જે કોઇ જાસુસે શત્રુની સેનાના મુખ્યનું પદ પ્રાપ્ત કરી લીધું હોય તે પણ, પૂર્વોક્ત કોટીના, શૌણ્ડિક વેષધારી ( કલાલ રૂપ) જાસુસની પેઠે, પૂર્વોક્ત પ્રકારના વિધિએ, પોતાના કાર્યને સિદ્ધ કરી શકશે (પણ ખરો).

પકવ માંસ, ભાત, દારૂ અને રોટલાઃ એ સર્વના વેચનારાના વેષમાં રહેતા જાસુસો—પોતાની પાસે નવો માલ આવેલો છે—એવું જાહેર કરીને. સસ્તા દરે પોતાનો માલ વેચવાને હરીફાઇમાં ઉતરે, અને શત્રુપક્ષમાંથી જે લોકો એ માલ લેવાને આવે તેમને તેઓ તેવો માલ, તેમાં ઝેર ભેળવીને વેચે, એવી ગોઠવણ પણ કરી શકાય.

સુરા, દૂધ દહીં, ઘી અને તેલઃ એ સર્વનાવેપારીઓ (જાસુસો) પાસેથી સ્ત્રીઓ અને છોકરાંઓ, એ બધી ચીજો પોતાનાં રસયુક્ત (જેમને ઝેર ચોપડાયલું હોય તેવાં) વાસણોમાં લઇને વેપારીઓનાં વાસણોમાં પાછાં ઠલવી નાખે, અને પછી "આ બધી ય ચીજો અમુક ભાવે આપી દેવી હોય તો આપો—" એમ કહે તેવી ગોઠવણ કરવી. (આમ થાય એટલે) વેપારીના વેષમાં રહેતા ( અન્ય ) જાસુસો એ બધી ચીજોને ખરીદ કરી લે એટલું તો નહિ, પરંતુ શત્રુના હાથી તથા ઘોડાને જે બધું ખવડાવાતું પીવડાવાતું હોય તેમાં; તે પ્રાણીઓને અર્થે રખાયલા નોકરો (રૂપી જાસુસો)તે બધી ચીજો ભેળવતા રહે એવી તજવીજ પણ તેમણે કરી દેવાની છે. નોકરના વેષમાં રખાયલા જાસુસો પાસે વિષયુક્ત ઘાસ તથા પાણીનો વેપાર કરાવવો. ઢોરના વેપારીઓ રૂપે જે જાસુસોને ઘણા વખતથી છૂટા મુકી દીધેલા હોય તે જાસુસો, શત્રુએ કરવા ધારેલ હુમલામાંથી તેનું ચિત્ત ખસી જાય એવા હેતુથી પોતાનાં ઢોર, ઘેટાં કે બકરાંને કોઇ **આહસ્થાન** વિષે રખડતાં મુકી દે, એવી ગોઠવણ પણ થઇ શકે. વળી દુષ્ટ પ્રાણીઓની આંખમાં છછુંદરનું લોહી (સુચુંદરીશોણિત) આંજીને જાસુસો એ પ્રાણીઓને (શત્રુનાં) ઘોડાં, ગધેડાં, ઊંટ, ભેંસ વગેરે પ્રાણીઓ ભણી છૂટાં મુકી દે ( એમ પણ કરાય. ). શિકારીઓના વેષમાં

રહેતા જાસુસો, શઠ પશુઓને પાજરામાથી મુક્ત પણ કરી શકે. ઉગ્રવિષવાળા સર્પોને, સર્પગ્રાહના રૂપમાં રહેતા જાસુસો મારફત છૂટા મુકાવી દેવા, અને જે લોકો હસ્તિજીવી બનીને રહેતા હોય તેઓ (શત્રુની છાવણી પાસે) હાથીઓને રખડતા મુકી દે (એમ પણ કરવું.) વળી જે લોકો અગ્નિજીવીના વેષમાં રહીને જાસુસનું કામ કરતા હોય તેમની મારફત (શત્રુની છાવણી વગેરેને) આગ લગાડાવી શકાય પણ ખરી. (શત્રુના) અશ્વસૈન્યના, હસ્તિસૈન્યના તથા પાયદળના જે બધા મુખ્યો હોય તેમને, તેમની પીઠેથી ગૂઢપુરૂષો મારી નાખે, અગર તો શત્રુના મુખ્યાવાસને તેઓ સળગાવી દે (એવી ગોઠવણ પણ કરી શકાય.). દૂષ્ય જનોના, શત્રુઓના તથા જંગલી લોકોના વેષમા રહેતા જાસુસો મારફત શત્રુના પૃષ્ઠભાગને નષ્ટ કરી નાખવો, અગર તો તેની કુમકે જે લશ્કર આવતું હોય તેને ખળાવી પણ દેવું; અગર તો અરણ્યમાં સંતાડી રખાયલ જાસુસોને શત્રુરાજ્યની સીમા ઉપર મોકલી આપીને તેને લગતા તેના દેશનો ઘાણ કઢાવી નાખવો; અગર તો એ જાસુસો, એક ઘડીએ એક જ મનુષ્ય જેના ઉપર ચાલી શકે એવા માર્ગે, શત્રુને માટે જે બધી સાધન-સામગ્રી લઇ જવાતી હોય તેને નષ્ટ કરી દે (એવી ગોઠવણ પણ કરી નાખવી.).

અગર જો રાત્રિયુદ્ધ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થઇ આવ્યો હોય, તો કરી રખાયલ સંકેત પ્રમાણે, ગૂઢ પુરૂષોને શત્રુની રાજધાનીમા મોકલી આપી તૂરીઓના ઘોષ કરાવવા, અને આ પ્રમાણે પોકરાણ (પણ) પડાવી દેવું— "અમે રાજધાનીમા પ્રવેશ કરેલો છે અને રાજ્ય પણ લઇ લીધું છે." વળી એ જાસુસો રાજમહાલયમા પ્રવેશ કરીને રાજાનો વધ કરી નાખે એવી તજવીજ પણ કરી મુકવી. રાજા જો અહીંથી તહીં નાસભાગ કરવાને મંડી પડે, તો પછી ચાબલા કે વાડ પાછળ કે ગુપ્તસ્થાનમા સંતાઇ રહેલ મ્લેચ્છો, આટવિકો અગર તો સેનામુખ્યોએ તેના રામ રમાડી દેવા; અગર તો હરણો કરવાની પ્રવૃત્ત રાજા કરી રહેલો હોય તે વખતે જે બધા

ગડબડાટ મચી રહે તેનો લાભ લઇને, ગૂઢ યુદ્ધ વિષે રચાતા ઉપાયને અનુસરીને જાસુસોએ તેવા (શત્રુ)રાજાના પ્રાણ હરી લેવાનું રાખવું; અગર જો શત્રુ કોઇ કેડીએ થઇને કે ડુંગર ઉપર થઇને અવતો હોય, અગર જો તે કોઈ ઝાડના થડ પાસે હોય કે વડ નીચે કે જળમધ્યે હોય, તો તેવા પ્રસંગમાં જાસુસો સ્વભૂમિષ્ઠ થઇ જઇને તેનો ઘાત પણ કરી શકે; અગર તો કોઇ નદી, સરોવર કે તળાવ પરત્વે જો કોઈ સેતુબંધ હોય તેને ભાંગી નાખીને જાસુસોએ પાણીને વહેતું મુકી દેવું કે જેથી કરીને શત્રુ તેના પ્રવાહમાં તણાઇ પણ રહે; અગર જો શત્રુ કોઇ દુર્ગમાં કે અરણ્યમાં કે વનમાં કે ખીણમાં ભરાઇ બેઠેલો હોય, તો પછી અગ્નિ પ્રકટ થતાં ફાટે એવાં અસ્ત્રો તથા વિષમય વાયુ ( ધૂમ )નો ઉપયોગ કરીને પણ તેને તેમણે નષ્ટ કરવાનો છે. શત્રુ જો સંકટગ્રસ્ત હોય તો અગ્નિવડે, તે જો રેતીના રણમાં હોય તો (ઝેરી) ધૂનથી, તે જો સલામત જગ્યાએ હોય તો રસપ્રયોગ કરીને, અને જો તે જળ વિષે રહેલો હોય તો દુષ્ટ મગરો તથા બીજાં જળચર પ્રાણીઓનો ઉપયોગ કરીને પણ તેમણે તેનો જીવ લેવામાં ચૂકવું નહિ. વળી ( કદાપિ ) તે જો બળતા ઘરમાંથી છટકી જતો દેખાય, તો તે ઘડીએ પણ તેનો વધ થઇ શકશે.

શત્રુ ગમે તે સ્થાનમાં ભરાઇ બેઠો હોય કે ગમે તે સ્થાનમાંથી નાસી છૂટવાને તે મથતો હોય, તો પણ તેને પકડી પાડવો જ, અને તેમ કરવામાં 'ગુપ્ત ઉપાયોથી શત્રુને અપાતું પ્રલોભન': એ સંજ્ઞાવાળા પ્રકરણમાં જે બધા ઉપાયો વર્ણવાયલા છે તે અગર તો અન્ય ઉપાયોને કામે પણ લગાડવા.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, " બલિષ્ઠ શત્રુ "—એ સંજ્ઞાવાળા બારમા અધિકરણમાંનું, " શસ્ત્રયુક્ત, અગ્નિયુક્ત અને રસયુક્ત જાસુસો; અને વિવિધ પ્રકારના કોઠાર, સંગ્રહાદિનો નાશ:" એ વિષયને લગતું ચોથું પ્રકરણ પૂરું થાય છે. )

—:o:—

# પ્રકરણ ૫.

**યોગાતિસંધાન** ( ગુપ્ત ઉપાયથી શત્રુને કેદ પકડવાનું કામ ); **દંડાતિસંધાન** ( સૈન્યની મદદથી શત્રુને પકડવાનું કામ ); અને **એક-વિજય** (પૂર્ણજયની પ્રાપ્તિ.).

પોતાને શ્રદ્ધા હોવાના કારણે દેવોની પૂજા તથા ભક્તિ કરવાના નિમિત્તે શત્રુ જ્યારે પૂજાસ્થાનો કે યાત્રાસ્થાનો વિષે જાય, ત્યારે તેવા કોઇ સ્થાનમાં તેનો વધ કરી નાખવાને માટે યુક્તિ (યોગ) રચી શકાશે.

શત્રુ કોઇ દેવતાગૃહ વિષે ગયલો હોય ત્યારે, કોઇક યાન્ત્રિક યુક્તિથી રખાયલ ગૂઢ ભીંત કે શિલાને ( મુક્ત કરી ) તેના ઉપર પાડી દેવી; સૌથી ઉપલા માળમાંથી તેના ( શત્રુના ) માથા ઉપર પત્થરો તથા શસ્ત્રોની વૃષ્ટિ પણ થઇ શકે; અગર તો તેના ઉપર કોઇ બારણું પડે એમ પણ કરી શકાય; અથવા તો કોઇ ભીંત ઉપર રખાયલ કે તેને લગાડી રખાયલ કોઇ થાંભલાને તેના ઉપર પાડી દેવો; અગર તો કોઇ દેવતાના દેહ (દેવમૂર્તિ)-માં (અગાઉથી ગોઠવી રખાયલ હોય તેવાં) અસ્ત્રો (પ્રહરણો) એના ઉપર છૂટીતૂટી પડે એમ કરવું; અગર તો જે ભૂમિ વિષે તે બેસતોઉઠતો કે ફરતો હોય તે ભૂમિને ( અગાઉથી ) વિષયુક્ત છાણ ( ગોમય )થી લીપાવી રાખવી અગર તો તેના ઉપર વિષમિશ્રિત શુદ્ધોદક છંટાવી દેવું ( કે જેથી શત્રુને ઝેર ચઢે ને તે મરી જાય ); અગર તો પુષ્પો, સુગંધિત ચૂર્ણો તથા ધૂપ દ્વારા તેને ઝેર અપાવી દેવું; અગર તો શૂલથી ભરેલ કોઇ એક ખાડા ( કૂપ ) ઉપર રખાયલ, પણ યંત્રબદ્ધ ખાટલા કે આસન વિષે જ્યારે તે હોય ત્યારે તેના ખીલા ખસી પડે અને તેના પરિણામમાં તે (શત્રુ) નીચેના ખાડામાં જઇ પડે એવી યુક્તિ પણ થઇ શકે; અગર તેની પોતાની ભૂમિમાં ઉપસ્થિત થઇ આવેલ કોઇ ભયમાંથી બચવાના ઇરાદાથી જ્યારે તે પોતે નાસી છૂટવાને આતુર બની ગયો હોય, ત્યારે તેના પોતાના રાજ્યથી દૂર રહેલ ન હોય એવા કોઇ, તેની વાટ જોઇ રહેલ શત્રુના કે આટવિકના હાથમાં તે

પોતે જઇ પડે એવી રીતે તેને લોભાવી દેવો. અગર તો જ્યારે તે પોતાનો દુર્ગ છોડી નીકળવાની ફિકર ધરાવતો થઇ ગયો હોય, ત્યારે કાં તો તેને ઉંધી દિશામાં દોરી દેવો, અગર તો જે કોઇ શત્રુનું રાજ્ય પ્રત્યાદેય (પાછું અપાઇ જવાનું) હોય તેમાં તેને પ્રવિષ્ટ કરાવી દેવો; તેમ વળી શત્રુની જે પ્રજા હોય તેને શત્રુરાજ્યથી, જ ગલોને લીધે, અલગ પડી રહેલા હોય એવા ગિરિદુર્ગ, વનદુર્ગ, અને નદીદુર્ગમાં (વિજયાકાંક્ષી રાજાએ) પોતાના પુત્રો તથા ભાઇઓની દેખરેખ નીચે ગોંધી પણ દેવી.

શત્રુને ઉપરોધ કરવાના હેતુથી કેવાં કેવાં પગલાં ભરવાં તે સંબંધમાં **'પરાજિત રાજાનું વર્તન'**; એ સંજ્ઞાવાળા પ્રકરણ (અધિ૦ ૭, પ્રક૦ ૧૫) મા વર્ણન આપવામા આવેલ છે (તે વાંચી લેવું. .

એક યોજન સુધીમા જેટલું તૃણ કે કાઇ હોય તે તમામને આગ લગાડી દેવી; જળાશયમાત્રને દૂષિત કરી નાખવાં, અગર તો તેમાંનું પાણી માત્ર ઉલેચાઇ કે વહી જાય એવી ગોઠવણ કરી દેવી; કિલ્લા બહાર આવેલ કોટ (કૂટ), કૂવા, ખાઇખાડા તથા કંટકગુલ્મો—એ સર્વનો નાશ કરી નાખવો; શત્રુસ્થાન વિષે જે કોઇ સુરંગ (ભૂમિગર્ભમાર્ગ) હોય તેને 'બહુમુખી' બનાવી દઇને, જે બધો સંગ્રહ તેણે (શત્રુએ) કરી રાખ્યો હોય તેનું તથા તેના મુખ્ય મુખ્ય સૈનિકોનું તે માર્ગદ્વારા હરણ કરાવી લેવું; શત્રુએ પોતાના ઉપયોગમાં લેવા માટે જે કોઇ સુરંગ કરાવેલી હોય તેમાં, દુર્ગને ફરતી ખાઇનું પાણી વાળી દઇને તેને ભરાવી નાખવી; (શત્રુના દુર્ગની) દીવાલમાં જે બધાં શંકાસ્થાનો હોય તેમાં તથા દુર્ગબહાર આવેલ કૂપયુક્ત કોઇ ઘરમાં ખાલી ઘડાઓ અગર તો કાંસાના વાસણો ગોઠવાવી દઇને (તેમના ખડખડાટની મદદથી) પવનની દિશા નક્કી કરી લેવી, અને (એ પ્રમાણે વાતાભિજ્ઞાન થઇ આવે એટલે) પછી કાતો એક સામી સુરંગ (પ્રતિસુરંગા) રચાવી કાઢવી અગર તો (શત્રુથી કરાવાયલ) સુરંગાને ઉઘડાવી નાખીને, તેને પાણીથી કે ધૂમથી ભરાવી પણ દેવી.

પોતાના દુર્ગની રક્ષા કરવાનું કામ, પોતાના જ કુળના કોઇ મનુષ્યને સોંપી દઇને ( શત્રુ હોય તેણે ) ઉંધી દિશામાં સટકી જવું, અને તેમ કરીને તેણે, બની શકે તો, પોતાના મિત્રો, બંધુઓ કે જંગલી લોકોનો સમાગમ સાધી લેવો, અગર તો પોતાના શત્રુના જે કોઇ સાધનસપન્ન દૃષ્યમિત્રો હોય તેમની સાથે તેણે મેળાપ કરી લેવો, અગર તો તેણે પોતાના શત્રુને તેના મિત્રોથી અલગ પાડી દેવો, અથવા તો તેણે શત્રુના પૂઠભાગને કે ગમ્યને પોતાના કબ્જામાં લઇ લેવું, અગર તો પોતાના શત્રુને જે બધો માલ પહોંચાડાતો હોય તેને ઉપરદ્ધ કરી દેવો, અગર તો મોટા મોટાં વૃક્ષોને હડસેલી દેવડાવીને તેણે તેના (શત્રુની) ઉપર બને તેટલા પ્રહ.ર કરવાની યુક્તિ રચવી, અગર તો પોતાના રાજ્યની રક્ષા કરવામાં ઉપકારક થઇ પડે તેવાં સાધનો તેણે ત્યાંથી મેળવી લેવાં, અગર તો પોતાની મૌલ સેનામાં ભરતી કરી શકાય એટલા માટે ( આવશ્યક સૈનિકોનો ) તેણે ઉપચય કરી લેવો; અગર તો જે ભૂમિમાં રહીને પોતે પોતાની ઇચ્છા મુજબ સંધિનો કરાર ( શત્રુ સાથે ) કરી શકે એવી ભૂમિ વિષે તેણે ચાલ્યાં જવાનું રાખવું.

આવા રાજાનો જે કોઇ (વિજેતા) શત્રુ હોય, તે તેવા રાજાને, પોતાના મિત્રો મારફત, આ પ્રમાણે કહેવડાવી શકેઃ–" આ તારો શત્રુ અમારા હાથમાં સપડાયલો છે; કોઇ માલ ( પણ્ય ) કે ભેટસોગાત ( વિપકાર )-ના ઓઠા હેઠળ તું જો ( અમને ) સોનું કે સબળ સૈન્ય મોકલી આપીશ, તો અમે, એ તારા શત્રુને બદ્ધ ( કેદીની દશામાં ) તારા હાથમાં સોંપી દેશું, અગર તો તેને હાંકી કાઢશું. " આ વાત તેને ગળે ઉતરે અને તે જો સોનું ને સૈન્ય મોકલી આપે, તો તેણે ( વિજેતા રાજાએ ) તેમનો સ્વીકાર કરી લેવો.

જે કોઇ અન્તપાલ શત્રુદુર્ગ વિષે જઇ શકતો હોય તે પોતાની સાથે થોડું ક લશ્કર લઇને તે વિષે જાય, અને વિશ્વાસે રહેલ શત્રુનો વધ કરી નાખે ( એવી યુક્તિ પણ થઇ શકે ); અગર તો ' ફલાણી જગ્યામાં

ફલાણા લોકોને નષ્ટ કરવાના છેઃ' એવું બ્હાનું બતાવીને તે, શત્રુને તેના શત્રુની સેનાની પાસે દોરીને લઇ જઇ પણ શકે એટલું જ નહિ, પરંતુ તેવા શત્રુને કોઇ અવરૂદ્ધ દેશ વિષે લોભાવી જઇને, તેને ત્યાં ફસાવી મારે, અને જ્યારે તે વિશ્વાસ રાખીને રહેલો હોય ત્યારે તેનો વધ પણ કરી નાખે (એવી ગોઠવણ પણ કરી શકાય.).

"ધાન્ય, તેલ, ગોળ અને મીઠું : એ સર્વ ચીજોનો જે સંગ્રહ (શત્રુથી કરાયલ) હતો તે તમામ ખૂટી પડેલ છે, એટલે બીજો નવો માલ અમુક જગ્યોએ આવી પહોંચશે; માટે તે (પ્રમાણે આવનાર) માલને તારે હાથ કરી લેવો—" આ પ્રમાણે કોઇ એક જાુદો મિત્ર, અન્ય કોઇ બ્હારના મનુષ્યને સંદેશ મોકલે (એમ પણ કરી શકાય); અને (એ પ્રમાણે ગોઠવણ થઈ જાય એટલે) પછી ખાસ કાર્યસિદ્ધિ કરવાને માટે નિયોજાયલા દૂષ્યજનો કે શત્રુઓ કે જંગલી લોકો, કે અન્ય પુરૂષો, ધાન્ય–તેલ–ગોળ અને મીઠું: એ સર્વમાં ઝેર ભેળવીને તે દુર્ગ વિષે મોકલી આપે (એવી યુક્તિ પણ રચી શકાય.). આ પ્રમાણે, વિવિધ પ્રકારના **ગ્રહણને** લગતી વાત (અહીં) સમાપ્ત થાય છે.

વિજેતા રાજા સાથે સુલેહ થઇ જાય, એટલે પછી (પરાજિત રાજાએ) તેને જેટલું હિરણ્ય આપવાનું વચન આપ્યું હોય તે પૈકી અમુક તુર્ત તેણે તેને આપી દેવું, અને બાકીનું ધીમે ધીમે આપી દેવાનું તેણે રાખવું. આ પ્રમાણે કરવાથી પરાજિત રાજા, વિજયી રાજાથી કરાતા રક્ષાવિધાનને લગતા કર્મમાં મંદતા આણી શકશે એટલું જ નહિ, પરંતુ (મોકો જોઇને) તેવા વિજયી રાજાની ઉપર તે અગ્નિ, રસ કે શસ્ત્રનો ઉપયોગ કરીને તેને મ્હાત પણ કરી શકશે. અગર તો, એવા એ વિજયી રાજાના પ્રિયજનો જ્યારે ખંડણી લેવાને અર્થે તેવા પરાજિત રાજાની પાસે જાય, ત્યારે તેણે (પરાજિત રાજાએ) તેમને પોતાના વિશ્વાસમાં લઇ લેવા (ફોડીને પોતાના પક્ષમાં ભેળવી લેવા)નું પણ રાખવું.

અગર જો કોઇ રાજા બધી ય રીતે ક્ષીણ પડી ગયો હોય, તો પછી તેણે પોતાના દુર્ગનો ત્યાગ કરીને નાસી છૂટવું; (પરંતુ) નાસવાની ક્રિયા તેણે કોઈ સુરંગ વાટે કે છિદ્ર માર્ગે કે પ્રાકારભંગ કરીને કરવાની છે.

અગર તો રાત્રિમાં તેણે (જેની ઉપર ચઢાઈ આવી હોય તે રાજાએ) શત્રુને પડકારવો, અને બધી રીતે તૈયારી કરી રાખીને તેણે પોતાની ઉપર (શત્રુ તરફથી) જે હલ્લો લાય તેને ઝીલવો પણ ખરો. આ પ્રમાણે પોતાથી જો ન બની શકે, તો પછી તેણે કોઇ આડવાટે પલાયન કરી દેવું, અગર તો પાંખંડીનો વેષ ધારીને તેણે, અલ્પ પરિજન સાથે છ પાચ ગણી નાખવા; અગર તો પોતાને પ્રેતરૂપે પોતાના જાસુસો ઉપાડીને લઇ જાય, એવી ગોઠવણ તેણે કરી દેવી; અગર તો તેણે વિધવા સ્ત્રીનો વેષ સજીને (લઇ જવાતા પ્રેતની હાઠડીને જેમ કોઇ સ્ત્રી અનુસરે તેમ) નીકળી પડવું; અગર તો કોઇ દેવનિમિત્તે કે શ્રાદ્ધનિમિત્તે કે ઉત્સવનિમિત્તે પોતે લોકોને ખવડાવે છે, એવો ઢોંગ મચાવીને તેણે રસસિદ્ધ ભાત તથા પાણી, દૂષ્ય જનોની મારફત શત્રુસેનામાં વહેંચાવવાં, અને પછી પોતાના ગૂઢ સૈન્યનો ઉપયોગ કરીને તેણે તેવા પોતાના શત્રુ ઉપર તૂટી પડવું; અગર જો તે પોતે પોતાના જ દુર્ગમાં ઘેરાઈ પડે, તો પછી તેણે પ્રથમ પવિત્રાન્ન ખાવું અને એક ચૈત્યની સ્થાપના કરી તેવા ચૈત્ય (મંદિર)માં એક પોલી પ્રતિમા પધરાવી દેવી અને પછી તેની અંદર તેણે પોતે સંતાઇને બેસી જવું; અગર તો કોઇ ભીંતમાં, ગુપ્ત પોલ રખાવાયલ હોય તેમાં કે દેવપ્રતિમા જેમાં પધરાવાયલ હોય તેવા ભૂમિગૃહમાં તેણે પેસી જવું, અને પછી પોતાને કોઇ યાદ કરતું નથી, એવું જ્યારે તેને લાગે, ત્યારે તેણે, રાત્રિકાળે, સુરંગ (ભોંયરા) વાટે પોતાના મહાલયમાં દાખલ થઇને, ત્યાં નિદ્રાવશ થયલ, પોતાના શત્રુનો વધ કરી નાખવો; અગર તો, કોઇ એક, અગાઉથી ગોઠવી રખાયેલ યંત્રને તેણે એવી રીતે છૂટું પડાવી દેવું કે તેના પ્રપાતથી શત્રુનો વધ થઇ જાય; અગર તો પોતાનો શત્રુ જ્યારે કોઇ, (અગાઉથી) વિષયુક્ત પદાર્થથી લીંપાવાયલ, અગર તો સળગી ઉડે તેવા પદાર્થ જેને લગાડી રખાયલ હોય તેવા ગૃહ-

(ખંડ)માં કે લાક્ષાયુક્ત ઓરડામા સૂતેલો હોય, ત્યારે તેને તેણે આગ લગાડી દેવી (એ શ્રેયસ્કર થઈ પડશે.).

પ્રમદવન વિષે કે અન્ય કોઈ વિહારસ્થાનમા શત્રુ જ્યારે પ્રમત્ત બનીને આનન્દોપભોગ કરી રહેલો હોય, ત્યારે ભોંયરામાં કે સુરંગામાં કે ભીંતના કોઈ ગૂઢ પોલાણમા અગાઉથી સંતાઈ બેઠેલા 'તીક્ષ્ણ' કોટીના ગૂઢ પુરુષો મારફત પણ શત્રુનો વધ કરાવી શકાય; અગર તો ગુપ્ત રીતે મોકલાયલ જાસુસો તેને ઝેર આપી દે, અથવા તો ગૂઢસ્ત્રીઓ, તે જ્યારે સૂતેલો હોય ત્યારે તેની ઉપર સર્પોને છોડી મુકે, કે વિષ વેરી દે, કે અગ્નિ ફેંકે, કે તેની આસપાસ વિષમય ધૂમ ફેલાવી દે, એવી સુકિન પણ તે કરી શકશે; અગર તો તેવા શત્રુના અંતઃપુરમા જાસુસો દાખલ થઈ જાય, અને પછી તક મળી આવે એટલે તેઓ પોતાથી જે કાંઇ બની શકે તે કરીને ત્યાથી સટકી જાય (એવી ગોઠવણ પણ થઇ શકે). આવા બધા પ્રસંગોમાં એકબીજાને ઓળખવામા અડચણ ન પડે એટલા માટે સૌએ, પોતપોતાના વર્ગને અર્થે નિશ્ચિત કરાયલ સંજ્ઞા (સ્વજન-સંજ્ઞા)નો ઉપયોગ કરવાનો પણ છે.

તૂરીઓના ઘોષ કરાવીને દ્વારપાળોને તેમ જ વૃદ્ધ જનોને તથા અન્ય-(પર)થી રખાયલ બાતમીદારોને પ્રથમ એકઠા કરવા, અને પછી શત્રુએ બાકી રહેલું કામ પૂરું કરી નાખવું.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના, 'બલિષ્ઠ શત્રુ' સંજ્ઞક બારમા અધિકરણમાનું, 'યોગાતિસંધાન (ગુપ્ત ઉપાયથી શત્રુને કેદ પકડવાનું કામ); દંડાતિસંધાન (સૈન્યની મદદથી શત્રુને પકડવાનું કામ); અને પૂર્ણ જય (એકવિજય)ની પ્રાપ્તિ': એ વિષયને લગતું પાંચમું પ્રકરણ પૂરું થાય છે.)

— બારમું અધિકરણ પણ સમાપ્ત—

# તેરમું અધિકરણ—દુર્ગ મેળવવાના ઉપાય.

## પ્રકરણ ૧.

### કલહ કરાવવા ( ઉપજાપ ) વિષે.

જો કોઇ વિજયાતુર રાજાને, શત્રુનાં ગામડાં પ્રાપ્ત કરી લેવાની ઇચ્છા થઇ આવે, તો તેણે પોતાની સર્વજ્ઞતા તથા પોતાને મળતા દેવસાહાય્ય વિષે ( લોકોમાં ) ખૂબ વાતો ફેલાવવી, અને તેમ કરીને ( એક તરફથી ) તેણે પોતાનાં માણસોમાં ઉત્સાહ પૂરવો અને ( બીજી તરફથી ) પોતાના શત્રુપક્ષને ઉદ્વેગમા નાખી ( પણ ) દેવો.

પોતાની સર્વજ્ઞતાનો ખ્યાલ ( લોકોને ) આપવા સારૂ તેણે આ પ્રમાણે કરવું:—પોતાના મુખ્ય અમલદારોની,ગૃહવિષયક અને ગુહ્ય પ્રવૃત્તિનું જ્ઞાન પોતાને ( રાજાને ) થઇ આવે, એટલે તેમને ( નોકરીમાંથી ) તેણે મોકળા કરી દેવા; (અગર તો) કંટકશોધન કરવાને માટે નિયોજાયલ બાતમીદારો તરફથી પોતાને, જે રાજદ્વેષી લોકોની ( પ્રવૃત્તિ ) વિષે જે બાતમી મળી આવે તેના આધારે તેણે તેવા લોકોને ઉઘાડા પાડી દેવાનું કરવું; ( અગર તો ) જે કોઇ માર્ગગ્રહણ કરવાને માટે તેને પોતાને સૂચના અપાઇ હોય તે માર્ગે વિચરવામાં અનર્થ કેટલા પ્રમાણમાં રહેલો છે તે તેણે બતાવી દેવું; અને ( વળી ) પોતાથી પળાયલાં કબૂતરોથી અણાતા મુદ્રાંકિત પત્રો ઉપરથી, વિદેશોમા ચાલી રહેલ પ્રવૃત્તિઓનું તેને પોતાને જ્યારે જ્યારે જ્ઞાન થઇ આવે, ત્યારે ત્યારે તેણે, તે પ્રકારનું જ્ઞાન (પોતાને, જાણે કે, અદષ્ટસંસર્ગવિદ્યાની તથા સંજ્ઞા ( શાસ્ત્ર )ની મદદથી થઇ આવતું હોય, એવું દેખાડવાનો પ્રયત્ન પણ કરવો.

દેવો તેને પોતાને આવી મળે છે, એવી વાત ચલાવવાને વાસ્તે તેણે આ પ્રમાણે ઉપાય રચવા:—અગ્નિદેવતા કે ચૈત્યદૈવતાના વેષમાં રખાયલાં

(ખંડ)માં કે લાક્ષાયુક્ત ઓરડામાં સૂતેલો હોય, ત્યારે તે લગાડી દેવી (એ શ્રેયસ્કર થઈ પડશે.).

પ્રમદવન વિષે કે અન્ય કોઈ વિહારસ્થાનમાં શત્રુ જ્યારે આનન્દોપભોગ કરી રહેલો હોય, ત્યારે ભોંયરામાં કે સુરંગ કોઈ ગૂઢ પોલાણમા અગાઉથી સંતાઈ બેઠેલા 'તીક્ષ્ણ' દ્વા મારફત પણ શત્રુનો વધ કરાવી શકાય; અગર તો ગુપ્ત જાસુસો તેને ઝેર આપી દે, અથવા તો ગૂઢસ્ત્રીઓ, તે ત્યારે તેની ઉપર સર્પોને છોડી મુકે, કે વિષ વેરી દે, કે આસપાસ વિષમય ધૂમ ફેલાવી દે, એવી યુક્તિ પણ તે તો તેવા શત્રુના અંતઃપુરમાં જાસુસો દાખલ થઈ મળી આવે એટલે તેઓ પોતાથી જે કાંઇ બની શકે જાય (એવી ગોઠવણ પણ થઇ શકે). આવા બધા ઓળખવામાં અડચણ ન પડે એટલા માટે સૌએ અર્થે નિશ્ચિત કરાયલ સંજ્ઞા (સંકેત–સંજ્ઞા

એવી વાત, તેઓ પરરાજ્યોમા પણ ફેલાવે (એવી યુક્તિ પણ રચી શકાશે). વળી જે લોકો દૈવજ્ઞ હોય, કે પ્રશ્ન જોનારા હોય, કે શકુનઅપશકુન કહેનારા હોય તેઓ—'સ્વપ્નવિદ્યામા તથા પશુપક્ષીની ભાષા સમજવાના વિષયમાં રાજાએ વિજય મેળવેલો છે'—એમ કહેતા રહે તેમ પણ કરી શકાય. આવા લોકોએ—'શત્રુમાં એથી ઉલટા ગુણો રહેલા છે'—એવી વાત ચલાવવી એટલું તો નહિ, પરંતુ શત્રુ જે કાળે જન્મ્યો હોય તે દિવસે આકાશમાથી દુંદુભિના નાદ સાથે ઉલ્કાપાત થતો હોય, એવા પ્રકારનો દેખાવ તેમણે (શત્રુના) લોકોને બતાવી દેવો પણ ખરો.

વિજયાતુર રાજાના મુખ્ય દૂતોએ શત્રુ ( રાજા )ના મિત્રો બની જવું, અને પછી તેની આગળ તેમણે તેવા વિજયાતુર રાજા (પોતાના સ્વામી)ની સત્કારબુદ્ધિના, તેના પોતાના પક્ષબળના, તથા તેણે તેના પોતાના શત્રુને નષ્ટ કરી નાખવાને કરી રાખેલી તૈયારીના વખાણ વધારીવધારીને કરવા. વળી પોતાના સ્વામી (વિજયાતુર રાજા)ના અમાત્યો તથા સૈનિકોના યોગ-ક્ષેમ પરત્વે પણ તેમણે તેના શત્રુરાજાની પાસે પ્રશંસા કરવી એટલું તો નહિ, પરંતુ એ પોતાનો સ્વામી ( વિજયાતુર રાજા ) પોતાના માણસોને પોતાનાં છોકરા રૂપ ગણીને તેમના સુખે સુખનો અને તેમના દુઃખે દુઃખનો અનુભવ કરી રહે છે, એવું પણ તેમણે (તે દૂતોએ) તે (શત્રુરાજા)ને જણાવી દેવુ જોઇએ. (અર્થાત્) આવા આવા અને પૂર્વનિર્દિષ્ટ ઉપાયો રચીને તેમણે પરપક્ષ ( શત્રુના માણસો )ને ઉત્સાહિત કરવો ( ઉશ્કેરી મુકીને પોતાના રાજાના પક્ષમા વાળી લેવા) એટલું જ નહિ, પરંતુ નીચે બતાવાયલા ઉપાયો પણ તેમણે ( પોતાના કાર્યને સિદ્ધ કરવાના હેતુથી ) રચી કાઢવાઃ—

દક્ષ મનુષ્યોની આગળ શત્રુને સાધારણ ગર્દભ જેવો બતાવવો; તેના લશ્કરી અમલદારોની પાસે તેને, તૂટી પડેલ 'લકુચ' નામના વૃક્ષની શાખા રૂપે ચીતરવોઃ ઉદ્વિગ્ન મનુષ્યો આગળ તેનું વર્ણન, કંઠ ઉપર પડી રહેલ કુરચના ( કૂલેનક )ના જેવું કરવું, જે લોકો તેના હાથે વિમાનિત થયલા હોય તેમની આગળ તેને વિદ્યુત્-વૃષ્ટિ (અશનિપાત) રૂપે ઓળખાવવો; જે

જાસુસો, કોઇ છિદ્રમાર્ગે અગ્નિમધ્યે કે ચૈત્ય (મંદિર) વિષે કે કોઈ પોલી પ્રતિમામા પ્રવિષ્ટ થઇ બેસે એમ કરવું, અને પછી તેમની સાથે તેણે (રાજાએ) વાતચીત કરવી, અથવા તો તેમની પૂજા કરવાને મંડી પડવું; (અગર તો) નાગોનાં દેવદેવીઓ રૂપ બનીને પાણીમાથી પ્રકટ થઇ આવતા બાતમીદારો સાથે તેણે પોતે વાર્તાલાપ કરવો તથા તેમનું પૂજન પણ તેણે કરવું; (અગર તો) સમુદ્રફેન સળગાવાવીને તેણે તેમને, રાત્રિના સમયે, સમુદ્રમાં તરતા મુકાવી દેવા, અને તેમ કરીને તેણે, અગ્નિમાલાનો દેખાવ ઉભો કરી દેવો; (અગર તો) એક પાટિયાને દોરડાથી ખડક સાથે બંધાવી દઇને તે ઉપર તેણે પોતે પાણીમાં બેસવું (અને તેમ કરીને પોતે, જાણે કે પાણી ઉપર અદ્ધર બેસી શકે છે, એવો દેખાવ ઉભો કરી દેવો); (અગર તો) બહુકરીને રાત્રિના સમયે પાણીમા ખેલ કરતા જાદુગરો, જળમા વસતા પ્રાણીઓના પેટ તથા જરાયુની મદદથી પોતાના માથા તથા નાકને ઢાકી દઇને જેમ પોતાનાં નાક ઉપર રાતા ચાઠાવાળાં હરિણોના આંતરડાઓમાથી કઢાયલ તેલ તેમ જ કર્કટ, કૂર્મ, શિંશુમાર અને નક્રના માસમાથી કઢાયલ દ્રવ ચોપડી દે છે તેમ (પણ) તે (રાજા) કરી શકશે; (અગર તો) જળ વિષે એવા બધા ખેલ ચાલી રહેલ હોય તે વખતે જાણે કે, પોતે, વરુણકન્યાઓ તથા નાગકન્યાઓ જોડે વાતચીત કરી રહેલો હોય એવો દેખાવ તેણે કરી બતાવવો; અને વળી પોતે જ્યારે કોપે ભરાયો હોય ત્યારે તેણે, પોતાના મુખમાથી ધુમાડાના ગોટા ઉપર ગોટા નીકળતા રહે, એવી યુક્તિ પણ રચી દેવી.

વળી,–' રાજા દેવો સાથે સંબંધ ધરાવે છે:'–એવી વાત, જોષીઓ–મૌહૂર્ત્તિકો–પૌરાણિકો,અને ક્ષણિકો (ઘડીપળ જોઇ ભવિષ્ય ભાખનારાઓ) તેમ જ ગૂઢપુરૂષો તથા તેમનું સાચિવ્ય કરનારાઓ અને જે લોકોએ પૂર્વોક્ત પ્રકારના દેખાવો જોયલા હોય તે લોકો આખા ય રાજ્યમાં કહેતા ફરે (એવી ગોઠવણ પણ તે કરી શકે), એ જ પ્રમાણે–' એ વિજેતા (રાજા)ને દેવો દર્શન દે છે અને તેને દિવ્યકોશ તથા દિવ્ય શસ્ત્રાસ્ત્ર પ્રાપ્ત થયલ છે'–

એવી વાત, તેઓ પરરાજ્યોમાં પણ ફેલાવે (એવી યુક્તિ પણ રચી શકાશે). વળી જે લોકો દૈવજ્ઞ હોય, કે પ્રશ્ન જોનારા હોય, કે શકુનઅપશકુન કહેનારા હોય તેઓ—' સ્વપ્નવિદ્યામાં તથા પશુપક્ષીની ભાષા સમજવાના વિષયમાં રાજાએ વિજય મેળવેલો છે'—એમ કહેતા રહે તેમ પણ કરી શકાય. આવા લોકોએ—'શત્રુમાં એથી ઉલટા ગુણો રહેલા છે'—એવી વાત ચલાવવી એટલું તો નહિ, પરંતુ શત્રુ જે કાળે જન્મ્યો હોય તે દિવસે આકાશમાંથી દુંદુભિના નાદ સાથે ઉલ્કાપાત થતો હોય, એવા પ્રકારનો દેખાવ તેમણે (શત્રુના) લોકોને બતાવી દેવો પણ ખરો.

વિજયાતુર રાજાના મુખ્ય દૂતોએ શત્રુ ( રાજા )ના મિત્રો બની જવું, અને પછી તેની આગળ તેમણે તેવા વિજયાતુર રાજા (પોતાના સ્વામી)ની સત્કારબુદ્ધિના, તેના પોતાના પક્ષબળના, તથા તેણે તેના પોતાના શત્રુને નષ્ટ કરી નાખવાને કરી રાખેલી તૈયારીનાં વખાણ વધારીવધારીને કરવા. વળી પોતાના સ્વામી (વિજયાતુર રાજા)ના અમાત્યો તથા સૈનિકોના યોગક્ષેમ પરત્વે પણ તેમણે તેવા શત્રુરાજાની પાસે પ્રશંસા કરવી એટલું તો નહિ, પરંતુ એ પોતાનો સ્વામી ( વિજયાતુર રાજા ) પોતાના માણસોને પોતાનાં છોકરા રૂપ ગણીને તેમના સુખે સુખનો અને તેમના દુઃખે દુઃખનો અનુભવ કરી રહે છે, એવું પણ તેમણે (તે દૂતોએ) તે (શત્રુરાજા)ને જણાવી દેવું જોઇએ. (અર્થાત્) આવા આવાઅને પૂર્વનિર્દિષ્ટ ઉપાયો રચીને તેમણે પરપક્ષ ( શત્રુના માણસો )ને ઉત્સાહિત કરવો ( ઉશ્કેરી મૂકીને પોતાના રાજાના પક્ષમાં વાળી લેવા) એટલું જ નહિ, પરંતુ નીચે બતાવાયલ ઉપાયો પણ તેમણે ( પોતાના કાર્યને સિદ્ધ કરવાના હેતુથી ) રચી કાઢવાઃ—

દક્ષ મનુષ્યોની આગળ શત્રુને સાધારણ ગર્દભ જેવો બતાવવો; તેના લશ્કરી અમલદારોની પાસે તેને, તૂટી પડેલ 'લકુચ' નામના વૃક્ષની શાખા રૂપે ચીતરવોઃ ઉદ્વિગ્ન મનુષ્યો આગળ તેનું વર્ણન, કંઠ ઉપર પડી રહેલ કુરચલા ( કુલૈનક )ના જેવું કરવું, જે લોકો તેના હાથે વિમાનિત થયેલા હોય તેમની આગળ તેને વિદ્યુત્‌વૃષ્ટિ (અશનિપાત) રૂપે ઓળખાવવોઃ જે

જાસુસો, કોઇ છિદ્રમાર્ગે અગ્નિમધ્યે કે ચૈત્ય (મંદિર) વિષે કે કોઈ પોલી પ્રતિમામાં પ્રવિષ્ટ થઇ બેસે એમ કરવું, અને પછી તેમની સાથે તેણે (રાજાએ) વાતચીત કરવી, અથવા તો તેમની પૂજા કરવાને મંડી પડવું; (અગર તો) નાગોનાં દેવદેવીઓ રૂપ બનીને પાણીમાંથી પ્રકટ થઇ આવતા બાતમીદારો સાથે તેણે પોતે વાર્તાલાપ કરવો તથા તેમનું પૂજન પણ તેણે કરવું; (અગર તો) સમુદ્રફેન સળગાવાવીને તેણે તેમને, રાત્રિના સમયે, સમુદ્રમાં તરતા મુકાવી દેવા, અને તેમ કરીને તેણે, અગ્નિમાલાનો દેખાવ ઉભો કરી દેવો; (અગર તો) એક પાટિયાને દોરડાથી ખડક સાથે બંધાવી દઇને તે ઉપર તેણે પોતે પાણીમાં બેસવું (અને તેમ કરીને પોતે, જાણે કે પાણી ઉપર અદ્ધર બેસી શકે છે, એવો દેખાવ ઉભો કરી દેવો); (અગર તો) બહુકરીને રાત્રિના સમયે પાણીમાં ખેલ કરતા જાદુગરો, જળમાં વસતા પ્રાણીઓના પેટ તથા જરાયુની મદદથી પોતાના માથા તથા નાકને ઢાંકી દઇને જેમ પોતાનાં નાક ઉપર રાતાં ચાઠાવાળાં હરિણોના આંતરડાઓમાથી કઢાયલ તેલ તેમ જ કર્કટ, કૂર્મ, શિંશુમાર અને નક્રના માસમાંથી કઢાયલ દ્રવ ચોપડી દે છે તેમ (પણ) તે (રાજા) કરી શકશે; (અગર તો) જળ વિષે એવા બધા ખેલ ચાલી રહેલ હોય તે વખતે જાણે કે, પોતે, વરુણકન્યાઓ તથા નાગકન્યાઓ જોડે વાતચીત કરી રહેલો હોય એવો દેખાવ તેણે કરી બતાવવો; અને વળી પોતે જ્યારે કોપે ભરાયો હોય ત્યારે તેણે, પોતાના મુખમાથી ધૂમાડાના ગોટા ઉપર ગોટા નીસરતા રહે, એવી યુક્તિ પણ રચી દેવી.

વળી,–' રાજા દેવો સાથે સંબંધ ધરાવે છે:'–એવી વાત, જોષીઓ–મૌહૂર્તિકો–પૌરાણિકો, અને ક્ષણિકો (ઘડીપળ જોઇ ભવિષ્ય ભાખનારાઓ) તેમ જ ગૂઢપુરુષો તથા તેમનું સાચિવ્ય કરનારાઓ અને જે લોકોએ પૂર્વોક્ત પ્રકારના દેખાવો જોયલા હોય તે લોકો આખા ય રાજ્યમાં કહેતા ફરે (એવી ગોઠવણ પણ તે કરી શકે). એ જ પ્રમાણે–' એ વિજેતા (રાજા) ને દેવો દર્શન દે છે અને તેને દિવ્યકોશ તથા દિવ્ય શસ્ત્રો પ્રાપ્ત થયલ છે'–

એવી વાત, તેઓ પરરાજ્યોમાં પણ ફેલાવે (એવી યુક્તિ પણ રચી શકાશે). વળી જે લોકો દૈવજ્ઞ હોય, કે પ્રશ્ન જોનારા હોય, કે શકુનઅપશકુન કહેનારા હોય તેઓ—' સ્વપ્નવિદ્યામાં તથા પશુપક્ષીની ભાષા સમજવાના વિષયમાં રાજાએ વિજય મેળવેલો છે'—એમ કહેતા રહે તેમ પણ કરી શકાય. આવા લોકોએ–'શત્રુમાં એથી ઉલટા ગુણો રહેલા છે'—એવી વાત ચલાવવી એટલું તો નહિ, પરંતુ શત્રુ જે કાળે જન્મ્યો હોય તે દિવસે આકાશમાથી દુંદુભિના નાદ સાથે ઉલ્કાપાત થતો હોય, એવા પ્રકારનો દેખાવ તેમણે (શત્રુના) લોકોને બતાવી દેવો પણ ખરો.

વિજયાતુર રાજાના મુખ્ય દૂતોએ શત્રુ ( રાજા )ના મિત્રો બની જવું, અને પછી તેની આગળ તેમણે તેવા વિજયાતુર રાજા (પોતાના સ્વામી)ની સત્કારબુદ્ધિના, તેના પોતાના પક્ષબળના, તથા તેણે તેના પોતાના શત્રુને નષ્ટ કરી નાખવાને કરી રાખેલી તૈયારીનાં વખાણ વધારીવધારીને કરવા. વળી પોતાના સ્વામી (વિજયાતુર રાજા)ના અમાત્યો તથા સૈનિકોના યોગક્ષેમ પરત્વે પણ તેમણે તેવા શત્રુરાજાની પાસે પ્રશંસા કરવી એટલું તો નહિ, પરંતુ એ પોતાનો સ્વામી ( વિજયાતુર રાજા ) પોતાનાં માણસોને પોતાનાં છોકરા રૂપ ગણીને તેમના સુખે સુખનો અને તેમના દુઃખે દુઃખનો અનુભવ કરી રહે છે, એવું પણ તેમણે (તે દૂતોએ) તે (શત્રુરાજા)ને જણાવી દેવું જોઇએ. (અર્થાત્) આવા આવા અને પૂર્વનિર્દિષ્ટ ઉપાયો રચીને તેમણે પરપક્ષ ( શત્રુના માણસો )ને ઉત્સાહિત કરવો ( ઉશ્કેરી મુકીને, પોતાના રાજાના પક્ષમાં વાળી લેવા) એટલું જ નહિ, પરંતુ નીચે બતાવાયલ ઉપાયો પણ તેમણે ( પોતાના કાર્યને સિદ્ધ કરવાના હેતુથી ) રચી કાઢવાઃ—

દક્ષ મનુષ્યોની આગળ શત્રુને સાધારણ ગર્દભ જેવો બતાવવો; તેના લશ્કરી અમલદારોની પાસે તેને, તૂટી પડેલ 'લકુચ' નામના વૃક્ષની શાખા રૂપે ચીતરવો; ઉદ્વિગ્ન મનુષ્યો આગળ તેનું ,પૂર્ણ ન, કદ ઉપર પડી રહેલ કરચલા ( કુલૈનક )ના જેવું કરવું; જે લોકો તેના હાથે વિમાનિત થયલા હોય તેમની આગળ તેને વિદ્યુત્-વૃષ્ટિ (અશનિ?) રૂપે ઓળખાવવો; જે

મનુષ્યો તેનાથી હતાશ થયલા હોય તેમની આગળ તેને એક સાંઢિકડા રૂપે, કે અફળાઉ વૃક્ષરૂપે, કે લોહપિંડ રૂપે, અગર તો ખાલી વાદળા (કૈતવજમેઘ) રૂપે વર્ણવવો; જેમણે તેની કરેલી અતિપૂજા અફલ જવાથી જે મનુષ્યો તે (શત્રુ)ના દ્વેષી બની રહેલા હોય તેમની આગળ તેને, કુરૂપ (દુર્ભગા) સ્ત્રીથી ધારણ કરાતા અલંકારોની સાથે સરખાવી દેવો; તેના પ્રિયજનોની પાસે તેને વ્યાઘ્રચર્મ રૂપે કે મૃત્યુપાશ રૂપે આલેખવાનું રાખવું; અને જે લોકો તેને ઉપકારક થઇ રહતા હોય તેમની સમક્ષ તેને પીલુકાષ્ઠ ખાનાર, અગર તો ગધેડીના દૂધને વલોવનાર કે ઊંટડીના ક્ષીરમાથી માખણ કાઢનાર તરીકે ઓળખાવી (પણ) દેવો.

શત્રુપક્ષના મનુષ્યોને આવી કોઇ પણ વાત ઠસી જાય, એટલે પછી માનઅકરામ મેળવવાને માટે તેમને વિજ્યોત્સુક રાજા કને મોકલી આપવાની યોજના તેમણે (પ્રણિધીઓએ) કરી દેવી. શત્રુપક્ષના જે લોકોને દ્રવ્યભક્ત (ધન તથા અન્ન) અપેક્ષિત હોય તેમને દ્રવ્યભક્ત પૂરા પાડીને ઉપકૃત કરી દેવા. પરંતુ જે લોકો એવું કાંઇ લેવાને ખુશી ન હોય તેમને તો તેમના બાયડીછોકરાંને અર્થે અલંકારાદિ આપવાનું રાખવું (એ જ ઇષ્ટ થઇ પડશે).

દુકાળથી તેમ જ ચોર તથા જંગલી મનુષ્યો તરફથી થઇ આવતા ઉપદ્રવને લીધે જ્યારે શત્રુપ્રજા અનુત્સાહી બની ગયલી હોય, ત્યારે વિજ્યોત્સુક રાજાના જાસુસોએ તેની આગળ આ પ્રમાણે કહેવું:—"ચાલો, રાજા પાસે જઇને તેની કૃપા આપણે યાચીએ; અને તે જો મીઠી નજર ન બતાવે, તો પછી આપણે અન્ય સ્થળે જતા (પણ) રહેશું;" અને તેમ કરીને તેમણે તેમનામા અસંતોષના બીજ વાવી દેવાં.

જો શત્રુપ્રજા આવી વાતને કબૂલ રાખે, તો પછી તેમને દ્રવ્ય, ધાન્ય અને (અન્ય) આવશ્યક સાહચ્ય આપવાની ગોઠવણ (પણ) કરી દેવી, અને તે પ્રમાણે રચાતા મહાઅદ્દભુત ઉપજાપની મદદથી તેમની પાસે સાચિવ્ય કરાવવાની પેરવી (પણ) કરી લેવી.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાના "દુર્ગ મેળવવાના ઉપાય"-એ સંજ્ઞાવાળા તેરમા અધિકરણમાનું, "કલહ ફગવવા (ઉપજાપ) વિષે"-એ એ નામનું પહેલું પ્રકરણ પૂરૂં થાય છે)

---

## પ્રકરણ ૨.

### ગુપ્ત યુક્તિથી રાજાઓને અપાતું પ્રલોભન.

પોતાનું વય ચારસો વર્ષનું હોવાનો ઢોંગ કરીને કોઇ એક મુંડાવાળા કે જટાધારી પણ પર્વતગુહાવાસી તપસ્વીએ, તેના પોતાના જટાધારી અનેક શિષ્યો સહિત, શત્રુનગરની પાસે પડાવ નાખી દેવો. પછી એના એ શિષ્યોએ (શત્રુ)રાજા તથા તેના અમાત્યો પાસે જઇને તેમને તેમણે મૂળફલની ભેટ આપવી એટલું તો નહિ, પરંતુ એ સર્વને તેમણે, ભગવ-૫ દ્દર્શન (પોતાના ગુરૂના દર્શન) કરવા આવવાને માટે વિજ્ઞાપના પણ કરવી. (પછી એ પ્રમાણે) રાજા જ્યારે (એ ગુરૂ બની બેઠેલા) તપસ્વીના સ્થાનકમા આવે, ત્યારે તે તપસ્વીએ તેની કને, પૂર્વે થઇ ગયેલા રાજાઓ સંબંધી હકીકત વર્ણવવા માંડવી અને પછી તેણે તેનેઆ પ્રમાણે કહેવું.- "જ્યારે જ્યારે હું મારૂં સોમુ વર્ષ પૂરૂં કરૂ છું, ત્યારે ત્યારે અગ્નિપ્રવેશ કરીને હું બાલ અવસ્થાને પુનઃ પુનઃ પ્રાપ્ત કરી લઉં છુ; હવે ચોથીવાર હું તમારી નજર આગળ અગ્નિપ્રવેશ કરીશ; એ પ્રસંગે આપ પોતે હાજર રહીને મને માનયુકત કરો એ જરૂરનું છે; આપને જોઇએ તે ત્રણ વર આપ મારા પાસેથી માગી લો." આ બધી વાત રાજાને ગળે ઉતરે, એટલે પછી તેણે તેને, તેનાં પોતાનાં બાયડીછોકરાં સહિત યજ્ઞકર્મ જોવા અર્થે, તે સ્થાન વિષે સાત રાત્રિ પર્યંત આવી રહેવાનું આમંત્રણ આપી દેવું. અને એ પછી જ્યારે તે (રાજા ત્યાં) આવે, ત્યાર તેણે તેને પકડીને કેદ કરી લેવો.

કોઈ, મુંડાવાળા કે જટાધારી તપસ્વીએ પોતાની સાથે જટાધારી અનેક શિષ્યો રાખીને, ભૂગર્ભ વિષે ગ્હેલ વસ્તુ જાણવાની શક્તિ પોતાનામાં છે-એવુ બતાવવાનો ઢોંગ મચાવવો, અને પછી થોડીમાં તરમોળ કરેલ એક પટકો એક વેણુશલાકાને વીંટીને તેણે તેના ઉપર સુવર્ણચૂર્ણ ભરભરાવી દેવુ અગર તો એક સર્પ જેમાં પેસીને રહી શકે તેવી સુવર્ણનાલિકા તેણે તૈયાર કરવી, અને પછી એ બે પૈકી કોઈને તેણે રાફડામાં ખોસી દેવી. આટલુ થઈ જાય એટલે પછી તેના કોઈ એક શિષ્યે રાજાને આ પ્રમાણે કહેવુ.- "પુષ્પિત નિધિ ક્યાં છે તે આ સિદ્ધપુરૂષના જાણવામાં છે." આ વાતની ખરાઇ કરવાના હેતુથી રાજા જો તેને પૂછે, તો "-હા તેમ જ"-એમ તે તપસ્વીએ બોલવુ, અને પછી પોતાના વચનની સત્યતા બતાવી દેવાના હેતુથી તેણે ( પેલા રાફડામાં ખોસી રખાયલ શલાકા કે નાલિકાને બહાર ખેંચી કાઢીને ) પુરાવો ( પણ ) આપી દેવો; અગર તો તે રાફડામાં તેણે થોડુક વધારે હિરણ્ય ગોઠવી રાખીને રાજાને આ પ્રમાણે કહેવું પણ ખરું:- "આ નિધિ નાગરક્ષિત હોઇને પ્રણિપાત વડે તે સાધ્ય થઇ શકશે." જો રાજા, એ પ્રમાણે કરવાની કબૂલિયત આપે, તો પછી તેણે તેને એ ઠેકાણે પ્રધારવાની અને પૂર્વે કહેવાઇ ગયું છે તે પ્રમાણે કરવાની વિજ્ઞાપના કરી દેવી, અને પછી ઉપર સૂચવાઇ ગયલ છે તે પ્રમાણે તેણે બાકીનું કામ પૂરૂં કરી નાખવુ.

ગુપ્ત ખજાનો ગોતી કાઢવાનું સામર્થ્ય પોતાનામાં રહેલું છે, એવો ઢોંગ મચાવીને કોઇ એક તપસ્વી જ્યારે તેજનાગ્નિયુક્ત થઇને ( જાદુઇ અગ્નિજ્વાળાયુક્ત પોતાના શરીરને બનાવીને) એકાંતમાં બેસે, એટલે પછી તેના જે શિષ્યો બનેલા હોય તેમણે-" આ સિદ્ધ પુરૂષ ખજાનાને ગોતી કાઢવાની શક્તિ ધરાવે છે"-એમ (શત્રુ)રાજા પાસે જઇને વાત કરવી. આ ઉપરથી રાજા તેમને જે કાંઇ કામ બતાવે તે કામ કરવાનુ તેમણે શરૂ કરી દેવુ, અને રાજા પોતે ત્યાં આવીને સાત રાત્રિઓ પર્યંત રહે, એવી માઝાના

પણ તેમણે તેની કને કરી દેવી; અને પછી જ્યારે રાજા આવે, ત્યારે પૂર્વે સૂચવાઇ ગયલ છે તે પ્રમાણે કરી નાખવાનું રાખવું.

વળી સિદ્ધ પુરૂષના વેષમાં રહેલો કોઇ જાસુસ જંભકવિદ્યા ( જાદુ ) ની મદદથી ( શત્રુ )રાજાને ફસાવીને તેના પરત્વે ઉપર પ્રમાણે કરી પણ શકે.

પોતે કોઇ દેશદેવતાનો આશ્રય મેળવી શકેલ છે, એવો ઢોંગ મચાવીને કોઇ એક તપસ્વીવેષધારી જાસુસ જાદુઇ પ્રયોગો કરીને પ્રથમ ( શત્રુ ) રાજાના મુખ્ય અમાત્યોને છેતરી નાખે, અને પછી ધીમેધીમે રાજાને પોતાને પણ પોતાની જાળમાં ફસાવી લઇ શકે ( પણ ખરો. ).

વળી કોઇ એક જટાધારી તપસ્વીના વેષમાં જાસુસે સુરંગ મારફત કે ભૂમિગૃહ મારફત પાણીમા કે કોઇ પ્રતિમાની અંદર વાસ કરી દેવો, અને તેના શિષ્યોએ તેને વરૂણદેવ રૂપે કે નાગરાજ રૂપે ઓળખાવવાને મંડી પડવું એટલું તો નહિ, પરંતુ તેમણે તે વાત રાજાના કાને પણ પહોચાડી દેવી પછી રાજાને જે કાંઇ ઇચ્છા થઇ આવી હોય તે સિદ્ધ કરી આપવાને બ્હાને રાજાને તેગણે તે તપસ્વીના સ્થાનકમાં સાત રાત્રિઓ સુધી રહેવાને બોલાવવો, અને પછી ત્યાં, ઉપર કહેવાઇ ગયા પ્રમાણે તેના સંબધમાં કરી લેવું.

કોઇ એક જાસુસે સિદ્ધપુરૂષનો વેષ લઇને ( શત્રુ રાજાના ) જનપદ-ના અંતભાગ વિષે જઇને મુકામ નાખવો, અને ત્યા શત્રુદર્શન કરવા અર્થે તેણે રાજાને બોલાવવો; પછી જે બિબને નષ્ટ કરી નાખવાનું હોય તે બિબમાં તેનાથી કરાતા શત્રુના આવાહનકાળે રાજા જેવો ( દર્શનાર્થે ) હાજર થાય કે તુર્ત તેને ત્યા સપડાવી દઇને તેણે મારી ( પણ ) નાખવો.

જાસુસોએ સોદાગરના વેષમાં ઘોડાઓ વેચવાને નીકળી પડવું, અને પછી તેમણે પોતાની પાસેના ઘોડાઓ જોવાતપાસવાને તથા તેમની ખરીદી કરવાને ( શત્રુ )રાજાને આમંત્રણ પણ આપવું. રાજા, એ પ્રમાણે આવે અને ઘોડા તપાસવાના કામમા મશગુલ થઇ જાય એટલે તેમણે, તે સમયે

મચી રહેતા ગડબડાટનો લાભ લઇને તેને મારી નાખવો, અગર તો ઘોડાઓએ તેને કચરીને મારી નાખે, એવી તજવીજ તેમણે કરી દેવી

'તીક્ષ્ણ' કોટીના જાસુસોએ શત્રુરાજાના નગરના પાડોસમાં આવેલ કોઇ ચૈત્યમાં રાત્રિના સમયે જઇ પહોંચવું, અને ત્યાં રહીને તેમણે, કુંભમાં રખાયલ અગ્નિને નળીઓ કે ભૂંગળીઓની મદદથી ધમતાંધમતાં આ પ્રમાણે, રાડો પાડી પાડીને બોલવું પણ ખરું :—"રાજાનું કે તેના મુખ્ય મુખ્ય અમલદારોનું માસ અમે ખાવાના; આપણે પૂજાવિધિ ચાલુ રાખો." (આમ એક તરફથી થાય એટલે પછી બીજી તરફથી ) જે જાસુસો-એ નૈમિત્તિકો તથા મૌહૂર્તિકોનો વેષ ધારણ કરેલો હોય તેમણે તે વાત ફેલાવવાને મંડી (પણ) પડવું.

વળી જે જાસુસોએ નાગદેવતાઓનો વેષ લીધો હોય તેમણે પોતાના શરીરને તેજનતૈલ ચોપડીને કોઇ પવિત્ર જળાશય કે તળાવમાં, રાત્રિના સમયે જઇને ઉભી જવું, અને પછી પોતાના અગોમય શકિતમુસલોને સજ્જ કરતા કરતાં તેમણે, ઉપર કહેવાઇ ગયા પ્રમાણે બૂમ પાડવાનું પણ શરૂ કરી દેવું.

પોતે રાક્ષસો છે એવું બતાવવાને માટે જાસુસોએ રીછના ચામડાં પહેરવાં, અને પોતાનાં મુખોમા આગના ભડકા તથા ધૂમાડાના ગોટેગોટા નીસરતા રહે એવી યુક્તિ પણ તેમણે રચી દેવી. પછી તેમણે અપસવ્ય વિધિએ ત્રણ ફેરા નગરની આસપાસ ફરવા, અને પછી જે જગ્યાએ શિયાળવા અને મૃગો ચિત્કાર પાડી રહેલા હોય તે જગ્યાએ રહીને, પૂર્વોક્ત પ્રકારે અવાજો નાખવાને મંડી પડવુ; અગર તો તેજનતૈલ* જેના ઉપર ચોપડેલું હોય તેવા અભ્રકપટલ (અબરખ)થી આચ્છાદિત કોઈ એક ચૈત્ય કે દેવપ્રતિમાને તેમણે રાત્રિના સમયે આગ લગાડી દેવી, અને પછી, ઉપર બતાવ્યા પ્રમાણે તેમણે બૂમરાણ કરી (પણ) મુકવું. બીજા જાસુસોએ એ વાત ફેલાવી દેવી; અગર તો ( હરકોઇ યુક્તિ રચીને) તેમણે, દેવપ્રતિમાઓ-

* જુવો અધિ૦ ૧૪, પ્ર૦ ૨-

માંથી લોહીની નદીઓ વહે તેમ કરી દેવું. બીજા જાસુસોએ આ વાતને ફેલાવી દેવી એટલુ તો નહિ, પરંતુ-'જે કોઇ ખરો મર્દ હોય તેણે આવીને, દેવપ્રતિમામાથી વહેતા લોહીને જોઈ લેવુ'-એવો પડકારો પણ કરી દેવો. આ પડકારને જે કોઇ ઝીલી લે ( અને આવે ) તેને તેમણે લોહમુસલો વડે ધાખીધાખીને મારી નાખવો, અને તે જાણે કે રાક્ષસોના હાથે મરાઇ ગયો છે એવુ તેમણે બતાવી દેવુ. આ અદ્ભુત કર્મ જેમણે જોયું હોય તેઓ તથા (અન્ય) સત્રીઓ રાજા પાસે જઇને આ વાત પણ કરે. પછી નૈમિત્તિક અને મૌહૂર્તિકના વેષમા જે જાસુસો ફરતા હોય તેઓ રાજા પાસે જઇને તેને, શાતિકર્મ તથા પ્રાયશ્ચિત કરવાને સમજાવે એટલું જ નહિ, પણ-"જો એમ કરવામા નહિ આવે, તો પછી રાજા અને દેશઃ એ ઉભય ઉપર આફત આવી પડશે"- એમ તેમણે તેને કહેવું પણ ખરૂં. રાજા, આ પ્રમાણે અપાયલ સલાહ કબૂલ રાખે, એટલે પછી સાત દિવસ સુધી દરેક રાત્રિએ રાજા પોતે મંત્રો ભણતો ભણતો બલિ આપે તથા હોમકર્મ કરે એવી ગોઠવણ તેમણે કરી દેવી; અને એ પ્રમાણે એ જ્યારે કરતો હોય, ત્યારે તેને, ઉપર કહેવાઇ ગયું છે તે પ્રમાણે ઉકેલી પણ નાખવો.

બીજા રાજાઓને છળવાની ઇચ્છા જો કોઇ વિજયોત્સુક રાજાને થઇ આવે, તો તેણે પોતે, પૂર્વોકત પ્રકારના પ્રતીકારો રચવા અને તેમ કરીને, તે પ્રમાણે કરવાનો ધડો (ઉપદેશ) તેણે બીજાઓને આપવો પણ ખરો.

યોગદર્શનપ્રતીકાર (અકુદરતી બનાવો સામે ઉપાય) કરવાના નિમિત્તે તેણે (વિજયાતુર રાજાએ) પોતાની પ્રજા પાસેથી દ્રવ્ય કઢાવીને તેનો સંગ્રહ પણ કરી લેવો.

જો શત્રુને હાથી બહુ ગમતા હોય, તો પછી હસ્તિવનપાલથી ઉછેરામલા હાથીઓમા જે કોઇ સુદર હોય તેને લઇ જઇને જાસુસોએ તેની (શત્રુની) નજરે પાડી દેવો. લોભાઇને શત્રુ જો એવા હાથી પકડવાનુ કરે, તો પછી તેમણે યુકિત કરીને જગલના ગહનમા ગહન ભાગ તરફ તેને ખેચી

જઈને ત્યાં તેના પ્રાણ લેવા, અગર તેને કેદ કરીને ઉઠાવી જવાનું રાખવું. મૃગયાસક્ત રાજાના હાલ કેવા થાય છે, તે આ ઉપરથી સમજાઈ આવશે.'

જો શત્રુ દ્રવ્યલોલુપ કે સ્ત્રી–લોલુપ હોય, તો પછી પોતાના કોઈ સગા પાસે રાખવામાં આવેલ નિક્ષેપ મેળવવાને માટે અર્જ ગુજારવાના બ્હાને આવે એવી ધનાઢ્ય વિધવાઓ અગર તો પરમરૂપયૌવનવાળી સ્ત્રીઓને જાસુસોએ તેની નજરે પાડી દેવી, અને તેમ કરીને તેના મનને ચળાવી દેવું. પછી સંકેત પ્રમાણે રાત્રિએ જ્યારે તે તેવી કોઈ સ્ત્રીને મળવાને જાય, એટલે પછી બીજા જે જાસુસો સંતાઈ બેઠેલા હોય તેમણે કાં તો શસ્ત્રપ્રયોગથી અગર તો વિષપ્રયોગથી તેના બાર વગાડી દેવા.

સિદ્ધ પુરુષો: પરિવ્રાજકો: ચૈત્યો: સ્તૂપો: દેવપ્રતિમાઓ–એ સર્વના દર્શને જવાની ટેવ શત્રુને હોય, તો પછી ભૂમિગૃહમાં કે સુરંગમાં કે ગૂઢ-ભીંતોમાં (અગાઉથી) ભરાઈ બેઠેલ ' તીક્ષ્ણ ' કોટીના જાસુસો તેને ( ત્યાં ને ત્યાં ) પૂરો પણ કરી શકે.

રાજા પોતે જે કોઈ દેશ કે તમાશો જોવાને ગયલો હોય તે દેશ કે તમાશો ગમે તે કોટીનો હોય; અગર તો રાજા પોતે યાત્રાવિહારમાં પ્રવૃત્ત થયલો હોય કે જળક્રીડા કરી રહેલો હોય; ( અગર તો ) ' ધિક્ ' શબ્દ બોલવામાં કે યજ્ઞકર્મો થતા હોય તે પ્રસંગમાં કે સૂતિકાગૃહમાં કે (પોતાનો કોઈ સગો ) મરી ગયો હોય કે રોગગ્રસ્ત થયો હોય તેવા પ્રસંગમાં કે પ્રીતિ: શોક કે ભયના પ્રસંગમાં તે જો ભાનભૂલો થઈ ગયો હોય, (અગર તો) સ્વજનોથી ઊજવાતા ગમે તે ઉત્સવમાં ભાગ લેવાને માટે તે સવિશ્વાસ થયો હોય, અગર તો ગમે તે સ્થાનમાં પોતે અરક્ષિત બની ગયો હોય, અગર તો વાદળાંથી છવાઈ ગયલા દિવસે પોતે બહાર નીસરેલો હોય, કે કોલાહલ મચાવી રહેલ લોકો વિષે પોતે ફસાઈ પડેલો હોય; અગર તો જ્યારે તે વિપ્રસભામાં ગયલો હોય, કે લાગેલી આગ જોવાને તે પોતે જઈ ચઢેલો હોય; અગર તો તે જ્યારે કોઈ નિર્જન સ્થળમાં ગયલો હોય, અગર તો તે વસ્ત્રાભરણ કે પુષ્પમાળાઓ પહેરવાના કામમાં પ્રવૃત્ત થઈ રહેલો.

હોય; અગર તો જ્યારે તે પોતાની શય્યામાં પડેલો હોય કે પોતાના આસન ઉપર બેઠેલો હોય; અગર તો પોતે જ્યારે ખાનપાનમાં મશ્ગુલ બની ગયલો હોય; ત્યારે, આવા કોઈ પણ પ્રસંગનો લાભ લઈને ગુપ્તચરો તૂરીઘોષ કરીને પોતાના પ્રથમથી જ સંતાડી રખાયલ મનુષ્યો સાથે બહાર પડીને (રાજા)નો ઘાત કરી શકે એટલું તો નહિ, પરંતુ તમાશો જોવાને બ્હાને તેઓ જેટલી ગુપ્તતાથી તેવા સ્થાનમાં પેઠેલા હોય તેટલી ગુપ્તતાથી તેઓ તેમાંથી સટકી જઈ પણ શકે. રાજાઓને તથા અન્ય મનુષ્યોને, આ પ્રમાણે લોભાવીને બહાર ખેંચી આણીને કેદ પકડી પણ શકાશે.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, ' દુર્ગ મેળવવાના ઉપાય ': એ સંજ્ઞક તેરમા અધિકરણમાંનું, ' ગુપ્ત યુક્તિથી રાજાઓને અપાતું પ્રલોભન '—એ નામનું બીજું પ્રકરણ પૂરું થાય છે. )

## પ્રકરણ ૩.

—:o:—

### ઘેરાના પ્રસંગે ગૂઢચરે કરવાનું કામ.

જયનશીલ રાજાએ પોતાના કોઈ એક આપ્ત શ્રેણીમુખ્યને હાંકી કાઢવો. પછી (એ પ્રમાણે હાંકી કઢાયલ) એ શ્રેણીમુખ્યે (પોતાના મૂળ સ્વામીના) શત્રુ પાસે જઈને તેની મિત્રતા સાધી લેવી એટલું તો નહિ, પરંતુ પોતાવાળા (જયનશીલ રાજાના) રાજ્યમાંથી તેને (શત્રુને) સાચિવ્યકર સાહાય્ય મેળવી આપવાની તત્પરતા પણ તેણે બતાવવી; અગર તો પોતાની સાથે નીકળી આવેલ જાસૂસોની ટોળીનો ઉપયોગ કરીને તેણે પોતાના (મૂળ વિજયોત્સુક) સ્વામી (રાજા)નો દ્વેષ કરનાર-જે કોઈ ગામ કે સેના હોય તેનો કે તેના કોઈ મિત્રનો ધ્વંસ કરી નાખવો; અગર તો તેવા જયનશીલ રાજાના કેટલાના મિત્રના સૈન્યમાં જે બધા અતુષ્ય પુરુષો હોય તેમને તથા હાથી અને ઘોડાઓને તેણે શત્રુને ભેટ રૂપે આપવા, અને તેમ કરીને તેણે તેને પ્રસન્ન કરી દેવો; અગર તો પોતાના કોઈ એક વિશ્વાસપાત્ર મુખ્યને મોકલી

આપીને વિજયોત્સુક રાજાએ તેની મારફત ( શત્રુના રાજ્યમાની ) કોઇ શ્રેણી કનેથી કે તેમાના જંગલી લોકોની પાસેથી મદદ મેળવવાની તજવીજ કરવી, અને એવી તજવીજના પરિણામમા એ મુખ્યને જ્યારે એમ જણાય કે, પોતાની ઉપર એ સર્વેનો વિશ્વાસ બેસી ગયલો છે, ત્યારે તેણે તેવા વિશ્વાસુ જનોને પોતાના વિજયોત્સુક રાજાની પાસે મોકલી આપવા, અને પછી એ વિજયોત્સુક રાજાએ, પોતે જાણે કે હાથીઓ કે આટવિકોને પકડવાને પ્રવૃત્ત થયલો છે, એવો દેખાવ કરીને તે તમામનો ધ્વસ પણ કરી દેવો.

" જયનશીલ રાજાની પ્રેરણાથી કામ કરતા અમાત્યોથી અને આટવિકોથી કરાતા કામને લગતી વાત આ ઉપરથી સમજી લેવી.

શત્રુ સાથે મૈત્રી રચી દીધા પછી જયનશીલ રાજાએ પોતાના અમાત્યોને (ખોટેખોટા) કાઢી મુકવા. એ અમાત્યોએ એ શત્રુ પાસે જઇને–" અમારો ભર્તા અમારી તરફ પુનઃ કૃપાદૃષ્ટિ રાખતો થાય એવું કરી આપો "—એ પ્રમાણે કહેવું. (એ ઉપરથી) શત્રુ જો એ પ્રકારનું કાર્ય સિદ્ધ કરી આપવાના હેતુથી, વિજયોત્સુક રાજાની પાસે પોતાના કોઇ દૂતને મોકલી આપે, તો પછી તેવા વિજયોત્સુક રાજાએ, તે પ્રમાણે આવેલા દૂતને ઠપકો આપીને આ પ્રમાણે કહી સંભળાવવું:—" મારી અને મારા અમાત્યોની વચ્ચે કલહ કરાવવાનો પ્રયાસ તારો ભર્તા કરી રહેલો છે, એટલે અહીં તું ફરીથી ન આવતો." પછી કોઇ એક, અધિકારભ્રષ્ટ અમાત્ય, જાસુસો: અતુષ્ટ પુરુષો: દૂષ્ય જનો: બહાદૂર ચોરો અગર તો ઉભયોપઘાતક ( શત્રુ તેમ જ મિત્રને એકસરખા ગણે તેવા ) આટવિકોને પોતાની સાથે લઇને શત્રુપક્ષમા ભળી જાય ( એવી ગોઠવણ કરવી.). એવા એ અમાત્યની ઉપર એ શત્રુનો વિશ્વાસ બેસી જાય, એટલે પછી તેણે તેવા શત્રુ (રાજા)ને આ પ્રમાણે કહેવું:—" આ બધા અને અન્ય લોકો તારા શત્રુ સાથે મળી ગયલા છે." અને એમ કહીને

તેણે તેને આપી દેવી એટલુ તો નહિ, પરતુ સ્પષ્ટ વ્યન્દાર્થવાળા શાસનો કઢાવીને તેણે તેમનો ઘાત પણ કરાવી નાખવો.

(વળી) કોઇ વિજયોત્સુક રાજા પોતાના શત્રુને આ પ્રમાણે કહી પણ શકે –" ફલાણો મુખ્ય પોતાના સૈન્યબળથી આપણને રંજાડવા ધારે છે; માટે ચાલો, આપણે એકત્ર થઇને તેનો પરાભવ કરી નાખીએ, એનો કોશ અગર તો એનું ગષ્ટ્ર: એ બેમાથી તમને જે ગમે તે તમે રાખી લેજો.' શત્રુ આ વાત કબૂલ રાખીને જો બહાર પડે (જોડાય), તો પછી (વિજ્યોત્સુક રાજાએ) પોતાના સામન્તોની મદદથી, તેને, કા તો ગડબડાટનો લાગ સાધીને અગર તો પ્રકાશયુદ્ધ (ખુલ્લી લડાઇ)મા તેનો ઘાત કરી નાખવો, અગર તો પોતે તેવા શત્રુનો અનન્ય મિત્ર હોવાનો દેખાવ કરીને તેણે (તેવા વિજયોત્સુક રાજાએ) તેવા પોતાના મિત્રને ભૂમિદાન કરવાના નિમિત્તે, અગર તો પોતાના યુવરાજને રાજ્યાભિષેક કરવાનો છે એવુ બ્હાનુ કાઢીને, અગર તો પોતે કોઇ પુણ્યકર્મ કરવા ધારે છે એવુ બતાવીને પોતાની પાસે બોલાવવો, અને (પછી) જ્યારે તે પ્રમાણે તે આવે ત્યારે તેણે તેને કેદ પકડી (પણ) લેવો. આ પ્રમાણે પથરાતી જાળમા જો શત્રુ ન સપડાય, તો પછી ભેદનીતિનુ અવલંબન કરીને (વિજ્યોત્સુક રાજાએ) તેનો ઘાત (પણ) કરાવી દેવો. શત્રુને મળવા ગયો હોય તેને શત્રુ જો જાતે મળે નહિ, તો પછી તેવા શત્રુનો જે કોઇ શત્રુ હોય તેને ઉપયોગમા લઇ તેની મારફત તેનો વધ કરાવી નાખવાની યુક્તિ પણ રચવી. વિજયાતુર રાજાની સાથે સંગ્રામમા પ્રયાણ ન કરતાં શત્રુ જો પોતાના સૈન્ય સહિત એકલો પ્રયાણ કરવાનું પસંદ કરે, તો પછી તેવા શત્રુને, બે લશ્કરોની વચમાં સપડાવી દઇને તેનો નાશ કરી દેવો. કોઇનો વિશ્વાસ ન કરતા, કોઇ યાતવ્ય શત્રુની ભૂમિનો કોઇ એક ભાગ હરી લેવાના હેતુથી શત્રુ પોતે એકલો જો પ્રયાણ કરે, તો પછી તેનો જે કોઇ શત્રુ હોય તેની અગર તો અન્ય કોઇ પુરૂષને સાધનસંપન્ન કરીને તેની મારફત તેણે (વિજ્યાતુર રાજાએ) તેને મરાવી પણ નાખવો. પોતાથી પરાજિત

થયલ શત્રુપક્ષમાથી સેના ઉભી કરવાને જ્યારે તે (કોઇ) શત્રુ પ્રવૃત્ત થયલો (ગયલો) હોય, ત્યારે (એના મોકાનો લાભ લઇને) તેણે (વિજયાતુર રાજાએ) પોતાના તેવા શત્રુની રાજધાનીને છતી પણ લેવી. અગર તો વિજયાતુર રાજાનો જે કોઇ અન્ય શત્રુ કે મિત્ર હોય તેનું રાજ્ય પડાવી લેવાને અર્થે તેણે તેવા (પોતાના) શત્રુને પ્રેરવો, અને એવો શત્રુ (એ પ્રમાણે પ્રેરાઇને) જ્યારે (તેવા વિજયાતુર રાજાના શત્રુ કે મિત્રનું) રાજ્ય પડાવી લેવાને પ્રયાણ કરી દે, ત્યારે તેણે (વિજયાતુર રાજાએ); પોતાનો તેવો મિત્ર પોતાને નારાજ કરવાને પ્રેરાય એવી રીતે તેને કહેવડાવી પણ દેવું, અને એમ કરીને તેણે તેવા પોતાના (શત્રુ રૂપ બની રહેલ) મિત્રને, (તેવા પોતાના અસલ) શત્રુને પકડી કેદ કરી લેવાની જોગવાઇ (પણ) કરી આપવી. આ અને આવી બીજી યુક્તિઓનો આશ્રય કરવાથી આવું ને આવું (ઇષ્ટ) પરિણામ ઉપજાવી શકાશે.

વિજેતાના મિત્ર રૂપ રાજાની ભૂમિ પડાવી લેવાની ઇચ્છા જો કોઇ શત્રુને થઇ આવે, તો પછી (તેવા લુબ્ધ) શત્રુનો પોતે પક્ષ કરતો હોય, તેવો ડોળ કરીને તેવા (લુબ્ધ) શત્રુને (તેવા) વિજેતાએ પોતાના સૈન્ય-ને મદદમા દેવું. પછી તેણે પોતાના મિત્ર સાથે ખાનગી મસલત કરી લઇને, પોતે જાણે કે સંકટગ્રસ્ત થઇ ગયલો હોય, એવો ડોળ કરવો એટલું તો નહિ, પરંતુ પોતાથી ઉપેક્ષિત થયલ મિત્ર સાથે મળી જઇને પોતાનો શત્રુ પોતાની ઉપર ચઢી આવે તેવી તેણે યુક્તિ પણ રચી દેવી; અને પછી (એ પ્રપંચના પરિણામમા જો એવો એ શત્રુ ચઢી આવે તો) એના લશ્કરને બન્ને બાજુએથી સંકડામણમાં નાખી દઇને તેણે, તેવા પોતાના (આક્રમક) શત્રુને નષ્ટ કરી નાખવો અગર તો કેદ પકડી લેવો, અને તેનું જે રાજ્ય હોય તેની વહેંચણી તે વિજેતાએ તથા તેના પોતાના મિત્રે માંહોમાંહે (સમજીને) કરી પણ લેવી.

પોતાના મિત્ર તરફથી મદદ મેળવીને શત્રુ જો પોતાના કોઇ અજય્ય દુર્ગમાં ભરાઇ બેસે. તો પછી (વિજયાતુર રાજાએ) તેવા પોતાના શત્રુના

જે શત્રુઓ પાડોસમાં રહેતા હોય તેમને ઉશ્કેરીને તેમની મારફત તેના રાજ્યને ખેદાનમેદાન કરાવી નાખવાની તજવીજ કરવી. જો એ (શત્રુ) પોતાની સેનાની મદદથી પોતાના (એ પ્રમાણે ખેદાનમેદાન થતા) રાજ્યની રક્ષા કરવાને પ્રવૃત્ત થાય, તો પછી તેણે (વિજેતાએ) તેવા પોતાના શત્રુની તેવી સેનાને નષ્ટ પણ કરી દેવી. જો શત્રુને તેના પોતાના મિત્રથી છૂટો પાડી ન શકાય તેમ હોય, તો પછી વિજયાતુર રાજાએ ખુલ્લી રીતે એ બેમાંથી એક સાથે સંધિ કરી લઇને, એ બે પૈકીનો એક, બાકી રહેલ બીજાની ભૂમિ હરી લેવાને પ્રવૃત્ત થાય તેવી ગોઠવણ કરી દેવી. આ પ્રમાણે થાય એટલે—" આ વિજયોત્સુક (રાજા), મારા સૈન્યની મદદથી તારૂં રાજ્ય પડાવી લેવા ધારે છે"— એવા ખબર, એ ઉભય રાજ્યોમાંથી મોકલાતા પણ મિત્ર રૂપે રહેતા કે ઉભયવેતનિક ગણાતા દૂતોએ એકબીજાને આપી દેવાને પ્રવૃત્ત પણ થવાનું, અને પછી એ પૈકી હરકોઇએ રોષે ભરાઇને અને વહેમી બનીને, પૂર્વે કહેવાઈ ગયલ છે તે પ્રમાણે કરી નાખવું (એટલે કે વિજયાતુર રાજા કે તેના મિત્રરાજા ઉપર તૂટી પડવું.).

જે કોઇ રાજા વિજયાતુર હોય તે પોતાના દુર્ગમુખ્યો કે રાષ્ટ્રમુખ્યો કે સેનામુખ્યો ઉપર,–'શત્રુપક્ષમા તેઓ ભળી ગયલા છે,'–એવું (ખોટું) આળ મુકીને તેમને પોતાની નોકરીમાંથી કાઢી મુકી પણ શકે. પછી (એ પ્રમાણે કાઢી મુકાયલ) એ મુખ્યો શત્રુપક્ષમાં ભળી જાય, અને પછી શત્રુ જ્યારે યુદ્ધપ્રવૃત્ત થયો હોય કે ઘેરો ઘાલવામાં રોકાયો હોય અગર તો સંકટગ્રસ્ત થયલો હોય, ત્યારે તેને તેઓ પકડીને કેદ પણ કરી લે; અગર તો એવા એ મુખ્યોએ, ખાસ કરીને શીખવાઇ રખાયલા હોય તેવા સાક્ષીઓથી પ્રતિપાદિત કરી શકાય તેવાં કારણો બતાવીને શત્રુ તથા તેના પક્ષકારોની વચમાં કલહ ઉભો થઇ આવે, તેવી તજવીજ (પણ જરૂર પડે તો) કરી નાખવી.

લુબ્ધક (શિકારી)ના વેષમાં રખાતા જાસુસો, માંસ વેચવાનું બ્હાનું કાઢીને, શત્રુદુર્ગના દ્વાર પાસે જઇને ઉભા રહે અને દ્વારપાળો સાથે મૈત્રી પણ

રચી શકે. પછી–' અહીં બે ત્રણ વાર ચોરો આવેલા''–એવા ખબર શત્રુને આપીને તેમણે પોતાની વિશ્વસનીયતા સિદ્ધ કરી દેવી એટલું તો નહિ, પરંતુ પોતાની સેનાના બે ભાગ પાડીને શત્રુ, તે પ્રત્યેકને પોતાના રાજ્યના જુદાજુદા ભાગમાં મુકી દે (વહેંચી નાખે) એમ પણ તેમણે કરવું. તેનાં (શત્રુનાં) ગામડાંઓ લૂંટાતાં કે ભંગાતાં હોય ત્યારે–'ચોરો પાસે આવી પહોંચ્યા છે'–એમ તેમણે તેને વિદિત કરવું એટલું જ નહિ, પરંતુ–' તે ચોરોને લીધે મોટો ક્ષોભ થઇ આવેલો છે અને તેમનો પરાભવ કરવાને માટે મોટી સેનાની જરૂર છે'–એમ પણ તેમણે તેને (શત્રુને) જણાવી દેવું જોઇએ. પછી એવા (શિકારી) જાસુસોને જે સેના પૂરી પાડવામાં આવેલ હોય તે લઇને તેમણે જવું, અને જે કોઇ મુખ્ય ગામડાંઓને ખેદાનમેદાન કરી રહેલો હોય તેના હવાલામાં તેમણે તેને મુકી પણ દેવી, અને પછી રાત્રિએ, એ મુખ્યની સેનાનો અમુક ભાગ લઇને તેમણે પાછા ફરવું એટલું તો નહિ, પરંતુ—''ચોર માત્ર હણાઇ ગયા છે, (અને) કાર્યસિદ્ધિ કરીને સેના પાછી આવેલ છે માટે દરવાજા ઉઘાડો''–એ પ્રમાણે સાદ પાડતા તેમણે (શત્રુના) કિલ્લાના દરવાજા પાસે જઇને ઉભી પણ જવું; અને પછી જ્યારે રાજાની કે શત્રુના આપ્તજનોની આજ્ઞાથી દરવાજો ઉઘાડી નાખવામાં આવે, ત્યારે તેવા (સેનાસંપન્ન) જાસુસોએ તેમાં દાખલ થઇ જઇને, પોતે પોતાની સાથે જે સૈન્ય લઇ આવેલા હોય તે સૈન્યની મદદથી શત્રુ ઉપર પ્રહાર પણ કરી દેવો.

વિજયાતુર રાજાની સેના સાથે જે ગૂઢચરો કારીગર (કારૂ), શિલ્પી, પાખંડી, કુશીલવ, વેપારી અને અન્ય કોઇ (ધંધાદારી)ના વેષમાં રહેતા હોય તેઓ શત્રુના દુર્ગમાં પ્રવિષ્ટ થઇને ત્યાં નિવાસ કરતા પણ થઇ જાય; અને બળતણ, ઘાસ, ધાન્ય કે વેપારની અન્ય કોઇ ચીજથી ભરેલ ગાડાંઓમાં સંતાડાઇને લઇ જવાતાં, અગર તો પ્રતિમા કે દેવધ્વજ રૂપે વહી જવાતાં હથિયારો તેમને, ખેડૂતોના વેષમાં રહેલા જાસુસો પૂરાં પાડી દે (એવું પણ ગોઠવી શકાય). (આટલું થઇ જાય) એટલે પછી પુરોહિતોના

વેષમાં રહેતા ગૂઢચરો શંખો ફૂંકીને તેમ જ ઢોલ પીટીપીટીને શત્રુને આ પ્રમાણે જણાવી પણ શકેઃ—"સર્વનો વિનાશ કરવાની પ્રચ્છા રાખતું એક શસ્ત્રસજ્જ (શત્રુ) સૈન્ય, ઘેરો ઘાલી દેવાના હેતુથી અમારી પીઠે લઈ રહેલું છે." પછી ( આમ તેઓ કહે તેના પરિણામમાં ) જે સંભ્રમ ઉપસ્થિત થઈ આવે તેનો લાભ લઇને તેઓ શત્રુના દુર્ગનો દરવાજો તથા કિલ્લો વિજયાતુર રાજાને હવાલે કરી દે, અગર તો શત્રુના સૈન્યને મારી નાખે, અને તેમ કરીને તેઓ તેનો પરાભવ કરી દે (એવી યુક્તિ પણ રચી શકાય ખરી. ).

અગર શત્રુ સાથે નભાવી રખાતી સુલેહ તથા મિત્રતાનો લાભ લઇને સાર્થવાહો, વણજારાઓ ( આતિવાહિકો ), કન્યાવાહિકો ( કન્યાને લઇને જતી જાનો ), ઘોડાના સોદાગરો, ઉપકરણહારકો ( પરચુરણ માલ વેચનારા), દારૂ ખરીદનાર તથા વેચનારા અને પરિવ્રાજકોઃ એ સર્વના વેષમાં રહેતા જાસુસો, શત્રુદુર્ગમાં સૈન્યનો તથા હથિયારોનો જમાવ પણ કરી શકે. આ તેમ જ અન્ય પ્રકારના ગૂઢચરોને રાજાના પ્રાણહર સમજવાના છે.

આ પ્રકારના તેમ જ 'કંટકશોધન' (ચોથા અધિકરણ) વિષે વર્ણવાયલ ગૂઢચરો (અપસર્પો) ચોરગણને સાધીને તેમની મારફત, જંગલ પ્રદેશમાંનાં શત્રુનાં ઢોરઢાંકરનો તેમ જ તેના માલથાલનો નાશ કરાવી શકે પણ ખરા. (વળી) શત્રુના આટવિકો (ગોપાલકો)ને માટે જે કોઇ નિશ્ચિત સ્થાનમાં અન્નપાન રખાયલ હોય તે સ્થાનમાં, અગાઉથી કરી રખાયલા સંકેત પ્રમાણે જઇને, તેઓ તેવા અન્નપાનમાં મદનરસ મેળવી દે અને પછી ત્યાંથી સટકી જાય એવી વ્યવસ્થા પણ કરી શકાય; અને પછી જ્યારે એ આટવિકો એ પ્રકારના અન્નપાનનો ઉપયોગ કરવાથી પ્રમત્ત બની જાય, ત્યારે ગોવાળિયાના, વેપારીઓના કે ચોરોના વેષમાં જે બીજા ગૂઢચરો રહેલા હોયતે બધા, તેવા (પ્રમત્ત) આટવિકો ઉપર તૂટી પડીને તેમનાં ઢોર હરી જાય (એવી યુક્તિ પણ રચી શકાશે).

જેમણે પોતાનાં માથાં મુંડાવી નાખેલ હોય, અગર તો જેમણે પોતાના

માથા ઉપર જટા રાખેલી હોય તેવા તથા [1] સંકર્ષણ' નામક દેવના ઉપાસકો હોવાનો ઢોંગ કરતા હોય તેવા અપસર્પો, પોતાના તરફથી આચમનાર્થે અપાતા પાનમાં મદનરસ ભેળવી દે અને પછી (તેવા પાનની અસર ગોપાલકોને જણાવા લાગે એટલે) તેમનાં ઢોર હાંકી જાય (એવી વ્યવસ્થા પણ કરી શકાય.).

કોઇ દેવયાત્રાના, પ્રેતકાર્યના, ઉત્સવના અને (લોક) સમાજ ભરાવાના પ્રસંગનો લાભ લઇને, કલાલ (શૌણ્ડિક)ના વેષમાં રહેતો કોઇ જાસુસ, મદનરસમિશ્રિત સુરાનું વેચાણ કરવાને નીસરી પડે અને તેવી સુરા તે (શત્રુના) આટવિકોને આપે (એમ પણ કરી શકાય); અને પછી જે અન્ય ગૂઢચરો રખાયલા હોય તેઓ તેવા પ્રમત્ત આટવિકો ઉપર તૂટી પડે (અને તેનાં ઢોરને હરી જાય, એવું પણ ગોઠવી શકાશે.)

શત્રુનાં ગામડાંઓને લૂંટવાના હેતુથી જે અપસર્પો (ગૂઢચરો) શત્રુના જંગલપ્રદેશોમાં પ્રવિષ્ટ થઇ બેસે, પણ લૂંટવાનું કામ ન કરતાં શત્રુનો ઘાત કરવાના કામમાં પ્રવૃત્ત થઇ જાય તેમને 'ચોર' કોટીના અપસર્પો જાણવા.

( આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, 'દુર્ગ મેળવવાના ઉપાય'—એ નામના તેરમા અધિકરણમાંનું, ' ઘેરાના પ્રસંગે ગૂઢચરે કરવાનું કામ '—એ વિષયને લગતું ત્રીજું પ્રકરણ પૂરું થાય છે.)

---

[1] આ 'સંકર્ષણ' દેવને અર્વાચીન હિંદુધર્મમાં મુખ્ય દેવ તરીકે કોઇ સ્થાન અપાતું નથી, તથાપિ 'શ્રીકૃષ્ણ' કે જે તેના નાના ભાઇરૂપ મનાય છે તેમની સાથે તેની પૂજા થતી આપણે હાલમાં જોઇએ છીએ. આ 'સંકર્ષણ'નું બીજું નામ 'બળરામ' પણ છે. વધારે ખુલાસા માટે જુઓ આ લેખકકૃત:—" હિંદુસ્તાન તથા યુરોપની પુરાણકથાઓની તુલનાત્મક સમીક્ષા (પૃષ્ઠ ૫૬–૬૦). "

## પ્રકરણ ૪.

### ઘેરો અને (શત્રુનું) અવમર્દન.

(શત્રુને) ઘેરી નાખવાનું કામ (પર્યુપાસનકર્મ) કરતાં તેને ઘસી નાખવાનું કામ (કર્શનકર્મ) કરવું (એ જરૂરનું છે.). (શત્રુનો) જેટલો મુલક જિતી લેવાયલો હોય, તેટલા મુલકમાં વસતા લોકોને (તદ્દન) અભયંકર કરી દેવા એ પ્રમાણે જિતાયલ (શત્રુની) ભૂમિમાં રાગો જાગે. અને વિજેતા (રાજા)-ની ઇચ્છા તેવા ભાગવાપોર (ઉત્થિત) દેશને છોડી જવાની ન હોય, તો તેણે લોકોને અનુગ્રહ (ઇનામ અકરામ,ના તથા પરિહાર (કરમાફી) કરાતા મુકાબલા)થી શાંત કરવાનો પ્રયાસ કરવો. અગર તો તેણે (એટલે વિજેતાએ) વસતિવાળા પ્રદેશોથી દૂર આવેલ હોય એવા કોઇ શત્રુ-પ્રદેશને રણભૂમિ તરીકે પસંદ કરી લેવો; કારણ કે—" જે જનપદ અજન (નિર્જન) હોય તે, 'જનપદ' કે 'રાજ્ય' સંજ્ઞાને પાત્ર ગણાશે નહિ જ:" એવો મારો પોતાનો (કૌટિલ્યનો) અભિપ્રાય છે. વિજેતા તરફથી કરાતા પ્રયાસને લોકો જો આડા થઇ પડે છે, તો પછી તેમના ભંડારઃ પાકઃ કોઠાર તેમ જ વેપારનો નાશ કરવાને તેવો વિજેતા પ્રવૃત્ત પણ થઇ શકે છે ખરો.

વેપાર, ખેતરાઉ માલ, ઉભો મોલઃ એ સર્વનો ધ્વંસ થઇ જવાથી, લોકોના ભાગી જવાથી, અને તેમના (લોકોના) નેતાઓનો ગૂઢઘાત કરી નંખાયાથી દેશ નિર્જન બની જાય છે (એ વાત પણ નક્કી જાણવી.).

" મારી સેના ગુણકારક ધાન્ય, કુપ્ય, યંત્રો, હથિયારો આવરણો, વેડીઆઓ અને દોરડાં વગેરે સાધનો પુષ્કળ પ્રમાણમાં ધરાવે છે, તેમ તેને કર્મપ્રવૃત્ત થવાને માટે ઋતુની પણ અનુકૂળતા છે; મારા શત્રુ (ની સેના)ને ઋતુની અનુકૂળતા નથી તેમ તે વ્યાધિગ્રસ્ત અને દુકાળથી પીડિત છે એટલું તો નહિ, પરંતુ જેટલો સાધનસંગ્રહ તેની પાસે હોવો જોઇએ તેટલો તે ધરાવતી નથી તેમ આત્મરક્ષક ઉપાયોની પણ તેને ખોટ છે, અને વળી

તે મારા શત્રુએ જે બાકુની સૈનિકો રાખેલા છે તે તથા તેના મિત્રની સેના નિર્વેદયુક્ત પણ બની રહેલ છે:' આવું જે કોઇ વિજયાતુર રાજાને જણાઇ આવે તેણે (શત્રુને) ઘેરવાની પ્રવૃત્તિ શરૂ કરી દેવી

પોતાની છાવણી પોતાને માટે અણાતી સાધનસામગ્રી તેમ જ પોતે જે માર્ગોને ઉપયોગમા લેતો હોય તે માર્ગોની રક્ષા સારી રીતે થાય તેવી તેણે ગોઠવણ કરવી, અને પોતાની છાવણી જે સ્થળે પોતે નાખી હોય તેની આસપાસ તેણે ખાઇ ખોદાવીને એક ફરતો કોટ પણ બનાવી લેવો એટલું તો નહિ, પરંતુ શત્રુના દુર્ગને ફરતી ખાઇઓમાં જે પાણી હોય તેને તેણે દૂષિત પણ કરાવી દેવું, અગર તો એ ાંના પાણીને ઉલેચાવી નાખીને તેણે તેમને ખાલી કરાવી નાખવી. અગર જો તેવી શત્રુની) ખાઇઓ ખાલી પડેલી હોય તો તેમા તેણે પાણી ભરાવી દેવું અને પછી તુરંગોની તથા ઘોડાના દંડોની મદદથી તેણે (વિજયાતુર રાજાએ) (શત્રુના) કિલ્લાની દીવાલ અને તેના પ્રાકારો ઉપર હલ્લો કરી દેવો. જો દ્વાર ઘણા જ ઊંડાણમા આવેલ હોય, તો તેણે તેવા (શત્રુ દ્વાર) માટીથી પૂરાવી દેવું જો સંખ્યાબંધ મનુષ્યોથી તે રક્ષિત થઇ રહેલ હોય, તો યંત્રોનો ઉપયોગ કરીને તેણે તેનો ધ્વંસ કરવો અશ્વારૂઢ સૈનિકો દુર્ગદ્વાર ભેદીને તેની અંદર પરાણે પ્રવેશ કરી પણ શકે અને તેમ કરીને તેઓ શત્રુને મારી પણ શકે. વળી લડાઇ ચાલતી હોય તે સમયે વચમા વચમા તેણે એક, અગર બે અગર ત્રણ કે બધા ય પ્રકારના ઉપાય વડે શત્રુ સાથે સંધિની સરતો કરી લેવાને પ્રયત્ન પણ કરવો

ગીધ કાગડા, નપ્તા ભાસ, શુક, સારિકા, ઉલૂક અને કબૂતરઃ એ બધા પ્રકારના જે પંખીઓ દુર્ગવાસી (દુર્ગની ભીંતમાં માળા બાંધીને રહેનારાં) હોય તેમને તેણે (વિજયાતુર રાજા એ) પકડવાં, અને તેમની પૂછડીઓને અગ્નિયોગચૂર્ણ (આગ લગાડી મુકે એવા પદાર્થ)યુક્ત કરી દઇને તેમને તેણે (વિ શત્રુના) દુર્ગ ભણી ઉડાડી પણ મુકવા. (શત્રુના), દુર્ગથી (પોતાની) છાવ ણ દૂ આવેલ હોય અને પોત ના ધનુર્ધ.ો તેમ જ

ધ્વજોની રક્ષા થઇ શકે એવા પ્રકારની ઉન્નતભૂમિ પોતાને પ્રાપ્ત થઇ આવેલી હોય, તો પછી ( તેવા વિજયાતુર રાજાએ ) શત્રુના દુર્ગને સળગાવી પણ મુકવો. (વિજયાતુર રાજા તરફથી મોકલાયલ ) જે ગૂઢપુરુષો ( શત્રુની સેવામાં દાખલ થઇ જઇને તેના ) અંતપાલકો તથા દ્વારપાલકોના પદે નિયોજાઇ રહેલા હોય તેઓ નોળિયાં, વાનરો, મીંદડાં અને કૂતરાંઓની પૂછડીઓને *અગ્નિયોગચૂર્ણયુક્ત કરી તે બધાંને (લોકોનાં) વાંસવળાથી છવાયલા ઘરોનાં છપરાંઓ ઉપર ધકેલી મુકે ( એવી ગોઠવણ પણ કરી શકાય. ). ( વળી ) શુષ્ક માછલીઓનાં ઉદરોમાં લોઢાના ટુકડાઓ સાથે અગ્નિયોગચૂર્ણ ભરીને તેમને વાનરો, કાગડાઓ કે અન્ય કોઇ પંખીઓની મદદથી (શત્રુદુર્ગમાંનાં ઘરોનાં છાપરાં ઉપર) ફેંકાવી શકાય પણ ખરાં.

સરલ, દેવદાર, પ્રતિતૃણ, ગૂગળ, શ્રીવેષ્ટક, સાઠ્ઠખાર, અને લાખ: એ સર્વના મિશ્રણને ગધેડાં, ઊંટ, ઘેટાં અને બકરાંના છાણમાં મેળવી દઇને અગ્નિધારણ ( સળગી ઉઠે તેવી ) ગોટીઓ પણ બનાવરાવવી ( અને તેનો ઉપયોગ કરી શત્રુને ત્રાસ આપી દેવો. )

(વળી, પ્રિયાલ તથા અવલ્ગુજના કોયલાનો ભૂકો, મીણ (મધૂચ્છિષ્ટ), અને ગધેડું-ઊંટ અને ગાય: એ પ્રાણીનું છાણ એ-સર્વની મેળવણીથી જે અગ્નિચૂર્ણયોગ બનાવી શકાય છે તે (પણ શત્રુ ઉપર ) ફેંકાવી શકાય.

તપાવીને રાતુંચોળ (અગ્નિવર્ણનું ) કરી દેવાયલ બધીય ધાતુઓનું (સર્વલોહ) ચૂર્ણ તેમ જ પરિભદ્રક (દેવદાર)નાં તથા પલાશ (ખાખરા)નાં ફૂલોની રાખ, અને કેશ તથા મીણ, તેલ અને શ્રીવેષ્ટક-એ સર્વની મેળવણીમાં કુંભી, સીસું તથા જસદ (ત્રપુ)- એ ત્રણના ભૂકાને મેળવી દેવામાં આવે છે, તો તેના પરિણામમાં પણ **અગ્નિયોગની** ઉત્પત્તિ થઇ આવે છે.

વળી **વિશ્વાસઘાતી** નામક યષ્ટિ ઉપર જો પૂર્વોક્ત ચૂર્ણનો લેપ કરીને તેની આસપાસ જસદ, સીસું તથા સણ-એ ત્રણ ચીજોનું પડ ચઢાવી દેવામાં આવશે તો તે પ્રકારનું બાણ પણ એક પ્રકારનો અગ્નિયોગ કહેવાશે.

---

* હનુમાને લંકાને બાળી મુકેલ એ વાત સરખાવો.

અન્ય ઉપાયો (પ્રરાક્રમ) વડે જો (શત્રુના) દુર્ગને જિતી શકાય તેમ હોય, તો પછી તેને આગ મૂકવાનો પ્રયત્ન બીલકુલ કરવો નહિ; કારણ કે અગ્નિનો વિશ્વાસ રાખી શકતો નથી. અગ્નિ દૈવપીડા કરનાર ગણાય છે એટલું તો નહિ, પરંતુ પ્રાણી, ધાન્ય, પશુ હિરણ્ય, કુપ્ય અને દ્રવ્ય—એ સર્વનો નાશ પણ તે કરી દે છે. વળી જો કિલ્લ (નાશ્ય) માંની તમામ મિલ્કત નષ્ટ થઇ ગયલી હોય તે કિલ્લો (તેના લેનારને) એકંદર ક્ષયકારક થઇ પડે છે (એ પણ નક્કી) આ પ્રમાણે ઘેરાને લગતાં કામ (પર્યુપાસનકર્મ) ની વાત પૂરી થાય છે.

" એક તરફથી હું જ્યારે સર્વસાધનસંપન્ન તેમ જ વિષ્ટિસંપન્ન છું, ત્યારે બીજી તરફથી મારો શત્રુ વ્યાધિત છે; તેના અમલદારો લોભલાલચોને વશ થઇ પડે તેવા છે; તેણે બંધાવવા માંડેલા દુર્ગો અધૂરા રહેલા છે; તેના સંગ્રહો પણ અપૂર્ણ છે, (મદદ કરે તેવા) મિત્રો તેને મળેલા નથી; અગર જોકે તેને મિત્રો છે; ખરા, પણ તે મિત્રો અદરખાને તેની નહિ શત્રુતા ધરાવે છે" આનું આવું જો કોઇ વિજયાતુર રાજાને જણાઇ આવે, તો પછી તેણે તેવા અવમર્દકાલ (શત્રુને દબાવવાની તક) નો લાભ લઇને પોતાના (તેવા) શત્રુ ઉપર ચઢાઇ પણ કરી જવી.

આગ અકસ્માત ફાટી નીકળી હોય કે હેતુપૂર્વક ઉપસ્થિત કરવામાં આવેલ હોય; અગર જો શત્રુની પ્રજા યજ્ઞકર્મ કરવામાં કે તમાશો જોવામાં કે અનીકદર્શન કરવામાં કે સુરાપાનથી ઉત્પન્ન થઇ આવતા કલહ વિગેરે પ્રવૃત્ત થઇ રહેલી હોય; અગર જો નિત્યયુદ્ધ કરવાથી શત્રુની સેના શ્રમિત થઇ ગયલી હોય, તેમ જ ઘણી લડાઇઓ લડવાથી જો તેમાંના સૈનિકોની સંખ્યા ઘટી ગયલી હોય; અગર જો જાગરણ કરવાથી કલાન્ત થઇ ગયલ શત્રુના માણસો ઉંઘમાં પડી ગયલા હોય; અગર જો કોઇ દિવસે વાદળાં થઇ આવે, નદીમાં પૂર આવે કે આંધી ચઢી આવે; તો (આ સર્વ પ્રસંગો પૈકી એકનો કે એક કરતાં વધારે પ્રસંગનો લાભ લઇને વિજયા-

તુર રાજાએ ) પોતાના શત્રુ ઉપર તૂટી પડવું (એ તેને માટે દિનાવહ થઇ પડશે.)

અગર તો વિજ્યાતુર રાજાએ પોતાની છાવણીને ત્યજી દઇને વન વિષે સંતાઇ બેસવું, અને પછી શત્રુ જેવો બહાર નીસરે કે તુર્ત તેની ઉપર તેણે છાપો મારી દેવો.

પોતે શત્રુનો મુખ્ય મિત્ર છે એવો ઢોંગ મચાવી રહેલ કોઇ રાજાએ, એ પ્રમાણે ઘેરાઇ બેઠેલા ( રાજા ) સાથેની પોતાની મૈત્રીને વધારે ગાઢી બનાવવી અને પછી તેને દૂત દ્વારા તેણે આ પ્રમાણે કહેવડાવવું:-" તારૂં આ છિદ્ર છે; આ તારા દૂષ્યજનો ( અંદરના શત્રુઓ ) છે; ઘેરો ઘાલનારનું છિદ્ર પેલું રહ્યું; અને ( વિજ્રેતાને છોડીને તારામાં આવતો રહેનાર ) આ મનુષ્ય તારા પક્ષનો છે." (પછી) આવો પક્ષકાર–મનુષ્ય બીજા કોઇ દૂતની સાથે શત્રુ કનેથી પાછો આવતો હોય, ત્યારે વિજ્યાતુર રાજાએ તેને કેદ પકડી લેવો, અને પછી તેવા પક્ષકાર–મનુષ્યના દોષને પ્રકાશમાં મુકીને તેને તેણે દેશપાર કરી દેવો એટલું તો નહિ, પરંતુ ઘેરો ઘાલવાને અર્થે જે કામો કરાતાં હોય તેમાથી તેને ખસેડી પણ મુકવો. આ પ્રમાણે થઇ જાય એટલે એ ઢોંગી મિત્ર સંરૂદ્ધ( ઘેરાઇ પડેલ શત્રુ રૂપી મિત્ર )ને આ પ્રમાણે કહી શકે:–' મને બચાવવાને બહાર આવ; અગર ચાલ, આપણે ભેળા થઇને, ઘેરનાર શત્રુને પૂરો કરી દઇએ. '' આ પ્રમાણે કહેવડાવવાથી શત્રુ જો બહાર નીકળી આવે, તો પછી તેને ( વિજ્યાતુર રાજાએ પોતાની તેમ જ પેલા શત્રુના મિત્રનો વેષ ભજવનાર મનુષ્યની એમ ) બે સેના વચ્ચે ફસાવીને કાંતો મારી નાખવો અગર તો સદેહ કેદ કરી લેવો, અને તેનું જે રાજ્ય હોય તેના ( વિજ્રેતાએ અને પેલા મિત્રે ) ભાગ પાડી લેવા. તેની ( શત્રુની ) રાજધાનીને પાયેથી ખોદી નખાવવી, અને તેના સારભૂત બળને બહાર મેદાનમા આવવાની ફરજ પાડીને તેનો ધ્વંસ પણ કરી દેવો.

પરાજિત શત્રુ કે પરાજિત આટવિક પરત્વે શું શું કરવું જોઇએ, તેને લગતી વાત આ ઉપરથી સમજી લેવાની છે.

પરાજિત શત્રુ કે કોઇ આટવિક—એ ( જેમાંથી જે કોઇ વિજયાતુર રાજામાં ભળી ગયલ હોય તે ), જે કોઇ સંરૂદ્ધ ( ઘેરાઇ બેઠેલ ) શત્રુ હોય તેની પાસે જઇને આ પ્રમાણે કહી શકે:—" પ્રવર્તી રહેલ વ્યાધિમાંથી ઉગરી જવાના હેતુથી, અગર તો તેના પોતાના પૂઠભાગે રહેલ શત્રુથી પોતાની નબળાઇનો લાભ લેવાઇને હુમલો કરાઇ આવે નહિ એટલા સારૂ, અગર તો તેનું પોતાનું સૈન્ય કુપિત થઇ ગયલું હોઇને તેના કોપમાંથી બચવાને અર્થે પેલો વિજયાતુર રાજા ઘેરો ઉઠાવીને અન્યત્ર જવાનો વિચાર કરી રહેલ છે." આ પ્રમાણે સંરૂદ્ધ શત્રુને કહેવામાં આવે અને તે વાત તેને ગળે ઉતરેલી છે એવું જ્યારે જાણાય, ત્યારે પછી વિજયાતુર રાજાએ પોતાની છાવણીને આગ લગાડી દેવી અને પોતે ત્યાંથી નીસરી પડવું; અને પછી શત્રુ જો બહાર નીકળી આવે, તો પછી પૂર્વોક્ત વિધિએ તેણે પોતાના કાર્યને સિદ્ધ પણ કરી લેવું.

અગર તો બજારૂ માલ એકઠો કરીને તેને વિજયોત્સુક રાજાએ વિષયુક્ત કરી દેવો, અને પછી તેવા વિષયુક્ત મ લ ( પણ્ય )ને શત્રુ તરફ મોકલી દઇને તેણે તેને પૂગી વળવું પણ ખરૂં.

અગર તો "મારા તરફથી થયલ પ્રહારને અધીન થયલ શત્રુને મારવાને તું બહાર આવ—" એ પ્રમાણે, શત્રુનો કોઇ ખોટો મિત્ર દૂત મોકલીને તેને કહેવડાવે એવી ગોઠવણ પણ કરી શકાય; અને પછી એ વચન વિષે વિશ્વાસ રાખીને શત્રુ જો બહાર આવે, તો પછી એને બન્ને બાજુએથી સપડાવી લેવો, અને પૂર્વોક્ત વિધિએ (વિજયાતુર રાજાએ ) કાર્યસિદ્ધિ કરી પણ લેવી.

પોતાની સાથે શાસનો અને મુદ્રાઓ ( પરવાના ) રાખીને (શત્રુના) મિત્રો કે બંધુઓ રૂપી જા રૂસ ( ગૂઢપુરુષો ) શત્રુદુર્ગમાં પ્રવિષ્ટ થાય અને પછી તેને પકડાવી દેવામાં મદદગાર બની રહે ( એવી યુક્તિ પણ રચી શકાય ).

"ઘેરો ઘાલી પડેલ શત્રુની છાવણીને હું ફલાણે વખતે અને ફલાણા ઠેકાણેથી ફટકો લગાવવાનો છું; અને એ પ્રમાણે હું કરી લઉં ત્યારે તારે મારી સાથે રહીને તેના સામે લડવાનું રાખવું"–આ પ્રમાણે ઘેરાયલ શત્રુનો કોઇ મેલો મિત્ર તેને કહેવડાવે; અને શત્રુ એ પ્રમાણે વર્તે અગર તો ઘેરો ઘાલી રહેલ સેનાને સંક્ષુબ્ધ થયલી દેખીને તે ( શત્રુ ) પોતાના દુર્ગમાથી બહારે નીકળી આવે, તો પછી ઉપર કહેવાઇ ગયું છે તે પ્રમાણે ( વિજયોત્સુક રાજાએ ) તેનો ઘાત પણ કરી નાખવો.

અગર તો શત્રુનો જે કોઇ મિત્ર હોય કે મિત્રરૂપ બની રહેલ કોઇ આટવિક હોય તેને લોભાવવો અને–" પેલો ઘેરાઇ પડેલો છે, માટે પરાક્રમશીલ થઇને જા અને તેનું રાજ્ય પડાવી લે "–એવું તેને ( વિજયાતુર ) રાજાએ પ્રોત્સાહન પણ આપવું. પછી એ પ્રમાણે એ પૈકી કોઇ એમ કરીને શત્રુની ભૂમિ પડાવી લે, એટલે પછી શત્રુના પુરૂષો કે શત્રુરાજ્યમાના દૂષ્યમુખ્યો મારફત તેને ( તેવા મિત્ર કે આટવિકને ) તેણે મરાવી પણ નાખવો; અગર તો વિજયાતુર રાજાએ પોતે જ ઝેરનો ઉપયોગ કરીને તેવાને સ્વધામ પહોંચાડી દેવો. આટલું થઇ જાય એટલે પછી મિત્ર હોવાનો ઢોંગ કરનાર બીજો કોઇ પુરૂષ, શત્રુ કને જઇને તેને આ પ્રમાણે કહી શકે:–"એ મરાયલ મનુષ્ય મિત્રઘાતક હતો." પછી એ ઢોંગી મિત્રે શત્રુનો વિશ્વાસ મેળવી લેવો અને તેની (શત્રુની) અને તેના અમલદારો ( પ્રવીર પુરૂષો )-ની વચમાં તેણે કલહને ઉત્પન્ન કરાવી દેવો એટલું તો નહિ, પરંતુ એ પ્રવીર પુરૂષોને શત્રુના હાથે ફાસી અપાવી પણ દેવી. પછી શત્રુની શાંત પ્રજાને કોપાવિષ્ટ કરીને તેણે તેને દંડી પણ પાડી દેવી; અને પછી દૂષ્ય જંગલી લોકોથી રચાયલ એક સેના લઇને તેણે શત્રુના દુર્ગમા પ્રવેશ કરવો એટલુ તો નહિ, પરંતુ વિજયાતુર રાજા હલ્લો કરીને તે દુર્ગને જિતી શકે એવી ગોઠવણ પણ તેણે કરી દેવી. અગર તો જે દૂષ્યજનોએ, અમિત્રોએ, આટવિકોએ તથા દ્દતરજનોએ શત્રુને ત્યજી દીધેલો હોય તેઓ– "અમારા મનનું સમાધાન થઇ ગયું છે; અમને માનિત કરવામા આવેલ

છે; અમને ઇનામઅકરામ અપાયલ છે—" એવા એવા બ્હાના બતાવીને શત્રુ પાસે ફરીથી જાય અને પછી (પ્રસંગ ઉપસ્થિત થઇ આવતા) તેઓ દુર્ગ લેવાના કામમા વિજયાતુર રાજાને ઉપકારક થાય (એવી યુક્તિ પણ રચી શકાય ખરી).

(શત્રુના) દુર્ગને જિતી લીધા પછી, અગર તો તેના કિલ્લાને જિતીને પોતાની છાવણી વિષે ગયા પછી, શત્રુપક્ષના જે સૈનિકો તાબે થઇ જાય તે પૈકી જેઓ (રણાંગણમા) પડેલા હોય, જેઓ પોતાનાં મુખ ફેરવીને ઉભેલા હોય, અગર તો જે સૈનિકોના કેશ વીખરાઇ ગયલા હોય, જેમના હથિયારો છોડાઈ દેવાયલ હોય, અગર તો જેમના શરીર વિરૂપ બનીને ભયથી કંપી રહેલા હોય; એ તમામને તેણે (વિજેતાએ) અભય બનાવી દેવા; અને પછી જ્યારે શત્રુપક્ષનું એક પણ માણુસ એવા એ કિલ્લામાં ન હોય અને એ દુર્ગ અંદરથી અને બહારથી જ્યારે સુરક્ષિત બની જાય, ત્યારે પછી તેણે (વિજેતાએ) તેમાં પ્રવેશ કરવાનું રાખવું

આ પ્રમાણે અમિત્રની ભૂમિ મેળવી લીધા પછી વિજયાતુર રાજાએ, મધ્યમ રાજાની ભૂમિ જિતી લેવાની ઇચ્છા કરવી; અને એ પ્રમાણે એવા મધ્યમ રાજાની ભૂમિ લેવાઇ રહે, ત્યાર પછી તેણે ઉદાસીન રાજાને પોતાનો હાથ ચખડાવી દેવો. પૃથિવી માત્રને જિતી લેવાનો, આ પ્રથમ માર્ગ છે.

મધ્યમ તેમ જ ઉદાસીન રાજાઓનો અભાવ હોય, તો તેણે (વિજયાતુર રાજાએ) પોતાના ગુણાતિશય વડે શત્રુની પ્રજાનાં દીલ જિતી લેવાં, અને પછી ઉત્તરોત્તર શત્રુને નજરમાં લેતાં રહવું. પૃથિવી માત્રને જિતી લેવાનો, આ બીજો માર્ગ છે.

(જિતી લેવાય એવા) મંડળનો અભાવ જો હોય, તો પછી તેણે પોતાના મિત્રની કે શત્રુની સેનાને પોતાની અને તેના (મિત્રના શત્રુની કે તેના (શત્રુના) મિત્રની સેનાની વચમાં સપડાવો લઇને તેના ઉપ. વિજય મેળવી લેવાની તજવીજ (પણ) કરવી. પૃથિવી માત્રને જિતી લેવાનો, આ ત્રીજો માર્ગ છે.

અગર તો પોતાના પાડોસમાંનો જે કોઇ રાજા, જિતાય તેવો (અશક્ય) હોય તેને તેણે (વિજયાતુર રાજાએ) પ્રથમ જિતી લેવો, અને એ રીતે તેણે પોતાની શક્તિને દ્વિગુણિત કરીને તેને ત્રિગુણિત કરવાનું પણ રાખવું; અને પછી ત્રીજા શત્રુને જિતીને તેણે તેમાં (પોતાની શક્તિમાં) વૃદ્ધિ પણ કરી દેવી. પૃથિવી માત્રને જિતવાનો, આ ચોથો માર્ગ છે.

ચાર વર્ણ તથા ચાર આશ્રમમાં વિભક્ત થયલ જનોવાળી અખિલ પૃથિવીને જિતીને વિજેતાએ (પોતાના રાજધર્મ પ્રમાણે) તેનો ઉપભોગ પણ કરવો.

ઉપજાપ (પ્રપંચ), જાસુસ (અપસર્પ), શત્રુ પ્રજાને ભોળવી (વિજયાતુર રાજાના પક્ષમાં ભેળવી) લેવાની ક્રિયા, ઘેરો અને હલ્લો: આ પાંચ ઉપાયોથી (શત્રુના) દુર્ગને જિતી શકાય છે.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, 'દુર્ગ મેળવવાના ઉપાય'-એ સંજ્ઞાવાળા તેરમા અધિકરણમાંનું, "ઘેરો અને (શત્રુનું) અવમર્દન"-એ નામનું ચોથું પ્રકરણ પૂરું થાય છે.)

---

## પ્રકરણ ૫

### જિતાયલ ભૂમિમાં કરાતી પુન: શાંતિસ્થાપના.

વિજયાકાંક્ષી રાજા તરફથી કરાતું સમુત્થાન દ્વિવિધ હોય છે:-(૧) અટવી વગેરે પ્રદેશો વિષે; અગર તો (૨) એક ગામડા વગેરે પરત્વે..

એવા (વિજયાકાંક્ષી) રાજાથી જે ભૂમિલાભ કરાય છે તેના ત્રણ પ્રકારો છે:-(૧) જે ભૂમિ નવી મેળવાય તે, (૨) જે ભૂમિ પાછી મેળવાણી હોય તે (ભૂતપર્વ), અને (૩) જે ભૂમિ વંશપરંપરાગત (વારસામાં પ્રાપ્ત થઇ આવેલ) હોય તે.

નવી ભૂમિ પ્રાપ્ત થઇ આવે એટલે તેણે (તે પ્રાપ્ત કરનાર વિજેતાએ) પોતાના સદ્ગુણો વડે પરદોષો (શત્રુના દુર્ગુણો)ને આચ્છાદિત કરી દેવા

એટલું તો નહિ, પરંતુ તેણે સ્વધર્મનું પાલન કરવું, પોતે જે કર્મો કરવાં જોઇએ તે તેણે કરવા, અનુગ્રહ બતાવવો, (લોકોને) કરમુક્ત કરવા, દાન આપવાં અને માનઅકરામ પણ દેવા, અને તે બધું કરીને તેણે (તેવા વિજેતાએ) શત્રુના કરતાં બેવડા સદ્‌ગુણવાળો દેખાવાનો પ્રયત્ન પણ કરવો રાજ્યનું પ્રિયહિત કરનારા જે મનુષ્યો હોય તેમને તેણે અનુવર્તી રહેવું. જે જનોએ શત્રુપક્ષ છોડી દઇને પોતાનો પક્ષ લીધો હોય તેમને તેણે પોતે જે જે વચન આપેલ હોય તે તે વચન પ્રમાણે તેણે તેમને બદલો પણ આપી દેવો. વળી એવા લોકો જેટલી વાર તેને પોતાને મદદ કરે તેટલી વાર તેણે તેમને ઇનામો આપતાં પણ રહેવું; કારણ કે જે કોઇ પ્રસમ એકલ (વિસંવાદક) નીવડે છે તેનો વિશ્વાસ નથી કરતા તેના પોતાના જનો કે નથી કરતા તેના શત્રુના જનો. વળી જે કોઇ પોતાની પ્રજા વિરૂદ્ધ આચાર-વાળો હોય છે તેનો વિશ્વાસ પણ કોઇ કરતું નથી હોતું. આમ હોઇને તેણે ( વિજયાતુર રાજાએ ) શીલ, વેષ, ભાષા અને આચાર પરત્વે પોતાની પ્રજા સાથે સમાનતાનો જ નિર્વાહ કરી રાખવો જોઇએ. દેશ, દેવ, સમાજ-ઉત્સવો તથા સામાજિક વિહારો—એ સર્વ પરત્વે જે પ્રકારની ભક્તિ લોકો ધરાવતા હોય તેને તેણે અનુસરીને રહેવું જોઇએ. રાજ્યના જુદા જુદા ભાગ ( દેશ ), ગામડાં, વિવિધ જાતિઓ અને વિવિધ સંઘો—એ સર્વના મુખ્ય જનોની પાસે તેણે (વિજેતાએ) સત્રીઓને મોકલી આપીને તેમની મારફત ( પોતાના-) શત્રુનાં અપકૃત્યોનું તેમને ભાન કરાવી દેવું એટલું તો નહિ, પરંતુ તે (વિજેતા) પોતે તેમના (પ્રજાગણના) મહાભાગ્યમાં તેમ જ તેની ભક્તિમાં પોતાનું સર્વસુખ જોઇ રહેલો છે, એવી વાત પણ તેણે (તેમની મારફત) તેમને ગળે ઉતરાવી દેવી. તેમને ( લોકોને ) વિવિધ પણ ઉચિત ભોગ ભોગવાવીને, કરમાંથી મુક્ત કરીને, તેમ જ તેમની રક્ષા થઇ રહે તેટલા સારુ યોગ્ય ઉપાયો ગ્રહીને તેણે તેમને પ્રસન્ન પણ રાખવા. તેણે હંમેશાં

* શીલ, ભાષાદિ ચારે બાબતો પરત્વે જે સરખાપણું હશે, તો તે સ્વતત્વ (પ્રજાતત્વ-Nationality )નો નિર્વાહ કરી રાખનારૂં મનાશે.

ધર્મનિષ્ઠાનું પૂજન કરતા પણ રહેવું. વિદ્યાવાળા, વક્તા, ધાર્મિક, અને શૂર પુરૂષોને ભૂમિદાન કે દ્રવ્યદાન કરવાં, અને તેમને, કરમાંથી મુક્ત પણ રાખવા. તેણે કેદીઓને છોડી મુકવા, અને જે લોકો દીન, અનાથ અને વ્યાધિત હોય તેમને તેણે મદદ પણ આપવી. ચાતુર્માસ્ય દરમ્યાન પંદર દિવસ સુધી, પૌર્ણમાસમાં ચાર દિવસ સુધી, અને જે દિવસે રાજનક્ષત્ર (રાજાના જન્મનું નક્ષત્ર) કે દેશનક્ષત્ર હોય તે પ્રત્યેક દિવસે તેણે પ્રાણીમાત્રનો વધ થતો અટકાવી દેવો. એ જ પ્રમાણે તેવા વિજેતાએ માદા જાનવરોનો તથા તેમના બચ્ચાં (યોનિબાલ)નો વધ ન થાય એવી ગોઠવણ પણ કરવી; અને કોઇ પણ (નર) જાનવરનું પુંસ્ત્વ નષ્ટ ન કરાય એવો બંદોબસ્ત પણ કરી દેવો. પોતાના કોશ તથા સૈન્યને ઘાતક થઈ પડે તેવા કે અધર્માત્મક વ્યવહારનો કે ચરિત્રનો પ્રતિષેધ કરીને તેણે ધર્મવ્યવહારની સ્થાપના કરવી. (વળી) જે લોકો જન્મથી ચોર હોય કે મ્લેચ્છ જાતિના હોય તેમને તેણે એક જ સ્થાનમાં રહેવા ન દેતાં વિવિધ સ્થાનો વિષે (છૂટા છૂટા) રહેતા કરી પણ દેવા. પોતાના જે અમલદારોના તાબામાં પોતાના દુર્ગો, પોતાના રાજ્યના વિવિધ ભાગો તથા પોતાની સેના—એ સર્વે રહેતા હોય તે અમલદારોને તથા પોતાના અમાત્યો અને પુરોહિતો પૈકી જેઓ શત્રુમાં મળી ગયલ જણાય તેમને તેણે, શત્રુભૂમિના સીમાપ્રદેશ સમીપ આવેલ તેમનાં પોતાના સ્થાનકોમાંથી ફેરવતાં રહેવું, અને તેમને તેણે અનેકસ્થ બનાવી પણ દેવા. પોતાના જે અપકારસમર્થ મનુષ્યો, પોતાના સ્વામીના વિનાશની સાથે પોતાનો વિનાશ થશે એમ માનતા હોય તેમને તેણે (વિજેતાએ) ખાનગી રીતે ઉપકારીને પ્રશાંત પણ કરવા. સ્વદેશત્યાગ કરીને શત્રુરાજ્યમાં ભરાઇ બેઠલ મનુષ્યોને જો શત્રુ ભેગા કેદ પકડાઇ જવાનો પ્રસંગ આવી જાય, તો પછી તેણે (વિજેતાએ તેમને કેદ પકડીને) પોતાના રાજ્યના કોઇ ખૂણામાં રહેવાને મોકલી પણ આપવા. શત્રુકુળનો કોઇ પુરૂષ (વિજેતા રાજાથી) જિતી લેવાયલ રાજ્ય પાછું મેળવી લેવાને માટે જેટલી શક્તિ જોઇએ તેટલી શક્તિ ધરાવનારો દેખાય, અને જો તેવો પુરૂષ, વિજેતા

રાજાના રાજ્યના સીમાપ્રદેશ ઉપર આવેલ જંગલપ્રદેશના લોકો બેઠેલ હોઈને તેને પોતાને (વિજેતાને) ત્રાસ આપી રહેલા હોય, તો પછી વિજેતા રાજાએ તેની પાસેથી અમુક નાણાં ખંડણી રૂપે તથા અમુક સંખ્યામાં સૈનિકો મેળવવાની સરત કરીને તેને કાં તો ગુણહીન અગર તો (તેના) ચોથા ભાગ જેટલી ગુણવતી ભૂમિનું દાન કરી દેવું; કારણ કે એવી સરતના પરિણામમાં એવા એ શત્રુકુલજનો, પૌરજનો તથા ગ્રામજનોમાંથી નાણાં ઉઘરાવવાનો તથા સેના ઉભી કરવાનો પ્રયાસ એ જ્યારે કરશે, ત્યારે તેઓ કુપિત થઈ જવાના એટલું તો નહિ, પરંતુ એવા એ કુપિત લોકોના હાથે એનો ઘાત પણ થવાનો. (વળી) જે કોઈએ પોતાના પ્રજાગણને કુપિત કરેલ હોય અગર તો જે કોઈએ તેની ઇતરાજીની કમાણી કરેલી હોય તેને તેણે ખસેડી લેવો, અને તેને તેણે, કોઈ ભય પ્રદેશમાં વસાવી દેવો પણ ખરો.

એક વાર ગુમાવી દેવાયલ ભૂમિની પુનઃપ્રાપ્તિ થઈ આવે, એટલે પછી જે દોષના પરિણામે પોતે એ ભૂમિ ગુમાવેલી હોય તે દોષને ઢાંકી રાખવાનો પ્રયાસ તેણે (રાજાએ) કરવો એટલું તો નહિ, પરંતુ જે સદ્‌ગુણના પ્રભાવે પોતે તે ભૂમિને પાછી મેળવેલી હોય તે સદ્‌ગુણને તીવ્ર કરવા (વધારવા)ને તેણે મથવું પણ ખરૂં.

પોતાના પિતા તરફથી જો રાજ્યની પ્રાપ્તિ થઈ આવે, તો પછી (એ પ્રમાણે વારસા રૂપે મળેલ રાજ્યના) રાજાએ પોતાના પિતાના દોષોને ઢાકવા, અને પોતાના જે સદ્‌ગુણો હોય તેમને પ્રકાશમાં મુકી દેવા.

(વળી) જે રિવાજો (ચરિત્ર) પોતાના રાજ્યમાં પળાતા ન હોય, પરંતુ જેઓ ધર્મ્ય હોઇને અન્ય રાજ્યના લોકોથી પળાતા હોય તેમને તેણે પોતાના રાજ્યમાં પ્રવર્તાવવાનાં પગલાં ભરવાં એટલું તો નહિ, પરંતુ જે રિવાજો અધર્મ્ય હોય છતાં પણ અન્યથી પળાતા હોય તેમને તો તેણે પોતાના રાજ્યમાં પ્રવર્તવા પણ ન દેવા.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, "દુર્ગ મેળવવાના ઉપાય" —જે સંજ્ઞાવાળા તેરમા અધિકરણમાંનું, 'જિતાયલ ભૂમિમાં કરાતી પુનઃ શાંતિસ્થાપના'—એ વિષયની ચર્ચા કરતું પાંચમું પ્રકરણ પૂરૂં થાય છે.)

—: તેરમું અધિકરણ પણ સમાપ્ત :—

# ચૌદમું અધિકરણ—ગુપ્ત ઉપાયો.

## પ્રકરણ ૧.

### પરઘાતપ્રયોગ.

ચારે વર્ણોની રક્ષા થઈ રહે એટલા માટે દુષ્ટ ( અધર્મિષ્ઠ ) જનો પરત્વે ગુપ્ત ઉપાયો ( ઔપનિષદિક )ને કામે લગાડવા.

વિવિધ દેશ, કર્મ કે વૃત્તિને અનુરૂપ વેષ ધરી શકે એવા અગર તો ખૂધા ( કુબ્જ ), વામણા ( વામન ), કિરાત ( પહાડી મનુષ્ય ), કે મૂંગા, બહેરા, જડ કે અંધ મનુષ્યો જેવા દેખાતા મ્લેચ્છ જાતિના સ્ત્રી-પુરૂષોને સાધીને તેમની મારફત દુષ્ટ જનોથી લેવાતા ખોરાકમા તથા તેમનાથી લેવાતા ઉપભોગો વિષે કાલકૂટાદિવર્ગના ઝેર ભેળવાવી દેવા. રાજક્રીડા કે ગાયનવાદનાદિનો ઉપભોગ લેવાઇ રહેલ હોય ત્યારે સત્રાજીવી વર્ગના ( છાપો મારવાને તૈયાર રખાયલ ) જે ગૂઢપુરૂષો હોય તેમણે પોતાના હાથે શસ્ત્રનો ઉપયોગ કરી લેવો, અને રાત્રિચારી કે અગ્નિજીવી વર્ગના જે જાસુસો હોય તેમણે ( દુષ્ટજનોના ઘરોને ) સળગાવી મુકવા પણ ખરા.

ચિત્ર, ભેક ( દેડકું ), કૌણ્ડિન્યક, કૃકણ, પંચકુષ્ઠ અને શતપદી-એ સર્વ પ્રાણીઓના ( મૃત ) દેહોનું ચૂર્ણ; અગર તો ઉચ્ચિદિંગ, કંબલી ને કૃકલાસ—એ પ્રાણીઓના ( મૃત ) દેહો સાથે શતકંદ ( વનસ્પતિવિશેષ ) ભેળવીને કરાતું ચૂર્ણ, અગર તો ગૃહગૌલિક ( ગરોળી ), અંધાહિક ( આંધળી ), કકંડક, પૂતિકીટ અને ગોમારિકા. એ સર્વ (મૃતજીવો)ને ભલ્લાતક અને વલ્ગૂકા ( નામની વનસ્પતિ )-ના રસમાં ભીંજવીને કરાયલ ચૂર્ણ.—આ પ્રત્યેક પ્રકારના ચૂર્ણને જો બાળવામા આવશે, તો તેમાથી નીકળતો ધૂમ ( ઝેરી હોઇને હરકોઇના ) પ્રાણ સદ્ય હરી લેશે ( પણ ખરો ).

પૂર્વોક્ત છવો ( કીટ ) પૈકી એક તથા કૃષ્ણસર્પ અને પ્રિયંગુ: એ ત્રણેને ભેળાં તપાવીને જો તેમનું ચૂર્ણ કરવામાં આવશે અને પછી જો એ ચૂર્ણ બાળવામાં આવશે, તો તેમાંથી નીકળતો ધૂમ (પણ) સદ્યપ્રાણહર નીવડવાનો.

ધામાર્ગવ અને યાતુધાનનાં મૂળને ભલ્લાતકનાં ફૂલમાં ભેળવી તેમનું જે ચૂર્ણ તૈયાર કરવામાં આવે તે ચૂર્ણ જો ( કોઇને) ખવડાવવામાં આવે, તો તે ખાનાર માણસ પંદર દિવસમાં મરી જશે ( પણ ખરો ).

વ્યાઘાતકનાં મૂળ તથા ભલ્લાતકનાં ફૂલ; એ બેને વાટીને કોઇ એક કીટસાર તેમાં ઉમેરવામાં આવે, અને તે પ્રમાણે તૈયાર કરાયલ ચૂર્ણ જો કોઇને ખવડાવવામાં આવે, તો ( ખાનારનું ) મરણ એક માસમાં થઇ આવશે.

મનુષ્યને આ ચૂર્ણ એક કલાભાર (એક સોલાંશ તોલો), ખર અને અશ્વને એથી બમણું, અને હાથી તથા ઉંટને ચારગણા પ્રમાણમાં આપવું.

શતકર્દમ, ઉચ્ચિર્દિંગ ( કરચલો ), કરવીર, કટુતુંબી ( કડવી તુંબડી ) અને માછલી—એ સર્વના ચૂર્ણને મદન અને કોદ્રવના દાણાનાં ફોતરાં સાથે અગર તો હસ્તિકર્ણ ( એરંડા )નાં બીજનાં ફોતરાં તથા પલાશનાં ફોતરાં સાથે ભેળવીને બાળવામાં આવે, તો તેમાંથી નીકળતો ધૂમ, પવનને લીધે જ્યાં સુધી ફેલાશે ત્યાં સુધીનાં પ્રાણીઓ (તેની અસરથી) મરી પણ જવાનાં.

પૂતિકીટ, મત્સ્ય, કટુતુંબી, શતકર્દમની છાલ અને ઇન્દ્રગોપ (કીટ)–એ સર્વનું ચૂર્ણ; અગરતો પૂતિકીટ, ક્ષુદ્રારાલા, અને હેમવિદારી સાથે બકરાની શીંગડી તથા ખરી કૂટીને જે ચૂર્ણ તૈયાર કરાય તે–એ દરેકને બાળવાથી જે ધૂમ પેદા થશે તે ( તેની અસર નીચે આવનાર પ્રાણીને ) આંધળાં કરી મુકશે.

પૂતિકરંજનાં પાનડાં, હરિતાલ, મનઃશિલા, ગુંજા ( બીજ ), રાતા કપાસિયાનાં છોલાં, આસ્ફોટ, કાચ અને ગાયનાં છાણમૂત્ર–એ

અર્વને મિશ્રિત કરીને બાળતાં જે ધૂમ ઉત્પન્ન થઈ આવશે તે પણ (પ્રાણીને) આંધળાં બનાવી દેશે.

સાપની કાંચળી, ગાયનું છાણ, ઘોડાની લાદ અને અંધાહિક (આંધળા સર્પ)નું માથું—આ સર્વને એકઠા કરીને બાળતા જે ધૂમ પેદા થાય છે તેના પરિણામમાં પણ અંધાપો થઇ આવે છે.

પારાવત, પ્લવક, ક્રવ્યાદ (માંસાહારી) પ્રાણીઓ, હાથી, મનુષ્ય (નર) અને વરાહ–આ સર્વના મૂળમૂત્ર; કાસીસ (લોહગંધકિત)યુકત યવનાં કણછોડા, ચોખા, કપાસિયા અને કુટજ અને કોશાતકીનાં બીજ–આ બધાનો ભૂકો; અને ગોમૂત્ર, ભાંડીમૂલ, નિમ્બ, શિગ્રુ, ફણિજ્જક (એક પ્રકારની તુલસી), ક્ષીબપીલુક, ભાંગ, સર્પની તથા માછલીની ચામડી, અને હાથીના નખ તથા દંતશવ–આ સર્વના ભૂકા સાથે મદન અને કોદ્રવના ફોતરા, અગર તો હસ્તિકર્ણ તથા પલાશના ફોતરાં મેળવીને જે ચૂર્ણ તૈયાર કરાય તે –આ પ્રમાણે તૈયાર કરાયલ એકંદર ચૂર્ણને જો બાળવામાં આવશે, તો એમાથી જે ધૂમ પેદા થશે તેની અસરથી, તે ધૂમ જેટલા પ્રદેશમાં ફેલાશે તેટલા પ્રદેશમાંનાં પ્રાણીઓ તુર્ત મરી જવાનાં (એ પણ નક્કી).

કાળી, કુષ્ઠ, નડ અને શતાવરીના મૂળ ખાંડીને તૈયાર કરાયલ ચૂર્ણ; અગર તો સર્પ, મોર, કૃકણ અને પંચકુષ્ઠના ભૂકાને પૂર્વોકત પ્રકારના કલ્કમા ભીંજવીને કે પૂર્વોકત પ્રકારનાં શુષ્ક ફોતરા સાથે ભેળવીને જે એકંદર ચૂર્ણ કરાય તે–એ બેમાથી જે કોઇનો ઉપયોગ જે કોઇ પુરૂષ, લડાઇના કે દુર્ગ લેવાના પ્રસંગમા કરે તે પુરૂષે જો પોતાની આંખને અંજન તેમ જ ઔષધયુકત ઉદક વડે રક્ષિત કરી રાખેલી હશે, તો (તેની પોતાની આંખને નુકસાન ન પહોંચાડતાં) તેમાથી નીકળ તો ધૂમ નેત્રઘ્ન હોઇને પ્રાણીમાત્રની આંખોને નષ્ટ (પણ) કરી દેશે.

સારિકા, કપોત, બક અને બલાકાની લીંડીઓને, ક્ષીવ–પીલુક તેમ જ સ્નુહિ–તે ત્રણના ક્ષીરમા પલાળીને જે અંજન તૈયાર કરવામાં આવે છે

તે અંધીકર નીવડે છે એટલું તો નહિ, પરંતુ પાણીને દૂષિત કરી દેવામાં પણ તે ઉપયોગી થઇ પડે છે

મધક, શાલમૂળ, મદનફળ, અને જાતીપત્રને નરમૂત્રમાં પલાળીને તેમાં પ્લક્ષ તથા વિદારીના મૂળ ખાંડીને ઉમેરી દેવા એટલું તો નહિ, પરંતુ મુસ્તા ઉદુમ્બર, મદનક અને કોદ્રવનો કવાથ કે હસ્તિકર્ણ અને પલાશનો કવાથ તેમા ઉમેરી પણ દેવો આ રીતે તૈયાર કરતા મિશ્રણને 'મદનયોગ' કહેવામા આવે છે.

શૃંગિ, ગૌમેવૃક્ષ, કંટકાર અને મયૂરપદીનો ભૂકો; ચણોઠી, વિષમૂલિકા અને ઇંગુદીનો ભૂકો; તેમ જ કરવીર, અક્ષિપીલુક, આકડો અને મૃગમારણીનો ભૂકો:—આ સર્વને મદન અને કોદ્રવના કવાથમાં કે હસ્તિકર્ણ અને પલાશના ઊકાળામાં મેળવીને જે ( રસ ) તૈયાર કરવામા આવે છે તે (પણ) 'મદનયોગ' કહેવાય છે.

( પૂર્વોક્ત ) ઉભય પ્રકારનાં મિશ્રણોને એકત્ર કરીને જો ઘાસ અને અને પાણી સાથે તેમને યુક્ત કરવામા આવે છે, તો તે (રગડો) તે ઉભયને દૂષિત પણ કરી દે છે.

કૃકણ, કૃકલાસ, ગૃહગોલિકા અને અન્ધાહિ—એ ચારે પ્રાણીના (મૃત) શરીરોને ભેળાં વાટીઘૂંટીને જે મિશ્રણ કરાય તેને જો બાળવામા આવે, તો તેમાથી નીકળતો ધૂમ નેત્રવધ કરશે એટલું તો નહિ, પરંતુ ઉન્માદ ( ગાંડપણ )ને પણ જન્મ આપી દેશે.

કૃકલાસ અને ગૃહગોલિકાનો ચૂર્ણયોગ કોઢ ઉત્પન્ન કરશે.

આ ( કૃકલાસ અને ગૃહગોલિકના ચૂર્ણયોગ )ને જો ચિત્રભેકનાં આતરડાં અને મધુ સાથે યુક્ત કરીને બાળવામા આવશે, તો તેના ધૂમાડા (ની અસર)થી પ્રમેહ (રોગ )ની ઉત્પત્તિ થઇ આવશે; અને એ આખા મ' મિશ્રણને મનુષ્યના લોહીવાળું બનાવીને જો બાળવામાં આવશે, તો ( તેના ધૂમાડાને લીધે ) શોષ ( ક્ષય રોગ )ની ઉત્પત્તિ થઇ આવશે.

દૂષીવિષ, મદન અને કોદ્રવ—એ ત્રણનું ચૂર્ણ **જીભને નષ્ટ કરી દેશે.**

માતૃવાહક, જળો, મોરપીછ, દેડકાની આંખ અને પીલુક–એ સર્વને ભેળવીને જે ચૂર્ણ તૈયાર કરવામાં આવશે તે વિષૂચિકા (કોગળિયા)ને જન્મ આપી દેશે.

પંચકુષ્ઠ, કૌણ્ડિન્યક, રાજવૃક્ષ, મધુપુષ્પ અને મધુઃ એ સર્વનું મિશ્રણ જ્વરકર (તાવ આણનારૂં) નીવડશે.

ભાજ તથા નકુલની જિહ્વાગ્રંથિના ચૂર્ણને ગધેડીના દૂધમાં ભેળવીને જે લૂમદી તૈયાર કરવામાં આવે છે તેનો ઉપયોગ કરવાથી મૂંગાપણું તથા બહેરાપણું ઉત્પન્ન થઇ આવે છે.

માણસો તથા (ઇતર) પ્રાણીઓને, એકમાસ કે અર્ધમાસમાં, ધાર્યા પ્રમાણે વિરૂપ બનાવી દેવાને અર્થે કેટલા પ્રમાણમાં મિશ્રણનો ઉપયોગ કરવો જોઇએ. તે પૂર્વોકત પ્રમાણ ઉપરથી સમજી લેવું.

ઔષધોને ખાંડીને જો ઊકાળવામાં આવે છે, તો તે પ્રમાણે તૈયાર કરાતું મિશ્રણ વધારે અસરકારક નીવડશેઃ અને પ્રાણભૂતો (દવા રૂપે ઉપયોગમાં લેવાતાં પ્રાણીઓ)ને જો ઔષધ રૂપે વાપરવાનાં હોય, તો તેમનું ચૂર્ણ કરીને તેમને ઉપયોગમાં લેવાં (ફાકી રૂપે વાપરવાં); અગર તો બધા ય પ્રકારનાં ઔષધોને ઊકાળીને જે કવાથ તૈયાર કરાય તેને ઉપયોગમાં લેવો.

શાલ્મલી અને વિદારીધાન્યનું ચૂર્ણ; મૂલવત્સનાભનું ચૂર્ણ; અને ચુચુંદરીનું લોહી–એ ત્રણેને સંયુક્ત કરીને તેમાંથી બનાવાતા બાણ વડે જે કોઇ માણસ વીંધાયલ હશે તે માણસ, બીજા દશ માણસોને કરડી શકશે, અને (તે પ્રમાણે કરડાઇને વિષયુક્ત બનેલ) તે દશ માણસો પુનઃ બીજા (સો માણસોને કરડી (પણ) શકશે.

ભલ્લાતક, યાતુધાન, ધામાર્ગવ અને બાણ (વનસ્પતિ)નાં ફૂલોને, એલાઃ કાક્ષિઃ ગૂગળ અને હલાહલ–(એ ચાર ચીજો)ના ચૂર્ણમાં ભેળવી તેમાં જો માણસનું તથા બકરાનું રુધિર મિશ્રિત કરવામાં આવશે, તો તેના

પરિણામમાં 'દંશયોગ્ય (જેને તેને કરડવા માટે પ્રેર તેવા ઉન્માદ)'ની ઉત્પત્તિ થઇ આવશે (પણ ખરી).

સો ધનુષ્ જેટલા વિસ્તારવાળા કોઇ ઉદકાશયના પાણીમાં જો પૂર્વોક્ત મિશ્રણના અર્ધધરણિક જેટલા ભાગને લોટ તથા તેલ સાથે મેળવીને પિંડલીઓ રૂપે ફેંકવામાં આવશે, તો તેવા ઉદકાશયનું પાણી દૂષિત થઇ જશે એટલું તો નહિ, પરંતુ એ પિંડલીઓને ગળી જનાર કે તેમને અડકનાર માછલાં દૂષિત થવાનાં, અને એવા પાણીને જે કોઇ પીશે કે અડકશે તે પણ વિષીભૂત થઇ જશે.

ત્રણ કે પાંચ દોથા સરસવ નાખે જે કોઇ ગોધા (ગરોળી)ને ભૂમિ વિષે દાટી દેવામાં આવેલ હોય તે ગોધાને જો કોઇ વધ્ય પુરુષના હાથે (ભૂમિ બહાર) ખેંચી કઢાવવામાં આવશે, તો તેવો પુરુષ તેને પૂરેપૂરો બહાર ખેંચી કાઢી રહેલો નહિ હોય એટલામાં તો તે પોતે મરી ગયો હશે પણ ખરો.

વિદ્યુત્પ્રદગ્ધ થવાથી (પોતાના મુખમાથી) ધીણોટાં કાઢતા (ઉદ્ગારોજ્જ્વલ) અગરતો વિદ્યુત્પ્રદગ્ધ (વીજળીના પડવાથી બળી ગયેલ) કાષ્ઠો વડે પકડાઇને અનુવાસિત થયેલા (જેને ધૂણી અપાયલી હોય તેવા) કોઈ કૃષ્ણસર્પને, કૃત્તિકા કે ભરણી નક્ષત્રવાળા દિવસોમાં કરાયલ રૌદ્ર કર્માનુષ્ઠાનને અંતે જો અગ્નિમાં હોમી દેવામાં આવશે, તો (તે પ્રમાણે વિષીભૂત થયેલ) તે અગ્નિ, ઓલવાઇ શકાય નહિ તેવી રીતે બળ્યાં પણ કરશે.

લોહાર (કર્માર)ના ઘરમાથી અણાયલ અગ્નિને ક્ષૌદ્ર (મધ)ની આહુતિ આપવી; કલાલના ઘરમાથી અણાયલા અગ્નિને સુરાની આહુતિ દેવી; યાજકના અગ્નિને ઘીની આહુતિ આપવી; એકપત્નીવાળા યાજકના ઘરમાંથી અણાતા અગ્નિને એક પુષ્પમાળાની આહુતિ દેવી; કોઇ પુંશ્ચલી (વ્યભિચારિણી)ના ઘરમાથી અણાયલ અગ્નિમાં સરસવ (સર્ષપ) હોમવ: સુવાવડના વખતમાં રાખી મુકાયલ અગ્નિને જો લાવવામાં આવે, તો તેને દહીંની આહુતિ આપવી; અગ્નિહોત્રીના ઘરમાથી અણાયલ

અગ્નિને ચોખાની આહુતિ દેવી; ચંડાલાગ્નિને માંસની અને ચિતાગ્નિને મનુષ્યના માંસની આહુતિ આપવી. પૂર્વોક્ત બધા ય પ્રકારના અગ્નિઓને એકઠા કરીને લાવી મુકવામાં આવેલ હોય, તો પછી તેમાં, મનુષ્યના તેમ જ બકરાના માંસસારને સરવાવડે હોમવાનું રાખવું. પરંતુ એ બધી આહુતિઓ અપાય ત્યારે અગ્નિમંત્રો બોલાતા રહે અને રાજવૃક્ષના કાષ્ઠના કટકાઓ પણ તેમાં હોમાતા રહે, એ પ્રમાણે કરવાનું પણ રાખવું જોઇશે. આ પ્રમાણે જો અગ્નિને પ્રજ્વલિત રાખવામાં આવશે, તો તે નિષ્પ્રતીકાર (ઓલવાઇ ન શકે તેવો) ગણાશે એટલું તો નહિ, પરંતુ શત્રુનાં નેત્રોને તે મોહાંધ કરી મુકશે ( એ પણ નક્કી.).

અદિતિને નમસ્કાર; અનુમતિને નમસ્કાર; સરસ્વતીને નમસ્કાર; સૂર્યને નમસ્કાર; અગ્નિ અર્થે સ્વાહા; સોમાર્થ સ્વાહા; ભૂ અર્થે સ્વાહા; અને ભુવાર્થે સ્વાહા.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, 'ગુપ્ત ઉપાયો વિષયક (ઔપનિષદિક)'' ચૌદમા અધિકરણમાનું, 'પરઘાતપ્રયોગ' નામક પહેલું પ્રકરણ પૂરૂં થાય છે.

---

## પ્રકરણ ૨.

### * અદ્ભુત અને માયાવી કરામતો.

શિરીષ, ઉદુમ્બર અને શમીઃ એ ત્રણેના ચૂર્ણને જો ઘીમાં મેળવીને ચાટવામાં આવે, તો પંદર દિવસ સુધી ભૂખ્યું રહી શકાશે (અન્ન ખાવાની જરૂર નહિ પડે.).

કશેરૂક, ઉત્પલ અને શેરડીના મૂળભાગના ચૂર્ણને બિસ (કમળવિશેષ), દૂર્વા, દૂધ અને ઘી-(એ ચાર સાથે) મિશ્રિત કરીને જો કોઇ પણ મનુષ્ય

* આ પ્રકરણમાં બતાવાયલ તમામ પ્રયોગો કોઇ પણ વૈજ્ઞાનિકે કરી જોવા જેવા છે.

તે ખાશે, તો તે માણુસ એક માસ પર્યન્ત (અન્નાદિ વિના) ચલાવી શકશે.

દૂધ ઘી સાથે મિશ્રિત કરાયલ માષઃ યવઃ કુલુત્થ (કળથી) અને દર્ભ-મૂલ—એ ચારે ચીજોનું ચૂર્ણ લેવાથી, અગર તો વલ્લી (નામની લતા)-ના ક્ષીર અને (તેમાંથી તૈયાર કરાયલ) ઘી જેટલા માપમાં હોય તેટલા માપમાં તે વિષે જો સાલ અને પૃશ્નિપર્ણીનાં મૂળિયાંનો ભૂકો ઉમેરીને તૈયાર કરાતા કલ્કને દૂધ સાથે પીવાય, અગર તો દૂધ, ઘી તથા મધુને તત્સિદ્ધ કરીને (પૂર્વોક્ત ચીજો સાથે) પીવામાં આવે, તો જે મનુષ્ય તે પ્રમાણે કરે તે એક માસ સુધી ભૂખ્યો (પણ) રહી શકે.

ધોળા બકરાના મૂત્રમાં, સાત રાત્રિ પર્યન્ત, પલાળી રખાયલ સરસવ-(સર્ષપ)ના તેલને એક મહિના સુધી, કડવી તુંબડીમાં ભરી રાખ્યા બાદ તેને જો દ્વિપદી તેમ જ ચતુષ્પદી પ્રાણીઓને ચોપડવામાં આવશે, તો તેના પરિણામમાં તેમનો રંગ બદલાઇ જશે પણ ખરો.

જે ધોળા ગધેડાને, સાત કરતાં વધારે દહાડાથી છાશ અને જવના ખોરાક ઉપર જ રાખવામાં આવેલ હોય તેવા ગધેડાના છાણમાં ઘાલી સુકાયલ યવયુક્ત ધોળા સરસવમાંથી કઢાયલ તેલ (પણ) રંગમાં ફરક પાડી શકશે.

ધોળા બકરાના કે ધોળા ગધેડાના મળ અને મૂત્રમાં, અગાઉથી પલાળી રખાયલ સરસવના તેલના ( ચોળાવાના ) પરિણામમાં અર્કતૂલ ( આકડાના રૂ )ના જેટલી અગર તો પંખીના પીછાના જેટલી શ્વેતતા ઉત્પન્ન થઇ આવવાની.

ધોળા કૂકડાના તથા અજગરના મળને મિશ્રિત કરી તેને ઉપયોગમાં લેવાશે, તો તે પણ શ્વેતવર્ણને ઉપજાવી શકશે

સાત રાત્રિઓ સુધી, ધોળા બકરાના મૂત્રમાં પલાળી રખાયલ ગૌર (ધોળા) સરસવના ભૂકાને, છાશઃ આકડાનો ક્ષીરઃ લવણ અને ધાન્ય—આટલી ચીજો સાથે મેળવીને જો પંદર દિવસ સુધી કોઇ (પ્રાણી)ને ચોપડવામાં આવે, તો તે પ્રાણીના વર્ણ ધોળો થઇ જશે.

'વલ્લી' નામના વેલાના ક્ષીરમાંથી બનાવાયલ ઘી સાથે, કડવી તુમડી-માં ભરી રખાયલ ધોળા સરસવને પીસીને તૈયાર કરાયલ લેપ, પંદર દિવસ સુધી જો વાળને લગાડવામા આવે, તો તે વાળ ધોળા થઇ જશે.

કડવી તુંમડી, પૂતિકીટ અને ધોળી ગૃહગોલિકા—એ ત્રણમાથી બના-વેલ કલ્ક જો વાળને લગાડવામા આવશે, તો તે બધા, શંખ જેવા સફેદ થઇ જવાના.

તિન્દુક, અરીઠા અને ગાયનું છાણ-એ ત્રણ મેળવીને બનાવાયલ કલ્ક જો કોઈ મનુષ્યના શરીરના કોઇ ભાગ ઉપર ચોળવામા આવશે, અને તે પછી તે ઉપર ભલ્લાતકનો રસ ચોપડવામા આવશે, તો તે માણસને, એક મહિનાની અંદર, કોઢ થઇ આવશે (પણ ખરો).

કૃષ્ણસર્પના મુખમાં અગર તો ગૃહગોલિકા (ગરોળી)ના મુખમાં, સાત રાત્રિઓ પર્યન્ત રાખી મુકાયલ ચણોઠી (ગુંજા)નો ભૂકો પણ કોઢની ઉત્પત્તિ કરી દેશે.

પોપટ અને કોયલના ઈંડાંનો રસ ચોળવાથી પણ કોઢ ઉત્પન્ન કરી શકાય છે.

પ્રિયાલના કલ્કથી કે તેના કવાથની મદદથી કોઢ મટાડી શકાય છે.

કુક્કુટ, કોશાતકી અને શતાવરીનાં મૂળની ફાકી જે કોઇ માણસ એક મહિના સુધી ફાકશે તે ગોરો બની જશે.

(પાણીમાં) વડ (નાં પાનડા ડાંખળી વગેરે) ઊકાળીને (તે પાણીથી) જે કોઇ સ્નાન કરીને પોતાના શરીર ઉપર સહચરનો કલ્ક લગાવશે તે કાળા (કૃષ્ણ) વર્ણનું બની જશે.

શકુન તથા કંક પંખીઓમાથી કઢાયલ તેલમા હરિતાલ અને મન.-શિલા મેળવીને (તે તેલ જો કોઇના શરીરે) ચૂંસવામાં આવશે, તો તેના પરિણામમા કૃષ્ણવર્ણની ઉત્પત્તિ થઇ આવશે.

આગીઆ (ખદ્યોત)ના ભૂકાને સરસવના તેલમા મેળવવાથી તે, રાત્રિના સમયે દીવાની પેઠે બળશે (પ્રકાશી ઉઠશે).

ખદ્યોત અને ગંડૂપાદ ( એ બેના ભૂકાને મિશ્રિત કરીને તૈયાર કરાયલ ) ચૂર્ણ; અગર તો ભૃંગ, કપાલ અને ખદિર—એ ત્રણના ભૂકામાં ચકુન તથા કંક પક્ષીનું તેલ તથા સમુદ્રજંતુઓનો ભૂકો ઉમેરીને ઉત્પન્ન કરાયલ ચૂર્ણ—આ બે પ્રકારનાં ચૂર્ણ પૈકી દરેક 'તેજનચૂર્ણ' કહેવાય છે.

પારિભદ્રકની છાલ બાળીને કરાતી રાખને દેડકા ( મંડૂક )ની વસા સાથે યુક્ત કરીને જો તેને કોઇ પણ માણસના શરીર ઉપર ચોળી દેવામાં આવે, તો તેવા શરીરને ( ઇજા પહોંચાડયા વિના ) અગ્નિ વડે સળગાવી શકાશે ( પણ ખરૂં ).

પારિભદ્રકની છાલ અને તલઃ એ બેમાંથી બનાવેલ કલ્ક જો કોઇ પણ શરીરે લગાડવામાં આવશે, તો તે શરીર ( ઇજા પહોંચ્યા વિના ) બળી ( સળગી ) શકશે (પણ ખરૂં ).

પીલુની છાલ બાળીને કરાયલ ખાખની ગોળી વાળીને તેને જો સળગતી હાથમાં રાખવી હશે, તો તેમ પણ કરી શકાશે.

જે કોઇ મનુષ્યના શરીરે દેડકાની ચરબી ચોપડવામા આવશે તે માણસનું તેવું શરીર ( ઇજા પામ્યા વિના ) અગ્નિ વડે બળી (પ્રકાશી) પણ શકશે.

પૂર્વસૂચિત દેડકાની ચરબીમાં, કુશ અને આમ્રના ફળોમાંથી ખેંચી કઢાયલ.તેલ મેળવીને તૈયાર કરાતા મિશ્રણનો લેપ જો કોઇ મનુષ્યના શરીરે કરવામાં આવે, અને પછી જો તે ઉપર, સમુદ્રમંડૂકી ( દરિયાઇ દેડકી ), સમુદ્રફેન અને સર્જરસઃ એ ત્રણેને સંયુક્ત કરીને તૈયાર કરાયલ ચૂર્ણ જો ભરભરાવવામાં આવે, તો પછી તેવું શરીર ( કશી પણ હાનિ પામ્યા વિના ) બળી પણ શકશે.

દેડકાં, કરચલા અને બીજાં પ્રાણીઓની ચરબી સરખા પ્રમાણમાં લ૦ તે વિષે તલનું તેલ મેળવીને તેને જો કોઈ પણ માણસના શરીરે

ચોપડવામાં આવે, તો તે શરીર ( ઇજા પામ્યા વિના ) અગ્નિથી બળી શકે ( પણ ખરૂં ).

દેડકાની ચરબી ( વસા ) જેના ઉપર ચોપડાયલી હોય તે શરીર પણ અગ્નિ વડે બળે છે.

જે માણુસના શરીરે પોલા વાસ (વેણુ)નાં મૂળિયાં અને શૈવલ (સેવાળ)-નું ચૂર્ણ ઘસ્યા પછી દેડકાની ચરબીનો લેપ કરી દેવામા આવે છે તે માણુસનું તેવું શરીર અગ્નિથી બળી પણ શકે છે.

પારિભદ્રક, પ્રતિબલા, વંજુલા, વજ્ર, અને કદલી ( કેળ )—એ સર્વના મૂળમાંથી બનાવાયલ કલ્કમાંથી ખેંચી કઢાયલ તેલમાં, દેડકાની ચરબી મેળવીને તૈયાર કરાતું મિશ્રણ જો કોઇ ( પ્રાણી)ના પગે ચોપડી દેવામા આવે, તો તે (દાઝયા વિના) અંગારા ઉપર હિંડી ( પણ ) શકશે.

પાણી પાસે હોય એવા સ્થળમાં ઉગતી પારિભદ્રક, પ્રતિબલા અને વંજુલ ( વનસ્પતિ )--એ ત્રણેનાં મૂળિયાંના કલ્કમાં દેડકાની ચરબી મેળવવાથી જે તેલ તૈયાર થાય તે તેલ જો કોઇના પગે ચોપડી દેવામાં આવશે, તો તે કોઇ (માણસ), પોતે ફૂલના ઢગલા ઉપર ચાલતો હોય તેમ ધગધગતા અંગારાના ઢગલા ઉપર ચાલી (પણ) શકશે.

હંસ, ક્રૌંચ, મયૂર તેમ જ અન્ય, જળચર કોટીનાં મહાપંખીઓની પૂછડીઓએ સળગતા સાંઠા ( નળદીપિકા ) બાંધીબાંધીને જો તેમને, રાત્રિના સમયે, ઉડાડી મુકવામાં આવશે, તો ( આકાશમાંથી ) ઉલ્કાપાત થતો હોય એવો દેખાવ થઇ રહેશે.

વીજળીના કાર્યથી જે ( વૈદ્યુત ) ભસ્મ થઇ આવે છે તે 'અગ્નિશામક હોય છે.

કોઇ પણ સ્ત્રીના ઋતુસ્ત્રાવથી ભીંજાયલ માષ (કડોળ) તેમ જ દેડકાની વસા જેમાં મિશ્રિત થયલી હોય એવાં વજ્ર તથા કેળનાં મૂળ જે ચૂલે રખાયલ હશે તે ચૂલે કોઇ પણ ધાન્ય પાકી શકશે ( રંધાશે ) નહિ. આવા

પ્રસંગમાં ચૂલોછાણુ કરીને તેને ( ચૂલાને ) વિશુદ્ધ કરી દેવો, એ જ તેનો પ્રતીકાર છે.

ગોળાકાર પીલુમાં અગર તો અળસીના છોડના મૂળની ગાંઠમાં અગ્નિ ગોઠવીને જો તેની આસપાસ રૂ અને દોરા લપેટી દેવામાં આવશે, અને તે પછી તેને જો (કોઇ મનુષ્ય પોતાના) મુખ વિષે રાખશે, તો તે માણસ પોતાના મુખમાંથી અગ્નિના ભડકા સાથે ધૂમાડાના ગોટા પણ કાઢી શકશે.

કુશકુળ અને આમ્રફળમાંથી કઢાયલ તેલને જો અગ્નિ વિષે રેડવામાં આવશે, તો તે અગ્નિ, ગમે તેટલા પવન (પ્રવાત)માં પણ બળી શકશે.

તૈલયુક્ત સમુદ્રફેનને સળગાવીને પાણી ઉપર તરતું મુકી દેવામાં આવશે, તો તે ત્યાં સળગતું રહી શકશે (પણ ખરૂં).

શુકલ તેમ જ કૃષ્ણ વર્ણના ( કલ્માષ ) વેણુદંડ વડે નિર્મંથિત થતા વાનરના અસ્થિમાંથી ઉત્પન્ન થઇ આવતો અગ્નિ પાણીમાં સળગતો રહેશે અને ઓલવાશે પણ નહિ.

શુકલ તેમ જ કૃષ્ણ વર્ણના વેણુદંડ વડે, જે કોઇ શસ્ત્રહત કે શૂલિ ઉપર ચઢાવાયલા પુરૂષના ડાબા પડખાની પાંસળીના હાડકાને નિર્મંથિત કરીને ઉત્પન્ન કરાયલ અગ્નિને, અગર તો કોઇ એક સ્રી કે પુરૂષના હાડકાને અન્ય કોઇ મનુષ્યના હાડકા વડે નિર્મંથિત કરીને ઉત્પન્ન કરાયલ અગ્નિને જે સ્થાન વિષે, જમણી બાજુએથી ડાબી બાજુ તરફ—એમ ત્રણ વાર ફેરવવામાં આવેલ હશે તે સ્થાનમાં અન્ય કોઇ અગ્નિ પ્રકટી શકશે નહિ.

છછુંદર (ચુચુન્દરી), ખંજરીટ અને ખારકીટ—એ (ત્રણ પ્રાણીઓ )-ના ભૂકામાં થોડાનું મૂત્ર ભેળવીને તૈયાર કરાતું મિશ્રણ જો ( માણસને પગે બંધાયલ લોઢાની) બેડી ( નિગળ )ને ચોપડવામાં આવશે, તો તે ( બેડી ) ભાંગી (પણ) પડશે.

કુલિન્દ, દર્દુર અને ખારકીટના વસાનો લેપ જો અયસ્કાન્ત કે અન્ય કોઈ પાષાણને કરવામાં આવશે, તો તે અયસ્કાન્ત કે પાષાણના કટકા થઇ જવાના.

નારક (નાર), ગર્દભ, કંક (પક્ષી) અને ભાસ (પક્ષી)—એમની પાંસળીના ભૂકામાં કમળ (ઉત્પલ)નો રસ ભેળવીને જે લેપ તૈયાર કરાય તે લેપ (પ્રવાસ કરતા) બેપગાં તથા ચોપગાં (પ્રાણીઓ)ના પગે લગાડી શકાય

ઘુવડ અને ગીધની ચરબી જે ઉપર ચોપડેલી હોય અને જેમને વડના પાનડાંથી આચ્છાદિત કરી દીધેલ હોય એવા, ઊંટના ચામડાના જોડા પહેરીને જે કોઇ મનુષ્ય પ્રવાસે નીસરશે તે થાકયા વિના, પચાશ યોજન જેટલી મુસાફરી (પગે) ચાલીને કરી શકશે પણ ખરો.

( તથાપિ એ જોડાને ) જો શ્યેન, કંક, કાક, ગીધ, હંસ, ક્રૌંચ અને વિચિરલ્લ–એ સર્વ પ્રાણીઓની મજ્જા કે એમનું રેતસ્ ચોપડવામાં આવશે, તો (એવા જોડા પહેરનારો મુસાફર (લેશ પણ શ્રમિત થયા વિના) એક સો યોજન હિંડી શકશે પણ ખરો.

ગાભણી ઊંટડીને અગ્નિમાં નાખ્યાથી નીકળતા મેદમાં સપ્તપર્ણ ( વનસ્પતિ ) મેળવીને કે સ્મશાનભૂમિમાં બળતાં બાળકોમાંથી મેળવાતો મેદ એકઠો કરીને તે જો (જોડા ઉપર) ચોપડાશે, તો સો યોજનનો પ્રવાસ (પણ) સહેલો થઇ પડશે.

આ અને આવા બીજા અનિષ્ટ અને અદ્‌ભુત ઉત્પાતો કરીકરીને શત્રુને ઉદ્વેગયુક્ત કરી રાખવો. કોપને સામાન્યતઃ જો કે ભયોત્પાદક ગણવામાં આવે છે, તથાપિ શાંતિનો નિર્વાહ કરી રખાવવામાં આવા (અદ્‌ભુત) પ્રયોગો ઓછા કાર્યસાધક નથી થતા.

(આ પ્રમાણે કૌટિલીય અર્થશાસ્ત્રમાંના, "ગુપ્ત ઉપાયો વિષયક (ઔપનિષદિક)" ચૌદમા અધિકરણમાંનું, 'અદ્‌ભુત અને માયાવી કરામતો'–એ નામકબીજું પ્રકરણ પૂરું થાય છે. )

---

# પ્રકરણ ૩.

—:o:—

## ઔષધો અને મંત્રોનો ઉપયોગ.

બિલાડું, ઊંટ, વરૂ, વરાહ, શાહુડી, વાગુલી, નજૂ, કાગડો અને ઘુવડ-એ બધા પ્રાણીઓની કે એ પૈકી એકની કે બેની કે ત્રણની, અગર તો એવા બીજાં નિશાચર પ્રાણીઓની જમણી અને ડાબી આંખોમાંથી ડોળા કાઢી લેવા, અને તેમને વાટીને તેમાથી બે પ્રકારનું (જમણા તથા ડાબા ડોળાનું જુદું જુદું) ચૂર્ણ બનાવવું. એ પ્રમાણે બનાવાયલ, ડાબા ડોળાના ચૂર્ણને પોતાની જમણી આંખમાં અને જમણા ડોળાના ચૂર્ણને પોતાની ડાબી આંખમા જે કોઇ મનુષ્ય આંજશે તે મનુષ્ય, રાત્રિનો અંધકાર ગમે તેટલો હશે તો પણ તેમા, ગમે તે વસ્તુને સ્પષ્ટ રીતે દેખી શકશે (પણ ખરો.).

વરાહની આખનો ડોળો તથા ખદ્યોત કે કાગડો કે મેનાઃ એ ત્રણ પૈકી એકની આખનો ડોળો—એ બેનું ચૂર્ણ કરીને જે કોઇ પોતાની આંખમા આંજશે તે રાત્રિએ અધારામા બધી વસ્તુઓને દેખી શકશે.

ત્રણ રાત્રિઓ પર્યન્ત ઉપવાસ કર્યા પછી, પુષ્યનક્ષત્ર હોય તે વખતે હરકોઈ મનુષ્યે. જે કોઇ પુરૂષ શસ્ત્રહત થઇને કે શૂલિએ ચઢાવ્યાથી મરી ગયો હોય તે પુરૂષની ખોપરી મેળવી લેવી અને તેમાં માટી ભરીને યવના દાણા નાખવા, અને તે પછી તે વિષે ઘેટા તથા બકરાંનું દૂધ સિંચવું. (પછી એ યવ જ્યારે ફૂટે ત્યારે) તેના અંકુરોની એક માળા બનાવીને જે કોઈ તે પહેરશે તે અદૃષ્ટ રીતે (નષ્ટચ્છાયારૂપ) હરીફરી શકશે પણ ખરો.

ત્રણ દિવસ ઉપવાસ કરીને જે કોઇ મનુષ્ય, પુષ્યનક્ષત્ર હોય તે સમયે, કોઇ એક કૂતરાની, મીંદડીની, ઘુવડની અને વાગુલીની જમણી તથા ડાબી આંખો ખીંચી કાઢશે અને તે પછી તેવી (જમણી તથા ડાબી) આંખોનું (જુદું જુદું) ચૂર્ણ બનાવીને, પૂર્વોક્ત પદ્ધતિએ પોતાની

